સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહલાદજી સેવકરામના પત્ની
સ્મા. ગ્રંથમાળા નં. ૩.

વિન્સેન્ટ સ્મીથ રચિત

# હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ

## —પૂર્વાર્ધ—

ભાષાન્તર કર્તા,
છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી. એમ એ.
નિરાશ્રમ, ભરૂચ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. બી એ.,
આસિ. સેક્રેટરી-અમદાવાદ.

કિંમત એક રૂપીઓ

સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામના
પત્ની સ્મા. ગ્રંથમાળા ક્ર. ૩

# ઉપોદ્ઘાત.

---

સ્વ. પ્રહ્લાદજી સેવકરામના પુત્ર ઇંદુપ્રસાદ વતી તેમના બહેન મણીલક્ષ્મીએ રૂ ૫૦૦૦) ની રકમ સોસાઇટીને એવી શરતે સોંપી છે કે તેના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી પુસ્તક દર વર્ષે અથવા તેથી ઘટતા ઓછા અંતરે સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને તે પુસ્તકમાં "સૌ દીવાળીબાઇ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામના પત્ની સ્મારક ગ્રંથમાળા" એ નામ લખવું તે પ્રમાણે મજકુર રકમમાંથી આજદિન સુધીમાં નીચેના પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે

| નં. | નામ. | કિંમત. |
|---|---|---|
| ૧ | ગ્રીક સાહિત્યના કરુણરસ પ્રધાન નાટકોની કથાઓ | ૦-૧૦-૦ |
| ૨ | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦-૧૨-૦ |
| ૩ | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ-પૂર્વાર્ધ. | ૧-૦-૦ |

---

# પ્રસ્તાવના



હિન્દુસ્તાનના પ્રાચીન ઇતિહાસ–પૂર્વાર્ધનું લખાણ પ્રેસમાં મોકલી આપ્યા પછી થોડાક સમયમાં ભાષાન્તરકર્તાની નવા ઓર્ડિનન્સની રૂઇએ ધરપકડ થઈ હતી: અને ટુંક મુદતમાં તે પુસ્તક પૂરૂં છપાવી દેવાનું હોવાથી તેના પ્રુફવાચનમા ઉતાવળના કારણે કેટલાક દોષ અને અશુદ્ધિ રહેવા પામી છે, તેનું શુદ્ધિપત્રક ઉત્તરાર્ધમાં લેખક પાસે તૈયાર કરાવી દાખલ કરવામાં આવશે.

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી,
ગુ. વ. સોસાઇટી.

અમદાવાદ.
તા. ૧૦–૯–૧૯૩૨





# અનુક્રમણિકા



# હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ

## પ્રકરણ ૧

### પરિચય

હિંદુ સમયાંતર પર કૉવેલ તથા એલ્ફિન્સ્ટન

૧૮૩૯ મા લખતા નામાંકિત એલ્ફિન્સ્ટન ટીકા કરે છે કે 'અલેક્ઝાંડરની ચઢાઇની પહેલાના કોઇ પણ જાહેર બનાવનો સમય ચોક્કસપણે નક્કી કરી શકાય એમ નથી અને મુસલમાનોની જીત પહેલાની રાષ્ટ્રીય ઘટનાઓનો સળંગ અહેવાલ આપવાનો યત્ન થઇ શકે એમ નથી.' સત્તાવીશ વર્ષ પછી આ સૂત્ર પર ટીકા કરતા પ્રોફેસર કૉવેલ આખા હિંદુ સમયાંતર દરમિયાન તે સૂત્ર લક્ષમા રાખવાની પોતાના વાચકોને વિનતિ કરે છે, અને એ સાવચેતીની સૂચનાના કારણ તરીકે કહે છે કે 'જે જે સમયે હિંદુઓ બીજી પ્રજાઓના સંસર્ગમા આવ્યા તે જ સમયની વિગતોનો આપણે ચોક્કસ રીતે નિર્ણય કરી શકીએ છીએ.'

કોઈ પણ છુટછાટ મુકયા વગર માત્ર શબ્દાર્થને વળગી રહેવામા આવે તો એલ્ફિન્સ્ટનની ટીકાનો પહેલો ભાગ હાલ પણ લાગુ પડે એમ છે, કારણ કે અલેક્ઝાંડરની ચઢાઈ પહેલાના હિંદના ઇતિહાસમાના કોઇ પણ બનાવની સાલ તદ્દન ચોકસાઈથી નક્કી કરી શકાય એમ નથી, તોપણ હાલની શોધખોળોએ એ ટીકાનું બળ

ઘણું ઘટાડી દીધું છે, અને અલેક્ઝાંડર પહેલાંના હિંદના ઇતિહાસમાંના ઘણા બનાવોની સાલ સામાન્ય રીતે જોઇએ તેટલી ચોક્કસાઇથી નક્કી કરવા ઇતિહાસના અભ્યાસીઓને શક્તિમાન કર્યો છે.

**આધુનિક શોધનાં પરિણામો**

'મુસલમાનોની જીત પહેલાના સમયની સળંગ કથા આપી શકાય એમ નથી' એ કથનને હાલની માહીતિના પ્રકાશમાં તપાસવામાં આવે છે, ત્યારે છેલ્લાં સીતેર વર્ષમાં હિંદના લુપ્ત થયેલા ઇતિહાસને પાછો મેળવવાની બાબતમાં થયેલી મહાન પ્રગતિ સ્પષ્ટ જણાઇ આવે છે. વિવિધ ક્ષેત્રોમાં કામ કરતા અભ્યાસીઓના વૃંદે કરેલી શોધોને પરિણામે હિંદના પ્રાચીન ઇતિહાસની પુનર્ઘટના માટે જરૂરના સામગ્રીનો અણધાર્યો ખજાનો રજુ થયો છે, એટલુંજ નહિ પણ એકત્ર થયેલા તથા હમેશાં વધ્યે જતા માહિતીના ભંડારને વ્યવસ્થિત રીતે ગોઠવવા માટે જરૂરના પ્રાથમિક તથા ખાસ અભ્યાસો પણ જોઇએ તેટલી હદ સુધી કરવામાં આવ્યા છે. પુરાતત્ત્વના અભ્યાસોના પરિણામોને સળંગ કથનના રૂપમાં રજુ કરવાનું વ્યવહારૂ રીતે બનવું શક્ય છે એમ હવે જણાય છે. એ સળંગ કથન સાધારણ કેળવાયેલા વાચક માટે એલ્ફિન્સ્ટનના મુસલમાન સમયાંતરની ઘટનાઓના કથન કરતાં ઓછું સમજાય એવું થાય એમ નથી.

**રાજકીય ઇતિહાસ**

અરાડ સૈકા સુધીના હિંદના રાજકીય ઇતિહાસની મુખ્ય મુખ્ય ઘટનાઓની એવી સળંગ કથા આપવાનો પહેલો પ્રયત્ન આ પુસ્તકની પહેલી આવૃત્તિમાં કરવામાં આવ્યો હતો. તેના હાલના વિસ્તૃત રૂપમાં પણ તે કથામાં હેતુપૂર્વક મોટે ભાગે રાજકીય ઉથલપાથલોના જ અહેવાલોનો સમાવેશ કરવામાં આવ્યો છે. હિંદનાં ધર્મવાઙમય તથા કળાનો ઇતિહાસ બરાબર આપી શકાય તે પહેલાં વિવિધ રાજવંશોની વંશાવળીઓનું સંગીન ખોખું રચવાની

જરૂર છે આ પુસ્તકમા હિંદના ધર્મ, વાઙ્મય તથા કળાના પ્રશ્નોની અછરતી ચર્ચા કરવામા આવી છે તોપણ એ ઉલ્લેખોથી વાચનારની ખાત્રી થશે કે એ બધા પ્રશ્નોના ઉકેલનો આધાર જુદા જુદા રાજવંશોની ઘટનાઓને ચોક્કસ સાલવારી ક્રમમા રજુ કરવા ઉપરજ અવલંબી રહેલો છે.

**પૂર્વ અને પશ્ચિમ**

હાલની યુરોપિયન શિષ્ટતાનો પાયો ગ્રીસ તથા રોમની શિષ્ટતા હોવાથી યુરોપીય અભ્યાસીઓનુ લક્ષ્ય મુખ્યત્વે તે જ શિષ્ટતા રહે છે એટલે જર્મન તત્ત્વવેત્તા હેગલની માન્યતા સાથે એકમત થઇ તેઓ એમ માનતા થાય છે કે "ચીન, હિંદ તથા ઇજિપ્તના પુરાતત્ત્વોમા કુતૂહલ વૃત્તિને પોષનારા તત્ત્વો શિવાય વધારે કાઇ નથી " હેગલના વખતમા એ માન્યતા ભલે પાયાદાર મનાતી હોય, પણ હાલમા તો એ માન્યતાને ભાગ્યે જ કોઈની સમતિ મળે એમ છે પૂર્વના અભ્યાસીઓની શોધોને પરિણામે, છેલ્લા સો વર્ષમા પ્રાચીન પૂર્વ તથા અર્વાચીન પશ્ચિમ દેશો વચ્ચે ઘણા સપર્કના બિંદુઓ સિદ્ધ થયા છે યુરોપીય સસ્થાઓના મૂળાધાર રૂપ બેબીલોનીઆ તથા ઇજીપ્તની શિષ્ટતાની બાબતમા તદ્દન અણજાણ રહેવુ કોઈપણ ગ્રીક શિષ્ટતાના અભ્યાસીને પાલવે એમ નથી ચીનને પણ યુરોપના સમર્ગમા આણવામા આવેલુ છે, અને પશ્ચિમના ભાષા, વાઙ્મય, કલા તથા દર્શનો અસખ્ય માકોળોથી હિંદની સાથે સંકળાયેલા પુરવાર થયા છે પ્રાચીન હિંદના મોટામા મોટા સમ્રાટોના નામ પણ હાલમા સામાન્ય વાચકોને અપરિચિત છે અને ખાસ અભ્યાસીઓ શિવાય બીજાના ચિત્તમા ભાગ્યેજ કાઇ લાગણી જાગૃત કરે છે, તોપણ પ્રાચીન હિંદના ઇતિહાસની નિશ્ચિત કરેલી બાબતોની વ્યવસ્થિત રજુઆત પૂર્વના ખાસ અભ્યાસીઓના સમૂહ કરતા વધારે મોટા સમૂહને રસપ્રદ નીવડશે એવી આશા રાખવી ગેરવ્યાજબી ગણાશે નહિ. જેમ જેમ એ વિષય વાચનાર આલમને

વધારે પરિચિત થશે તેમ તેમ ઇતિહાસના વધારે પરિચિત વિભાગો કરતાં આ વિભાગ ઓછા ધ્યાનને યોગ્ય નહિ જણાય. એક અર્વાચીન હિંદી લેખક વ્યાજબી ટીકા કરે છે કે 'દુનીઆની નજરમાં હિંદ આજે હલકું પડે છે તે હિંદના ઇતિહાસના વીર પુરુષોના પરાક્રમોના અભાવે કે તેવા પરાક્રમોનાં નોંધાયાગાને લીધે નહિ, પણ દુનીઆનાં તે વીર પુરુષોના પરાક્રમોના અજ્ઞાનને લઈને છે.' હિંદના પ્રાચીન સમયના માણસોએ સ્મરણમાં રાખવા લાયક કૃત્યો કર્યાં છે, અને આટલા બધા સૈકા ભુલાવામાં પડી રહ્યાં છે. ત્યાંથી તેનો ઉદ્ધાર થવો યોગ્ય છે એ બીના સિદ્ધ કરવામાં નીચેનાં પાનાં ઉપયોગી થઈ પડશે

**મહાન અલેગ્ઝાંડર** મહાન અલેગ્ઝાડરની હિંદ પરની ચડાઇ વિગેરેનો આ પુસ્તકનો વિભાગ, પ્રાચીન શિષ્ટતાના સાધારણ અભ્યાસક્રમના પરિચયવાળા વાચકોને ખાસ રોચક હોવાનો યોગ્ય રીતે દાવો કરી શકે એમ છે પરિણામે એ વિષય ખૂબ વિગતવાર ચર્ચવામાં આવ્યો છે. અલેગ્ઝાંડરની એ હેરતભરી યુદ્ધયાત્રાના અંગ્રેજી ભાષામાં પ્રકટ થયેલા અહેવાલોમાં થર્લવૉલનો અહેવાલ ઉંચામાં ઉંચા સ્થાનને યોગ્ય છે, પરંતુ એ બધા અહેવાલોમાં એ અલેગ્ઝાંડરની હિંદ પરની ચઢાઈની વાતને હિંદના ઇતિહાસના પ્રસંગરૂપે ન વર્ણવતાં ગ્રીસના ઇતિહાસના પરિશિષ્ટરૂપે વર્ણવવામાં આવી છે અને પરિણામે હાલના ભુગોળશાસ્ત્રીઓ તથા પુરાતત્ત્વજ્ઞોની મહેનતના પરિણામે મળેલી માહિતીનો પુરો ઉપયોગ કરવામાં આવ્યો નથી. આ પુસ્તકમાં એ યુદ્ધ યાત્રાને હિંદના ઇતિહાસના એક યાદગાર પ્રસંગ તરીકે ચર્ચવામાં આવી છે, અને હાલની શોધખોળોને પરિણામે પ્રાપ્ત થતાં માહિતીના કિરણોને એકત્ર કરી તે બધાને પ્રાચીન લેખકોની કથા પર કેંદ્રિત કરવાનો યત્ન કરવામાં આવ્યો છે.

બની શકે એમ હોય ત્યાંસુધી પ્રાચીન હિંદના ઇતિહાસને

**લેખકનો હેતુ**

એક સળંગ વાર્તાના રૂપમાં આપવાનો છે. કોઈપણ રીતે સિદ્ધ થયેલી બાબતોને નિષ્પક્ષપાત રીતે રજુ કરવાનો અને ઇતિહાસના પ્રશ્નોને ન્યાયાધીશની માનસિક સ્થિતિથી ચર્ચવાનો આ લેખકનો હેતુ છે. ગઈના નીચેના શબ્દોમાં વર્ણવાયેલા આદર્શનો અમલ કરવાનો યત્ન કર્યો છે. તે યત્ન પૂરેપૂરો સફળ થયો હોય કે ન થયો હોય તે જુદી વાત છે. આ રહ્યો તે આદર્શ —

'ખોટામાંથી ખરું, અનિશ્ચિતમાંથી નિશ્ચિત તથા ન સ્વીકારી શકાય એવી બાબતોમાંથી શંકાસ્પદ બાબતો તારવી કાઢવાની ઇતિહાસકારની ફરજ છે. બીજી બધી બાબતો કરતાં દરેક અન્વેષકે પોતાને ન્યાયાધીશની મદદ માટે બોલાવેલા નિષ્પક્ષ પંચની જગામાં બેઠેલો સમજવાની જરૂર છે. મુકદ્દમાની રજુઆત કેટલે અંશે પૂર્ણ છે તથા આપેલી સાહેદીથી કેટલે અંશે સ્પષ્ટ પુરવાર થાય છે તે જ માત્ર તેને વિચારવાનું છે. પછી તે પોતાનો નિર્ણય આપે છે, અને પોતાનો મત આપે છે. પછી તે મત પંચના સરપંચના મતને મળતો થતો હોય કે નહિ તે તેને જોવાનું ન હોય.'

આ સિદ્ધાંતો લાગુ પાડતાં પ્રણાલી-કથાઓના સમૂહથી માત્ર દંતકથાઓને જુદી પાડી તેનો તેમજ હિંદના પ્રાચીન સમયના મહાન પુરુષોના નામની આસપાસ ઊભી થયેલી અનેક આકર્ષક લોકકથાના ઝુમખાઓનો ઇતિહાસ લેખનમાં અસ્વીકાર કરવાની જરૂર પડે છે.

**પ્રણાલી કથાઓની કિંમત**

કોઈ પણ પ્રજાના અતિ પ્રાચીન સમયના ઇતિહાસ લેખકે, તેના સાહિત્યમાં સમાયેલી પ્રણાલીકથાઓ પર સારી પેઠે આધાર ગણી નહોતો માનવો જોઈએ. જે સમયાતરેની દૃષ્ટિનો બીજી સમકાલીન સાહેદીઓથી પુરવાર થતી હોય, તેના કરતાં પ્રણાલી-પ્રાપ્ત સાહિત્યોને આધારે કરેલી શોધખોળોના પરિણામો ચોકસાઈની બાબતમાં ઉતરતા છે તે તેણે કબુલ

કરવું જોઇએ. હિંદમાં તો થોડા અપવાદો શિવાય અલેગ્ઝાન્ડરના સમય પહેલાં કોઇપણ જાતની સમકાલીન સાહેદી મળી શકે એમ નથી. પણ 'અમુક બનાવો બની ગયા પછી ઘણે લાંબે ગાળે લખાયેલાં પુસ્તકોના કાળજીભર્યાં પરીક્ષણને પરિણામે તેવાં પુસ્તકોમાંથી આપણને જે સાહેદી મળી શકે છે તે ઇ. સ. પૂર્વના ૬ ઠા કે ૭ મા સૈકાથી પ્રણાલીપ્રાપ્ત હોઇ તે ઉપરથી તે બનાવ ખરેખર બન્યાનો સંભવ બહુ મોટા પ્રમાણમાં છે એમ માનવા હરકત નથી.

**ચર્ચાની જરૂર**

અતિ પ્રાચીન પછીના સમયાંતરો પૈકી જ્યાં સમકાલીન સાહેદી મળતી હોય છે, ત્યાંપણ તે ચર્ચા શિવાય સ્વીકારી શકાય એમ હોતું નથી. દરબારીઓની ખુશામત, રાજાઓનાં મિથ્યાભિમાન વગેરે અનેક વાદળ ખરા સત્યને ઢાંકી દે છે. માટે તે વાત સ્વીકારી ગણત્રી કરવી જોઇએ. વળી પરલક્ષી બાબતો માટે અતિશય આદર ધરાવતા ઇતિહાસકારને માટે પણ પોતાના વ્યક્તિત્વને તદ્દન અલગ રાખવાનું શક્ય નથી થતું. દરેક જાતની સાહેદી–તદ્દન સીધી અને પ્રત્યક્ષ સાહેદી પણ જયારે કથાના રૂપમાં રજુ કરવામાં આવે છે, ત્યારે તે વાંચનારને તો લેખકના મનરૂપી આરસીપરના પ્રતિબિંબ રૂપે પહોંચે છે અને તેવે પ્રસંગે તેમાં અજાણ્યે વિકૃતિ થવાનો સંભવ રહે છે. નીચેનાં પૃષ્ટોમાં લેખકે સ્વલક્ષી તત્ત્વને બને તેટલું અલગ રાખવાનો યત્ન કર્યો છે. તેણે કોઇ પણ બાબતનું કથન પ્રમાણ આપ્યા વગર કર્યું નથી; અને આપેલી દરેક બાબત માટે પ્રમાણ આપેલા છે.

પણ 'પ્રમાણ' શબ્દને તેના બીજા અર્થમાં સ્વીકારવાની ફરજ તેણે માની નથી અને તેણે આપેલી કથા, પ્રમાણોને આધારે જે રૂપ ધારણ કરે છે તે પ્રતિષ્ઠિત લેખકોનાં જાણીતાં પુસ્તકોમાં આપેલા વિચારોથી જુદું પડે છે. હિંદનો ઇતિહાસ હદ કરતાં વધારે પ્રમાણમાં સાંભળ્યું તેટલું માન્યું તથા કલ્પનાના આધાર પર રચાયેલી

કથાઓનો વિષય બનેલો છે અને તેમા આપેલી ઘટનાઓના ખરા ખોટાપણાની સાબિતીઓ તથા તે સાબિતીઓની સપ્રમાણતાની પુરી તપાસણી કરવામા આવી નથી. આને પરિણામે ગટીના શબ્દોમા સરપચના મતપર સપૂર્ણ ભરોસો ભાગ્યે જ મકી શકાય એમ છે

આ પુસ્તકનો હેતુ હિન્દનો પ્રાચીન ઇતિહાસ આપવાનો છે.

**હિંદની એકતા**

તોપણ તે મથાળુ કેટલીક મર્યાદાઓ સાથે સમજવાની જરૂર છે મમુદ્રો અને પર્વતોથી વિટળાયેલુ હિંદ, ભૌગોલિક એકમ છે એ વિવાદ વગરની વાત છે અને તેથી એ આખા દેશને એક જ નામ આપવામા આવ્યુ છે તે તદ્દન વ્યાજબીજ છે તેમા પ્રવર્તતા શિષ્ટતાના પ્રકારના ઘણા લક્ષણ એને દુનીઆના બીજા પ્રદેશોથી જૂદો પાડે છે, અને તે લક્ષણોયે ખડ જેવડા એ મોટા દેશમા એટલા સર્વસામાન્ય છે કે મનુષ્યજાતિના સામાજિક, ધાર્મિક તથા બુદ્ધિની અભિવૃદ્ધિના ઇતિહાસમા તેને એક એકમ તરીકે સ્થાન આપવા માટે પૂરતા છે

પરતુ કોઈપણ જાતના વિરોધ વગર આખા દેશ પર હકુમત ચલાવતી એક સાર્વભૌમ સત્તા નીચે હિંદની સપૂર્ણ રાજકીય એકતા એ તો માત્ર ગઈ કાલની વાત છે, અને તેનું વય ભાગ્યે જ એક સૈકા જેટલુ હશે. પ્રાચીન સમયમા હિંદના ઘણા નામાંકિત રાજ્યકર્તાઓએ આખા હિંદ પર સાર્વભૌમ સત્તા જમાવવાનો આદર્શ રાખેલો અને ઓછા કે વધારે અશમા તેમણે એ આદર્શને વ્યવહારમા પણ આણેલો, તોપણ તેમાનો કોઇયે એ આદર્શને સપૂર્ણપણે સફળ કરી શકેલો નહિ એ આદર્શને પહોચવાની નિષ્ફળતાને પરિણામે હિંદના ઇતિહાસમા તુટ પડે છે અને તેથી તેના ઇતિહાસકારનુ કામ પણ અઘરૂં થઇ પડે છે

ગ્રીસના ઇતિહાસકારને એ મુશ્કેલી એથી વધારે જોરથી નડે છે પણ તે દેશના પ્રસગમા એકતા પ્રાપ્ત થનાની સાથે જ તેના

ઇતિહાસની રસિકતા જતી રહે છે. હિ-ની બાબતમાં આથી ઉલટી વાત ખરી છે અને દેશમાં એકતા આવે છે તેના શીખ પ્રમાણમાં વાચકને વધરે રસ પડે છે. કારણ કે રાજકીય એકતારૂપી સૂત્રમાં ગુંથાયા વગરની હિંદના ઇતિહાસની વિગતો અસહ્ય કંટાળો આપનારી થઈ પડે છે.

**અગ્રેસર રાજવંશો**

હિંદના રાજકીય ઇતિહાસને વાંચવાયોગ્ય બનાવવો હોય તો તેમાં હિંદના અગ્રેસર રાજવંશોની વાતો તો જરૂર આવવી જોઇએ; અને નાનાં નાનાં રાજ્યોની વાતોને તેમાં સ્થાન આપવુંજ નહિ અને આપવું તો બહુજ ગૌણ. શિષ્ટ સાહિત્યમા સ્થાન પામતા પોતાના પુસ્તકમા એલ્ફિન્સ્ટન આ જ સિદ્ધાંતને અનુસર્યો છે અને તેણે તેમાં માત્ર દિલ્હીના સુલતાનો તથા તેમના પછી સત્તાધીશ થએલા મોગલોની રાજકીય ઘટનાઓ જ આપેલી છે આ પુસ્તકમાં પણ એ જ સિદ્ધાત લાગુ પાડવામા આવેલો છે અને વખતોવખત જે અગ્રેસર રાજવંશોએ સાર્વભૌમ સત્તા પ્રાપ્ત કરી હોય અથવા પ્રાપ્ત કરવાનો આદર્શ રાખ્યો હોય તેની પર જ તમામ લક્ષ રાખવામા આવ્યું છે.

આ ઇતિહાસમાં આવેલી અનેક શતકોની લાંબી વેણીમાં બે વાર આખા હિંદમાં રાજકીય એકતા લગભગ સંપૂર્ણ અંશે પ્રાપ્ત કરવામા આવી હતી. એક વાર ઈ. સ. પૂર્વના ત્રીજા સૈકામાં અશોકનું સામ્રાજ્ય મદ્રાસના અક્ષાંશ સુધી વીસ્તર્યું હતું ત્યારે; અને બીજી વાર ઈ. સ. ના ચોથા સૈકામા સમુદ્રગુપ્તના વિજય પતાકા તામીલની સરહદ સુધી પહોચી ત્યારે. બીજા પણ કેટલાક રાજાઓ થયા છે, જેમની છતો આટલા મોટા વિસ્તારવાળી નથી; તો પણ સાર્વભૌમ સત્તા હોવાનો સારી રીતે દાવો કરી શકે એવા રાજ્યો સ્થાપવામાં તેમ જ કેટલોક સમય ટકાવી રાખવામા તેઓ સફળ થયેલા છે. હવે આવતી કથા મુખ્યત્વે આવા રાજાઓના ઇતિહાસ

જોડે સબંધ ધરાવે છે બીજા નાના રાજ્યોની બાબતો પર બિલકુલ લક્ષ આપવામાં આવ્યું નથી અથવા તો તેનો બહુ જ અછડતો ઇશારો કરવામાં આવેલો છે

**ઉત્તરની મરમાઈ**

પ્રાચીન સમયમાં જ્યારે પણ હિંદમાં સાર્વભૌમ સત્તા સ્થાપિત થઈ આવેલી છે ત્યારે તેની ગાદી હમેશાં દક્ષિણથી ઉત્તર હિંદને જૂદુ પાડનાર જંગલોથી છવાયેલી ટેકરીઓના અંતરાયની ઉત્તરે આવેલા ગંગાના મેદાન પ્રદેશમાં જ રહેલી છે એ અંતરાય તે વિસ્તૃત અર્થમાં વિંધ્યાની હારથી સમજાય તે જ ભાગ, અથવા તો વધારે સ્પષ્ટ રીતે કહીએ તો વિંધ્યા તથા સાતપુડાની પર્વતમાળા વચ્ચે વહી ખંભાતના અખાતમાં મળનાર નર્મદાને એ અંતરાય તરીકે વર્ણવી શકાય

**દક્ષિણનો પ્રાચીન ઇતિહાસ**

ડૉ. ફ્લીટ, પ્રો. કીલહોર્ન તથા બીજા ઘણા ધીરજથી કામ કરતા વિદ્વાનોની શોધોથી ઉત્તરે નર્મદા તથા દક્ષિણે કૃષ્ણા તથા તુંગભદ્રા નદીની વચ્ચે આવેલા રાજ્યોના ઈ. સ. ના છઠ્ઠા સૈકા પછીના ઇતિહાસના ઘણા ભાગની રૂપરેખા રજુ થઇ શકી છે તે ઇતિહાસની વિગતો મુખ્યત્વે સ્થાનિક બાબતોની હોવાથી બહારની દુનીઆના સતત સહવાસમાં આવતા ઉત્તરના રાજ્યોના ઇતિહાસ જેટલું એ બહારની દુનીઆનું ધ્યાન ખેંચી શકતી નથી

**છેક દક્ષિણે આવેલા ભાગોનું અલગપણું**

પ્રતિસ્પર્ધી આર્યોના કરતા શિષ્ટતામાં લગીરે નહિ ઉતરતી દ્રાવિડી પ્રજાઓએ વસાવેલા અને હિંદના છેક દક્ષિણ ભાગમાં આવેલા રાજ્યો આબાદ અને ધનાઢ્ય હોવા છતાં, ઉત્તર હિંદ તેમજ બીજી સુધરેલી દુનીઆથી એટલા તો અળગ રહી ગયા હતા કે તેમની ઘટનાઓ બીજી

પ્રજાઓથી છુપી રહી હતી. સ્થાનિક ઇતિહાસલેખકોને અભાવે ઈ. સ. નાં ૮૦૦ વર્ષ પહેલાંનો તેમનો ઇતિહાસ તો સમુળગો છે જ નહિ. અસાધારણ સાહસવાળો કોઇ ઉત્તરનો સમ્રાટ ઉત્તર તથા દક્ષિણ-હિંદ વચ્ચેના ઘાડા જંગલના અંતરાયને ભેદીને અથવા વટાવીને દક્ષિણ હિંદના રાજાઓને વિંટળાઈ રહેલા છુપાપણાના બુરખાને ક્ષણભર ઉચકતો તે જુજ પ્રસંગ શિવાય ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ઇ. સ. ૮૦૦ સુધી લંબાતા લાંબા ગાળામાં છેક દક્ષિણમાં બનતી રાજકીય ઘટનાઓ બાબત બહુ જ થોડું જાણવામાં આવ્યું છે. એલ્ફિન્સ્ટનના શબ્દોમાં કહીએ તો 'દક્ષિણ હિંદની ઘણા પ્રાચીન સમયની 'રાષ્ટ્રીય ઘટનાઓની સળંગ કથા,' લખી શકાય એમ નથી, અને તેથી નાઇલાજે હિંદનો પ્રાચીન ઇતિહાસ મુખ્યત્વે ઉત્તર હિંદ જોડે સંબંધ ધરાવે છે.

**અનાર્ય તત્વ**

દક્ષિણ હિંદના તામિલ રાજ્યોના ઇ. સ. ૮૦૦ પહેલાંના રાજકીય ઇતિહાસની ચોક્કસ સાલવારી વાળી વાર્તા હાલમાં લખી શકાય એમ નથી. અને સંભવ છે કે કોઇપણ વખતે એ વાર્તા લખી નહિ શકાય. એ બીના આ પુસ્તકની પહેલી આવૃત્તિ વખતે હતી તેટલીજ ખરી હાલ પણ છે; તોપણ મારા એ કથનનો એવો અર્થ કરવાનો નથી કે દક્ષિણ હિંદનો પ્રાચીન ઇતિહાસ તદ્દન અપ્રાપ્ય છે અથવા તો તેમાં રસ પડે એવું કાંઈ છે જ નહિ. એથી ઉલટું હું તો એમ માનું છું કે આપણે ચોક્કસ સાલવારી વગર ચલાવી લઇ સંતોષ માનીએ તો દ્રાવિડી સંસ્થાઓના ઇતિહાસની પુનર્ઘટના માટેનાં સાધનો ઘણા મોટા પ્રમાણમાં મોજુદ છે. દ્રાવિડી ભાષા, સાહિત્ય અને રિવાજોની બાબતોમાં નિષ્ણાત વિદ્વાનોને હાથે લખાયેલો એ પ્રકારનો ઇતિહાસ સમગ્ર હિંદના ઇતિહાસકારને ઘણો ઉપયોગી થઇ પડશે અને હિંદી શિષ્ટતાની અભિવૃદ્ધિના અભ્યાસીને તેનો વિષય યથાયોગ્યદર્શનમાં જોવા શક્તિવાન બનાવશે.

ઉત્તર હિંદ, સંસ્કૃત પુસ્તકો તથા હિંદી-આર્ય વિચારો પર જોઇએ તે કરતાં ઘણા વધારે સમય સુધી ધ્યાન આપવામાં આવ્યું છે અનાર્યતત્ત્વો પર યોગ્ય લક્ષ આપવાનો સમય હવે આવી લાગ્યો છે

આ પુસ્તકને તો વિચારપૂર્વક હિંદના રાજકીય ઇતિહાસની રજુઆતની મર્યાદામાંજ રૂંધી રાખેલું હોવાથી, ઉપર સૂચવેલો શોધનો માર્ગ હું તો અનુસરી શકું એમ નથી પણ અકાળે મરણ પામેલા એક વિખ્યાત હિંદી વિદ્વાને કરેલી કેટલીક ટીકાનું ઉદ્ધરણ આપ્યા વગર મારાથી રહેવાતું નથી એ ટીકા મને બહુ ગંભીર વિચારને પાત્ર જણાય છે આ રહી તે ટીકા—

'હિંદુ શિષ્ટતાના મૂળાધારને, સંસ્કૃત ભાષાના અભ્યાસ તેમજ ઉત્તર હિંદમાંના એ ભાષાના ઇતિહાસ દ્વારા શોધવાનો યત્ન એ પ્રશ્નના ખગ-બગા ખગોળ તથા અત્યંત ગુંચવાડા

**ખરું હિંદ દક્ષિણમાં**

ભરેલા બિંદુએ શરૂ કરવા બરાબર છે વિંધ્યાચળની દક્ષિણે આવેલો, હિંદી દ્વીપકલ્પ એજ હજુ પણ ખરું હિંદ છે અહીં પ્રજાનો મોટો ભાગ સ્પષ્ટ રીતે આર્યો આવતા પહેલાના મુખ લક્ષણો, ભાષાઓ તથા સામાજિક સંસ્થાઓ ચાલુ રાખી રહ્યો છે. અહીં પણ આર્ય સંસ્કારો એટલી બધી હદે પડી ચુક્યા છે કે પરદેશી વાણાથી દેશી તાણાને જુદો પાડવાનું કામ ઇતિહાસકાર માટે ઘણું મુશ્કેલ બન્યું છે પણ આવી રીતે તાણા વાણાને સફળ રીતે જુદા પાડવાનો સંભવ હિંદમાં કોઈ પણ ઠેકાણે હોય તો તે દક્ષિણમાંજ છે, અને જેમ આપણે દક્ષિણમાં વધારે ને વધારે જઇએ, તેમ એ સંભવનું પ્રમાણ વધતું જાય છે

આજે ઘણા લાંબા સમયથી—હદ કરતાં ઘણાજ લાંબા સમયથી ગંગાના મેદાન પ્રદેશમાં હિંદનો ઇતિહાસ શરૂ કરવાની પ્રથા છે તેને બદલે હિંદના ઇતિહાસનો વિજ્ઞાન પદ્ધતિએ અભ્યાસ કરનાર ઇતિ-

હાસકારે તેનો અભ્યાસ કૃષ્ણા, કાવેરી તથા વૈગાઈનાં પાત્રોમાં શરૂ કરવાની જરૂર છે '

રાજકીય ઉથલપાથલો તેમજ વિવિધ સંસ્થાઓના સમાવેશ સાથેનો પ્રાચીન હિંદનો આદર્શ ઇતિહાસ મોટા પાયા પર લખવામાં આવશે ત્યારે આ વિદ્વાન અધ્યાપકે કરેલી સૂચનાનો અમલ થશે અને ઇતિહાસકાર દક્ષિણ હિંદથી તેના ઇતિહાસની શરૂઆત કરશે એ બનવાજોગ છે. પણ એવી વિપ્લવાત્મક પદ્ધતિએ આ વિષય કેળવવા માટે હજુ સમય આવ્યો નથી એટલે હાલમાં તો હું જૂની જ પ્રથાને અનુસરીશ.

**આ પુસ્તકની મર્યાદા**

ઉત્તર હિંદના પ્રાચીન અગ્રેસર રાજવંશોના ઇતિહાસને સળંગ કથાના રૂપમાં રજુ કરવાનો યત્ન કરવો એ આ પુસ્તકનો પ્રાથમિક હેતુ છે. દક્ષિણમાંના મહાન રાજ્યોની કથા, ઉપરના પ્રમાણમાં આપવા માટે જોઇએ તે કરતાં બહુ જ અપૂર્ણ જણાયેલી હોવાથી, તે ઓછી જગા રોકે છે; અને હિંદના દરેક ભાગમાં આવેલાં નાનાં રાજ્યોના ઇતિહાસમાં સામાન્ય વાચકને રસ પડે એવું સાહિત્ય ભાગ્યે જ પૂરતું હોવાથી તેની વિગતો આપવી વ્યાજબી ન ગણાય એમ છે. ચૌદમા પ્રકરણમા ઉત્તર હિંદના મધ્ય યુગીન મુખ્ય મુખ્ય રાજ્યોના ઇતિહાસમાંના વધારે આગળ પડતા બનાવોનો સંક્ષિપ્ત અહેવાલ વાચકને મળશે. ત્યારપછીના બે પ્રકરણમાં પ્રાચીનમાં પ્રાચીન સમયથી માંડી ચૌદમા સૈકાની શરૂઆતમાં મુસલમાનોની ચઢાઈ થઈ ત્યાંસુધીના દક્ષિણ દ્વીપકલ્પ તથા ઉચ્ચભૂમ પ્રદેશની અંદર આવેલાં રાજ્યોનાં ભાગ્યોની રૂપરેખા, તે વિષયની અત્યારસુધી મળેલી માહિતીના પ્રમાણમાં આપવામાં આવી છે.

ઈ. સ. પૂર્વે ૬૫૦ કે ૬૦૦ મા ઐતિહાસિક યુગની શરૂઆતથી માંડી આશરે પડતા આકડા મૂકતાં ઉત્તર હિંદમાં ઈ. સ. ૧૨૦૦ ના અરસામાં તથા દક્ષિણ હિંદમા એનાથી એક સૈકો મોડી મુસલમાનોની

છીત થઇ ત્યાંસુધીના સમયાંતરની ચર્ચા આ પુસ્તકમાં આપેલી છે સાધારણ ઠીક રીતે ખરી સાલ આપી શકાય એવો હિંદમાં બનેલી જુનામાં જુનો રાજકીય બનાવ જોઇએ તો તે ઈ સ પૂર્વે ૬૪૨માં મગધમાં શૈશુનાગ રાજવંશની સ્થાપના છે એ બનાવ છઠ્ઠા સૈકાની શરૂઆત પહેલાં થોડાં વર્ષ અગાઉ બન્યો હતો છઠ્ઠો સૈકો ખરેખર એક આશ્ચર્યકારક સૈકો છે અને મનુષ્યના ઇતિહાસમાં કદી કોઇ દિગ્દર્શક સમયાંતર થયો હોય તો તે એ જ સૈકો છે

## ૨ હિંદી ઇતિહાસનાં સાધન.

હિંદના પ્રાચીન ઇતિહાસના મૂળ પ્રમાણો અથવા સાધનોને ચાર વર્ગમાં ગોઠવી શકાય એમ છે

**ચાર સાધન**

આમાંનુ પહેલું પ્રણાલી કથા છે અને તે દેશી સાહિત્યમાં નોંધાયેલી છે, બીજું હિંદી વિષયોની ટીકાવાળા પરદેશી મુસાફરો તથા ઇતિહાસકારોના લખાણ છે, ત્રીજું પ્રમાણ તે પુરાતત્ત્વની સાહેદી છે, અને તેના પુરાતન મકાન, શિલાલેખો તથા સિક્કા એમ ત્રણ ઉપવિભાગો પાડવામાં આવ્યા છે, ચોથા પ્રમાણમાં સમકાલીન અથવા લગભગ સમકાલીન દેશી લખાણો તથા ઇતિહાસ જોડે સ્પષ્ટ સબંધ ધરાવતા સાહિત્યનો સમાવેશ થાય છે

**પ્રણાલી કથા તો માત્ર ઘણા જ પ્રાચીન સમયમાં જ**

મહાન અલેક્ઝાંડર પહેલાંના ઇ સ પૂર્વે ૬૦૦ થી ઇ સ. પૂર્વે ૩૨૬ સુધીના સમયાંતર માટે તો સાહિત્યમાં સમાયેલી પ્રણાલી કથા ઉપર જ લગભગ મોટે ભાગે આધાર રાખવો પડે છે આ પ્રણાલી કથા ઘણાં જૂનાં જૂનાં સમયાંતરોમાં રચાયેલા પુસ્તકો દ્વારા તેમજ છૂટીછવાઇ પ્રસંગોપાત્ત નોંધોમાં વીખરાયેલી મળી આવે

છે. ગ્રીક લેખકોની, ક્ટીસીઆસ, હીરોડોટસ, અલેગ્ઝાંડરના ઇતિહાસ કારો, મેગાસ્થનીસ તથા એવા બીજાઓની નોંધો આ શુદ્ધ હિંદી પ્રણાલી કથાઓની પૂરવણી રૂપ બને છે.

**કાશ્મીરનો ઇતિહાસ**

બારમા સૈકામાં રચાયેલો કાશ્મીરનો ઇતિહાસ એ હાલનાં હયાત સંસ્કૃત સાહિત્યમાં પદ્ધતિસર ઇતિહાસ લેખાય એવું પુસ્તક છે. તેમાં ગુંચવાડા ભરી પ્રાચીન પ્રણાલી કથાઓના ઘણા મોટા સમૂહનો સમાવેશ થયેલો છે તેથી તેનો બહુ જ સાવચેતીથી ઉપયોગ કરવાની જરૂર છે. તેના લેખકના સમયની સમકાલીન અથવા તો તે સમયથી થોડાંક જ વર્ષ પહેલાં બનેલા સ્થાનિક બનાવો માટેની વિશ્વાસપાત્ર નોંધ તરીકે તે ઘણું કિંમતી થઇ પડે એમ છે.

**સંસ્કૃત વીર કાવ્યો**

સંસ્કૃતનાં મહાન વીર કાવ્યો, રામાયણ તથા મહાભારત વીર યુગના સામાજિક જીવનનાં પ્રણાલી-પ્રાપ્ત ચિત્રો તરીકે કિંમતી છે પણ ઐતિહાસિક સમયાંતર દરમિયાન જુદાં જુદાં રાજ્યો વચ્ચેના રાજકીય સંબંધો દર્શાવતાં સાધનો તેમાં જણાતાં નથી.

**પ્રસંગોપાત્ત નોંધો**

ભાષાના નિષ્ણાતોએ વૈયાકરણીઓના તથા બીજા લેખકોના ગ્રંથોમાંથી પ્રાચીન પ્રણાલી કથાઓના પ્રસંગોપાત્ત થયેલા ઉલ્લેખો ખોળી કાઢ્યા છે. એ બધાને એકત્ર કરતાં ઇતિહાસની માહિતીમાં ખૂબ વધારો થાય છે. સંસ્કૃત તથા પ્રાકૃત સાહિત્યમાંથી મારી જાણમાં આવેલા એવા ફકરાઓનો આ પુસ્તકમાં ઉપયોગ કરવામાં આવેલો છે, છતાં કેટલાક મારી નજર બહાર રહી પણ ગયા હશે.

જૈન સંપ્રદાયનાં પવિત્ર પુસ્તકોની આપણને ઘણી અપૂર્ણ

**જૈન પુસ્તકો** માહિતી છે તેમા પણ સખ્યાબધ ઐતિહાસિક નિવેદનો તથા ઘણા ઉપયોગી ઉલ્લેખો આવેલા છે

**જાતક કથાઓ** બૌદ્ધ સપ્રદાયની જાતક કથાઓ એટલે ભગવાન બુદ્ધના જન્મને લગતી કથાઓ તથા બીજા સાપ્રદાયિક પુસ્તકોમા ઇ સ પૂર્વના પાચમા તથા છઠ્ઠા સૈકાની હિદની રાજકીય સ્થિતિના પ્રસગોપાત્ત થયેલા ઘણા ઉલ્લેખો સમાયેલા છે. એ ઉલ્લેખો જે બનાવને ઉદ્દેશીને છે તેના સમકાલીન નથી છતા તે ખરી ઐતિહાસિક પ્રણાલી કથા આપે છે, એ નિર્વિવાદ વાત છે

**સીલોનના પાલી ઇતિહાસ ગ્રથ** પાલી ભાષામા લખાયેલા સીલોનના ઇતિહાસ ગ્રથોમા ઘણુ કરીને ઇ સ ના ચોથા સૈકામા લખાયેલો 'દીપવશ' તથા તેનાથી આશરે દોઢ સૈકા પછી લખાયેલો 'મહાવશ' એ સૌથી વધારે જાણીતા છે તેમા પ્રાચીન હિદી પ્રણાલી કથાઓના કેટલાક પરસ્પર વિરોધી રૂપાતરો આપવામા આવેલા છે, અને તે મુખ્યત્વે મૌર્ય વશને લગતા છે આ સિહાલી વાર્તાઓની કિમત હદ કરતા વધારે આકવામા આવી છે, પણ તે વધારે નહિ તો લોકપ્રિય તથા સાપ્રદાયિક બીજી પ્રણાલી કથાઓના જેટલી સાવધાનીભરી ચર્ચા તો જરૂર માગે

**પુરાણો** હિદી ઐતિહાસિક પ્રણાલી કથાઓના સૌથી વધારે પદ્ધતિસર લખાણો તો પુરાણોની ગજ વશાવળીઓમા સચવાયેલા છે આ વર્ગના અરાઢ પુસ્તકો પૈકી વાયુ, મત્સ્ય, વિષ્ણુ, બ્રહ્માડ અને ભાગવત એ પાચ પુરાણોમા આવી યાદીઓ આવેલી છે બ્રહ્માડ, વાયુ તેમજ મત્સ્ય પુરાણ જેમા પાછળથી ઘણા મોટા પ્રમાણમા ઉમેરા કરવામા આવ્યા છે તે પ્રાચીનમા પ્રાચીન તથા

સૌથી વધારે પ્રમાણભૂત જણાય છે. શિષ્ટ વિધિ અનુસાર પુરાણોમાં 'આદિ સૃષ્ટિ અવાતર સૃષ્ટિ; દેવ તથા પિતૃઓની વંશાવળી, વિવિધ મનુઓના રાજ્ય તથા પ્રાચીન રાજાઓની વંશાવળી'–એવા પાંચ વિષયોનો સમાવેશ થવો જોઇએ એ ૫ ચમાનો છેલ્લો વિષય જ માત્ર ઇતિહાસકારના ખપનો છે. હાલના યુરોપાય લેખકો પુરાણોમાં આપેલી રાજાઓના યાદીઓ વધારે પડતા પ્રમાણમાં ઉતારી પાડવાનું વલણ ધરાવે છે, પણ વધારે અભ્યાસથી તેમા ઘણી સાચી અને કિંમતી ઐતિહાસિક પ્રણાલી કથા સમાયેલી જણાય છે.

**ડેરિયસ, કટેસિઆસ, હિરોગેટસ**

હિંદનો ઉલ્લેખ કરતા પરદેશી શિલાલેખોમાં પાર્સ પોલિસ તથા નક્ષ. ઈ રૂસ્તમમાં હીસ્પેસ્ટીસના પુત્ર ઇરાનના રાજા ડેરયસના શિલા લેખ વહેલામાં વહેલા છે. આ બે જગાપરના લેખમાનો નક્ષ. ઇ. રૂસ્તમ આગળનો લેખ ઇ. સ. પૂર્વે ૪૮૬ ના વર્ષના અરસામાં મૂકી શકાય એમ છે. આ શિલાલેખોમા હિંદ તથા ઇરાની રાજ્ય વચ્ચેનાં સંબંધના ઓછાં વિગતવાર કથનોની પૂરવણી રૂપ કિંમતી માહિતી પાંચમા સૈકાના અંત ભાગમાં લખનાર હીરોગેટસ પુરી પાડે છે. ઇ. સ. પૂર્વે ૪૦૧ માં આર્ટેગ્ઝર્સીસ નીમોનના વૈદ્ય નીડોસના કટેસિઆસને પૂર્વના દેશોની અજાયબીઓને લગતી પ્રવાસીઓની વાતો એકઠી કરવાનો શોખ હતો. એના લખાણના તુટક ભાગો ઇતિહાસના દૃષ્ટિએ જુજ કિમ્મતના છે.

**અલેગ્ઝાંડરનાં અમલદારો તથા એલચીઓ**

અલેગ્ઝાંડરની લશ્કરી હિલચાલો તથા તેના અમલદારોનાં અહેવાલોથી અજ્ઞાનનો પડદો ઉંચકાયો, ત્યાંસુધી ખરેખર યુરોપ હિંદથી તદ્દન અજાણ જ હતું. તેના મરણ પછી વીશ વર્ષ બાદ સીરિયા અને ઇજીપ્તના રાજાઓએ મૌર્ય સમ્રાટોના દરબારોમાં મોકલેલા એલચીઓએ પોતાને

ચોક્કસ નથી તોપણ કેટલીક બાબતોની ખરી માહિતી એને મળી હતી એમ હાલની શોધખોળો પરથી જણાય છે.

**ચીના ઇતિહાસકારો**

ચીનના 'ઇતિહાસનો પિતા' તથા 'ચીનના હીરોડોટ્સ' સુમાશીયને તેનું પુસ્તક ઇ. સ. પૂર્વે ૧૦૦ ના અરસામાં પુરૂં કર્યું. હિંદના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ પાડનાર ચીનના ઇતિહાસકારોની લાંબી શ્રેણીમાં તે પહેલો હતો. ચોક્કસ સાલવારીને કારણે ચીના લેખકોનાં કથન ખાસ પ્રકારે કિંમતી છે.

**ચીનો યાત્રી ફા-હિયાન**

હિંદને પવિત્ર ભૂમિ માનનાર ચીનના બૌદ્ધયાત્રીઓ એક પછી એક એમ કેટલાંય સૈકાં સુધી હિંદની યાત્રાએ આવેલા. ચીનમાંથી હિંદ તરફ આવતા યાત્રીઓનો આ પ્રવાહ ફા-હિયાનથી શરૂ થાય છે. ફા-હિયાને ઈ. સ. ૩૯૯ માં શરૂ કરેલી હિંદની યાત્રા પંદર વર્ષે પુરી કરી. પોતાની યાત્રાનું વર્ણન તેણે જે પુસ્તકમાં નોંધેલું હતું તે આખું સચવાયેલું છે અને તેના એક વાર ફ્રેંચ ભાષામાં અને ચાર વાર અંગ્રેજીમાં તરજુમા થયેલા છે. ચંદ્રગુપ્ત બીજા અથવા વિક્રમાદિત્યના સમયમાં ગંગાના પ્રદેશમાં લોકોની સામાજિક સ્થિતિ તથા રાજ્યવહીવટનું તેમાં ઘણું કિંમતી અને રસિક વર્ણન છે. ઇ. સ. ૪૧૨ માં બુદ્ધદાસના અમલ દરમિયાન તે સીલોન ગયો હતો. બીજા પણ કેટલાક યાત્રીઓએ પોતાની પાછળ મુકેલાં પુસ્તકોમાંથી હિંદના ઇતિહાસ પર પ્રકાશ પાડતી કાંઇને કાંઇ હકીકત મળી રહે છે. યોગ્ય સ્થળે તેમની સાહેદી ટાંકવામાં આવશે.

**હુએનત્સંગ**

તમામ બૌદ્ધ મુલકોમાં ધર્મના પારંગત તરીકે જેની કીર્તિ ગાજી રહી છે તેવો યશસ્વી અને શ્રેષ્ઠ યાત્રી હુએનત્સંગ ખાસ નોંધ લેવા યોગ્ય છે. 'પશ્ચિમ દુનીઆની નોંધ' (રેકર્ડ્ઝ ઑફ ધ વેસ્ટર્ન વર્લ્ડ) નામના પુસ્તકમાં વર્ણવાયેલો તેનો

પ્રવાસ ઇ સ ૬૨૯ થી ૬૪૫ સુધીમા થયો હતો તે પ્રવાસમા છેક દક્ષિણનો ભાગ બાદ કરતા બાકીના આખા હિંદ જેટલા મોટા વિસ્તારનો સમાવેશ થતો હતો એ પુસ્તકના ફ્રેંચ, અગ્રેજી તેમજ જર્મન ભાષામા તરજુમા થયેલા છે એ પુસ્તક હિંદ વિષેની ચોક્કસ માહિતીનો ખજાનો છે અને તેથી હિંદના પુરાતત્ત્વના અભ્યાસીને એના વગર ચાલે નહિ એમ છે હાલમા હિંદના લુપ્ત પ્રાચીન ઇતિહાસની પુનર્ઘટના થઈ છે, તેમા કોઇપણ પુરાતત્ત્વની શોધ કરતા એ પુસ્તકનો ફાળો વધારે છે, એટલુ જ નહિ પણ એના વગર એવી જાણવાજોગી પુનર્ઘટના શક્ય જ નહોતી

હુએનત્સગના પુસ્તકની ખરી ઐતિહાસિક કિમત તેણે જાતે જોયેલી પોતાની સમકાલીન રાજકીય, ધાર્મિક તથા સામાજિક સસ્થાઓના ચોક્કસ વર્ણનમા સમાયેલી છે, તોપણ તે પુસ્તકમા પ્રાચીન પ્રણાલી કથાનો ઘણો મોટો જથ્થો દાખલ કરી તેણે પોતાનુ નામ બહુ આભાર સાથે યાદ આવે એમ કર્યુ છે તેણે એ જથ્થો સાચવવાની કાળજી ન કરી હોત તો તેનો સમળગો નાશ જ થાત તેના મિત્ર હુઇલીએ ગ્યેના 'હુએનત્સગના જીવનવૃત્તાન્ત'મા રૈકડઝ઼ની વાર્તાની પુરવણીની ઘણી વિગતો આપેલી છે, પણ તે એટલી બધી વિશ્વાસપાત્ર નથી

**અલબરૂનિ** — વિદ્વાન ગણિતવેત્તા તથા ખગોળશાસ્ત્રી અલબરૂનિ મહમદ ગઝનીના સાથમા હિંદમા દાખલ થયો હતો ઇસ્લામી દૃષ્ટિબિંદુથી બુતપરસ્ત નાસ્તિકોની સસ્કૃત ભાષા પર સારો કાબુ મેળવનાર એ લગભગ એક જ મુસલમાન હતો ઇ સ ૧૦૩૦માં પુરા થયેલા તેના 'તહકિક-ઇ-હિન્દ' નામના પુસ્તકમા તેણે હિંદનું વર્ણન કરેલું છે. હિંદી વિજ્ઞાન, સાહિત્ય અને રીતરિવાજો માટે તે ઘણુ કિમતી છે, પણ રાજકીય ઇતિહાસના કામમા આવે એવી માહિતીનો ઘણો નાનો ફાળો તે આપે છે.

**માર્કોપોલો**

ઇ. સ. ૧૨૯૪–૫ માં વેનીસના મુસાફર માર્કોપોલોનો દક્ષિણ હિંદનો પ્રવાસ સહેજમાં આ પુસ્તકની મર્યાદા બહાર જતો રહી જાય છે.

**મુસલમાન ઇતિહાસકારો**

ઇસ્લામની ફોજોએ કરેલી જીતોના ઇતિહાસ માટે હિંદના મુસલમાન ઇતિહાસકારો કિંમતી પ્રમાણરૂપ છે, અને શરૂઆતમા આવેલા ઇસ્લામી મુસાફરો મધ્યયુગનાં હિંદુ રાજ્યોની સ્થિતિ પર ખૂબ પ્રકાશ પાડે છે.

**મકાનોની સાહેદી**

પુરાતત્ત્વની સાહેદીનો એક વિભાગ મકાનોનો છે. તે મકાનોની ભીંતપરના લેખોને બાદ કરી માત્ર મકાનોથી મળતી સાહેદી ઉપર લક્ષ આપીએ તો તેમાંથી રાજકીય ઇતિહાસનાં સાધન ભાગ્યેજ મળી આવે છે, તોપણ કેટલાક પ્રાચીન વંશનાં સત્તા અને ગૌરવનો ખ્યાલ આપનાર નમૂના તરીકે તે ઘણાં કિંમતી જણાય છે. સર જે. એચ. માર્શલની પેઠે હિંદનાં ખંડીયેરોના થરોનું પદ્ધતિસર અવલોકન કરવામાં આવે, તો તેમાંથી જુદા જુદા યુગોની સાપેક્ષ સાલવારીનો ચોક્કસ પુરાવો મળી શકે એમ છે.

**શિલાલેખો**

હિંદના પ્રાચીન ઇતિહાસ માટે ઘણો વિશાળ અને અગત્યનો સાધનભંડાર શિલાલેખોનો સંગ્રહ છે એ નિર્વિવાદ વાત છે. ઘણા સમયથી ભુલાઇ ગયેલા ઘણા ભૂતકાળના યુગોની આપણને હાલ મળેલી માહિતી, ઓગણીશમા અને વીશમા સૈકામાં થયેલા શિલાલેખોના ધીરજભર્યા અભ્યાસને આભારી છે. એ લેખોનો ઘણો મોટો ભાગ સ્મરણપત્રિકા, અર્પણપત્રિકા તથા દાનપત્રિકાના રૂપમાં છે. પહેલા બે વિભાગમાં યાત્રીની માત્ર સહીથી માંડી સંસ્કૃત કાવ્યની અતિ કૃત્રિમ શૈલીમા લખાયેલી મોટી પ્રશસ્તિઓ સુધીના અતિશય વિવિધ પ્રકારના લેખોનો સમાવેશ થાય છે. ઘણે ભાગે તે

બધા પથ્થરમા કોતરેલા છે બીજી બાજુ ત્રીજા વર્ગમા આવતી દાન-પત્રિકા અથવા સનદો ઘણેભાગે તાંબાના પતરાપર કોતરાયેલી છે, કારણ કે હમેશની માલિકીફેર નોંધવા માટે તે પદાર્થ લોકપ્રિય થયેલો હતો

ખાસ લેખો

ખાસ પ્રકારના શિલાલેખોમા સૌથી આગળ પદતુ સ્થાન અશોકના શાસનોનું છે પથ્થરપર કોતરેલા એ ધર્મોપદેશોનો એક્લાહેદો વર્ગજ બની જાય છે, કારણ કે નીતિના ઉપદેશોને પથ્થરમા કોરાવવાની તેની પ્રથાનુ બીજા કોઈ સમ્રાટે અનુકરણ કર્યું નથી અજમેર મુકામે પથ્થરની છાટો કોરી લખેલા બે સસ્કૃત નાટક અને ધાર મુકામે એની રીતે લખેલો એક નાટક એ લેખો પણ તેવાજ ખાસ પ્રકારના છે વળી ધારમા એક પુરાતન વ્યાકરણ પાઠ-શાળા-'ભોજ-શાળા' ના થાભલાપર ઇ સ ૧૧૫૦ ના અરસાના બે વિચિત્ર લેખો છે તેમાનો એક સસ્કૃત મૂળાક્ષરનો નકશો છે અને બીજામા કાતત્રમાના ક્રિયાપદના પ્રત્યયો કોતરેલા છે એ સર્પ-બધમા કોતરેલા છે, એટલે કે આડા તથા અવળા એકએક જોડે ગુથાઇ ગુચવાઇ ગયેલા સર્પોના શરીરની વચ્ચે અક્ષરો માટે ગાળા આવેલા છે

ચિતોડમાના મોટા મિનારાપરના લેખખડ શિલાશાસ્ત્રના પુસ્ત-કનો એક ભાગ છે પુદુકોટાઇ રાજ્યમા કુડિમિયા મલાઇ મુકામે દેખીતી રીતે સાતમા સૈકાનો એક શિલાલેખ છે અને તેમા વીણા માટેના સગીતો છે ભૂતકાળના આવા વારસાનો એક વિચિત્ર નમૂનો દેવગઢમા આવેલા સખ્યાક ૧ વાળા એક જૈન મદિરમા આવેલી પાષાણની તખતી છે તેની ઉપર મૌર્ય, દ્રાવિડ વગેરે ૧૮ બોલાતી ભાષા તથા ૧૮ લિપિના નમૂના છે

દક્ષિણના શિલાલેખ

પથ્થર તથા તાંબાપરના લગભગ બધી જાતના લેખોની બાબતમા દક્ષિણ હિંદ ખાસરીતે સમૃદ્ધ છે.

એમાંના કેટલાક અસાધારણ લંબાઈવાળા છે. અત્યારસુધી જણાયેલા છતાં દક્ષિણ હિંદના લેખોની સંખ્યા કેટલાક હજાર જેટલી છે અને તેમ ઘણા ભવિષ્યની શોધ માટે બાકી રહેવાના જ. પણ એ લેખો આટલી મોટી સંખ્યામાં હોવા છતાં, તેમનાથી વધારે વિરલ એવા ઉત્તરના લેખો કરતાં ઉતરતી પંક્તિના છે, કારણ કે તે તેની સરખામણીમાં વધારે અર્વાચીન સમયના છે. અશોકનાં નાનાં શિલ્પ-શાસનોની મ્હૈસુર તથા મસ્કિની આવૃત્તિઓ તથા ભટ્ટિપ્રોલુ મંજુષાની સંક્ષિપ્ત અર્પણપત્રિકાઓ શિવાયનો એકકે અગત્યનો શિલાલેખ ઇસ્વીસન પહેલાંના સમયનો મળતો નથી. ઇસ્વીસનના સાતમા સૈકાની પહેલાના લેખ ઘણાજ થોડા છે.

**જુનામાં જુના લેખ**

પિપ્રાવા મુકામે બુદ્ધનાં અવશેષોના અર્પણનો લેખ એક વખતે ઉત્તરના શિલાલેખોમાં જુનામાં જુનો લેખાતો હતો. તે ઇ. સ. પૂર્વે ૪૫૦ ના અરસાનો મનાતો હતો. પણ હાલમાં થયેલી શોધોને પરિણામે એ માન્યતા શંકાસ્પદ થઇ છે. ગોરખપુર જીલ્લામાંથી મળી આવેલું સોહગૌડ તામ્રપત્ર હાલમાં મળી આવેલા લેખોમાં જુનામાં જુનું લેખાય છે. અશોકની પહેલાં આશરે પચાશ વર્ષપરનો તે માનવામાં આવે છે. સરકારી ભંડારને લગતા એ લેખને વધારે સ્ફુટ કરવાની જરૂર છે. ઇસ્વીસન પહેલાંના લેખોની સંખ્યા દક્ષિણ હિંદ કરતાં ઉત્તર હિંદમાં ઘણી મોટી છે. ઇસ્વીસનના ત્રીજા સૈકાના બહુજ થોડા લેખ બચવા પામ્યા છે; પણ આ પુસ્તકમાં સ્વીકારેલી કુશાન સાલવારી ખરી જ હોય, તો તો ઇસ્વીસનના બીજા સૈકાના લેખની સંખ્યા ઘણી મોટી છે એમ કહી શકાય.

**બાકી રહેતું કામ**

અત્યારસુધીમાં ઘણું ઉત્તમ કામ થયેલું છે પણ હિંદી લેખોનો વિષય ખતમ થયો ગણાય તે પહેલાં ઘણુંજ વધારે કામ થવાની જરૂર છે,

અને વિષયમા નિસ્વાર્થ રીતે લાગી રહેલા કામ કરનારાના નાના મડળમા એ કાર્યમા પડતા રસરૂપી ઇનામથી, નવી શોધના આનદથી તથા દુનીઆના જ્ઞાનભડોળમા ઉમેરો કરવાના સતોષથી તૃપ્ત રહેનાર નવા કામ કરનારાની ભરતી થવાની જરૂર છે

**સિક્કાશાસ્ત્ર**

શિલાલેખો કરતા સિક્કાઓની માહેદી એકદર રીતે વધારે સુલભ છે હિંદી સિક્કાઓના ઘણા પ્રકારોની ખાસ પુસ્તકોમા ચર્ચા કરવામા આવેલી છે અને તેમાથી ઇતિહાસને ઉપયોગી ફાળો મેળવવામા આવ્યો છે ઇતિહાસની દેવીને તેની સિક્કાશાસ્ત્રની દેવી રૂપ દાસીએ કેટલી મદદ કરી છે તે પ્રો રેપ્સને પુરી કરેલી સામાન્ય તપાસણી ઉપરથી નક્કી કરવા અભ્યાસી શક્તિવાન થાય છે

અલેગ્ઝાડરની ચડાઇના સમયથી અત્યારસુધીના દરેક યુગમા ઇતિહાસના અભ્યાસીની શોધખોળમા સિક્કાઓએ અમુલ્ય સહાય આપેલી છે, અને બેક્ટ્રિઆ, હિદી-પાર્થિયા તથા હિંદી-ગ્રીક વશો માટે તો તેના સિવાય બીજો કોઇ જાતનો પુરાવો છેજ નહિ

**સમકાલીન વાઙ્મય**

પ્રાચીન હિંદના ઇતિહાસ માટેના સાધનોનો ચોથો વર્ગ અથવા સાધનભડાર તે સમકાલીન અથવા લગભગ સમકાલીન ઐતિહાસિક પ્રકારના દેશી સાહિત્યનો છે તે બહુજ મર્યાદિત છે અને તેમા કાશ્મિરના ઇતિહાસ ઉપરાત, નેપાલ અને આસામની સ્થાનિક ઐતિહાસિક નોધો, સસ્કૃત તથા પ્રાકૃતના કેટલાક ગ્રથ તથા તામિલ ભાષાના કેટલાક કાવ્યોનો સમાવેશ થાય છે આમાનુ એકકે પુસ્તક શુદ્ધ ઇતિહાસ કહી શકાય એવુ નથી તે બધા પુસ્તકો અદ્ભૂત રસભરી કથાઓ છે અને ખરી બીનાને ખૂબ શણગારી રજુ કરે છે.

આ વર્ગનું સૌથી વધારે પ્રખ્યાત પુસ્તક 'હર્ષચરિત' છે ઇ સ. ૬૨૦ ના અરસામા બાણ કવિએ પોતાના સ્વામી અને આશ્રયદાતા થાણેશ્વર અને કનોજના રાજા હર્ષની સ્તુતિને અર્થે એ

લખેલું છે. કેટલાક દેખીતા દોષ છતાં સમકાલીન ઇતિહાસની નોંધ તરીકે તથા પ્રાચીન પ્રણાલી કથાના ભંડાર તરીકે તે બહુ કિંમતી છે. એજ જાતનું બીજું પુસ્તક 'વિક્રમાંકદેવચરિત' છે. બારમા સૈકામાં થઇ ગયેલા બિલ્હણ કવિએ ઇ. સ. ૧૦૭૬ થી ૧૧૨૬ સુધીમાં થઇ ગયેલા અને દક્ષિણ તથા પશ્ચિમમાં આવેલા એક મોટા પ્રદેશ પર રાજ્ય કરતા એક બળવાન રાજાની સ્તુતિમાં તે લખેલું છે. બંગાલાના પાલ રાજાઓનાં કૃત્યો વર્ણવતું 'રામચરિત' નામનું એક કિંમતી કાવ્ય ઇ. સ. ૧૮૯૭ માં જડ્યું હતું અને ૧૯૧૦ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. બિલ્હણ સિવાયનાં બીજા જૈન લેખકોએ ઘણે ભાગે લખેલાં કેટલાંક પુસ્તકોમાં પશ્ચિમના ચૌલુક્ય વંશોનો ઇતિહાસ આપેલો છે. ઉપર જેનો ઉલ્લેખ કરેલો છે તે તામિલ કાવ્યોમાંનું સૌથી વહેલું કાવ્ય ઇસ્વીસનના પહેલા કે બીજા સૈકાનું હોવાનું મનાય છે. આ પ્રબંધોમાં વીરકાવ્યો અને પ્રખ્યાત રાજાઓની પ્રશસ્તિઓનો સમાવેશ થાય છે. તેમાં ઘણી ઐતિહાસિક માહિતી આવી જતી જણાય છે.

**સાલવારીની અડચણો**

પ્રાચીન હિંદના ઇતિહાસની અખંડ વાર્તાની રચના આટલાં બધાં વર્ષ બંધ રહી તેનું કારણ જેટલે અંશે એલ્ફિન્સ્ટન તથા કાવેલે ઉલ્લેખેલો ચોક્કસ સાલવારીનો અભાવ છે, તેટલે અંશે સાધનોનો અભાવ નથી. અણઘડેલાં સાધનો ધારવામાં આવ્યાં છે તેટલાં સ્વલ્પ નથી. બધી પ્રજાઓના પ્રાચીન ઇતિહાસની પુનર્ઘટનાનાં સાધન જરૂર બહુજ સ્વલ્પ હોય છે. માત્ર નામની યાદીઓ, અને તેની પુરવણી કરતી અનિશ્ચિત, ઘણીવાર પરસ્પર વિરોધી, અને બેમાલૂમ રીતે લોકગમ્ય પુરાણકથામાં પસાર થતી પ્રણાલિકથાઓનો તે સાધનોમાં સમાવેશ થાય છે. હાલના અભ્યાસીઓ પૂર્વ તેમજ પશ્ચિમની પ્રજાઓના પ્રાચીન ઇતિહાસને જે સખત ચર્ચાના સિદ્ધાંત લાગુ પાડે છે તે મુજબ આ સાધનોનો ઉપયોગ કરવાની જરૂર છે.

એબિલોનિયા, ઇજિપ્ત, ગ્રીસ તથા રોમના પ્રસંગમાં એ સિદ્ધાંતો લાગુ પાડતાં પડે છે, તેથી વધારે મુશ્કેલી તેમને હિંદના પ્રસંગમાં લાગુ પાડતાં પડતી નથી સ્થિર સાલવારીનાં બિંદુ નક્કી કરવાં એ જ ખરી મુશ્કેલીની વાત છે ઇતિહાસનું શરીર સાલવારીના હાડપિંજર પર ઉભું થવું જોઇએ, અને સાલવારી વગર ઇતિહાસ શક્યજ નથી

**અસંખ્ય શકો.** હિંદી પ્રજાએ ગજકીય બનાવોની જે કાંઇ નોંધ રાખી છે તે તેની પોતાની પદ્ધતિએજ રાખી છે એ પદ્ધતિ સમજવી અઘરી છે અને અત્યાર સુધી જરાપણ સમજાયેલી હતી નહિ. બનાવોની માલ નક્કી કરવા માટે વપરાતા શકો બીજી પ્રજાઓમાં વપરાતા શકોથી જુદા છે એટલુંજ નહિ પણ તે ઘણા અસ્પષ્ટ છે અને તેમની ઉત્પત્તિ અને ઉપયોગ તદ્દન અંધારામાંજ છે સાલોની ગણત્રી માટે હિંદમાં જુદે જુદે સ્થાને અને સમયે વપરાતી એક કુડી કરતાં વધારે પદ્ધતિઓ કનિંગહામના 'બુક ઓફ ઇંડિયન ઇરાઝ' નામના પુસ્તકમાં ગણાવેલી છે તેની યાદીમાં સારી પેઠે વધારો થઇ શકે એમ છે પ્રાચીન હિંદના ભુલાયેલા ઇતિહાસને પાછો મેળવવા અભ્યાસીઓની કેટલીક પેઢીએ કરેલા સફળ યત્નો ઘણે મોટે ભાગે સ્થાનિક સાલવારીની ગણત્રીની પદ્ધતિના અભ્યાસ પર લાગુ પાડવામાં આવ્યા છે એ પ્રયત્નોને પરિણામે લેખોમાં અને દસ્તાવેજોમાં વપરાતા શકોની બાબતમાં ચોક્કસ માહિતી મેળવી શકાઈ છે આ પરિણામોથી સજ્જ થયેલો હિંદના ઇતિહાસનો લેખક વ્યવસ્થિત સાલવારીના ક્રમમાં ગોઠવેલો ઇતિહાસ રચવા હવે શક્તિમાન થાય છે ઓગણીસમા સૈકાના અંત પહેલાંના સમયમાં તેમ કરવાનો વિચાર સરખો આવવાનો સંભવ નહોતો

**ચોક્કસ સમકાલીનતા.** ઘણા લાંબા સમય સુધી હિંદના પ્રાચીન ઇતિહાસમાં ઘણે અંશે ખરી એવી સાલવાળો કોઈ બનાવ હોય તો તે ચંદ્રગુપ્ત મૌર્યનો રાજ્યાભિષેક

હતો. ગ્રીક લેખકોના લખાણો મુજબ સેલ્યુકસ નિકેટરનો સમકાલીન સેંડ્રોકોટોસ તેજ ચંદ્રગુપ્ત એમ નક્કી થયાથી તે બનાવની સાલનો નિર્ણય થઈ શકયો. ત્યારબાદ ૧૮૩૮ માં ચંદ્રગુપ્તના પૌત્ર અશોકનું સેલ્યુકસના પૌત્ર એન્ટિઓકોસથીઓસ તથા બીજા ચાર ગ્રીક રાજાઓ જોડેનું સમકાલીનત્વ સાબીત થતાં મૌર્ય વંશની સાલવારી પાકે પાયે મુકાઇ અને તેની મુખ્ય રૂપરેખામાં હવે શંકાને સ્થાન રહ્યું નથી.

આ બે સમકાલીનત્વો સિવાય તેમજ ચીના મુસાફર હ્યુએનત્સંગની સાહેદીપર નક્કી કરેલી ઇસ્વીસનના સાતમા સૈકાની કેટલીક સાલો સિવાય હિંદી સાલવારીની આખી યોજના અનિશ્ચિત અને દરેક અટકળ બાંધનારના તરંગને આધીન રહી.

**ગુપ્ત શક**

ગુપ્ત શક ઘણી વિચિત્ર અટકળોનો વિષય હતો. ફ્લીટે એ શકનો નિર્ણય કર્યાથી એ વિષયમાં ઘણી પ્રગતિ થઇ. એ શકનું પહેલું વર્ષ ઇસ્વીસન ૩૧૯-૨૦ છે એવું એણે સાબીત કર્યું. તેથી એક ઘણા અગત્યના વંશની સાલવારીનો નિર્ણય થયો અને અવ્યવસ્થામાંથી વ્યવસ્થા ઉદ્ભવી. પાંચમા સૈકાની શરૂઆતમાં ગંગાના પ્રાંતોના મુલકી વહિવટનો ફાહિઅને આપેલા અહેવાલને હિંદના મહાન રાજામાંના એક બીજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના રાજ્યનો ચિતાર આપતા લખાણ તરીકેનું યોગ્ય સ્થાન મળ્યું. ૧૮૮૭ માં ફ્લીટે કરેલી શોધ પછી પણ ગુપ્ત વંશની સાલવારીમાં નડતી ઘણીખરી અડચણો, સમુદ્રગુપ્ત તથા લંકાના મેઘવર્ણનું સમકાલીનત્વ જાહેર કરતા મો. સીલ્વેઇન લેવિના લખાણથી દૂર થઇ. ( ઇ. સ. ૩૫૨-૭૯ ).

**આંધ્રોનું સમકાલીનત્વ**

આંધ્ર રાજાઓ તથા પશ્ચિમના ક્ષત્રપોનું સમકાલીનત્વ સ્થપાયાથી આંધ્ર વંશનો અપૂર્ણ છતાં સુસંબદ્ધ ઇતિહાસ આપવાનું શકય બન્યું છે.

**કુશાન સિવાય ઉત્તરની સાલવારી નિશ્ચિત છે**

ટૂંકામાં ઘણા અભ્યાસીઓની મહેનતથી કુશાન અથવા હિંદી-સીથિયન યુગના અગત્યના અપવાદ સિવાય ઐતિહાસિક યુગની શરૂઆતથી મુસલમાનોની ચઢાઈ સુધીના ઇતિહાસનું સ્પષ્ટ રેખાચિત્ર કાઢવામાં સફળતા મળી છે એ યુગની આશરે ચાલીસ વર્ષની સાલવારી હજુ વિવાદનો વિષય છે આ પુસ્તકમાં સ્વીકારેલી કુશાનની સાલવારીની તરફેણમાં ઘણું છે અને સારી કામચલાઉ માન્યતા તરીકે તે કામ આવી શકે એટલે અંશે તેનું સમર્થન થઈ શકે એમ છે આખરે જો બધે તે સ્વીકારાય તો ઉત્તર હિંદની સાલવારીની આખી યોજના નક્કી થયેલી ગણી શકાય, જો કે તેમાં ઘણી વિગતો પુરવાની તો બાકી રહે જ

**દક્ષિણની સાલવારી**

દક્ષિણના વંશોની સાલવારી નક્કી કરવાની બાબતમાં ઘણી પ્રગતિ થયેલી છે ૧૮૪૦ સુધી યુરોપીય અભ્યાસીઓને જેના અસ્તિત્વની ગંધ સરખી નહોતી તે પાલ્લવ વંશની સાલો ખાસ સફળતાથી નક્કી કરવામાં આવી છે

**સંબદ્ધ કથાની શક્યતા**

મારી ખાતરી છે કે આગળ આપેલી સમાલોચનાથી મારા વાચકોને સંતોષ થશે અને જણાશે કે સાધનરૂપ બીનાઓના જથાના પુરતાપણાથી અને જરૂરી સાલવારીના પાયા જોઈએ તેટલા નક્કી થયેલા હોવાને લીધે ઇસ્લામી ચઢાઈ પૂર્વેના હિંદના રાષ્ટ્રવ્યાપારની સળંગ કથા લખવાનો યત્ન તદ્દન વાજબી છે



# પરિશિષ્ટ अ.

## પુરાણોનો યુગ.

---

પુરાણોમાં આવતા કેટલાક ફકરાઓમાં મુસલમાનોનો ઉલ્લેખ છે એવી ખોટી સમજણથી એચ. એચ. વિલ્સને એવો મત જાહેર કર્યો કે વિષ્ણુ-પુરાણ ઇ. સ. ૧૦૪૫ માં કે તે અરસામાં રચાયું હતું. આવી ભૂલ વિલ્સનના સમયમાં દરગુજર કરી શકાય એવી હતી, પણ સ્પષ્ટ પુરાવાથી ખોટી ઠરેલી છતાં તે માન્યતા કમનશિબે ઘણી વાર ફરીને ફરી થતી ચાલી. વિલ્સનની ભૂલ આમ ચડસીલી રીતે ચાલુ રહ્યાજ કરે છે તેથી સાધારણ રીતે મનાય છે તેના કરતાં પુરાણો ઘણાં જુનાં છે એમ સાબીત કરતા સહેલથી સમજાય એવા અને ચોખ્ખા પુરાવા એકત્ર કરવાનું ઇષ્ટ જણાયું છે.

**વિલ્સનની ભૂલભરી સાલ**

અલબરૂનિએ હિંદનો વૈજ્ઞાનિક અહેવાલ ઇ. સ. ૧૦૩૦ માં લખ્યો. તેમાં તે ઋષિઓથી રચાયેલાં અઢાર પુરાણોની યાદી આપે છે. તેમાંનાં ત્રણ એટલે કે મત્સ્ય, આદિત્ય અને વાયુના ભાગો તેણે જાતે જોયા પણ હતા. વળી વિષ્ણુ પુરાણમાં આપેલો અઢાર પુરાણનો પાઠાંતર પણ તે આપે છે. આ ઉપરથી એટલું તો નક્કીજ છે કે ઇ. સ. ૧૦૩૦ માં હાલની પેઠે પુરાણો અઢારજ હતાં અને ઋષિઓના અતિ પ્રાચીન જમાનાથી ચાલ્યાં આવતાં ગણાતાં હતાં.

**અલબરૂનિની સાહેદી**

ઇ. સ. ૬૨૦ માં હર્ષચરિત લખનાર બાણ પુરાણોની પ્રાચીનતાને આથી ચાર સૈકા પાછળ લઇ જાય છે. સોન નદીને કિનારે હાલ શાહ-

**બાણ**

બાદ નામે ઓળખાતા જીલ્લામા આવેલા તેના ગામમા તે ગયો ત્યારે ત્યા તેણે 'પવનપ્રોક્ત' નામથી ઓળખાતુ પુરાણ સદૃષ્ટિને ગગ સાથે વાચતા સાભળ્યો હતો આ 'પવનપ્રોક્ત' પુરાણ તે વાયુ અથવા બ્રહ્માડપુરાણ હશે એમ સિદ્ધ કરી શકાય એમ છે બાણે અગ્નિ, ભાગવત, માર્કડેય તેમજ વાયુ પુરાણનો ઉપયોગ કર્યો હતો એમ પોતે માનીન કરી શકે એમ છે એવુ ડૉ કુદર્ગનુ માનવુ હતુ

તે જ સમયે સ્કધપુરાણુ હયાત હતુ એનો સ્વતત્ર પુરાવો તે પુસ્તકની બગાનામા મળી આવેલી હસ્તલિખિત પ્રત ઉપરથી મળે છે એ પ્રત ગુપ્ત લિપિમા લખેલી છે અને તે ભાષાની દૃષ્ટિએ નાતમા સૈકાની

**પ્રાચીન બગાળી હસ્તલિખિત પ્રત**

આધનયમા મુકાઈ શકાય એમ છે

મિલિંદપ્રશ્નના લેખકને એક અથવા બીજા રૂપમા પુરાણો પ્રાચીન પવિત્ર પુસ્તકો તરીકે સુપરિચિત હતા અને વેદ તથા વીરકાવ્યોની હારમા મુકાતા એ ગ્રથની પહેલી ચોપડીમા

**મિલિંદના પ્રશ્નો**

તેનો ઉલ્લેખ આવે છે એ ચોપડી એક મૂળ કૃતિનો ભાગ છે અને તે ઇ સ ૩૦૦ ની પહેલા રચાયેલી છે એની લગભગ ખાતરી છે

શુલ્હરે પુરાણોમાથી ઘણા પ્રાચીન ઉતારા તેમજ પુરાણો નામની ઘણા પ્રાચીન ઉલ્લેખો એકઠા કર્યા છે, તે બતાવી આપે છે કે વાયુ પુરાણ, વિષ્ણુ પુરાણ, મત્સ્ય પુરાણ અને બ્રહ્માડ

**ગુપ્ત વશ**

પુરાણમાના ભવિષ્યમા થનારા રાજાઓના અહેવાલ ગુપ્ત સત્તાનો તથા તેમના સમકાલીનો સુધી આવી અટકી જાય છે શુલ્હર 'ભવિષ્યના રાજાઓ' વિષે બોલે છે, કારણ કે પોતે ઘણા પ્રાચીન હોવાનો દેખાવ ધારણ કરવા પુરાણોના જેવા ઐતિહાસિક કથનો ભવિષ્ય

વાણીનાં રૂપમાં આપવામાં આવેલાં છે. ખરું જોતાં જુનામાં જુના રૂપવાળાં પુરાણો અતિ પ્રાચીન છે એમાં કાંઇ જ શંકા નથી.

**મી. પર્ગિટરનાં પરિણામો**

'ડીનેસ્ટીઝ ઑફ ધ કલિ એજ' (કલેરેન્ડન પ્રેસ-૧૯૧૩) નામનાં કલિયુગના રાજવંશો સંબંધીના પોતાના એક કિંમતી પુસ્તકમાં મી. એફ. ઇ. પર્ગિટર વધારે ચોકસ પરિણામો મેળવવામાં સફળ થયો છે. તે એવી સૂચના કરે છે કે ભવિષ્ય પુરાણના સૌથી જુના પાઠને પ્રમાણ તરીકે લઇ મત્સ્ય, વાયુ તથા બ્રહ્માંડ પુરાણોએ તેમાંથી વંશની યાદીઓ મેળવી છે. વાયુ અને બ્રહ્માંડ પુરાણ મૂળે એક જ હતાં પણ પાછળથી જુદાં પડેલાં છે. હાલ મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડ પુરાણમાં મળી આવતા રાજવંશોના પાઠો એક મૂળ પાઠમાંથી ઉભા થયા છે. પાછળથી કેટલાક ઉમેરા થયા છે છતાં પણ કેટલીક બાબતમાં 'મત્સ્ય'નો પાઠ એ ત્રણેમાં સૌથી સારો છે. 'વિષ્ણુ' અને 'ભાગવત પુરાણ' એ પછીથી થયેલા સંક્ષિપ્ત પાઠો છે, અને ઘણી છૂટથી અપભ્રષ્ટ થયેલું અનેક ક્ષેપકોવાળું હાલનું ભવિષ્ય પુરાણ પ્રતિહાસના હેતુ માટે તદ્દન નકામું છે. એ હેતુ તો મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડ પુરાણથી સધાય છે. આ ત્રણે પુસ્તકોમાં હાલ જે રૂપમાં સંસ્કૃત ભાષામાં રાજવંશોના અહેવાલો આપેલા છે તે જુના પ્રાકૃત શ્લોકો ઉપરથી ઉપજાવી કાઢેલા હોવાનાં ચોખ્ખાં ચિહ્નો છે. એ પુરાણોનો સૌથી જુનો પાઠ મૂળ ખરોષ્ટ્રી લિપિમાં લખેલો હતો એમ માનવા કાંઇક કારણ છે.

મી. પર્ગિટરનો એવો મત છે કે તેમાંની ઐતિહાસિક બાબતનું પહેલું એકીકરણ ઇસ્વીસનના બીજા સૈકાની આખરમાં આંધ્રરાજા યજ્ઞશ્રીના રાજ્યમાં થયું હશે; સૌથી પહેલું ચોક્કસ એકીકરણ આશરે ;ઈ. સ. ૨૬૦ માં મૂળ ભવિષ્ય પુરાણમાં થયું હશે. 'ભવિષ્ય'માં આપેલી હકીકતનું આશરે ઇસ્વી સન ૩૧૫-૨૦ ના

અરસામા પુનરાવર્તન થઇ 'વાયુ'ની હસ્તલિખિત પ્રત e મા સમાયેલી છે તેની તે જ હકીકત થોડા વર્ષ બાદ આશરે ૩૨૫-૩૦ સુધીમા પુનરાવર્તન પામી 'વાયુ'ની હસ્તલિખિત પ્રત એમ એસ. એસ મા તથા બ્રહ્માંડમા સમાવવામા આવી આવી રીતે છેલ્લી લખેલી સાલમા એ બે પુરાણોમા 'ભવિષ્ય' પુરાણની હકીકત તો સચવાઇ રહી 'મત્સ્ય'માનો પાઠ 'ભવિષ્ય' પુરાણના સહેજ વહેલાના પાઠને સાચવતો જણાય છે અને તે ત્રીજા સૈકાના છેલ્લા પા ભાગના અરસાનો હોય એમ જણાય છે

કીથ પર્ગિટરના બધા વાદને ખોટા ઠરાવે છે અને એવો મત ધરાવે છે કે 'ભવિષ્ય'નો અર્થ 'ભવિષ્ય'મા એવો જ થાય છે કીથને જવાબ આપતા પર્ગિટર પોતે એ શબ્દને આપેના અર્થને વળગી રહે છે જે કેનેઠી, પુરાણની પ્રણાલી કથાની ઐતિહાસિક કિંમતની ચર્ચા કરી તેને ક્રમાનુબદ્ધ અને સમજી શકાય એવા રૂપમા મુકવા માટે પર્ગિટરને ધન્યવાદ આપે છે

મી પર્ગિટરનું પુસ્તક ૬૩ હસ્તલિખિત પ્રતોને આધારે રચાયેલું છે અને કાળજીભર્યો અભ્યાસને લાયક છે તે બીજા પ્રમાણોનું પુરૂ ઉદ્ધરણ આપે છે

**ઇ. સ. પૂર્વે ચોથા સૈકામા પુરાણો**

હું આ સ્થળે એટલું ઉમેરૂ કે ઇ સ પૂર્વે ચોથા સૈકામા કોઇને કોઇ રૂપમા પુરાણો પ્રમાણરૂપ ગણાતા થયા હતા 'અર્થ શાસ્ત્ર'નો લેખક અથર્વ વેદ અને ઇતિહાસને ચોથા અને પાચમા વેદને સ્થાને ગણે છે અને રાજાને બપોરનો સમય ઇતિહાસના અભ્યાસમા ગાળવાનો ઉપદેશ આપે છે એ ઇતિહાસના તે (૧) પુરાણ, (૨) ઇતિવૃત્ત, (૩) આખ્યાયિકા, (૪) ઉદાહરણ, (૫) ધર્મશાસ્ત્ર અને (૬) અર્થ શાસ્ત્ર—એવા ૭ અંગ ગણાવે છે

---

# પરિશિષ્ટ આ.

## ચીના મુસાફરો

ચીનાઇ નામોને પરભાષામાં લખવાના કામમાં, અનેક કારણોને લઇ એટલી બધી મુશ્કેલીઓ નડે છે કે

**ચીનાઇ નામોઃ ફા-હિયાન** વ્યવહારમાં તે નામો લખવામાં ઘણા પાઠફેર જોવામાં આવે છે. પહેલા યાત્રી ફા-હિયાનના નામની જુદા જુદા યુરોપીય વિદ્વાનોએ જુદી જુદી રીતે જોડણી કરેલી છે. આ પુસ્તકમાં દીર્ઘ સ્વરની નિશાની કાઢી નાખી લેગેની જોડણી વાપરવામાં આવી છે, કારણ કે તે નિશાની બીજા વિદ્વાનો વાપરતા નથી. ફા-હિયાનનું પુસ્તક 'ફો-કુઓ-કિ' જેનો અર્થ 'બૌદ્ધ રાજાઓની નોંધ' થાય છે તેમાં ઇ. સ. ૩૯૯ થી ૪૧૪ સુધીનો સમય આવી જાય છે.

૧૮૩૬ જેટલા વહેલા સમયમાં રેમુસટ, કલેપ્રોથ તથા લેન્ડ્રેસને હાથે થયેલા ફ્રેંચ તરજુમાઓનું ભાષાંતર

**ફ્રેંચ તરજુમા** જે. ડબલ્યુ લેડલેએ કર્યું અને કર્તાના નામ વગર ૧૮૪૮ માં કલકત્તા મુકામે પ્રસિદ્ધ કર્યું. તેમાં તેણે વધારાની નોંધો અને દ્રષ્ટાંતો આપ્યાં હતાં. હાલ પણ તે ગ્રંથ જોઇ જવા જેવો છે.

૧૮૬૯ માં 'બૌદ્ધ યાત્રીઓ' એ નામના નાના પુસ્તકમાં તેનો સ્વતંત્ર તરજુમો બહાર પડયો

**બીલનાં ભાષાંતરો** પણ અનેક ભૂલોને લીધે તે બહુ બગડી ગયો. એનો ઘણો સુધારેલો અને શુદ્ધ કરેલો તરજુમો 'બુદ્ધિસ્ટ રેકર્ડ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ્ઝ' નામના પુસ્તકના પહેલા ગ્રંથમાં પ્રકટ થયો. ( ટ્રબ્નર ઓરિયેન્ટલ સીરિઝ,

બોસ્ટન-૧૮૮૫), પણ પહેલા તરજુમાની નોંધ તેમા ફરીથી પુરે-પુરી છાપવામા આવી નહોતી

૧૮૭૭ મા લડન તથા શાંઘાહી ખાતે પ્રગટ થયેલા જાઇ'સના તરજુમાનો સમય બીલના બે તરજુમાની વચ્ચેનો છે તેની નોધ મોટે ભાગે બીલના પહેલા ગ્રથની કડક ટીકાના રૂપમા હોવાથી, તે યાત્રીના અવલોકનોનો હિંદી દૃષ્ટિબિંદુથી અભ્યાસ કરનારને મદદ મળે એવુ તેમા ભાગ્યે જ કાઇ છે તોપણ એક અઘરા ચીનાઇ પુસ્તકના એક ઘણા જ કાબેલ ભાષાશાસ્ત્રીને હાથે થયેલા સ્વતત્ર તરજુમા તરીકે જાઇલ્સનો દુર્મિલ નાનો ગ્રથ કિમતી છે 'ચાઇના રીન્યુ વોલ્યુમ ત્રીજા'મા ફાહિયાન અને તેના અગ્રેજ ભાષાતરકારો' એ મથાળાના લેખોમા એના પુસ્તકની કેટલીક ભૂલો વૅટર્સે સુધારી છે

**જાઇલ્સનો તરજુમો**

મોંથી છેલ્લો લેગનો તરજુમો (ઓક્ષ્ફર્ડ ક્લેરેન્ડન પ્રેસ ૧૮૮૬) એકદરે ઘણો કામનો છે તે લેખકને તેના પહેલા થઇ ગયેલાઓની મહેનતનો લાભ લેવાનો સુયોગ હતો નોધમા ઘણુ કરવા જેવુ રહી ગયુ છે ચીનાઈ તથા હિંદી વિદ્વાનો-ની જરૂરીઆતો યોગ્ય રીતે પુરી પાડે એવી છેલ્લી ઢબની ટીકા સાથેનો ફાહિયાનના પર્યટણોનો છેલ્લો તરજુમો હજુ બહાર પડયો નથી એવો ગ્રથ એકજ લેખકને હાથ તૈયાર થાય એ લગભગ અશક્ય છે

**લેગનો તરજુમો**

હ્યુએનત્સગના નામની ખરી જોડણી ઘણા વિવાદનો વિષય થઈ છે વ્યવહારમા તેના પાઠાતરો ઘણા થયા છે અને થાય છે દરેકના નિર્ણયથી બાબતો જેટલે અશે પતી શકે તેટલે અંશે પ્રો. ચવાનીઝના નિર્ણયથી એ પ્રશ્નનો નિર્ણય થયો ગણી શકાય અલબત, એટલુ યાદ રાખવુ જોઇએ કે ફ્રેંચ વાચનાને તો

**હ્યુએનત્સગનુ નામ**

વ્યવહારમાં એના નામનો પહેલો 'H' અક્ષર અનુચ્ચારિત જ છે. પ્રો. ડી લેકોપેરિનો પણ એવો મત છે કે 'Hiuen Tsang' એ એ નામની સારામાં સારી જોડણી છે અને તેથી મેં તે સ્વીકારી છે. બીલની 'Hiuen Tsiang' એ જોડણી તેનાં પુસ્તકોએ અંગ્રેજી વાંચનારાઓને વધારે ઓછી પરિચિત કરી છે અને તે લગભગ આના જેવી જ છે.

**જુલિયન અને બીલના તરજુમા**

હ્યુએનત્સંગના 'જીવન' તથા 'પર્યટન'નો સમાવેશ કરતા ફ્રેંચ ભાષામાં લખાયેલા મહાગ્રંથની (ત્રણ ભાગ, પારિસ ૧૮૫૩–૮) જગા કોઇ બીજું પુસ્તક લઇ શક્યું નથી. એ ગ્રંથ હાલ શોધ્યો જડતો નથી અને મેળવવો અઘરો છે. ઇ. સ. ૧૮૮૫ મા આગળ દર્શાવેલા ગ્રંથોમાં બીલનું 'પર્યટણ'નું ભાષાંતર બહાર પડયું. અને તેની પછી ૧૮૮૮ માં એના 'જીવન' નો તરજુમો બહાર આવ્યો. એની નોંધો ઘણે ભાગે બર્ગેસે પુરી પાડી છે. હિંદી ઇતિહાસના અભ્યાસીને કેટલીક-વાર અંગ્રેજી તથા ફ્રેંચ એ બંને તરજુમા જોવાની ફરજ પડે છે. એ બંનેની ટીકાઓ હવે જુની પુરાણી થઇ ગઇ છે. 'ઓન યુઆન ચ્વાંગ્ઝ ટ્રાવેલ્સ ઇન ઇંડિયા' એટલે યુઆન ચ્વાંગની હિંદમાં મુસાફરી, એ નામના પુસ્તકમાં (રો. એ. સો. ૧૯૦૪–૫, ૨ ભાગ) ઘણે ભાગે તે ઉણપો દૂર કરવામાં આવી છે. હ્યુએત્સંગનાં 'જીવન' અને 'પર્યટણ' નો યોગ્ય ટીકાવાળો તરજુમો કરવા માટે ઘણા અભ્યાસીઓના મંડળના સહકારની જરૂર પડે એમ છે. 'ટા ટાંગસિ યુ ચિ' એટલે 'મહા ટાંગ સમયનાં પશ્ચિમ રાજ્યોની નોંધ' નામના તેના ગ્રંથની પહેલી પ્રત ચીનના શાહની આગળ ઇ. સ. ૬૪૬ માં રજુ કરવામા આવી હતી; પણ જે રૂપમાં આપણે હાલ એ પુસ્તક જોઇએ છીએ તે ઇ. સ. ૬૪૮ સુધી પુરૂં થયું નહોતું. લેખકની જીંદગી દરમિયાન તેમજ ત્યારપછી થોડા સમય સુધી પણ તેના

જુના રૂપમા હસ્તલિખિત નકલો હાગ તેનો ફેલાવો થયો હતો તેની ઘણી આવૃત્તિઓ છે અને તે બધીમા મૂળપાઠ, સમજૂતિ તથા પુરવણીની નોંધ એ બધામા ઘણા પાઠાંતરો છે પશ્ચિમના વિદ્વાનોને તો એકલો 'હાન-હાન' પાઠ જ પરિચિત છે, પણ તે મુખ્યત્વે મિંગ સમયની એક આવૃત્તિનો હાવનો સુચાઉનો ફરીથી છપાયેલો પાઠ છે. વેટર્સે બીજી ત્રણ આવૃત્તિઓ જોઇ હતી, અને તેણે વધારે અગત્યના પાઠાંતરોની નોંધ લીધી છે (ઓન યુઆન ચ્વાંગ પ્રકરણ ૧) વેટર્સના પુસ્તકના બીજા ભાગમા આ ઇતિહાસના લેખકે ઉમેરેલા નકશા તથા રોજનીશીથી એ યાત્રીની યાત્રાનો માર્ગ સમજી શકાય છે

**દશથી બાર નબરનાં પુસ્તકનુ ઓછુ પ્રમાણત્વ**

અભ્યાસીઓએ જાણવુ ન જોઇએ કે હ્યુએનત્સંગના 'પર્યટણ' ના દશ,અગીઆર તથા બાર નબરના પુસ્તક પહેલાના ગ્રથો કરતા ઘણા ઓછા પ્રમાણભૂત છે વેટર્સની ટીકા નીચે મુજબ છે —

'નોંધ' મુજબ યાત્રી મલકુટથી મેગ-કા-લો અથવા સીલોન ગયો એમ જણાય છે, પણ 'જીવન' મા એવુ બતાવેલુ છે કે તેણે તે દેશ વિષે માત્ર સાભળ્યુ હતું જો આપણી પાસે માત્ર 'નોંધ'જ હોત તો તે સીલોન ગયો અને ત્યાથી દ્રવિડમા પાછો આવ્યો એમ માનવાની આપણને છુટ રહેત પણ દ્રવિડમા તેમજ પુસ્તકોમા મળેલી ખબર પરથી તેણે મલકૂટ અને સીલોન વિષે લખ્યુ છે એમ માનવું વધારે ઠીક છે યુઆન દશ તથા અગીઆરમા આપેલી ઘણી બાબતો ખરી નથી એમ જણાય છે અને એ ધ્યાનમા રાખવા જેવી વાત છે કે C જેવી કેટલીક જુની પ્રતોમા એ બે 'યુઆનો' એટલે ભાગો, મગ્રહિતા પિયેન શીના નામ વગર આપવામા આવ્યા છે તે બે 'યુઆનો' તેમજ બારમા યુઆનની ઉપર 'ચિ' એટલે 'નકા-વાણું' એવી નીશાન કરેલી છે 'નોંધ'ના આ ભાગમા આપેલા

વિચિત્ર વર્ણનો તથા કથાઓ ઉપર બહુ ભાર મુકવો જરૂરનો જણાતો નથી.' ( ભાગ ૨ પૃષ્ટ ૨૩૩ ).

**સોંગ-યુન અને યુકોંગ**

સોંગ-યુન અને હ્વાઇસાંગે છઠ્ઠા સૈકાની શરૂઆતમાં કરેલા પ્રચારકાર્યનું વર્ણન કરતા નાના પુસ્તકનો બીલે તેની 'નોંધ'ના પહેલા ભાગમાં તરજુમો કરેલો છે. એનો સુધારેલો અને ચર્ચાત્મક તરજુમો સારી પેઠે ટીકા સાથે ફ્રેંચ ભાષામા ચવાનીઝે પ્રસિદ્ધ કરેલો છે.

આઠમા સૈકામાં મુસાફરી કરનાર યુકોંગની રોજનીશીનો સીલ્વેઇન લેવિ અને ચવાનીઝે તરજુમો કરેલો છે.

ચવાનીઝે ઇટ-સિંગના પુસ્તકનો એક વખાણવા જોગ તરજુમો તંત્રી રૂપે કરેલો છે ( પારિસ ૧૮૯૪ ).

**સાતમા સૈકામાં સાઠ યાત્રીઓ**

સાતમા સૈકાના પાછલા અર્ધા ભાગમાં હિંદની યાત્રાએ આવેલા લગભગ સાઠેક યાત્રીઓનો અહેવાલ તેમાં આપેલો છે.

**ઇટ્-સિંગ**

ઇ. સ. ૭૧૩ માં ઓગણાએંશી વર્ષની વયે મરણ પામેલો ઇટ્-સિંગ પોતે કાંઇ ઓછો મશહૂર યાત્રી નહોતો. આપણને પરિચિત હ્યુએનત્સંગ જેટલોજ બૌદ્ધ ચીનાઇ દુનીઆમાં પ્રખ્યાત થયેલો આ મોટો સાધુ બહુ સમર્થ પંડિત તથા આપણને જે ચીના પંડિતોનાં લખાણો મળ્યાં છે તેમાં સૌથી સારો સંસ્કૃત ભાષાનો પંડિત હતો. સુમાત્રાના હિંદુ સંસ્થાનોમાં આવેલા વિદ્યાનાં મથકોમાંના તેના નિવાસને લીધે તથા તે સમયના મોટામાં મોટા આચાર્યોના હાથ નચે દશ વર્ષ સુધી તેણે નાલંદાના વિદ્યાપીઠમાં અભ્યાસ કરેલો તેથી તે સમયમાં પ્રચલિત સંપૂર્ણ અભ્યાસક્રમ તથા સંસ્કૃત શીખવવાની પદ્ધતિઓનો તેને સારો અંગત પરિચય થયો હતો, અને તેથી તે તેનું ચોક્કસ અને વિગતવાર વર્ણન

કરવા શક્તિવાન થયો હતો 'રેકર્ડ્ઝ ઓફ ધ બુદ્ધિસ્ટ પ્રેક્ટિસિઝ ઇન ઇંડિયા' એટલે 'હિન્દમાં બૌદ્ધ આચારોની નોંધ' નામના પુસ્તકના પાંત્રીશમા પ્રકરણમાં તેણે એ વિષયની કરેલી અદ્વિતીય સમાલોચના છે 'એ રેકર્ડ ઓફ ધ બુદ્ધિસ્ટ રીલિજ્યન એઝ પ્રેક્ટિસ્ડ ઇન ઇંડિયા એન્ડ ધ મલાયા આર્કિપેલેગો' એટલે 'હિંદ અને મલાયા દ્વીપ સમૂહોમાં આચરાતા બૌદ્ધ ધર્મની નોંધ' નામના તેના દીર્ઘગ્રન્થ ગ્રંથનો જે. ટકાકુસુએ સુંદર તરજુમો કરેલો છે (ઓક્સફર્ડ ક્લેરેન્ડન પ્રેસ, ૧૮૯૬) બૌદ્ધ સંપ્રદાય અને સંસ્કૃત વાઙ્મયના ઇતિહાસને માટે એ ગ્રંથ અમૂલ્ય છે. પણ તેમાંથી રાજકીય ઇતિહાસના સાધન નહિ જેવા જ મળે છે



# પ્રકરણ બીજું

## એલેગ્ઝાંડર પહેલાના રાજવંશ.

### ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ઇ. સ. પૂર્વે ૩૨૬.

**ઇતિહાસ સાલવારીથી મર્યાદિત છે**

મહાભારત નામના મહાન વીર કાવ્યમાં વર્ણવેલા અને ઇસ્વીસનની શરૂઆતની ત્રણ હજારથી વધારે વર્ષ પૂર્વે જમના નદીના કિનારા પર કુરૂના અને પાંડુના પુત્રો વચ્ચે થયેલા પ્રખ્યાત મહાન યુદ્ધથી શ્રદ્ધાળુ હિંદુને મન હિંદનો રાજકીય ઇતિહાસ શરૂ થાય છે.[1] હાલના ટીકાકારને પુરાણ વાર્તામાં ચોકસ ઇતિહાસ જેવું કાંઇ માલૂમ પડતું નથી અને સમયના પ્રવાહમાં નીચે વાડે બહુ દૂર સુધી પ્રયાણ કરે છે ત્યારેજ તેને ચોકસ બનેલી વાતોં રૂપી નાંગરણ મળે છે. ઇતિહાસને માટે ઉપયોગી થવા માટે બનાવો કાંઇ ચોકસ સાલવારી ક્રમમાં ગોઠવાય એવા અને તદ્દન ચોકસ રીતે નહિ તો કાંઇક આશરા પડતી રીતે સમય નિર્ણય કરી શકાય એવા હોવા જોઇએ. ચોકસ સાલવારી નક્કી થઇ હોય એવી બીનાઓ ભાષાશાસ્ત્ર, માનવસંધ શાસ્ત્ર અને બીજાં વિજ્ઞાનો માટે અણમોલી થઇ પડે ખરી, પણ ઇતિહાસકાર માટે તે નકામી છે. ઐતિહાસિક યુગ પૂર્વના હિંદના સંબંધમાં વિજ્ઞાનની દ્રષ્ટિએ અતિશય કિંમતી એવી અસંખ્ય

૧. ઈ. સ. પૂર્વે ૩૧૦૨ નું કલિયુગનું વર્ષ સાધારણ રીતે મહાભારતના યુદ્ધનું ગણાય છે, અને યુધિષ્ઠર સંવત જોડે તેની એકતા સ્થાપવાનો યત્ન છે. કેટલાક ખગોળવેત્તા એ યુદ્ધનો સમય પાંચ, છ સૈકા મોડો કલ્પે છે. (કનિંગહામ-ઇંડિયન ઇરાઝ, પૃ. ૬, ૧૩) જુઓ ફલીટ, જે. આર. એ. એસ, ૧૯૧૧ પૃ. ૬૭૫; અને આર. શ્યામ શાસ્ત્રી. ગવામ અયન (માયસોર, ૧૯૦૮)

બાબતો હાલની શોધખોળને પરિણામે પ્રકાશમાં આવી છે, પણ એ બીનાઓની સાલનો નિર્ણય કરવાનું અશક્ય હોવાથી તેને ઇતિહાસકારના ક્ષેત્રમાંથી બાતલ કરવી પડે છે, કારણ કે તેની દ્રષ્ટિ તો સાલવાળા અને સાલ વગરના બનાવોને છુટા પાડતી રેખા ઓળંગી શકતી નથી

**ઐતિહાસિક યુગનો પ્રારંભ**

હિંદના પ્રસંગમાં એ રેખા વહેલામાં વહેલી ઇ સ. પૂર્વે સાતમા સૈકાની અધવચમાંથી દોરી શકાય એમ છે એ સમય પ્રગતિનો હતો અને સમુદ્રપારના વેપારની અભિવૃદ્ધિ અને લેખનકળાના બહોળા પ્રચારને લીધે ધ્યાન ખેંચે એવો હતો આશરે તે સમય સુધી હિંદના વતનીઓ, ઘણી બુદ્ધિશાળી જાતિઓના સુદ્ધા, સામાન્ય રીતે લેખનકળાના બીન જાણગાર હોય એમ જણાય છે જ્ઞાનની આપ લે માટે તેમને અતિ ઉચ્ચ રીતે કેળવાયેલી યાદદસ્ત શક્તિ પર આધાર રાખવો પડતો હતો [૨]

**ઉત્તર હિંદમાં મોટા રાજ્યો**

એ સમયે હિંદના ઘણા મોટા પ્રદેશ જંગલોથી ઢંકાયેલા હતા અને પરિણામે તે જંગલી પશુઓના અને આછી વસ્તીવાળી જંગલી ટોળીઓના ઘર થઇ પડયા હતા ઉત્તર હિંદમાં ઘણા મોટા વિસ્તારવાળા પ્રદેશો અણુકથ્યા સૈકાઓથી વધારે ઓછા સુધરેલા સમાજોની વસ્તીવાળા

---

૨ ઈ સ પૂર્વે આઠમા સૈકામાં અથવા તેથી પણ વહેલું નૈઋત્ય કિનારાના વેપારીઓએ લખવાની કળા હિંદમાં દાખલ કરી હશે એ કળાનું જ્ઞાન ધીરે ધીરે ઉત્તર તરફ પ્રસર્યું હોય એમ જણાય છે [redacted] સ પૂર્વે સાતમા સૈકામાં ઘણે ભાગે તે ત્યાં સારી પેઠે ફેલાયેલું જણાય છે પણ ખરેખર ચોકસ સાલવારી માટે કાંઈ પ્રમાણ નથી એટલું તો સ્પષ્ટ જ છે કે ઈ સ. પૂર્વે ચોથા કે પાંચમા સૈકામાં લખાયેલા જુનામાં જુના શિલાલેખો પહેલા ઘણા સમયથી લેખનનો પરિચય લોકોને થયો હશે

હતા. એ જાતિઓએ નહિ નોંધાયેલા ભૂતકાળમાં વખતો વખત વાયવ્ય મોખરાના પર્વત રૂપ અંતરાયો ભેદ્યા હતા. લગભગ એમના જેવી જ આગળ વધેલી દ્રવિડ જાતિઓના હિંદમાં થયેલા આગમન વિષે ખરૂ જોતાં કાંઇજ નક્કી કરવામાં આવ્યું નથી. એ જાતિઓ ક્યારે, ક્યાંથી અને કેવી રીતે આવી, દક્ષિણની ઉચ્ચ ભૂમિ પર પ્રસરી અને હિંદના દ્વીપકલ્પ ભાગના છેડા સુધી વિસ્તરી, એ વિષે આપણે કાંઇ જ જાણતા નથી. હિંદુકુશ અને પામીરના પર્વતો ઉપરથી પાણીના રેલાની પેઠે ઉતરી આવેલી, ખડતલ અને ચપળ બુદ્ધિવાળી, આર્યભાષા બોલતી વસ્તીથી પંજાબનાં અને ગંગાના ઉપર વાડેના પાત્રના પ્રદેશોને ભરી નાંખતી જોસીલી જાતિઓનાં ચઢતી પડતીના અહેવાલો જેટલું જ આપણું તે બાબતનું જ્ઞાનભંડોળ છે. એ નવી જાતો તે પ્રદેશમાં પ્રથમથી વસતી મૂળ જાતિઓ કરતાં ચઢીઆતી હતી એમાં કાંઇ પણ પ્રશ્ન જ નથી. હિમાલય પર્વત તથા નર્મદા નદીની વચ્ચેનો સ્થિર વસ્તીવાળો પ્રદેશ કેટલાંક સ્વતંત્ર રાજ્યોમાં વહેંચાઇ ગયો હતો. તેમાંના કેટલાંક રાજશાહી તંત્રવાળાં અને કેટલાંક લોકશાહી તંત્રવાળાં હતાં. તે કોઇ સાર્વભૌમ સત્તાને આધીન નહોતાં. તે બહારની દુનીઆ જોડે સંબંધ વગરનાં અને પરસ્પર લઢવા માટે છુટાં હતાં. ઇ. સ. પૂર્વેના ચોથા કે પાંચમાં સૈકામાં એકત્ર કરવામાં આવેલી, પણ તેથી વધારે પ્રાચીન સમય પર દ્રષ્ટિ રાખતી ઘણી પ્રાચીન સાહિત્ય પ્રણાલી–કથાઓમાં હાલના પેશાવર અને રાવળપિંડિ જીલ્લાઓનો સમાવેશ કરતા, અને પંજાબને છેક વાયવ્ય છેડે આવેલા ગાંધાર પ્રદેશથી માંડી અવંતિ કે માળવા સુધીના પ્રદેશોમાં એવાં સોળ રાજ્ય ગણાવેલાં છે. અવંતિના રાજ્યધાની શહેરનું પ્રાચીન ઉજ્જયિની નામ હજુ જેવું ને તેવું વગર બદલાયે ટકી રહેલું છે.

જે પ્રાચીન હિંદી પુસ્તકોમાંથી આપણા ઇતિહાસની પાયારૂપ માહીતિ આપણે તારવી કાઢીએ છીએ

**ધર્મ અને ઇતિહાસ** તે પોતે ઇતિહાસના પુસ્તક હોવાનો દાવો કરતા નથી તે તો મોટે ભાગે વિવિધ જાતના ધાર્મિક પુસ્તકો છે. એવા પુસ્તકોમા ધાર્મિક તત્ત્વ અવશ્ય આગળ પડતું સ્થાન લે છે અને દુન્યવી બાબતો બહુ જ ગૌણસ્થાન લે છે આથી કરી પ્રસંગોપાત્ત નોંધવામા આવેલી રાજકીય ઇતિહાસની વિગતો હિંદી ધર્મની અભિવૃદ્ધિમા ઘણા આગળ પડતા દેશોને ઉદ્દેશીને મુખ્યત્વે હોય છે

ઐતિહાસિક યુગની પહેલાના સમયની જુનામાં જુની ધર્મકલ્પનામા જૈન તથા બૌદ્ધ સંપ્રદાયના મૂળ છે,

**જૈન અને બુદ્ધસંપ્રદાય** પણ આપણી જાણ મુજબ તો તે સંપ્રદાયો અનુક્રમે વર્ધમાન મહાવીર અને ગૌતમ બુદ્ધે સ્થાપેલા છે આ બંને તત્વવેત્તાઓ ઘણા વર્ષ સુધી સમકાલીન હતા અને હાલના દક્ષિણ બિહાર અને તે સમયના મગધ રાજ્યમા તેમના જન્મ, સ્થિતિ અને લય અથવા મરણ થયા હતા મહાવીર એ ગંગાની ઉત્તરે આવેલા વૈશાલિ નામના પ્રખ્યાત શહેરના એક ઉમરાવનો પુત્ર હતો, એટલું જ નહિ પણ મગધના રાજકુટુંબનો તે નિકટનો સગો હતો એ મગધ રાજ્યના મુલકમા અને હાલના પટણા જીલ્લામા આવેલા પાવા મુકામે તેનું મરણ થયુ હતું

એનાથી વધારે ઉત્તરે નેપાલની ટેકરીઓની તળેટીમા આવેલા શાક્યપ્રદેશમા ગૌતમબુદ્ધનો જન્મ થયો હતો મગધમા આવેલા બુદ્ધ ગયા આગળ એને ઘણા જાણવા જેવા આધ્યાત્મિક અનુભવ થયા ત્યારબાદ એજ દેશની અંદર ઘણા વર્ષ સુધી તેણે પોતાના ધર્મનો પ્રચાર કર્યો આમ હોવાથી વૈશાલિ પાટનગર[1]વાળા વજ્જિરાજ્યની

[1] બસાર અથવા બસાર્હ (ઉ અક્ષાંશ ૨૫° ૫૯', પૂર્વ રેખાંશ ૮૫°૮') તેમજ તેની પાસેનું મુઝફ્ફરપુર જીલ્લાનુ બખિરા ગામ જે પટણાની ઉત્તરે અને સહેજ પશ્ચિમ તરફ આશરે ૨૭ માઈલ પર આવેલુ છે તેજ પ્રાચીન વૈશાલિનુ સ્થાન બતાવે છે એમા કાંઈ જ શક નથી (વી. એ. સ્મિથ

અને મગધ રાજ્યની તેમજ તેને તાબેના અંગ રાજ્યની (ભાગલપુર) ઘણીખરી વાતો જૈન અને બૌદ્ધ પુસ્તકોમાં આવે છે.

**કોશલ અને કાશી**

મગધ પાસેનું કોસલનું રાજ્ય એટલે હાલનો અયોધ્યા વિભાગ મગધ જોડે અનેકવિધ સંબંધની ગાંઠોથી જોડાયેલું હતું. રાપ્ટિ નદીના મૂળ આગળની ટેકરીઓની તળેટીમાં આવેલી એ રાજ્યની રાજ્યધાની શ્રવસ્તિ[૨] બુદ્ધના ઘણાં અસરકારક વ્યાખ્યાનોની ભૂમિ થઈ હતી.

પાછળથી, મગધે લીધેલું સ્થાન ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામા કોસલ રાજ્યે લીધું જણાય છે. તે સમયે આખા ઉત્તર હિંદમાં એક મોટા આબાદ રાજ્ય તરીકે તેણે અગ્રસ્થાન ભોગવ્યું જણાય છે. આમ હોવાથી તેનું નામ પણ તેના પ્રતિસ્પર્ધી રાજ્ય જેટલીજ વાર લેવાયેલું જણાય છે. ઐતિહાસિક યુગની શરૂઆતમાં કાશી અથવા

---

વૈશાલિ, જે. આર. એ. એસ; ૧૯૦૨ પૃ. ૨૬૭-૮૮ ). જુઓ બ્લૉકનું '.એક્કેવેશન્સ એટ બસાહ' આર્કીઓલ. સ. એન્યુ રીપોર્ટ; ૧૯૦૩-૪ પૃ. ૮૧-૧૨૨.

૨. ઉત્તર અયોધ્યામાં ગોંડ અને બાહેંક જીલ્લાની સરહદ પર આવેલાં સાહેથ માહેથનાં ખંડિયેરોને શ્રવસ્તિનાં સ્થાનસૂચક ઠરાવનાર નવા પુરાવાને માનવા એ ઘણું અઘરૂં છે. એ પુરાવા સારરૂપે જે. આર. એ. એસ., ૧૯૦૯ નાં પૃ. ૧૦૬૬-૮ સુધીમાં આપેલા છે છતાં પણ એટલી વાત તો રહે છે કે જે. આર. એ. એસ , ૧૮૯૮ નાં પૃષ્ટ ૫૦૨-૩૧ માં નકશા સાથે અને તેનાજ ૧૯૦૦ ના પૃ. ૧ થી ૨૪ સુધીમાં મેં પહેલાં આગળ કહેલી એ નગરનું નેપાલમાં રાપ્ટિના મૂળ આગળ સ્થાન હોવાની વાતને ફાહિઆન અને હ્યુઆન્ત્સાંગની નિત્ય નોંધનો ટેકો મળે છે. એ બંને મુસાફરી નોંધમાં ભુલ હતી એવી માન્યતા સારી સમન્નૂતિ વગર હું માની શકતો નથી. શ્રવસ્તિનીપાસે આવેલાં કહેવાતાં ચાર ગામનાં સ્થાન સાહેથ-માહેથ પાસે પણ નકી કરી શકાય એમ છે, એ કથનનું વિગતોથી સમર્થન કરવાની જરૂર છે.

વારાણસીના નાના રાજ્યે તેનુ સ્વાતંત્ર્ય ગુમાવ્યુ હતુ એને કોસલ રાજ્યે પોતાના મુલકમા ખાલસા કરી ભેળવી દીધુ હતું અને ત્યારથી તે રાજ્યના ભાગ્ય જોડે એનુ ભાગ્ય પણ દૃઢ રીતે જોડાયેલુ હતું એ નાના રાજ્યની પ્રાચીન પુસ્તકોમા જે કાંઈ ખ્યાતિ છે તે કાંઇ તેના બળવાન કોસલ રાજ્ય સાથેના સબધને કારણે નથી, પણ બૌદ્ધ સઘના ઇતિહાસમા તે એક ઘણાજ પવિત્ર ધામ તરીકે, અને પ્રથમ જાહેર ઉપદેશ કરી ભગવાન બુદ્ધે ત્યા પ્રથમ ધર્મચક્ર પ્રવર્તાવવાનું શરૂ કર્યું એ કારણે છે

મગધનુ રાજ્ય

જૈન અને બૌદ્ધોને જુના દેવોને પૂજનાર બ્રાહ્મણો વિધર્મી ગણતા હતા સનાતની બ્રાહ્મણ ધર્મ પાળનારા હિંદુઓમા મગધમા આવેલા કાશી અને ગયા અતિશય પવિત્ર સ્થાન તરીકે ખ્યાતિ પામ્યા છે તેથી જૈન અને બુદ્ધ ગ્રથોમાથી એ સ્થાનો વિષે મળતી વિગતવાર માહીતિમા કાંઈપણ વધારો થતો નથી પણ સનાતની દેવોના માનમા લખાયેલા પુરાણોમા મારે નશીબે મગધના બૌદ્ધ મતાનુયાયી તેમજ બીજા રાજાઓની યાદીઓ આપેલી છે એ પુરાણો રચાયા તે પહેલા મગધ હિંદના રાજકીય અને ધાર્મિક કેંદ્ર તરીકે સ્વીકારાયુ હતું આ કારણથી જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ ગ્રથો ભેગા મળી આપણને મગધ, અગ, કોસલ, કાશી અને વૈશાલિ વિષે ઘણુ કહે છે, ત્યારે હિંદના બીજા ઘણાખરા ભાગોના ઇતિહાસની બાબતમા તે આપણને અધકારમા નાખે છે

શૈશુનાગ વંશ

પુરાણોમા આપેલી રાજ્યવંશોની યાદીમા શૈશુનાગનો વંશ છે તે ઐતિહાસિક દૃષ્ટિએ ખરો હોવાનો દાવો કરી શકે એમ છે તેના સ્થાપનાર શિશુનાગ અથવા શિશુનાક ઉપરથી તેનું નામ પડ્યુ જણાય છે

હાલના પટણા અને ગયા જીલ્લાવાળા પ્રદેશમાના એક નાના—

રાજ્યનો તે રાજા હતો એમ દેખાય છે.

ઇ. સ. પૂર્વે ૬૮૨

ગયા પાસેની ટેકરીઓમાં આવેલું રાજગૃહ તેનું પાટનગર હતું. તેણે પોતાના પુત્રને કાશીમાં મૂક્યો અને જાતે રાજગૃહ પાસે ગિરિવ્રજમાં નિવાસ કર્યો, એટલી હકિકત સિવાય એના ઇતિહાસ વિષે બીજું કાંઇ જાણવા મળ્યું નથી. એ વંશના બીજા, ત્રીજા અને ચોથા રાજાઓનાં પણ નામ માત્ર મળે છે.

બિંબિસાર ઇ. સ. પૂર્વે ૫૮૨

આ વંશના પાંચમા રાજા બિંબિસાર અથવા શ્રેણિક વિષે જ કાંઈક ચોકસ અને સંગીન માહીતિ મળે છે. જુના રાજગૃહની આસપાસ આવેલા ટેકરીઓના કુંડાળાની ઉત્તરે બહારનું શહેર–નવું રાજગૃહ તેણે વસાવ્યું કહેવાય છે. વળી રાજગૃહની પૂર્વે આવેલું હાલના ભાગલપુરને મળતું અને ઘણુંખરૂં મોંઘીર[1]નો સમાવેશ કરતું અંગનું રાજ્ય તેણે ખાલસા

---

૧. એસ. બી. ઈ. ગ્રંથાંક ૨૨, પુસ્તકપરિચય, જેકોબિ. ગયાથી લગભગ ઇશાનમાં અને પટણાથી દક્ષિણ-અગ્નિ ખૂણે ઉત્તર અક્ષાંશ ૨૫°૨′ અને પૂર્વ રેખાંશ ૮૫°૨૬′ માં રાજગૃહ આવેલું છે. ટેકરીઓના વર્તુળની અંદર આવેલું ઘણું પ્રાચીન નગર પુરાણમાં વર્ણવેલા જરાસંઘે વસાવેલું જણાય છે. તે કુશાગારપુરને નામે પણ ઓળખાતું હતું. રાજગૃહમાં ઘણાં આધુનિક જૈન મંદિરો છે, અને ઘણા જૈન યાત્રાળુઓ ત્યાં હમેશાં આવતા રહે છે. તેઓ તેને પારસનાથ અને પાવાપરીની હારમાં મુકે છે. ડૉ. જે. એચ. માર્શલના આર્કીઓલૉજીકલ સર્વેના વાર્ષિક અહેવાલ ૧૯૦૫-૬ માં એના વિસ્તીર્ણ સ્થાનની બાબતનો ઘણો વિશ્વસનીય અહેવાલ છે. એની પહેલાં પ્રસિદ્ધ થયેલા બધા લેખોના તેમાં ઉલ્લેખ છે અને તેની જોડે એક સારો નકશો આપવામાં આવ્યો છે. આ અતિ અગત્યના સ્થળે અત્યારસુધીમાં થયેલી શોધખોળો પ્રાથમિક તપાસણી જેટલી જ છે. પુરી તપાસ માટે કેટલીક મોસમોના કામની જરૂર પડશે. હિંદનાં ઘણાં પ્રાચીન સ્થાનોનાં ભેદ થોડા અપવાદ થે હજુ છુપા જ છે.

કર્યાનું કહેવાય છે એ સમય પછીના સૈકામા મગધ રાજ્યે આધિપત્યનું સ્થાન મેળવ્યુ તથા મહત્તા તરફ તે આગળ વધ્યુ તેના પહેલા પગલા તરીકે અગ રાજ્યને ખાલસા કરવાનુ કાર્ય હતુ આ જોતા બિંબિસારને આપણે મગધ સામ્રાજ્યસત્તાનો ખરો સ્થાપનાર લેખવો જોઇએ પડોશી રાજ્યોમાના વધારે બળવાન જોડે લગ્નસબધ સ્થાપી તેણે પોતાનુ સ્થાન મજબૂત બનાવ્યુ તેણે એક પત્ની કોશલ રાજવંશમાથી લીધી અને બીજી વૈશાલિના પ્રબળ વગવસીલાવાળી લિચ્છવિ ટોળીમાથી મેળવી બિંબિસારના વારસ અને યુવરાજ તરીકે પસદ કરવામા આવેલો તેનો રાજકુવર અજાતશત્રુ જે કુણીક કે કુનિયા પણ કહેવાતો તેની મા એ બીજી કુવરી હતી આપણી પાસેના પ્રમાણો પર વિશ્વાસ રાખીએ તો બિંબિસારનુ રાજ્ય ૨૮ વર્ષ ચાલ્યુ એમ કહેવાય છે કે તેના અમલને અંતે પોતાના માનીતા કુવરના હાથમા રાજ્યસત્તા છોડી તેણે વાનપ્રસ્થ જીવન સ્વીકાર્યું

**દેવદત્ત**

મનાતની બૌદ્ધપ્રણાલી કહે છે કે કુદરતની ધીમી વિધિની રાહ જોવા જેટલી ધીરજ નહિ હોવાથી બૌદ્ધપ્રણાલી કથામા દુષ્ટ તરકટો કરનાર અને ભેદ પડાવનાર તરીકે જાણીતા થયેલા બુદ્ધના પિતરાઇ દેવદત્તની ચઢવણીથી અજાતશત્રુએ પોતાના પિતાને ભૂખે મારી નાખ્યો ધર્મદ્વેષે હિંદના પ્રાચીન ઇતિહાસને જુદુ સ્વરૂપ આપેલુ છે આ કથા એવા ધર્મદ્વેષનુ પરિણામ હોય એમ સભવે છે ગૌતમનો ઉપદેશ સ્વીકારવાની દેવદત્તે ના પાડી એ વાત નક્કી છે તેણે પહેલાના બુદ્ધોના ધર્મ તરફ પસદગી બતાવી અને એક પ્રતિસ્પર્ધી પથનો તે નેતા બન્યો એ પથ ઇસુખ્રીસ્ત પછીના સાતમા સૈકા સુધી જીવત રહ્યો હતો

સનાતન મતવાદીઓ હમેશા મતાતરને મહાન પાપ ગણતા આવ્યા છે, અને બધા યુગોમા નિષ્ફળ નીવડેલા ધર્મબખેડારને સફળ નીવડેલા સપ્રદાયે અધમ ગણેલા છે દેવદત્તની અધમતાની

સંખ્યાબંધ વાતોનું મૂળ આવું જ કાંઇક હોવાનો સંભવ છે. તેના આશ્રયદાતા રાજકુંવરને પિતૃઘાતની ચઢવણી કરવાની વાતનો સમાવેશ પણ એમાં જ કરવાનો છે.

જૈન સમ્રદાયના સ્થાપનાર વર્ધમાન મહાવીર અને પાછલા યુગોની જાણ મુજબ બૌદ્ધસંપ્રદાયના સ્થાપનાર ગૌતમબુદ્ધ બંને બિંબિસારના રાજ્યમાં મગધમાં ધર્મપ્રચારનું કામ કરતા હતા, એ બાબતમાં કોઇ જાતની શંકા નથી. પણ આમ માનતાં પ્રણાલી-કથામાંની સાલવારીનો મેળ પાડવો અઘરો થઇ પડે એમ છે.

**મહાવીર અને બુદ્ધનું મૃત્યુ**

જૈન સાધુ, અજાતશત્રુની મા તથા બિંબિસારની રાણીનો પાસેનો સગો હતો. અજાતશત્રુના અમલના અંત ભાગના અરસામાં તે મરણ પામ્યો હોવાનો સંભવ છે. ગૌતમ બુદ્ધનું મરણ એના જ અમલનાં શરૂઆતના વર્ષોમાં થયું હતું. એ બનાવ ઈ. સ. પૂર્વે ૫૪૩ માં કે એટલામાં જ થયો એમ માનવા કારણ છે.

**બુદ્ધ અને અજાતશત્રુની મુલાકાત**

ઇ. સ. પૂર્વે ૫૪૪ ના અરસામાં અજાતશત્રુ અથવા જેને જૈનો કૂનિક કહે છે તે ગાદીએ આવ્યો ત્યારે ગૌતમ બુદ્ધ વૃદ્ધ થઈ ગયેલા હતા એ ચોકસ છે. એ રાજા જોડે તેને ઓછામાં ઓછી એક મુલાકાત થઈ હતી.

એક ઘણા પ્રાચીન બૌદ્ધ લેખમાં બુદ્ધ અને અજાતશત્રુનો મેળાપ વિગતવાર રીતે વર્ણવેલો છે. તેમાં એમ જાહેર કરવામાં આવેલું છે કે પોતે માનેલા પાપને માટે પશ્ચાતાપ અને બુદ્ધમાં પોતાની શ્રદ્ધા તેણે દર્શાવ્યાં. બુધ્ધે તેનો પાપનો એકરાર સ્વીકાર્યો. રાજ્ય અને ધર્મસંઘ વચ્ચેના સંબંધના પ્રાચીન બૌદ્ધ ખ્યાલના દ્રષ્ટાંત તરીકે એ વાતના અંતભાગનો ઉતારો નીચે આપવામાં આવે છે :—

'અને જ્યારે તે એમ બોલ્યા ત્યારે રાજા અજાતશત્રુએ ભગવાન-ને કહ્યું "પ્રભો, અતિ ઉત્તમ, અતિ ઉત્તમ' જેમ કોઇ માણસ નીચે ફેંકેલુ વીણી લે, અથવા કોઇ સંતાડેલુ તેને જડે, અથવા ભુલેલાને કોઇ ખરો રસ્તો બતાવે અથવા અંધારામાં દીવો લાવે કે જેથી જેને આંખ હોય તે બહારના આકાર જુએ, તેવી જ રીતે હે, પ્રભુ મને ભગવાને અનેક દ્રષ્ટાંતોથી સત્યનો સાક્ષાત્કાર કરાવ્યો છે. અને હવે પ્રભો' હુ તે ભગવાનને, સત્યને અને મંઘને શરણે જાઉ છુ આજથી મરણ સુધી ઉપલી ત્રણ વસ્તુનું શરણ લીધેના શિષ્ય તરીકે ભગવાન મને સ્વીકારે પ્રભો' હુ પાપનો ભાગી થયો છુ હુ નિર્બળ, મૂઢ અને ખોટો છુ, કારણ કે રાજપદને ખાતર ધર્મિષ્ઠ પુરૂષ અને ધર્મિષ્ટ રાજા એવા મારા પિતાનો મે ઘાત કર્યો છે ભવિષ્યમાં હુ મારી જાતને કાબુમાં રાખુ એટલા માટે હુ મારૂ એ પાપ કબુલ કરૂ છુ અને ભગવાન તે વાત સ્વીકારે"

'ખરેખર રાજા, એમ વર્તવામાં પાપબુદ્ધિએ તારો પરાભવ કર્યો હતો પણ તુ એને પાપ માને છે તથા મત્યને અનુસરી તેને પાપ તરીકે કબુલ કરે છે તેથી અમે તારી કબુલાતનો સ્વીકાર કરીએ છીએ'

'ઓ રાજા, ઉત્તમ પુરૂષોના સંયમની બાબતમાં એવો રિવાજ છે કે જે પોતાના દોષને દોષ તરીકે જુએ છે અને સત્યને અનુસરી તેને સ્વીકારે છે તે ભવિષ્યમાં આત્મસંયમ પ્રાપ્ત કરે છે"

'તેમણે એમ કહ્યુ ત્યારે રાજા અજાતશત્રુએ ભગવાનને કહ્યું, "પ્રભો, હવે અમે જઈશુ અમારે કામનુ રોકાણ છે અને ઘણુ કાર્ય કરવાનુ છે"

'ઓ રાજા, તને યોગ્ય લાગે તે કર'

'પછી ભગવાનના વાક્યથી આનંદ પામેલો રાજા અજાતશત્રુ પોતાને આસનેથી ઉઠ્યો, ભગવાનને પગે લાગ્યો અને જમણે હાથે તેમને રાખી ત્યાંથી ચાલી નીકળ્યો

'હવે રાજા અજાતશત્રુના ગયા પછી ચોડીવારે ભગવાને સંઘના સાધુઓને સંબોધી કહ્યું, "ભાઇઓ આ રાજાને તીવ્ર લાગણી થઇ છે; એનું અંતઃકરણ હાલી ઉઠ્યું છે. ભાઇઓ, એ રાજાએ ધર્મિષ્ટ મનુષ્ય અને ધર્મિષ્ટ રાજા એવા એના પિતાનો ઘાત ન કર્યો હોત તો એ અહીં બેઠો હતો તેટલામાં જ સત્ય દર્શનની ચોખ્ખી અને નિષ્કલંક દૃષ્ટિ તેને પ્રાપ્ત થાત."

'આમ ભગવાન બોલ્યા. તેનાં વાક્યોથી સાધુસંઘને બહુ આનંદ થયો.'

**ટીકા**

સંઘના સાધુઓના આનંદ જોડે સહાનુભૂતિ બતાવવી અઘરી છે. એક મહાન નીતિઉપદેશક પાસેથી આવા અત્યંત ક્રૂરતાભર્યા કૃત્યની કડક અને નિડર ઝાટકણીની આપણે આશા રાખી શકીએ; પણ તેની લેશ માત્ર ગંધ બુદ્ધના શબ્દોમાં નજરે પડતી નથી. દરબારીને છાજે એવા વિનયથી તેના અભાવની અયોગ્યતા જરાએ ઓછી થતી નથી. પણ અમે ઉપર કહ્યું છે તેમ પિતૃઘાતની એ વાત ઐતિહાસિક ઘટના તરીકે ભાગ્યેજ સ્વીકારી શકાય એમ છે. સીલોનનો ઇતિહાસકાર આપણને કહે છે કે અજાતશત્રુ પછી ચાર પિતૃઘાતી રાજા થયા, અને તેમાંના છેલ્લાને યોગ્ય કારણે ગુસ્સે થયેલા પ્રજાજનોની અનુમતિથી તેના પ્રધાને પદભ્રષ્ટ કર્યો. એ ઇતિહાસકાર આપણને ઉપલી હકીકત માનવા કહે છે ત્યારે પણ એ ઘટનાની ઐતિહાસિકતા માટેની આપણી શંકાઓ કમી થતી નથી. પાર્થિયાના ઇતિહાસમાં એક પછી એક એમ ત્રણ પિતૃઘાતી રાજા થયાની આ ઘટનાની સમાંતર ઘટના આવે છે એ વાત ખરી; પણ આ બૌદ્ધપ્રણાલી કથાનું સત્ય સ્થાપવા તે ભાગ્યે જ ઉપયોગી થઇ પડે એમ છે. સંભવ છે કે પાછળથી થયેલા ઘણા હિંદી રાજાઓની પેઠે અજાતશત્રુએ અમુક એકજ પંથ તરફ પક્ષપાત નહિ બતાવ્યો હોય, પણ જુદેજુદે વખતે

દેવદત્તના પ્રમુખપણા નીચે 'પૂર્વના બુદ્ધો'ને પૂજનાર, ગૌતમના સુધરેલા બૌદ્ધો તેમજ જૈનોને રાજ્યાશ્રય આપ્યો હશે. પાછળથી અશોકના સબળ આશ્રય નીચે ઉત્તર હિંદમાં બૌદ્ધ સંપ્રદાય સૌથી આગળ પડતો થયો, ત્યારે ધર્મસંઘના ઇતિહાસ લેખકોની દૃષ્ટિમાં જૈનમત તરફનું વલણ ગુન્હા રૂપ ગણાવા લાગ્યું બીનપાયાદાર અને બહુ ગંભીર પ્રકારના આળોથી પોતાની માન્યતાઓના વિરોધીઓની યાદદાસ્તની વેર નિંદા કરવા તેઓ હમેશાં તત્પર રહેતા.

**કોસલ સાથે વિગ્રહ**

બિંબિસારની રાણીના ભાઇ કોસલના વૃદ્ધ રાજા સાથેના વિગ્રહમાં ભાગ્યદેવી એક વાર એક પક્ષ તરફ તો બીજીવાર બીજા પક્ષ તરફ નમવા લાગી એવું કહેવાય છે કે એકવાર અજાતશત્રુને સાંકળથી બાંધી તેના દુશ્મનની રાજધાનીમાં લઈ જવામાં આવ્યો હતો આખરે સુલેહ કરવામાં આવી અને કોસલની એક કુંવરી મગધ રાજા વેરે આપવામાં આવી. એ વિગ્રહની ખરી બનેલી બીનાઓ યોગ્ય રીતે જણાયેલી નથી, કારણકે તે દંતકથાઓના ઢગથી ઢંકાયેલી છે અને તેમાંથી તેને વીણી કાઢવાનું કામ લગભગ તદન અશક્ય જેવું છે પણ સંભવ છે કે અજાતશત્રુએ એ વિગ્રહ દરમિયાન પોતાના પાડોશી કોસલ રાજ્ય પર મગધ રાજ્યની સરસાઇ સ્થાપી શક્યો એટલું તો નક્કી છે કે કોસલ રાજ્યની આ સમય બાદ સ્વતંત્ર રાજ્યમાં ગણના થઈ જણાતી નથી, અને ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં તો તે મગધ રાજ્યના અંગરૂપ બની ગયું હતું

**વૈશાલિની જીત**

કોસલ રાજ્યને નમાવી અજાતશત્રુની મહત્વાકાંક્ષા ન સંતોષાઈ ગંગાની ઉત્તરે આવેલા, હાલના તિર્હુટના પ્રદેશમાં બૌદ્ધ દંતકથાઓમાં પ્રખ્યાતિ પામેલી લિચ્છવિ જાતિ રહેતી હતી. ઘણુંખરું તેનું મૂળસ્થાન ટિબેટ હતું અને તે સમયે તે આગળ પડતું

સ્થાન ભોગવતી હતી. કોસલ રાજ્યને નમાવવા છતાં ન સંતોષાયેલી અજાતશત્રુની મહત્વાકાંક્ષાએ તેને આ જાતિનો વસવાટનો મુલક જીતી લેવા પ્રેર્યો. એ ચઢાઇ સફળ નીવડી. લિચ્છવિનું પાટનગર વૈશાલિ તેને હાથ આવ્યું અને એ રીતે અજાતશત્રુ તેના માતામહના રાજ્યનો સ્વામી બન્યો. આ વિજેતાએ પોતાનો વિજયી હાથ એ પ્રદેશની કુદરતી સીમારૂપ હિમાલયની તળેટી સુધી લંબાવ્યો, એમ આપણે માની શકીએ. આ સમયથી માંડી ગંગા તથા હિમાલય વચ્ચેનો તમામ મુલક વધારે ઓછી સીધી રીતે મગધ રાજ્યના અધિપતિપણા નીચે આવ્યો.

**પાટલિપુત્રની સ્થાપના**

પોતાના વિરોધી લિચ્છવિઓને રોકવા વિજેતા અજાતશત્રુએ સોન તથા ગંગાના સંગમ આગળ અને સોનને ઉત્તર કિનારે આવેલા પાટલિનામના એક ગામ આગળ એક કિલ્લો બંધાવ્યો. તેના પૌત્ર ઉદયે એ દુર્ગની છાયા નીચે ભરાઈ રહેતા એક શહેરનો પાયો નાંખ્યો. ચોક્કસ એક જ સ્થાન પર નહિ રહેલું અને અનેક યુગોની વસાહતોનો સમાવેશ કરતું એવી રીતે સ્થપાયેલું તે શહેર કુસુમપુર, પુષ્પપુર, પાટલિપુત્ર વગેરે વિવિધ નામોથી ઓળખાતું હતું; અને તેનાં કદ અને ભવ્યતા બહુ ઝડપથી વધી ગયાં. આખરે મૌર્ય વંશના અમલ નીચે તે માત્ર મગધ રાજ્યનું જ નહિ પણ આખા હિંદનું પાટનગર થઇ પડયું.

**શાક્યોની કતલ**

'મહાવંશ' ઉપરથી તો એમ જણાય છે કે બુદ્ધ અજાતત્રુના અમલના આઠમા વર્ષમાં મરણ પામ્યા. એ પુસ્તકમાં આપેલી વિગતો પર વિશ્વાસ મૂકી શકાય એમ નથી.[1] તેના

1. ટિબેટનાં પુસ્તકોમાં લખે છે કે અજાતશત્રુએ ૩૨ વર્ષ રાજ્ય કર્યું. તેના ગાદીએ બેઠા પછી પાંચ વર્ષે બુદ્ધનું મરણ થયું-(રોકહિલનું બુદ્ધ-જીવન, પૃષ્ઠ ૯૧, ૨૩૩). સીલોનના કે બીજા ગમે તે દેશના પુસ્તકોમાં હોય તોપણ આવી બધી વિગતો અવિશ્વસનીય છે.

મરણ પહેલા થોડા સમય ઉપર તેના પૂર્વજોનું નિવાસસ્થાન કપિલ-વસ્તુ કોસલના રાજા વિરૂધકે હાથ કર્યું, અને એમ કહેવાય છે કે બુદ્ધની શાક્ય જાતિની તેણે ભયંકર કતલ કરી આ વાતની આસ-પાસ અદ્ભૂત દંતકથાઓનુ એવુ તો જાડુ પડ બંધાઇ ગયુ છે કે તે બનાવની વિગતો તારવી કઢાય એમ નથી, પણ અદ્ભૂત કથનીઓનું એ પડ કોઇ ખરેખરા બનેલા બનાવની આસપાસ બંધાયુ હોય એ બનવા જોગ છે વિરૂધકને હાથે શાક્યોને બહુ ખમવુ પડ્યુ હશે એટલુ તો આપણે આ ઉપરથી માની શકીએ [૨]

**આશરે ઈ. સ. પૂર્વે પર૭, દર્શક**

અજાતશત્રુના મરણ બાદ (આશરે ઇ સ પૂર્વે પર૭) પુરાણો અનુસાર તેનો પુત્ર દર્શક ગાદીએ આવ્યો, અને તેના પછી તેનો પુત્ર ઉદય આવ્યો [૩] બૌદ્ધ પુસ્તકોમા વચલું નામ ભૂલથી જોડી દેવામા આવ્યુ છે

---

૨ બૌદ્ધ સંપ્રદાયને લગતા બધા પુસ્તકોમા એ વાત છે (બુદ્ધિષ્ટ ઇંડિયા, પૃ ૧૧) પર ર્હીસ ડેવિડ્ઝ પાલિ ગ્રંથોના પ્રમાણોનો ઉલ્લેખ કરે છે. કપિલ વસ્તુના સ્થાન અને ખંડીએર માટે જુઓ મુકરજી અને વી એ. સ્મિથ, 'એન્ટિક્વિટીઝ ઇન ધ ટરાઇ' (કલકત્તા, ૧૯૦૧ વૉલ્યુમ ૨૬, ભાગ ૧, આર્કી, સર્વે, રીપોર્ટર્સ ઇમ્પ, સીરીઝ) હેસ્ટિંગ્ઝનુ એન્સાઇક્લોપીડિયા ઑફ રિલિજ્યન એન્ડ એથિક્સ, એમ વી

૩ પુરાણોમા ઉદયના ઉદયન, ઉદયાશ્વ વગેરે પાઠાંતરો [illegible] બૌદ્ધો તેને ઉદયિભદ્દ (ઉદયિભદ્રક) કહે છે અને તેને અજાતશત્રુના પુત્ર તરીકે બતાવે છે પુરાણો પ્રમાણે તે તેનો પૌત્ર હતો (મહાવંશ પ્રકરણ ૪, રૉ ક્વિલના, લાઇફ ઑફ બુદ્ધમા, ૬૯૭, ર્હીસ ડેવિડ્ઝ, સંવાદો, ૧૮૯૯, પૃ૯, ૬૮) તેના અમલના ચોથા વર્ષમા ઉદયે ગંગાને દક્ષિણ કિનારે પાટલિ-પુત્ર કે કુસુમપુર વસાવ્યુ એમ વાયુ પુરાણ જાહેર કરે છે આ કથન બતાવી આપે [illegible] કે સૌથી જુનુ સ્વસ્થાન કુસુમપુર ગંગાને કિનારે હતુ, અને તેની પછી પાટનગર થયેલા સોન નદી પરના પાટલિપુત્રથી ઠીક દૂર હતું

મહાસેનની પુત્રી ઉદયની રાણી હતી એનો મુલક વત્સ પણ હરીને લેવાબિજ હતો પઘાવતી દર્શક રાજાની બેન હતી અને અવંતીનો રાજા પ્રદ્યોત

અને ઉદયને અજાતશત્રુના પુત્ર અને તેના પછી તરત આવેલા વારસ તરીકે તે બતાવે છે. ઇસ્વીસનના ત્રીજા સૈકામાં ભાસ કવિએ રચેલા કહેવાતા "સ્વપ્ન વાસવદત્તા' નામના નાટકમાં દર્શકને વત્સના રાજા ઉદયનનો અને અવન્તિ કે ઉજ્જયિનીના રાજા મહાસેન ઉર્ફે પ્રદ્યોતનો સમકાલીન બતાવેલો છે. એ નાટક હાથ લાગતાં દર્શક નામનો રાજા મગધમાં હતો અને તેનું પાટનગર રાજગૃહ હતું એ વાત ખરી છે એમ સિદ્ધ થાય છે.

**ઉદય વગેરે આશરે ઇ. સ. પૂર્વે ૫૦૩**

ઉદયનું રાજ્ય આશરે ઇ. સ. પૂર્વે ૫૦૩માં શરૂ થયું એમ આપણે માની શકીએ. તેણે પાટલિપુત્ર અથવા વધારે ચોક્કસ રીતે કહીએ તો તેની પાસેનું કુસુમપુર વસાવ્યું એ દંતકથા સિવાય તેની બાબતમાં બીજી કાંઈ માહિતી નથી.

**ઇરાની જીતો**

આ પ્રકરણમાં સ્વીકારેલી સાલવારી આશરા પડતી પણ ખરી હોય તો અજાતશત્રુનો પુત્ર દર્શક તથા પૌત્ર ઉદય ઇ. સ. પૂર્વે ૫૨૧થી ૪૮૫ સુધીમાં રાજ્ય કરતા ઇરાનના પાદશાહ

---

અથવા મહાસેન પોતાના પુત્ર વેરે તેનું લગ્ન કરવા મથતો હતો. (જેકોબિનો વાસવદત્તાનો તરજુમો. ઇન્ટર્ન, મોનેશર, ફ્યર, વિઝનશેફ્ટ, માર્ચ, ૧૯૧૩). પ્રો ગીગર મહાવંશને પુરા અને હાર્દિક પસંદગી આપતા લેશ માત્ર આચકો ખાતા નથી, પણ તેની ગુંચવાડાભરી હકીકત કરતાં પુરાણોની હકીકત વધારે પ્રમાણરૂપ છે એ વાતનું સમર્થન કરવામાં આ શોધ ઘણી ઉપયોગી થઈ પડે છે. એ વિદ્વાન અધ્યાપક કહે છે કે 'પુરાણોમાં અજાતશત્રુ અને ઉદયન વચ્ચે વળી એક દર્શક નામનો રાજા ઘુસાડી દેવામાં આવે છે. એ ખરેખર ભૂલ છે પાલિ ધર્મગ્રંથો સ્પષ્ટ રીતે કહે છે કે ઉદયિભદ્દ અજાતશત્રુનો પુત્ર અને ઘણું કરીને તેની પાછળ ગાદીએ આવનાર હતો. (તરજુમો, મહાવંશ, ૧૯૧૨, પૃષ્ઠ ૪૪, ૪૫), કમનશિબે ઘણા 'શંકા ન લઇ શકાય એવાં લખાણો' ખરાં હોતાં નથી

હીસ્પેસ્ટીસના પુત્ર ડેરિયસના સમકાલીન હોવા જોઇએ. ડેરિયસ ઘણો બાહોશ રાજ્યકર્તા હતો વિવિધ ચઢાઇઓ દ્વારા એશિયાના ઘણા ભાગનો પરિચય કરાવવા તેણે પોતાના અમલદારોને રોક્યા હતા

આશરે ઇ. સ. પૂર્વે ૫૦૦

આમાની એક ચઢાઇ સિંધુના મુખથી દરીઆમાર્ગે ઇરાન જવાય એમ છે કે નહિ તે નક્કી કરવા માટે આ પછી કેટલાક સમયને અન્તરે મોકલવામા આવી હતી. એ ચઢાઇની સરદારી કેરિયામા આવેલા કેરી એન્ડાના સ્કાઇલેક્ષને આપવામા આવી હતી તેણે ગમે તેમ કરી ગાંધાર દેશમા પજાબની નદીઓમા રહી નીચે સમુદ્ર સુધી જવા માટે વહાણોનો કાફલો સજ્જ કર્યો અને આખરે તેરમે મહિને રાતા સમુદ્રમા તે પહોચી ગયો આ સાહસભરી સફરની વિગતો લુપ્ત થઇ છે પણ આપણે જાણીએ છીએ કે તે સફર દરમિયાન એકઠી થયેલી માહિતી એટલી તો કિંમતી હતી કે તેનો ઉપયોગ કરી ડેરિયસ સિંધુની ખીણને ખાલસા કરી શક્યો અને પોતાના વહાણોના કાફલાને હિંદી મહાસાગરમા મોકલવા શક્તિવાન થયો હતો હિંદના ધનુર્ધારીઓ ઝર્કસિસની સેનાનું કિંમતી અગ થઇ પડ્યા હતા પ્લેટીઆ આગળની માર્ડોનિયસની હારના તે પણ ભાગીદાર હતા. (ઇ સ. પૂર્વે ૪૭૯).

હિંદી પ્રાંત

જીતાયેલા મુલકોનો એક સ્વતંત્ર પ્રાત બનાવવામા આવ્યો. મહારાજ્યનો એ વીસમો પ્રાત રાજ્યનો સૌથી સમૃદ્ધ અને સૌથી વધારે વસ્તી-વાળો ગણાતો હતો ૩૬૦ સોનાના યુબોઇક મિક્કા જેટલી એટલે ૧૮૫ હન્ડ્રેડવેટ સોનું અને નગદ દસ લાખ જેટલી ખડણી તે પ્રાતની આવતી એશિયાના કુલ પ્રાંતોમાથી આવતી ખડણીના ત્રીજા ભાગ જેટલી તે થવા જતી હતી એ હિંદી પ્રાતની ચોક્કસ મર્યાદા નક્કી કરી શકાય એમ નથી પણ આપણે એટલું તો જાણીએ છીએ કે તે એરિયા અથવા હેરાત, એરેકોશિયા

અથવા કંદહાર અને ગંડારિયા અથવા વાયવ્ય પંજાબ કરતાં જુદો પ્રાંત હતો. એમાં કાલા બાગથી દરિયા સુધીનો સિંધુનો માર્ગ આવી જતો હશે અને તેમાં આખા સિંધનો તેમજ સિંધુની પૂર્વે આવેલા પંજાબના ઘણા મોટા ભાગનો સમાવેશ થઈ જતો હશે. આ સમય પછી આશરે બે સૈકાને અંતરે અલેગ્ઝાંડરે હિંદ પર ચઢાઇ કરી ત્યારે સિંધુ નદી હિંદ અને ફારસી રાજ્યની વચ્ચેની મર્યાદા ગણાતી હતી અને પંજાબ તેમજ સિંધ બંનેમાં સ્થાનિક રાજાઓનાં નાનાં નાનાં રાજ્ય આવી રહ્યાં હતાં. પ્રાચીન સમયમાં નદીઓના માર્ગ હાલના કરતાં તદ્દન જુદા હતા અને સિંધ અને પંજાબના ઘણા મોટા ભાગ હાલ વેરાન છે, તે તે સમયે આબાદ અને સમૃદ્ધિશાળી હતા. આ બીનાથી ઇરાની રાજાનો વીસમો પ્રાંત અચંબો પમાડે એવી ખંડણી કેવી રીતે આપી શકતો હતો તે સમજાય છે.

પુરાણોની યાદી અનુસાર ઉદયની પછી નંદીવર્ધન અને મહાનંદી આવ્યા હતા, પણ તે બંનેની બાબતમાં નામ શિવાય બીજી કાંઇ જ માહિતી નથી. એમના અમલનો અવધિ અનુક્રમે ૪૦ કે ૪૨ વર્ષ અને ૪૩ વર્ષ એટલે કુલે ૮૩ કે ૮૫ વર્ષનો આપવામાં આવ્યો છે, તે ખરો હોવાનો સંભવ નથી. એ રાજાઓનાં નામ નંદીવર્ધન અને મહાનંદી હતા તે ઉપરથી તે નંદ વંશના હતા એવું અનુમાન વાજબી થઇ પડે છે. એમ કહેવાય છે

ઇ. સ. પૂર્વે ૪૭૦

કે શૈશુનાગ વંશના છેલ્લા રાજા મહાનંદીને એક શુદ્ર એટલે હલકી જાતની સ્ત્રીથી મહાપદ્મનંદ નામનો પુત્ર થયો હતો. એ ગાદી બથાવી પડયો અને તેમ કરી તેણે નંદવંશની સ્થાપના કરી. આ બનાવને ઇ. સ. પૂર્વે ૪૧૩ ના અરસામાં મૂકી શકાય.

ઈ. સ. પૂર્વે ૪૧૩

આ બિંદુએ આપણાં બધાં પ્રમાણ ન સમજાય એવાં તથા

નંદો

ન મનાય એવા થઈ જાય છે પુરાણો ઉપરથી જણાય છે કે શૈશુનાગ વંશના છેલ્લા બે રાજા પછી નવનંદો એટલે કે મહા પદ્મનંદ (૮૮ વર્ષ) અને તેના આઠ પુત્ર (૧૨ વર્ષ) આવ્યા. એ પુત્રોમાંનો પહેલો સુકલ્પ હતો. આમ જોતા એ બે પેઢીએ એક સૈકા સુધી રાજ્ય કર્યું જણાય છે એ તો સ્પષ્ટ છે કે કોઇપણ રીતે ઇતિહાસમાં અસત્યના અંશ ભળ્યા છે અને એ માહિતી ખરી હોઇ શકે નહિ એથી આગળ વધી એ વંશના અવાધને ૧૫૫ વર્ષ જેટલો વધારી જૈનો ખરેખર મનુષ્ય બુદ્ધિ પર અત્યાચાર કરે છે બૌદ્ધ માર્ગના મહાવંશ, દીપવંશ અને અશોકાવદાન એ બધા ખીચડાને અત્યંત અસ્પષ્ટ અને વિરોધી વાતોથી ભરી ગુંચવાડામાં વધારો કરે છે બધી પ્રણાલી કથાઓમાં 'નવનંદ' ના નામથી ઓળખાતા રાજાઓનો ઇતિહાસ આમ ખોટી રીતે આપવામાં આવ્યો છે તે ઉપરથી એમ માની શકાય કે એમ કરવામાં પ્રબળ મતાંતર કારણભૂત હોય.

ગ્રીક અહેવાલો

ગ્રીક અને રોમન ઇતિહાસકારોએ તેમની માહિતી મેગાસ્થનીસ અથવા અલેગ્ઝાંડરના સાથીઓ પાસેથી મેળવેલી છે આમ હોવાથી તેમના તરફથી મળતી માહિતીને મૂળ માણસોથી બીજે પગલે આવેલી સમકાલીન સાહેદી તરીકે ગણી શકીએ એ માહીતિ ખરા ઇતિહાસપર કાંઇક પ્રકાશ નાખે છે ઇ સ પૂર્વે ૩૨૬ માં હાઇફેસીસ આગળ અલેગ્ઝાંડરને આગળ વધતો અટકાવવામાં આવ્યો ત્યારે 'ભાગલ' અથવા 'ભાગેના' નામના એક દેશી રાજાએ તેને ગંગાને કિનારે આવેલા ગંગરાઇડી અને પ્રાસી પ્રજાના રાજાનુ નામ કહેલ હતું એ નામના અપરિચિત ઉચ્ચાર પરથી ગ્રીકો જે સમજ્યા તે મુજબ તે નામ ઝ્રૅન્ડ્રેમિસ અથવા અગ્રેમીસ હતું પોરસે પણ એ વાતનું સમર્થન કર્યું હતું. એ રાજા પાસે ૨૦,૦૦૦

ઘોડેસ્વાર, ૨૦૦૦૦૦ પાયદલ, ૨૦૦૦ રથ અને ૩૦૦૦ કે ૪૦૦૦ હાથીની સેના હતી એમ કહેવાતું હતું. પ્રાસી રાજ્યની રાજ્યધાની તો પાટલિપુત્રજ હતું એટલે અલેગ્ઝાંડરને મળેલી હકીકત મગધના રાજાને ઉદ્દેશીનેજ હોઇ શકે. તે રાજા અહિંની પ્રણાલી કથામાં સૂચવાયેલા નંદોમાંનો કોઇએક હોવો જોઇએ. તે સમયે રાજ્ય કરતો રાજા તેનાં દુષ્ટતા તથા હલકી ઉત્પતિને લીધે લોકોમાં બહુ અપ્રિય થઇ પડયો હતો એમ કહેવાય છે. એમ કહેવાય છે કે તે એક હજામનો પુત્ર હતો. એની પહેલાંના કાયદેસર રાજાની રાણીનો તે હજામ યાર હતો, તેણે તે રાજાનો વધ કરવાની વ્યવસ્થા કરી, અને તેના પુત્રોના પાલક હોવાના બહાના નીચે તેમને પોતાની સત્તા નીચે તેણે આણ્યા; અને આખા રાજકુટુંબનો ઉચ્છેદ કર્યો. તેમના ઉચ્છેદ પછી તેને એક પુત્ર થયો. અલેગ્ઝાન્ડરની ચઢાઇ વખતે એ પુત્ર રાજ્ય કરતો હતો. પોતાની જાત કરતાં તે તેના પિતાની જાતને વધારે લાયક હતો અને તેથી પ્રજાના તિરસ્કાર અને ધિક્કારનું પાત્ર તે બની રહ્યો હતો.[1]

**હિંદી પ્રણાલી કથાઓ**

નંદવંશની ઉત્પત્તિ શંકાને પાત્ર હતી અને તેમાં માત્ર એજ પેઢી આવતી હતી એવા પુરાણોના કથનને આ વાર્તા ટેકો આપે છે. પહેલો નંદ મહાપદ્મનંદ ભાવી ભાગ્યથી પ્રેરાયેલો હતો તથા તેનો અમલ ઉંચ વર્ણના અથવા ક્ષત્રિય રાજાઓનો અંત તથા શુદ્ર ગણાતા હલકા રાજાઓના અમલની શરૂઆત બતાવે છે એમ કહી જુનામાં જુનાં પુરાણો તેને નિંદે છે. મહાવંશ છેલ્લા

---

૧. એગ્રેમીસ ( કર્ટિયસ પુ. ૯, પ્રકરણ ૨ ) ઝેંડ્રેમીસ ( ડાયોડોરસ પુસ્તક ૧૭, પ્રક. ૯૩ ). એ વાર્તાનાં બધાં હિંદુ અને ગ્રીક પાઠાંતરો એચ. એચ. વિલ્સનના 'મુદ્રા રાક્ષસ' ની પ્રસ્તાવનામાં ભેગા કરેલા છે. ( થીએટર ઑફ હિંદુઝ, ii, પૃષ્ઠ ૧૨૯–૧૫૦ ). 'બૃહત્કથા' અને મેકેન્જી હસ્તલિખિત પ્રતમાં આપેલી વાતો તો માત્ર લોકકથાનક છે.

નદને 'ધન' એવુ નામ આપી પહેલા નદ પર ધનલોભી હોવાનો આક્ષેપ કરે છે ચીનાઇ યાત્રી હ્યુએનત્સાગ નદરાજા ઘણા ધનવાન રાજા તરીકે પ્રખ્યાત હતો એવો ઉલ્લેખ કરે છે

**સારાંશ**

આ બધી સૂચનાઓને સાથે મૂકતા આપણે ઠીક ખાત્રીથી એવો નિર્ણય કરી શકીએ કે નદકુટુબની ઉત્પત્તિ ખરેખર હલકી હતી કાયદેસર રાજાનું ખૂન કરી તેણે રાજ્યસત્તા મેળવી હતી અને એ રાજ્યસત્તા તેની પાસે માત્ર બે પેઢી સુધીજ રહી ગ્રીક લેખકો સાખ પુરે છે કે રાજ્યસત્તા બથાવી પાડનારનુ લશ્કરી બળ ઘણુ જબરૂ હતુ, પણ તે બિબિસાર અને અજાતશત્રુ ની જીતોનુ પરિણામ હતુ અને સભવ છે કે એ જીતો તેમની પછી આવેલા રાજાઓએ ચાલુ રાખી હતી, એમ માનવા કારણ છે. નદના રાજ્યના વિસ્તારની મર્યાદા ચોક્કસ રીતે બાધી શકાય એમ નથી તથા તે વશની મુદત પણ ચોકસાઇથી નક્કી કરી શકાય એમ નથી એટલુ તો નક્કીજ છે કે એ બે પેઢીઓ એકસો પચાવન વર્ષ સુધી તો નહોતીજ ટકી તે સો વર્ષ સુધી ચાલી એ પણ બનવા જોગ નથી, છતા તેની ખરી મુદતનો નિર્ણય કરવો અશક્ય છે[૨] એકાણુ વર્ષનો સમયાવધિ માની લઇએ તો તેનો ચોક્કસ સાલવારી જોડે મેળ બેસે છે

---

૨ રાજાઓની બે પેઢીનો નાવે ચઢેલો લાબામા લાંબો ગાળો ઓરિસાના ઇતિહાસમા જરૂર છે શિલાલેખોથી સિદ્ધ થાય છે કે ચોરગગે શાકે ૯૯૮ થી ૧૦૬૯ સુધી એટલે લગભગ ઈ સ ૧૦૭૬ થી ૧૧૪૭ સુધી રાજ્ય કર્યું તેની પછી તેના ચાર પુત્ર ગાદીએ આવ્યા અને તેમણે ઈ. સ ૧૧૯૮ સુધી રાજ્ય કર્યુ એ આકડાઓ પાચ રાજ્ય તથા બે પેઢી માટે ૧૨૨ વર્ષનો અવધિ આપે છે (એમ એમ ચક્રવર્તી ક્રોનોલોજી ઓફ ધી ઈસ્ટર્ન ગગાકિંગ્ઝ ઓફ ઓરિસ્સા, જે એ બી. એસ ભાગ ૧ અથાક ૭૨. ૧૯૦૩)

**ચંદ્રગુપ્ત મૌર્યનો ઉદય ઈ. સ. પૂર્વે ૩૨૨**

જો નંદ[1] નવ થયા હોય તો તે નવ નંદની બાબત ગમે તેવી ભેદભરી હોય તોપણ તેમાંના છેલ્લાને ચંદ્રગુપ્ત મૌર્યે પદભ્રષ્ટ કરી મારી નાંખ્યો એ વાતમાં તો કોઇપણ જાતની શંકા નથી. ચંદ્રગુપ્ત મૌર્ય એ નંદ વંશ[2]માં જ વાંધાભરી રીતે પેદા થયો હતો. છેલ્લા નંદના સમયમાં થયેલા રાજ્યવિપ્લવમાં એ પતન પામેલા રાજાના સંબંધમાં આવેલા

---

૧ કે. પી. જયસ્વાલ नवनंदाः નો અર્થ સંખ્યામાં નવનંદ નહિ પણ નવ એટલે નવીન નંદ એવો કરે છે. જુઓ, જ બી. ઓ. રીસર્ચ સોસાઇટી iv. ૯૧-૫). આ માન્યતાને અનુસરતાં ક્ષેમેંદ્રના પહેલાં થઈ ગયેલા પૂર્વ-નંદ, નંદવર્ધન અને મહાનંદથી આ નંદ જુદા હોવા જોઇએ. ચંદ્રગુપ્ત મૌર્ય પ્રતિષ્ઠિત અને પૂર્વે થઈ ગયેલા નંદોનો સગો હતો અને પછીથી થયેલા ખરાબ આબરૂવાળા નંદોના જેવો શુદ્ર વર્ણનો નહોતો એમ માનવા માટે સબળ કારણો હરિત કૃષ્ણ દેવ રજુ કરે છે.

૨. શ્રી ખારવેલ મહામેઘવાહન નામના કલિંગના જૈનરાજાના ઉદયગિરિ આગળ આવેલા એક ભાંગ્યાતુટ્યા શિલાલેખમાં બે વાર નંદરાજાનો ઉલ્લેખ આવે છે. આર. ડી. બેનર્જી તથા કે. પી. જયસ્વાલે ૧૯૧૭ માં બને તેટલો એ લેખનો પાઠ બેસાડયો છે. (જે. બી. ઓ. રીસર્ચ. સો. ગ્રંથાંક-iii ડીસેંબર ૧૯૧૭, પૃ. ૪૨૫-૫૦૭). ચુસ્તજૈન તથા ચેટાવંશના ઓરિસા અથવા કલિંગના રાજ્યના રાજા ખારવેલના અમલનાં તેર વર્ષોનાં શાંતિ તથા યુદ્ધ સમયનાં રાજકીય કૃત્યોની નોંધરૂપ એ લેખ છે. ત્રીજા આંધ્રરાજા શ્રી સતકર્ણીની સામે થઈ પશ્ચિમમાં છેક વરાડ સુધી તેણે પોતાની સત્તા વિસ્તારી હતી. આશરે ઇ. સ. પૂર્વે ૩૨૨ માં શરૂ થયેલ ચંદ્રગુપ્ત મૌર્યના શકના ૧૬૪ કે ૧૬૫ મા વર્ષની સાલ એ લેખ ઉપર છે. એટલે ઈ. સ. પૂર્વે ૧૫૭-૧૫૮ લેખની સાલ તરીકે લઇ શકાય. તેમાં એક નંદરાજાનો ઉલ્લેખ છે. ખારવેલના રાજ્યના પાંચમા વર્ષે પહેલાં ૩૦૦ વર્ષ અગાઉ એટલે ઈ. સ. પૂર્વે ૪૬૫ માં તેણે એક નહેર બનાવ્યાનો ઉલ્લેખ છે. એ નંદરાજા ઘણું કરીને નંદીવર્ધન હશે-(ઇંડિયન એન્ટિકવરી ૧૯૧૮ નાં પૃ. ૨૨૩ અને ૧૯૧૯ નાં પૃ. ૧૮૭-૯૧ સુધીમાં ખારવેલ લેખ ઉપરની આર. સી મુજુમ-

બધાનો ઉચ્છેદ કરવામા આવ્યો હતો એવી પ્રણાલી કથા માનવામા કાઇ જ અડચણ નથી કારણ કે પૂર્વીય દેશોમા સારી પેઠે રક્તપાત થયા વગર રાજ્યવિપ્લવો થતાજ નથી રાજ્ય બથાવી પડનાર ચદ્રગુપ્ત પર કાશ્મીર સુદ્ધા ઉત્તરના રાજ્યોએ એકસપી કરી ચઢાઈ કરી, પણ કૌટિલ્ય, ચાણાક્ય કે વિષ્ણુગુપ્ત એવા વિવિધ નામ ધારી એના બ્રાહ્મણ મત્રીની કુટિલ નીતિથી એ ચઢાઇ નિષ્ફળ નીવડી એ કથન નહિ માનવા માટે કાઇ કારણ નથી પણ એ બનાવ બન્યા પછી કેટલાક સૈકા બાદ લખાયેલો અને આપણા એકજ આધારરૂપ નાટકમા આપેલી વિગતો પર વિશ્વાસ રાખવો એ સલામતીભર્યું

---

દારની નોધ જુઓ ) આ સાલવારીના નિર્ણયથી તે જુદા પડે છે એ વિષયની હજુ વધારે ચર્ચા થવાની જરૂર છે હાલમા તો હું બેનરજી તથા જયસ્વાલનો પાઠ સ્વીકારૂ છુ

સર જી ગ્રીયર્સન મને કહે છે કે નદો બ્રાહ્મણોના કટ્ટા શત્રુ તરીકે જાણીતા હતા બારમા સૈકામા ચદ્ર કવિએ પોતાની સાલવારીની ગણત્રીમાથી તેમના રાજ્ય બાતલ કર્યા હતા એણે 'અનદ' શબ્દનો ઉપયોગ કર્યો છે સાધારણ વિક્રમ સવત્ કરતા તે ૯૦ કે ૯૧ વર્ષ જેટલો કમી છે નદો જૈન હતા અને તે કારણે બ્રાહ્મણોના ધિક્કારને પાત્ર હતા એ બહુ બનવા જેવી વાત છે તેઓ તેમનો અપવિત્ર અને તે કારણે પોતાની વશાવળીઓમા સામેલ નહિ કરવા જેવા ગણતા હતા ચદ્રગુપ્તે પદભ્રષ્ટ કરેલો નદરાજા હિદુઓની આખમા નાસ્તિક તરીકે ખુચતો હતો એમા કાઈ સવાલ નથી કૌટિલ્યના અર્થશાસ્ત્રના છેલ્લા શ્લોકમા તે લખે છે કે 'નદોના હાથમા ગયેલી પૃથ્વી તથા શુદ્ધ અને વેદશાસ્ત્રને તેની અસહિષ્ણુતાથી જલદી છુટકારો કરાવનારે આ શાસ્ત્ર લખ્યુ છે' (શ્યામ શાસ્ત્રીનો તર્જુમો છે) (એન એન લોના 'સ્ટડીઝ ઇન એન્શિયન્ટ હિદુ પોલિટિ' નામના પુસ્તકના ઉપોદ્ઘાતના પૃ xiii ઉપર આર કે મુકરજી એ પાઠનુ ઉધરણ કરે છે પટણા આગળ પચ પહાડીના સ્તુપોનો સમૂહ એણે તૈયાર કરાવ્યો એમ લોકકથા કહે છે એ સ્તુપો જૈન કે બૌદ્ધ હોવાનુ જણાય છે એટલે એ ઉપરથી પણ છેલ્લો નદરાજા જૈન કે બૌદ્ધ હોય એ મતનુ સમર્થન થાય છે

નથી. વળી હિંદના પહેલા ઐતિહાસિક સમ્રાટ ચંદ્રગુપ્તનાં જન્મ અને યુવાની દરમિયાન થયેલા ચમત્કારો કથવા, તેમજ જુદાં જુદાં પુસ્તકમાં નોંધાયેલી અને ઘણે ભાગે દુનીઆના સ્વમાન્ય જનકથાના ભંડારમાંની અદ્ભૂત રસભરી વાતોને ખરી લખી જવામાં કાંઇ લાભ હોય એમ જણાતું નથી.

**ચંદ્રગુપ્ત રાજ્યારોહણ**

ચંદ્રગુપ્તના રાજ્યારોહણનો સમય ઇ. સ. પૂર્વે ૩૨૫ થી ૩૨૦ સુધીમાં અને ઘણું કરીને તો ઇ. સ. પૂર્વે ૩૨૨ માં મૂકી શકાય એમ છે. મગધ રાજ્ય તાબેનો મુલક તે વખતે ઘણો વિસ્તીર્ણ હતો; અને ગ્રીક લોકો ગંગારાઇડી અને પ્રાસીના નામથી ઓળખતા તે પ્રજાઓના મુલકનો તેમાં સમાવેશ થતો હતો. એમાં કાંઇ નહિ તો કોસલ, તિર્હુટ અથવા ઉત્તર બિહાર, કાશી, અંગ અને મગધ અથવા દક્ષિણ બિહારનો સમાવેશ થતો હતો. પાટલિપુત્રમાં રાજ્યની ઉથલપાથલ થઈ તેની બે કે ત્રણ વર્ષ પહેલાં અલેગ્ઝાંડર એક ઝંઝાવાતની પેઠે સિંધ અને પંજાબમાંથી પસાર થયો હતો, અને એમ કહેવાય છે કે તે સમયે તરૂણ ચંદ્રગુપ્ત એ બળવાન ગ્રીક યોદ્ધાને મળ્યો હતો.

ઉપલી વાત ખોટી માનવાને કાંઇ કારણ તો નથી પણ તે ખરી હોય કે ખોટી, તોપણ એટલું તો નક્કીજ છે કે અલેગ્ઝાંડરની ચઢાઇ પછી થયેલી અવ્યવસ્થાને લીધે ચંદ્રગુપ્તને પોતાની સત્તા જમાવવાની સારી તક મળી. પરદેશીઓની સામે દેશીઓએ કરેલા બળવાની તેણે સરદારી લીધી અને ઘણીખરી ગ્રીક પલટણોનો તેણે નાશ કર્યો. આપણા પ્રમાણોની ભાષા ઉપરથી એવું સૂચન થાય છે કે સિંધુના પ્રદેશમાં પરદેશી થાણાંઓ પર હુમલો કર્યા પહેલાં નંદરાજ વંશનો નાશ કરવામાં આવ્યો હતો. એ રાજ્યવિપ્લવ કાંઇ એક પળમાં પુરો થયો નહોતો; અને એટલું તો સ્પષ્ટ છે કે વિવિધ અવસ્થાઓમાંથી પસાર થતાં તેને એક વર્ષ તો લાગ્યું હશે. જ્યારે

બળના પ્રયોગથી કે કુટિલ નીતિથી તમામ વિરોધને દાબી દેવામા આવ્યો ત્યારે જુવાનીના પુર બહારમા આવેલો બળવાન ચદ્રગુપ્ત ઉત્તર હિદનો બિનહરીફ સ્વામી બન્યો પણ ચદ્રગુપ્ત મૌર્ય તથા તેની પછી મગધની ગાદીએ આવનાર તેના વંશજોએ કરેલા કામોની વાત કહીએ તે પહેલા ફિલિપના લડાયક પુત્રના હિદની ચડાઈ રૂપ સાહસની અદ્‌ભૂત વાર્તા પ્રકટ કરવા આપણે થોભવુ પડશે.



# પરિશિષ્ટ

## શૈશુનાગ અને નંદ વંશની સાલવારી.

**ચોક્કસ પાયા**

આપણને મળતાં પ્રણાલીગત સાધનો ઢંગ વગરનાં અને વિરોધી હોવાથી શૈશુનાગ અને નંદ વંશોની સાલવારી ચોક્કસાઈથી નક્કી કરવાનું બની શકે એમ નથી, તોપણ હું એમ ધારવાની હિંમત કરૂં છું કે સત્યની ઠીક લગોલગ પહોંચવાનું અને કેટલીક પ્રણાલીઓનો મેળ મેળવવાનું કામ શક્ય છે. ચંદ્રગુપ્ત મૌર્યના રાજ્યારોહણની સાલ ઇ. સ. પૂર્વે ૩૨૨ ની મૂકવામાં આવી છે તે લગભગ ખરા જેવી છે. એમાં કદિ કાંઈ ભૂલ હોય તો તે ત્રણ વર્ષથી વધારે હોવાનો સંભવ નથી. એને ચોક્કસ પાયા તરીકે લઇ આપણે તેની પહેલાના સમયની ગણત્રી કરી શકીએ. પુરાણોમાં ખાસકરીને 'મત્સ્ય' અને 'વાયુ' ની જુનામાં જુની ઐતિહાસક નોંધોમા આપેલી શૈશુનાગ વંશના દશ રાજાઓની યાદી એ બીજો મુખ્ય ચોક્કસ પાયો છે. એની સચ્ચાઇનું બીજી કેટલીક સાહેદીથી સમર્થન થાય છે. ત્રીજો પાયો તે ૧૯૧૭ માં થયેલો ખારવેલના લેખનો સુધારેલો પાઠ છે. તે આગળ પૃષ્ટ ૫૮ ઉપરની ટીકા ૨ માં આપેલો છે. ચોથો પાયો તે બુદ્ધના અવસાનની સંભવિત સાલ છે.

**રાજ્યના અવધિ**

શૈશુનાગ વંશમાં દશ રાજા થઇ ગયા એ વાત તો આપણે સ્વીકારીએ, પણ પુરાણોમાં એ આખા વંશનો તેમ જ કેટલાંક રાજ્ય માટે આપેલો અવધિ સ્વીકારી શકાય એમ નથી. અનુભવથી એમ સિદ્ધ થાય છે કે કોઇ વંશમાં ઘણા રાજાઓની શ્રેણી હોય ત્યાં પેઢીઓ પચીશ વર્ષની સરાસરી ભાગ્યે જ

પ્રાપ્ત કરે છે અને પેઢી નહિ પણ રાજ્યની બાબતમાં તો એ સરાસરીની મર્યાદા ભાગ્યે જ ઓળંગાય છે

બીજા ચાર્લ્સથી વિક્ટોરિયાના અમલનો સમાવેશ કરતી દશ અંગ્રેજ રાજ્યકર્ત્તાઓની શ્રેણીના ૧૬૪૯ થી ૧૯૦૧ સુધીમાં કુલ ૨૫૨ વર્ષ થયાં અને તેમાં ૧૨૪ વર્ષના જુમલાવાળા ત્રીજા જ્યોર્જ અને વિક્ટોરિયાના ઘણા લાંબા રાજ્યોનો સમાવેશ થયો એ સમયની પરિણામી ૨૫૨ વર્ષની સરાસરી આપણે મોટામાં મોટી ગણી શકીએ અને એ રીતે જોતાં શૈશુનાગ વંશના દશ રાજાઓના રાજ્ય માટે વધારેમાં વધારે ૨૫૨ વર્ષ આપી શકાય મત્સ્ય પુરાણમાં તથા વાયુ પુરાણમાં આપેલી યાદીના રાજાઓના અમલના વર્ષોનો સરવાળો કરતાં તે અનુક્રમે ૩૨૧ અને ૩૩૨ થવા જાય છે કોઈ પણ આંચકા વગર આપણે પુરાણોમાં આપેલા એ આંકડાઓનો અસ્વીકાર કરી શકીએ 'મત્સ્ય'માં આપેલા અહેવાલને અંતે એવી ટીકા છે કે 'આ દશ શૈશુનાગ રાજા થશે એ શૈશુનાગોનો અમલ ૩૬૦ વર્ષ ચાલશે તે રાજાઓના સગા ક્ષત્રિયો હશે " મી પર્ગિટર સૂચવે છે કે '૩૬૦' એ આંકડાને '૧૬૩' સમજવો જોઈએ એ સમજુતિ સ્વીકારીએ તો દર રાજ્યની સરાસરી લંબાઈ માત્ર ૧૬.૩ થાય અને તેમ કરતાં બુદ્ધ અને તેના સમકાલીન બિંબિસાર અને અજાતશત્રુની સાલવારી અને બુદ્ધના મરણની સાલનો (ઈ સ પૂર્વે ૫૪૩) મેળ ખાતો નથી એ વંશ બે સૈકાથી વધારે ચાલ્યો હોય, એ બનવાજોગ છે

**સાલવારીની આગલી હદ**

આ પુસ્તકમાં આગળ કહ્યું છે તેમ નંદ વંશની બે પેઢીના રાજ્યનો ૧૦૦ કે ૧૫૫ વર્ષનો અવધિ સ્વીકારી શકાય એમ નથી કવિ ચંદે વાપરેલી આ નંદ ગણત્રીની રીતથી એ સમયાંતર માટે ૯૦ કે ૯૧ વર્ષનું સૂચન થાય છે અને તે ખરૂં છે આ રીતે ૨૫૨ + ૯૦ મળી ૩૪૨ વર્ષનો

મહત્તમ સમયાંતર આપણે શૈશુનાગ અને નંદ વંશ માટે આપી શકીએ. ઇ. સ. પૂર્વે ૩૨૨ ના વર્ષના ચોક્કસ બિંદુથી પાછળ ગણતાં પહેલા રાજા શિશુનાગની વહેલામાં વહેલી સાલ ઇ. સ. પૂર્વે ૬૬૪ ની આપણે નક્કી કરી શકીએ છીએ. પણ ખરેખરી સાલ તો આના કરતાં કાંઇક મોડી હોય એમ જણાય છે. કારણ કે દશ શિશુનાગ અને બે નંદનાં મળી જે બાર રાજ્યો થાય તે ૨૫.૧૬ ની સરાસરીએ પહોચ્યાં હોય એ બહુ અસંભવ જણાય છે.

**થઇ ગયાં સંભવતાં ખરેખરાં રાજયો**

પાંચમા અને છટ્ઠા રાજા બિંબિસાર અથવા શ્રેણિક અને અજાતશત્રુ અથવા કૃનિકનાં રાજ્ય તેમાં થયેલાં યુદ્ધ તથા ધાર્મિક ઇતિહાસના બનાવોને લીધે સારી રીતે યાદ રાખવામાં આવ્યાં હતાં. આ ઉપરથી આપણે માની લઇ શકીએ કે એ રાજ્યોના અવધિ વધારે ઓછી ચોક્કસાઇથી જાણવામાં આવ્યા હતા. બિંબિસારે ૨૮ વર્ષ રાજય કર્યું એવી મત્સ્ય અને વાયુ પુરાણની એકસરખી સાહેદી સ્વીકારવામાં આપણે તદન વ્યાજબી છીએ.

જુદાં જુદાં પુરાણ અજાતશત્રુના અમલ માટે ૨૫ કે ૨૭ વર્ષ નક્કી કરે છે અને ટિબેટ તથા સિલોનની બૌદ્ધ પ્રણાલીકથા તેના રાજયનો અવધિ ૩૨ વર્ષનો ઠરાવે છે. હું મત્સ્ય પુરાણની પ્રાચીનમાં પ્રાચીન યાદીનું ખરાપણું અને તેનું રાજ્ય ૨૭ વર્ષનું હતું એમ માની લઉં છું. 'મત્સ્ય' જેને ભૂલથી વંશક લખે છે તે દર્શક નામનો રાજા ખરેખર થઇ ગયો હતો એ બીના ભાસ કવિના 'સ્વપ્ન વાસવદત્તા' નામના નાટક ઉપરથી સિદ્ધ થાય છે. મત્સ્ય પુરાણમાં આપ્યા મુજબ તેનો અમલ ૨૪ વર્ષનો ઠેરવી શકાય. ઉદયનનું નામ બૌદ્ધ પુસ્તકોમાં મળી આવે છે. તેણે પાટલિપુત્ર વસાવ્યું કહેવાય છે. પુરાણો એના રાજ્યનો અવધિ ૩૩ વર્ષનો ઠરાવે છે અને તે ચાલી શકે એમ છે.

નવમા અને દશમા રાજાના અમલનો ભેગો અવધિ 'વાયુ' અને 'મત્સ્ય' પુરાણ અનુક્રમે ૮૫ અને ૮૩ વર્ષનો ઠરાવે છે આ આંકડા ઘણા મોટા અને અસંભવ જેવા લાગે છે એ બે રાજ્યને ૫૦ વર્ષથી વધારે થયા હોય એ બનવા જેવું નથી એ બે રાજ્યો માટે ૫૭ વર્ષનો અવધિ માની લેવામાં આવ્યો છે

આપણી પાસેનો પુરાવો બહુ મળ્યો તો નથી, પણ જે છે તે ઉપરથી એટલું સૂચન થાય છે કે પાછલા રાજ્યોની સરાસરી લંબાઈ સાધારણ આંકડા કરતાં બહુ જ મોટી હતી આ ઉપરથી આપણે એમ માની લઈ શકીએ કે પહેલા ચાર રાજ્ય જેને વિષે આપણે કાંઈજ જાણતા નથી તે સરખામણીમાં ટુંકા હશે અને તે બધાનો ભેગો સમય ૬૦ વર્ષ કરતાં વધારે નહિ હોય એ રાજ્યોનો અવધિ લાંબો હતો એમ માની લેવાથી એ વંશનો કુલ અવધિ વધારે પડતો લાંબો થાય એ વંશની શરૂઆત ઈ સ પૂર્વે ૬૪૨ માં મૂકવી જોઈએ

**મહાવીર અને ગૌતમની પ્રણાલી પ્રાપ્ત સાલ**

માત્ર કલ્પિત કથા નહિ એવી વિગતોથી ભરેલી પ્રણાલી-કથાના જબરા સમૂહની હયાતીથી પુરતી રીતે સિદ્ધ થાય છે કે જૈન નેતા મહાવીર અને ગૌતમ બુદ્ધ ઘણા સમય સુધી એકમેકના તેમજ બિંબિસાર અને અજાતશત્રુ રાજાના સમકાલીન હતા

આ સંતોના મરણ દિવસના ધાર્મિક ઇતિહાસમાં બહુ સ્પષ્ટ બનાવરૂપે આપેલા છે, અને ધર્મના વિષય પર લખનારાઓ સાલવારી માટે તેનો વારંવાર ઉલ્લેખ કરે છે આ ઉપરથી આપણે આશા રાખીએ કે એ બે બનાવોની પ્રણાલી પ્રાપ્ત સાલો રાજ્યકર્તાની સાલવારી માટે જરૂરના સૂચક સાધન એટલે પુરાવા પૂરા પાડશે. પણ પરસ્પર વિરોધી પ્રણાલીકથાઓને બારીકીથી તપાસતાં મુશ્કેલીઓ

ઉભી થાય છે. પાલી પ્રણાલી અનુસાર મહાવીર[1], બુદ્ધના મરણ પહેલાં ગત થયાનું જણાય છે. પણ બીજા પુરાવા, કાર્પેન્ટિયરે હિમાયત કરેલી ઇ. સ. પૂર્વે ૪૬૭ ની સાલને ટેકો આપે છે. ચંદ્રગુપ્ત મૌર્યના સમકાલીન ભદ્રબાહુની પ્રણાલીથી મળેલી સાલ જોડે આનો મેળ પડે છે. સામાન્ય રીતે ઇ. સ. પૂર્વે પર૭ ની સાલ મહાવીરના મરણની સાલ તરીકે આપવામાં આવે છે, પણ તે પ્રણાલીથી મળેલી વિવિધ સાલોમાંની એક છે. ખારવેલના લેખની સાહેદીથી એને ટેકો મળે છે. જૈનોની પ્રણાલીકથાઓનો એકએક જોડે તેમજ ચંદ્રગુપ્તની જણાવેલી આશરા પડતી સાલ સાથે મેળ પાડવો અશક્ય છે.

બુદ્ધના મરણની એટલી બધી જુદી જુદી સાલો આપવામાં આવી છે કે તેનો ગણતાં પાર ન આવે.

બુદ્ધનું મરણઃ ઇ. સ. પૂર્વે ૫૪૩ — ગિગોડેટે આપેલા બુદ્ધના જીવનના બનાવોના નોંધેલા વારો ઉપરથી ગણત્રી

---

૧ બર્ગેસ, ઇન્ડિ એન્ટિ. ii, ૧૩૯. હોર્નલે તેજ પુસ્તક, xx ૩૬૦ માં પરસ્પર વિરોધી જૈન સાલોની ચર્ચા કરે છે કે દીગંબર તથા શ્વેતાંબર એ બંને શાખા ઈ સ. પૂર્વે ૫૮ માં શરૂ થયેલા વિક્રમ સંવત્ પહેલાં ૪૭૦ ઉપર મહાવીરના અવસાનનો સમય મુકે છે. પણ દિગંબરો પોતાની સાલવારી વિક્રમના જન્મથી માંડી પાછળ ગણે છે અને શ્વેતાંબરી તેને તેના રાજ્યારોહણથી માંડી ગણે છે. પુસ્તકો સૂચવે છે કે ઈ. સ. પૂર્વે ૫૫૧ કે ૫૪૩ કે પર૭ ને પ્રણાલી સ્વીકૃત સાલ તરીકે લઈ શકાય. વળી એજ ગ્રંથના ii, ૩૬૩; ix–૧૫૮;; xi–૨૪૫, xiii ૨૭૯; xxi ૫૭; xxiii ૧૬૯ જૈન સાલવારીની વધુ ચર્ચા માટે જુઓ. મહાવીરનો નવમો અનુગામી સ્થુલભદ્ર નવમા નંદનો મંત્રી હતો તથા ચંદ્રગુપ્તે નંદને જે વર્ષમાં મારી નાંખ્યો તેજ વર્ષમાં અને મહાવીરના મરણ પછી ૨૧૯ કે ૨૧૫ વર્ષ પછી તે મરણ પામ્યો એ બધાં કથનો ખાસ લક્ષમાં રાખો. (તેજ પુસ્તક xi ૨૪૬). આ છેલ્લો બનાવ ઇ. સ પૂર્વે ૩૨૨ માં કે તે અરસામાં બન્યો છે. એટલે સ્થુલભદ્રના મરણ માટે કાર્પેન્ટિયર સૂચવે છે તેમ ઇ. સ. પૂ. ૪૬૭ ની સાલ કરતાં ઈ સ. પૂ પર૭ ની સાલ સ્વીકારવી વધારે અનુકુલ છે. આશરે ઈ સ. પૂર્વે ૧૯૫ માં ગાદીએ આવેલા પુષ્ય મિત્રને મેરૂતુંગ મહાવીર પછીના ૩૨૨–૫૩ ના અરસામાં મુકે છે (વેબર સેક્રેડ લિટરેચર ઓફ ધ જૈન્સ; પૃ ૧૩૩).

કરતા દિવાન બહાદુર એલ ડી સ્વામિકન્નુપિલાઈ એવા નિર્ણય પર આવે છે કે તે ગણત્રીને ઇ સ પૂર્વે ૪૭૮ ના એપ્રિલની પહેલી તારીખ અનુકૂળ થઇ પડે છે પરિણામે એને તે બુદ્ધના મરણની ખરી સાલ ગણે છે (ઇન્ડિ એન્ટિ, ઓક્ટો. ૧૯૧૪, વોલ્યુમ ૪૩ પૃ ૧૯૭–૨૦૪ (ઇ સ. પૂર્વેની ૪૮૭ કે ૪૮૬ ની સાલ લગભગ ખરી છે એવુ સમર્થન કરનાર બીજી ત્રણ દલીલો પણ છે—

(૧) કેન્ટોનમા ઇ સ ૪૮૯ સુધી રાખવામા આવેલી 'ગ્રંથિ-નોધ' એ સમય સુધીમા ૯૭૫ ગાઠ બતાવે છે, ૯૭૫–૪૮૯= ૪૮૬ (ટકાકુસુ, જે આર. એ. એસ, ૧૯૦૫, પૃષ્ઠ ૫૧)

(૨) 'વસુબધુના જીવન'નો લેખક પરમાર્થ ઇસ્વી સનના પાચમા સૈકામા થઇ ગયેલા વૃષ-ગણુ અને વિધ્યવાસ નામના આચાર્યોને નિર્વાણ પછીના દશમા સૈકામા થઇ ગયા જણાવે છે (૪૮૭+૪૧૩ =૯૦૦)

(૩) ખોતાનની પ્રણાલીનો એક પ્રકાર ધર્મ અશોકને બુદ્ધના નિર્વાણ પછી ૨૫૦ વર્ષે થયા કહે છે ઇ સ પૂર્વે ૨૪૬મા ગાદીએ આવનાર તથા ઇ સ પૂર્વે ૨૨૧ મા સાર્વભૌમ રાજા થનાર, ચીનનો મોટો કોટ બાવનાર સમ્રાટ્ શીહ્વાગ ટીનો તેને તે પ્રણાલી સમકાલીન બનાવે છે (શરતચદ્રદાસ, જે એ એસ. બી, ભાગ ૧, ૧૮૯૬, પૃ ૧૯૩–૨૦૩, ટચાગ, સીનક્રોનીઝમેઝ ચિનોઈઝ)

હુ નથી માનતો કે એ સાલનો તદન ચોકસાઇથી નિર્ણય કરી શકાય, અને ઇ મ પૂર્વે ૪૮૭ કે ૪૮૬ ની સાલની દલીલોના વિરોધમા ખારવેલ લેખનો નવો પાઠ છે. એ જો ખરો હોય તો શિશુનાગ વશની બધી સાલોને ૫૦ વર્ષ પાછા હઠાવવાની આપણને ફરજ પડે છે એ ન કરતા સીલોન પ્રણાલીની બુદ્ધની મરણની સાલ ઇ સ પૂર્વે ૫૪૪ કે ૫૪૩ ખરી હોવાની બીનાને ટેકો મળે છે કોઈ એમ દલીલ કરે કે મગધ દેશમા પ્રચલિત પ્રણાલી, દૂર આવેલા સીલોનમા સાધુઓને હાથે પાછળથી નોધાયેલી પ્રણાલી કરતા વધારે વિશ્વાસપાત્ર ગણાવી જોઇએ, પણ ગૌતમ બુદ્ધ, બિબિસાર

અથવા શ્રેણિક અને તેના પુત્ર અજાતશત્રુ કે કુનિકનો સમકાલીન હતો એ બીનાની પુરતી સાબીતી છે તેથી એ વિષયપર વધારે પ્રકાશ પાડવામાં આવે ત્યાંસુધી ખારવેલના લેખમાંથી મળતી સાલવારીના પાયાપર મળેલી ઇ. સ. પૂ. ૫૪૩ ની પહેલાંની સાલ સ્વીકારવાની મને ફરજ પડે છે.

મૌર્ય વંશની પહેલાંના રાજાઓની સાલો ચોક્કસ રીતે નક્કી કરવાનું કામ અશક્ય છે. નીચેનો કોઠો 'મત્સ્ય' અને 'વાયુ' પુરાણોમા આપેલી પ્રાચીનમાં પ્રાચીન પુરાણગત યાદીમાં આપેલાં નામ તથા તેમનાં ક્રમનું ખરાપણું માની લે છે. પણ તેમાં આવેલા રાજ્યોના અવધિપર ભરોંસો મૂકી શકાય એમ નથી તથા તેમાંના કેટલાક ભુલભર્યા છે એ નક્કી છે.

## શૈશુનાગ અને નંદ વંશોની આશરા પડતી સાલવારી.

| ક્રમાંક. | રાજા (મત્સ્ય પુરાણ.) | રાજ્યનો અવધિ—મત્સ્ય પુ. | | ગાદીએ આવ્યાની આશરા પડતી સાલ. | ટીકા. |
|---|---|---|---|---|---|
| | **શૈશુનાગ વંશ.** | | | ઈ. સ. પૂર્વે. | |
| ૧ | શિશુનાગ | ૪૦ | ૧૨૬ | ૬૪૨ ? | મૂળ કાશી કે વારાણસીનો રાજા |
| ૨ | કીકવર્ણ | ૨૬ | | ... | કાંઇ જાણવામાં નથી. ચાર રાજ્ય માટે ૬૦ વર્ષ આપવામાં આવે છે. |
| ૩ | ક્ષેમવર્મા | ૩૬ | | ... | |
| ૪ | ક્ષેમજીત અથવા ક્ષત્રૌજા. | ૨૪ | | ... | |
| ૫ | બિંબિસાર | ૨૮ | | ૫૮૨ | નવું રાજગૃહ બાંધ્યું; અંગને ખાલસા કર્યું; મહાવીર અને ગૌતમબુદ્ધનો સમકાલીન. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | અજાતશત્રુ | ૨૭ | | ૫૫૪ | બુદ્ધનું મરણ ૫૪૩, પાટલિપુત્રનો કિલ્લો બાંધ્યો. કોસલ અને વૈશાલિ સાથેની લડાઈઓ, મહાવીરનું મૃત્યુ |
| ૭ | દર્શક | ૨૪ | | ૫૨૭ | ભાસનું 'સ્વપ્ન-વાસવદત્તા' જુઓ |
| ૮ | ઉદાસિન કે ઉદય | ૩૩ | | ૫૦૩ | પાટલિપુત્ર પાસે કુસુમપુર શહેર વસાવ્યું |
| ૯ | નંદી વર્ધન | ૪૦ | ૮૩ | ૪૭૦ ? | કાંઈ જાણમાં નથી ખરું જોતાં ગણ્યા વધારે ટૂંકા હશે, ૫૭ વર્ષ મૂકવામાં આવ્યા છે |
| ૧૦ | મહાનંદી | ૪૩ | | | |
| | કુલ | ૩૨૧ | | ૨૨૯ | 'મત્સ્ય' ૩૬૦ કે પાર્ગિટરના મત મુજબ ? ૧૬૩ વર્ષ આ વંશ માટે ઠરાવે છે (પાર્ગિટર પૃ ૬૯) |
| | બરાબરી | ૩૨૧ | | ૨૨૯ (સંભવિત મહાપદ્મનંદ ૨૫૦) | |
| | નંદવંશ | | | | ૯૧ વર્ષ ઠરાવવામાં આવ્યા છે નીચ જાતિના ધર્મ વિરોધી, બ્રાહ્મણ અને ક્ષત્રિયોના વૈરી ચંદ્રગુપ્ત અને કૌટિલ્યને હાથે નાશ પામેલા |
| ૧૧ | મહાપદ્મનંદ | ૧૦૦ | | ૪૧૩ | |
| ૧૨ | ૯, બે પેઢી | | | | |
| | મૌર્યવંશ. | | | | |
| ૧૩ | ચંદ્રગુપ્ત | ૨૪ | | ૩૨૨ (? ૩૨૫) | આ સાલ લગભગ ખરી છે. |

# પ્રકરણ ત્રીજું

## અલેગ્ઝાંડરની હિંદી ચઢાઇ–આગળ કૂચ

ઈ. સ. પૂર્વે ૩૨૭ નો એપ્રિલ હિંદુકુશને પસાર કરવો

બેકિટ્રયાની જીત પુરી કર્યા પછી મહાન અલેગ્ઝાંડરે[1] હિંદ જીતીને ડાયોનિસોસ હીરાકલીસ અને સોમિરેમિસનાં પોરાણિક પરાક્રમોની સ્પર્ધા કે સરસાઈ કરવાનો પોતાના દિલમાં ઘણા સમયથી પોપેલો મનોરથ પૂર્ણ કરવાનો નિશ્ચય કર્યો. ઈ. સ. પૂર્વે ૩૨૭ ના વર્ષમાં વસંતઋતુના અંત ભાગમાં, સૂર્યના તાપથી પહાડપરનું બરફ જોઇએ તેટલું ઓગળ્યું કે તરતજ પચાસથી સાઠ હજાર, જેટલા યુરોપીય સિપાઇઓનું બનેલું લશ્કર તેણે હિંદુકુશના ખાવક અને કાઓશાન કે હિંદી કોકેસસના ઘાટોમાંથી દોર્યું અને પર્વત પ્રદેશમાં દશ દિવસ મથામણ કરી હાલમાં કોહ–ઇ–દામન નામથી ઓળખાતી ફળદ્રુપ ખીણમાં તે ઉતરી આવ્યો.[2]

---

૧ હિંદની ચઢાઈ પહેલાના અલેગ્ઝાંડરના અમલની વાત બરીના 'એ હિસ્ટરી ઑફ ગ્રીસ' (મેકમિલન, ૧૯૦૪) નામના પુસ્તકમાં સારામાં સારી આપેલી છે.

૨. આ ઘાટ કયા સેનો નિર્ણય કરવા હોલિકનો 'રિપોર્ટ ઑફ ધી. પામિર બાઉન્ડરી કમિશન'નાં પૃષ્ઠ ૨૯–૩૦ જુઓ. ઇંડિયા ઑફિસના હિંદના નકશામાં બતાવ્યું છે તે મુજબ તો ખાવક ઘાટની ઉંચાઈ ૧૩,૨૦૦ ફીટની છે. હિંદુકુશ ઓળંગનાર લશ્કરની સંખ્યા જાણમાં નથી. પોતાનો નાયક ૧૨૦,૦૦૦ પાયદળ તથા ૧૫,૦૦૦ ઘોડેસ્વાર સાથે હિંદમાં દાખલ થયો એવું પ્લુટાર્કનું કથન ખરૂં હોય કે ન પણ હોય. એ કથનના એક કરતાં વધારે અર્થ ઉપજાવી શકાય એમ છે.

બેક્ટ્રિયાની ચઢાઇ પહેલા બે વર્ષ અગાઉ અહીં તેણે હમેશની માફક એલેગ્ઝાન્ડ્રિયા[1] નામ આપી એક શહેર વસાવ્યું હતું પોતાનો આગળ ચઢાઇ લઇ જવાનો ઇરાદો હતો, તેમા તે એક મોખરાની ચોકી તરીકે કામ આવે એમ હતું આ શહેરના સુબાનો વહીવટ તદન નિષ્ફળ નિવડયો હતો તેથી તેની જગાએ રાજાના નિકટ મિત્ર પામિયનના પુત્ર નિકેનોરની નીમણુંક કરવામાં આવી હતી, અને આસપાસના પ્રદેશોમાથી નવા લોકોને વસાવી ત્યાની વસ્તીમા વૃદ્ધિ કરવામા આવી હતી થનારી ચઢાઇની સખત જહેમત ઉઠાવવા અશક્ત જણાવાને કારણે ચઢાઇમાથી બાતલ કરેલા કમાયેલા સીપાઇઓની કુમકી ટુકડીથી ત્યાની ફોજને મજબુત કરવામા આવી હતી

**કોકેસસ નીચે અલેગ્ઝાંડ્રીયા**

ત્રણ પર્વત માર્ગોની ઉપર નજર રાખતા અલેગ્ઝાંડ્રિયા નગરનું સ્થાન ઘણુ અગત્યનું હતુ અને અલેગ્ઝાં-ડરની નિત્યની સાવચેતીની નીતિને અનુસરીને તે આમ પાકુ કબજે આવતા હિંદુકુશના ઘાટ તથા કોફેન અથવા કાબુલ નદીની વચ્ચેના મુલકનો વહીવટ કરવા તેણે ટીરિયાસ્પીસને ત્યાનો સુબો નિમ્યો. પોતાના વ્યવહાર-માર્ગ સહીસલામત છે એવી ખાતરી થઈ એટલે અલેગ્ઝાંડર, હિંદથી કાબુલના રસ્તા પર અને હાલના જલાલાબાદની પશ્ચિમે આવેલા નિકૈયા શહેર તરફ પોતાના લશ્કર સાથે આગળ વધ્યો

**નિકૈયા**

---

૧ કોકેસસની તળેટીમા અથવા 'પરોપનિષદાઇમા આવેલુ અલેગ્ઝાંડ્રિયા' એ નામ, એજ નામના બીજા ગામોથી આને જુદુ પાડવા માટે યોજવામા આવ્યુ છે એનુ ચોક્કસ સ્થાન નક્કી કરી શકાય એમ નથી, પણ કાબુલથી ૨૭ માઇલ ઉત્તરે આવેલા ચારિકર પાસેના કુપેઇન આગળના ભિસ્તીસુ ખંડિયેરો કદાચ તેનું સ્થાન સૂચવે છે, એ બનવાજોગ હોય

ઇ. સ. પૂર્વે ૩૨૭ ના જુન, જુલાઇ હિફૈસ્ટિઓન અને પર્ડિકાસ

અહીં રાજાએ પોતાના લસ્કરના ભાગ પાડી નાંખ્યા. ત્રણ પાયદળની ટુકડીઓ, અર્ધી ઘોડેસ્વાર પાગા અને બધા ભાડુતી ઘોડેસ્વાર લસ્કર સાથે હિફૈસ્ટિઓન તથા પર્ડિકાસ એ બે સરદારોને સીધા હિંદ તરફ વધવાનો હુકમ આપવામાં આવ્યો. સિંધુ નદીએ પહોંચી હાલ યુસુફઝાઇને તાબેના મુલકમાં પ્યુકેલોઇટિસ હાથ કરવાની જવાબદારી તેમને માથે નાંખવામાં આવી હતી. ઘણુંખરૂં તેમણે કાબુલ નદીની ખીણમાં રહીને કુચ કરી હતી, ખાઇબર ઘાટમાં થઇને નહિ.

ઈ. સ. પૂર્વે ૩૨૭ ના ઓગસ્ટ: દેશી રાજાઓનું વલણ.

ઘણી ખરી ટોળીઓના સરદારોએ તાબે થવાનો વિકલ્પ પસંદ કર્યો, પણ હસ્તિ (એસ્ટીસ) નામના એકે સામે થવાની હિંમત ભીડી. તેનો કિલ્લો એક માસ સુધી ટકી રહ્યો, પણ ત્યાર પછી તેને કબજે કરી તેનો નાશ કરવામાં આવ્યો. આ પૂર્વ તરફની કુચમાં હિફૈસ્ટિયન તથા પર્ડિકાસ એ બે સરદારોને સિંધુની પાર આવેલા તક્ષિલાનો રાજા જોડાયો. અલેગ્ઝાંડરના કહેણને વગર વિલંબે માન આપી હિંદ પર ચઢી આવનારની સેવા કરવાની માગણી તેણે તેના ચરણમાં રજુ કરી. સિંધુને પશ્ચિમ કિનારે આવેલા બીજા સરદારોએ પણ એજ માર્ગ લીધો. પોતાના સમ્રાટે સિંધુ નદી પર પુલ બાધવાનું કામ સોપેલું હતું તેમાં એ દેશી રાજાઓની મદદથી સંતોષકારક પ્રગતિ કરવા તે ગ્રીક સરદારો શક્તિવાન થયા.

ઇ. સ. પૂર્વે ૩૨૭ ના ઓગસ્ટ અને સપ્ટે-

હીફૈસ્ટિસ અથવા પાયદળ, થ્રેસનું હલકા સરંજામવાળું પાયદળ, તીર કામઠાવાળા, ઘોડેસ્વાર ભાલાવાળા અને બાકી રહેલા ઘોડેસ્વાર સાથેના બીજા વિભાગની અલેગ્ઝાંડરે જાતે

**બર અલેગ્ઝાંડરે લશ્કરની પાખ જાળવવા કરેલી કુચ.**

સરદારી લીધી કાબુલ નદીની ઉત્તરે આવેલા મુશ્કેલ પહાડી પ્રદેશમા હાલની પેઠે તે સમયે પણ વસતી ઝનુની જાતોને વશ કરવા આ લશ્કર સાથે તેણે પોતાના સૈન્યની પાખ જાળવવાની હીલચાલ કરવી શરૂ કરી, કે જેથી પીઠેથી કે પાંખોએથી થતા હુમલા સામે તેનાથી પોતાના લશ્કરનો બચાવ થઈ શકે એ પ્રદેશના ખડબચડાપણાને લીધે, તથા ઉનાળાના સખત તાપ તથા શિયાળાની કડકડતી ટાઢ તથા એ પ્રદેશમા રહેતા પહાડીઓના લડાયક સ્વભાવથી પડતી અડચણો ઘણી જબરી હતી પણ કોઇ અડચણ અલેગ્ઝાંડરની હિમતને હઠાવે કે તેની કુશળતાને હરાવે એવી નહોતી

**તેના કુચના માર્ગની વિગતો જાણવામાં નથી**

તેની હીલચાલોને ચોક્કસપણે અનુસરવાનું, અથવા તેના માર્ગમાં આવેલી જાતોનો, કે પાચ માસના અતિશય મહેનતભરી કુચના સમયમા તેણે કબજે કરેલા કે નાશ કરેલા કિલ્લાઓનો લગભગ ખાતરીથી નિર્ણય કરવાનુ કામ જો કે તદ્દન અશક્ય છે, તોપણ એટલું તો નક્કીજ છે કે તે ઘણા અતર સુધી કુનાર કે ચિત્રાલ નદીની ખીણમા ઘુસી ગયો હતો ટેકરીઓની વચ્ચે આવેલા એક નામ વગરના ગામ આગળ અલેગ્ઝાંડર તીરથી ખભામા ઘવાયો આ બનાવથી એવુ લશ્કર એવુ તો છેડાઇ પડયુ કે ત્યા પકડાયેલા બધા કેદીઓની તેમણે કતલ કરી અને તે ગામ જમીનદોસ્ત કરી નાખ્યુ

**લશ્કરના બીજી વાર ભાગ પાડી નાંખ્યા.**

આ કરૂણ પ્રસગ પછી થોડાજ સમયમા અલેગ્ઝાંડરે વળી પાછા પોતાના લશ્કરના વિભાગ પાડી નાંખ્યા, ક્રેટિરાસ નામનો સરદાર ઘણોજ નિમકહલાલ અને સ્વામીનિષ્ઠ હતો અને અલેગ્ઝાંડર તેને લગભગ પોતાના જેટલોજ સમર્થ લેખતો હતો કુનારની ખીણમા વસતી જાતોને તાબે કરવાનું

કામ પુરૂં કરવાનું તેને સોંપી, પોતાના ચુનંદા માણસો સાથે તેણે એસ્પેસિયનો ઉપર ચઢાઈ કરી અને તેમને હાર આપી જબરી કતલ ચલાવી.

**બાજોરમાં પ્રવેશ.**

પછી પર્વતો ઓળંગી હાલમાં બાજોર નામથી ઓળખાતી ખીણમાં તે ઉતરી પડયો. ત્યાંના રહેવાસીઓએ પ્રથમ બાળી નાખી પછી ત્યાગેલું એરિગેઅન શહેર તેણે જોયું. બાજોરના હાલના મુખ્ય ગામ નવાગાઇની જગાએ અથવા તેની પાસે તે ઉભું હશે. કુનારની ખીણમાં પોતાને સોંપેલું કામ પુરૂં કરી ક્રેટિરોસ આવી પોતાના સ્વામી જોડે જોડાયો, અને હવે વધારે પૂર્વમાં આવેલી જાતોને તાબે કરવાના ઉપાયોની યોજના ઘડાઇ. હિંદમાં સહીસલામત રીતે આગળ વધી શકાય તે પૂર્વે તેમને વશ કરવા એ તદ્દન જરૂરી હતું.

**એસ્પેસિયનોની આખર હાર.**

એક બીજા મોટા યુદ્ધમા એસ્પેસિયનોએ છેલ્લી હાર ખાધી. તેમાં તેમનાં ૪૦,૦૦૦ આદમી અને ૨,૩૦,૦૦૦ બળદ શત્રુને હાથ કેદ પકડાયા. પોતાના હાથમા આવેલાં ઢોરમાંથી ઉત્તમ અને સારામાં સારાં ઢોરને પસંદ કરી તેણે ખેતીના ઉપયોગ માટે ગ્રીસ દેશમાં મોકલાવી આપ્યાં. આટલે દૂર આવેલા પોતાના મૂળ સ્થાન સાથે સંબંધ ચાલુ રાખવાની અલેગ્ઝાંડરની વ્યવસ્થા કેટલી સંપૂર્ણ હતી તે આ ઉપરથી આપણને જણાય છે.

**ન્યાસા**

હવે પછી ન્યાસા [૧] નામનાં ગામ તથા પહાડી રાજ્ય પર ચઢાઇ કરવાની હતી. ગ્રીક પુરાણ કથાઓમાં ન્યાસાના પવિત્ર પર્વત અને ડાયોનીસોસ વચ્ચેનો સંબંધ કલ્પાયેલો હતો, તેથી એ શહેર અને રાજ્ય ખાસ રસનાં વિષય થઇ પડયાં.

---

૧. એરિયન, એનેબ. v, 1, vi, 2, કર્ટિયસ, viii, ૧૦; જસ્ટિન, xii, ૭; પ્લુટાર્ક, અલેગ્ઝાંડર, ચેપ્ટર ૫૮; સ્ટ્રેબો, xv, ૭-૯. મેકક્રિંડલની

એ શહેરનું રક્ષણ કરનાર નદી ઉંડી હોવાને લીધે સીધા હલ્લાથી તેને લેવાનો યત્ન નિષ્ફળ થવાથી અલેગ્ઝાંડર તેને ઘેરો ઘાલી તાબે કરવાની તૈયારી કરતો હતો પણ એટલામાં તેના રહેવાસીઓ જ તુરત તાબે થઇ જવાથી વધારે હીલચાલની જરૂર પડી નહિ તેમના દેશમાં 'આઇવી' તથા 'દ્રાક્ષના છોડ' ઉગતા હતા અને તેમના શહેર પર ઝઝુમી રહેલો ત્રિકુટ પહાડ તે મેરોસ પર્વત જ હતો અને તેથી તેઓ ડાયોનીસીઅસ તથા ગ્રીકોના સબંધી હતા એ કારણે તેમણે તેની દયા

ટીપણી ૭ મા ન્યાસાના સ્થાનનિર્ણય માટે એકત્ર કરેલી અટકળો અસંતોષકારક છે સર એચ હિ હોલ્ડિકનુ હિંદના મોખરાનુ જ્ઞાન અપ્રતીમ છે તે આ બાબતમાં વધારે સજાગ થયા છે અને ઠીક ખાતરીથી તેણે ન્યાસાના સ્થાનનો નિર્દેશ કરેલો છે તે લખે છે કે "અલેગ્ઝાંડરને સહકારમાં તથા પોતાના દેશી તરીકે માન આપનાર ન્યાસીયન લોકો તેજ ગુલામ હૈદરની છાવણીમા જમીન મોકલનાર કામદેશના કાફરોના પૂર્વજ હતા એમ માનવા માટેના મારા કારણો મે બીજે સ્થળે આપેલા છે સ્વાતના પ્રદેશમા કોહ-ઇ-મોરના ઢાળપર તેઓ એટલા તો પ્રાચીન સમયથી રહેતા હતા કે ગ્રીકો તેમના આગમનનો કાંઈ અહેવાલ આપી શક્યા નહિ અને સાપેક્ષ અર્વાચીન બૌદ્ધ યુગ સુધી તેઓ સ્વાત પ્રદેશમા રહ્યા કોહ-ઇ-મોરના નીચેના ભાગમા આવેલી ધારો તથા ખીણોના પ્રદેશમા પ્રાચીન ન્યાસા શહેર એક વાર વસ્યુ હતુ દેખીતી રીતે હાલ તે પૃથ્વીની સપાટીની ઉપર નથી, જો કે તીસ વર્ષ પહેલાના નકશા પર તેના જુના નામ નીચે કાઇક અગત્યના સ્થાન તરીકે તેનુ નામ જડે (હોલ્ડિક, ધી ઇન્ડિયન બૉર્ડર લેન્ડ, મેન્યુઅલ, ૧૯૦૧, પૃ ૨૭૦,૩૪૨, ધ ગેઝેટ્સ ઑફ ઇંડિયા, ૧૯૧૦ પૃ ૧૨૩) ખરુ કહીએ તો 'મેરોસ' એ ત્રણ શિખરવાળા પહાડના ત્રણ શિખરમાના એકનું નામ હતુ બીજા બે શિખરોના નામ અનુક્રમે કોરેશ્નિબિ અને કાન્ડેગ્રઝી હતા એ ત્રણે શિખરો પેશાવરથી દેખાય છે કાનોલી અને તેના 'કાદીર સગા'ની વાત સરખાવો (રવર્ટી-નોટ્સ, પૃ ૧૨૯) એપોલો નિઓસ, પુ ૨, પ્રકરણ ૯મા લખે છે કે 'અલેગ્ઝાંડર એ પર્વતના શિખર પર ગયો હતો, એ વાતનો ન્યાસાના વતનીઓ ઇનકાર કરે છે' અને ઉમેરે છે કે 'આ અહેવાલ આપવામા અલેગ્ઝાંડરના સાથીઓએ સત્ય વાત જાહેર કરી નથી

માંગી. આવા તરંગો પોતાના ઘર-ઘેલા સિપાઇઓને ઉત્તેજક તરીકે ઉપયોગી જણાવાથી, ડાયોનીસાસ જોડેના તેમના સંબંધની સાબીતી અલેગ્ઝાંડરે બહુ બારીકીથી અને ચર્ચાત્મક રીતે તપાસી નહિ, પણ કૃપાભરી દયા માટેની તેમની માગણી તેણે ખુશીથી સ્વીકારી

**મોજમજા.**

પોતાના કુતૂહલને તૃપ્ત કરવા માટે તેમજ પોતાના લશ્કરના સારામાં સારા ભાગને મોજભરી સહેલગાહના હેતુથી* પોતાના પાયદળ તથા ઘોડેસ્વાર લશ્કરના પુરતા રક્ષણ સાથે, હાલમાં કોર-ઇ-મોર નામથી ઓળખાતા પર્વતની તેણે મુલાકાત લીધી. હાલના કાફરોના પૂર્વજ રૂપ ત્યાંના વતનીઓનાં નાચ તથા ગીત ગ્રીસની બુકાનાની ક્રિયાઓને એટલી બધી મળતી હતી કે તેથી ન્યાસાના લોકોએ રજુ કરેલો ગ્રીકોના સંબંધી હોવાનો દાવો ખરો પડવા જાય અને પોતાના વતનથી ઘણે દૂર હોવા છતાં પોતાના સહધર્મી અને તેથી સંબંધી ગણી શકાય એવા લોક આખરે પોતાને મળ્યા એવી માન્યતા માનવા તેના સિપાઇઓ ઉત્તેજાય એમ હતું. આ સગવડ પડતા ભ્રમને અલેગ્ઝાંડર અનુકૂળ થયો અને ત્યાંના વતનીઓ સાથે જંગલમાં દશ દિવસ મોજમજા કરવાની તેણે પોતાના લશ્કરને રજા આપી. અલેગ્ઝાંડરે તેમના તરફ બતાવેલી દયા માટે ત્રણસો આદમીની ટુકડી મોકલી ન્યાસાની પ્રજાએ તેના ઉપકારનો બદલો વાળ્યો. અલેગ્ઝાંડરે આગળ કુચ ચાલુ રાખી તેટલો સમય તેઓ તેની જોડે જ રહ્યા. ઇ. સ. પૂર્વે ૩૨૬ ના ઑકટોબરમાં તે નદીમાં નીચેવાડે દરીઆ તરફ જવા તૈયાર થયો, ત્યાંસુધી તેમને તેમના દેશ તરફ પાછા વિદાય કરવામાં નહોતા આવ્યા.

**આસાકીનોઇ અને માસંગા.**

હવે અલેગ્ઝાંડરે આસાકીનોઇ નામની બળવાન પ્રજાને તાબે કરવાનું કામ જાતે હાથમાં લીધું. એમ કહેવાય છે કે ૨૦,૦૦૦ ઘોડેસ્વાર તથા ૩૦,૦૦૦ હજાર કરતાં વધારે પાયદળ અને ત્રીસ હાથીના લશ્કર સાથે તેઓ

તેની સામે થયા બાજોરનો પ્રદેશ છોડી ગોરૈઓસ એટલે પાન્જકોરા નદી ઓળંગી હમેશની માફક ઘોડેસ્વારના મોટા પ્રમાણવાળી ચુનંદા ટુકડીઓવાળા લશ્કર સાથે તે પ્રદેશના મોટામાં મોટા અને રાજ્યધાનીના મસાગા નામના શહેર પર હુમલો કરવાના હેતુથી તે આસાકીનોઇના મુલકમાં દાખલ થયો. મલાકાંડના ઘાટની ઉત્તરે અને તેનાથી બહુ છેટે નહિ એમ આવેલા એ કિલ્લાના સ્થાનનો ચોક્કસ નિર્ણય તો થઇ શક્યો નથી. કુદરત તેમજ કળાએ તેને ઘણો મજબૂત દુર્ગ બનાવ્યો હતો. પૂર્વમાં ઉભી ભેખડો વચ્ચે વહેતા એક વેગવંતા નાગઝરણથી તેને પહોંચવાનો માર્ગ અંતરાતો હતો. દક્ષિણ અને પશ્ચિમમાં મોટી શિલાઓ, ઉંડી કરાડો, અને દગો દે એવા કળણભોયવાળા પ્રદેશો ચઢી આવનારા લશ્કરના માર્ગમાં અંતરાયરૂપે આવેલા હતા. કુદરતથી પુરતું રક્ષણ થતું નહોતું તેવે સ્થાનોએ મનુષ્યની કારીગીરિનો હાથ દેખાતો હતો. શહેરને ફરતો ચાર માઇલ વિસ્તારનો ઇંટ, પત્થર તથા લાકડાનો બાંધેલો કોટ હતો અને તેને ફરતી ઉંડી ખાઇ હતી. તે આ દુર્જેય દુર્ગનું નિરીક્ષણ કરતો હતો તથા તેના પર હલ્લો કરવાની રીત વિચારતો હતો. તેનામાં તે એક તીરથી ઘવાયો. તેના પ્રતિભાશાળી મગજે યોજેલા તથા તેની અંગત દેખરેખ નીચે ચાલતા વેગના કાર્યની દેખરેખના કામમાં અટકાવ કરે એવો ગંભીર તે ઘા નહોતો.

**કિલ્લાપર હલ્લો.** આવા આદમીની સરદારી નીચે સાધારણમાં સાધારણ સિપાઈ પણ વીર બની જાય છે. લશ્કરે એવા તો ઉત્સાહથી મહેનત કરી કે નવ દિવસની અંદર ખાઈ પર પુલ બાંધી શકાય એટલી ઉંચી માટીની ટેકરી તેણે ઉભી કરી દીધી. એ પુલ કિલ્લાની ભીંતની પાસે યંત્ર-મિનારા અને બીજાં યંત્રો લઇ જવા માટે હતો. એમાંના એક યંત્રમાંથી ફેંકાયેલા અસ્ત્રના ઘાથી કિલ્લાને બચાવ કરનાર ટુકડીનો સરદાર મરણ પામવાથી, તેના આદમીઓ

ભારે નિરાશા ફેલાઇ અને તે જગા દુશ્મનનો હુમલો થતાં પડી. તે જગાના યુદ્ધમાં માર્યા ગયેલા સરદારની સ્ત્રી કલીઓફિસ તથા તેનો બાળક પુત્ર વિજેતાના હાથમાં કેદ પકડાયાં. એમ કહેવાય છે કે પાછળથી તે સ્ત્રીને અલેગ્ઝાંડરથી એક પુત્ર થયો હતો.

**પગારદાર સૈન્યની કતલ.**

મસાગાનો બચાવ કરનાર સૈન્યમાં હિંદના મેદાનોમાંથી આવેલા ૭૦૦૦ પગારદાર આદમીઓની ટુકડી પણ હતી. તે લોકો પક્ષફેર કરી તેના લશ્કરમાં નોકરીએ રહે એ શરતે ખાસ કબુલાત કરી અલેગ્ઝાંડરે તે આદમીઓની જીંદગી લીધી નહોતી. એ કબુલાતને અનુસરી તેમને ગ્રીક છાવણીની સામે નવ-માઇલ દૂર જઇ છાવણી કરવાની રજા આપવામાં આવી હતી. પોતાના દેશબંધુઓને તાબે કરવાના કામમાં મદદ કરવાની ઇચ્છા નહિ હોવાથી એ પગારદાર સિપાઇઓ પોતે વહોરી લીધેલી નાપસંદ ફરજનું ગાળીઉ કાઢી નાંખવા માગતા હતા અને તેથી રતોવાઇ છાનામાના નાશી છુટી પોતપોતાને ઘેર ચાલ્યા જવાની બાજી તેમણે રચી હતી. તેમના ઇરાદાની ખબર મળતા, તેઓ પોતાની જાતને તદ્દન સહીસલામત માની સુતા હતા. તેવામાં અલેગ્ઝાંડરે તેમના ઉપર અણચીંતવ્યો હુમલો કર્યો અને પરિણામે તેમની સખત ખુવારી થઇ. એ હલ્લાથી થયેલા ગભરાટમાંથી મુક્ત થતાં પોતાનાં બૈરાં છોકરાંને વચ્ચે રાખી ચક્રગોળ રચી તેઓ મરણીઆ થઇ સામા થયા. એ યુદ્ધમાં તેમનાં બૈરાંઓએ પણ ખૂબ આગળ પડતો ભાગ લીધો. આખરે વિરોધીઓના ચઢીઆતા સંખ્યાબળથી તે બહાદુર વીરો દબાઇ ગયા અને એક પ્રાચીન ઇતિહાસકારના શબ્દોમાં બોલતાં 'અપયશભરી જીંદગીના બદલામાં જે મરણ જતું કરવાની તેઓ-તિરસ્કારપૂર્વક ના કહેત તે યશસ્વી મરણ તેમણે સ્વીકાર્યું. નિઃશસ્ત્ર અનુયામીઓ તથા સ્ત્રીઓને બચાવી લેવામાં આવ્યાં હતાં.

**ટીકા.**

અલેગ્ઝાંડરના અપયશભર્યા વિશ્વાસઘાતના કૃત્ય તરીકે એ બનાવની પ્રાચીન તથા અર્વાચીન વિવિધ લેખકોએ ખુબ ઝાટકણી કરી છે ડાએડોરસ ધારે છે તેમ એ કૃત્ય એ પગારદાર સિપાઇઓ તરફના તેના તીવ્ર વૈરભાવનું પરિણામ હોય એમ જણાતું નથી. એરિયનના મત પ્રમાણે એ ટુકડીની કતલ તેણે કરવા ધારેલા વચન-ભંગની ભયંકર મજારૂપ હતી, અને જો એ સમજૂતી ખરી હોય તો તે તદ્દન અયોગ્ય ગણી શકાય એમ નથી સાત હજાર બહાદુર અને કેળવાયેલા સિપાઇઓની ટુકડીથી અલેગ્ઝાંડરના લશ્કરમા બહુ આવકારદાયક વધારો થાત, પણ મેદાનમા આવેલા દુશ્મનોના દળમા તેનાથી થતો વધારો તેના આગળ કુચના માર્ગમા ગંભીર અંતરાય-રૂપ થાય એમ હતુ, અને દુશ્મનના બળમા થતા આવા જબરા વધારા સામે પોતાની જાતનુ રક્ષણ કરવાના ઉપાયો યોજવામા તે તદ્દન વ્યાજબી હતો

**ટોળીઓનુ એઓર્નોસ તરફ ચાલ્યા જવુ.**

આ પછી અલેગ્ઝાંડરે ઓરા અથવા નોરા નામનુ એક ગામ હાથ કર્યું અને બઝિરા નામના એક અગત્યના સ્થાનને કબજે કર્યું તે શહેરના તેમજ બીજા ગામોના રહેવાસીઓ એ સિંધુ પાસેના એઓર્નોસના કિલ્લાનો આશ્રય લેવા ચાલી નીકળ્યા હતા અભેદ્ય મનાતા એ સ્થાનને હાથ કરવાની અલેગ્ઝાંડરની ઇચ્છા, લશ્કરી જરૂરીઆતને લઇને હતી વળી અર્ધદેવ જેવો ગણાતો અને પોતે પોતાના પૂર્વજ તરીકે ગણાવેલો હીરેક્લીસ તે દુર્ભેદ્ય સ્થાન લેવામા નિષ્ફળ થયો હતો તેથી પણ તે લેવા એ પ્રેરાયો હતો

**એઓર્નોસનુ વર્ણન.**

ડાયોડોરસના લખાણ પરથી સમજાય છે કે એ પર્વત દક્ષિણ બાજુએ હિંદની મોટામા મોટી સિંધુ નદીથી પખાળાતો હતો આ સ્થળે તે બહુ ઉંડી અને ખડબચડી અને ઉભા-

ઢાળવાળી ભેખડોની વચ્ચે આવેલી હતી. આમ હોવાથી તે બાજુથી દુશ્મન ચઢી આવવાનો ભો નહોતો. બીજી બાજુઓએ મસાગા આગળ હતું તેમ, ઉંડી ખીણો, ટેકરીઓ તથા કલણપ્રદેશો બહાદુરમા બહાદુર ચઢી આવનારને થંભાવી દેવા પુરતા અંતરાયરૂપ થઈ પડતાં હતાં. એરિયન લખે છે કે તેના ટોચ પર પાણી પુરતા જથામા હતું અને હજાર માણસથી ખેડાય એટલી ખેડાણ ભોંય ત્યાં હતી. એ પર્વતના ટોચ આગળ ઉભા ઢાળવાળા ખડક આવી રહ્યા હતા. આથી તે પહાડ એક કુદરતી કિલ્લા જેવો બની ગયો હતો અને વળી કૃત્રિમ રીતે તેની મજબૂતીમાં વધારો કરવામાં આવ્યો હતો એ નિઃસંશય વાત છે.

**પ્રાથમિક હીલચાલો**

આ દુર્ભેદ્ય દુર્ગને ઘેરો ઘાલતાં પહેલા પોતાની હમેશની અગમચેતી વાપરી અલેગ્ઝાંડરે સ્વાત અને બુનેરની ટેકરીમાં આવેલાં ઓરા, મસાગા, બઝિરા વગેરે ગામોમાં બચાવની ટુકડીઓ મુકી પોતાની પીઠ સલામત કરી.

વળી હાલમા યુસુફઝાઇ નામથી ઓળખાતો પ્રદેશ તથા તેમાં આવેલા અગત્યના મથક પ્યુકેલેઓટીસ (ચાર સડડા)ને વશ કરી ઘણું કરીને શાહકોટ ઘાટમાંથી મેદાનમાં કુચ કરી તેણે તે દુર્ગને વધારે અલગ કર્યો. આ ચઢાઈ દરમિયાન બે સ્થાનિક સરદારોએ તેને મદદ કરી હતી. પછી એઓર્નોસની તળેટીમાં તથા સિંધુને કિનારે આવેલા એમ્બોલિમા નામના એક નાના શહેર આગળ તે કોઈ રીતે આવી પહોંચ્યો અને ત્યાં ક્રેટીરોસની સરદારી નીચે તેણે એક લશ્કરી મથક સ્થાપ્યું. કદાચ દુર્ગપરનો ધસારો નિષ્ફળ જાય અને ઘેરો લાંબો ચાલે અને વધારે સમય ઘેરાનું કામ ચાલુ રાખવાની જરૂર પડે તો તેવે સમયે એ જગા બધી હીલચાલનું કેંદ્ર થઇ શકે.

બુદ્ધિપૂર્વક ઘેરાની બધી તૈયારીઓ કર્યા બાદ એક નાની

**લશ્કરી તપાસ**

ટુકડીની મદદથી આસપાસના પ્રદેશની કાળજીભરી લશ્કરી તપાસણીમા અલેક્ઝાંડરે બે દિવસ ગાળ્યા એની જોડેની ટોળી હલકા હથિયારવાળી હતી ઉદાર ઇનામોની લાલચથી સ્થાનિક ભોમીઆઓની મદદ મેળવીને લેગોસના પુત્ર ટોલેમીએ તે પહાડની પૂર્વ ધાર પર પગ જમાવ્યો અને ત્યા મોરચો માર્યો તેને કુમક પહોચાડવાનો ગજા અલેક્ઝાંડરે કરેલો એક પ્રયત્ન નિષ્ફળ થતા ટૉલેમીના મોરચા પર હિંદીઓએ જોસથી હુમલો કર્યો બહુ સખત ઝપાઝપી પછી જ તે હુમલો પાછો વાળવામા આવ્યો

**પાસે પહોચવા માટેના બાધકામ**

પોતાના હાથ નીચેના સરદાર જોડે મળી જવા માટે અલેક્ઝાંડરે કરેલા બીજા એક પ્રયત્નનો ઘેરાયેલા લોકોએ બહુ બહાદુરીથી વિરોધ કર્યો, પણ તેમ છતા તે સફળ થયો હવે મુદ્દાની જગા ગ્રીક લોકોને હાથ આવી ગઈ આ જગાએથી પેલા કુદરતી દુર્ગ પર હલ્લો કરી શકાય એમ હતુ.

હલ્લો કરવાનુ કામ વિકટ હતુ, કારણ કે પહાડનુ માથુ ઘણા ખરા પહાડોમા હોય છે તેમ ધીરા ઢાળથી ઉંચુ ન ચઢતા ઉભે ઢાળે અને ઉભા ગાળવાળા નક્કુના આકારમા ઉંચે ચઢતુ હતુ જમીનની તપાસણી કરતા જણાયુ કે આસપાસની કેટલીક ટેકરીઓ પુરાય નહિ ત્યા સુધી દુર્ગ પર સીધો હલ્લો કરવાનુ કામ અશક્ય હતુ પાસેના જંગલમાથી પુષ્કળ લાકડુ મળે એમ હતુ તેથી પોતાના ઉપયોગ માટે રસ્તો બનાવવામા એ સાધનનો ઉપયોગ કરવાનો અલેક્ઝાંડરે નિશ્ચય કર્યો ખીણમા પહેલુ ઝાડ એણે જાતે કાપ્યુ અને તેના એ કૃત્યને મોટા અવાજના પોકારોથી વધાવી લેવામા આવ્યુ એથી એના સીપાઇઓના ઉત્સાહનો પુરાવો વધતો હતો જે કાર્ય તેમનો રાજા હાથમા લે તે ગમે તેટલુ અઘરૂ હોય તોપણ તેના સીપાઇઓ તેને માટે ગમે તેટલી મહેનત લેતા પાછા હઠે એમ નહોતુ

**બચાવના લશ્કરે દુર્ગ ખાલી કર્યો**

ચાર દિવસ જેટલા ટૂંકા સમયમાં તે પહાડના ટોચની સપાટીએ આવેલી એક ટેકરી કબજે કરવામાં તે સફળ થયો. એમ થવાથી શત્રુ પર સરસાઈ ભોગવાય એવું સ્થાન તેને મળ્યું. એ હીલચાલની સફળતાથી દુર્ગના બચાવ કરતી ટોળીની ખાતરી થઇ કે હવે દુર્ગ પડવાનો, પછી તેને થોડો સમય લાગે કે વધારે એમ થતાં સંધિની શરતોની ગસલત થવા માંડી.

ઘેરાયેલાઓ સંધિ કરવા કરતાં નાશી છુટવા માટે સમય મેળવવા વધારે આતુર હતા તેથી તેમણે રતોવાઈ તે દુર્ગ ખાલી કર્યો અને અંધારામા ગુપચુપ સટકી જવાનો યત્ન કર્યો. પણ અલેગ્ઝાંડરની સદાએ જાગતી ચોકીથી તેમની હીલચાલ પકડાઈ ગઇ અને તેથી કેટલેક અંશે તેમની યોજનાઓ નિષ્ફળ નીવડી. પોતાનાં ચુનંદા ૭૦૦ આદમીની સરદારી લઈ, પેલી ટુકડી તે દુર્ગ છોડી જતી હતી તેટલામા જ તે તેની પર ચઢી આવ્યો અને તેમાનાં ઘણાંને કતલ કર્યાં.

**ગ્રીક ટુકડીની ચોકી મૂકવી**

આ પ્રમાણે પૂર્વે કદી નહિ જીતાયેલો દુર્ગ અલેગ્ઝાંડરને હાથ આવ્યો. પૂર્વે હીરાકલીસ તેને સર કરવામાં નિષ્ફળ થયો હતો. પોતાની આ ફત્તેહ માટે વ્યાજબી રીતે મગરૂર થવા રાજાએ દેવતાઓના પૂજા તથા યજન કર્યાં. એથીન અને નીકેની વેદીઓ બાંધી અને પહાડના ટોચ પર છાવણી માંડી રહેલા પોતાના લશ્કરની સગવડ માટે તેણે કિલ્લો બાંધ્યો. આ અગત્યના દુર્ગની કિલ્લેદારી તેણે સિસિકોટોસ (શશિગુપ્ત) નામના એક હિંદુને આપી. બેકિટ્રયાના બળવાખોર સુબા બીઝઝના હિંદી લશ્કરમાથી નીકળી તે અલેગ્ઝાંડરને આવી મળ્યો હતો અને ત્યાર બાદ ગ્રીક નોકરીમાં તેણે પોતાનું નિમકહલાલપણું સિદ્ધ કર્યું હતું.

આસાકેનિયનોના દેશમાં બીજી ચઢાઇ કરી તેમને પુરા તાબે કરવા એલેક્ઝાંડર આગળ વધ્યો, અને **સિંધુ તરફ—આગળ કૂચ** ઘણુંખરું એઓર્નોસની ઉત્તરે આવેલા ડીર્ટા નામનું ગામ તેણે કબજે કર્યું એ ગામ તેમજ તેની આસપાસ આવેલા પ્રદેશના લોક પોતાના ગામ તથા સીમ છોડી ચાલી ગયા અને હીડેસ્પીસ (જેલમ) તથા આકેસિનેસ (ચીનાબ) એ બે નદીઓની વચ્ચેની ટેકરીઓમાં આવેલા અભિસાર[1] નામના દેશનો તેમણે આશરો લીધો પછી જંગલોમાંથી ધીરે ધીરે માર્ગ કરતો તે છેક ઓર્હિંદને માથે આવી પહોંચ્યો જો કે ત્યાં સુધીનું સીધું અંતર તો બહુ નહિ હોય પણ લશ્કર જઈ શકે એવો રસ્તો તૈયાર કરવાનું કામ એટલું તો મુશ્કેલ હતું કે હિફેસ્ટિયનની છાવણીએ પહોંચતા ૧૫–૧૬ મજલ કરવી પડી હતી.

સિંધુ પરના પુલના સ્થાનના નિર્ણય બાબત ઘણો મતભેદ છે

---

૧ ડીર્ટાનો સ્થાન નિર્ણય કરવા માટે વિવિધ યત્નો કરવામાં આવ્યા છે પણ તે બધા નિષ્ફળ નીવડ્યા છે અભિસાર કે 'અભિસેરીસ'ના રાજ્યનું સ્થાન પહેલીવાર સર એમ સ્ટીને ખરી રીતે નકી કર્યું છે તે લખે છે કે 'દાર્વાભિસાર'માં વિતસ્તા (જેલમ) અને ચંદ્રભાગા (ચીનાબ) એ બે નદીઓ વચ્ચેના નીચેની અને મધ્યની ટેકરીઓવાળા બધા પ્રદેશનો સમાવેશ થાય છે પહાડી રાજ્ય રાજપુરિ એટલે હાલના રાજૌરીનો સમાવેશ દાર્વાભિસારમાં થાય છે એ રચના મુજબ તો એ શબ્દ માત્ર નીચલી ટેકરીઓના પ્રદેશને જ લાગુ પડે રાજૌરી અને ભિભારનું નાનું રાજ્ય જે પ્રાચીન અભિસાર છે તે હાલના સમયના કાશ્મીર રાજ્યમાં આવી જાય છે અત્યાર સુધી અભિસારને ખોટી રીતે હજારા જીલ્લા તરીકે ઓળખવામાં આવતું હતું, પણ ખરું જોતાં હજારા તો ઉર્શા અથવા અર્ગેશીરના રાજ્યનો પ્રદેશ છે (સ્ટીન, રાજતરંગિણિ, તરજુમો પુ 1, ૧૮૦, ૪ ૨૧૭, અને મેકક્રિન્ડલ ઓપ-સાઈટ, પૃ ૮૭) એ ઓર્નોસથી થયેલી સૂચનો મારી જાણમાં નથી

**ઓહિંદનો પૂલ**

ઘણાખરા લેખકોનું વલણ તેને અટક આગળ મૂકવાનું જણાય છે, કારણ કે ત્યા નદીનો પટ સાકડામાં સાકડો છે; પણ મ. ફુશરની શોધખોળોથી સ્પષ્ટ રીતે સિદ્ધ થયું છે કે ઘણેભાગે હોડીઓનો બનેલો એ પૂલ અટકની ઉપર વાડે ૨૬ માઈલ દૂર આવેલા ઓહિંદ કે ઉન્ડ આગળ હશે. એ પૂલને મથાળે પહોંચીને અલેગ્ઝાંડરે ઘણી ભવ્ય રીતે દેવતાઓને બલિદાન આપ્યાં અને તેના લશ્કરને ત્રીસ દિવસનો વિસામો આપ્યો. આવા વિસામાની તેમને ખરેખર બહુ જરૂર હતી. એ સમય દરમિયાન વિવિધ રમતોથી તેમજ કસરતી સ્પર્ધાઓથી તેમને ખૂબ મોજ કરાવવામાં આવી.

**તક્ષિલાથી એલચી મંડળ**

અલેગ્ઝાડર ઓહિંદ મુકામે હતો ત્યારે સિંધુ નદીથી ત્રણ મજલ દૂર આવેલા તક્ષિલામા તે સમયે રાજ્ય કરતા આંભિએ મોકલેલું એલચી મંડળ તેની મુલાકાતે આવ્યું. થોડીજ મુદત પર મરણ પામેલો તે શહેરનો રાજા આગલે વર્ષે નિકૈયા મુકામે એ ચઢાઈ કરનારને મળ્યો હતો અને પોતાનું રાજ્ય તેને ચરણે ધર્યું હતું. તે રાજાના પુત્ર તરફથી આવેલા એલચીમંડળે એ જ અરજ ફરીથી રજુ કરી અને તેના ટેકામા ૭૦૦ ઘોડેસ્વારની ટુકડી, અને ૩૦ હાથી, ૩૦૦૦ માતેલા બળદ, ૧૦,૦૦૦ થી વધારે ઘેટા અને ૨૦૦ ચાદીના સિક્કા એવી એવી કિંમતી વસ્તુઓની બક્ષિસો મોકલી.

તક્ષિલાના રાજાઓ આમ તુરત જ તાબે થઇ ગયા, તેનું કારણ એ છે કે પાસેના રાજ્યોમાનાં પોતાના શત્રુ રાજ્યોની સામે થવમા તેમને અલેગ્ઝાડરની મદદ જોઇતી હતી. એ સમયે તક્ષિલાને અભિસ્વરના પહાડી રાજ્ય જોડે તેમજ હાલના જેલમ, ગુજરાત તથા શાહપુર જીલ્લાઓ જોડે લગભગ મળતા થતા બળવાન રાજ્ય

પર રાજ્ય કરતા અને ગ્રીકો જેને પોરસ નામથી ઓળખતા તેના રાજ્ય જોડે લડાઇ ચાલતી હતી

**ઇ. સ. પૂર્વે ૩૨૬ નો ફેબ્રુઆરી કે માર્ચ**

હવે વસંત ૠતુ શરૂ થઈ હતી અને શુકન શુભ જણાયાથી એક સવારે પ્હો ફાટતા તાજા થયેલા લશ્કરે નદી ઓળગવાની શરૂઆત કરી, અને તક્ષિલાના રાજાની મદદથી સહીસલામત રીતે તે હિંદની ભૂમિમા દાખલ થયો કોઇ યુરોપીય સુમાર કે વિજેતાએ તેની પૂર્વે એ ભૂમિ પર પગ મેલ્યો નહોતો

**એક વિચિત્ર બનાવ**

તક્ષિલા તરફની કુચની છેલ્લી મજલને ઉગ્યે દહાડે એક વિચિત્ર ઘટના બની એ શહેરથી પાચ કે ૭ માઇલ દૂર લડાઇને માટે સજ્જ થઇ પોતાની તરફ આવતા એક સપૂર્ણ લશ્કરને જોઈ અલેક્ઝાડર ચમક્યો તેને લાગ્યુ કે દગાથી તેની સામે વિરોધ કરવામા આવનાર છે અને તેણે હિંદીઓ પર હુમલો કરવાની વ્યવસ્થા કરવા માડી, પણ એટલામા આભિરાજ કેટલાક નોકરો સાથે સાગતે ઘોડે ત્યા આવ્યો અને તેણે સમજણ પાડી કે બળના દેખાવનો ઇરાદો તેને માન આપવાનો હતો, અને તેનુ બધુ લશ્કર તેની સેવામા હાજર હતું ગેરસમજુતી દૂર થઈ એટલે ગ્રીક લશ્કરે પોતાની આગે કુચ ચાલી રાખી અને તક્ષિલા શહેરમા રાજધાનીને ઉચિત આડબરથી તેનો સત્કાર કરવામા આવ્યો

**તક્ષિલા**

રાવલપીંડિની વાયવ્યે વીશ માઇલ પર આવેલા સરાઇ—કાલા નામના સ્ટેશનની પૂર્વે અને ઇશાને બાર ચોરસ માઇલ જેટલા વિસ્તાર પર આવી રહેલા ખડીએરોથી સૂચવાતુ

તક્ષિલા[1] તે વખતે પૂર્વનાં મોટામાં મોટા શહેરોમાંનું એક હતું અને ઉત્તર હિંદમાં વિદ્યાપીઠના મુખ્ય સ્થાન તરીકે પ્રખ્યાત હતું, વિદ્યા-પ્રાપ્તિ માટે, ખાસ કરીને વૈદકને માટે બધા વર્ગના વિદ્યાર્થીઓનાં ટોળાં અહિં આવતાં.

**આંભિનું શરણે આવવું.**

આંભિએ અલેગ્ઝાંડરને પોતાના સ્વામી તરીકે સ્વીકાર્યો અને તેના મૃત પિતા અને તક્ષિલાના રાજાના કાયદેસર વારસ તરીકે તેણે તેને પોષાક પહેરાવ્યો. વિજેતાએ તેના પ્રત્યે બતાવેલી માયાના બદલામાં તેણે ગ્રીક લશ્કરને ઉદાર હાથે ખાધખોરાકી પુરાં પાડયાં અને ૨૦૦ ચાંદીના સિક્કા, ૩૦૦૦ કતલ માટે માતેલા કરેલા બળદ, ૧૦,૦૦૦ કે વધારે ઘેટા

૧. જાતકો જોતાં વિદ્યાનું બીજું મોટું ધામ તો કાશી જ હતું. તેની શિક્ષણપદ્ધતિ તક્ષિલાથી પ્રાપ્ત થયેલી જણાય છે. બિંબિસાર અને અજાતશત્રુના રાજવૈદ્ય જીવકે તક્ષિલામાં સાત વર્ષ સુધી અભ્યાસ કર્યો જણાય છે. ગ્રીક અને રોમન લેખકો તેનું નામ તક્ષિલા લખે છે. એ નામ પાલિ કે પ્રાકૃત 'તક્કશિલા' શબ્દનું બને તેટલું નિકટ લેખન છે. તેનું સંસ્કૃત રૂપ તક્ષશિલા છે. હાલમાં સર જોન માર્શલે તેનાં ખંડિયેરોની બહુ જ કાળજીપૂર્વક માપણી કરી તેનું વર્ણન કર્યું છે. ( એ ગાઇડ ટુ તક્ષિલા, કલકત્તા ૧૯૧૮ ). એમાં મૌર્યયુગ તથા તેની પૂર્વેના યુગનું ભિર; હિંદી-ગ્રીક, પાર્થિયન અને પહેલા કડફિસિઝના સમયનું સરકાપ, તથા કનિષ્કના સમયનું સરસુખ-એમ ત્રણ જુદાં શહેરોના ખંડિયેરોનો તેમાં સમાવેશ થાય છે. ત્યાંના થરોપરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે કનિષ્ક પાર્થિયન તથા કડફિસિઝ રાજાઓ પછી થયો હતો, અને તે ક્રાઇસ્ટ પછીના પહેલા કે બીજા સૈકામાં થયો હતો. વળી તેમાં ઘણી છૂટક ઇમારતો પણ છે. તેમાં બે ઘણું કરીને જૈન સ્તુપો છે. તે બાદ કરતાં બાકીના બધા બૌદ્ધ સ્તુપ અને મઠો છે. બૌદ્ધયુગ પહેલાનાં ઘણાં બાંધકામોનાં અવશેષો પૃથ્વીના ગર્ભમાં હોવાનો સંભવ છે. સાતમા સૈકામાં ચીનો મુસાફર હ્યુએનત્સાંગ આવ્યો ત્યારે બૌદ્ધમકાનો બીસ્માર હાલતમાં હતાં. ( બીલ, i. ૧૩૬-૪૩; વૅટર્સ, i, ૨૪૦ ) અને તે સમયે તે રાજ્ય કાશ્મીરનું ખંડીયું હતું. વિદ્યા-

અને ૩૦ હાથીની બક્ષિસ કરી ઉદારતાની બાબતમાં પોતાથી તેની સરસાઈ ન થાય તે માટે પોતાને ઉદાર બક્ષિસ આપનાર રાજાને અલેક્ઝાંડરે પોતાની લુટમાંથી એક હજાર ચાંદીના સિક્કા,[1] સોના રૂપાના મીજબાનીમાં વપરાતા ઘણા વાસણ, ઈરાની વસ્ત્રોનો જબરો જથ્થો અને પોતે એમે તે વખતે નખાના સાજવાળા ૩૦ ઘોડા આપ્યા. આ ઉડાઉ ઉદારતા ગ્રીક અમલદારોને ગમતી નહોતી અને તે શુદ્ધ લાગણી કરતા વ્યવહાર કુશળતાને લઈને હતી. તેનાથી ૫૦૦૦ આદમીની ટુકડી તેને મળી અને એક ઉપયોગી અને નિમકહલાલ મદદગાર મિત્ર મળ્યો.

**અભિસારનો રાજા અને પોરસ**

અભિસારના પહાડી મુલકના રાજાનો મૂળ ઇરાદો સિંધુપાર ચઢી આવનાર પરદેશીને હાંકી કાઢવામાં પોરસ જોડે જોડાવાનો હતો, પણ અલેક્ઝાંડર તક્ષિલા હતો તે સમયે તેણે તેની પાસે એલચી મોકલ્યા તે એલચીઓએ

---

પીઠના નગર તરીકે એની ખ્યાતિના ઉલ્લેખો જાતક વાર્તાઓમાં ઠામઠામ આવે છે દા. ત. પુસ્તક ૧, ૨, ૩૨, ૫૬ વગેરે (રાઉઝનો તરજુમો). સુશીમ જાતક તેને ગાંધારના રાજ્યમાં એટલે પ્યુકેલેઓટિસ અને પેશાવરમાં મુકે છે પણ ઘણે ભાગે જાતક અલેક્ઝાંડરના સમય પહેલાના છે. ટ્યાનાના એપોલોનિયસની ફિલોસ્ટ્રેટસે લખેલી અદ્ભૂત કથા ખ્રીસ્તિશક-ની પહેલી સદીના તક્ષિલાની ઘણી વિગતો આપે છે. એમાં આપેલી બાબતો પર વિશ્વાસ મુકી શકાય તો તે ઘણી જ રસપ્રદ ગણાય (ફિલિમોરનો તરજુમો, ઑક્સફર્ડ ૧૯૧૨ પુસ્તક ૨, પ્રકરણ ૨૦-૪૨) એપોલોનિયસે હિંદમાં મુસાફરી કરી હતી એમ પ્રો. ફ્લિન્ડર્સ પેટ્રી માને છે અને તે તેનો સમય ઈ. સ. ૪૩-૪માં મુકે છે (પર્સનલ રીલિજીયન ઈન ઇજીપ્ત, ૧૯૦૯ પૃ. ૧૪૧) સર જોન માર્શલ પણ આવો મત ધરાવે છે કારણ કે તેની શોધોમાં તેને ફિલોસ્ટ્રેટસે આપેલી વિગતોનું ઘણું ધ્યાન ખેંચે એવું સમર્થન મળ્યું છે (ગાઈડ ટુ તક્ષિલા ૧૯૧૮, પૃ. ૧૫, ૬૧) વળી જુઓ ફિલોસ્ટ્રેટસના 'લાઈફ ઓફ એપોલોનિયસ'નો કૉનીબેરનો તરજુમો, ન્યુયોર્ક ૧૯૧૭)

પોતાના સ્વામીનું સર્વસ્વ એલેગ્ઝાંડરને ચરણે ધરવા કહ્યું. આ એલચી-મંડળનો કૃપાપૂર્ણ રીતે સત્કાર કરવામાં આવ્યો અને પોતાના મિત્ર રાજાના જેવી જ નમનતાઈ પોરસ પણ બતાવશે એવી અલેગ્ઝાંડરને આશા બંધાઇ. પણ પોતાને શરણે આવી ખંડણી આપી જવાના કહેણના જવાબમા તેના તરફથી ગર્વભર્યો જવાબ આવ્યો કે તે પોતે હિંદપર ચઢી આવનારને મળવા દેશની સરહદના મોખરા પર તો જરૂર આવશે પણ તે યુદ્ધ કરવા માટે તૈયાર થયેલા લશ્કર સાથે.

**હાઇડેસ્પીસ સુધી આગળ વધવું એપ્રિલ ઇ. સ. પૂર્વે ૩૨૬.**

પોતાની સેનાને વિસામો આપવા માટે પુરતા સમય સુધી તક્ષિલાની આરામ ભરી છાવણીમા રહી તક્ષિલાની સેનાથી અને કેટલાક હાથીઓથી બળવાન થયેલા લશ્કર સાથે પોરસની સામે થવા અલેગ્ઝાંડરે પોતાના લશ્કરને પૂર્વ તરફ દોર્યું. હાઇડેસ્પીસને (જેલમ) સામે કિનારે પોરસ તેની વાટ જોતો પડયો હતો એમ તે જાણતો હતો. તક્ષિલાથી અગ્નિ ખુણામાં આશરે ૧૦૦ કે ૧૨૦ માઇલની કુચને અંતે મુશ્કેલીભરી ભૂમિ પર થઈ તે હાઇડેસ્પીસ પરના ઝિલમ આગળ આવી પહોંચ્યો. આ કુચને આશરે એકાદ પખવાડીઉ લાગ્યું હશે. ભર ઉનાળો ચાલતો હતો, પણ અલેગ્ઝાંડરને તો બધી મોસમો એકસરખી અનુકૂલ હતી. પર્વતો પરના હિમની કે મેદાનોની લમણાં શેકી નાંખે એવી હવાની પરવા કર્યા વગર જીત પર જીત કરતો અલેગ્ઝાંડર પોતાના સીપાઇઓને આગળ દોરતો હતો. મે માસની શરૂઆતમાં તે ઝિલમ આગળ આવી પહોંચ્યો. પહાડોમાંના બરફના પીગળવાથી નદીમાં પૂર આવેલું તેને જણાયું. સિંધુ નદી ઓળંગવામાં ઉપયોગી થઇ પડેલી હોડીઓના વિભાગ પાડી નાંખી તેને ગાડામાં ઘાલી વહેવામાં આવી હતી. હાઇડેસ્પીસના કિનારા પર તેને ફરી જોડી હોડીનો પૂલ બનાવવાનો હતો. હવે એ નદી ઓળંગવામાં તેમનો ફરીથી ઉપયોગ કરવામાં આવ્યો.

**નદી ઓળંગવા માટેની તૈયારી.**

તૈયારી બહુ પાકી હોવા છતાં સામે અખ્યાબળમાં ચઢીઆવતું લશ્કર હોય તેવે વખતે હાઈડેસ્પીસ નદી ઓળંગવાનો પ્રશ્ન તે સ્થાનના સંજોગોના બારીક અભ્યાસ વગર ઉકેલી શકાય એમ નહોતું ત્યાંના બધા સ્થાનિક સંજોગોનો જોઈતો અને પુરતો પરિચય ન થાય ત્યાં સુધી એ પ્રશ્નનો વ્યવહારૂ નિકાલ કરવાની બાબત મુલતવી રાખવાની અલેક્ઝાંડરને ફરજ પડી ઝિલમ આની પહોચના, નદીને સામે કાંઠે સેના યુદ્ધ માટે તૈયાર થઈ ઉભેલી તેણે જોઇ ગ્રીક સેનાપતિ પોતાના લશ્કરના ઘોડેસ્વાર વિભાગ પર ખરો આધાર રાખતો હતો, પણ એ તો સ્પષ્ટ હતું કે સામે કિનારે હાથીઓની લગાર ઉભી હોય તેવા સંજોગોમા પૂરવાળી નદી ઓળંગી સામે ઉભે કાંઠે જેમ તેમ કરી ચઢવા તે પોતાના ઘોડેસ્વારોને ભાગ્યે જ લલચાવી શકે આમ હોવાથી આ મુસ્કેલી દૂર કરવા કાઇને કાઇ યુક્તિ યોજ્યા વગર છુટકોજ નહોતો

**હોડીઓની જોગવાઈ.**

એરિયનના શબ્દોમાં બોલતાં અલેક્ઝાંડરે ચોરીછુપકીથી નદી પાર કરવાનો નિશ્ચય કર્યો ઑક્ટોબર કે નવેમ્બરમાં રેતના પાણી ઉતરી જાય અને નદીમા પાર પડે ત્યાં સુધી ધીરજથી પોતાની છાવણીમા રાહ જોતા પડયા રહેવું, એ તેને માટે મહેનામા મહેલી યુક્તિ હતી અલેક્ઝાંડરના પ્રબળ વેગવાળા જુસ્સાને એવી બિનજરૂરી ટાઢી ટીલચાલ પસંદ તો નહોતીજ, તોપણ દુશ્મનની સાવચાનતા નિષ્ફળ કરવાના હેતુથી ઋતુ બદલાતાં સુધી વાટ જોવાનો પોતાનો ઇરાદો છે એવી જાહેરાત તેણે આપી, અને એ જાહેરાતની પુષ્ટિમા પોતાના લશ્કરને વાન્ય તથા ચારો એકઠો કરવાની ચઢાઈઓ કરવામાં અને ખાધખોરાકીનો જબરો સંચય કરવામાં કામે લગાડી સાથે સાથે તેની હોડીઓનો કાફલો નદીમાં ઉપર નીચે જતો આવતો રહ્યો અને નદીમા કોઇ ઠેકાણે પાર હોય તો તે

શોધવા ઘણી તપાસો કરવામા આવી. દુશ્મનને નદી ઓળંગતો અટકાવવા માટે બીજાં બધાં સ્થાનો કરતાં અમુક સર્વોત્તમ રીતે યોગ્ય છે એમ નિશ્ચય કરી ત્યાં જ પોતાના લશ્કરની જમાવટ કરી વિશ્રાંતિ લેતાં આ બધી હીલચાલોએ પોરસને અટકાવ્યો એવી ટીકા એરિયન કરે છે. નદીના ઉપરના ભાગોમા આવેલાં જંગલ અને ટાપુઓમાં, તરાપા, પનાઇઓ તથા નાના વહાણ છાનાંમાના બનાવી છુપાવી રાખવામાં આવ્યાં. આ પ્રાથમિક તૈયારીઓ કરતાં છ કે સાત અઠવાડીઆં લાગ્યાં. એ સમય દરમિયાન ચોમાસું આવી પડ્યું અને પૂરનું જોસ વધ્યું. ત્યાંની ભૂમિના કાળજીભર્યા અભ્યાસથી અલેગ્ઝાંડરની ખાતરી થઇ હતી કે નદીને સહીસલામતથી ઓળંગવાનો સારામાં સારો લાગ, તેની છાવણીથી સોળ માઇલની મજલ પર આવેલા સ્થાને નદી એકદમ વળતી રહી ત્યાં ઓળંગવામાં હતો. એ જગાએ નદી ઓળંગતા ત્યા આવેલા બેટના જંગલથી એની હોડીમા ચઢવાની ક્રિયા છુપી રહી શકે એમ હતું. આવો નિશ્ચય થતા અલેગ્ઝાડર લખે છે તેમ માત્ર આશ્ચર્યકારક હિંમતથીજ નહિ પરંતુ ઘણાજ ઉત્તમ પ્રતિનાં ડહાપણ અને સાવચેતીથી તેનો અમલ કર્યો.

**ઇ. સ. પૂર્વે ૩૨૬ના જુલાઇની શરૂઆત. અનામત રાખેલું લશ્કર**

જેલમ પાસેની છાવણીનું રક્ષણ કરવા, તક્ષિલાની ૫૦૦૦ની ટુકડી સમેત એક જબરા લશ્કર સાથે ક્રેટીરોસને તેણે ત્યાં છોડયો. મુખ્ય હુમલાને ટેકો આપવા પોતાના હાથ પરના અનામત લશ્કરનો કેવી રીતે ઉપયોગ કરવો તે બાબતમાં ચોક્કસ સૂચનાઓ તેણે તેને આપી. કામચલાઉ છાવણી તથા પસંદ કરેલી નદી ઓળંગવાની જગાને બરાબર અર્ધે રસ્તે ભાડુતી ઘોડેસ્વાર અને પાયદળ સાથે તેણે ત્રણ સરદારો ગોઠવ્યા હતા. હિંદીઓ યુદ્ધમાં ઠીક રોકાયા છે એમ જણાય એટલે તુરત નદી ઓળંગવી એવી

**યુદ્ધક્ષેત્ર**

પછી હિંદી રાજાનો પુત્ર ૨૦૦૦ ઘોડેસ્વાર તથા ૧૨૦ રથ સાથે દોડધામ કરતો આવી પહોંચ્યો, પણ તે બહુ મોડો પડ્યો. આ નેતાએ તેથી ઘણા નાના લશ્કરને ૪૦૦ આદમીની ખુવારી તથા બધા રથોના નુકશાન સાથે તરત હાર આપવામા આવી. નાશી છુટનારાઓએ આ આફતના સમાચાર પોરસની છાવણીમાં પહોંચાડયા. સામે પાર પડાવ નાંખી પડેલા ક્રેટીરાસના આક્રમણ સામે પોતાના સામાન સરંજામનો બચાવ કરવા પુરતું લશ્કર મુકી પોતાના ઘણાખરા લશ્કર સાથે પોરસે અલેગ્ઝાંડર સામે કુચ કરી. હાલમા કારિ નામથી ઓળખાતા અને ઉત્તર તથા પૂર્વમાં નીચી ટેકરીઓની મેખલાવાળા અને પહોળામાં પહોળા ભાગમાં પાંચ માઈલ પહોળાઈવાળા મેદાનપર થઇ હિંદી લશ્કર આગળ વધ્યું. અલેગ્ઝાંડરની સામે થવા માટે તેમને આ શિવાય બીજો કોઈ માર્ગ નહોતો. આ મેદાનની સપાટી દૃઢ રેતાળ ભોંયની અને ચોમાસામાં પણ લશ્કરી હીલચાલને માટે અનુકૂલ થઇ પડે એવી હતી.

**હિંદી લશ્કર**

પશ્ચિમમાંથી ચઢી આવતા ધૃષ્ટ સરદાર સામે પોતાના દેશનો બચાવ કરવા જે સેના સાથે હિંદનો સાર્વભૌમ રાજા આવ્યો હતો તે ખરેખર ઘણી દબદબા ભરી હતી. આશરે આઠ હરોળમાં એકએકથી સો ફીટ જેટલે અંતરે મુકેલા બસે જબરા હાથીઓથી તેની સેનાના મધ્ય ભાગનો મોખરો બનેલો હતો. પોરસનો મુખ્ય આધાર આ મહા કાયાવાળાં પ્રાણીઓ ઉપર હતો. તેની એવી ગણત્રી હતી કે પરદેશી સીપાઇઓ તેનાથી ડરી જશે અને તેમની ભય ઉપજાવનારી ઘોડેસ્વાર સેના એનાથી અવ્યવસ્થિત થઇ જશે. આ હાથીઓની પાછળ ૩૦,૦૦૦ પાયદળનું નક્કર સૈન્ય ઉભું હતું. પાખો પરના ભાગ આગળ પડતા હતા અને હાથીઓની વચ્ચેના અંતરમાં પણ પાયદળોની હરોળો ઘુસાડી દીધી હતી.

થયા તે પહેલાં અલેગ્ઝાંડરના ઘોડેસ્વારો તેમની પર તુટી પડી શક્યા. ( ક્યુ. કર્ટિયસ, viii, ૧૪ ). હિંદી ઘોડેસ્વાર બે બરછી તથા એક ઢાલથી સજ્જ થયેલો હતો, પણ તે અલેગ્ઝાંડરના સિપાઇ કરતાં અંગબળમાં અને લશ્કરી તાલીમમા ઘણો ઉતરતો હતો. ( એરિયન, v. ૧૭ ).

આવા લશ્કર તથા આવી તૈયારી સાથે, દુનીઆએ દીઠેલા પ્રતિભાશાળી યોદ્ધાઓમાં સર્વોપરી સ્થાન ભોગવતા અલેગ્ઝાંડરનો મુકાબલો કરવા પોરસ ઉભો હતો.

**અલેગ્ઝાંડરની હીલચાલ**

અલેગ્ઝાંડરે તુરત જોઈ લીધુ કે પોતાની નાનીશી ફોજથી દુશ્મનના મધ્ય ભાગ પર સીધો હુમલો કરવાથી ફત્તેહ હાંસલ કરવાનો કાંઈ સભવ નથી. આમ હોવાથી હિંદી લશ્કરની ડાબી પાંખરૂપ ઘોડેસ્વાર લશ્કરથી જોસભેર હુમલો કરવાથી થતી અસર પર આધાર રાખવાનો તેણે ઠરાવ કર્યો. અલેગ્ઝાંડરની જાતની સરદારી નીચેના ઘોડેસ્વાર લશ્કરના હુમલાથી હિંદી પાયદળ તથા ઘોડેસ્વાર લશ્કર છિન્નભિન્ન થઈ જાય ત્યાં સુધી યુદ્ધમાં ભાગ ન લેતા, બને તે શાતિથી જોયા કરવાની રીત અખત્યાર કરવાની આજ્ઞા તેણે ૭ હજાર પાયદળના પોતાના સરદારોને તેણે આપી.

**યુદ્ધનો પહેલો અંક**

નદીની છેક પાસે આવી ગયેલી દુશ્મનની સેનાની ડાબી પાખ સામે એક હજાર ઘોડેસ્વાર કામઠીવાળા મોકલી તેણે યુદ્ધની શરૂઆત કરી. કામઠીવાળાઓએ દુશ્મન પર તીરનો વરસાદ વરસાવ્યો અને તેની પર ઝનુની હુમલા કર્યા. તેમની પાછળ જ ખુદ અલેગ્ઝાંડરની સરદારી નીચેના રક્ષકો આવ્યા. ડાબી બાજુએ યુદ્ધમા સારી પેઠે રોકાયેલા પોતાના સાથીઓને સહાય કરવા જમણી પાંખ પરના હિંદી ઘોડેસ્વારો સેનાની પાછળ રહી ઝડપથી આવી

પહોંચ્યા પણ એટલામાં પોતાની ડાબી પાંખની કુમકે ગયેલા હિંદી ઘોડેસ્વારોની પીઠે હુમલો કરવા અલેક્ઝાંડરે મોકલેલી કોઇનોસની સરદારી નીચેની બે ટુકડીઓ, પોરસની સ્થૂલ સેનાના મોખરા આગળથી પસાર થઈ તેની જમણી પાંખને વટાવી, ડાબી પાંખની કુમકે ગયેલ ઘોડેસ્વારો તથા રથોની પીઠને ભયમાં નાખતી ઉભી પાછળથી થતા હુમલા માટે તૈયાર થવાના હેતુથી મોઢુ ફેરવવાની તૈયારી હિંદી ટુકડીઓ કરી રહી હતી તે દરમિયાન કાંઇક અવ્યવસ્થા તો જરૂર થવા પામી દુશ્મનના ઘોડા મો ફેરવતા હતા તે જ ક્ષણે બરાબર લાગ જોઈ, અલેક્ઝાંડરે જોરથી હુમલો કર્યો હિંદી સેનાની બને પાંખો પરની હરોળો તુટી ગઇ અને ‘આશ્રય આપતી ભીંતની જેમ તેઓ હાથીઓને ઓથે આશ્રય લેવા નાઠા” આ પ્રમાણે આ નાટકનો પહેલો પ્રવેશ ખલાસ થયો

**યુદ્ધનો બીજો અંક** ગ્રીક ઘોડેસ્વારો સામે હાથીઓ દોડાવી ગયેલી બાજીને ઠેકાણે લાવવાનો મહાવતોએ યત્ન કર્યો પણ હવે આગળ વધેલી ઘટ્ટ રચનાવાળી પાયદળની ટુકડીઓએ હવે મોડે મોડે યુદ્ધમાં ભાગ લેવા માંડયો ગ્રીક સિપાઇઓએ હાથી તથા તેની ઉપર સ્વાર થયેલા સિપાઇઓ તથા મહાવતો ઉપર તીરની વૃષ્ટિ કરી વનાઈ ગાંડા થયેલા તે પ્રાણીઓ, મનુષ્યથી અભેદ્ય ટુકડીઓના માણસોને છુંદવા ધસ્યા હિંદી ઘોડેસ્વારોએ આ કટોકટીની પળનો લાભ લીધો અને યુદ્ધના પહેલા તબક્કામાં પોતે ખાધેલી હારનુ વેર લેવા પાછા ફરી અલેક્ઝાંડરની ઘોડેસ્વાર સેના પર હુમલો કર્યો પણ એ કામ કરવાની તેમની ગુંજાશ નહોતી તેઓ પાછા પડયા અને પાછા હાથીઓની હરોળોમાં ભરાયા એટલે યુદ્ધનો બીજો અંક પૂરો થયો

હવે આખી ગ્રીક ઘોડેસ્વાર સેનાએ એકસામટો હુમલો કર્યો.

**યુદ્ધનો ત્રીજો અંક**

આવી રીતે ત્રીજો અને છેલ્લો અંક શરૂ થયો. છિન્નભિન્ન થયેલી હિંદી સેનાની હરોળો તોડી નાંખી તેમણે ભયંકર ખુના મરકી મચાવી. ખૂનખાર અવ્યવસ્થા અને ધાંધલમાં દિવસને આઠમે કલાકે યુદ્ધ પુરૂં થયું. યુદ્ધમાં ભાગ લેનારને મોઢેથી સાંભળેલી વાતને આધારે અપાયેલા એ યુદ્ધનું વર્ણનને એરિયનના શબ્દમાંજ આપવું એ સારામાં સારી રીત છે.

**હિંદીઓની હાર**

તે લખે છે કે 'સાંકડી જગામાં ફસાઈ ગયેલા હાથીઓએ ગોળ ફરતા તથા આગળ પાછળ જતા આદમીઓને પોતાના પગ તળે છુંદી દુશ્મનોને કર્યું તેનાથી પોતાના મિત્રોને કાંઈ ઓછું નુકશાન ન કર્યું. આને પરિણામે હાથીઓની આસપાસ આવેલી ટુંકી જગામાં સપડાઈ ગયેલી ઘોડેસ્વાર સેનાની ભારે કતલ થઇ. ઘણા મહાવતો તીરથી વીંધાઈ મરણ પામ્યા હતા અને હાથીઓ-માંના પણ કેટલાક ઘાયલ થયા હતા, અને બાકીના થાકને લીધે તેમજ માથે મહાવત નહિ હોવાથી, પોતાના જ પક્ષમા રહી યુદ્ધ કરતા નહોતા, પણ વેદનાથી ગાડાતુર થઈ, કાઇ પણ ભેદ રાખ્યા વગર શત્રુ તથા મિત્ર પર હુમલો કરવા લાગ્યા અને તેમને ધક્કેલી પગ તળે છુંદી, અનેક વિવિધ રીતે મારવા લાગ્યા. પુષ્કળ ખુલ્લી જગાને લીધે ગ્રીક સિપાઈઓ છુટથી આઘા પાછા થઇ શકતા હતા તેથી હાથીઓનો હલ્લો આવતાં તેઓ પાછા હઠતા અને તે પાછા ફરતા ત્યારે તેમની લગોલગ થઇ, તેમને તીરોથી વીંધી નાંખતા. હિંદીઓ હાથીઓની વચ્ચે હોવાથી, તેમના ક્રોધને પરિણામે તેમને વધારે ખમવું પડ્યું.

'જ્યારે હાથીઓ તદ્દન થાકી ગયા, અને તેમના હુમલા જોશ વિનાના થવા માડયા, ત્યારે પાણીમાં પાછા પડતાં વહાણોની પેઠે દુશ્મન સામે મોં રાખી બરાડતા તે પાછા હઠતા ગયા. આ વખતે

અલેક્ઝાંડરે પોતાના ઘોડેસ્વાર સૈન્યથી દુશ્મનની આખી હારને ઘેરી લીધી, અને હાલ અટાઅટ રાખી પોતાની હરોળોને તદ્દન સંગીન બનાવી, નક્કર ધનના આકારમાં આગળ વધવાની પોતાના પાયદળને સંકેતથી આજ્ઞા કરી આમ કરવાથી થોડાક અપવાદ સિવાય, દુશ્મનનું ઘોડેસ્વાર સૈન્ય લગભગ બધુ કતલ થઈ ગયુ ગ્રીકો ચોમેરથી આગળ ધપતા હોવાથી હિંદી પાયદળની પણ એવી જ દશા થઈ

'આમ થવાથી અલેક્ઝાંડરના ઘોડેસ્વારોની મેખલામાં જ્યાં જ્યાં કાંઈ તુટ જણાઈ તેમાં થઈને બધા જીવ બચાવવા નાસવા લાગ્યા'

આ સમય દરમિયાન, નદીને સામે પાર રાખેલા ક્રેટિરોસ અને બીજા સરદારો નદી ઓળંગી આવી પહોંચ્યા અને પોતાના તાજા લશ્કરોથી નાશી જતા દુશ્મન પર તુટી પડી તેમણે ભયંકર કતલ ચલાવી હિંદી લશ્કરનો લગભગ સંપૂર્ણ નાશ થઈ ગયો હાથીઓ બધા કાં તો મરાયા કે દુશ્મનને હાથ ગયા, રથો બધા નાશ પામ્યા ત્રણ હજાર ઘોડેસ્વાર તથા લગભગ બાર હજાર પાયદળ માર્યાં ગયા અને નવ હજાર કેદ પકડાયા વધારેમાં વધારે છુટ મુકી કરેલા અડસટ્ટા પ્રમાણે ગ્રીકોની ખુવારી એક હજારથી વધારે થઇ નહોતી

**પોરસનુ કેદ પકડાવુ**

સાડા છ ફીટ ઉંચો અને પ્રચંડ કાયાવાળો પોરસ રાજા આખર સુધી લડ્યો, પણ આખરે તેના શરીર પર નવ ઘા થતા તે લથડ્યો અને મૂર્છિત અવસ્થામાં તેને કેદ પકડવામાં આવ્યો

પોતાના બહાદુર દુશ્મનને માન આપવાની ઉદારતા અલેક્ઝાંડરમાં હતી અને તેથી પોતાની જોડે 'રાજા જેવુ વર્તન થાય' એવી પોરસની સગર્વ માગણીનો તેણે ખુશીથી સ્વીકાર કર્યો વિજેતાએ જીતાયેલા રાજાને તેના બાપ દાદાના રાજ્યની ગાદી પર

श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर

વેગવાન હતો અને ૩૦૦૦ વાર પહોળાઇનો તેનો પટ મોટા અને ખરબચડા ખડકોથી છવાયેલો હોવાથી ઘણી હોડીઓ તેની પર અથડાઈ ભાંગી ગઈ.

श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर

**હીડ્રેઓટીસને પારકરવી**

ખાધખોરાકી, કુમક તથા વ્યવહારની છુટની પુરતી વ્યવસ્થા કરીને અલેગ્ઝાંડરે પૂર્વ દિશામાં આગળ વધ્યો અને ઘણું કરીને સિઆલકોટના પ્રાચીન કિલ્લા પાસે થઇને પસાર થયો, ઘણી અડચણ વગર તેણે હીડ્રેઓટીસ એટલે રાવી નદી પાર કરી. પોતાના કાકા તથા દુશ્મન પોરસ રાજાને અપાતા હદ્દબહારના માનથી ગુસ્સે ભરાઈ સામે ફરી બેઠેલા નાના પોરસને તાબે કરવા તેણે અહીંથી હિફેસ્ટિપનને પાછો મોકલ્યો.

**સ્વતંત્ર જાતિઓ**

હીડ્રેઓટીસ નદીની ડાબી અથવા પૂર્વ બાજુએ રહેતી, અને યુદ્ધકળાની કુશળતાને માટે સારી ખ્યાતિ ભોગવનાર, અને કથૈઓઇની સરદારી નીચે એકત્ર થયેલી કેટલીક સ્વતંત્ર જાતિઓના અગત્યના ગણાતા મંડળને અલેગ્ઝાંડરે પોતાની તલવારને યોગ્ય દુશ્મન તરીકે પસંદ કર્યું. લાહોરને નીચેવાડે હીડ્રેઓટીસના નીચેવાડાના ભાગપર વસેલા તથા હાઇફેસિસ અને સતલજના પાત્રમાં રહેતા એ પડોશી ઓક્ઝીડ્રેકાઈ પણ બહાદુર લડવૈયા તરીકે પ્રખ્યાત હતા. તેઓ પણ એ મંડળમાં જોડાવાનો ઇરાદો રાખતા હતા, પણ આ સમયે હજુ તેમણે તેમ કર્યું નહોતુ. આ સમયે તો કથૈઓઇને તેની પડોશમાં આવેલી કેટલીક નાની જાતિઓનો જ ટેકો હતો. આથી મલોઇને માથે આવી પડનારી ભયંકર આફત થોડા સમય માટે મુલતવી રહી.

**પિંપ્રામા અને સાંગલા**

હીડ્રેઓટીસ પાર કર્યાને બીજે દહાડે એરિયને અદ્રાઇ નામથી દર્શાવેલી ટોળીના તાબાના પિંપ્રામા નામના ગામનું તાબે થવાનું કહેણ અલેગ્ઝાંડરને મળ્યું. એક દિવસના

વિસામા પછી કથૈઓઈ તથા તેની જોડે સબધ રાખનાર ટોળીઓએ પોતાના મુખ્ય દુર્ગ તરીકે પસદ કરેલા સાગલાને ઘેરો ઘાલવા તે આગળ ચાલ્યો એક નીચી ટેકરીના રક્ષણ નીચે નાખેલી છાવણીનો ગાડાની ત્રણ હારથી તે લોકોએ બચાવ કર્યો હતો તેઓ ખૂબ નિશ્ચય અને દૃઢતાથી સામા થયા

એટલામા ઘેરો ઘાલનાર માટે પાચ હજારની કુમક તથા હાથીઓ અને ઘેરો ઘાલવાના સરજામ સાથે મોટો પોરસ ત્યા આવી પહોચ્યો પણ શહેરના કોટમા ભગાણ પડે તે પહેલા તો ગ્રીક સિપાઇઓએ તેના કોટપર ચઢી ઉતરી તે જગા હાથ કરી અને દુશ્મનોને હરાવ્યા દુશ્મનના કેટલાક હજાર આદમી માર્યા ગયા અલેગ્ઝાંડરની ખુવારી ઘણી ઓછી હતી પણ તેના બારસો આદમી ઘાયલ થયા હતા આ ઘાયલનુ પ્રમાણ અસાધારણ મોટુ હતુ

બચાવ કરનારના પ્રબળ વિરોધની સજારૂપે સાગલાને જમીનદોસ્ત કરી નાખવામા આવ્યુ

**હાઇડેસ્પિસ આગળ આવી પહોંચવુ**

આ ગજવરી સાહસવીરના માર્ગમા હાઇફેસિસ નામની બીજી એક નદી હજુ આડી હતી તે ત્યા આવી પહોચ્યો અને તેની પારની પ્રજાઓને તાબે કરવાના નિશ્ચયથી તેને ઓળગવા તૈયાર થયો તે પ્રજાઓ બહાદુર ખેડુતોની બનેલી હતી, અને વખાણવાયોગ્ય સામત ચક્રની પદ્ધતિનુ ગણતત્ર ભોગવતી હતી તે રસાળ મુલકમા વસેલી હતી તેમના દેશમા ઉંચા કદના તથા સારા હિંમતવાળા હાથીઓ પુષ્કળ હતા

**અલેગ્ઝાંડરનુ ભાષણ**

પોતાનુ લશ્કર તેની હમેશની સ્ફુર્તિથી તેની પાછળ આવતુ નહોતુ તથા હજુ વધારે સાહસકર્મો કરવા વધારે દૂર દેશાવરમા જવા સ્ફેદિલમાહી હતા, એમ જણાતા છટાદાર ભાષણથી અલેગ્ઝાંડરે તેમનો ઉત્સાહ જાગૃત કરવાનો યત્ન કર્યો તેમા તેણે

હેલેસ્પોન્ટથી હાઇફેસિસ સુધીની આશ્ચર્યકારક છતોનું યશોગાન કર્યું અને તેમને આખા એશિયાનાં પ્રભુતા તથા ધન મેળવી આપવાનું વચન આપ્યું. પણ તેના ઉત્તેજક શબ્દ મંદોત્સાહી કર્ણોપર પડ્યા અને દુઃખદ મૌનથી જ તેનો જવાબ વળાયો. એ મૌન ઘણા સમય લગી અખંડ રહ્યું.

**કોઇનોસનો જવાબ**

આખરે પોરસ સાથેના યુદ્ધમાં ધસારો કરનાર અલેગ્ઝાંડરના વિશ્વાસુ ઘોડેસ્વાર સૈન્યના સરદાર કોઇનોસે ઉત્તર દેવાની હિંમત કરી, અને સેનાનાં મહેનત તથા ભયોની કાંઇક હદ બાંધવાની જરૂર છે એવી દલીલ કરી. આઠ વર્ષ પહેલાં હેલેસ્પોંટની સામુદ્રધુનિ ઓળંગનાર ગ્રીકોમાંના કેટલાક માંદા પડી ઘેર ગયા હતા, કેટલાક નવાં વસાવેલાં શહેરોમાં તેમની મરજી વિરૂદ્ધ દેશવટો ભોગવતા હતા, કેટલાક ઘાથી અશક્ત થઇ ગયા હતા અને બીજા, જેની સંખ્યા વધારેમાં વધારે હતી તે રોગ કે તલવારના ભોગ થઈ પડ્યા હતા એ યાદ રાખવા તેણે સમ્રાટને આગ્રહપૂર્વક વિનંતિ કરી.

**ઇ. સ. પૂર્વે ૩૨૬નો સપ્ટેંબર**

રાજ્યના નિશાન પાછળ જનાર ખરેખર નહિ જેવા હતા; અને તે પણ કંગાલ, થાકેલા, બગડી ગયેલી તબીયતવાળા, ચીંથરેહાલ, પુરતાં હથિયાર વગરના અને નિરૂત્સાહી હતા. તેણે પોતાનું ભાષણ નીચેના શબ્દોથી પુરૂં કર્યું.

‘ઓ રાજા! ફત્તેહમાં વિનીતપણું એ ઉમદામાં ઉમદા ગુણ છે, કારણ કે આવા બહાદુર સૈન્યની સરદારી હોવાથી આપને દુન્યવી દુશ્મનોથી તો બીવા જેવું છે જ નહિ, પણ દેવોના માર ગેબી હોય છે અને માણસનું તેની સામે કાંઇજ ચાલતું નથી.’

કોઇનોસના શબ્દોને મોટા હર્ષનાદોથી વધાવી લેવામાં આવ્યાં.

વેદીઓ ચણાઇ ગઇ ત્યારે ચાલુ વિધિને અનુસરી તેણે તેની પર યજ્ઞ કર્યાં અને કસરતો તથા ઘોડેસ્વારીના ખેલ ગોઠવ્યા.'

**આ વેદીઓ પર ચંદ્રગુપ્તે કરેલી પૂજા**

આવી ગંભીરતાથી દેવાપર્ણ કરેલી એ વેદીઓ તેમનો બેવડો હેતુ સાધવા માટે યોગ્યજ હતી. દુનીઆના મોટામા મોટા સેનાપતિનાં ધર્મભાવ તથા મહેનતનાં તે સુયોગ્ય અને ભવ્ય સ્મારકો હતાં. ગ્રીક તોફાનને નમવાની જેને ફરજ પડી હતી તે હિંદી સત્તાધીશોને તેના અર્થની કદર હતી. આપણને કહેવામાં આવે છે કે અલેગ્ઝાંડરની જીતોની પ્રભુતાનો વારસ હિંદનો પહેલો સમ્રાટ્ ચંદ્રગુપ્ત મૌર્ય, તથા તેની પાછળ સૈકાંઓ સુધી તેના વારસોએ સ્મારકોને માન આપતા હતા અને તેની ઉપર યજ્ઞ કરવા દર વર્ષે નદી ઓળંગવાની પ્રથા પાળતા હતા.

**મુસાફરોની વાતો**

કર્ટિયસ અને ડાયોડોરસને માનીએ તો આ સ્મારકરૂપ વેદીઓની ઉમદા સાદાઈ રાજાના બાલીશ મિથ્યાભિમાનને સંતોષવા ઉભા કરેલા વધારાથી બગડી હતી એમ જણાય છે. એનાં પૂર્ણ રૂપમાં એ વાત ડાયોડોરસ આપે છે. તે ગંભીરતાથી જણાવે છે કે 'વેદીઓ રચાયા બાદ લશ્કરે નાંખેલા પડાવ કરતાં ત્રણ ગણા કદની છાવણી અલેગ્ઝાડરે તૈયાર કરાવી અને તેની આસપાસ ૫૦ ફીટ પહોળી અને ૪૦ ફીટ ઉંડી ખાઈ તેમજ અસાધારણ કદનો કોટ તૈયાર કરાવ્યો.' તે આગળ ચલાવે છે કે 'પછી તેણે પાયદળનાં રહેવાના ઘર બંધાવ્યાં અને તે દરેકમા બે સિપાઈ રહે એવી ગોઠવણ રાખી. દરેક સિપાઇની પથારી માટે તેણે ચાર હાથ લાંબો ઓટલો બનાવ્યો. આ ઉપરાંત સાધારણ-કદ કરતાં બમણા મોટા તબેલા તેણે દરેક ઘોડેસ્વાર માટે બંધાવ્યા. જે કાંઈ બાંધકામ થાય તે આ પ્રમાણે મોટા કદનું થાય એવી તેની આજ્ઞા હતી.' ચઢી

આવનાર લોક અસાધારણ બળ તથા કદના હતા એવી દેશના લોકોને ખાતરી આપવા માટે આ મુર્ખાઇ ભરેલુ કૃત્ય કરવામા આવ્યુ હતું એવુ માનવાની સુચના કરવામા આવે છે

અલેક્ઝાંડર આવી અક્કલ વિનાની મુર્ખાઈ કરે એ માની શકાય એમ નથી. યજ્ઞની વેદીઓ જોનાર મુસાફરોએ કહેલી વાતોમા વધારો કરી, ઉપજાવેલી કાઢેલી વાત તરીકે આ કથાનો અસ્વીકાર વગર આચકે કરવામા કાંઈ વાંધો નથી



# પરિશિષ્ટ (ક)

## અલેક્ઝાંડરની છાવણી; હાઇડેસ્પીસનું પાર કરવું; પોરસ જોડેના યુદ્ધનું સ્થાન.

---

**પ્રશ્નોનું નિરાકરણ થાય એમ છે**

અસલી ઇતિહાસકારોએ આપેલી હકીકત તથા યથાર્થ સ્થાન-નિર્દેશની નિષ્પક્ષપાત અને કાળજીભરી તપાસણીથી અલેક્ઝાંડરની છાવણીના, ને નદી પાર કરવાના તથા યુદ્ધ ભૂમિના સ્થાનના પ્રશ્નોનો નિકાલ પુરતી ચોકસાઇથી કરી શકાય એમ છે, એમ હું ધારૂં છું.

**હાઇડેસ્પીસ નદી**

વિતસ્તા, બિહાત અને જેલમ એ નામોથી ઓળખાતી હાઇડેસ્પીસ નદીએ પંજાબની બીજી નદીઓ કરતાં પોતાનો માર્ગ ઘણા ઓછા પ્રમાણમાં બદલ્યો છે. હાલની ચર્ચામાં તો આપણે એ નદીના જલાલપુરની ઉપરવાડેના માર્ગ જોડેજ લેવાદેવા છે. એ ભાગમાં તો એના માર્ગમાં નહિ જેવો ફેરફાર થયો છે. આમ હોવાથી ઉપરનાં ત્રણ સ્થાનોનો નિર્ણય કરવાના પ્રશ્નની બાબતમાં નદીના અસલી માર્ગ પરત્વેની શંકાથી કાંઈ ગંભીર અડચણ ઉભી થતી નથી.

**તક્ષિલા**

હાઇડેસ્પીસ તરફ કુચ કરતાં અલેક્ઝાંડર તક્ષિલા નામના મોટા શહેરથી નીકળ્યો હતો. એ શહેરના સ્થાન બાબત કાંઇ શંકા નથી. એ એ શહેરના અવશેષોનું કનિંગહામે કરેલું વર્ણન ઘણી બાબતોમાં અપૂર્ણ છે, તોપણ શાહદેરી આગળનાં તથા તેની પાસેનાં ખંડીએરો એ જ અસલી તક્ષિલા નગરીનું સ્થાન છે

હશે. તેણે આ કુદરતી અને દેખીતો સરલ માર્ગ લીધો હશે એ મતને બર્ન્સ, કોર્ટ અને એબટ જેવાઓનો ટેકો છે. તેમના લશ્કરી અનુભવને લઈ તેમજ ચોક્કસ સ્થાનિક માહિતીને લઈ એ બધા આ બાબતમાં પ્રમાણભૂત મત આપવાને લાયક છે.

**જલાલપુરવાદ અસંભવ છે.**

ઉપલા વાદની સામે એવો વાદ રજુ થયેલો છે કે અલેગ્ઝાંડરની છાવણી જલાલપુર આગળ પડી હતી અને તે ગામથી ઉપરવાડે થોડા માઇલ પર જેલમ નદી પાર ઉતરવામાં આવી હતી. આ વાદનું એલ્ફિન્સ્ટન, કનિંગહામ, ચેઝની જેવા અંગત વજનવાળા લેખકો સમર્થન કરે છે અને તેમના વિરોધીઓ કરતાં આ લેખકો યુરોપમાં વધારે જાણીતા હોવાથી જલાલપુરવાદમા અસંભવનાં ઘણાં તત્ત્વ હોવા છતાં તે વાદ વધારે સામાન્ય રીતે સ્વીકારાવવા'માં તેઓ સફળ થયા છે.

**કનિંગહામનું દૃષ્ટિબિંદુ**

કનિંગહામે ઉપલા વાદનો બહુ લંબાણથી બચાવ કરેલો છે. એબટે, કાળજીભરી માપણી કરી અલેગ્ઝાંડર તથા પોરસ વચ્ચેના યુદ્ધની ભૂમિના સ્થાનનો નિર્ણય કર્યો છે. તેની નિષ્પક્ષપાત તપાસણી કર્યા પછી તેણે પોતાની દલીલો રજુ કરી હોત તો તેને વધારે બળ મળત. એબટના મત મુજબ જો એ યુદ્ધ કારિના મેદાનમાં થયું હોય, તો અલેગ્ઝાંડરની છાવણી જેલમ ગામમાં કે તેની પાસે કોઈ સ્થળે પડેલી હોવી જોઇએ, અને એ ગામની કાંઇક ઉપરવાડે નદીપાર થયેલી હોવી જોઇએ. પણ કમનશીબે કનિંગહામે એબટની દલીલોનો જવાબ વાળવાનો કદી યત્ન કર્યો નહિ તેમજ જેલમને ઉપરવાડે નદીનો માર્ગ તેણે તપાસ્યો પણ નહિ. અલેગ્ઝાંડરની છાવણી જલાલપુર પાસે હતી એવો મત ૧૮૪૬મા બાંધ્યા પછી, ૧૮૬૩માં જલાલપુરનું સ્થાન તપાસી તેણે સંતોપ માન્યો અને પોતે માની લીધેલા મતને

અનુમાનનું સ્થાન નક્કી કરી નાખવાનો દાવો કર્યો જનરલ એબટના લેખનો 'એક વિદ્વત્તાભરી ચર્ચા'ને નામે તે ઉલ્લેખ કરે છે, પણ તે લેખનો તેણે કાળજીપૂર્વક અભ્યાસ કર્યો હોય એવું જણાતું નથી

**તેના નદીના અંતરની દલીલ**

એલેક્ઝાંડરે જલાલપુર પાસે પડાવ નાખ્યો હતો એ મતના સમર્થન માટે કનિંગહામ ત્રણ દલીલ પર આધાર રાખે છે આમાની ત્રીજી દલીલ એવી છે કે એરિયનના લખાણ મુજબ યુદ્ધભૂમિ પરના નીકૈયાથી હાયડે-સ્પીસમાં નીચેવાડે જતો કાફલો, ભીરાના પહાડના પ્રદેશના રાજા સોફાઈટીસની રાજધાનીએ ત્રીજે દહાડે પહોંચ્યો કનિંગહામના મત મુજબ સોફાઈટીસની રાજધાની અહમદાબાદ હતી એ ગામ ભેરેથી નાવડી માટે જલાલપુરથી ફક્ત ત્રણ દિવસને અંતરે, પણ જેહલમથી છ દિવસને અંતરે હતું આમ હોવાથી જલાલપુરનું સ્થાન, જેહલમ કરતાં સંજોગોને વધારે અનુકૂળ જણાય છ કનિંગહામે પોતે આ દલીલ પર થોડો ભાર દીધો છે દેખીતી રીતે તેના ખરાપણાનો બધો આધાર સોફાઈટીસની રાજધાનીના ખરા સ્થાનનિર્ણય પર છે કનિંગહામે એ બાબતનો નવો કરેલો સ્થાનનિર્ણય, કોઈપણ જાતની સાબીતિના આધાર વગરની અટકળ માત્ર છે એટલે તેને આધારે કરેલી દલીલનો વધારે વિચાર કરવાનો રહેતો નથી

**સ્ટ્રેબોના લેખ ઉપરથી દલીલ**

બીજી અને વધારે અગત્યની દલીલ સ્ટ્રેબોના એક ફકરાના આધાર પર કરવામાં આવેલી છે એ ફકરામાં એમ જણાવેલું છે કે 'હાયડે-સ્પીસ નદીનો એલેક્ઝાંડરે કરેલો માર્ગ મોટેભાગે દક્ષિણ દિશા તરફ હતો અને ત્યાંથી આગળ હાયફેસિસ સુધી તે વધારે પૂર્વમાં હતો, પણ એકંદર તે મેદાન કરતાં ટેકરીઓની તળેટીની વધારે નજીક રહેતો હતો

હામની ખાતરી થઈ હતી અને તેથી તેણે તે પાઠમાં સુધારો કરવાની દરખાસ્ત કરી હતી (રીપોર્ટ ii ૧૧૨).

ખંડન

તક્ષિલાથી હાઇડેસ્પીસ સુધીના અંતરનો ૧૨૦ રોમન માઇલનો આંકડો આપણે ખરો માનીએ તોપણ તેથી અલેગ્ઝાંડરની છાવણી જેલમ આગળ હતી એ મત ખોટા તરીકે દૂર કરી શકાતો નથી. કનિંગહામના મત પ્રમાણે (રીપોર્ટર્સ, ii, ૧૭૯) એક જુને રસ્તે તે બંને જગા વચ્ચેનું અંતર ૯૪ માઇલ થાય છે. પ્લિનીએ આપેલું અંતર ૧૧૦ અંગ્રેજી માઇલ છે. આ બંને આંકડા વચ્ચેનો ફરક માત્ર ૧૬ માઇલનો છે, અને એ ઘણા વિકટ મુલકમાં અલેગ્ઝાંડરે લીધેલા માર્ગ વિષે આપણને કશી માહિતી નથી તથા છેલ્લી બાવીશ સદીઓમાં થયેલા ફેરફાર વિષે આપણે કાંઈ જાણતા નથી; એ બધું જોતા એ ફરક નજીવો જ જણાય છે. પ્લિનીએ આપેલો આંકડો ખરો હોય કે ખોટો તોપણ તેના ઉપર અવલંબેલી દલીલ તો આખર સરવાળે નકામી જ છે.

ત્યારે મેં બતાવી આપ્યું કે જલાલપુરવાદ તે માટે કનિંગહામે આપેલી બધી દલીલો નિષ્ફળ ગઈ છે અને જેલમવાદ સ્ટ્રેબોની સ્વહેદીનો વિરોધી હોવાને બદલે ઉલટો તેનાથી તે પુરવાર થાય છે.

સ્થાન નિર્દેશ

એલ્ફિન્સ્ટન અને કનિંગહામની માન્યતાનો સ્ટ્રેબોના કથન કરતાં યથાસ્થિત સ્થાનનિર્દેશથી વધારે બળવાન વિરોધ થાય છે.

એરિયન જેવા વિવેચક લેખકનાં કથનો આ બાબતમાં બહુજ ચોખ્ખાં છે. તેને ઉત્તમોત્તમ સમકાલીન પ્રમાણો મળેલાં હતાં અને તેના પુરાવા તેણે કાળજીથી તપાસી લીધા હતા.

'દુશ્મનની નજર ચુકાવી નદી પાર કરવા' નદીને ઉપરવાડે આવેલા જે સ્થળ આગળ અલેગ્ઝાંડરે રતોવાઈ કુચ કરી હતી તે 'નદીના એક ધ્યાન ખેંચે એવા વળાકા' ઉપર આવેલું હતું; અને

**કનિંગહામનો વાદ ભૂલભરેલો છે**

અસંગત જણાય છે (રીપોર્ટર્સ, ii, નકશો ૫૧). તેમાં અલેગ્ઝાંડરને મીદાના પહાડોની હારમાંની ખીણોમાં એક લંબચોરસની ત્રણ બાજુએ જતો, એટલે કે પ્રથમ જલાલપુરથી બરાબર ઉત્તરે અંદરની બાજુ સાત કે આઠ માઇલ, પછી પૂર્વમાં સાત માઇલ અને આખરે બે કે ત્રણ માઇલ નદી તરફ—એમ જતો બતાવ્યો છે. એરિયને વર્ણવેલા રતેવાઇ કુચના અહેવાલ સાથે જલાલપુરની સ્થાનિક બાબતોનો મેળ પાડી શકાતો નથી. પાટો ન બેસે એવી બાબતોનો પાટો બેસાડવાનો અને ભૂલભરેલા પૂર્વ પક્ષ ઉપર અવલંબી રહેલી અને મનમા ખરી માની લીધેલી વાતને ટકાવી રાખવાનો કનિગહામનો એ નકશો એક મરણીઓ પ્રયત્ન છે.

**નદીનુ વર્ણન**

અલેગ્ઝાડરે પાર કરી તે વખતના એ નદીના અસલી ઇતિહાસકારોએ આપેલાં વર્ણનો પણ જલાલપુર વાદ જોડે એટલાંજ અસંગત છે. પહાડોમાં બરફના પીગળવાથી અને સતત વરસાદથી નદીમાં સારી પેઠે પૂર આવ્યુ એપ જાહેર કરવામાં બધા પ્રમાણ ગણી શકાય એવા લેખકો એક મત થાય છે. પણ વહેણનો પટ માત્ર ચાર સ્ટેડિઆ એટલે ૮૦૯ વાર હતો, જ્યારે એ જ મોસમે એટલે જુનના અંતમાં કે જુલાઇની શરૂઆતમાં જલાલપુર આગળ વહેણનો પટ એથી બમણો હોય. અસંખ્ય બેટ તથા પાણીમાં ડુબેલા ખડકોથી તે તુટક થયેલો હતો. જલાલપુર આગળ ખડકો પણ નથી અને બેટ પણ નથી.

**ખરો વાદ**

જલાલપુરનો વાદ છોડી દેવામાં આવે અને અલેગ્ઝાડરની છાવણીને જેલમના કે જેલમ પાસે મુકવામાં આવે તો સ્થાનનિર્ણયની બધી અડચણો દૂર થઇ જાય છે. તેમ માનતાં

હતી. પાર આગળ નદી ચકમકીઆ ખડક પર થઇ વહે છે. પહેલી વાર અલેગ્ઝાંડર જે બેટ પર ઉતર્યાનું ગ્રીક ઇતિહાસકારો લખે છે, અને જે તેના સમય પછી રહ્યો હોય કે ન પણ રહ્યો હોય, એવા બીજા બધા કરતાં મોટા એક બેટને મળતો એક બેટ હજુ તે નદીમાં છે.

**અલેગ્ઝાંડરની સેર**

'અલેગ્ઝાંડરની સેર' એવા નામથી દર્શાવાયેલી સેર હજુ છે, પણ હવે તેમાં પુરાણ થઈ ગયું છે. ગ્રીક લશ્કરે પાર કરેલી સેર કદાચ એ નહિ હોય પણ તેને મળતી તે છે અને અલેગ્ઝાંડરના લશ્કરે પાર કરેલી સેરની ઘણી પાસેની તે હોવી જોઇએ. 'આ સમયે (૧૮૪૮) નદી અલેગ્ઝાંડરના ઇતિહાસકારોએ વર્ણવેલી નદીને એટલી બધી મળતી છે કે આ નકશો અર્વાચીન નહિ પણ પ્રાચીન કૃતિ હશે એમ દેખાય, એમ પોતાના નકશા પરથી કહેવામાં જનરલ એબટ તદ્દન વ્યાજબી છે. જનરલ એબટનો 'વિદ્વતાભર્યો લેખ' રોજ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી એમ બે દિવસની સખત મહેનતને અંતે કરેલી કાળજીભરી માપણીને આધારે તૈયાર થયેલો છે. તેણે અવલોકેલી બીનાઓનો કોઇએ વિરોધ કર્યો નથી કે તેમાં વાંધા કાટ્યા નથી. કનિંગહામે તો તેના તરફ દુર્લક્ષ જ કરેલું જણાય છે.

**ગ્રોટનો મત**

પ્રખ્યાત લેખકો પૈકી, ગ્રીસના ઇતિહાસકાર ગ્રોટેજ એબટની મહેનતની યોગ્ય કદર કરી છે. 'જેલમ આગળ નદી પાર થઈ, એ માન્યતાના સમર્થનમા ઘણા માનવા જેવા પુરાવા એ સરદારનો લેખ પુરો પાડે છે' એમ તેણે કબુલ કર્યું છે. જનરલ એબટનો નિબંધ સહેલથી મળી શકે એવા રૂપમાં પ્રસિદ્ધ થયો હોત તો ગ્રોટનો મત એ જ વિદ્વાન દુનીઆનો મત થાત; પણ એસિયાટિક સોસાઇટીના જર્નલના એક પોથામા દટાઈ રહ્યાને કારણે ભાગ્યેજ

નદીના વાચવામા તે આવ્યો છે કનિંગહામના સરકારી પ્રકાશનો સારી પેઠે પ્રસિદ્ધિ પામેલા છે, અને તેના મત ઘણીવાર વગર ચર્ચાએ સ્વીકારી લેવામા આવ્યા છે

અલેગ્ઝાડર ટુકામા ટુકે અને સહેલામા સહેલે રસ્તે હાઇડેસ્પીસ નદીએ પહોચી ગયો એ બાબતની મને

ઉપમ હાર — તો જરાયે ના કા નથી જેનમમા જ કે તેની પાસે તે નદી કિનારે પહોચ્યો અને

ત્યા તેણે છાવણી નાખી નદી ટેકરીઓમાથી નીકળે છે તે બિંદુથી જરા નીચેનાડે, જ્યા તે સાકડી અને ખડકાળ છે ત્યા તેણે તે પાર કરી, અને પોરસ સાથેની લડાઈ કારિના મેદાનમા લડાઇ હાઇડેસ્પીસથી હાઇફેમિસ વચ્ચેની કુચના માર્ગની રેખાનો ચોક્કસ રીતે નિર્ણય થઈ શકતો નથી, પણ ટેકરીઓની તળેટીઓને તે બને તેટલી અડીને તે પસાર થતી હતી અને સિઆલકોટ આગળ થઈને તે ગઈ હોવી જોઇએ રેવર્ટીનો પણ આજ મત હતો ૧૯૦૫ મા તેણે મને લખ્યુ હતુ કે, 'અલેગ્ઝાડરે હાઇડેસ્પીસ નદી ઓળગ્યાના સ્થાનની બાબતમા હુ તમને સમત થાઉં છુ ગુજરાતની લડાઈ પછી શિખ અને અફ્ઘાનોનો પીછો લેતા અમે તે નદી ઓળગેલી એવુ મને યાદ છે તમે બતાવો છો એજ જગાએ અમે તે પાર કરેલી એ બાબત અમારે ચર્ચા થયેલી અને એમટના મતને અમે ટેકા આપેલો અલેગ્ઝાડરને યુદ્ધકળાનુ કાઈક તો ભાન હતું એમ આપણે સ્વીકારવુ જોઇએ, અને તેથી વધારે સહેલથી પાર કરી શકાય માટે તે રસ્તે આવતી નદીઓના મૂળની બને તેટલુ પાસે રહેવાનો યત્ન કરે એ સ્વાભાવિક છે વળી તેમ કરતા પર્વતની હારોથી તેની પાખનુ પણ રક્ષણ થાય'



# પરિશિષ્ટ ख.

## હાઇડેસ્પીસના યુદ્ધનો સમય.

**ચોક્કસ સમય બાબત શંકા**

યુદ્ધ પહેલા, યુદ્ધ દરમિયાન અને તેની પછી ચાલુ બીની હવા તથા નદીની પૂરની સ્થિતિ બાબતની સાબીતીઓ પરિશિષ્ટ क માં આપેલી છે. તે લડાઈ જુન માસની આખરે કે જુલાઇની શરૂઆતમાં લડાઈ હશે એ બીના કોઇપણ જાતની શંકાને સ્થાન ન રહે એમ તેનાથી સિદ્ધ થાય છે. યુદ્ધના સમયનો વધારે ચોકસાઈથી નિર્ણય કરવાનો દાવો કરતા કેટલાંક ચોખ્ખાં કથનો કરવામાં આવ્યાં છે. એ કથનોની સંક્ષિપ્ત તપાસણી થવાની જરૂર છે. આવા બે કથનો એરિયન કરે છે અને તેમાં ડાયોડોરસ ત્રીજું એક ઉમેરે છે.

**એરિયનનું પહેલું કથન**

એરિયનનું પહેલું કથન એવું છે (એનેબ. ૪. ૯) કે ધનસંક્રાંતિ પછી એટલે કે જુનની ૨૧ મી પછી એ લડાઇ થઈ હતી. એ કથન ખરૂં છે અને તેમાં કોઇપણ જાતની શંકા નથી. નદીની સ્થિતિ બાબતની સાબીતી જોડે તથા હાઇફેસિસ નદીએ પહોંચતા સુધીમા ગ્રીક લશ્કરને ૭૦ દિવસ સુધી સખત વરસાદની ઝડી સહન કરવી પડી હતી એવા ડાયોડોરસના કથન જોડે એરિયનના કથનનો મેળ પડે છે.

**એરિયનનું બીજું કથન**

એરિયનનું બીજું કથન એવું છે કે 'આથેન્સમાં હેજમન મુખ્ય હતો તે વર્ષના મૌનીશીયન મહિનામાં' એ લડાઈ થઈ હતી. આ કથન કાંઈક અંશે અચોક્કસ લાગે છે. 'આથેન્સમાં ક્રીમીસ મુખી હતો અને રોમનોએ પબ્લિયસ કોર્નીલીયસ અને ઑલસ પોસ્ટયુમીયસને કોન્સલ નીમ્યા' તે વર્ષમાં થયેલા યુદ્ધ

પૂર્વેની વસંતમાં અલેક્ઝાંડરે તક્ષિલામાં પ્રવેશ કર્યો એમ ડાયોડોરસ (૧૭, ૮૭) જાહેર કરે છે તે દેખીતી રીતે તદ્દન ભૂલભરેલું છે એમાં જણાવેલા આર્કન્સના મુખીઓ કોરોનના કૉન્સલોને ખરા તરીકે સ્વીકારી શકાય એમ નથી

**ગ્રીકોનું પંચાંગ**

આ બીનાની બાબતના ખરા પ્રમાણરૂપ પુરૂષ, અલેક્ઝાંડરના લશ્કરના અમલદારો ગ્રીક પંચાંગને અનુસરી માસવારી દર્શાવતા, એ માસવારીને એટિક કે રોમન સાલવારીમાં ફેરવી નાખવામાં ઇતિહાસકારોએ કરેલી ભૂલોને લીધે એક એકથી જુદા પડતા કથનો આવેલા જણાય છે ગ્રીક માસવારીની બીજી સાલવારીમાં કરેલી ફેરબદલી તપાસી જોવાનું કામ હાલના અભ્યાસીને માટે અસંભવ છે, કારણ કે ગ્રીક પંચાંગની આપણી માહિતી ઘણીજ અપૂર્ણ છે અને ગ્રીક માસવારીને બીજી માસવારીઓમાં ફેરવવા માટે વપરાતી પદ્ધતિઓ વિષે આપણું જ્ઞાન નહિ જેવું જ છે

**મૌનીશિયન**

એ યુદ્ધ ઇ સ પૂર્વે ૩૨૬મા થયેલું એ વાત તો ચોક્કસ છે તેને મળતું એટિક વર્ષ ઇ સ પૂર્વે ૩૨૭ ના જુનની ૨૫ મીએ શરૂ થઈ ઇ સ પૂર્વે ૩૨૬ ના જુનની ૧૫ મીએ પુરું થયું હશે એમ ધારવામાં આવે છે અધિક માસની મદદ લઈએ તો પણ દશમા માસ મૌનીશિયનનો અંત ભાગ જુન ૧૦ મીથી મોડો લાવી શકાય એમ નથી જો અધિક માસ ન ગણીએ તો મૌનીશિયન મેની ૧૪ મીએ કે તે અરસામાં પૂરો થયેલો હોવો જોઈએ પણ આપણે જોયું છે તેમ લડાઈ તો જુનની ૨૧ મી પછી થઈ એટલે એ ઉપરથી એટલું તો સ્પષ્ટજ છે કે એરિયને એટિક માસનું નામ આપ્યું છે તે ખરૂં નથી હસ્તલિખિત પ્રતમાંના 'મૌનીશિયન'ને બદલે 'મીટાગીત્નિયન' મુકી દેવાથી અવિચારી સૂચનાને ગ્રોટ 'માત્ર ગપ્પ'

તરીકે વર્ણવે છે. વળી તે સમયે હેજમન મુખ્ય હતો એ કથન જોડે તે અસંગત છે.

**મુખીઓ**

હેજમન પછી ક્રીમીસ આથેન્સના મુખી તરીકે આવ્યો એ વાત ચોક્કસ છે; અને એટિક વર્ષ ઇ. સ. પૂર્વે ૩૨૭-૩૨૬ નો છેડો જુનની ૧૫ મીએ મુકવામાં અંગર ખરો હોય તો ક્રીમીસના મુખીપણામાં અલેગ્ઝાંડરે તક્ષિલામાં પ્રવેશ કર્યો એમ કહેવામાં ડાયોડોરસ ખોટો પડે; પણ ક્રીમીસ મુખી થયા પછી યુદ્ધ થયું એમ તે પોતાના વાચકોને સમજાવવા માંગતો હોય તો તેમાં તે ખોટો નથી. બીજા પ્રમાણ ગણાતા લેખકો માને છે તેમ ક્રીમીસનું મુખીપણું જુલાઇની ૧૮ મી સુધી શરૂ નહોતું થયું એમ માનીએ તો હેજમન મુખી હતો તેવામાં યુદ્ધ થયું એમ જાહેર કરવામાં એરિયન ખરો છે.

**આ ભૂલની સમજુતી**

લઢાઇના મહિનાને મૌનીશિયન કહેવામાં એરિયનથી થયેલી ભૂલ માટે એવી સમજૂતી આપી શકાય કે એ માસમાં અલેગ્ઝાંડર નદીને કિનારે જઈ પહોંચ્યો અને જરા શરતચૂકથી તેનો ત્યાં પડાવ નાંખવાનો સમય મોટા યુદ્ધના સમય તરીકે અપાઈ ગયો. નદી પાર કરવા માટે તે રાજાની જબરી છુપી તૈયારીઓને ઓછામાં ઓછો છ કે સાત અઠવાડીઆં જેટલો લાંબો સમય લાગ્યો હશે; અને જો છાવણી મેની શરૂઆતમા મૌનીશિયન માસમાં નંખાઈ હોય તો લઢાઇ જુનની આખરમાં અથવા જુલાઇની શરૂઆતમાં થવાનો સંભવ વધારે છે.

**ઉપસંહાર**

આ બાબતમાં પૂરેપૂરી ચોક્કસ રીતે તો સમય નિર્ણય થઈ શકે એમ નથી. ગ્રોટ લખે છે કે, 'ચોમાસું શરૂ થયા પછી ઇ. સ. પૂર્વે ૩૨૬ ના જુન માસના અંતમાં કે જુલાઇ માસની

શરૂઆતમા અને હેજમનના મુખીપણાના અતમા અને ક્રીમીસના મુખીપણાની શરૂઆતમા એ યુદ્ધ થયુ હોય એવો મત બાધી શકાય છે' ગ્રોટની એ ટીકાની બહુ આગળ જવાનુ શક્ય લાગતુ નથી એરિયનને પ્રમાણ ગણી હુ હેજમનના મુખીપણાનો સમય સ્વીકારૂ છુ અને માનુ છુ કે એ યુદ્ધ ઇ સ પૂર્વે ૩૨૬ ના જુલાઇ માસની શરૂઆતમા, અને ક્રીમીસ મુખી થયો તે પહેલા થોડા દિવસ અગાઉ, એટિક વર્ષના છેલ્લા મહિના સ્કીરોફોર્યનમા થયુ



# પ્રકરણ ચોથું.

---

## અલેગ્ઝાંડરની હિંદપરની સ્વારી.

### પીછે હઠ

પાછું હઠતું લશ્કર આવ્યુ હતું તે રસ્તે પાછું હઠ્યું અને કાંઈ પણ ખાસ અકસ્માત્ વગર અકીસીનિસને કિનારે આવી પહોંચ્યું. અહીં હિફેસ્ટિયને એક કિલ્લેબંધી ગામ બાંધી દીધું હતુ. પાસેના પ્રદેશમાથી ખુશીથી આવી વસનાર લોક તથા ચાલુ યુદ્ધની નોકરી કરવા અશક્ત થયેલા પગારદાર સીપાઇઓને એ શહેરમાં વસવા તથા તેનું રક્ષણ કરવા પાછળ છોડવામાં આવ્યા; અને નદીઓમા થઇ મહાસમુદ્ર તરફ સફર કરવાની અલેગ્ઝાંડરે તૈયારી કરવા માંડી.

**અકીસીનિસ તરફ પીછે-હઠ**

હાલમાં રજોરી તથા ભિભારની ઠકરાતો તરીકે તથા બ્રિટિશ હજારા જીલ્લા તરીકે ઓળખાતા નીચલી ટેકરીવાળા પ્રદેશના રાજાઓના ખંડણી લઇ આવેલા એલચીઓને આ સમયે મુલાકાત આપવામાં આવી. અલેગ્ઝાડર પોતાની હિંદમા કરેલી જીતોને પોતાના મહારાજ્યના સ્થાયી વધારા તરીકે ગણતો હતો અને તેને આ ભૂમિમા બીજી વાર આવવાની આશા હતી; એટલે તેમની તાબે થવાની માગણીઓ સ્વીકારીને તેણે અભિસારના (રજોરી અને ભિભાર) રાજાને પોતાનો સુબો નીમ્યો અને તેને ઉરસાના (હજારા) રાજાનો ઉપરી નીમ્યો. એરિયન એ રાજાને અર્સેકીસ કહે છે.

**સુબાની નીમણોક**

આજ અરસામા ગ્રેસથી ૫૦૦૦ ઘોડેસ્વારની અને બેબીલોનના સુબા અને રાજાના પિતરાઈ ભાઇ હર્પેલોસે મોકલેલા ૭૦૦૦ પાયદળની આવકારલાયક કુમક ચાદી, સોનાનાં

**કુમક**

ફની ભારે સ્પર્ધા કરી હતી. સિંધુ તથા હાઇડૅસ્પીસ વચ્ચેના મુલક પર તેની સત્તાનો વિધિસર સ્વીકાર કરવામાં આવ્યો.

**સૌભુતિનું રાજ્ય**

અલેગ્ઝાંડર પોતાની પીઠ તથા પાંખોના રક્ષણની યોજના કરવામાં તેમજ દૂર યુરોપમાં આવેલા મૂળ મથક જોડેનો વ્યવહાર અખંડ ચાલુ રાખવાની બાબતમાં બેદરકાર રહેતો નહિ; તેથી તેણે પોતાના સરદાર હિફેસ્ટિયન અને ક્રેટીરોસને જેલમથી સિંધુ નદી સુધી લંબાતા મીઠાના પહાડોની હારના દુર્ગોના સ્વામી સૌભુતિની રાજધાની બનતી ઝડપે હાથ કરવા માટે કુચ કરવાનો હુકમ કર્યો. જરા પણ સામે થયા વગર તે તાબે થયો.

**સરદારો**

ઉપર જણાવેલા સરદારોના હાથ નીચે નદીને કિનારે કુચ કરતા ૧૨,૦૦૦ આદમીના લશ્કરથી કાફલાનું રક્ષણ કરવાનું હતું. નદીને જમણે એટલે પશ્ચિમ કિનારે કુચ કરતું લશ્કર ક્રેટીરોસના હાથ નીચે હતું; અને બસેં હાથી સાથેનો લશ્કરનો મોટો ભાગ ડાબે કે પૂર્વ કિનારે હિફેસ્ટિયનની દોરવણી નીચે હતો. સિંધુની પશ્ચિમે આવેલા પ્રદેશોના સુબા ફિલિપોસને ત્રણ દિવસ પછી પીઠની રક્ષા કરનાર સૈન્ય સાથે આવવાનો હુકમ હતો.

**ઇ. સ. પૂર્વે ૩૨૬ નો ઑક્ટોબર માસ: પહેલા સંગમ સુધીની સફર**

આમ રક્ષાયેલા તે મહાન કાફલાએ તેની યાદગાર સફર શરૂ કરી. ઑક્ટોબરના અંતમાં એક દિવસ પરોઢીએ નદીના દેવોને, પોતાના પૂર્વજ હીરેક્લીસ તથા એમન તેમજ બીજા જે જે દેવોની પૂજા કરવાનો તેનો ક્રમ હતો તે સર્વેને સોનાના પ્યાલાથી અર્ઘ્યો આપીને અલેગ્ઝાંડરે રણતુરાઈ બજાવી ઉપડવાની સંજ્ઞા કરી. ભવ્ય સરઘસમાં કાંઇ પણ અવ્યવસ્થા કે

આવ્યો અને થયેલા નુકશાનની મરામત કરવા માટે ઘટતા પગલા લેવામાં આવ્યા.

આ હૃદયને ઉશ્કેરતા બનાવ બન્યા, તે સ્થાનનો નિર્ણય કરવો અઘરો છે. હાલમાં તો ટિમુ આગળ (ઉ. અક્ષાંશ ૩૧°, ૧૦°) એ બંને નદીઓનો સંગમ શાંત રીતે થાય છે:

**સંગમનું સ્થાન**

અને એરિયન તથા કર્ટિયસે જેનો તાદ્દશ ચિતાર ખડો કરવા આટલી બધી મહેનત કરી છે તે ખાસીઅતોમાંની એક પણ ત્યાં દેખાતી નથી. આ બાબતમાં એટલું જ કહી શકાય કે અલેગ્ઝાંડરના સમયમાં એ સંગમ હાલના સ્થાન કરતા વધારે ઉત્તરે આવેલો હશે.

અલેગ્ઝાંડરની ચઢાઈ પછી એક હજાર વર્ષે ઇ. સ. ૭૧૨માં આરબોએ સ્વારી કરવા માંડી ત્યારથીજ સિંધ તથા પંજાબની નદીઓના માર્ગોની આપણી ચોક્કસ માહિતી શરૂ થઇ ગણી

**નદીઓના માર્ગ**

શકાય. એ યુગ દરમિયાન થયેલા ફેરફારો વિષે આપણને કાંઇજ માહિતી નથી. આરબોની જીત પછીના બારસેં વર્ષ દરમિયાન બહુ મોટા ફેરફારો થઈ ગયા જણાયા છે, અને તે હમેશ કાર્ય કરતાં બળોની અસરથી અલેગ્ઝાંડર અને મહમદ બિન કાસમ સુધીના હજાર વર્ષના સમય દરમિયાન પણ એવીજ અસર થઇ હશે એ ચોક્કસ છે. એ જાણીતા સમયાંતર દરમિયાન ધરતીકંપો, પૂરો, સપાટીના ફેરફારો ધોવાણ, ખોદાણ તથા હવાના ફેરફાર—એ બધાએ દેશનું મુખપૃષ્ટ બદલવામાં પોતાનો ફાળો આપેલો છે. સિંધુનો દોઆબ ૫૦ માઇલ દરીઆમાં આગળ ધપ્યો છે અને એ રીતે તેણે નદીઓના માર્ગોની લંબાઈ વધારી છે અને પરિણામે તેમના ઢાળ અને વેગ કમી કર્યાં છે. બિકાનેર, ભાવલપુર અને સિંધનાં રણોને પૂર્વે જીવન અને ધન અર્પતી એક મોટી નદી હક્રા અથવા વાહિંદા લુપ્ત થઈ ગઈ છે. પોતાનો પ્રાચીન સ્વતંત્ર માર્ગ છોડી બિઆસ

સતલજની ઉપનદી બની ગઈ છે[1] વળી સિંધુ, જેલમ (હાઇડેસ્પીસ), ચીનાબ (અકેસિનીસ) તથા રાવિ (હાઇડ્રેઓટીસ) એ બધીઓએ ઉપરાઉપરી પોતાના માર્ગ અને પરસ્પર સંગમના સ્થાનો બદલ્યા છે આ બાબતો નિર્વિવાદ રીતે ખરી હોવા છતા વ્યવહારમા અલેગ્ઝાંડરના ઇતિહાસકારોએ તે તરફ દુર્લક્ષ કર્યું જણાય છે તેમણે હાલના નકશા પર તેની નદીની સરના માર્ગ દોરવાનો અને જુદી જુદી નદીઓ પર તે સમયના જુદા જુદા ગામ નક્કી કરી દેવાનો ભારે ડોળ કરેલા છે

**સ્થાનનિર્ણયની નિષ્ફળતા**

આવા બધા સ્થાનનિર્ણયો નકામા છે જુના પાત્રોપાના ક્યામા અલેગ્ઝાંડરના સમયમા ચીનાબ કે બીજી કોઈ નદી વહેતી હતી તે કોઇ માલુમ કરી શકે એમ નથી અને જ્યારે નદીઓના સ્થાનોનો

---

૧ શૈતદ્રી સતલજ, સતનાજ, શતલજ એમ ત્રણ પાઠાતરો એ નદીના નામની ખરી જોડણી તરીકે રજુ કરે છે સંસ્કૃતમા શતદ્રુ નામથી ઓળખાતી આ નદીને રોમન તથા ગ્રીક લોક બાબ્યેન હેસિડ્રસના નામથી ઓળખે છે સ્ટ્રેબોની હાઇફેસિસ એ હાઇપેસિસનુ પાઠાતર છે આ પુસ્તકની પહેલી આવૃત્તિની સમાલોચના કરનાર એક વિદ્વાન સમાલોચક લખે છે કે વિપાસ નદી અસલી સમયમા સતલજને મળતી નહોતી એવા વિચિત્ર કથનનો આધાર લઇ શકાય એમ છે (પૃ ૮૧), કારણ કે ઋગ્વેદમા એમ છે કે 'એક નદી બીજીમા વહી જાય છે' ઋગ્વેદના માત્ર એ જ સૂક્તમા ૩।૩૩મા જ વિપાશાનુ નામ આવે છે એ કારણે ઉલ્લેખાયેલી બે નદીઓ એકએકને સમાતર વહેતી હોય એવો અર્થ લઈ શકાય છે તે બને એક-એકમા વહી જતી હતી એમ માનવાની જરૂર નથી બૃહદ્દેવતામા 'વિપાશા તથા શુતુદ્રી'ના ઉલ્લેખ જોડે આ બીના સરખાવો (મેક્ડોનાલ્ડ આવૃત્તિ ૧, પૃ ૧૧૪) પંજાબની નદીઓમા સતલજ સૌથી વધારે અનિયમિત અને બદલાતા પાણીવાળી છે ઇતિહાસમા નામનિર્દેશ થયા પછી ઇ સ ૧૭૯૦મા બીઆસ નદીએ પહેલવહેલો પોતાનો માર્ગ બદલ્યો, અને પૂર્વ તરફ ખસી તે સતલજ જોડે જોડાઈ આ જ વખતે સતલજ પણ પશ્ચિમ તરફ ખસી ([illegible] પૃ ૫૦૪-૫)

જ નિર્ણય થઇ શકતો નથી તો તેના કિનારા પરની જગાઓનો નિર્ણય કરવાની આશા આપણે વ્યાજબી રીતે રાખી શકીએ નહિ એ ચોખ્ખું જ છે. અલેગ્ઝાંડરની સફરના માર્ગનાં સામાન્ય સૂચનો તથા તેને મળેલી મુખ્ય મુખ્ય પ્રજાનાં સ્થાન આપીએ એટલુંજ વધારેમાં વધારે આપણા માટે કરવું શક્ય છે. અસલી ઇતિહાસકારોએ દર્શાવેલા સંગમ, પાર વગેરેનાં ચોક્કસ સ્થળો અને તેમણે આપેલા શહેરોનાં સ્થાનનો નિર્ણય થઇ શકે એમ નથી. હાલ છે તે કરતાં તે સમયે બધી નદીઓના માર્ગ વધારે ટુંકા હતા એટલે તે સમયે બધા સંગમ હાલ છે તેનાથી વધારે ઓતરાતા હોવા જોઇએ. નદીઓનાં સૌથી પ્રાચીન પાત્રનું બારીક અવલોકન કરતાં એ પ્રથમ દર્શનના અનુમાનને ટેકો મળે છે. એરિયને વર્ણવેલા ચાર સંગમોમાંનો પહેલો હાઇડસ્પીસ તથા એકેસીનિસનો સંગમ ઘણું-કરીને હાલના ઝંગ ગામથી બહુ દૂર આવેલો નહોતો. તે લગભગ ઉત્તર અક્ષાંશ ૩૧° આગળ છે.[1]

**સીબોઈ અને અગલઝોઈ**

કર્ટિયસ જેને સિબોઇ તથા અગલઝોઇ કહે છે તે પાસે આવેલી જાતોને વશ કરવાને અને પોતાની સામે તીવ્ર વિરોધ કરવાની તૈયારી કરનાર નદીને નીચેવાડે રહેતી મલાઇ (સંસ્કૃત, માલવ) નામની બળવાન

---

૧ 'ધી મિહરાન ઑફ સિંધ–ભૌગોલિક અને ઐતિહાસિક અભ્યાસ' નામના રેવર્ટીના કિંમતી પુસ્તકને આધારે પુસ્તકની હકીકત આપેલી છે. એ લેખ જ. એ. સો. બો., ૧૮૯૨ના ભાગ પહેલામાં ઘણા નકશા સાથે આપેલો છે. એની અગત્યના પ્રમાણમાં એણે ધ્યાન ખેંચ્યું નથી. ૫૯૦ છૂટીછવાઇ ટીપણીઓના જુથથી વિકૃત આકૃતિનું એ પુસ્તક વાંચવું બહુ અઘરૂં છે. એના મુખ્ય પાઠમાં તેમજ ટીપણીઓમાં અલેગ્ઝાંડરની ચઢાઈની વિગતો વીખરાતી પડેલી છે, અને ઘણાજ વિવિધ વિષયોની નોંધો જોડે સેળભેળ થયેલી છે. એ આખું પુસ્તક સારા અભ્યાસને લાયક છે. લેખક પુરા ઉલ્લેખો આપે છે જેથી ફરી તેણે આપેલી હકીકતોનું સહેલથી પ્રતિપાદન કરી શકાય એમ છે.

પ્રજા જોડે મળી જતી અટકાવવા અહિં અલેક્ઝાંડરે પોતાના લશ્કરને હાંકે ઉતાર્યું જંગલી પશુઓના ચામડાના વસ્ત્ર પહેરનાર તથા ગદા ધારણ કરનાર જંગલી જાતિ તરીકે વર્ણવાયેલા સિબોઈ તાબે થયા એટલે તેમને સ્વતંત્ર રહેવા દેવામા આવ્યા યુદ્ધમા ૪૦,૦૦૦ પાયદળ તથા ૩૦૦૦ ઘોડેસ્વાર એકઠા કરનાર શક્તિમાન તેમના પડોશી અગલસોઇએ સામા થવાની હિંમત કરી અને પરિણામે તેમની બહુ ભયંકર માઠી વલે થઇ તેમના સખ્યાબધ લોકોની કતલ કરવામા આવી અને સખ્યાબધને ગુલામ તરીકે વેચવામા આવ્યા અલેક્ઝાંડર તેમના દેશમા ત્રિગોક માઇલ સુધી આગળ વધ્યો અને તેમની રાજધાની હાથ કરી બીજા એક ગામે ઘણો મક્કમ બચાવ કર્યો અને ત્યા ઘણા ગ્રીકોની ખુવારી થઇ તે ગામના આશરે ૨૦,૦૦૦ વતનીઓને આખરે સ્નેહ મળવાની આશા રહી નહિ એટલે તેમણે આખા શહેરને સળગાવી મેલ્યુ અને પોતાના બૈરા તથા છોકરા સહિત તેમણે તે આગમા ઝપલાવ્યુ ગામનો દુર્ગ આગથી બચવા પામ્યો તેના રક્ષણ માટે પાછળ મુકેલી એક ટુકડીએ તેનો કબજો લીધો તેનો બચાવ કરનાર ૩૦૦૦ બહાદુર સીપાઇઓની જીંદગી બચાવવામા આવી

**બીજા સગમ સુધીની મજલ**

ઘણુંકરીને આ બનાવો જગની દશાને બન્યા પોતાની પાખ તથા પીઠને સુરક્ષિત રાખવાની અલેક્ઝાંડરની અચૂક પ્રથાને અનુસરી આ હિલચાલ હાથ ધરવામા આવી હતી પોતાની ચડાઈ સામે તીવ્ર વિરોધ કરવાના હેતુથી નદીઓની ખીણોમા રહેતી મલોઇ, ઓક્ઝીડ્રેકાઇ વગેરે સ્વતંત્ર જાતો એકએક જોડે મળી જવાની છે એવી ખબર મળતા, તે જાતિઓ મળી એકત્ર થાય અને તેની સામે થવાની કાંઇ યોજના રચે તે પહેલા તે દરેક પર સારી રીતે આક્રમણ કરવાના હેતુથી અલેક્ઝાંડરે પોતાના કાફલા તથા લશ્કરની ઝડપ વધારી લશ્કર તથા

કાફલાને હાઇડ્રૅઓટીસ (રાવિ) અને એકેસીનિસના (ચીનાબ) બીજા સંગમે એકઠા થવાના હુકમ અપાયા.

**મળતી જાતો.** હાઇડ્રૅઓટીસ અથવા રાવિની ફળદ્રુપ ખીણમાં તે નદીને બંને કાંઠે વસતી અને એ બધી જાતિઓમાં સૌથી વધારે બળવાન મલોઇ જાતિ સામે લડવા હમેશની માફક મુખ્યત્વે ઘોડેસ્વારોના બનેલા ચુનંદા લશ્કર સાથે અલેગ્ઝાંડર જાતે કાંઠે ઉતર્યો. તેમના પડોશી ઓગ્ઝીડ્રૅકાઇઓને ( સંસ્કૃત क्षुद्रकाः ) સાધારણ રીતે મલોઇ જોડે વિગ્રહ જ ચાલ્યા કરતો હતો. પણ આ વખતે પરદેશી ચઢી આવનારની સામે થવા માટે એક થવાનો અને જુની દુશ્મનાવટ ભૂલી જવાનો તેમણે નિશ્ચય કર્યો હતો. દરેક જાતિ બીજીને દશ હજાર કન્યા દે એમ મોટા પાયા પર આપસઆપસમાં લગ્ન કરી એ પ્રતિસ્પર્ધી પ્રજાઓએ પોતાનું ઐક્ય દૃઢ કર્યું હતું. પણ બધા યુગોમાં રાજકીય એકસંપીને ફના કરનાર અંગત દ્વેષે એ ઐક્યને સફળ થતું અટકાવ્યુ. પ્રતિસ્પર્ધી પ્રજાઓના સરદારોમાંથી કોને સરદારી કરવાનો હક્ક છે એની તેઓ ચર્ચા કરતા હતા એટલામાં અલેગ્ઝાંડરે કામ કરવું શરૂ કર્યું. અતિશય કુનેહભરી રણનીતિથી તે મલોઇપર તુટી પડયો અને ઓગ્ઝીડ્રૅકાઇ તેમની મદદે આવી પહોંચે તે પહેલાં તેમની લડવાની શક્તિ તેણે તોડી નાંખી. એ બંને જાતઓ પાસે જે લશ્કર હતું તેની જો બરાબર વ્યવસ્થા કરવામાં આવી હોત તો તે અલેગ્ઝાંડરની નાના ઝડપથી કુચ કરતી ટૂકડીનો પુરો નાશ કરવા માટે સમર્થ હતી; કારણ કે તે ૮૦ કે ૯૦ હજાર પુરી સજાઈવાળા પાયદળ, ૧૦,૦૦૦ ઘોડેસ્વાર તથા ૭૦૦ થી ૯૦૦ રથોનું બનેલું હતુ.

**અલેગ્ઝાંડરની રણનીતિ.** ગ્રીકોના યુદ્ધ ભૂમિમાં લડતા લશ્કરની સંખ્યા આપવામાં આવી નથી. પણ તે બહુ જ નાની અને થોડાક હજારથી વધારે નહિ જ હોય. પણ એની સંખ્યાની ખામી તેની હીલ-

ચાલોની ચપળતા તથા તેના સરદારની પ્રતિભાથી પુરાઈ ગઇ હતી. પોતાની સામેના લશ્કરોના ડરથી પહેલા તો ગ્રીક સિપાઇઓ ગભરાઇ ગયા અને હાઇડેસ્પિસ આગળ થયેલો બળવો ફરી થવાનો યોગ આવી લાગ્યો હતો, પણ અલેગ્ઝાંડરે કરેલા ઉત્તેજક ભાષણથી એ અડચણ તો દૂર થઈ હાઇડ્રેઓટીસ તથા એકેસિનીસના ખીણોને જુદા પાડતા અને હાલમા 'બાર' નામથી ઓળખાતા નિર્જળ ઉચ્ચ પ્રદેશની આરપાર બે દોડ મજલ કુચ કરી અલેગ્ઝાંડર તદ્દન અણચિંતવ્યો મલોઇપર ચઢી ગયો તેમાના ઘણાખરા બિનહથિયાર થઈ ખેતરમા કામ કરતા હતા 'સામા થવા માટે દૂરે' તે પહેલા તે અનાથ કંગાળોની દયાહીન રીતે કતલ કરવામા આવી એ કતલમાથી બચ્યા તે ફિરનેસધી શહેરોમા જઇ ભરાયા

**ગામોનું પડવું.**

એક ઉંચી ટેકરીપર આવેલા દુર્ગથી રક્ષાયેલા એક ગામપર અલેગ્ઝાંડરની અંગત દેખરેખ નીચે હલ્લો કરવામા આવ્યો અને તેનો બચાવ કરનાર હુંદદીના ૨૦૦૦ સિપાઇઓની કતલ કરવામા આવી બીજા એક ગામ પર પર્ડિકાસને ચઢાઇ કરવા મોકલવામા આવ્યો હતો, પણ તેને તે ત્યજાયેલુ માલુમ પડ્યુ તે ગામના લોક નજીની ખીણમા આવેલા પાણી તથા કાદવવાળા પ્રદેશોમા જઇ ભરાયા પણ ત્યા ઘાસ અને બરૂમા પણ તેઓ, ગ્રીક ઘોડેસ્વારોના હથિયારોથી બચી શકયા નહિ. પછી અલેગ્ઝાંડર હાઇડ્રેઓટીસ તરફ આગળ વધ્યો અને પાછા હઠી તે નદીના પાણીને ઓળંગતા મલોઇને પકડી પાડી તેમનો ખુબ ખોડો કાઢી નાખ્યો. નદીની પૂર્વે હાલના ગોન્ટગોમરી જીલ્લો કહેવાય છે ત્યા સુધી તેણે તેમનો પીછો પકડ્યો અને ત્યા બ્રાહ્મણોની વસતીવાળુ એક ગામ સુરંગોથી તથા કોટ ચઢી ઉજગીને લીધુ તેની હમેશની ભયની બેપરવાઈથી અલેગ્ઝાંડર આ વખતે પણ કોટ ચઢતાગમા મરેલો જ હતો એ જગાનો બહુ બહાદુરીથી બચાવ કરવામા આવ્યો પણ તે વ્યર્થ હતું.

બધાં મળી ૫૦૦૦ આદમી કતલ થયાં, તે લોકો જુસ્સાવાળા હોવાથી તેમાંના બહુજ થોડા કેદ પકડાયા.

**મલોઈની પીછે હઠ**

બહુ રૂંધાવાથી મલોઇઓએ હાઇડ્રોઓટીસ નદી ફરી ઓળંગી અને ૫૦,૦૦૦ આદમીથી તે નદી ઓળંગતાં અલેગ્ઝાંડરને અટકાવવાનો તેમણે પ્રયત્ન કર્યો. પણ એ યુરોપિયન વ્યક્તિની સામે ટકવાની તેમની ગુંજાશ નહોતી. તેથી પાસેના એક ઘણા મજબૂત ગામમાં તેઓ મુઠીવાળીને નાઠા. આ ગામ જંગ તથા મોન્ટગોમરી જીલ્લાની સરહદ આગળ અને મુલતાનથી ૮૦ કે ૯૦ માઇલ ઇશાનમાં આવેલું હશે. તેની જગા ચોક્કસપણે નક્કી થઇ શકતી નથી. અલેગ્ઝાંડરની સાહસભરી કારકીર્દીમાના યાદગાર બનાવોમાંનો સૌથી યાદગાર એક બનાવનું એ સ્થાન હતું. ટોલેમી[૨] પાસેથી મળેલાં સાધનોને આધારે એરિયને તેનું જાણવાજોગું વર્ણન આપેલું છે.

**અલેગ્ઝાંડરને થયેલો ભયંકર ઘા**

ગામનો કબજો લીધા પછી ગ્રીક લોકો દુર્ગના કોટ પર ચઢી ઉતરવાનો યત્ન કરતા હતા એટલામાં પોતાના માણસો જોઇએ તે કરતાં વધારે વાર લગાડે છે એમ લાગવાથી અલેગ્ઝાંડરે નીસરણી લઇ જતા એક આદમી પાસેથી એક નિસરણી લઇ લીધી અને પ્યુકેસ્ટાસ, લીઓનાટોસ

૧. એ ગામ નાનું હતું. એ ગામ મુલતાન હતું એવી પ્રચલિત માન્યતા બીનપાયાદાર છે. 'મુલતાન' શબ્દને 'મલોઇ' સાથે કાંઈ વ્યુત્પત્તિ સંબંધ નથી અને વળી મુલતાન તો વધારે પડતું દક્ષિણમાં છે મલોઈ સામેની ચઢાઇ તો હાલના મોન્ટગોમરી તથા જંગના પ્રદેશથી દર્શાવાતા હાઈડ્રોઓટિસનાં રસાળ નીચાં મેદાનોમાં થઈ હતી. જુઓ રેવર્ટી ઓપ. સાઇ પૃ. ૩૬૪ અને ૧૯૦૩ના ઓક્ટોબરના જ રૉ. એ. સો ના મારો લેખ કેટલાક લેખકો લખે છે તેમ ટોલેમીએ જાતે અલેગ્ઝાંડરના બચાવમાં ભાગ લીધો નહોતો.

તથા એક્રીઆમ એ ત્રણ જ માથીઓ માથે તે કોટ પર ચઢી ગયો ચળકતા બખ્તરમા કોટ ઉપર ઉભેલો રાજા દરેક તીરનુ નીશાન થઇ પડ્યો પોતે જે જગાએ હતો ત્યા બીજી વધારે મદદ વગર પોતે કાઇજ વધારે કરી શકે એમ નથી એમ લાગતા હિંમતથી તે દુર્ગની અંદર કુદી પડ્યો તેના ત્રણ માથીઓએ તેની પાછળ ઝપલાવ્યુ થોડી વારમા એક્રીઆમ તો મરણ પામી નીચે ગબડ્યો. કોટ પાસે ઉગેલા એક ઝાડને પીઠે રાખી અલેક્ઝાડરે તે દુર્ગના હિંદી હાકેમને કાપી નાખ્યો અને બધા હુમલો કરનારની સામે જાનનો બચાવ કરતો તે ઉભો આખરે તેની છાતી એક તીરથી વીંધાઈ ગઇ અને તે પડ્યો ઇલિયનથી આણેલી પવિત્ર ઢાલથી તેને ઢાકી પ્યુસ્ટ-સ્ટાસ તે પડ્યો હતો તેની આડો ઉભો અને પોતાના બચેલા માથીના જેવોજ ઘવાયેલો લીઓનેટાસ તેનુ બાજુના હુમલાથી રક્ષણ કરતો ઉભો નિસરણીઓ ભાગી જવાથી ગાડા થયેલા ગ્રીક સિપાઇઓ થોડા સમય સુધી તો પોતાના રાજાને મદદ કરી શક્યા નહિ, પણ આખરે કેટલાક માટીની દિવાલ પર બાથોડીઆ મારી ચઢવામા સફળ થયા અને બીજા કેટલાકે એક દરવાજો તોડી પાડ્યો અને એવી રીતે મૂર્છિત થયેલા અલેક્ઝાડરને તેમણે બચાવ્યો

**તેનુ સાજા થવુ**

હિંમતભરી શસ્ત્રક્રિયાથી તે હાટાણુ તીર ઘામાથી ખેચી કાઢવામા આવ્યુ એ ક્રિયા દરમિયાન તેને બહુ લોહી વહ્યુ તથા હર પળે મરણનો ભય તેને માથે ઝઝુમી રહ્યો હતો, પણ તેનુ મજબુત શરીર આખરે જયવંત નીવડ્યુ અને તેનો ભયકર ઘા રૂઝાઈ ગયો તે ગામના કમનશીબ વતનીઓ પર તેનુ ખીજએલુ લશ્કર તુટી પડ્યુ અને પુરુષ, સ્ત્રી કે બાળક કોઇને બચાવ્યા વગર તેમણે બધાને કતલ કર્યા

જરા શરીર સુધરતા તેને હાઇડ્રોઓટીસ લઈ જવામા આવ્યો અને ત્યાથી એક નાવડી વાટે તેને તે નદી તથા અકેસીનિસના સંગમ

આગળ લઇ જવામાં આવ્યો. અહીં નીઆર્કોસની સરદારી નીચેનો કાફલો અને હિફેસ્ટિયનની સરદારીમાં નીચેનું તેનું લશ્કર તેને મળ્યું.

**મલોઈ તથા ઓગ્ઝીડ્રેકાઈનું તાબે થવું**

મલોઇની પ્રજાએ અલેકઝાંડરનો હાથ સારી પેઠે જોયો હતો તેના યુદ્ધમાંથી બચેલા આદમીઓ નમ્રતાથી તાબે થયા. સારે નશીબે વિલંબ થવાથી ઓગ્ઝીડ્રેકાઇ બચી ગયા હતા. તેમને પણ લાગ્યું કે સામે થવું તદ્દન નકામું છે એટલે ખંડણી આપવાનું કબુલીને તથા કિમતી બક્ષીસો મોકલીને તેમણે વિજેતાની કૃપા મેળવી લીધી. અલેગ્ઝાંડર તેની સામે થનાર સામે ઘણો કડક અને કંઇક ક્રૂર પણ હતો. પણ શરણે આવનાર તરફ હમેશા વિનયી અને ઉદાર રહેતો. આશરે સો ની સંખ્યામાં આવેલા એ પ્રજાના એલચીઓને રૂઆબવાળા અને અસાધારણ કદના રથમા બેઠેલા તથા લાલ અને સોનેરી વસ્ત્રોમા સજ્જ થએલા વર્ણવેલા છે. એ એલચીઓની દરખાસ્તો, બક્ષીસો તથા બહાના અલેકઝાંડરે માની લીધા. એ બક્ષીસોમાં ૧૦૩૦ ચાર ઘોડાના રથ, દેશી બનાવટની ૧૦૦૦ ઢાલ, ૧૦૦ પોલાદના સિક્કા, ‘ શણીઆ ’ કાપડનો મોટો જથ્થો, સારી સંખ્યામાં કાચબાના ખોખાં, મોટી ઘીલોડીઓના ચાંમડા, પાળેલા સિંહ તથા વાઘ અને તે ઉપરાત ૩૦૦ સિપાઇઓની એક ટુકડી હતી.[1]

---

૧. આ વિગતો કર્ટીયસમાં IX માંથી લીધેલી છે ( પ્રકરણ ૨૩-૪ ડેલ્ફિન આવૃત્તિ) ઍરિયન (vi. ૧૪ માત્ર ) ૫૦૦ રથ બતાવે છે, પણ કર્ટીયસના કથન માટે સારાં પ્રમાણ હોવાં જોઇએ. ડાસેન અને પિશોનની (પેરિસ, હેચેટ, ૧૯૧૬ ) સટીક પુસ્તકની ૧૦ મી આવૃત્તિમાં પ્રસ્તુત બાબતવાળાં પ્રકરણોની સંખ્યા vii અને viii છે. ડેલ્ફિન આવૃત્તિના ૨૩ મા પ્રકરણમાં જણાવ્યા મુજબ એ બે પ્રજાઓએ ૨૫૦૦ આદમીની કુમક આપવા કબુલ્યું એમ ઉપલા પુસ્તકના ૭ મા પ્રકરણમાં વાત છે. આઠમા પ્રકરણમાં આપેલી બક્ષિસની યાદી મેં આપી છે તે પ્રમાણે છે એટલે કે ૩૦૦ ઘોડેસ્વાર, ૧૦૩૦ રથ, સણીયું, કાપડ, ઘીલોડીની ચામડી

ફિલિપોસને તમામ જીતાએલા મુલકોનો સુબો નીમવામા આવ્યો

**સિંધુજોડેના સંગમ સુધીની સફર**

પછી હાઇફેસીસના પાણી પ્રવાહમા મળતા હતા તે ત્રીજા સંગમથી માંડી જ્યા હાઇડેસ્પીસ (જેહમ), હાઇડ્રેઓટીસ (રાવિ) અને હાઇફેસીસ (બિયાસ)ના જળ લઈ એકસીનિસ, પ્રાચીનો જેને સિંધુ નદીના નામથી ઓળખે છે તે નદીમા મળે છે, તે ચોથા

---

વગેરે પ્રકરણ ૮ ઉંડિન આવૃત્તિ ૨૪ મા પ્રકરણની બરાબર છે જ બ એ રીસર્ચ સોસા પુસ્તક ૩૩ જુન ૧૯૧૭ ના 'ટેક્સ્ટાઈલ ઈન્ડસ્ટ્રી ઇન એન્શિયન્ટ ઇન્ડિયા' નામના લેખમા પૃ ૧૮૭–૯૭મા પ્રો જોગેશચંદ્રે બતાવેલ છે કે 'અર્થશાસ્ત્ર'ના સમયમા તેમજ તે પહેલા અને પછી ઘણા સમય સુધી આતસી એટલે શણના છોડના રેસામાથી બનાવેલ કાપડ તે સમયે હિન્દમા જાણીતુ હતુ, પણ ધીરે ધીરે તેનુ સ્થાન રૂએ અને હાલ બંગાળામા શણપાટે લીધુ છે શણનુ તે સમયનુ સામાન્ય નામ 'ક્ષુમ' હતુ અને તે ઉપરથી વિશેષણ 'ક્ષૌમ' થતુ હતુ ક્ષૌમ' શણનુ નામ હતુ એમા ઝીણામા ઝીણી જાત દુકુલ કહેવાતી અને જાડામા જાડી 'આટ' કહેવાતી (પૃ ૧૯૧) 'ક્ષૌમ' આતસી'ના રેસામાથી બનાવવામા આવતુ હતુ તે પાઘ માટે વપરાતુ હતુ આતસીના રેગામાથી દુકુલ વણાતુ હતુ ક્ષૌમ વેદના વારામા પણ પરિચિત હતુ પણ આશરે ૧૨ મા સૈકા પછી એનો ખરો અર્થ ભુલાઇ ગયો, શબ્દોની વપરાશમા ઘણો ગુચવાડો ઉભો થયો અને ક્ષૌમનો અર્થ 'રેશમ' થવા લાગ્યો બંગાળામા છેક ૧૮મા સૈકા સુધી શણનુ કાપડ બનાવવામા આવતુ હતુ (પૃ. ૧૯૧) બિહારના 'પ્લેન્ટર્સ એસોસિએશને' સિદ્ધ કરી બતાવ્યુ છે કે શણને બિહારમા સફળતાથી ઉગાડી શકાય છે, તથા નફાકારક રીતે તૈયાર કરી શકાય એમ છે ' (જેમ્સ મેકકાના, એગ્રીકલ્ચર ઇન ઇન્ડિઆ, ૧૯૧૫)

પણી ઉની જાતનું પોષાક હિંદમા ઘણા પ્રાચીન સમયથી બનાવવામા આવતુ હતુ ...ઇસ્વીસનના પહેલા સૈકામા કાયમાનુ ચામડુ વેપારની ચીજ હતી (પેરીપ્લસ ઇન્ડિયન, એન્ટિ, ૪૩૩ ૧૧૭)

સંગમ આગળ કાફલો આવી પહોંચ્યો. સંભવ છે કે પંજાબની લુપ્ત થએલી નદી હક્રા અથવા વાહિંદા તે સમયે અસ્તિત્વમાં હતી અને સિંધુ સમેત બધી પંજાબની નદીઓ તેને જોડાતી તેમના સંગમથી બનતી મોટી નદી પછીથી સિંધના મિહરાનને નામે ઓળખાતી હતી.

**નદીઓમાં ફેરફાર**

અલેગ્ઝાંડરના સમયનાં સંગમોમાંથી એકેના સ્થાનનો ચોક્કસ નિર્ણય કરવો એ તદ્દન અશકય છે; પણ ત્યારપછી ઘણે લાંબે ગાળે થઈ ગએલા અરબ લેખકોમાંના સૌથી જુના સમયમાં હાલમાં ભાવલપુર સ્વસ્થાનને તાબે મુલક છે તેમાં દોશ-ઇ-આબ એટલે પાણીનો સંગમ, એ નામથી ઓળખાતા સ્થાનમાં—બધી નદીઓ મળતી. નદીઓના જુના પાત્રો ઉપરથી જણાય છે કે છેલ્લા સંગમના પ્રદેશમાં ૧૧૦ માઇલ જેટલા વિસ્તાર પર નદીઓનાં પાત્ર બદલાયાં છે. પંજાબની નદીઓના માર્ગની બાબતમાં આપણી માહિતી તદ્દન અચોક્કસ હોવાથી અલેકઝાંડરની બાકીની નદી-સફરમાં આપણને કાંઈ રસ પડતો નથી. ઉપલા સિંધમાં તેની સફરનો માર્ગ અડસટ્ટે પણ દર્શાવી શકાય એમ નથી, અને ઇતિહાસકારોએ વર્ણવેલાં ગામ કે પ્રજાનાં સ્થાનનો ચોક્કસ નિર્ણય કરવો એ અશકય છે.

**રાજ્ય વહીવટની વ્યવસ્થા**

પંજાબની એકઠી થયેલી નદીઓનો સિંધુ જોડેનો સંગમ જે સ્થાને થયો હશે તેને ફિલિપોસને તાબેના મુલકની દક્ષિણ હદ ગણવામાં આવી. તેને તમામ થ્રેસીયન ફોજ તથા તેને તાબેના મુલકની રક્ષા માટે પુરતું પાયદળ લશ્કર આપવામાં આવ્યું. પરોળનીસદેઇ એટલે કાબુલ પ્રાંતમાં ટીરિએસ્પીસનો અમલ નિષ્ફળ નીવડયો હતો એટલે આ સમયે તેની જગાએ અલેગ્ઝાંડરની પત્ની રોગ્ઝાનાનો પિતા, બેક્ટ્રિયાનો ઉમરાવ ઓગ્ઝીઆર્ટિસને મોકલવામાં આવ્યો. પંજાબની બધી નદીઓ સિંધુને મળે છે, ત્યાં એક નગર સ્થાપવામાં આવ્યું. તે આબાદ અને પ્રખ્યાત

થશે એવી અલેગ્ઝાડરને આશા હતી ત્યા ગોદીઓ પણ બાધવામા આવી હતી એરિયન જેને એબેસ્ટેનોઇ, ક્ષેથ્રોઇ કે ઓસ્સેઓઇ અને ઓક્ઝેડિઓઇ કહે છે તેની કેટલીક સ્વતત્ર જાતિઓ કા તો તાબે થઇ કે વશ કરવામા આવી એવી એક નોધ છે કે ક્ષેથ્રોઇ[1] લોકોએ ત્રીસ હૈ ટીઓના વહાણ તથા માલ વહી જવાની નાવડીઓ તૈયાર કરી તેને પુરી પાડી પ્રાચીન પ્રમાણરૂપ ગણાતા લેખકોએ ઉલ્લેખેલી ઉત્તર સિધમાની જાતોના સ્થાન કે નામ ચોક્કસ રીતે નક્કી કરવા અઘરા છે, તોપણ તેમા જણાવેલી જાતો ઉત્તર અક્ષાશ ૨૮° ની ઉત્તરે તથા દક્ષિણે અને પૂર્વ રેખાશ ૬૦° તથા ૭૦° ૩૦′ ની વચ્ચે વસતી હશે એમ જણાય છે અત્યાર સુધી કેટલીક વાગફરતી

૧ એરિયન એનેબ ગ્ર ૧૫ ક્વિંટસના કથન મુજબ (IX 8) અલેગ્ઝાન્ડર મલિ નામની એક બીજી પ્રજાના (જેઓને મેક્રિન્ડલ ભુલથી શાવિપરના મલોઈ સમજે છે) અને ત્યારપછી સબાર્સી નામની પ્રજાના સસર્ગમા આવ્યો એ પ્રજાસત્તાક તત્રવાળી બળવાન જાત હતી તેમના લશ્કરમા ૬૦,૦૦૦ પાયદળ, ૬૦૦૦ ઘોડેસ્વાર, ૫૦૦ રથ, ત્રણ પ્રખ્યાત સરદારોની સરદારી નીચે હતા. એ પ્રજા તાબે થઈ ગઈ, 'ક્ષથ્રોઇ' એ નામ સસ્કૃત શબ્દ 'ક્ષત્રીય'ના અનુલેખન જેવો જણાય છે ડાયોડોરસ સબાર્સાન સબગ્રાઈ કહે છે અને તે જાતિના અમલ અને લશ્કરની બાબતમા ક્વિંટસે આપેલા અહેવાલને તે મળતો થાય છે ડાયોડોરસ (૧૭ ૧૦૨) મા ઉમેરે છે કે સોડ્રાઇ તથા મસોનાઈ નામની બીજી બે જાતિઓ નદીને બને કિનારે વસતી હતી તેની હદની અદર એલેગ્ઝાન્ડ્રિયા નામનુ શહેર વસેલુ હતુ અને તેમા ૧૦,૦૦૦ આદમીઓનું સ્થાન વસેલ હતુ આ જાતિઓના સ્થાનનો નિર્ણય કરવા માટેના મેકક્રિન્ડલ તથા બીજા લેખકોના યત્નો વ્યર્થ નીવડેલા છે કારણ કે તે નદી કયા હતી તે આપણે જાણતા નથી એને ગ્ર. ૧૫ મા સિંધુના નીચેના વાડાના પ્રદેશના સુબા પીથનની સરદારી તરીકે ઓગ્ઝીઆઈસનુ નામ આપેલુ છે તે પાઠની ભુલને લીધે છે એમ ચીનોક કહે છે તે વચન દુરસ્ત છે ફિલીપોસને ગોપાએથી પ્રજિયન ટુકડી પાયદળની હતી, કારણ કે એમિનિયન હલકી પાટેસ્વારની પલટણ જે પ્રજિયન હતી તેણે ત્યારપછીના યુદ્ધોમા ભાગ લીધેલો છે

આવતી નદીઓને જમણે અથવા પશ્ચિમ કિનારે હમેશાં કુચ કરતો હતો, પણ હવે તેની ડાબે અથવા પૂર્વ કિનારે બદલી કરવામાં આવી કારણ કે તે બાજુ હીલચાલ કરવાની વધારે સારી સવડ હતી. તેમજ આવા કિનારા કરતાં તે બાજુ વસતી જાતો ઓછી દુશ્મનાવટ બધે કરનારી હતી.

**મૌસિકેનોસનો મુલક**

એરિયનોને મૌસિકેનોસ નામથી ઓળખાવે છે તે રાજાએ ગર્વના તોરમાં વિજેતાની પાસ એલચીઓ કે બક્ષિસો મોકલવાનું મોકુફ રાખ્યું હતું એટલે તે બળવાન સમ્રાટ પર અણચિંતવ્યો છાપો મારવા અલેગ્ઝાંડરે હવે ઉતાવળે કુચ કરી. આ ઉભી ડોકના ગર્વિષ્ટ રાજાની રાજધાની હાલના સક્કર જીલ્લામાં અને ઉત્તર અક્ષાંશ ૨૭°·૩૯' અને પૂર્વ રેખાંશ ૬૮°·૫૯' એ જગાએ આવેલું સિંધનું અસલી પાટનગર આરોર કે આલોર હોય એવો સંભવ છે, જો કે તે બાબત ખાતરીથી તો કહી શકાય એમ નથી. આ મુલકના લોકોની ખાસીયતોથી ગ્રીકોને બહુ આશ્ચર્ય લાગ્યું. એ મુલકના લોક ૧૩૦ વર્ષના થતા. તેમના દીર્ઘાયુ તેમના આરોગ્ય અને ખાનપાનમાં મિતાહારનું પરિણામ હતું. તેમના દેશમા સોના ચાંદીની ખાણો હતી છતા તે બંનેમાંની એક પણ ધાતુ તેઓ વાપરતા નહિ. બીજું હિંદુઓની પેઠે તેઓ ગુલામ રાખતા નહિ, પણ 'ક્રીટનો જેમ અફેમીઓટાઇને તથા લેસિડીમોનીયન હેલટસને રાખતા તેમ તેઓ ભરજુવાનીમા આવેલા યુવાનોને કામે લગાડતા.' શિકાર કરી આણેલાં પશુઓની પેદાશનું જાહેર જમણવાર કરવાની બાબતમાં તેઓ લેસીડીમોનીયનોને મળતા હતા. વૈદક સિવાય બીજી કોઇ વિદ્યા શીખવાની તેઓ ના પાડતા. વળી દિવાની કાયદાના અભાવ માટે તેઓ જાણીતા હતા. ખુન તથા બીજા મોટા ગુનાઓ પરજ ન્યાયાધિશનો અધિકાર પહોંચતો હતો.[1]

---

૧. સ્ટ્રેબો ૪૫, ૩૪, ૫૪. ઓનેસિક્રિટોસના પ્રમાણને અનુસરી સ્ટ્રેબો બતાવે છે કે હિંદુસ્થાનના બધા ભાગોમાં ગુલામી પ્રથા અપરિચિત

**મૌસિકેનોસનુ શરણે આવવુ તથા બળવો કરવો**

છેલ્લા મુકામથી તેના નીકળ્યાની ખબર પહોચી તે પહેલા તો અલેગ્ઝાંડર તેના રાજ્યની સરહદ પર આવી પહોચ્યો હતો, એટલે રાજા મૌસિકેનોસ, મચોઇની પેઠે તેની હીલચાલની ઝડપથી તદ્દન ગભરાઈ ગયો તેથી પોતાની સાથે પોતાના બધા હાથી તથા હિંદમાથી મળી શકે એવી બધી ઉત્તમોત્તમ ભેટો લઇ તે ત્વરાથી વિજેતાને મળવા ચાલ્યો શરણ આવનારનુ શરણનુ કહેણુ તુરત સ્વીકારવાની તેની હમેશાની તત્પરતાથી અલેગ્ઝાંડરે સભ્યતાથી તેનો સત્કાર કર્યો તેના મુલક તથા રાજધાની માટે બહુ માન દર્શાવ્યુ અને તેને તેના રાજ્યમા બહાલ કર્યો પોતે પરદેશીને તુરત તાબે થયો તે માટે તેના બ્રાહ્મણ મત્રીઓની ચઢવણીથી તેને બહુ પશ્ચાતાપ થયો અને પરિણામે તેણે તુરત બળવો કર્યો ફિલિપોસને સોપેલા મુલકની દક્ષિણે આવેલા મુલકના સુબા તરીકે નીમેલા એજીનોરના પુત્ર પીથનને તેણે બળવાખોરોનો પીછો લેવા મોકલ્યો અલેગ્ઝાંડરે પોતે તેના મુલકના ગામો પર ચઢાઇ કરવાનુ કામ માથે લીધુ તેમાના કેટલાકનો નાશ કરવામા આવ્યો તથા બીજા કેટલાકમા થાણા બેસાડવામા આવ્યા પીથને મૌસિકેનોસને કેદ પકડયો અને તેનો બળવો કરવા ઉશ્કેરનાર બ્રાહ્મણો સાથે તેનો પણ શિરચ્છેદ કરવામા આવ્યો

**ઓક્ઝીકેનોસ અને સેબોસ**

પછી અલેગ્ઝાંડરે એક ઝડપી ટુકડીને લઇ ઓક્ઝીકેનોસ નામના એક રાજા પર ચઢાઈ કરી અને તેને કેદ પકડયો તેના બે મુખ્ય શહેરોને ઘેરો ઘાલી હાથ કર્યા, એટલે પાસેના બીજા ગામ સામે થવાનો યત્ન કર્યો

---

હતી એવુ બીજા લેખકો લખે છે તે ઠીક નથી મેગાસ્થનીસ (ઍરિયન, ઇન્ડિકાસ પ્રકરણ ૧૦) લખે છે કે હિંદમા બધાજ હિંદી છુટા હતા એ ખરેખર મોટી વાત હતી ખરૂ જોતા હળવી ઘરગથુ ગુલામી તો ઘણા પ્રાચીન સમયથી હિંદના ઘણાખરા ભાગમા ચાલુ હતી એમ જણાય છે

વગર જ વશ થઈ ગયા. અલેગ્ઝાંડર તથા તેના વિજયી હાથથી બધા હિંદીઓનાં મન એવાં તો ભયભીત થઇ ગયાં હતાં કે સિંદીમાનનો રાજા સેંબોસ ભયથી નાશી ગયો હતો તે આવી તાબે થયો, અને બીજા એક નનામા ગામના લોકને બળવો કરવા ઉશ્કેરનાર બીજા વધારે બ્રાહ્મણોને ગરદન મારવામાં આવ્યા હતા. એવું કહેવાય છે કે નીચલી સિંધુની આ ચઢાઇ દરમિયાન ૮૦,૦૦૦ દેશીઓને મારી નાંખવામાં આવ્યા હતા અને ટોળાબંધ લોકોને ગુલામગીરિમાં વેચવામાં આવ્યા હતા.

મૌસિકેનોસને ગરદન માર્યો તે પછી ગ્રીક લોકો જેને પાતાલેન નામથી ઓળખતા હતા તે નદીના દોઆબનો રાજા તેને રાજધાની પાતાલથી અલેગ્ઝાંડરની છાવણીમાં આવ્યો અને પોતાનો મુલક તેને ચરણે ધર્યો. અલેગ્ઝાંડરે તેની તાબેદારી સ્વીકારી અને ચઢાઇના લશ્કરની સરભરા કરવાની તૈયારી કરવા તેને તેના દેશમાં મોકલી આપ્યો.

**ક્રેટીરોસને ઘેર મોકલ્યો**

આ જ અરસામાં પોતાના ઘણા વિશ્વાસપાત્ર સરદારોમાંના એક ક્રેટીરોસને લશ્કરના મોટા ભાગ સાથે એરેકોઝિયા (કંદહાર) તથા ડ્રેન્જીઆનાના (સિસ્તાન)[1] મુલકોમાં પસાર થતે માર્ગે થઇ કરમાનીઆ પહોંચી જવાનો હુકમ તેણે કર્યો. ક્રેટીરોસને સોંપેલા લશ્કરમાં એટેલોસ મીલીએજર તથા એન્ટિગ્નીસની ટુકડીઓ, ઉપરાંત સાથી અથવા અંગરક્ષક, કેટલાક કામઠીવાળા અને વધારે નોકરી માટે નાલાયક થયેલા બીજા મેસીડોનિયન હતા. હાથીઓ પણ તેના જ લશ્કર બંદે રવાના કરવામાં આવ્યા હતા.

---

૧. બોલનના કારવાંને રસ્તે મુલ્લા ઘાટમાં થઈ કલાટની પાસે થઇને કંદહાર સુધીનો મુશ્કેલ માર્ગ ક્રેટીરોસે પસંદ કર્યો હશે એમ ઘણાખરા કુશળ અભ્યાસીઓ માને છે. બોલન અને ક્વેટાના માર્ગો તો અર્વાચીન યુગની શરૂઆતમાં ઉપયોગમાં લેવાતા નહોતા. (ઇમ્પિરિયલ ગેઝેટ ઑફ ઇંડિયા, ૧૯૧૦. પૃ. ૧૪૩. સાઈક્સ, ટેન થાઉઝન્ડ માઈલ્સ ઇન પર્શિયા, પૃ ૪૦૭. મુલ્લાં ઘાટ હાલ માત્ર ખુલ્લો રહે છે. ([illegible], ii ૧૨૦).

નૌકાસૈન્યની સરદારી અલેગ્ઝાંડરે જાતે લીધી અને નદીને જમણે કાંઠે રહી આગળ વધતા બાકીના લશ્કરની સરદારી હિફેસ્ટિયનને આપવામા આવી ઉપલા સિંધમા નદીને જમણે કાંઠેથી ડાબે કાંઠે બદલી કરેલી હોવાથી

**અલેગ્ઝાંડરનુ પાતાલ તરફ આગળ વધવુ**

ક્રેટીરસને વતન તરફ કુચ શરૂ કરતા પહેલા નદી ફરીથી ઓળંગની પડી ડાબે કાંઠે તેની જગા એગ્જીનોરના પુત્ર પીથને લીધી તેને ઘોડેસ્વાર ભાલાવાળાઓ તથા એગ્રિઅનિયનો સોંપવામા આવ્યા હતા કેટલાક કિલ્લેબંધી ગામોમા સ્વસ્થાનવાસીઓ મુકી બળવાના પ્રયત્નો દાબી દેવાની અને વ્યવસ્થા જાળવવાની તથા આખરે પાતાળ આગળ અલેગ્ઝાંડરને આવી મળવાની સૂચના આપવામા આવી હતી તે શહેરના રાજા તથા લોક ભયભીત થઈ નાસી ગયા પણ તેને ઘણે ભાગે આશ્વાસન આપી ઘેર પાછા ફરવા માટે લલચાવવામા આવ્યા. (એરિયન એનેબ્ vi ૧૭)

આ શહેરના સ્થાન બાબત ઘણો વિવાદ છે, પણ પ્રમાણ ગણાતા વિદ્વાનોનો એવો મત છે કે ઉત્તર અક્ષાંશ ૨૫°૫૭" અને પૂર્વ રેખાંશ ૬૮° ૫૨" એ હદમા બહમનાબાદની વણી પ્રાચીન જગાએ અથવા તેની પાસે અને હાલના મનસુરિયા શહેરથી પશ્ચિમે ૬ માઇલપર તે આવેલુ હશે એ દોઆબનુ શિરોબિંદુ લગભગ ઉત્તર અક્ષાંશ ૨૬° ૪૦" અને પૂર્વ રેખાંશ ૬૮° ૩૦' મા બહમનાબાદથી ઉત્તરે ૪૦ માઇલપર ઘણુ કરીને કલારિ પાસે હતુ અલેગ્ઝાંડરની હીલચાલોની ચર્ચા માટે પાતાલ તે જ બહમનાબાદ એમ આપણે માની લઇશુ, જો કે એ સ્થાનનિર્ણયની સાબિતી આપી શકાય એમ નથી [૧]

**પાતાલ.**

૧ સામાન્ય રીતે ભુલભરેલી રીતે બ્રાહ્મણાબાદ લખાય છે તે નહિ પણ બહ્હમનાબાદ, બેહમની કે બેહમન્ 'ઈરાન-શાસિનના રાજ્યકર્તા

**દોઆબની ભૌગોલિક તપાસણી.**

અલેગ્ઝાંડરને પાતાલ લશ્કરી દૃષ્ટિએ ઘણું અગત્યનું જણાયાથી તેણે સિકંદરિયન પાસે ત્યાં એક દુર્ગ બંધાવ્યો અને તેની પાસેનાં પ્રદેશમાં કુવા ખોદાવ્યા. નદીના ફાંટા પડતા હતા ત્યાં એક જબરૂં નૌકાસ્થાન કરવાની તેની ધારણા હતી. ત્યાં ગોદી તથા ડક્કો બાંધવાનું કામ કાંઇક ઠીક આગળ ધપે એટલું જોવા જેટલો લાંબો સમય સુધી તે ત્યાં રહ્યો. પછી તે નદીની બંને સેરોમા સમુદ્ર સુધી જાતે જઇ તેની તપાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો. તે પ્રથમ પશ્ચિમની અથવા જમણી સેરમાં

---

ગુસ્તાસિબના સમયમાં' ઇરફેડિયારના પુત્ર બાહમનાબાદના નામથી એ નગર વસાવ્યું હતું. ઈ. સ. પૂર્વે ૪૬૫ થી ૪૨૫ સુધી રાજ્ય કરતા આર્ટેઝાર્સીસ લોન્ગીમેનસનું બીજું નામ બહમન છે. (રેવર્ટી નોંધ પૃ. ૫૧૦: રીતોડ ઇંડિ. એન્ટિ. viii, ૩૩૬;) તે ગુસ્તાસિબનો પૌત્ર હતો. પણ એ સ્થાન બહુજ પ્રાચીન છે અને તેમાં ઘણા વિસ્તીર્ણ ઐતિહાસિક યુગ પૂર્વનાં ખડિયેરોનો સમાવેશ થાય છે. (પ્રોગ્રેસ રીપો. આર્કી સર્વે, ડબલ્યુ આઇ. ૧૯૯૬–૭ પારા ૩૦–૫૦ તેનાજ ૧૯૦૩–૪, પૃ ૧૩૩–૪૪) બાહમનાબાદનું સ્થાન ૧૮૫૪ મા મી. બેલાસીસે શોધ્યું હતું. (જર્નલ બો. બ્રે, રો. એ. સો જાન્યુ ૧૮૫૬). એ પ્રાચીન શહેરના ખંડિયેર ઉપર તથા તેનાથીજ મન્સુરિયા બંધાયું છે. (કઝીન્સ, એન્યુઅલ. રીપો. એસ. ડબલ્યુ ઇંડિયા ૧૯૦૩–૪, પૃ. ૧૩૨–૪૪, ૧૯૦૮–૯, પૃ. ૭૯–૮૭), રેવર્ટીની પરચુરણીઆ નોંધ ૧૦૫, (પૃ. ૧૯૬–૨૦૫) ઘણી માહીતિ આપે છે. જનરલ હેગ દોઆબની વૃદ્ધિનો ઓછો અડસટે છે. પાતાલને હાઇદ્રાબાદના અક્ષાંશની નીચે મુકવામાં તે ભૂલ કરે છે. (ઉ. અ. ૨૫°–૨૩', પૃ. રે. ૬૮° ૨૫ જે સાબીતિથી રેવર્ટીએ એ દોઆબના જુનામાં જુનાં જણાયેલા શિરોબિંદુને બહમનાબાદની ઉત્તરે ૪૦ માઇલપર મુકયું તેની તે લેખકને ખબર નહોતી. (ધી ઈન્ડસડેલા કંટ્રી. પૃ. ૧, ૧૨૯, ૩૩૫, ૧૩૬. ડેગન પોલ એન્ડ કું ૧૮૯૪) ઘણાં ખરાં પુસ્તકો પાતાલને ખોટી રીતે હાઇદ્રાબાદ તરીકે જણાવે છે. જેમકે (બાલફરની એન્સાઇક્લોપીડિયા).

ગયો. ત્યાંથી આશરે ૧૫ માઈલ પર આવેલા પ્રાચીન દેવળ[1] બંદર નીચે તે મેગ સમુદ્રમાં મળતી હતી. ભૂમધ્ય સમુદ્રના ભરતીઓટ વગરના પાણીથી પરિચિત તેના ખલાસીઓ ભરતીની ચઢઉતરથી ખૂબ બીધા અને ગભરાઈ ઉઠ્યા, પણ આખરે કેટલાક ઝડપી વહાણોથી આગળ વધી ખુલ્લા સમુદ્રમાં પહોંચવામાં તે સફળ થયો. તે સમુદ્રમાં થોડા માઈલ આગળ ગયો, પોસિડનને આખલો વધેર્યો અને યજ્ઞની પછી અર્ઘ્ય આપ્યા અને પછી આ બધી ક્રિયામાં વાપરેલા સુવર્ણ પાત્રને આહુતિ તરીકે સમુદ્રમાં પધરાવી દીધું.

**હિંદ છોડવાની તૈયારીઓ**

પછી તે પાતાલ આવ્યો. ત્યાં નવા નૌકાસ્થાનનું બાંધકામ તેણે ઠીક ઠીક આગળ વધેલું જોયું. પછી તે નદીની ડાબી એટલે પૂર્વની મેગની તપાસની માટે નિકળ્યો. તેના મુખ પાસે તે એક મોટા તળાવમાં થઈને

---

૧ પાતાલથી દરીઆ સુધીની મુસાફરીનું હર્ટિંધસ (IX, 9) બહુ ઝુમ્મસાર વર્ણન આપે છે. ઠઠ્ઠા ઉ. અ. ૨૪°-૪૫' પૂ. રે. ૬૭°-૫૮' પર છે. સતરમા સૈકામાં (સર ટોમસ હર્બર્ટ, થેવનો) દેબલ અથવા દેવલ વધારેમાં વધારે દક્ષિણમાં આવેલું ગામ તથા બહુ અવરજવરવાળું બંદર હતું. તે ઠઠ્ઠાથી ૧૫ માઈલ દૂર હતું. એ ગામ હાલ તો તદ્દન અદૃશ્ય થઈ ગયું છે, પણ તે હાલના પીરપટ્ટાના તળીઆ પાસે, મગરાના ટેકરામાં મળતી ટેકરીઓની તળેટી પાસે અને સિંધુ નદીની 'બાઘર' શાખા [illegible] હતી. એ શાખા તે વખતે મોટી જોરદાર હતી (રેવર્ટી ધ મિહરાન ઓફ સિંધ પૃ. ૩૧૬-૩૧ ટીપ ૩૧૫). કેમ તો ઠઠ્ઠાથી નૈઋત્યમાં ૨૦ માઈલ પરની ખડિરકી [illegible] એ સ્થાન નિર્ણય ખરા [illegible] છે (હોડિવાલા, [illegible] ઓફ હિસ્ટરી પૃ. ૩૧૦). પણ હર્બર્ટ 'દેવલ' [illegible] એમ કહેવામાં [illegible] છે. તે [illegible] દૂર [illegible] ૧૯૫૨ [illegible] (ટ્રાવેલ્સ આવૃત્તિ ૧૬૩૪ પૃ. ૯૨) પૃ. ૮૦ પર [illegible] જમાવે છે.

પસાર થાય. ઉમરકોટની પશ્ચિમે અને હાલમાં સમારા[1] નામથી

---

૧ સમારા તળાવના અહેવાલ માટે જુઓ રેવર્ટી ઓપ સાઇટ. પૃ. ૪૬૫-૪૭૭ ઇંડિયા ઑફિસના નકશામાં તે 'સમરાઓ' એમ આપેલું છે. અલેગ્ઝાંડરના સમયમાં કચ્છનું રણ સમુદ્રની ખાડી હશે અને તે ઉ. અ. ૨૫ સુધી લંબાતી હશે, અને સિંધુનો મોટો પૂર્વ ફાંટો ત્યાં તેમાં પડતો હશે. એ તળાવ નદીના મુખથી થોડેજ દૂર હતું (એરિયન, એનેબ vi ૨૦) કિનારાની રેખા ખૂબ જ આગળ વધી ગઈ છે. મુગલબિન નામની જગાએ ઇલિઝાબેથ રાણીના સમયમાં અકબરનો અમલદાર સમુદ્ર જોવા ઉભો હતો, તે સ્થાન હાલ સમુદ્રથી ૫૦ માઇલ અંદરની બાજુએ છે. વધારે પશ્ચિમમાં પુરાલિ નદી પાસે સોમ્નિયાનિ આગળ અલેગ્ઝાંડરના સમય પછી કિનારો લગભગ ૨૦ માઈલ જેટલો આગળ વધ્યો છે ઉ. અ ૨૪°–૪૦' આગળ આવેલા બડીનની દક્ષિણે આવેલી ઘણી ખરી જમીન અકબરના રાજ્ય પછી થયેલી છે અરબોની જીત થઈ તે અરસામાં આઠમા સૈકામાં સમુદ્ર કિનારાની રેખા સરાસરી ઉ. અ. ૪૪°–૪૦' માં હતી એથી એક હજાર વર્ષ પૂર્વે અલેગ્ઝાંડરના સમયમાં સમુદ્ર કિનારાની રેખા અલબત્ત વધારે ઉત્તરે હતી, પણ કોઇ આદમી ચોક્કસ રીતે તે દોરી દેખાડી આપે એમ નથી અલેગ્ઝાંડરે તપાસેલા કિનારાની રેખા આશરે ઉ. અ. ૨૫° ની રેખા ગણી શકાય કોહરાઈ મુખ આગળની જમીન હાલમાં ૨૩°-૩૦' સુધી લંબાયેલી છે. જુઓ રેવર્ટી ઓપ સાઈટ પૃ. ૪૬૮, ૪૬૯, ૪૭૦, ૪૭૭, વગેરે હેગ, ઓપ સાઇટ. પૃ. ૧૩૬–૧૩૯, અને મી. આર. સીવરાઇટનો સારો લેખ, 'કચ્છ એન્ડ ધરન,' જીઓગ્રા જર્નલ, વોલ્યુમ ૨૯, ૧૯૦૭, પૃ. ૫૧૮; અને બાર્ટલ ફ્રીઅર, 'નોટસ ઓન ધરન ઑફ કચ્છ,' આઇબિડ ૧૮૭૧) બર્ન્સના 'ટ્રાવેલ્સ ઈન્ટુ બોમ્બરા વગેરે, ૧૮૩૫ માં કચ્છના રણનો પહેલવહેલો પ્રસિદ્ધ થયેલો અહેવાલ છે. (બીજી આવૃત્તિ; વોલ્યુમ ૧. પ્રકરણ xvii) જુનાં બંદરોની જગા તે સમયે પણ બતાવવામાં આવતી દા. ત. ભૂજથી ઉ. વાયવ્યમાં ૨૦ માઈલ પર નીરોના આગળ, ચારી આગળ, પુત્રુમ આગળ વગેરે. લંગરના પથ્થર જડતા અને વવાણીઆ આગળ જમીનની સપાટીથી ૧૫ ફીટ નીચે એક મોટું તુટેલું વહાણ (પૃ. ૩૨૦–૫), એજ પુસ્તકમાં ૧૮૧૯ના મોટા ધરતીકંપથી થયેલા ફેરફારોની વિગતો પણ આપવામાં આવી છે.

ઓળખાતું તળાવ એ હશે એમ દેખાય છે. પછી આશરે ઉત્તર અક્ષાંશ ૨૫° આગળ તે પાછો સમુદ્ર કિનારે પહોંચ્યો. કિનારાની તપાસણીમાં ઘણું દિવસ ગાળીને તથા કુવાઓ ખોદવાની વ્યવસ્થા કરીને તે પાતાળ પાછો ફર્યો. એ તળાવના કિનારા પર બારા અને ગોદીઓ બાંધવામાં આવ્યાં અને તેમાં થાણાં બેસાડવામાં આવ્યાં. લશ્કરને ચાર માસ ચાલે એટલી ખાધખોરાકી ત્યાં એકઠી કરવામાં આવી; અને એ રીતે એણે પોતે વિચારેલી હિંમતભરી બે યોજનાઓ માટે જરૂરની બધી તૈયારીઓ કરવામાં આવી. એ બે યોજનાઓમાંની એક કિનારે કિનારે તેના કાફલાની ઇરાની અખાત સુધીની સફર અને બીજી બને ત્યાંસુધી કાફલાના માર્ગને સમાંતર રહી ગેડ્રોશિયામાં થઈ તેની પોતાની તમામ લશ્કર સાથે કુચ હતી.

**અલેક્ઝાંડરની યોજનાઓ**

તેની યોજનાઓ મહત્ પ્રમાણમાં હતી. જેલમથી સમુદ્ર સુધીની સફરના દશ માસ દરમિયાન નીઆર્કોસે કાફલાની સરદારી સંભાળનારી કરી હતી. દરીઆના કિનારાને ફરી ઇરાની અખાતમાં યુફ્રેટિસ નદીના મુખ સુધી કાફલો લઈ આવવાની અને એ સફર દરમિયાન જે જે નવા અને ભિન્ન સમુદ્ર તથા દેશોની મુલાકાતે તેના કાફલામાં અવલોકનો નોંધવાની તેને સૂચના કરવામાં આવી. હાલમાં મકરાન નામથી અને તે વખતે ગેડ્રોશિયા નામથી ઓળખાતા જંગલી મુલકમાં થઈ પોતાના લશ્કરને પાછું લઈ જવાને તેણે સાહસ કર્યું. આ પ્રદેશમાં સેમિરેમિસ અને સાયરસના ગ્રીક ગાથાઓમાં વર્ણવેલી સેનાઓ સિવાય બીજાં કોઈ મનુષ્યોએ પગ દીધો નહોતો. અલેક્ઝાંડરની ઇચ્છા એ પુરાણપ્રસિદ્ધ વીરોની સરસાઈ કરવાની હતી. રાજાને પવન કે ઋતુની તો પરવા નહોતી, એટલે તેણે ઈ. સ. પૂર્વે ૩૨૫ના ઑક્ટોબર માસની શરૂઆતમાં પોતાની કુચ શરૂ કરી. નીઆર્કોસને પવન અનુકૂળ થવાની રાહ જોવાની હોવાથી તે ત્યાર પછી બે કે ત્રણ અઠવાડીઆ સુધી નાવ છૂટી જવા છોડી રવાના થઈ શક્યો નહિ.

**ગેડ્રોઝિયા**

ગેડ્રોઝિયા સામાન્ય રીતે હિંદી રાજકીય તંત્રની બહાર રહેલું છે, તોપણ એ પ્રાંત કે એનો કોઇ ભાગનો હિંદના સમ્રાટોના મુલકમાં વખતો-વખત સમાવેશ કરવામાં આવેલો છે અને તેથી તેનો ઇતિહાસ હિંદના ઇતિહાસથી તદ્દન જુદો રાખી શકાય એમ નથી. પણ અલેગ્ઝાંડરે સ્થાપેલી તે દેશની સુબાગીરિ હિંદની હદની બહાર હતી. તેને કિનારે નીઆર્કોસને તથા તેનાં રણોમાં તેના રાજાને મળેલાં સાહસ પ્રસંગોની કથાનો સાર અલેગ્ઝાંડરની હિંદી ચઢાઇની કથા પુરી કરવા માટે જરૂરી થઇ પડશે.

**અલેગ્ઝાંડરનું બારૂં**

નીઆર્કોસ કેટલાક દિવસો સુધી નદીમાં રોકાઈ રહ્યો અને નદીની પશ્ચિમ સેરના મુખ આગળની એક રેતાળ ટેકરીને ફરીને મહા કથાવટીએ પોતાનાં વહાણો માટે રસ્તો કરી તે આખરે સમુદ્રમાં બહાર પડ્યો. વિરૂદ્ધ પવને તેને ચોવિશ દિવસ સુધી એક સલામત બારામાં રોકી રાખ્યો. આ બારાને તેણે 'અલેગ્ઝાડરનું બારૂં' એવું નામ આપ્યું. કપાઇને તથા ખવાઇને કિનારો એટલો બધો તો બદલાઈ ગયો છે કે નદીના મુખ આગળની જગાઓનો વિગતવાર સ્થાનનિર્ણય કરવો એ સમયનો દુર્વ્યય છે. પણ જે બંદરે નીઆર્કોસે આશ્રય લીધો તે હાલના કરાંચી બંદરથી બહુ દૂર નહોતું એમ કહેવામાં કાઇ વાંધો નથી. પછી તે નૌસેનાધ્યક્ષ સંભાળથી તે આતિથ્ય ન મળે એવા કિનારાને સરતો રહી આગળ ધપ્યો. અહીં તેના ખલાસીઓને ઘણી વાર ખાધખોરાકી તથા મીઠા પાણીની ઘણી સખત તંગી અનુભવવી પડી. ૮૫૦ સ્ટેડિયા એટલે સો માઇલ જેટલી સફર કર્યાં પછી તેનો કાફલો અરેબિસ અથવા હબ્બ નદીના મુખ આગળ આવી પહોંચ્યો. પૂર્વમાં હિંદી ઓલાદની છેલ્લી પ્રજા અરેબિઓઇના તથા નદીની પાર પશ્ચિમે આવેલા ઓરેટાઇથી વસાયેલા મુલકને તે જુદા પાડતી હતી.

અડસટ્ટે બીજા ૮૦૦ સ્ટેડિયા જેટલો મુલક પસાર કરી તે કાફલો ક્રોકમા નામથી ઓળખાતા એક

ઓરેટાઇલોક

સ્થળ આગળ જઇ પહોચ્યો. અહીં કાફલાના ખલાસીઓને જમીન પર ઉતરી વિસામો લેવા દેવામા આવ્યો. એ વિસામાની તેમને ખરેખરી જરૂર પણ હતી. તેમની કિલ્લેબંધી છાવણીમા ખલાસીઓ થાક ઉતારતા હતા તેવામા ઓરેટાઇને વશ કરવા માટે મોકલેલી સેના સમેત લીઓનોટાસનો નીઆર્કોસને ભેટો થઇ ગયો. (એનેબ ૫ા ૨૨) એવી ખબર આવી કે એક જબરૂ યુદ્ધ થયુ હતુ અને તેમા લીઓનોટાસે ભયંકર કતલ સાથે દેશીઓને હરાવ્યા હતા. ઓરેટાઇ લોકોએ તેમના કુલ ૮૦૦૦ પાયદળ તથા ૩૦૦ ઘોડેસ્વારના બનેલા લશ્કરમાથી ૬૦૦૦ આદમી તથા તમામ નેતાઓ ખોયા એમ કહેવાય છે. ગ્રીકોની ખુવારીમ૫્યા જોતા ઘણી જુજ હતી, પણ તે પ્રદેશનો નવો નીમાયેલો સુબો અને લીઓનોટાસનો જોડીઓ એપોલોફેનીસ તેમા હોવાથી તે નોધવા જેવી હતી. લીઓનોટાસ તથા નીઆર્કોસ વચ્ચે વ્યવહારનો સબધ ચાલુ થતા કાફલાની મરામત કરવામા આવી અને તેને ખાધખોરાકી પુરી પાડવામા આવી. વળી દરીઆ પર નકામા થઇ પડેલા ખલાસીઓને લશ્કરમા મોકલી દેવામા આવ્યા અને તેમની જગાએ લીઓનોટાસ તાબેના લશ્કરમાથી પસદ કરેલા આદમી મોકલવામા આવ્યા.

પશ્ચિમ દિશામા મકરાનનુ ગખના, કિનારે પસાર થતા તે વહાણો ટોમીરોસ નદીના મુખ આગળ

જગલીઓ

આવી પહોચ્યા. અહીં જગલી લોકો[1] રહેતા હતા. તેમને લોઢાનો ઉપયોગ

---

૧ ડાયોડોરસ કબુલ કરે છે કે ઓરેટાઇ ઘણીખરી બાબતમા હિંદીઓને ખૂબ મળતા હતા પણ સાથે સાથે ઉમેરે છે કે તેઓ મુડદા પરની તમામ ચીજો ઉતારી લઇ, તેને જગલી પ્રાણીઓથી ખવાઇ જવા જગલમા મુકી દેતા.

કરતાં આવડતો નહોતો. દેવતામાં સહેજ બાળી કઠણ કરેલી અણી-વાળા લાકડાના ભાલાથી જ તેઓ સજ્જ થયેલા હતા. એ જંગલી લોકોને આખે શરીરે ગુંચળાવાળા વાળ હતા. તેમને નહોર જેવા નખ હતા અને તે વડે તેઓ ગાછડાં તેમજ પોચાં લાકડાં ચીરી શકતા હતા. જંગલી પશુઓની કે મોટી મચ્છીઓની ચામડીનાં તેમના વસ્ત્ર બનેલાં હતાં. એ જંગલી લોકો જોડે ઝપાઝપી થયા બાદ મરામતને માટે કાફલો ત્યાં પાંચ દિવસ રોકાયો અને છેવટે હાલમા રાસમાલિન નામથી ઓળખાતા મલાના નામની ખડકાળ ભેખડ આગળ પહોંચી ગયો. એ જગા ઓરેટાઇના મુલકની પશ્ચિમ સરહદ. એ ઓરેટાઇ લોક જંગલી નહોતા. તેમનો પહેરવેશ તથા શસ્ત્રો હિંદીઓ જેવા હતાં પણ તેમની ભાષા અને રીતરિવાજો હિંદીઓથી જુદાં હતાં.[2]

**ગેડ્રોઝિઆઈ અને મત્સ્યભક્ષી**

મલના ભૂશિર વટાવ્યા બાદ કિનારાની અંદરના મુલકમાં આવેલા લોક ઓરેટાઈ નહિ પણ ગેડ્રોઝિઆઇ કહેવાતા. કિનારે વસતા લોક તેમનાં વિચિત્ર રીતરિવાજ[3] અને

---

૨. અહીં ઍરિયન, સ્ટ્રેબોના કરતાં કાંઈક સાંકડા અર્થમાં 'ગેડ્રોસિઆઇ' શબ્દ વાપરે છે. એરિઆનાનું વર્ણન કરતાં સ્ટ્રેબો ('XV. પ્રકરણ ii, ૮, ૯). ગેડ્રોઝિયાને પૂર્વમાં સિંધુ નદી સુધી લાવતો દેખાય છે. ખરૂં જોતાં એ બંનેના કથનમાં વિરોધ નથી. ગેડ્રોસિઆ પ્રાંતમાં ઓરેટાઈ તથા અરેબિઓઇનો મુલકનો તેમજ ગેડ્રોસિયાનો સમાવેશ થતો હતો એમાં કાંઈજ શંકા નથી. રજપુતમાંથી પોતાની ઉત્પત્તિ થયાનો હક્ક કરનાર લાસબેલા આગળની લુમ્રિ જાતો ઓરેટાઇના અનુગામીઓ છે. એ લુમ્રિ જાતોગાંની એક ગેદ્દર કદાચ ગેડ્રોઝિઓઈ જાત બતાવતી હોય.

૩ દરિયા કિનારે વસતા લોકોની રીતભાત હજી જેવીને તેવીજ છે. તેમાં કાંઈ ફેર પડતો નથી પુરૂષ, સ્ત્રી, બાળકો, કુતરાં, ઊંટ, બિલાડીઓ અને ઢોર બધાંજ માછલાં ખાઇ જીવે છે (જીઓગ્રા, જર્નલ, ૧૮૯૬, પૃ. ૩૮૮).

વર્તનથી આ મકરીઓને આશ્ચર્ય પમાડતા ગયા આપણને કહેવામા આવે છે કે, 'આ ગરીબ કંગાલોને માછલા સિવાય બીજુ કાંઇ જ ખાવાનુ મળતુ નહોતુ' અને તેમને ગ્રીક લોકોએ 'મત્સ્ય ભક્ષી' એવું નામ આપ્યુ હતુ આ કિનારા પાસે બહુ સામાન્ય એવી વ્હેલ માછલીથી અલેક્ઝાંડરના કાફલાના ખલાસીઓ બહુ બીના, પણ તે કિનારે વસનાર દેશીઓને બહુજ ઉપયોગી હતી, અને તેમને વધારે ભાગ ઘર બાંધવાના સાધન પુરા પાડતી હતી તે ઘરો તેના હાડકાના બાંધવામા આવતા, અને હાલની પેઠે તે સમયે પણ તેમના મોટા જડબા દરવાજા તરીકે વપરાતા

જાદુઈ બેટ

બધા યુગોના અને બધા દેશોના ખલાસીઓ પેઠે નીઆર્કોસના વહાણો પરના ખલાસીઓ પણ બહુ વહેમી હતા તેથી, એરિયન જેને નોસાલા કહે છે અને હાલ જે અસ્ટોલા, અસ્ટાલુ, હસ્માનુ, કે હસ્તાલા નામથી ઓળખાય છે તથા ફિલોસ્ટ્રેટસ જેને સેલેરા કહે છે ને વસતી વગરના બેટની વિચિત્ર અને ભયકર વાતો સાંભળી તે બહુ ભયભીત બની ગયા હતા અમેર તથા પસ્નીની ભેખડોની વચ્ચે એ ટાપુ આવેલો છે અને તે યુગના ગ્રીક ખલાસીઓના જેટલોજ હાલના ભૂમધ્ય સમુદ્રના ખલાસીઓને ભય ઉત્પન્ન કરનાર વસ્તુ છે [1]

---

ફિલોસ્ટ્રેટસે લખ્યુ છે કે 'આ દેશના ઘેટા વિચિત્ર ખોરાક ખાય છે કારણકે તેમને માછલાનો ચારો આપે છે' ત્યારે તે હકીકત તેણે ખરી માહિતી પર લખી હતી (એપોલોનિયસ, ૩ ૫૫)

૧ હોલ્ડિચ, ધી ઇન્ડિયન બોર્ડરલેન્ડ (મેથ્યુઅન, ૧૯૦૧) પૃ ૨૦૬, ધી ગેટ્સ ઑફ ઇંડિયા, પૃ ૧૯૦ એ લેખકના લખ્યા મુજબ એકદર રીતે મકરાના કિનારાની રેખામા બહુ ફેરફાર થયો નથી, અને નીઆર્કોસે મુલાકાત લીધેલા ઘણાખરા બદર અને ઉતરવાની જગાઓનો સ્થાનનિર્ણય થઈ શકે એમ છે, જો કે તે સમયના કેટલાક બેટ ધોવાણ લાગવાથી નાશ

**કાફલાનું ઓર્મઝ બંદરે પહોંચવું**

બધા ખરા તેમજ કલ્પિત ભયો વચ્ચેથી આમ રસ્તો કરતા તે નવો માર્ગ શોધનારો ઓર્મઝની સામુદ્રધુનિના દ્વાર આગળ જાસ્ક ભૂશિર પાસેના બેડિસ નામના બંદરે આવી પહોંચ્યા. એ સામુદ્રધુનિમાંથી પસાર થતાં તેઓ ઓર્મઝ આવી પહોંચ્યાં. એ જગા બહુ સુંદર હતી અને તેમાં ઓલિવ સિવાય તેમને જોઇતી બધી ચીજો મળવાથી તેઓ ઘણાજ ખુશી થયા. અહીં બધાં માણસ કિનારે ઉતર્યાં અને આભારની ઉર્મિ સાથે વિસામો લેતા હતા એટલામાં તેઓમાંના કેટલાક સાહસિક આદમી ભમતા ભમતા જરા કિનારાથી દૂર ગયા. ત્યાં ગ્રીક પહેરવેશવાળો અને ગ્રીક ભાષા બોલતો એક નવતર માણસ જોઈ તેઓ આશ્ચર્યથી દંગ થઈ ગયા. એ દૂર અને વિચિત્ર ભૂમિમાં પોતાના વતનના પરિચિત સ્વરો સાંભળી તેમની આંખમાં આંસુ આવી ગયાં. અરસ્પરસ ખુલાસા કરતાં સમજાયું કે એ અજાણ્યો માણસ અલેગ્ઝાંડરના લશ્કરમાથી છુટો પડી ગયેલો સિપાઇ હતો. તેણે આવકારદાયક ખબર આપી કે રાજા ત્યાથી પાંચ મજલ જેટલે જ છેટે હતો.

**અલેગ્ઝાંડર તથા નીઆર્કોસનો મેલાપ**

નીઆર્કોસ તથા આર્કિયાસે તુરતજ પોતાના સમ્રાટને મળવા માટે કિનારાના અંદરના ભાગમા જવાનો નિશ્ચય કર્યો અને ઘણી અડચણો બાદ તેઓ તેની હાજરીમાં પહોચી ગયા. તેઓ એવા તો ચીંથરેહાલ અને સફાઇ

પામેલા છે. સામાન્ય રીતે એ પ્રાંતનું નામ મકરાન લખાય છે, પણ રેવર્ટી તેની જોડણી 'મુકરાન' કરે છે. 'એરીટ્રીટ ફ્રોમ ઇંડિયા' નામનું હોલ્ડિકનું વ્યાખ્યાન (જ. યુનાઇટેડ સર્વિસ, ઈન્સ્ટી. ઇંડિયા, ૧૮૯૪, પૃ. ૧૧૨, નકશા સાથે) એ ગેડ્રોઝિયાની કુચને માટે સારામાં સારૂં અર્વાચીન પ્રમાણ ગણી શકાય. 'નોટસ ઓન એન્શિયન્ટ એન્ડ મિડીવલ મકરાન'માં (જીઓગ્રા જ. ૧૮૯૬) એજ લેખક અલગ્ઝાંડરે લીધેલા માર્ગનો નકશો આપે છે.

વગરના થઈ ગયા હતા કે પહેલા તો અલેગ્ઝાડર તેમને ઓળખી શક્યો નહિ આખરે તેઓ પોતાના મિત્રો જ છે એવી ખાતરી થઈ ત્યારે તેણે ઉતાવળે એમ જ માની લીધુ કે તેના નાશ પામેલા કાફલામાથી તેઓ જ માત્ર બચેલા હશે અને તેથી તેણે પોતે માની લીધેના એ વિનાશથી તે અત્યત નિરાશ બની ગયો પણ નીઆર્કસે તુરતજ તેનુ સાંત્વન કર્યુ અને તેને કહ્યુ કે બધા વહાણ સહીસલામત તથા આખાપાકા હતા અને એનેમિસ નદીના મુખમા મનામત માટે એ ચી આણવામા આવ્યા હતા

સુસાના અખાત સુધી કાફલાને દોરી જવાનુ માથે નાખી તે નૌસેનાધ્યક્ષ કિનારે પાછો આવ્યો ત્યા

**ટાઇગ્રિસ સુધીની સફર**

પહોચતા તેને લડતા લશ્કરના રસ્તો કરવો પડયો ત્યાથી કાઈ પણ ખાસ અકસ્માત વગર તે યુફ્રેટિસ નદીના મુખ આગળ પહોચી ગયો પછી તેને અલેગ્ઝાડર સુસા આવી પહોચ્યાની ખબર મળી એટલે પાછો ફરી તેને મળવા તેણે ટાઇગ્રિસમા પ્રવેશ કર્યો આવી રીતે સિંધુ નદીના મુખમાથી નીકળેલી સફાઇ સહીસલામત રીતે અલેગ્ઝાડરની પાસે રજુ કરવામા આવી (એરિયન, ઈડિકા, ૪૨)

નીઆર્કસના હાથ નીચેના કાફલાએ વેઠેલા તથા દૂર કરેલા દુઃખો કરતા પણ અલેગ્ઝાડરની સરદારી

**અલેગ્ઝાડરના સૈન્યનાં દુઃખો**

નીચેના લશ્કરે વેઠેલી અડચણો ઘણી મોટી હતી માનિન ભૂશિર આગળ પૂરા થતા દાનના પર્વતની હારની હ્યાતિની ગરજને કાઇ પણ માહિતી નહોતી આ મહાન અતરાય વટાવવાની એને ફરજ પડી અને તેથી તેની બધી યોજના નકામી થઈ ગઈ એને એ અડચણને લઈ કિનારેથી ઘણે દૂર જંગીના મુલકમા જેમવાની અને પરિણામે કેટલોક સમય સુધી પોતાના કાફલા સાથેનો સબધ તોડી નાખવાની ફરજ પડી લશ્કરને તેમની ભારી પીડા વેઠવી

પડી અને તેના કમનશીબ અનુયાયીઓ હજારોની સંખ્યામાં મરણ પામ્યા. એરિયન આપણને કહે છે કે ભડકે બળતી ગરમી તથા પાણીની તંગીએ, લશ્કરના ઘણા મોટા ભાગનો, ખાસકરીને ભાર વહેનાર પ્રાણીઓનો નાશ કરી નાંખ્યો. તે ત્યાંની રેતીની ઉંડાઈથી તથા અગ્નિ ઝરતી ગરમીથી અને પાણીની સખત તંગીથી મરી ગયાં.' આખરે એ લશ્કરનો બચેલો ભાગ જેમ તેમ કરી કિનારે આવી પહોંચ્યો, અને હાલ તારનાં દોરડાં જાય છે ત્યાં પાસ્નિના બંદર આગળ નીકળ્યો. અહીં તેમનાં દુઃખોનો અંત આવ્યો. પણ જે કિંમતી લુંટની ખાતર તેમણે દૂર પૂર્વમાં છેડા સુધી કુચ કરી હતી તે 'દુશ્મનો પાસેથી મેળવેલી કિંમતી લુંટ બાળી નાખવાની' તેના સિપાઇઓને ફરજ પડી હતી. સરદારની ફતેહ તેના સિપાઇના વિનાશરૂપ હતી.

**પંજાબમાં બળવો** અલેગ્ઝાંડરનું લશ્કર કરમાનિયામા હતું—એટલાસા—સિંધુ- અને અકેસીનિસના સંગમની ઉત્તરે આવેલા મુલકના સુબા ફિલિપોસનું તેના પગારદાર સિપાઈઓને હાથે દગાથી ખુન થયાની બાતમી આવી. આ ચિંતાજનક ખબર જોડે જોડે એવી બાતમી પણ આવી હતી કે તે સુબાના ગ્રીક અંગરક્ષકોએ તેના ખુનીઓને મારી નાંખ્યા હતા, તોપણ તે સમયે કાંઈ સ્થાયી વ્યવસ્થા કરવાની સ્થિતિમાં અલેગ્ઝાંડર નહોતો તેથી તે પ્રાંત પર યોગ્ય વિધિથી નવો સુબો નીમાય ત્યાસુધી તેનો વહીવટ લઈ લેવાની સૂચનાનો કાગળ તક્ષિલાના રાજા આંભિ પર અને સિંધુના ઉત્તર ભાગમાં ન રાખેલી એક થ્રેસિયન ટુકડીના સરદાર યુડીમોસ પર મોકલી તેણે સંતોષ માન્યો. (કર્ટિયસ, x, 7. ૧૧). બીજે વર્ષે ઇ. સ. પૂર્વે ૩૨૩ ના જુનમા બેબીલોન મુકામે અલેગ્ઝાડરનું મરણ થતા સિંધુની પૂર્વે જીતેલા મુલકો પર કાર્યસાધક કાબુ રાખવાનો કોઈ પણ યત્ન કરવાનું સદંતર બંધ જ રહી ગયું.

**ગ્રીક સરકારે હિંદ છોડી દીધુ**

ઈ સ પૂર્વે ૩૨૧ મા ત્રિપેરેડિસોસ મુકામે ગ્રીક સામ્રાજ્યના બીજી વાર ભાગલા પડયા ત્યારે સિંધુની ખીણ તથા પંજાબ દેશી રાજા પોરસ અને આભિને હવાલે કરવાની વિધિ કરી એન્ટિપેટરે વ્યવહારુ રીતે હિંદની સ્વતંત્રતા માન્ય કરી એમ કહીએ તો ચાલે અલેગ્ઝાડરે સિંધુના દોઆબ પર સુબા તરીકે નીમેલા પીથનને સિંધુ નદીની પશ્ચિમે પરોપનીસદાઇના મુલકની સરહદને અડીને રહેલા એટલે એરેકોઝિયા જેવા મુલકોમા ફેરબદલી કરીને ગ્રીક સરકારે નામથી નહિ પણ ખરી રીતે હિંદનો ત્યાગ જ કર્યો એટલો યુડીમોસ ઈ સ પૂર્વે ૩૧૭ સુધી સિંધુની ખીણમા કાંઇક આધકાર રાખી રહ્યો હતો

**અલેગ્ઝાડરની સ્વારીનો અવધિ.**

અલેગ્ઝાડરની સ્વારી ઇ સ પૂર્વે ૩૨૭ ના મેમા તેણે હિંદુકુશ ઓળગ્યો ત્યારથી ઇ સ પૂર્વે ૩૨૪ ના મે માસમા તે સુસામા દાખલ થયો ત્યાસુધી ત્રણ વર્ષના અવધિ સુધી ચાલી ગણી શકાય આ સમયાવધિમાથી ઇ સ. પૂર્વે ૩૨૬ ના ફેબ્રુઆરી કે માર્ચમા તેણે ઓહિંદનો પુલ ઓળગ્યો ત્યારથી તે પછીના વર્ષના સપ્ટેમ્બર કે ઑક્ટોબરમા તે અરેબિઓઇના મુલકમા પેઠો ત્યાસુધીના ઓગણીસ માસ તેણે સિંધુની પૂર્વે આવેલા હિંદમા ગાળેલા કહી શકાય

**અલેગ્ઝાન્ડરની પ્રતિભા.**

માત્ર એક સિપાઈના દૃષ્ટિબિંદુએથી જોતા આટલા ટુકા સમયમા તેણે કરેલી કામગીરિ અજબ અને અપ્રતીમ લેખી શકાય તેની રણનીતિ, લશ્કર ગોઠવવાની બાબત તથા દીનચાલોની વ્યવસ્થા જોતા વાચનાર પર એવી છાપ પડે છે કે તેણે એ બધી બાબતોમા સપૂર્ણતા પ્રાપ્ત કરી હતી લશ્કરી બાબતોનો વિવેચન કરવાનો ધધો લઈ બેઠેલા સામી,

અલેગ્ઝાંડરના અમલદારોની પેઠે અંગત વીરતાના હદ બહારના પ્રદર્શન માટે તથા આખા લશ્કરની સલામતીનો જે કિંમતી જીવપર આધાર હતો તેને વગર જરૂરે ભયમાં ઝંપલાવવા માટે તેનો વાંક કાઢે એ વાત ખરી; પણ તેને માટેના માનમાં તથા ફત્તેહ માટે અનેકવાર નિરાશ થઇ જવાની વૃત્તિવાળી સેનાને તેના પરિણામની દરકાર કર્યા વગરની બહાદુરીથી બહુ સારો આદર્શ મળતો એ વિચારે એ ચર્ચા મુંગી થઇ જાય છે.

**ત્રણ મોટાં સાહસ.**

પૂર્વ દેશોમા ઉત્તમ લડવૈયા તરીકે સ્વીકારાયેલી, સુધરેલી અને શસ્ત્રોથી સુસજ્જ થયેલી પ્રજાઓના મુલકમાં થઈ નદીઓએ ઉતરી સમુદ્ર સુધીની સફર અને નીઆર્કોસની સિંધુથી ટાઇગ્રિસ સુધીની સફર એ બંને અપવાદ વગરની ફત્તેહ ગણી શકાય. રાજાને મળેલી અપૂર્ણ માહિતીને લીધે અણધારી આવી પડેલી ભૌતિક આપદાઓ ન નડી હોત તો તેની સરદારી નીચે ગેડ્રોઝિયામા થઇ લશ્કરના પાછા વળવા રૂપ ત્રીજું મહાન સાહસ પણ તેટલું જ આબાદ નીવડત. પણ એ હીલચાલ પણ નિષ્ફળ તો નહોતી જ. તીવ્ર દુ:ખો વેઠવાં પડયા અને ભારે ખૂવારી ખમવી પડી, છતાં રણોમાંથી તે લશ્કર સુવ્યવસ્થિત અને પુરી શિસ્ત સાથેમા બહાર નીકળ્યું અને તેના સરદારનો હેતુ સિદ્ધ થયો હતો.

**સંગીન ફત્તેહ.**

એકંદર રીતે અલેગ્ઝાડરની હિંદી ચઢાઇ સફળ નીવડી હતી. હાઇફેસિસ આગળના બળવાથી તેને કાઇ ખાસ કલંક લાગ્યું નહોતું. તેના સિપાઇઓએ તેને દેશના વધારે ઉંડાણમાં ધપવા દીધો હોત તો તેની સલામતીના આધારરૂપ યુરોપીય કેંદ્ર જોડે વ્યવહાર ચાલુ રાખવામા કદાચ તે અશક્ત નીવડયો હોત અને શત્રુઓના સંખ્યા બળથી જ તેનું નોધારૂં નાનું લશ્કર કદાચ પરાભવ પામી જાત. ગ્રીક લશ્કરને સમુળા નાશમાથી બચાવવાનો યશ આપણે

ટોઇનોમ તથા વિરોધ કરવામાં તેની સાથે સામેલ થનારાઓને આપવો ઘટે છે.

**એશિયાવાસીઓની નબળાઇ.**

યુરોપીય કળા તથા શિસ્તને પડછે નખાતા મોટામાં મોટા એશિયાવાસીઓના લશ્કરની સહજ નબળાઇ અલેક્ઝાંડરની હિમાલયથી સમુદ્ર સુધીની સ્વારી કુચથી સ્પષ્ટ દેખાઇ આવે છે. ભયપ્રદ હાથીઓનો ભય ઉડી ગયો અને ગ્રીક મેસેડોનીઆન સૈન્ય સામે તેમનાથી કશો જ બચાવ થઇ શક્યો નહિ. સિસ્તાનમાં થઇ સિંધથી ઇરાન સુધીની ફ્રેટીરામતી વગર વિરોધની કુચથી એક બીજો જમીન વાટેનો માર્ગ ખુલ્લો થયો અને યુરોપ જોડેના અખંડ અને સરલ જમીનમાર્ગના પ્રશ્નનો નિકાલ થયો. નીઆર્કોસે કરેલી દરીઆની પરિક્રમાથી અલેક્ઝાંડરને સમુદ્ર વાટે હિંદ જોડેના સંબંધની ત્રીજી વાટ મળી. અને તે જીવ્યો હોત તો પંજાબ અને સિંધપરનો પોતાનો કાબુ ટકાવી રાખવામાં તેને ગંભીર અડચણ નડત એમ માનવા કાંઇ કારણ નથી.

**અલેક્ઝાંડરના સગ્બુની અસર.**

તેણે યોજેલા ઉપાયો જોતાં એમ જણાય છે કે આ પ્રાંતોને હમેશને માટે પોતાના મહારાજ્યમાં જોડી દેવાનો તેનો ઇરાદો હતો, અને તે હેતુ સાધવા તેણે લીધેલા પગલા તેને પુરી સફળતા આપવા માટે પુરતા હતા. પણ તેના અકાળ મૃત્યુથી તેના ફતેહમંદ અને સારી રીતે યોજેલા સાહસના ફળનો નાશ થઇ ગયો. તેના ગયા પછી ત્રણ વર્ષની અંદર જ તેના અમલદારોને હાંકી કાઢવામાં આવ્યા, તેના થાણાઓનો નાશ કરવામાં આવ્યો અને તેના અમલના બધા નીશાન તદ્દન ભુસાઇ ગયા. એશિયાના બીજા પ્રાંતોમાં સ્થાપેલા સંસ્થાનોની પેઠે તેણે હિંદમાં સ્થાપેલા સંસ્થાનો જડ ઘાલી શક્યાં નહિ. સ્થાયી ફતેહ મેળવવાની ધારણાથી બહુ કાળજીભરી યોજના કરેલી હોવા છતાં તેની ચડાઇ

આખર સરવાળે અતિશય મોટા પ્રમાણની અને ઝગમગની સફળતાવાળી ધાડ માત્ર નીવડી, અને રક્તપાતાત્મક યુદ્ધના ભયંકર ઘા સિવાય તેનાં બીજાં કાંઇ નીશાન હિંદપર રહ્યાં નહિ.

**અવિકારી હિંદ.** હિંદ તો કાંઇ પણ ફેરફાર વગરનુંજ રહ્યું. યુદ્ધના ઘા જલદી રૂઝાઇ ગયા. ધીરજવાળા બળદ તથા તેમના જેટલીજ ધીરજવાળા ખેડુતોએ તેમની અટકી પડેલી મહેનત શરૂ કરી એટલે વણસેલા ખેતર પાછાં તાજાં બન્યાં; અને મનુષ્યની ક્રૂરતા અને તેથી પણ વધારે દયાહીન કુદરતની ક્રિયાથી મુકાતી મર્યાદાઓ સિવાય જેની વધવાની શક્તિને બીજો કશો અંતરાય નથી એવી વસતીનાં ઉભરાતાં ટોળાંઓએ અસંખ્ય કતલ થયેલાઓનાં સ્થાન લીધાં. હિંદપર ગ્રીસનો પ્રભાવ ન પડ્યો. તેણે પોતાનું 'ભવ્ય એકલવાયું' જીવન જીવવું ચાલુ રાખ્યું અને પસાર થયેલા ગ્રીક ઝંઝાવાતને તે ભુલી ગયું. હિંદુ, બુદ્ધ કે જૈન, કોઇ પણ હિંદી લેખક અલેગ્ઝાંડર કે તેનાં કૃત્યોનો ઇસારો સરખો કરતો નથી.

## મહાન અલેગ્ઝાંડરની હિંદી ચઢાઈની સાલવારીનો કોઠો

| સાલ ઈ. સ. પૂર્વે | બનાવ |
|---|---|
| ૩૨૭ | આગે કુચ |
| મેની શરૂઆતમાં | ખાવક અને કાઓશાન ઘાટો પર થઈ હિંદુકુશની હારનું ઉલ્લંઘન. |
| જુન | નિકૈયાથી (ઘણું કરીને જલાલાબાદ) ચુનંદા લશ્કર સાથે અલેગ્ઝાંડર પહાડોમાં વસતી જાતોને વશ કરવા જાય છે; બાકીના લશ્કર સાથે હિફેસ્ટિયન ઘણુંકરીને કાબુલ નદીની ખીણમા રહી સિંધુ તરફ આગળ વધે છે. |

| | |
|---|---|
| ઑગસ્ટ | ત્રીસ દિવસના ઘેરા પછી હેફેસ્ટિયન અસ્ટી-સનો (રસ્તિ) કિલ્લો કબજે કરે છે |
| સપ્ટેમ્બર | અલેક્ઝાંડર પોતાના લશ્કરના ભાગ પાડે છે, અને જાતે એસ્પેસિયનોની સામે જાય છે. તે ગૌરેઇઓસ (પંજખોરા) નદી ઓળંગે છે, મસાગા તથા એસેકેનિયનોને જેર કરે છે અને ૭૦૦૦ પગારદાર હિંદી લશ્કરની કતલ કરે છે |
| નવેમ્બર | એઓર્નોસનો ઘેરો |
| ડિસેમ્બર | એઓર્નોસનું પતન |
| ૩૨૬ | |
| જાન્યુઆરી | ઓહિંદના પુલ આગળ અલેક્ઝાંડરનું આવી પહોંચવું |
| જાન્યુઆરીથી ફેબ્રુઆરી | ત્રીસ દિવસ સુધી લશ્કરનો મુકામ |
| ફેબ્રુઆરી અથવા માર્ચ | વસંતની શરૂઆતમાં સિંધુનું ઉલ્લંઘન તક્ષિલા આગળ પડાવ |
| એપ્રિલ | પૂર્વ તરફ આગે કૂચ |
| મે | હાઇડેસ્પીસ નદી આગળ આવી પહોંચવું |
| જુલાઇની શરૂઆત | હાઇડેસ્પીસનું યુદ્ધ, પોરસનો પરાજય |
| જુલાઈ | નિકૈયા અને બુકેફાલાની સ્થાપના, ટેકરીઓની તળેટી આગળ એકેસિનિસને પાર કરી |

ઑગસ્ટ — હાઈડ્રેઓટીસ (રાવિ) નદી પાર ઉતરવી; કથૈઓઈ સાથેનો વિગ્રહ.

સપ્ટેમ્બર — હાઇફેસિસ (બિઆસ) નદી આગળ આવી પહોંચવું; આગળ જવાની લશ્કરની ના.

પીછેહઠ

સપ્ટેંબર–ઑકટોબર — હાઇડેસ્પીસ નદી પર પાછા પડવું.

ઑકટોબરની આખર — નદીઓને નીચેવાડેની સફરની શરૂઆત કાફલાના રક્ષણને માટેના લશ્કરની કુચ.

૩૨૫

જાન્યુઆરી — મલોઇની સત્તાનો ધ્વંસ

સપ્ટેંબર સુધી — સફર ચાલુ. સોગડોઇ, સેંબોસ. મૌસિકેનોસ વગેરે સાથે યુદ્ધ.

ઑકટોબરની શરૂઆત — ગેડ્રોઝિયામાં થઈ કુચ કરવા અલેગ્ઝાંડરનું વિદાય થવું.

ઑકટોબરનો અંત — ઇરાની અખાતની સફર માટે નીઆર્કોસ નીકળે છે.

૩૨૪

જાન્યુઆરીની શરૂઆતમાં — ઓરાથી ૬૦ દિવસની મજલને અંતરે આવેલ ગેડ્રોઝિયાના પાટનગર પૌરા અથવા બામપુરમાં અલેગ્ઝાંડરનું આવી પહોંચવું.

# પ્રકરણ પાંચમું.

---

## ચંદ્રગુપ્ત મૌર્ય અને બિંદુસાર.

### ઈ. સ. પૂ. ૩૨૧ થી ઈ. સ. પૂ. ૨૯૨.

પંજાબ છોડતી વખતે અલેગ્ઝાંડરે તે પ્રાંતમાં ગ્રીક ટુકડીઓ મુકી નહોતી પરંતુ તે પ્રાંતમાં પોતાનો લાભ જાળવવાનું કામ તેણે વસ્તુતઃ લગભગ સ્વતંત્ર જેવા પોરસ રાજાને સોંપ્યું હતું. પોરસની જોડે મળી કામ કરવાની સત્તા તેણે તક્ષશિલાના રાજા આંભિને આપી હતી. ફિલિપોસના ખુન પછી, અલેગ્ઝાંડરે ફરમાનીઆથી સિંધુ નદીપર મુકેલી થ્રેસની એક ટુકડીના સરદાર યુડીમોસપર તે ભાગનો હાકેમ નીમાતાં સુધી, પોતાના પ્રતિનિધિ તરીકે કામ કરવાનો તથા ત્યાંના દેશી રાજાઓપર દેખરેખ રાખવાનો હુકમ મોકલ્યો હતો. તે અમલદારની સત્તા માત્ર નામનીજ હતી. તે કબુલ કરાવવા પુરતું લશ્કર તેની પાસે નહોતું. તોપણ ઇ. સ. પૂ. ૩૧૭ સુધી હિંદુસ્તાનમાં, ઘણુંકરીને સિંધુ નદી પાસેના કોઇ પ્રદેશમાં ટકી રહેવા તેણે તજવીજ કરી, અને ત્યારબાદ ૧૨૦ હાથી, નાનું પાયદળ લશ્કર તથા ઘોડેસ્વાર લશ્કર લઇ તે એન્ટિગોનોસ સામે યુમિનિસની કુમકે ગયો. જે દેશી રાજા જોડે મળી કામ કરવા તેને મુકેલો હતો તેને દગાથી મારી નાંખી તેણે તે હાથીઓ મેળવ્યા હતા. એ દેશી રાજા કદાચ પોરસ હશે.

સિંધુના નીચલા ભાગ તરફ, પંજાબની નદીઓના મહાન સંગમની નીચે આવેલો અને એજીનોરના પુત્ર પીથોનને અલેગ્ઝાંડરે સોંપેલો સિંધ પ્રાંત એથી પણ થોડા સમય સુધી ગ્રીક સત્તા નીચે રહ્યો. ઇ. સ. પૂ. ૩૨૧ માં ટ્રિપેરેડીસ્પેસ મુકામે મેસીડોનીઆ રાજ્યના બીજી વારના વિભાગ સમયે એન્ટિપેટર જાહેર રીતે હિંદી

રાજાઓ પર મચોટ સત્તાનો દાબ બેસાડી શક્યો નહિ અને પીથોનને સિંધુની પશ્ચિમે હઠી જવાની ફરજ પડી પરિણામે એ વિભાગમાં એ નદીની પૂર્વે આવેલા હિંદી પ્રાંતોની ગણત્રી જ કરવામાં નહોતી આવી અને પીથોને પરોપનીસદાઇ અથવા કાબુલ દેશની લગોલગ આવેલા પ્રદેશનો વહીવટ સ્વીકારી સંતોષ માન્યો અલેક્ઝાન્ડરે હાકેમ તરીકે નીમેલા રોક્ષાનાના પિતા ઓક્ષીઆર્ટીસને હાથ ઘણું કરીને એ પ્રદેશનો એટલે કાબુલનો વહીવટ ચાલુ રહ્યો, સિબિર્ટિઓસને એરેકોઝિયા તથા ગેડ્રોસિઆની હકૂમતમાં કાયમ રાખવામાં આવ્યો, સાઇપ્રસવાસી સ્ટેસેનડોરને એરિયા તથા ડ્રેન્જીયાના આપવામાં આવ્યા અને તેનો દેશભાઇ સ્ટેસેનોર બેક્ટ્રિયા તથા સોગ્ડિયાનાનો હાકેમ નીમાયો આ વ્યવસ્થા ઉપરથી ચોક્ખું જણાય છે કે ઇ સ. પૂ ૩૨૧ માં એટલે કે અલેક્ઝાન્ડરના મરણ પછી બે વર્ષની અંદર સુધીમાંમે ચાર વર્ષ સુધી ગમે તેમ કરી હોય ગમેના કોઇક નાના ભાગ સિવાયના સિંધુની પૂર્વના તમામ પ્રદેશમાંથી ગ્રીકસત્તા તદ્દન નાબુદ થઇ ગઇ હતી

અલેક્ઝાન્ડર કરમાનીઆમાં હતો તથા પોતાની વતનની ભૂમિ પર ગમે ત્યારે પાછો આવે એમ માનવામાં આવતું હતું તે સમયે તેને ફિલિપોસના ખુનની ખબર મળી એ ઉપરથી તાજા ખાલસા કરેલા હિંદી પ્રાંતોમાં મેસીડોનીઆની સત્તા કેટલી અસલામત હતી તે સિદ્ધ થાય છે ઇ સ પૂ ૩૨૩ ના જુનમાં એના મરણથી એના પાછા આવવાની બીક જતી રહી અને દેશી રાજાઓએ પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કરવાની તથા નબળી પરદેશી ટોળીઓની જડ કાઢી નાખવાની બને તેટલી વહેલી તક લીધી એમાં કાંઈ શક જ નથી અલેક્ઝાન્ડરના અવસાનની ખબર ઘણુંકરીને ઑગસ્ટ માસના અરસામાં હિંદમાં આવી પણ ઑક્ટોબરમાં ઠંડી મોસમ શરૂ થતા પહેલા કોઈ ભાગ્યે જ સરદાર ખરેખરું યુદ્ધ શરૂ કરે એમ નહોતું, કારણ કે ચાલતી આવતી પ્રથાને સુજન રીતે અનુસરનાર હિંદી રાજાઓમાં અલેક્ઝાન્ડરની

ઋતુઓ માટેની પરવાઇ નહોતી. એટલું તો ચોક્કસ જ છે કે વિજેતા અલેગ્ઝાંડરના મરણની ખબરની ચોક્કસ ખાતરી થઈ અને મોસમ લશ્કરી હિલચાલને અનુકૂળ થઈ કે તરત જ એક સામાન્ય બળવો થયો અને યુદ્ધીમોસ જેને વળગી રહ્યો હતો તે નાના અવશેષ સિવાયના હિંદમાં ઇ. સ. પૂ. ૩૨૨ ની શરૂઆતમાં મસીડોનીઆની સત્તાનો અંત આવ્યો..

પરદેશીઓ સામેના બળવાનો નેતા ચંદ્રગુપ્ત નામનો એક હોશિયાર સાહસિક પુરૂષ હતો. તે તે સમયે આશરે પચીશ વર્ષની વયનો તરૂણ હતો. પિતાપક્ષે તે ઉત્તર હિંદના તે સમયના મુખ્ય રાજ્ય મગધના રાજ્યવંશનો વંશજ હતો પરંતુ તેની મા અથવા કેટલાકના કથન મુજબ તેની માની મા હલકા કુળની હતી. હિંદુ ધર્મશાસ્ત્ર અનુસાર તે તેની વર્ણનો ગણાતો અને તેથી હલકી વર્ણનો અપયશ તેને સહન કરવો પડતો. ચંદ્રગુપ્તે સ્થાપેલા વંશના કુટુંબીઓ ધારણ કરેલું ગોત્ર નામ મૌર્ય, તેની માતા અથવા નાનીના 'મુરા' એ નામ ઉપરથી ઉત્પન્ન થયેલુ કહેવાય છે. એક અથવા બીજે કારણે યુવાન ચંદ્રગુપ્ત તે સમયે મગધદેશ પર રાજ્ય કરતા તેના સગા મહાપદ્મનંદની ઇતરાજીનું પાત્ર થઇ પડયો અને તેથી તેને દેશવટે જવાની ફરજ પડી. એ દેશવટા દરમિયાન સુદૈવયોગે તેને અલેગ્ઝાંડરને મળવાનો અવસર મળ્યો. એવું કહેવાય છે કે તે સમયે તેણે એવો મત દર્શાવ્યો હતો કે જો મેસીડોનીઆનો રાજા આગળ વધ્યો હોત તો ગંગાકિનારે આવેલા એ મહારાજ્ય પર (મગધ પર ) તે સહેલથી જય મેળવી શકત, કારણ કે તે સમયે ત્યાં રાજ્ય કરતો રાજા પ્રજામાં ઘણોજ અપ્રિય અથવા અકારો થઈ પડયો હતો. મહાપદ્મનંદની પહેલાં થઇ ગયેલા રાજાની રાણી એક વાળંદના પાપી પ્યારમાં પડી હતી અને મહાપદ્મનંદ એ વાળંદનો છોકરો હતો એવી લોકવાયકા હતી. એ પાપી જોડાએ પછી રાજાને મારી નાખ્યો અને રાણીનો વાળંદ યારે ગાદીનો માલીક થઈ પડયો હતો. તેનો છોકરો, તે સમયે રાજ્ય

કરતો રાજા હતો તે લોભી અને ઉડાઉ હતો અને કુદરતી રીતે તેનો ભાગ્યેજ કોઈ મિત્ર હતો

પોતાના દેશવટા દરમિયાન હિંદની વાયવ્ય સરહદના મુલકોની લડાયક અને લુટારી પ્રજામાંથી એક બળવાન લશ્કર ઉભું કરી ચન્દ્રગુપ્તે અલેકઝાંડરના મરણ બાદ મેસીડોનીઆની ટુકડીઓ પર હુમલો કર્યો અને પંજાબ જીતી લીધું સંભવ છે કે એ પરદેશી ટુકડીઓને દેશમાંથી હાંકી કાઢવાનું કામ હાથમાં લેવા પહેલાં, તેણે પ્રજામાં અપ્રિય થઈ પડેલા પોતાના સગોત્રી મગધના નંદ રાજાને હરાવ્યો હશે તથા પદભ્રષ્ટ કરી મારી નાખ્યો હશે એની વાર્તા કહેનાર નાટકકાર કહે છે કે નંદના વંશનો પુરો નાશ થયો અને તે જડમુળથી ઉખડી ગયો એ કથનની સચ્ચાઈ બાબત કાંઈ શંકા રહેતી નથી આ વિજયમાં યુવાન અને બીનઅનુભવી ચન્દ્રગુપ્તનો સલાહકાર ચાણક્ય અથવા કૌટિલ્ય નામનો એક વિચક્ષણ બ્રાહ્મણ હતો તેની મદદથીજ ચન્દ્રગુપ્ત ખાલી પડેલી રાજ્યગાદી હાથ કરી શક્યો હતો સ્વામીની આ ફેરબદલીથી પ્રજાને કાંઈ લાભ થયો નહિ, કારણ કે "જીત પછી ચન્દ્રગુપ્ત તેના જુલમીપણાથી પ્રજાના રક્ષકના પદ માટે નાલાયક બન્યો, અને જે પ્રજાને તેણે પરદેશી ગુલામીમાંથી મુક્ત કરી હતી તેને ગુલામગીરિથી કનડવા લાગ્યો" તેના પૂર્વગામી નંદરાજા તરફથી તેને વારસામાં એક મોટું લશ્કર મળ્યું હતું તે સેના ૨૦,૦૦૦ ઘોડેસ્વાર, ૮૦૦૦ હાથી, ૬૦૦,૦૦૦ પાયદળ અને અસંખ્ય રથની બને તેટલી તેણે તેને વધારી આ અપ્રતિહત સેના વડે દક્ષિણમાં નર્મદા નદી સુધી અથવા તેની પણ આગળ સુધીના ઉત્તરના રાજ્યોને ચડાઇ કરી જીતી લેવામાં આવ્યા આવી રીતે હિંદના ઇતિહાસે જાણેલા હિંદના પ્રથમ સમ્રાટ સાર્વભૌમ ચન્દ્રગુપ્તનું રાજ્ય બંગાળાના ઉપસાગરથી અરબી સમુદ્ર સુધી વિસ્તરેલું હતું

ચન્દ્રગુપ્ત આ પ્રમાણે પોતાના રાજ્યને સુદૃઢ કરવામાં રોકાયેલો હતો, તે જ સમયે તેનો એક પ્રતિસ્પર્ધી પશ્ચિમ અને મધ્ય એશિયામાં

પોતાની રાજ્યસત્તાનો પાયો નાંખતો હતો, અને અલેગ્ઝાંડર હિંદ પાછું જીતી લેવાનો યત્ન કરવાની તૈયારીઓ કરતો હતો. અલેગ્ઝાંડરના સરદારોની માંહોમાંહેની લડાઇમાંથી બે જણ એશિયાની સર્વોપરી સત્તા માટે પ્રતિસ્પર્ધી તરીકે આગળ આવ્યા હતા—એક એન્ટિગોનસ અને બીજો પાછળથી નિકેટર એટલે વિજેતા એવી ઉપાધિથી પ્રખ્યાત થયેલો સેલ્યુકસ. ભાગ્યદેવીએ પ્રથમ એન્ટિગોનસને પોતાનો કૃપાપાત્ર બનાવ્યો અને તેણે પોતાના પ્રતિપક્ષીને દેશમાંથી નાસેહું લેવાની ફરજ પાડી. પણ ઇ. સ. પૃ. ૩૧૨ માં સેલ્યુકસે બેબિલોનનો કબજો મેળવ્યો અને ૭ વર્ષ બાદ રાજ્યપદ તથા રાજ્યવંશી જીવન ધારણ કરવાનું તેણે યોગ્ય ધાર્યું. શિરસ્તા મુજબ તો તે સીરિયાનો રાજા તરીકે વર્ણવાતો પણ ખરૂં જોતા તે પશ્ચિમ અને મધ્ય એશિયાનો સ્વામી હતો. તેના રાજ્યના પૂર્વ પ્રાંતો હિંદની સરહદ સુધી વિસ્તરેલા હતા અને તે દેશમાં સિકંદરે જીતેલા પણ પાછળથી જતાં કરેલા, છતા કદી રીતસર નહિ છોડી દીધેલા, મુલકો પાછા મેળવવા તે કુદરતી રીતે આતુર હતો. એ હેતુની સિદ્ધિને અર્થે ઇ. સ. પૂ. ૩૦૫ મા અથવા એટલામા જ સિંધુ નદી ઓળંગી સેલ્યુકસે અલેગ્ઝાંડરની વિજયી કુચનું અનુકરણ કરવાનો યત્ન કર્યો. એ ચડાઇની વિગતો જાણવામાં નથી અને ચડી આવતું પરદેશી લશ્કર ગંગાની ખીણમા ક્યાં સુધી ધસી આવ્યુ હતું તે નક્કી કરવું અશક્ય છે, પણ એ વિગ્રહનું પરિણામ તો ચોક્કસ રીતે જણાયું છે.

બંને લશ્કરોનો યુદ્ધમા ભેટો થતા ચંદ્રગુપ્તનું લશ્કર ચડી આવનાર લશ્કર માટે બહુ ભારે જણાયુ અને સેલ્યુકસને પાછા હઠવાની તથા નામોશીભરી સંધિ કરવાની ફરજ પડી. હિંદમાં જીત મેળવવાની આશા એને છોડવી પડી એટલુ જ નહિ, પણ સિંધુની પશ્ચિમે આવેલા પોતાના એરિઆના પ્રાંતનો મોટો ભાગ તેને ચંદ્રગુપ્તને આપી દેવો પડ્યો. સરખામણીમાં નજીવી જેવી ૫૦૦ હાથીની બક્ષિસના બદલા તરીકે ચંદ્રગુપ્તને પરોપનિસદાઇ, એરિયા તથા એરેકોઝિયા

પ્રાંત મળ્યા. હાલમાં કાબુલ, હેરાત તથા કંદહાર નામથી ઓળખાતાં શહેરો અનુક્રમે તે પ્રાંતોનાં પાટનગર હતાં. આપેલા મુલકમાં આખા ગેડ્રોઝિયા પ્રાંતનો અથવા ક્રમમાં કમ તેના પૂર્વ ભાગનો સમાવેશ થયો હતો, અને આ સંધિ કરનાર સત્તાધીશ પક્ષોએ લગ્નસંબંધથી એ સંધિને બહાલી આપી. આ બધાનો અર્થ એટલો જ કે સેલ્યુકસે પોતાના હિંદી પ્રતિસ્પર્ધી વેરે પોતાની પુત્રી દીધી. આ સંધિને ઈ. સ. પૂ. ૩૦૩ની સાલમાં મૂકી શકાય. એ સંધિ થઈ કે તરત જ સેલ્યુકસે એન્ટિગોનસની સામે થવા માટે પશ્ચિમ તરફની લાંબી કૂચ શરૂ કરી અને ઈ. સ. પૂ. ૩૦૧માં ફ્રીજિઆમાં ઇપ્સોસ આગળ તેણે તેને હરાવી કતલ કર્યો. સિંધુથી ઇપ્સોસ ૨૫૦૦ માઈલ દૂર હોવાથી ત્યાં સુધીની કૂચને એક વર્ષ અથવા તેથી કાંઈક વધારે સમય લાગ્યો હશે.

આવી રીતે ગ્રીકોને પેરોપનિસોસ એટલે હિંદી કોકેસસને નામે પરિચિત હિંદુ કુશ પર્વતની હાર તેની દક્ષિણે આવેલા ચંદ્રગુપ્તના તાબાના હેરાત અને કાબુલ પ્રાંત અને તેની ઉત્તરે આવેલા સેલ્યુકસના બેક્ટ્રિયા પ્રાંતની વચ્ચે સરહદરૂપ થઈ ગયો. જે 'વૈજ્ઞાનિક મોખરો' એટલે લશ્કરી શાસ્ત્રીય દૃષ્ટિએ જરૂરનો મોખરો મેળવવા

---

૧ ચંદ્રગુપ્તે સેલ્યુકસનું આધિપત્ય સ્વીકાર્યું એવી નીચેની માન્યતા હાઇ સ્મિથ આગળ અલેક્ઝાંડરે હણી દેશી વેલીઓને ચંદ્રગુપ્તે માન આપ્યું એ વાત સિવાય બીજી બધી બાબતોમાં બીનપાયાદાર છે. ચંદ્રગુપ્તે પોતાના ૬૦૦૦ હાથીમાંથી ૫૦૦ તેને આપ્યા, તેના બદલામાં ૪ મોટા પ્રાંતો તેને આપી સેલ્યુકસ હિંદમાંથી પાછો હઠ્યો એ બાબત, તથા તેણે ચંદ્રગુપ્તની સાથે લગ્નસંબંધ બાંધ્યો તથા તેણે એના દરબારમાં એલચી મોકલ્યો—એ બધી બાબતો તે રાજાઓ વચ્ચેનો ખરો સંબંધ ચોખ્ખી રીતે બતાવી આપે છે. હિંદના સમ્રાટ માટે મેગાસ્થનીસ અતિ આદર બતાવે છે, અને પોતે કોઈ ખંડીઆ રાજાના દરબારમાં ઉપરી રાજ્યના પ્રતિનિધિ તરીકે રહ્યો હોય એવી માન્યતા ધારણ કરવાની હિંમત કરી નથી. એરિઆનાનો કેટલો ભાગ અપાયો તે માટે પરિશિષ્ટ ય જુઓ.

તેની પછી આવનારા અંગ્રેજો નિષ્ફળ નિસાસા નાંખી રહ્યા છે, અને જે સોળમા તથા સત્તરમા સૈકામાં મોગલ બાદશાહો પુરેપુરો હસ્તગત કરી શકયા નહોતા, તેનો કબજો હિંદના આ પહેલા સમ્રાટે આજથી બે હજાર વર્ષ પૂર્વે મેળવ્યો હતો.

આશરે અઢાર વર્ષના અરસામા ચંદ્રગુપ્તે પંજાબ તથા સિંધમાંથી મેસીડોનીઆની પલટણો હાંકી કાઢી, વિજેતા સેલ્યુકસને પાછો હઠાવી નમાવ્યો, અને ક્રમજક્રમ ઉત્તર હિંદના અને એરિઆનાના મોટા ભાગનો નિષ્કંટક સર્વોપરી રાજા થઈ પડયો. આવાં પરાક્રમોને લીધે ઇતિહાસમાં મશહૂર મહાનમા મહાન અને સફળ રાજ્યકર્તાઓમાં ઉચું સ્થાન મેળવવા તે લાયક બને છે. ચંદ્રગુપ્તના જેવું વિસ્તીર્ણ અને વિવિધતાપૂર્ણ રાજ્યનો વહિવટ કાંઇ નિર્બળતાથી થઈ શકે નહિ. જે મજબૂત હાથે તે રાજ્ય પ્રાપ્ત થયું તેની તેના નિભાવ માટે પણ જરૂર હતી અને પરિણામે રાજ્યવહીવટ કડક સખતાઇથી ચલાવવામાં આવતો.[૨] સેલ્યુકસના પાછા હઠયા પછી ૭ વર્ષે કા તો ચંદ્રગુપ્ત રાજ્ય છોડી વાનપ્રસ્થ થયો કે મરી ગયો (ઇ. સ. પૃ. ૨૯૮) અને રાજ્યનો વારસો 'અમિત્રઘાત'ની ઉપાધિથી ઓળખાતા પોતાના પુત્ર બિંદુસારને આપ્યો.

ઈ. સ. પૂ. ૩૦૩ માં અથવા એટલામાં સંધિ થઇ કે તરત જ સલ્યુકસે એરેકોઝિયાના હાકેમ સિબીર્ટિઓસના હાથ નીચે નોકરી કરતા મેગાસ્થનીસ નામના અમલદારને ચંદ્રગુપ્તના દરબારમા

૨. જસ્ટિનિયન xv. ૪. અને મેગાસ્થનીસે આપેલી વિગતો. ચંદ્રગુપ્તની બાબતમાં જસ્ટિનિયનના સંગ્રહમાં આપેલો ફકરો ઘણો અગત્યનો છે વિવિધ ગ્રીક તથા રોમન લેખકોની સાબીતિઓ મેકક્રિન્ડલનાં પુસ્તકોમાં અને વિલ્સને કરેલા મુદ્રારાક્ષસના તરજુમાની પ્રસ્તાવનામાં એકત્ર કરવામાં આવી છે. ઘણુંખરૂં પાંચમા સૈકામાં રચાયેલા એ નાટકમાં ખાત્રીથી ખરી ઐતિહાસિક પ્રણાલી ગત કથા અંતર્ગત થયેલી છે અને મેં તેનો સાવધાનથી ઉપયોગ કરેલો છે.

એલચી તરીકે મોકલી આપ્યો એ એલચી હિંદી મહારાજ્યના પાટનગર પાટલીપુત્રમા, હાલના પટણામા ઘણા લાબા સમય સુધી રહ્યો તેણે પોતાનો પરવારતો વખત હિંદના ભૂગોળ, પેદાશો તથા સસ્થાઓનો ઉત્તમ અહેવાલ લખવામા કામે લગાડ્યો અત્યારસુધી એજ અહેવાલ એ વિષયપર મુખ્ય પ્રમાણરૂપ લેખવામા આવે છે બીજાઓ તરફથી મળતી ખોટી ખબરોથી ભૂલથાપ ખાવા છતા એના જાત અવલોકનમા આવેલી બાબતો માટે તો મેગાસ્થનીસ ખરો અને વિશ્વસનીય સાહેદ છે અને ચન્દ્રગુપ્તના દિવાની તથા લશ્કરી વહીવટનો તેણે આપેલો આબેહુબ અહેવાલ વિના સકોચે ખરો અને ચોક્કસ માની શકાય[1] એ અહેવાલ તુટક રૂપમા સચવાયેલો હોવા છતા એટલો બધો વિગતવાર અને માહિતીથી ભરેલો છે કે વર્તમાન સમયના તેના વાચકને ઈલિઝાબેથના સમકાલીન અકબરની પહેલાના કોઈ પણ હિંદી રાજ્યની સસ્થાઓ કરતા ચન્દ્રગુપ્તની સસ્થાઓની વધુ બાબતમા ઘણી ઝીણી માહિતી મળે છે

---

૧ મેગાસ્થનીસના લેખના ટુકડાઓનો સ્વાનબેક 'મેગાસ્થનીસ ઇંડિકા' એ નામ નીચે (બૉન ૧૮૪૬) સગ્રહ કરેલો છે અને મેકક્રિન્ડલે 'એન્શ્યન્ટ ઇંડિયા એઝ ડીસ્ક્રાઇબ્ડ બાઇ મેગાસ્થનીસ એન્ડ એરિયન' નામના પુસ્તકમા (ટ્રબ્નર-લડન ૧૮૭૭) તેનો તરજુમો કરેલો છે એરિયન વ્યાજબી રીતે (ઇંડિકા ૧૭) નીઆર્કોસ તથા મેગાસ્થનીસને વિશ્વસનીય પુરૂષો તરીકે સાથે મુકે છે કેટલીક મુસાફરોની વાતો મેગાસ્થનીસે સ્વીને તેવી ફરી આપેલી છે તેથી કટાળી સ્ટ્રેબો ગેરવ્યાજબી રીતે તેને જુઠા તરીકે વખોડી નાખે છે મેગાસ્થનીસે એકઠી કરેલી માહિતીની પુરવણી બીજા લેખકોના લખાણોથી થાય છે મેગાસ્થનીસ વિષેની આપણી માહિતી માટે ૨૨ લેખકોના આપણે ઋણી છીએ તેમણે જ તે લેખકોના લેખોના ટુકડા પણ સાચવી રાખ્યા છે એ લેખકોની યાદી માટે સ્વાન બેકના ઉપર દર્શાવેલા પુસ્તકનુ પરિશિષ્ટ I જુઓ મેકક્રિન્ડલના ૪ પુસ્તક ગ્રીક તથા રોમન લેખકોના લેખોમા પ્રાચીન હિંદ વિષેના ફકરાનો સૌથી પહેલો સપૂર્ણ સગ્રહ આપે છે

ઇસ્વી સન પૂર્વે પાંચમા સૈકામાં સ્થપાયેલું, શાહી પાટનગર પાટલિપુત્ર, સોન તથા ગંગાના સંગમથી બનેલી છીભ જેવી જમનની પટી પર સોનને ઉત્તર કિનારે અને ગંગાથી થોડા માઇલ દૂર આવેલું હતું. એ જ જગા પર આજે દેશી વસતીવાળું પટણા શહેર તથા અંગ્રેજની વસતીવાળું બાંકિપુરનું સુંદર સ્ટેશન આવેલું છે; પણ ઘણા સૈકા પહેલા એ નદીઓએ તેમના માર્ગ બદલ્યા છે, અને હાલ તેમનો સંગમ પટણાની ઉપરવાડે ૧૨ માઇલ પર દિનાપુરની છાવણી આગળ થાય છે. તેના હાલના વારસની તળે દટાયેલું તે પ્રાચીન શહેર, તેની માફક ૯ માઇલ લાંબા તથા ૧½ માઇલ પહોળા સાકડા સમાંતર ચતુષ્કોણ આકારે હતું. ચોસઠ દરવાજાવાળા જાડા લાકડાના કોટથી તે રક્ષાયેલું હતું. તે કોટને ૫૭૦ બુરજ હતા અને બહાર સોનના પાણીથી ભરેલી પહોળી અને ઉંડી ખાઇથી તે રક્ષાએલો હતો.[1]

---

૧. લેફ. કર્નલ વેડલનું પુસ્તક 'ડિસ્કવરી ઑફ ધી એક્ઝેક્ટ સાઇટ ઑફ અશોક'ઝ ક્લાસિક કૅપિટલ ઑફ પાટલિપુત્ર (કલકત્તા ૧૮૯૨, અને પુનઃ શોધિત ૧૯૦૩) જુઓ લાકડાના કોટના કેટલાક ટુકડા જડયા છે. બાંકિપોર અને પટના વચ્ચેની આગગાડીની સડકની દક્ષિણે આવેલા કુમારાહાર નામના ગામડાનાં ઘર અને ખેતરો નીચે મૌર્ય મહેલોમાંનો એક દટાયો પડયો છે મુંબાઇવાળા સ્વ. રતન ટાટાને ખર્ચે કુમારાહાર આગળ આર્કીઓલૉજીકલ સર્વેના ડૉ. સ્પૂતરે કરેલાં ખોદકામોમાં સો સ્તંભવાળો એક મોટો ઓરડો નીકળી આવ્યો છે. પર્સિ પોલિસના નમુના પર તે રચાયો જણાય છે. એ કામ હજુ ચાલુ છે. પણ ઘણાંજ જાણવા જોગાં પરિણામોની આશા રખાય છે. એનો અહેવાલ કંઈક અંશે એન્યુ રીપો આર્કી. સર્વે ઑફ ઇંડિયા, ઈસ્ટર્ન સર્કલ, ૧૯૧૨–૧૩. પૃ ૫૫–૬૧; માં છે. સર જે. મારલિને સાંચિ આગળ મૌર્ય સમયનો એક ચૈત્ય મંડપ જડયો છે. સરદારગલી અને કુલુખાનના બાગની પાસે એક જનાનામાં અશોકનો સ્તંભ છુપાયેલો છે, તેની પાસે હુએનત્સાંગે વર્ણવેલો બીજો એક મહેલ હતો. (પી. સી. મુકરજીનો અપ્રસિદ્ધ રીપોર્ટ). ફા. હિયાનના કહ્યા પ્રમાણે અશોકે સ્થાપેલું

ગજમહેલ ઘણે ભાગે લાકડાનો બનેલો હોવા છતા સુસા અને એકબટાના મહેલો કરતા તે ભભકા અને ભવ્યતામા ચઢીઆતો ગણાતો હતો તેના સોનેરી ઢોળવાળા થાભલા સોનાની વેલ અને ચાંદીના પખીઓથી શણગારવામા આવ્યા હતા રાજમહેલનુ મકાન વિસ્તીર્ણ ઉદ્યાનની મધ્યમા આવેલુ હતુ તેમા વિવિધ પ્રકારના સુશોભિત છોડ તથા વૃક્ષ આવેલા હતા અને ઠામ ઠામ મત્સ્યોથી ભરેલી ગૃહદીર્ઘિકાઓ ટપકાયેલી હતી

અહી રાજદરબાર જગલી અને વિલાસી ઠ્ઠાદમાથી ભરવામા આવતો હતો હેમના પાત્ર-મોટા પ્યાલા, કેટલાક છ ફીટ પહોળા, ઉત્તમ નકશીવાળા મેજ અને સિંહાસનો, જવાહીરથી મઢેલા તામ્રપત્રો, અને કિંમતી તથા ભભકાદાર ભરતકામવાળા ઝભ્ભાઓ પુષ્કળ પ્રમાણમા જોવામા આવતા હતા અને તેમને લીધે જાહેર પ્રસગોના ઝળહળાટમા ઘણો ઉમેરો થતો જાહેર પ્રસગોએ રાજા જાહેરમા દેખા દેવા કૃપાવત થતો, ત્યારે તે મોતીના ઝુમતાથી શણગારેલી સોનાની પાલખીમા આવતો અને લાલ અને સોનેરી ભરતકામવાળી ઝીણી મલમલના કપડા પહેરતો ટુકી મુસાફરી વખતે તે ઘોડે બેસતો, પણ મુસાફરી લાબી હોય ત્યારે હાલના રાજાની પેઠે તે સોનાના સાજવાળા હાથી પર સ્વાર થતો હાલના રાજાઓના દરબારમા છે તેમ સાઠમારી બહુ લોકપ્રિય તમાશો હતો અને રાજા આખલા, ઘેટા, હાથી ગેંડા, અને બીજા જાનવરોની લડાઈ જોવામા બહુ આનદ લેતો મલ્લ યુદ્ધોના દગલ પણ કરી બતાવવામા આવતા હાલના યુગમા અપરિચિત એવી એક વિચિત્ર રમત બળદીઆની સરતની હતી એમા ખૂબ હોડો બકાતી અને રાજા પણ ઘણા ધ્યાનથી તે જોતો એ સરતની દોડ ૩૦ સ્ટેડિઆ એટલે ૬૦૦૦ વારની હતી

નિ-લિ ગામ, કુમારાહારના ખડિયેરોથી બતાવાય છે પાટલિપુત્ર ઘણે ભાગે નદીઓથી ઘસડાઈ ગયાનુ માનવામા નનિગહામની ભૂલ હતી. પટના C અ ૨૫°૩૭ પૂ રે ૮૫°-૧૦ મા

એ સરતમાં રથ દોડાવવામાં આવતા અને તે રથને વચમાં ઘોડો તથા બંને બાજુ બળદ એવી મિશ્ર જોડ જોડવામાં આવતી. સ્વારીનાં ડમણાંને હજુ પણ ગદ ચાલવાળાં ગોધાં હિંદુસ્તાનના ઘણા ભાગમાં મોટા પ્રમાણમાં જોડવામાં આવે છે. પણ સરત દોડનાર બળદની જાત તો લુપ્ત થઈ જણાય છે.

રાજાની મુખ્ય ક્રીડા મૃગયા હતી અને તે બહુ વિધિસર કરવામાં આવતી. આતરેલા જંગલના ભાગમાંથી શિકારને રાજાએ રોકેલા માંચડા તરફ હાંકવામાં આવતો અને ત્યાંથી તે તેને તીરથી વીંધી નાંખતો. જો શિકાર ખુલ્લા મેદાન પ્રદેશમાં થતો તો રાજા હાથી પર બેસી શિકાર કરતો. શિકાર વખતે હથિયારબંધ સ્ત્રી પતિહારીઓ હાજર રહેતી. આ દાસીઓ પરદેશોમાથી ખરીદવામાં આવતી અને પ્રાચીન હિંદી રાજાઓના દરબારમાં તેના વગર ચાલતું નહિ. રાજાના સરઘસને પસાર થવાનો માર્ગ દોરડાંથી મર્યાદિત કરવામા આવતો અને તેનું અતિક્રમણ કરનારને દેહાત દંડ દેવામા આવતો. ચંદ્રગુપ્તના પૌત્ર અશોકે ઇ. સ. પૂ. ૨૫૯ માં મૃગયાની સંસ્થા સદંતર કાઢી નાખી.

સામાન્ય રીતે રાજા આ વીર સ્ત્રીઓથી રક્ષાયેલો અંતઃપુરમાં જ રહેતો અને ફરીઆદો સાંભળવા, યજ્ઞ કરવા કે લશ્કરી કે મૃગયા નિમિત્તની સ્વારીમા ચઢતી વખતે જ જાહેરમાં દેખા દેતો. દિવસમાં અરજ સાંભળવા તથા જાતે ન્યાય ચુકવવા નિદાન એક વાર તે જાહેરમાં દર્શન દે એવી આશા રાખવામાં આવતી હતી. હાલના હિંદીઓ પેઠે ચંદ્રગુપ્તને માલેશનો અથવા શરીર ચંપાવવાનો શોખ હતો અને એવો રિવાજ હતો કે જાહેર દરબાર વખતે તેણે તે શોખ કરવો. તે ન્યાય ચુકવતો હોય તે વખતે ચાર આદમી અબનુસના વેલણથી તેના અંગની ચંપી કરતા હતા. હિંદી દરબારપર ભારે અસર કરનાર ઇરાની રિવાજ મુજબ રાજા પોતાની જન્મગાંઠને દિવસે

પોતાના વાળ ધોતો[1] એ પ્રસગે ભારે ઉત્સવ મનાતો, અને તે પ્રસગે ઉમરાવો પાસેથી ભારે નજરાણાની આશા રાખવામા આવતી

આ બધા સોના અને ઠાઠ અને આટઆટલી સૂક્ષ્મ સાવચેતી છતા રાજાનો જીવ તો ફીકરમા જ રહેતો રાજાની જીદગી એટલી બધી વાર છુપા કાવતરાથી જોખમાતી કે દિવસના સુવાનુ અથવા એક જ ઓરડામા લાગલાગટ બે રાત સુવાનુ જોખમ વહોરવાની હિમત તે ધરી શકતો નહિ રાજાને ઝેર દેનારના તથા ભોજન વાટે તેના સુવાના ઓરડામા રાતના છાનામાના દાખલ થઈ તે સુતો હોય તેવામા તેને મારી નાખવા મોકલેલા બહાદુર મારાઓના છુપા કાવતરા શોધી કાઢવામા રાજાના બ્રાહ્મણ મત્રીની નિપુણ ઝીણવટનો નાટયકાર બહુ તાદૃશ ચિતાર આપે છે

**લશ્કરી બળ**

જે લશ્કરની સહાય વડે ચદ્રગુપ્તને રાજ્ય તથા ગાદી મળ્યા હતા, તેનુ સખ્યાબળ ઘણુ મોટુ રાખવામા આવ્યુ હતુ, અને પૂર્વ દેશોના ધોરણે જોતા તેની કાર્યક્ષમતાનુ ધોરણ ઘણુ ઉચુ રહે એવી રીતે તેના સરજામ, વ્યવસ્થા તથા વહીવટ રાખવામા

---

૧ સ્ટ્રેબો XV, ૬૯, હીરોડોટસ, IX ૧૧૦ માસિસ્ટિસની ભયકર પત્નીના સબધમા હીરોડોટસ એ બાબત જાહેર કરે છે ઈરાનીઓનો વાળ ધોવાનો ઉત્સવ રાજાની જન્મગાઠને દિવસે ઉજવવામા આવતો હતો તેથી તેનુ હિદી અનુકરણ પણ તેવે જ પ્રસગે ઉજવાતુ હશે એમ માની શકાય (પર્શિયન ઇન્ફ્લુઅન્સ ઓન મૌર્ય ઇન્ડિયા, ઇન્ડિ એન્ટિ ૧૯૦૫ પૃ ૨૦૧) હાલમા ઘણા હિદુઓની તરફદારીના વિષયરૂપ બોડા માથા પ્રાચીન હિદમા પસદ કરવામા નહોતા આવતા આપણને જણાવવામા આવે છે કે હિદીઓ વારેઘડીએ માથાના વાળ ઓળે છે પણ ભાગ્યે જ તેમને કાપે છે દાઢી તો તેઓ કદી કાપતા નથી પણ તે સિવાયના મોના બધા ભાગ પરથી વાળ કાઢી નાખે છે અને તેથી તે ચળકાટ મારતુ દેખાય છે (કર્ટિયસ, VIII. ૮)

આવતાં હતાં. જરૂર પડે ત્યારે પ્રજાજનમાંથી ઉભું કરી શકાય એવું એ લશ્કર નહોતું, પણ તે જાથુકનું હતું અને તેને ઉદાર હાથે તથા નિયમિત રીતે પગાર આપવામા આવતો, અને સરકાર તરફથી તેને ઘોડા, હથિયાર, સરંજામ અને બીજો જોઇતો સામાન પુરો પાડવામાં આવતો.[1] મહાપદ્મનંદના હાથ નીચેના લશ્કરમાં ૮૦,૦૦૦ ઘોડેસ્વાર, ૨૦૦,૦૦૦ પાયદળ, ૮,૦૦૦ રથ તથા ૬,૦૦૦ યુદ્ધના હાથી હતા. એ મોટા લશ્કરમા ચંદ્રગુપ્તે બહુ વધારો કર્યો હતો. તેણે પાયદળ લશ્કરને વધારી ૬૦૦,૦૦૦ નું કર્યું હતું. વળી તેની પાસે ઘોડેસ્વાર ૩૦,૦૦૦ હતા, લડાયક હાથી ૯,૦૦૦ તથા તે ઉપરાંત રથ હતા, અને એ બધા નિયમિત પગારદાર સ્થાયી ખાતામાં ચડાવવામાં આવ્ય હતાં.[2] રાજાની સેનામા હાથીનો વિભાગ બહુ અગત્યનો ગણાતો હતો, કારણ કે ચાણાક્યના મતાનુસાર 'દુશ્મનની સેનાના નાશનો આધાર હાથીઓ ઉપર છે.'[3]

દરેક ઘોડેસ્વાર ગ્રીક લોકોને 'સોનિયા' નામથી પરિચિત ભાલાને મળતા બે ભાલા તથા એક ઢાલ રાખતો. પાયદળનો દરેક સિપાઈ તેના મુખ્ય હથિયાર તરીકે એક તલવાર અને તે ઉપરાંત વધારાનાં હથિયાર તરીકે બરછી અથવા તીરકામઠાં રાખતો. ભોંયપર રહેતા કામઠીના છેડાપર ડાબો પગ દબાવી તેની મદદથી તીર ફેંકવામાં આવતું. તે એટલા જોરથી જતું ઢાલ કે છાતીપરનું બખ્તર તેની સામે ટકી શકતું નહિ.[4]

દરેક રથ બે અથવા ચાર ઘોડાથી ખેંચાતો હતો અને તેમાં સારથી ઉપરાત બે યોદ્ધાનો સમાવેશ થતો. હાથી ઉપર મહાવત ઉપરાંત ત્રણ કામઠીવાળા રહેતા. આ હિસાબે ૯,૦૦૦ હાથી ઉપર

---

૧. ડાયોડોરસ, ii, ૪૧.
૨. પ્લિની, vi, ૧૯; પ્લુટાર્ક, એલેગ્ઝાંડર પ્રકરણ ૬૨.
૩. અર્થશાસ્ત્ર, પુસ્તક ૭, પ્રકરણ ૧૧ (ઇન્ડિ. એન્ટિ. ૧૯૧૦, પૃ. ૬૮).
૪. એરિયન, ઇંડિકા, પ્રકરણ ૧૬.

૩૬,૦૦૦ યોદ્ધા હતા એવો અર્થ સૂચવાય છે અને રથ મહાપદ્મનદના કરતા વધારે નહોતા એમ ધારીને ૮,૦૦૦ ગણીએ તો તેના ઉપયોગ માટે ૨૪૦૦૦ આદમીનો ખપ પડતો હશે આ પ્રમાણે જોતા લશ્કરમા સિપાઇઓની કુલ સખ્યા ૬૦૦,૦૦૦ પાયદળ, ૩૦,૦૦૦ ઘોડેસ્વાર, ૩૬,૦૦૦ હાથીપરના સિપાઇ તથા ૨૪,૦૦૦ રથપરના સિપાઇ મળી—અનુચર તથા નોકરોને બાદ કરતા ૬૯૦,૦૦૦ કુલ થાય

પ્રથમ દર્શને ન માની શકાય એવા મોટા આ આકડા, પાછના યુગોમા હિંદી રાજાઓએ યુદ્ધમા મહા પ્રમાણુ લશ્કરો વાપરેલા જાણીએ છીએ તેથી જ ખરા હોય એમ માની શકીએ છીએ દાખલા તરીકે સોળમા સૈકામા વિજયનગરના રાજાનો સમકાલીન પોર્તુગીઝ ઇતિહાસકાર ન્યુનેઝ લખે છે કે તે રાજા રાયચુર સામે ૭૦૩,૦૦૦ પાયદળ, ૩૨,૬૦૦ ઘોડેસ્વાર તથા ૫૫૧ હાથીનુ લશ્કર તથા તે ઉપરાન્ત છાવણી જોડે આવનારાઓનુ મોટુ લશ્કર લઈ ગયો હતો[1]

**યુદ્ધ ખાતુ**

ચન્દ્રગુપ્તના હાથ નીચેનુ જબરૂ લશ્કર હિંદમા મોટામા મોટુ હતુ અને તે ખૂબ કાળજીથી વ્યવસ્થિત કરેલા યુદ્ધ ખાતાના દોરવણી અને વહીવટ નીચે રાખવામા આવ્યુ હતુ ત્રીસ સભ્યોના એક મડળને છ પચ-સમિતિમા વહેચી નાખવામા આવ્યુ હતુ દરેક પચ સમિતિ પાચ સભ્યોની હતી અને તેમને નીચે મુજબ ખાતા સોપવામા આવ્યા હતા સખ્યાક ૧ ની પચ સમિતિને નૌકાધીપના સહકારમા નૌકા ખાતું, સખ્યાક ૨ ના પચ સમિ-

૧ સ્ટ્રેબો, xv, ૫૨, ઇરિયન, xiii, ૧૦, ૫ળ્વણમા પોરસનો દરેક રથ ચાર ઘોડાથી ખેચાતો હતો તથા તેમા ૭ માણસો બેસવાની ગોઠવણ હતી તેમાના બે ઢાલવાળા રથની દરેક બાજુએ મુક્ય એક એક કામઠીવાળો, તથા બે હથિયારબધ સારથીઓ રહેતા, કારણ કે પાસે આવી જતા હાથો હાથની ઝપાઝપી ચાલતી ત્યાર તેઓ લગામ છોડી દેતા અને દુશ્મન પર ઉપરાચાપરી તીર ફેકતા (કર્ટિયસ VIII ૧૪)

તિને માલ લઇ જવા લાવવાનું ખાતું, મોદીખાતું અને લશ્કરમાં જોઇતા ઘાસીઆ, કારીગર, અશ્વપાળ, નગારચીઓ વગેરે પુરા પાડવાનું ખાતું; સંખ્યાંક ૩ ની પંચ સમિતિને પાયદળ; સંખ્યાંક ૪ ની પંચ સમિતિને ઘોડેસ્વાર લશ્કર; સંખ્યાંક ૫ ની પંચ સમિતિને યુદ્ધના રથ અને સંખ્યાંક ૬ ની સમિતિને યુદ્ધના હાથીનું ખાતું એમ ખાતાં સોંપવામાં આવ્યાં હતા.

**કાર્યક્ષમ વ્યવસ્થા**

પ્રાચીન કાળથી બધા હિંદી લશ્કર સાધારણ રીતે ઘોડેસ્વાર, પાયદળ, હાથી તથા રથ એમ ચાર અંગનાં બનતાં ગણવામાં આવે છે. આ દરેક અંગ કુદરતી રીતે એક એલાહેદા સત્તાધીશના હાથ નીચે રહે એમ હતું. બધાં અંગને જોઇતી ચીજો પુરૂં પાડવાનું ખાતું તેમજ નૌકા ખાતું એ એનો વધારો ચંદ્રગુપ્તની પ્રતિભાનું પરિણામ છે. એની વ્યવસ્થા લખાણમાં જેવી પદ્ધતિસર છે તેવી જ વ્યવહારમાં પણ કાર્યક્ષમ હશે, કારણ કે એનાથી એ આખા હિંદપર ફરી વળી તેને વશ કરી શક્યો એટલું જ નહિ, પણ તે મેસીડોનીઆની પલટણોને હિંદ બહાર કાઢી શક્યો તથા સેલ્યુકસની ચઢાઇને પાછી હઠાવી શક્યો હતો.

**દિવાની વહીવટ**

ચંદ્રગુપ્તના રાજ્યના દિવાની વહીવટની વિગતો જોઇએ તેટલી વિપુલ નથી તોપણ તેના રાજ્યતંત્રનો ખ્યાલ આપવા માટે પુરતી છે. એ તંત્ર રાજાની અંગત આપખુદીપર આધાર રાખતું હોવા છતાં કેવળ સ્વચ્છંદી જુલમ કરતાં કાંઇક વધારે સારૂં હતું.

**સુધરાઈ પંચ**

પાટનગર પાટલિપુત્રના વહીવટની વ્યવસ્થા સેના-મંડળના ત્રીસ સભ્યો જેટલાજ સભ્યોના મંડળની નીમણોકથી કરવામાં આવી હતી. તે મંડળને પાંચ પાંચ સભ્યોની બનેલી છ

**જન્મ, મરણના આંકડા**

ત્રીજી પંચ સમિતિ જન્મ મરણની નોંધ માટે જવાબદાર હતી અને આપણને ચોક્કસ રીતે માહિતી આપવામા આવે છે કે સરકારની જાણને માટે તેમજ કર નાંખવાની સગવડ માટે એવી નોધ રાખવાની ફરજ પાડવામા આવતી હતી. ઉપર જે કરનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે વર્ષે દહાડે માથાદીઠ આટલું એવો માથા વેરો કદાચ હશે. સાધારણ પૌર્વાત્ય સરકારોની બેમિસલ પદ્ધતિના જાણકારને ચંદ્રગુપ્તની આ જન્મ તથા મરણની નોધથી જેટલું આશ્ચર્ય લાગે છે તેટલું તેના બીજા કોઇ ધારા ધોરણથી લાગતું નથી. હાલના સમયનાં કોઈ પણ રાજાએ આવું કામ સ્વતંત્ર રીતે દાખલ કર્યાનું સાંભળવામાં આવ્યુ નથી અને 'ઉચ્ચ કે નીચ કોઇમાં જન્મ મરણ છુપા ન રહે' એવી કાળજી કોઇ જુંના સમયનો રાજા રાખતો હશે એવી કલ્પના જ અસંભવિત છે. અટપટી વ્યવસ્થાવાળા તથા જન્મ મરણના આકડાની માહિતીની અગત્યને સમજનાર હાલની અંગ્રેજ સરકારે ઘણા અર્વાચીન સમય સુધી એવા આકડા એકઠા કરવાનો યત્ન કર્યો નહિ અને એ આંકડાઓમા વ્યાજબી ચોકસાઇ મેળવવામા તેને ઘણી મુસ્કેલી અનુભવવી પડી છે.

**વેપાર**

વેપાર તથા ધંધાનો અગત્યનો વિભાગ ચોથી પંચ સમિતિને હાથ હતો. એ વેચાણનું નિયમન કરતી અને યોગ્ય રીતે છાપેલાં તોલ તથા માપનો ઉપયોગ કરાવતી. વેપારીઓ પરવાનાનો કર ભરતા, અને એક કરતાં વધારે ચીજોનો વેપાર કરનારને બેવડું આપવું પડતું.

**કારખાનાં**

આજ રીતે કારખાનાંપર દેખરેખ રાખવા માટે પાંચમી સમિતિ હતી. એક વિચિત્ર ધારાથી નવા માલને જુના માલથી જુદો પાડવામાં આવતો

અને એ ધાગાના ભગ માટે દંડ કરવામા આવતો આમ કરવાનુ કારણ એવુ હતુ કે અમલદારની મંજુરી મેળવ્યા સિવાય, વેચાણથી કે ગીરોથી જુના માલની લેવડદેવડની મના કરવામા આવી હતી અને આવા માલનુ વેચાણસાટાણુ અમુક સરતેજ કરવા દેવામા આવતુ

**વેચાણપર દશાંશ ભાગ**

વેચાયેલા માલની કિંમતનો દશમો ભાગ ઉઘરાવવો એ છઠ્ઠી અને છેલ્લી પંચ સમિતિનુ કામ હતુ એ કરની ચોરી કરવાના ગુનાહ બદલ મરણની સજા થતી વેચાણપર આવો કર લેવાનુ હિંદમા તો સામાન્ય છે પણ ચંદ્રગુપ્તે નક્કી કરેલી ભારે સજાથી તે ભાગ્યે જ ઉઘરાવવામાં આવ્યો છે

**સાધારણ સુધરાઇ વહિવટ**

આપણને મળેલી વિગતવાર માહિતી પાટનગર પાટલિપુત્રના સુધરાઈ વહિવટને લગતી છે, પણ તક્ષશિલા, ઉજ્જયિની અને રાજ્યના બીજાં મોટા શહેરની વ્યવસ્થા એવા જ સિદ્ધાંત તથા એને મળતી પદ્ધતિએ ચાલતી હશે એવુ અનુમાન કરવુ તદ્દન વ્યાજબી છે અશોકનું 'પ્રાંતિક ફરમાન' કલિંગમા આવેલા તોશાલી શહેરના ઉપરી અમલદારને ઉદ્દેશી કરવામા આવેલુ છે

ઉપર વર્ણવેલી ખાતાની ખાસ ફરજો ઉપરાંત સુધરાઇના સભ્યો તેમના સમષ્ટિ રૂપમા શહેરની તમામ બાબતોની દેખરેખ માટે તેમજ બજારો, મંદિરો, બંદરો અને સામાન્ય રીતે બોલતા બધા જાહેર કામોને વ્યવસ્થિત રાખવા માટે જવાબદાર હતા[1]

૧ સ્ટ્રેબોમાં ટુકરો XXXIV, સ્ટ્રેબોમાથી XV, ૧, ૫૧, મેકક્રિંડલે એનશિયન્ટ ઇન્ડિયા એઝ ડિસ્ક્રાઈબ્ડ બાઇ મેગાસ્થનીસ એન્ડ એરિયન'માં પૃ ૮૭ ઉપર અને વળી પાછા 'એન્શિયન્ટ એઝ ડિસ્ક્રાઈબ્ડ ઈન ક્લાસિકલ

**સુબા**

દૂરના પ્રાંતોનો વહિવટ સુબાઓને સોંપવામાં આવ્યો હતો અને તે સામાન્ય રીતે ઘણુંકરીને રાજ્યકુટુંબના આદમી હતા. સુબાગીરિ બાબતની માહિતી ચંદ્રગુપ્તના રાજ્ય કરતાં અશોકના રાજ્યની વધારે સંપૂર્ણ હોવાથી, અશોકની રાજ્યવહિવટની પદ્ધતિ ચર્ચાશે ત્યારે તેનો ફરી ઉલ્લેખ કરવામાં આવશે.

**અખબાર–નવીસ**

પૌર્વાત્ય રાજશાહીના સામાન્ય શિરસ્તાને અનુસરી સરકાર હાલમાં અખબાર નવીસ નામથી ઓળખાતા ખાસ પ્રતિનિધિઓ દ્વારા દૂરના અમલદારો પર નજર રાખતી. ગ્રીક લેખકો તેમને નિરીક્ષક અથવા 'દ્રષ્ટા' તરીકે ઓળખતા. અશોકનાં ફરમાનોમા તેઓ 'રાજપુરૂષ' (પુલિસાનિ સ્તંભ આજ્ઞા vi) અને

---

લિટરેચર' માં પૃ ૫૪ પર તર્જુમો કરેલો છે એવા જ નિયમો લગભગ અર્વાચીન સમય સુધી ઉપયોગમા ચાલુ હતા. ફ્રેન્ચ મુસાફર ટેવર્નિયર (પ્હેલી આવૃત્તિ ૧૬૭૫) આપણને કહે છે કે કાશીમાં બે હાટ હતા ' અને ત્યાં લોકો સુતરાઉ તથા રેશમી માલ અને બીજો સામાન વેચતા. વેચનારમાંના ઘણા તો એ ટુકડા બનાવનારાજ હતા. આ રીતે પરદેશીઓ તે માલ સીધો તેના બનાવનારની પાસેથીજ લઇ શકતા. આ કારીગરોને વેચવા માટે માલ કાટતાં પહેલાં કબાલાવાળા પાસે (વેચાણ પર કર ઉઘરાવનાર પાસે) છીટ તથા રેશમના ટુકડા પર રાજાની છાપ લગાવવા જવું પડે છે, કારણ કે તેમ ન કરે તો, તેમનો દંડ કરવામાં આવે છે અથવા ફટકા મારવામાં આવે છે. (વ. બૉલ, તરજુમો ટેવર્નિયર ટ્રાવેલ્સ ઇન ઇંડિયા, I, ૧૧૮)

મૌર્ય સમયમાં પણ કાશીનું સુતરાઉ કાપડ પ્રખ્યાત હતું એ જાણવા જેવી બાબત છે. સારામાં સારી જાત દક્ષિણમાં મદુરાથી, કોંકણ, કલિંગ, કાશી, વગ, વત્સ કે કૌશંબી અને માહિષ્મ તીક્ષ (નર્મદા પર માંધાતા) આવતી હતી (અર્થશાસ્ત્ર પુસ્તક ૨, પ્રકરણ ૧૨, ). બંદરો સોન અને ગંગા નદી પર હતાં. સોનના જુના માર્ગપર ઇટના ઓવારાનાં અવશેષ હજુ પણ મળી આવે છે.

'પ્રતિવેદક' (શિલા આજ્ઞા VI) તરીકે જણાવવામાં આવ્યા છે. ગામ તથા ગામડામાં જે બને તેની પર નજર રાખી તેની સરકારને છૂપી રીતે જાણ કરવી એ તે અમલદારોનું કામ હતું. એગ્નિન નોંધે છે કે હિંદની રાજશાહીની પેઠે બીજા સ્વતંત્ર રાજ્યોના સત્તાધીશો પણ એવા અમલદારો નીમતા. એ લોકો છાવણી તથા શહેરોમાં આ કામ માટે ગણિકાની મદદ લેવામાં હીણપત નહોતા માનતા અને કોઈ વાર તેમણે પોતાના ઉપરીને વિચિત્ર નિંદાપૂર્ણ ગામગપાટાની બાતમી મોકલવાની હશે. એગ્નિનને આ વાત કહેનારાઓએ ખાતરી આપી હતી કે આ પ્રમાણે મોકલાતી બાતમીઓ હમેશાં ખરી જ હતી અને કોઈ હિંદવાસી પર અસત્ય કથનનો આરોપ મૂકી શકાય એમ હતું જ નહિ, અને જો કે એ ચોક્કસ છે કે પ્રાચીન હિંદના લોક સરળતા તથા પ્રામાણિકપણા માટે ઈર્ષ્યા થાય એવી અને જગજાહેર નામના ભોગવતા હતા,[1] તોપણ ઉપર જણાવેલી બાબત પુરેપુરી અને ચોક્કસ રીતે ખરી છે એ બાબતમાં નક્કી કરી શકાય એમ છે.

**ફોજદારી કાયદાપોથી**

મેગાસ્થનીસે એવું અવલોકન નોંધેલું છે કે તે ચંદ્રગુપ્તની ચાર લાખ માણસની છાવણીમાં રહેતો હતો ત્યારે એક દિવસમાં જાહેર થયેલી કુલ ચોરીઓની રકમ ૨૦૦ ડ્રેક્માઈ એટલે આશરે ૮ પાઉન્ડ કરતાં વધારે થતી નહિ. આ ઉપરથી લોકોના સામાન્ય પ્રામાણિકપણાની અને ફોજદારી કાયદાના વહીવટની કાર્ય-દક્ષતાની સાબિતી મળે છે. કોઈ ગુનો થતો ત્યારે ભયંકર સખતાઈથી દાબી દેવામાં આવતો. સાધારણ અંગચ્છેદથી કોઈને ઈજા કરનાર ગુનેગારનું તે જ અંગ છેદી નાખવામાં આવતું અને તે ઉપરાંત તેનો હાથ કાપી નાખવામાં આવતો. જેને ઈજા થઈ હોય તે આ સરકારી રાજ-કાર્યમાં રોકાયેલો કારીગર હોય તો (ગુનેગારને) મરણની સજા થતી

૧ આ બાબતની સાબિતીનું એકીકરણ મેક્સમુલરે 'ઇન્ડિયા, વૉટ ઈટ કૅન ટીચ અસ' એ પુસ્તકમાં આપેલું છે (એ-ટેનો આવૃત્તિ, ૧૮૮૩, પૃષ્ઠ ૮૪)

ખોટી સાહેદી આપવાના ગુના બદલ હાથ પગનાં આંગળાં કાપી નાંખવામાં આવતાં અને કેટલાક ખાસ નિર્દિષ્ટ નહિ કરેલા ગુનામાં તો ગુનેગારનું માથું સુદ્ધાં નાંખવામાં આવતું. આ સજા ખાસ નાલેસી-ભરી લેખાતી. પવિત્ર વૃક્ષને ઇજા, વેચાયલા માલ પર સુધરાઇને આપ-વાનો દશાંશ કરની ચોરી તથા શિકાર પર જતી રાજાની સ્વારીના માર્ગનું અતિક્રમણ-એ બધા પ્રસંગોમાં દેહાંત દંડની સજા થતી. ફોજદારી કાયદા એકંદરે છુટછાટ વગરની કડકાઈ તથા આદમીની જીંદગીની નહિ જેવી પરવાથી પંકાયેલા હશે, એમ સાબીત કરવા આ સખતાઇના નોધાયેલા દાખલા પુરતા છે.

**જમીન મહેસુલ**

હિંદનો દેશી કાયદો ખેડાણની ભોંયને રાજ્યની મીલકત તરીકે સ્વીકારે છે અને રાજ્યસત્તાનો તેની પર મહેસુલ વસુલ કરવાનો હક્ક માન્ય રાખે છે. એ મહેસુલ કુલ પેદાશનો અથવા તેની રોકડ કિંમતનો ઘણો મોટો ભાગ થવા જાય છે.[૨] સામાન્ય પ્રાચીન રિવાજથી જુદા પડી ખેડાણ ભોંયને ખાનગી મિલકત તરીકે સ્વીકારનાર અંગ્રેજી કાયદા પણ આગ્રહપૂર્વક જાહેર કરે છે કે જમીન મહેસુલ એ ભોંય પર પહેલું માગણું છે; અને તેમાં કસુર થાય તો બધા ભારથી મુક્ત રહે એમ તે જમીનનું વેચાણ કરી તે માગણું વસુલ કરવાની રજા આપે છે. હજુ પણ હિંદના નાણાં પ્રક-રણનો મુખ્ય આધાર જમીન મહેસુલ જ છે. ચંદ્રગુપ્તના સમયમાં પણ તેમજ હશે. એની જમાબંદી અથવા જમીનની કિંમત તથા આંક-ણીની વિગતો સચવાયેલી નથી અને તેની આંકણી દર વર્ષ થતી કે લાંબે અંતરે થતી તે જણાતું નથી. કુલ પેદાશમાંથી ચોથો હિસ્સો સાધારણ રીતે સરકારના હીસ્સા તરીકે લેવામાં આવતો એમ કહેવામાં

---

૨. શાસ્ત્રમાં પ્રવીણ લોકો સ્વીકારે છે કે રાજા જલ તથા જમીન બંનેનો માલીક છે; અને પ્રજાજનો આ બે સિવાય બીજી "બધી 'ચીજો પર માલકી હક્ક ધરાવી શકે (અર્થશાસ્ત્ર પર ટીકા, પુસ્તક ii, "પ્રકરણ" ૨૪)

આવે છે, પણ હાલની પેઠે તે સમયે પણ વ્યવહારમાં ખરેખરી રીતે લેવાતો હીસ્સો ખૂબ બદલાતો રહેતો અને બધા પ્રાંતો જોડે એક-સરખો વહીવટ રાખી શકાય એમ નહોતું તે ઉપરાંત બીજા કેટલાંક નહિ દર્શાવેલા દાણ પણ લેવામાં આવતા લશ્કર સિપાઇનો ધંધો કરતા આદમીઓનું બનેલું હોવાથી લડનાર વર્ગોમાંથી તેની ભરતી કરવામાં આવતી અને ખેતી કરનાર પ્રજાને લશ્કરી નોકરીમાંથી મુક્ત રાખવામાં આવતી યુદ્ધમાં રોકાએલા શત્રુ રાજાઓના ધંધાદારી સિપાઇઓ લડતા તે વખતે ખેડુતો તેમનો ધંધો શાંતિથી કરી શકતા, એ બાબત મેગાસ્થનીસે ઘણા આશ્ચર્ય તથા પ્રેમભરી લાગણી સાથે નોંધી છે

**પીત**

જમીનને પાણીના પવાણની યોગ્ય વ્યવસ્થા એ હિંદમાં મુખ્ય અગત્યની બાબત છે અને જમીનોની માપણી તથા દરેક ખેતરને જીવનપ્રદ પાણીનો યોગ્ય હીસ્સો મળે એવી નહેરોના દ્વારોની વ્યવસ્થા રાખનારી ફરજવાળું ખાસ પીત ખાતું ચન્દ્રગુપ્તે નિભાવ્યું હતું એ ખરેખર તેને માટે મહાન યશની વાત છે આ પીત ખાતાની ફરજના એક ભાગ તરીકે જમીનની માપણીનો ઉલ્લેખ છે તે બતાવી આપે છે કે પવાણના પાણીનો કર લેવાતો હશે અને નહેરોના મુખનો ઉલ્લેખ સૂચવે છે કે નહેરોની નિયમિત પદ્ધતિ હશે.

**સુદર્શન તળાવ**

કાઠીઆવાડમાં ગિરનાર આગળની પ્રખ્યાત શિલા પર ઈ. સ. ૧૫૦ ની સાલ પછી તરતજ ક્ષત્રપ રુદ્રદામને લેખ કોતરાવ્યો, તેની ચાર સદી પૂર્વે તેની ઉપર અશોકે તેની અમર આજ્ઞાઓની પ્રત છપાવી હતી તે સ્પષ્ટ સાક્ષ્ય પૂરે છે કે ઘણા દૂર આવેલા પ્રાંતોમાં પણ મુખ્ય સરકાર પવાણના પ્રશ્ન માટે કેટલી કાળજી રાખતી હતી ગિરનાર સરસી સમુદ્ર પાસે અને મૌર્ય પાટ-

નગરથી ઓછામાં ઓછા ૧૦૦૦ માઇલ જેટલો દૂર આવેલો છે તો પણ સ્થાનિક ખેડુતોની જરૂરીઆત સમ્રાટની નજર બહાર નહોતી. ચંદ્રગુપ્તના પશ્ચિમ પ્રાંતોના સુબા પુષ્પગુપ્ત વૈશ્યે જોયું કે એક નાના ઝરણના પ્રવાહને સેતુ વડે રોકવાથી પીત માટે બહુ ઉપયોગી જલાશય પુરૂં પાડી શકાય એમ છે. આથી એ પહાડની પૂર્વે આવેલા દૂર્ગ તથા તેનાથી આગળ પૂર્વમાં આવેલી 'લેખ-શિલા' ની વચ્ચે તેણે 'સુદર્શન' એટલે 'સુંદર દેખાવવાળું' એક તળાવ રચ્યું. પણ તેને માટે જરૂરના વધારાના જળમાર્ગ તે પુરા કરી શક્યો નહિ. એ માર્ગો ચંદ્રગુપ્તના પૌત્ર અશોકના રાજ્યમાં, તે સમયના ત્યાંના સુબા ઇરાની રાજા તુશષ્પની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવ્યા. મૌર્ય સમ્રાટોના આશ્રય નીચે નિર્માણ થયેલા આ ઉપયોગી કામો ચારસો વર્ષ સુધી ટક્યાં, પણ ઇ. સ. ૧૫૦ ની સાલમા એક અત્યંત ઉગ્ર તોફાને સેતુનો અને તેની સાથે તે તળાવનો નાશ કર્યો.

**સેતુ ફરીથી બાંધ્યો**

શક ક્ષત્રપ રૂદ્રદામનની આજ્ઞાથી એ સેતુ પહેલા કરતાં ત્રણ ગણો મજબૂત ફરીથી બાંધવામાં આવ્યો. તેણે એ કામનો ઇતિહાસ એક લેખમા નોંધ્યો છે અને ચંદ્રગુપ્ત તથા અશોકનાં નામવાળી જાણીતી શિલાલેખની નોંધ તો તે એકજ છે. રૂદ્રદામનના ચણતરની ત્રણગણી મજબુતી હોવા છતા, તે પણ કુદરતી બળોના આવેશ સામે ટકી શક્યું નહિ. તે સેતુ ફરીથી તુટયો અને સ્કંધગુપ્ત રાજાના સમયમાં ઇ. સ. ૪૫૮ માં ત્યાંના સ્થાનિક સુબાએ તેની વળી પાછી મરામત કરી. કોઈ અજાણ્યા સમયે એ પ્રાચીન કામો ખંડીયેર થઈ પડયા અને તે તળાવનો આખરે પૂર્ણ લોપ થઇ ગયો. ગાઢ જંગલમા દટાઇ ગયેલું તેનું સ્થાન એટલું બધું ભુલાઇ ગયું કે તેના સાંપ્રત કાળના સ્થાનિક તપાસ કરનારાને તેના સ્થાનનો ચોક્કસ નિર્ણય કરતાં ઘણી મુશ્કેલીઓ નડેલી છે.

રાજ્યના દૂર આવેલા એક પ્રાંતના પવાણના પાણીના બાંધકામ પાછળ આટલા બધા ખર્ચ અને કાળજી કરવામાં આવ્યાં હતાં તે મહાન મૌર્ય સમ્રાટો એમનેરોને પાણી પુરૂં પાડવાની બાબતને બહુ અગત્યની રાજ્ય-ફરજ સમજતા હતા તેનો સચોટ પુરાવો છે મેગેસ્થનીસે નોંધ કરી છે કે રાજ્યના અમલદારો, ઇજીપ્તની પેઠે જમીન માપતા તથા બધા લોક વ્યાજબી હીસ્સો લઈ શકે માટે શાખા-નહેરોમાં પાણી વહેંચવા માટેના મુખોની તપાસ રાખતા, તેની ચોકસાઇનો ઉપલી બીના જાણવાજોગ દાખલો પુરો પાડે છે

**સખ્ત નિયંત્રણ**

મધ્યસ્થ સરકાર સ્થાનિક અમલદારો મારફત પ્રજાના બધા વર્ગ અને વર્ણો પર સખ્ત નિયંત્રણ રાખતી હતી બ્રાહ્મણ જ્યોતિષીઓ, ભવિષ્ય ભાખનાર તથા યજ્ઞનું કામ કરાવનાર પુરોહિતો જેને મેગાસ્થનિસ ભૂલથી 'તત્ત્વજ્ઞાની'નો એક જુદો વર્ગ બનાવતો કલ્પે છે તેમને પણ તેમના અવલોકન તથા ભવિષ્યવાણી ખરા પડે કે ખોટા તે પ્રમાણે ઇનામ આપવામાં આવતા કે દંડ કરવામાં આવતો કારીગરોમાં વહાણ બાંધનાર તથા બખ્તર બનાવનાર પગારસરની જાહેર નોકર હતા અને તેમને કોઇ ખાનગી માણસનું કામ કરવાની છુટ નહોતી કડીઆઓ, સુથાર તથા લુહાર પણ ખાસ દેખરેખને પાત્ર હતા પણ તે દેખરેખ કયા પ્રકારની હતી તે ચોક્કસ બનાવવામાં આવ્યું નથી

**ઘોડેસ્વારીના ધારાઓ**

સ્ટ્રેબોના લખ્યા પ્રમાણે કોઈપણ ખાનગી માણસને ઘોડો કે હાથી રાખવાની છુટ નહોતી, કારણ કે એ પ્રાણીઓમાંના કોઇને રાખવાનો ખાસ હક્ક માત્ર રાજવીઓનો જ હતો ઉપલી હકીકત જો દેશના બધા ભાગને લાગુ પાડી કહેવામાં આવી હોય તો તે બેશક અચોક્કસ છે, અને એરિયનના વાજબી અને વિગતવાર અવલોકનથી એ ભૂલ સુધરે છે એ લેખક લખે છે કે સાધારણ

રીતે ઘોડા, ઉંટ તથા ગધેડાં વાહન તરીકે વપરાતાં, હાથીનો ઉપયોગ માત્ર ધનાઢ્ય લોકો જ કરતા, તે રાજ્યવંશીઓને માટે યોગ્ય વાહન ગણાતું હતું. હાલના સમયમાં ગધેડાં તરફ તિરસ્કારની નજરે જોવાય છે તથા કુંભાર અને ધોબીના ભાર વહેનાર પ્રાણી તરીકે હલકામાં હલકા કામ માટે વપરાય છે, તે સિવાય બીજી બધી રીતે એરિયનની ટીકા હાલના હિંદને પણ ચોક્કસ રીતે લાગુ પડે છે. તે લખે છે કે હાથીપર ઉંટપર કે ચાર ઘોડાના રથમાં બેસવું તે ખાસ માનનું લક્ષણ હતું, પણ સાદા ઘોડાપર તો કોઈપણ બેસે કે તેને કોઈપણ હાંકે એવું હતું. ઉત્તર હિંદમાં હાલમાં પણ આટલી બધી વપરાતી એક ટટ્ટુથી ખેંચાતી એક્કાગાડી ઘણી પ્રાચીન સ્વારી છે.

**રસ્તા**

તે ખાતાના અમલદારો તરફથી રસ્તા સારી હાલતમાં રાખવામાં આવતા હતા. દશ સ્ટેડિયા જે હિંદી ગણત્રી મુજબ અર્ધો ક્રોસ અથવા ૨૦૨૨$\frac{1}{2}$ અંગ્રેજી વાર થાય તેટલે અંતરે તે રસ્તાપર અંતરસૂચક સ્થંભ તરીકે થાંભલા ઉભા કરવામાં આવ્યા હતા. પછીના મોગલ બાદશાહો એક ક્રોસને અંતરે સ્તંભો મુકતા તે જોતાં આ ઉપયોગી ચિહ્નોનો મૌર્ય સામ્રાટોએ વધારે છુટે હાથે ઉપયોગ કર્યો જણાય છે. દશ હજાર સ્ટેડિયા લાંબા એક ધોરી માર્ગથી વાયવ્ય મોખરાને રાજ્યધાની જોડે જોડવામાં આવ્યો હતો.

**સભ્યતાની ઉંચી પંક્તિ**

ચંદ્રગુપ્તના અમલ દરમિયાનના દિવાની તથા લશ્કરી વહીવટના તંત્રની ઉપર આપેલી સમાલોચના સ્પષ્ટ રીતે પૂરવાર કરે છે કે મહાન અલેગ્ઝાંડરના સમયમાં ઉત્તર હિંદ શિષ્ટતાની સારી પંક્તિએ પહોંચેલું હોવું જોઇએ, અને એ ઘણા સૈકા ચાલુ રહેલી ઉત્ક્રાંતિનું પરિણામ હોવું જોઇએ. કમનશીબે ચંદ્રગુપ્ત અથવા તેના પુત્રના સમયનાં જ છે એમ ચોક્કસ રીતે સ્થાપી શકાય એવાં કોઈ બાંધકામ શોધી કાઢવામાં આવ્યાં નથી અને તેથી ગ્રીક સાક્ષી-

એના કથનોના સમર્થનમાં પુરાતત્ત્વવેત્તા ખોદકામથી મળી આવતી દૃશ્ય સાબીતી રજુ કરી શકતો નથી. હિંદના કળા તથા સ્થાપત્યના પ્રાચીનમાં પ્રાચીન નમૂના, બહુ જ થોડા અપવાદ સાથે હજુસુધી અશોકના સમયના જ જણાયા છે, પણ જો પાટલિપુત્ર, વૈશાલી, તક્ષશિલા, અને બીજા અતિ પ્રાચીન શહેરોના સ્થાન શોધી કાઢવાનું કામ ગંભીરપણે તથા સારા પાયાપર હાથ ધરવામાં આવે તો શક્ય છે કે એવી શોધખોળ કરનારને તેની મહેનતના બદલા રૂપે મૌર્ય તેમ જ તેની પૂર્વેના સમયના અવશેષો મળી આવે. ઓળખી શકાય એવા ઘણા મકાનોના ખંડીયેર જડે એ સંભવતું નથી, કારણ કે હાલના બ્રહ્મદેશ માફક પ્રાચીન હિંદમાં મોટા મકાનોનો ઘણોખરો ભાગ લાકડાનો બનાવવામાં આવતો અને ઈંટ તો માત્ર પાયા તથા પ્રાકાર મૂળના ભાગમાં જ વપરાતી. અશોકના સમય પહેલાં પાષાણુ સ્થાપત્યનું કાંઈપણ ચિહ્ન જોવામાં આવ્યું નથી. ચંદ્રગુપ્તના અમલ પહેલાં ઘણા સમયથી વસ્તીના અમુક વર્ગોમાં લેખનકળાનો ઉપયોગ સાધારણ હતો. ગ્રીક લેખકોના લખાણ ઉપરથી જણાય છે કે સુતરાઉ કાપડ તથા ઝાડની છાલનો લખવાના પાટી કે કાગળ તરીકે ઉપયોગ થતો હતો. આથી વધારે ટકાઉ પદાર્થપર તે સમયનો એક પણ લેખ જડયો નથી એ આશ્ચર્યની વાત છે. સંભવ છે કે પાષાણુ કે ધાતુપરના કોઈ લેખ હશે અને ખરેખર પ્રાચીન સ્થાનોની જગા નક્કી થશે ત્યારે તે મળી આવશે એવી આશા રાખી શકાય એમ છે.

**ચાણક્યનું અર્થશાસ્ત્ર**

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ૧૯૦૪ માં પ્રસિદ્ધ થઈ તે વખતે ગ્રીક પ્રમાણો ઉપરથી ઉપજાવેલા ચંદ્રગુપ્ત મૌર્યના દરબાર તથા દિવાની અને યુદ્ધના વહીવટના તંત્રના ચિત્રનું કાંઈ બીજા પુરાવાથી સમર્થન થયું નહોતું. તે સમય પછી એક હિંદી વિદ્વાને મળેલી હકીકતથી ચંદ્રગુપ્તના કુટિલ નીતિના અમાત્ય ચાણક્ય અથવા કૌટિલ્યે રચેલું કહેવાતું અર્થશાસ્ત્રનું પુસ્તક તરજુમા સાથે

સહેલથી મળે એમ કર્યું છે. જર્મન અભ્યાસીઓની શોધખોળથી નિઃશંક રીતે સિદ્ધ થયું છે કે અર્થશાસ્ત્ર નામનું પુસ્તક મૌર્ય સમયની સિદ્ધ કૃતિ છે. તે પુસ્તકમાં જણાવ્યા મુજબ તે ચાણક્યે જ લખેલું હતું કે નહિ તે બહુ અગત્યની વાત નથી. તેની સફળ નીતિને દોરનાર તે સમયમાં પ્રચલિત રાજ્યવહીવટના મુખનું એ પુસ્તક વિવરણ કરે છે એ નક્કી છે. પ્રાચીન હિંદની ખાસકરીને કાયદા, વેપાર, યુદ્ધ તથા સુલેહને લગતી ખરેખરી બાબતો પર આપણી પાસેના બીજા કોઇપણ પુસ્તક કરતા તે વધારે પ્રકાશ પાડે છે તેથી તે અસાધારણ કિંમત અને કુતૂહલની ચીજ છે. એક દૃષ્ટિબિંદુથી ગ્રીક સાક્ષીઓએ કરેલી નોધની સમજૂતિ તથા ટીકારૂપે એ પુસ્તક વાચી શકાય એમ છે. એ દૃષ્ટિબિંદુએથી કેટલીક વિગતોના દૃષ્ટાંતરૂપ કેટલાક ફકરાના ઉલ્લેખ આગળ આવેલી નોંધોમાં દાખલ કરવામાં આવ્યા છે, પણ તેમાંની વસ્તુના કેટલાક ભાગની વધારે વિસ્તારથી નોંધ લેવી અનિવાર્ય છે અને તેમ કરવાથી ગ્રીક લેખકોના લખાણો ઉપરથી મળતી માહિતીમાં ઘણો વધારો થતો જણાય છે.

અર્થશાસ્ત્રમાં લખેલા નિયમોને ગ્રીક લોકે નોંધેલાં વર્ણન જોડે ભેળવી નાખવાં ઇષ્ટ નથી. ગ્રીક લોકે નોંધેલા વર્ણન મૌર્ય રાજ્ય સ્થપાયા પછી એટલે લગભગ ઇ. સ. પૂર્વે ૩૦૦ ના અરસામાં ચાલુ સંસ્થાઓની તે પરદેશીઓ પર પડેલી છાપ રજુ કરે છે; પણ અર્થ-શાસ્ત્રમાં તો કોઇપણ સમયે કોઇપણ સ્વતંત્ર રાજ્યને માટે બ્રાહ્મણ મંત્રીઓએ અનુકૂલ ગણેલી વ્યવસ્થા દર્શાવવામાં આવી છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં કોણ જાણે કેટલાય અજાણ્યા પ્રાચીન યુગના પુરાતન લેખકોનાં મંતવ્યો ઉદ્ધૃત કરેલા છે, અને તેમાં મૌર્યવંશે સાર્વભૌમ સત્તાચક્ર પ્રવર્તાવ્યું તેની પહેલાંની હિંદની રાજકીય સ્થિતિનુ ધ્યાન આપેલું છે. ઇ. સ. પૂર્વે ૩૨૫ માં એટલે મહાન અલેક્ઝાંડરના સમયમાં ગંગાના મેદાનમાં પ્રવર્તતી સામાજીક તથા રાજકીય સ્થિતિના પ્રમાણભૂત અહેવાલ તરીકે આપણે તેને જરૂર સ્વીકારી શકીએ. એથી

**દરેક રાજ્ય ખરેખરૂં ઝઘડતું અથવા ઝઘડવાની વૃત્તિવાળું હોય છે**

અશક્ય મનાતી હતી. એવો ઉપદેશ આપવામાં આવે છે કે, "સમાન શક્તિવાળા કોઇ રાજાને સુલેહની સ્થિતિ ન ગમતી હોય તો પોતાના સામાવડીઆને કરી હોય તેટલી નડતર તેવાને પણ કરવી; કારણ કે કોઈપણ બે રાજાઓ વચ્ચે માત્ર સત્તા જ સુલેહ લાવી શકે છે. તપાવી લાલચોળ ન કરેલો લોઢાનો એક કકડો બીજા જોડે જોડાઈ શકતો નથી."

**રાજ્ય પ્રકરણમાં નીતિ નહિ**

મૌર્ય રાજ્યની સ્થિર સ્થાપના પહેલાં હિંદનાં નાનાં નાનાં રાજ્યજીવન ટકાવી રાખવાના કલહમાં સતત્ લાગ્યા રહેતાં હતાં. 'બળીઆના બે ભાગ' એ નિયમ પ્રવર્તતો હતો. સંધિ તોડવા પુરતો બળવાન કોઇપણ રાજા એક ક્ષણભર પણ બીજા રાજાનો વિશ્વાસ કરતો નહિ, અથવા તો આપેલું વચન પાળતો નહિ. રાજ્ય-પ્રકરણમાં નીતિનાં સિદ્ધાંતોને સ્થાન આપવામાં આવતું નહોતું, પણ તેમાં તો ખુલ્લી રીતે દરેક જાતનાં છુપાં ખુનનો સમાવેશ કરતા તમામ છુપા અને પ્રપંચી સાધનોના ઉપયોગને પસંદગી આપવામાં આવતી હતી. 'સામાન્ય લોકોના દુર્ગુણ, તે રાજાઓમા ગુણરૂપ છે' એ સૂત્રનું સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરવામાં આવતું હતું એટલું જ નહિં, પણ ઇતિહાસ બતાવે છે તેમ તેને અનુસરી વર્તવામાં આવતું હતું. સત્તા અથવા ઉત્સાહ કરતાં ખટપટમાં કુશળતા રાજ્યપદને માટે વધારે સારી લાયકાત ગણાતી હતી.

**સાર્વત્રિક સંશય અને ચાર કર્મ**

રાજા રાજા વચ્ચેનો વ્યવહાર, ઉંડી જડ ઘાલી બેઠેલી તથા બધે જ સ્થળે વ્યાપી રહેલી પરસ્પરના અણવિશ્વાસની વૃત્તિને ધોરણે ચાલતો હતો, અને પરિણામે રાજા તથા તેના અમલદાર તેમજ પ્રજા વચ્ચેના વ્યવહા-

રમાં પણ એ જ અણવિશ્વાસની વૃત્તિ જોવામાં આવતી. કોઈનો વિશ્વાસ કરવામાં આવતો નહિ. રાજ્યતંત્રના દરેક ખાતામાં તેમજ પ્રજાના દરેક વર્ગમાં પથરાઈ પડેલા સુવ્યવસ્થિત છુપી બાતમી મેળવવાના તંત્રપર સરકાર ખૂબ વિશ્વાસ રાખતી. ગુપ્ત જાસુસો સંબંધીના નિયમો એ પુસ્તકમાં અગ્રસ્થાન ભોગવે છે અને એનું દરેક પ્રકરણ માની લે છે કે રાજ્યતંત્રની સફળતાનો આધાર મૂખ્યત્વે છુપી બાતમીના સફળ ઉપયોગ ઉપર જ અવલંબી રહે છે.

**ગણિકાઓની નિમણુક**

જાસુસ તથા બાતમીદાર તરીકે ગણિકાઓની નીમણુક કરવામાં આવતી હતી એવા સ્ટ્રેબોના કથનને એ બાબતપરના નિયમોથી પુરો ટેકો મળે છે. ગણિકાઓ મોટે ભાગે દરબારી મહેકમમાં ગણાતી, અને એ વર્ગની સ્ત્રીઓ અધ્યક્ષ તથા ઉપાધ્યક્ષકના હોદ્દા નીચે, રાજ્ય છત્ર, સોનાનો કળશ, તથા વીંઝણો ધરવાના, તેમજ રાજા ગાદીપર, પાલખીમાં કે રથમાં બેઠો હોય ત્યારે તેની તહેનાતમાં રહેવાના કામમાં નીમવામાં આવતી. વેશ્યાઓના નિયમોનું પણ એક લાંબું પ્રકરણ છે. જાસુસો ગુપ્ત ભાષા વાપરતા અને છુપી બાતમી પહોંચાડવામાં કાસદીઆ કબૂતરોનો ઉપયોગ કરવામાં આવતો. બાતમી ખાતું ગુપ્તચરની પાંચ સંસ્થાઓના વહીવટ નીચે હતું અને તેમાં જ બધા નિવેદનોની તપાસણી થતી તથા તેમના ખરા ખોટાપણાનો નિર્ણય થતો.

**કરચલા જેવા રાજકુમારો**

રાજા નિરંતર તેના કુટુંબીઓથીજ બીતો રહેતો. કારણ રાજ્યસત્તાને લોભે બાપ દીકરાને અને દીકરા બાપને ધીક્કારતા. આ સમય પછી ઘણે લાંબે ગાળે 'રાજ્યપદ છોકરા કે જમાઈને ગણતું નથી' એ સૂત્ર દ્વારા ઉપર વર્ણવેલી તેવીજ લાગણી દર્શાવી છે. રાજા કોઈનો સગો નહિ. આને જ મળતું એક એવું સૂત્ર છે કે "કરચલાની પેઠે રાજકુમારો પોતાને

પેદા કરનારને ખાઇ જવાની દુર્વાસના જગપ્રસિદ્ધ છે."

**રાજાનો ધર્મ**

આપખુદ રાજા પાસે સખત કામની આશા રાખવામાં આવતી હતી. અશોકની ધર્માજ્ઞાઓ યાદ કરાવે એવી ભાષામા લેખક બતાવે છે કે" માટે રાજાએ દેવકાર્ય, વિધર્મીનાં તેમજ વેદમાં નિષ્ણાત બ્રાહ્મણોના કાર્યમાં, ઢોરના, પવિત્ર સ્થાનોના, સગીરોનાં, વૃદ્ધનાં, દુ:ખીનાં, અનાથના તથા સ્ત્રીઓનાં કામ પર જાતે નજર રાખવી. એ બધાં ઉપર ગણાવ્યાં છે તે ક્રમમાં અથવા તે કામોની અગત્ય અથવા દબાણના ક્રમમા ધ્યાન આપવું.

બધાં તાકીદનાં કામ તેણે એકદમ સાંભળી લેવાં, તેમને કદિ મુલતવી રાખવા નહિ: કારણ કે મુલતવી રાખવામાં આવે તો તેનો નિકાલ કરવો ઘણો અઘરો અથવા અશક્ય થઈ પડશે.

**મંત્ર-મંડળ**

રાજાની મદદમાં એક મંત્ર-મંડળ હતુ. કેટલાક લેખકોના મત મુજબ તે બાર કે સોળ સભ્યોનું, પણ ચાણાક્યના વધારે ડહાપણભર્યા મજબુત રાજ્યની જરૂરીઆત પુરતા સભ્યોનું તે બનવું જોઇએ એમ હતું.

**ખાતાં**

રાજ્ય તંત્રના અરાઢ ખાતા બનાવવામાં આવ્યાં છે અને મુખ્ય અમલદારોની લાંબી યાદી આપવામાં આવી છે. એ યાદીમાં કંચુકી, મુખ્ય મહેસુલ ઉઘરાવનાર, મુખ્ય હીસાબી, ખેતીનો નિરીક્ષક, ઉદ્યોગોનો નિરીક્ષક, તેમજ બીજા ઘણાનો સમાવેશ કરવામા આવ્યો છે.

**પંચો નહિ**

પાટનગર તથા લશ્કરની વ્યવસ્થા માટે મેગાસ્થનીસે વર્ણવેલાં પંચ, વિષે આ લેખક કાંઈ જાણતો જણાતો નથી. તેના મત પ્રમાણે તો દરેક ખાતું એક એક અમલદારને હાથ

હોવું જોઈએ એમ હતું. પ ચોની બાબત ચન્દ્રગુપ્તે જાતે નવી દાખલ કરી હોય એ પુસ્તક ગ્રીક અહેવાલોને ઘણી વિગતોમાં પુષ્ટિ આપે છે.

**પગાર અને સિક્કા** પગારના દરનો એક જાણવાજોગો કોઠો આપેલો છે. યુવરાજ તથા કેટલાક મોટા અમલદારોને વર્ષના ૪૮,૦૦૦ પણાથી માંડી મજુરના માટે પણા સુધીની મર્યાદામાં પગાર આપવામાં આવતો રૂપાના પણાનો સિક્કો હજુ સુધી હાથ લાગ્યો નથી, પણ તે તાંબાના કર્ષ જેટલા જ વજનનો એટલે કે આશરે ૧૪૬ ગ્રેન અથવા ૯.૪૬ ગ્રામ હશે એમ માની લઈ શકાય એમ છે. શ્રેષ્ઠના સમયમાં સામાન્ય વપરાશમાં આવતો 'પુરાણ' અથવા 'ધરણ'નો અશુદ્ધ રૂપાનો કાણું કોચેલો સિક્કો આશરે ૫૬ ગ્રેન એટલે ૩.૬૨૮ ગ્રામના વોરણને અનુસરી પાડવામાં આવતો. મત છે કે રૂપાનો 'પણ' માત્ર હિસાબના અંગતુજ નાણું હોય. કાણા કાચેના રૂપાના સિક્કાની બાબ મિશ્ર ધાતુના બનેલા એ પણાની કિંમત શિલિંગ કરતા વધારે નહિ હોય.

**નાણાં પ્રકરણ** 'બધા કાર્યોનો આધાર નાણાં પર છે' એ મગીન સિદ્ધાંત ખૂબ ભાર મૂકી ઉપદેશવામાં આવ્યું છે. આમ હોવાથી ત્રિજોરી પર વધુ આગળ પડતું ધ્યાન આપવામાં આવતું. નાણાં પ્રકરણની વ્યવસ્થાની વિગતોના વર્ણનમાં ઉતરવું મારે માટે અશક્ય છે, અને તેથી માત્ર થોડા મુદ્દાઓની જ નોંધ લઈ શકાય એમ છે.

**મહેસુલ અને પાણીવેરો** હાલના જમાબંધીની આંકણી કરનાર અમલદારની પેઠે ખેતીના નિરીક્ષકને પીતની પદ્ધતિ ચાલુ હોય તે મુજબ જમીનનો ધારો નક્કી કરતો. પાકનો હતો રાજભાગ તરીકે અથવા જમીનના ભાડા તરીકે ઉપજનો ચોથો ભાગ લેવામાં આવતો. પાણીવેરા પેટે તેનો ભાગ લગભગ તેના

જેટલો જ અને ૧/૬ થી ૧/૪ સુધીમાં બદલાતો રહેતો. બીજા પણ કેટલાક વેરા લેવામાં આવતા અને તેથી પીતવાળી જમીનના ખેડુત પાસે પોતાના ખેતરની પેદાશની અર્ધી જેટલી પણ ભાગ્યે જ રહેતી.

**નજરાણાં**

આ ઉપરાંત પ્રજાજનોને અમુક અમુક ખાસ પ્રસંગોએ નજરાણાં આપવા પડતાં. એ નજરાણાં રાજાની મુનસફીએ ઉઘરાવવામાં આવતાં. અધરે આવેલા રાજાએ પ્રજા પાસેથી નાણાં ઉઘરાવવાની પદ્ધતિઓની સૂચનાઓ મેકેવલી પદ્ધતિઓ કરતાં વધારે અધમ છે. તે લેખકે દર્શાવેલા ઉપચારનો દુઃખદાયક ઉપયોગના દૃષ્ટાંત કાશ્મીરનો ઇતિહાસ રજુ કરે છે. એક રસ્તે કે બીજે રાજા જેટલું લેવાય તેટલું લેતો.

**પદવીઓનું વેચાણ**

અર્વાચીન નાણાં શાસ્ત્રીઓ "હદબહારની મહેસુલથી ધનવાનોને છોલવાની અથવા તેમણે સંચય કરેલી દોલત ઓકાવવાની" પદ્ધતિના વિરોધી નથી. ચાણક્યના જેવી સ્પષ્ટ ભાષામાં તેઓ પોતાના વિચાર દર્શાવવાની પરવા કરતા નથી; તોપણ પદવીઓના વેચાણની પ્રથા યુરોપી રાજ્યપ્રકરણીઓ માટે કાંઇ નવીન નથી. ચાણક્ય લખે છે કે "ધનવાન પુરૂષોને તેઓ જેટલું આપી શકે તેટલું સોનું આપવાની વિનંતિ કરવી જોઇએ. જેઓ પોતાની ઇચ્છાથી અથવા કાંઇ પરમાર્થ કરવાના ઇરાદાથી રાજાને પોતાનું ધન આપે તેમને દરબારમાં માનવંતુ સ્થાન આપીને, અથવા છત્ર, પાઘડી કે કાંઇ અલંકાર–પોષાક આપીને માન આપવું જોઇએ."

**વેચાણ પરના કર**

કિલ્લેબંધી શહેરોમાં રાજ્યની ઉપજ મોટે ભાગે મેગાસ્થનીસના કહેવા મુજબ કરથી મેળવવામાં આવતી. જાહેર ઉપજની આ શાખાના વહિવટની સવડ ખાતર એવો મુખ્ય નિયમ ઠરાવવામાં

આવ્યો હતો કે વસ્તુઓ તેમની પેદાશ કે બનાવટની જગાએ વેચવી નહિ કાયદો એવો હતો કે દાણો, ઢોર અને બીજી કેટલીક વસ્તુઓ સિવાયની બધી વેચાઉ ચીજો શહેરના દરવાજા પાસેના નાકા પાસે લાવવી અને વેચવી અને જે વેચાય તેનો કર ભરવો ચીજ વેચાય ત્યારે જ તેની પરનો કર લેવામા આવતો કરનો દર જુદી જુદી વસ્તુઓ માટે ઘણો જુદો હતો બહારથી આવતી આયાતની ચીજોને સામાન્ય રીતે સાત જુદા જુદા કર આપવા પડતા અને તે બધાનો કુલ સરવાળો તે ચીજોની કિંમતના આશરે ૨૦ % ટકા જેટલો થતો ફળ તથા બીજી બગડી જાય એવી વસ્તુઓ પર તેમની કિંમતના છઠ્ઠા ભાગ જેટલો કર લેવામા આવતો જ્યારે બીજી ઘણી જાતના માલ ઉપર કરનો દર ૪ થી ૧૦ ટકાની વચ્ચેનો રહેતો હીરા તથા ઝવેરાત જેવી મોંઘામુલની ચીજોનો તેની કિંમતના ખાસ જાણકાર લોકોએ કરેલી આંકણી મુજબનો કર લેવામા આવતો વેચાણ માટે આવેલી બધી વસ્તુઓ પર સરકારી છાપ મારવામા આવતી

**આંકડા** વસ્તીના આંકડા બાબત ગ્રીક લોકોએ કરેલી ટીકાઓનુ નાગરકે એટલે કોટવાલે તેની હદમા આવતા તથા તે છોડી જતા દરેક ઇસમની નોંધ રાખવી એ નિયમથી સમર્થન થાય છે વળી વસ્તીના દરેક આદમીના નામ, અટક, જાત, લિંગ, ધંધો, ઉપજ, ખર્ચ તથા પશુધનની વિગત આપતું વસ્તીપત્રક રાખવાની પણ તેની ફરજ હતી કરબાબતની ભૂલની શિક્ષા દંડ કે જપ્તી થતી હતી, પણ વસ્તીપત્રકમા ખોટી જાહેરાત કરવાના ગુનાની સજા ચોરીના ગુના જેવી જ થતી અને તેથી તે દેહાંત દંડ સુધીની પણ થવા જતી

**આબકારી** આબકારી પરવાનાની નિયમિત પદ્ધતિ ચાલુ હતી કપિશ કે અફઘાનીસ્તાનથી આવતા દારૂ સાથે તમામ પરદેશી દારૂ પર ખાસ જકાત લેવામા આવતી. નીચે દર્શાવેલો નિયમ વાસ્તવિક

હાલના દારૂની બદી કમી કરવાના હિમાયતીની ખરેખરી નાલેસી થાય એમ છે. "દારૂના પીઠામાં સારી બેઠકો તથા ખાટલાની સવડવાળા, ઘણા આરામ આપે એવા ઓરડા હોવા જોઇએ. વળી બદલાતી રૂતુઓને અનુસરતી સગવડો તેમા હોવી જોઇએ, તથા તેમને પુષ્પમાળા અને સુવાસિક દ્રવ્યથી શોભીતા રાખવાં જોઇએ".

**ફોજદારી કાયદો**

આપણને એમ કહેવામાં આવે છે કે રાજ્યનીતિની વ્યાખ્યા જ દંડનીતિ છે. આ માન્યતાને પરિણામે ફોજદારી કાયદો ઘાતકી રીતે સખ્ત હતો. એ બાબતમાં ગ્રીક લોકોએ કરેલા ઉલ્લેખોનું આ પુસ્તકમાં આપેલી વિગતો સમર્થન કરે છે. સરકારી નોકરનો ૮ થી ૧૦ પણ ચોરવાના ગુના ખાતર દેહાંતદંડની સજા કરવામાં આવતી હતી તથા બીન-અમલદાર ઇસમના ૪૦ થી ૫૦ પના ચોરવાના ગુનાની તેવી સજા હતી એ દૃષ્ટાંતો ઉપરથી સજાની સખતાઇનો ખ્યાલ આપણને આવે છે.

**ન્યાયને અર્થે કરવામાં આવતી વ્યથા**

ગુનો કબુલ કરાવવા માટે વ્યથા કરવાની રીત સ્વીકારવામા આવી હતી એટલુ જ નહિ, પણ તેનો છૂટથી ઉપયોગ કરવામા આવતો હતો. એ વિષયના ઘણા કમકમાટી ઉપજાવે એવા નિયમો નોંધવામાં આવેલા છે. એવો સામાન્ય નિયમ મુકવામા આવ્યો હતો કે "ગુનાના વ્યાજબી રીતે શકદાર આદમીઓ ગુનાની કબુલાત માટે વ્યથા કરવી જોઇએ." આ વ્યથાના ૧૮ પ્રકાર હતા અને તેમાં પાંચ જાતની ફટકા મારવાની રીતોનો સમાવેશ થતો હતો. કેટલાક પ્રસંગમાં આવી વ્યથાના ભોગરૂપ આદમીપર એ વ્યથામાંની એક અથવા બધીનો પ્રયોગ કરવામાં આવતો. બૈરાંના પ્રસંગમાં ઠેરવેલી સજાની અર્ધી કરવામાં આવતી. દરેક હિંદી પોલિસ હજુ પણ માને છે કે ગુનાની તપાસનો મુખ્ય હેતુ ગુનો કબુલ કરાવવાનો છે અને એ કબુલાત મેળવવાનો ખરો

ઉપરાંત નફાખોરને શારીરિક વ્યથા કરવાનો છે. ચાણાક્યના કાયદામાં ન્યાયને અર્થે વ્યથા કરવાની રજા આપવામાં આવી છે, તથા નાના ગુના માટે ગરદન મારવાની સજા કરવામાં આવતી એટલું જ નહિ, પણ અસંખ્ય પ્રસંગોમાં અવયવચ્છેદની પણ ભલામણ કરેલી છે.

**'અર્થશાસ્ત્ર' એ વ્યવહારુ પુસ્તક છે**

જાણવા જેવી તથા રસપ્રદ ઘણી ચીજો મૂકી દેવામાં આવી છે, જેના ઉપર જે સારરૂપે ટીકા આપી છે, તે મહાન અલેક્ઝાંડરના સમયમાં ઉત્તર હિંદના નાના રાજ્યનો વહીવટ કયા સિદ્ધાંતો પર ચાલતો તેનો ઠીક સારો ખ્યાલ આપવા પૂરતી છે. ચાણાક્યના ગ્રંથમાંના ઘણા નિયમો છોકરવાદ જેવા લાગે છે અને કેટલાક માત્ર માની લીધેલા સિદ્ધાંતોના પાયાપર નિર્માણ થયા લાગે છે, તોપણ તે રાજ્યવહીવટ તથા રાજ્યનીતિને માટે વ્યવહારુ પુસ્તક થવાની ધારણાથી લખાયેલું છે, અને તેથી આખું વાંચી જવા જેવું છે. 'મનુસ્મૃતિ' તથા 'ધર્મશાસ્ત્ર' જેવાં પુસ્તકો બ્રાહ્મણોનો આદર્શ ધર્મ રજૂ કરે છે. ચંદ્રગુપ્તના આ બ્રાહ્મણ મંત્રીનો ગ્રંથ એ આદર્શોનો જુદી રીતે બહિષ્કાર કરે છે, અને આખા હિંદપર પ્રસરેલા સામ્રાજ્યની નવી સ્થાપના ચંદ્રગુપ્તે અમલમાં મૂકી તે પહેલાં, એટલે ક્રાઈસ્ટના જન્મ પૂર્વે આશરે ચાર સૈકાપર રાજાઓ તથા તેમના બ્રાહ્મણ મંત્રીઓના અનીતિમય રાજ્ય પ્રકરણોનો સાર અને ઢાંકપીછોડા વગરનો અહેવાલ રજૂ કરે છે.

**ચંદ્રગુપ્તની ફતેહ**

ચંદ્રગુપ્ત બહુ નાની ઉંમરે ગાદીએ બેઠો અને તેણે માત્ર ૨૪ વર્ષ રાજ્ય કર્યું એટલે ૫૦ વર્ષની વય પહેલાં કાં તો તેણે રાજ્યપાટ છોડી વાનપ્રસ્થ લીધું હશે અથવા તો તે મરણ પામ્યો હશે. જીવનની આટલી ટૂંકી મર્યાદામાં તેણે બહુ કામગીરી કરી. ગ્રીક સરદારોને હિંદ બહાર હાંકી કાઢી, સિલ્યુકસને નિરુપાય કરી પાછો હઠાવ્યો, સમુદ્રથી સમુદ્ર સુધીના ભાગ પર નહિ તો આખા ઉત્તર હિંદપર પોતાની આણ વર્તાવી, મગધ સૈન્યની

ઘટના કરવી તથા મોટા સામ્રાજ્યના રાજ્યતંત્રને વ્યવસ્થિત રૂપમાં મુકવું–આ બધું કાંઇ જેવી તેવી સફળ કામગીરિ ન કહેવાય. ચંદ્રગુપ્તની સત્તા એવી તો સ્થિર સ્થપાઇ હતી કે તે શાંતિથી તેના પુત્ર તથા પૌત્રને હાથ પસાર થઈ, અને ગ્રીક પ્રદેશના રાજાઓ પણ તેની મૈત્રી માટે તલપતા હતા. ગ્રીક રાજાઓએ મહાન સિકંદર તથા સેલ્યુકસની પેઠે દૂર આવેલા હિંદપર રાજ્ય વિસ્તારની દૃષ્ટિએ હુમલા કરવાના યત્ન ન કર્યાં, પણ ત્રણ પેઢી સુધી તેની જોડે વ્યાપારી સંબંધ તથા રાજ્ય પ્રકરણમાં મૈત્રીનો સંબંધ ચાલુ રાખી સંતોષ માન્યો.

**ગ્રીક અસરનો અભાવ**

કેટલાક લેખકો માને છે તેમ મૌર્ય સામ્રાજ્ય કાંઇ સિકંદરની ઝગઝગતી પણ અલ્પકાલિક ચઢાઈના પરિણામ રૂપ નહોતું. તેણે હિંદમાં ગાળેલા ૧૯ માસ વિનાશકારક યુદ્ધમાં રોકાઇ ગયા હતા અને તેના મરણની તેની બધી ભવ્ય રચનાત્મક યોજનાઓ નિષ્ફળ થઈ. સામ્રાજ્યનો અર્થ શીખવા માટે ચંદ્રગુપ્તને સિકંદરના દૃષ્ટાંતની જરૂર નહોતી. તેની તેમજ તેના દેશબંધુઓની નજર સામે બે સૈકાથી ઈરાનનું એકીમીડિયન રાજશાહી તંત્ર હાજર હતું. તે સામ્રાજ્યે તેમની કલ્પનાને મુગ્ધ કરી હતી, અને તેમની જે જે સંસ્થા અસલ દેશી નહોતી તેના નમુના તેમને એ સામ્રાજ્યમાંથી મળતા. ટુકડે ટુકડે મળી આવતાં પ્રમાણો ઉપરથી ચંદ્રગુપ્તનાં દરબાર તથા સંસ્થાઓમાં જે જે પરદેશી રીતભાતનાં સ્વલ્પ નિશાનો મળી આવે છે તે ગ્રીક મહારાજ્યનાં નહિ, પણ ઈરાની મહારાજ્યનાં છે. 'સત્રપ' એ ઈરાની ઈલ્કાબ કેટલાક યુગો સુધી હિંદના પ્રાંતિક સુબાઓ માટે. ઇ. સ. પછીના ચોથા સૈકાના અંત સુધી લગભગ વપરાતો ચાલુ રહ્યો હતો.[1]

---

૧. પશ્ચિમ હિંદના સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડના શક સત્રપોને ચંદ્રગુપ્ત બીજા વિક્રમાદિત્યે ઇ. સ. ૩૯૦ માં જીત્યા હતા. એક દેશભક્ત હિંદી લેખક સૂચવે છે કે પોતાના રાજ્યની સંસ્થાઓના નમૂના માટે રામાયણમાંના દશરથથી દૂર જવાની ચંદ્રગુપ્તને જરૂર જ નહોતી.

ચન્દ્રગુપ્તની લશ્કરી વ્યવસ્થામા જરા પણ ગ્રીકની અસર નજરે પડતી નથી તે પ્રાચીન હિંદી નમૂના પર ઘડાયેલી હતી અને તેની મહાન સેના મગધરાજે નીભાવેલી મહાસેનાની સુધારેલી પ્રત રૂપ હતી હિંદી રાજાઓ

**હિંદી લશ્કરી વ્યવસ્થા**

મુખ્યત્વે તેમના હાથી પર ભરોસો રાખતા અને તેથી ઉતરતે અંશે રથ તથા પાયદળના મહાન સમૂહો પર રાખતા પ્રમાણમા તેમનુ અશ્વદળ નાનુ અને દમવિનાનુ હતું એથી ઉલટુ સિકંદર હાથી કે રથનો ઉપયોગ નહોતો કરતો પણ તેની અચ્છી તાલીમવાળી અને ખૂબ યુદ્ધકળાથી અને રણશૂરીવાળી જવાંમર્દીથી કામમા લેવાતી નાની નાની ઘોડેસ્વાર ટુકડીઓ પર જીત માટે આધાર રાખતો હતો યુદ્ધની કળામા તેનો જોટો નહોતો સેલ્યુકસના વંશના રાજા પૌર્વાત્ય યુદ્ધ-પદ્ધતિનો અમલ કરી સંતોષ માનતા અને તેથી તેઓ રાજદળ પર ભરોસો રાખતા

જૈન લોકકથા એવી છે કે ચન્દ્રગુપ્ત મૌર્ય જૈન હતો, અને એક બાર વર્ષનો દુકાળ પડયો ત્યારે રાજપાટ છોડી 'શ્રુત કેવલી' નામથી ઓળખાતા સાધુઓમાના છેલા ભદ્રબાહુ જોડે દક્ષિણ તરફ ચાલી નીકળ્યો અને

**ચન્દ્રગુપ્તનો કહેવાતો રાજ્યગાદીનો ત્યાગ**

માઇસોરના શ્રવણ બેલગોલકમા યતિ તરીકે રહ્યા અને તે જગાએ અન્ન-જળનો ત્યાગ કરી તેણે દેહ મુકી આ સ્થળે હજુ પણ તેનું નામ લોક યાદ કરે છે આ પુસ્તકની બીજી આવૃત્તિમા—મે તે લોક-કથાનો અસ્વીકાર કર્યો હતો, તથા તેને 'કલ્પિત ઇતિહાસ' કહી વર્ણવી હતી પરન્તુ બધી સાબીતીઓ તથા એ વાતને ખરી માનવાની વિરુદ્ધની દલીલોને ફરી તપાસતા મને હવે એમ લાગે છે કે એ વાતની મુખ્ય રૂપરેખા ખરી છે અને ચન્દ્રગુપ્ત રાજપાટ છોડી જૈન યતિ થઇ ગયો હતો બીજી લોકકથાઓની પેઠે આ કથામા ચર્ચાને

બહુ સ્થાન છે અને શિલાલેખની સાબીતી બીલકુલ નિશ્ચયાત્મક નથી તેમ છતાં હાલ મારા મન પર એવી છાપ છે એ લોકકથા ને ખરેખરા બનેલા બનાવનો આધાર છે.

**ઇ. સ. પૂર્વે ૨૯૮**
**બિંદુસાર**

ઇ. સ. પૂર્વે ૨૯૮ ના વર્ષમાં ચંદ્રગુપ્તે રાજપાટનો ત્યાગ કર્યો અથવા તે મરી ગયો ત્યારે તેની પછી તેનો પુત્ર **બિંદુસાર** ગાદીએ આવ્યો. ગ્રીક લેખકોને તેના નામની ખબર હોય એમ જણાતું નથી. તેઓ ચંદ્રગુપ્તના વારસને જે નામે વર્ણવે છે તે સંસ્કૃત ભાષાના 'અમિત્રઘાત' શબ્દને ગ્રીક લિપિમાં લખવાનો યત્ન હોય એમ જણાય છે. ચંદ્રગુપ્ત તથા સેલ્યુકસે શરૂ કરેલો હિંદી તથા ગ્રીક રાજ્યો વચ્ચેનો મૈત્રી સંબંધ બિંદુસારના અમલ દરમિયાન પણ અખંડ રીતે ચાલુ રહ્યો. એના દરબારમા મેગાસ્થનીસનું એલચી તરીકેનું સ્થાન ડીમેકોસે લીધું. નવા એલચીએ પોતાને જે દેશમા મોકલવામાં આવ્યો હતો તેની નોધ લઈ પોતાના પૂર્વગામીના દાખલાને અનુસરવા યત્ન કર્યો પણ કમનશીબે તેની નોધનો ઘણો સ્વલ્પ ભાગ સચવાયેલો છે. ઇ. સ. પૂર્વે ૨૮૦ મા સેલ્યુકીય વંશના સ્થાપનાર વૃદ્ધ પુરૂષનું ખુન થયું ત્યારે તેની જગા તેના પુત્ર તથા સહકાર્યકારી એન્ટિઓકસ સોટરે લીધી. તેણે હિંદ જોડેની તેના પિતાની નીતિ ચાલુ રાખી.

**એન્ટિઓકસ સોટર જોડેનો પત્રવ્યવહાર**

એન્ટિઓકસ તથા બિંદુસાર વચ્ચે થયેલા પત્રવ્યવહારની વાત, તે જાતે નજીવી તથા બીન અગત્યની છે છતા હિંદી સમ્રાટ્ તથા તેના પશ્ચિમ એશિયામાંના મિત્ર અને મદદનીશ રાજા વચ્ચેના પરિચયભર્યા સંબંધના દશ્ય પુરાવા તરીકે નોંધવા જેવો છે. અંજીર કરતાં બીજી કોઇ વધારે મીઠી ચીજ નથી તેથી બિંદુસારે એન્ટિઓકસને કેટલાંક અંજીર તથા દ્રાક્ષાસવ મોકલવા લખ્યું અને વળી ત્યાંથી એક પંડિતને ખરીદી

મોકલવાની વાત પણ તેમા ઉમેરી હતી એન્ટિઓકસે આના પ્રત્યુત્તરમા જણાવ્યુ કે તે વણી ખુશીથી અંજીર તથા દ્રાક્ષાસવ મોકલશે, પણ પોતાને પત્ર લખનારે માગેલી ત્રીજી વસ્તુ પોતે મોકલી શકે એમ નથી કારણ કે પંડિતને વેચવો એ ગ્રીક કાયદાથી વિરુદ્ધની વાત હતી

**ડાયોનિસીઅસનુ એલચી તરીકે આવવુ**

ઇ સ પૂર્વે ૨૮૫ થી ૨૪૭ સુધી મિશ્ર દેશ પર રાજ્ય કરતા ટોલેમી ફિલાડેલ્ફસે ડાયોનિસીઅસ નામના પોતાના પ્રતિનિધિને હિંદી સમ્રાટ્ના દરબારમા મોકલ્યો હતો તેણે પણ પોતાના સહકાર્યકારીઓની પેઠે પોતાના અનુભવોની નોંધ લખી છે ઇ સ ના પહેલા સૈકાના ઇતિહાસકાર પ્લિનીને એ નોંધ મળી હતી ડાયોનિસીઅસે એલચી તરીકેના પોતાના પ્રમાણપત્ર બિંદુસારને આપ્યા કે તેના વારસ અશોકને એ બાબત જરી અનિશ્ચિત છે

**દક્ષિણ દેશની જીત**

બિંદુસારનો અમલ આશરે પચીશ કે અઠ્ઠાવીસ વર્ષ ચાલ્યો, પણ તે સમય દરમિયાનની તેની રાજ્યની અંદરની નીતિ વિષે કાઇ લેખ મળ્યો નથી તેમજ તેનો સમયનુ કાઇ સ્મારક અથવા લેખ હાથ આવ્યો નથી સભવ છે કે તેના પિતાની નવા મુલક જીતી ખાલસા કરવાની નીતિ તેણે હિંદની હદોની અંદર ચાલુ રાખી હતી બિંદુસારના પુત્ર તથા વારસ અશોકના રાજ્યની સીમા જેટલી ચોકસાઇથી જણાયેલી છે, અને એ નક્કી છે કે અર્ધ સ્વતત્ર રક્ષિત રાજ્યો મળી તેનો મુલક દક્ષિણમા નેલોરના અક્ષાશ સુધી વિસ્તરેલો હતો નર્મદાની દક્ષિણનો મુલક અશોકે જીતેલો હોય શકે નહિ, કારણ કે બગાળાના ઉપસાગરને કિનારે આવેલા કલિંગ રાજ્ય સિવાય બીજુ કોઈ રાજ્ય તેણે ખાલસા કર્યું જણાયુ નથી કદાચ એ જીત તેના અમલના પ્રથમ વર્ષોમા થઇ હોય, એ બનવા જોગ છે

પણ તે સમયની કશી માહિતી આપણને મળતી નથી. ચંદ્રગુપ્તની કારકીર્દિનાં ચોવીશ વર્ષ તો તેમનામાં ખીચોખીચ આવેલા મોટા બનાવોથી પુરેપુરાં રોકાયેલાં જણાય છે. અજ્ઞાત અવસ્થામાંથી સત્તાધીશ થવું, ગ્રીક પલટનોને મારી હઠાવવી, સેલ્યુકસની ચડાઇ પાછી ઠેલવી, રાજ્યવિપ્લવ કરી પાટલિપુત્રમાં નવો વંશ સ્થાપવો, એરિઆનાનો ઘણો ભાગ ખાલસા કરવો અને બંગાળના ઉપસાગરથી અરબી સમુદ્ર સુધી પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા ઉપરાંત કાંઇ વધારે કરવાનો સમય તેને મળ્યો હોય એ માનવું અઘરૂં છે.

**ઘણું ખરૂં એ જીત બિંદુસારે કરી**

દક્ષિણ અથવા લગભગ નેલોરના અક્ષાંશ સુધીનો દ્વીપકલ્પ હિંદ દેખીતી રીતે ચંદ્રગુપ્ત અથવા બિંદુસારે જીતેલો હોવો જોઇએ, કારણ કે બિંદુસારથી તે અશોકને વારસામાં મળેલું અને અશોકે તો કલિંગ રાજ્ય સિવાય કોઇ જીત કર્યાનો ઉલ્લેખ નથી; અને તેમાં પણ તેના અનેક કામમાં લાગેલા કામગરા બાપ કરતાં એ જીત બિંદુસારે જ કરી હોય એ વધારે સંભવિત છે. પણ ચંદ્રગુપ્તની કારકીર્દિની જણાયેલી રૂપરેખા એવી તો અદ્‌ભૂત છે કે તથા તેનાથી એ સમ્રાટમાં એવી તો અપવાદ-રૂપ પ્રતિભાની પ્રતીતિનું સૂચન થાય છે કે તેની સફળ કામગીરિની યાદીમાં દક્ષિણની જીત ઉમેરવી પડે એવો સંભવ છે. આટલી સ્વલ્પ ઝાંખી કરાવ્યા બાદ બિંદુસારની પડછાયા જેવી આકૃતિ આપણી દૃષ્ટિ આગળથી પસાર થઇ જાય છે અને હવે પછીનાં બે પ્રકરણમાં અશોકનો ઇતિહાસ આપવામાં આવશે અને ખરેખર અશોક માત્ર હિંદના જ નહિ, પણ સમગ્ર દુનીઆના મહાન સમ્રાટોમાં વ્યાજબી રીતે અગ્રભાગના સ્થાનને લાયક છે.

# પરિશિષ્ટ ચ.

## સેલ્યુકસ નિકેટારે ચંદ્રગુપ્ત મૌર્યને સંધિને પરિણામે આપેલા એરિઆનાનો વિસ્તાર.



ઈ. સ. પૂર્વે ૩૦૩ માં સેલ્યુકસ નિકેટારે ચંદ્રગુપ્ત મૌર્યને આપેલા પ્રદેશમાં પરોપનિસદ (કાબુલ), એરિઆ (હેરાત), એરેકોઝિયા (કંદહાર) અને ઘણું ખરૂં ગેડ્રોઝિયા (મકરાન) અથવા તે મુલકનો ઘણો મોટો ભાગનો સમાવેશ થતો હતો એવું આ પુસ્તકમાંનું મારૂં કથન મારા 'અશોક' એ નામના પુસ્તકમાં દર્શાવેલા મારા વિચાર તથા ક્રોયઝન તથા બીજા કેટલાક પ્રખ્યાત આધુનિક અભ્યાસીઓના વિચારોને અનુસરતા છે.

મી. બીવન એમ ધારે છે કે "મેં આપેલી હકીકત" સાબીત થયેલી હકીકતથી વધારે પડતી છે એ વાત બાજુએ રાખતાં સંભવિત હકીકતથીજ ઘણી વધારે પડતી છે, અને મેં આપેલી હકીકતની વિરોધી ચર્ચા કરે છે તેથી મારે બતાવવાની જરૂર પડે છે કે પુસ્તકમાં રજુ કરેલી બીના સંગીન પુરાવા ઉપરથી આપેલી છે. એ બાબતનાં સ્વતંત્ર નીચે મુજબ પાંચ પ્રમાણ છે—સ્ટ્રેબોના બે ફકરા, તેમજ એરિયન, પ્લુટાર્ક, જસ્ટિન—અને પ્લિનીના ફકરા. આ બાબત હાલના જે કોઈ લેખકોએ લખેલું છે તે બધું આ ટુંકા ઉતારાના આધાર પર જ છે.

**સ્ટ્રેબોના લખાણના અર્થનું વિવરણ**

મને તો એ સ્વત સિદ્ધ જેવું જણાય છે કે સ્ટ્રેબોના બંને ફકરા એક જ બનાવને ઉદ્દેશીને છે, અને જ્યારે એ પહેલા ફકરામાં કહે છે કે ગ્રીક લોકો તરફથી હિંદીઓને અલેગ્ઝાંડરના સમય સુધી ઇરાનીઓને તાબે હતો

તે 'એરિઆનાનો ઘણો મોટો ભાગ મળ્યો, તેના બીજા ફકરામાં સેલ્યુકસે ચંદ્રગુપ્તને આપેલા, અને પહેલાં ઇરાનીઓને તાબે હતા તે સિંધુની પશ્ચિમે આવેલા મુલકનો જ ઉલ્લેખ કરે છે.' સ્ટ્રેબો આપણને કહે છે કે તે આપેલા મુલકમાં એરિઆનાના ઘણા મોટા ભાગનો સમાવેશ થતો હતો" એ કથનમાં વાંધો લેવા કાંઇ વજુદ કારણ હોય એમ હું કલ્પી શકતો નથી. હું દૃઢ રીતે કહેવા માગું છું કે સ્ટ્રેબોના બંને ફકરા સાથે વાંચતાં તો એ કથન તદ્દન ચોક્કસ છે.

**બીજાં પ્રમાણો**

એપિયન, પ્લુટાર્ક તથા જસ્ટિન કેટલો મુલક અપાયો તે બાબત કાંઇ ઉલ્લેખ કરતા નથી. પણ સેલ્યુકસે સિંધુ ઓળંગી, તે એક નિષ્ફળ જંગ લડયો, અને પરિણામે તેને પોતાને ગેરલાભવાળી પણ તેના સામાવાળાને બહુ લાભદાયક શરતોએ તેણે સંધિ કરી, એ બધી બીના સાબીત કરવા માટે તે પ્રમાણો બહુ કિંમતી છે.

**ચાર પ્રાંતો**

ઘણા લેખકો હિંદમાં ગેડ્રોઝિયા, એરિઆ, એરેકોઝિયા તથા પરોપનિસદી એ ચાર પ્રાંતનો સમાવેશ કરે છે, એવું પ્લિનીનું કથન, તેના પુસ્તકની પ્રસિદ્ધિ ઇ. સ. ૭૭ માં થઇ તે પૂર્વે કોઈ સમયે એ ચાર પ્રાંત હિંદને તાબે હશે. એ બીના પર જ આધાર રાખતું હોવું જોઇએ. મૌર્ય વંશના સમય સિવાય કયે બીજે સમયે એ પ્રાંતો હિંદના ભાગ હોવાનું સંભવે છે? હિંદ વિષે પ્લિનીની માહિતી મૂખ્ય તો મેગાસ્થનીસ તથા સિકંદર, ચંદ્રગુપ્ત અને સેલ્યુકસના સમકાલીન બીજા લેખકોના લેખો ઉપરથી ઉપજાવેલી હોવી જોઇએ. તેના કથનપરથી કુદરતી અનુમાન એવું જ થાય કે ઉપર દર્શાવેલા ચાર પ્રાંત તે જ સેલ્યુકસે ચંદ્રગુપ્તને આપેલો 'એરિઆનાનો મોટો ભાગ' હતો. હિંદના સમ્રાટોએ ઘણીવાર કાબુલ તથા

કંદહારને પોતાને હાથ રાખ્યા છે અને ઘણીવાર તે હિંદના કુદરતી મોખરારૂપ થઈ રહેલા છે હેરાત હિંદથી વધારે દૂર છે ખરું, પણ કાબુલ તથા કંદહાર જેને હાથ હોય તે સહેલથી તેનો કબજો સાચવી શકે એમ છે

**ગેડ્રોઝિયા**

ગેડ્રોઝિયા પ્રાંત પશ્ચિમમાં ઘણે દૂર સુધી વિસ્તરેલો હતો અને ચંદ્રગુપ્તે કદાચ માત્ર તેના પૂર્વ ભાગને જ ખાલસા કર્યો હશે મિકરાનને ઓળંગતા અપરી પડેલી માલિન પર્વતની હાર એ તે પ્રાંતની કુદરતી સરહદ બની હશે ચંદ્રગુપ્તે આખા ગેડ્રોઝિયા પ્રાંતનો વહિવટ પોતાને હાથ લીધો હોય કે નહિ, પણ મને એ બાબતની તો શંકા જ નથી કે સેલ્યુકસે તો એ આખા પ્રાંત ઉપરથી પોતાનો હાથ ઉઠાવી લીધો અને તેથી ઘણા લેખકોએ એરિયા, એરેકોઝિયા તથા પેરોપનિસદી સાથે એનો પણ હિંદમાં સમાવેશ કર્યો, કારણ કે એન્ટિગોનસને કચરી નાખવાના જરૂરી અને તાકીદના કામમાં રોકાયેલા સેલ્યુકસને મધ્ય તથા પશ્ચિમ એશિઆમાં પોતાનું બળ એકત્ર કરવા માટે પ્લિનીએ ગણાવેલા પોતાના રાજ્યની સરહદ પર આવેલા પ્રાંત છોડી દેવાની ફરજ પડી હતી



# પરિશિષ્ટ–છ

## અર્થશાસ્ત્ર કે કૌટિલ્યશાસ્ત્ર



લાંબી ટીપણીઓ કરતાં એક પરિશિષ્ટમાં જ 'અર્થશાસ્ત્ર

**પુસ્તકની શોધ**

વિષેની જરૂરી માહિતી આપવી એ વધા સગવડભર્યું છે.

કૌટિલ્ય કે વિષ્ણુગુપ્ત એ ઉપનામધારી ચંદ્રગુપ્ત મૌર્યન બ્રાહ્મણ મંત્રી ચાણાક્યનાં કહેવાતાં સૂત્રોનો સમુહ ઘણા સમયથ જાણીતો છે, મૂળ અર્થશાસ્ત્રના ઉલ્લેખો તથા ઉતારા અને ઉદ્ધરણ ઘણા પ્રાચીન લેખકોના લખાણમાં મળી આવતાં છતાં, તે મૂળ પુસ્ કનો કાંઈજ પત્તો નહોતો. આખરે માઇસોરના મહારાજાના આશ્ર યથી ચાલતા પૌર્વાત્ય પુસ્તકાલયના વિદ્વાન પુસ્તકી શ્રી સ્યામશાસ્ત્રી તાંજોર જીલ્લામાં રહેતા એક પંડિત પાસે એ પુસ્તકની હસ્તલિખિ પ્રત હોવાની વાત બહાર આણી. તે ભલા પંડિતે પોતાની પ્રત તથ તે સાથે તેની ઉપરની ભટ્ટ-સ્વામીની ટીકાની એક અપૂર્ણ હસ્ લિખિત પ્રત તે પુસ્તકાલયમા મુકવાની સંમતિ આપી. ૧૯૦૫ 'ઇંડિયન એન્ટિકવરી' માં શ્યામશાસ્ત્રીએ આપેલા કેટલાક ફકર ઓના તરજુમાથી મારૂં ધ્યાન ખેંચાયું અને તેથી ૧૯૦૮ માં ઇતિહાસની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે તેમાં ઘણા કિંમત વધારા કરવા હું શક્તિમાન થયો. ત્યારબાદ મ્યુનિચ પુસ્તકાલયમ 'અર્થશાસ્ત્ર'ની બે પ્રતો જડી આવી અને બીજી એક પ્રત કલકત્તામ છે એમ જણાય છે.

**શામશાસ્ત્રીનો તરજુમો**

૧૯૦૮ માં મારા ઇતિહાસના પુસ્તકની બીજી આવૃત્તિ પછ કેટલાક પ્રખ્યાત જર્મન અભ્યાસીઓએ ચાણાક્યના એ પુસ્તકના અભ્યાસપ ખૂબ લક્ષ આપવા માંડયું, અને શામ

શાસ્ત્રીને પોતાનો ઉતાવળમા કરેલો તરજુમો પુરો કરવાનુ ઉત્તેજન મળ્યુ ઘણી અડચણો નડયા છતા તેણે તે કામ પુરૂ કર્યું છે તેણે મૂળ પુસ્તકની એક આવૃત્તિ પણ છપાવી છે એ નિસ્વાર્થ તથા કિંમતી મહેનત માટે તેઓ ઘણી સ્તુતિને પાત્ર છે કમનસીબે તેમનો તરજુમો બધો છપાયેલો હોવા છતા સગવડ પડતા રૂપમા મળી શકે એવો નથી

**આ પુસ્તક મૌર્ય સમયનુ છે**

જર્મન અભ્યાસીઓની શોધખોળ ઉપરથી ચોખ્ખી રીતે સિદ્ધ થયુ છે કે ‘અર્થશાસ્ત્ર’ મૌર્ય સમયનુ ખરેખર પ્રાચીન પુસ્તક છે, અને તે ચાણાક્ય કે કૌટિલ્યનુ કહેવાય છે તે ખરૂ માનવા સબળ કારણ છે એ પુસ્તકમા કેટલોક ભાગ પાછળથી ઉમેરાયેલો હોય એ શક્યતા કાઇ ઉપલો નિર્ણય બાતલ કરતો નથી, પણ એ પુસ્તકનો ઘણોખરો ભાગ તો જરૂર મૌર્ય સમયનો જ છે મે બતાવ્યુ છે કે એ પુસ્તકમા મૌર્ય સામ્રાજ્યની સ્થાપનાની તુરત પહેલાની સમાજસ્થિતિ વર્ણવેલી છે

એ પુસ્તક આવતા ઘણા વર્ષ લગી ઘણા દૃષ્ટિબિંદુએથી અભ્યાસીઓને અભ્યાસમા રોકશે શામશાસ્ત્રીએ કરેલુ કામ અગ્રગામી કાર્યની જાતનુ છે, અને તેવા કામ તરીકે ઉત્તમ પ્રતિનુ છે, પણ હજુ તેમા સશોધન તથા વધારે કામની જરૂર છે



## પ્રકરણ ૬ ઠું.

---

## અશોક મૌર્ય.

**અશોક યુવરાજ તરીકે**

વિશ્વસનીય લોક કથાનુસાર અશોકવર્ધન અથવા અશોકે તેના પિતા બિંદુસારના અમલ દરમિયાન પ્રથમ વાયવ્ય સરહદ પ્રાંતના તથા પછીથી પશ્ચિમ હિંદના સુબા તરીકે કામ કરી રાજપ્રકરણના કળાની ઉમેદવારી કરી હતી. તે તેના પિતાના ઘણા પુત્રોમાનો એક હતો, અને સામાન્ય રિવાજ મુજબ, રાજ્યગાદી માટે તેનાં લાયકાત તથા શક્તિને લીધે તેના પિતાએ તેને યુવરાજ નીમ્યો હશે એ નિઃસંદેહ વાત છે.

**તક્ષિસલા**

કાસ્મીર, પંજાબ તથા સિંધુની પશ્ચિમે આવેલા પ્રદેશ મળી બનેલા વાયવ્ય પ્રાંતની રાજ્યધાની તક્ષિસલા, તે સમયે પૂર્વ દેશના મોટાં અને ભવ્ય શહેરોમાંનું એક હતું, અને હિંદુઓની વિદ્યાના મથક તરીકે તેની ખાસ નામના હતી. બધા ઉચ્ચ વર્ગના લોકોના, સરદારોના, બ્રાહ્મણોના અને વેપારીઓના છોકરા, હિંદુ શાસ્ત્ર તથા વિજ્ઞાન અને ખાસકરીને આયુર્વેદ શીખવા માટે, હાલ જેમ વિદ્યાપીઠવાળાં શહેરોમા જાય છે, તેમ ત્યા ટોળાબંધ જતા હતા. એ પાટનગરની આસપાસનો મુલક રસાળ તથા સારી વસ્તીવાળો હતો. એ પેઢી પહેલાં તે એક નાનું સ્વતંત્ર રાજ્ય હતું; અને જો કે તે પડોશી રાજ્યોથી બીતું રહે એવું નબળું હતું, તો પણ સિકંદરને કિમતી સહાય આપી શકે એટલું સબળું પણ હતું.

**તક્ષિસલાના રિવાજ**

ગ્રીકોને આ નાના રાજ્યનું તંત્ર સારૂં ચાલતું લાગ્યું. તેમણે ત્યાંના એક કરતાં વધારે સ્ત્રી કરવાના, મરેલા માણસના શબને ગીધ, કાગડા

વગેરે ફેલી જાય એમ ખુલ્લું મુકવાના, અને રીતસર પરણી નહિ નડેલી કન્યાઓને ખુલ્લા બજારમાં વેચવાના રિવાજોની સંપૂર્ણ તથા જરા પણ નાપસંદગી વગર નોંધ લીધેલી છે

**શહેરનું અનુકૂલ સ્થાન**

મધ્ય એશિયાથી હિંદના અંદરના ભાગમા જતા ધોરી માર્ગ-પરના એના સ્થાને તે શહેરને વાયવ્ય પ્રાંતના પાટનગર માટે લાયક બનાવ્યું હતું લશ્કરી દૃષ્ટિએ એના લાભ તો આજ પણ સ્વીકારાય છે તેના ખડીયેર પાસેજ આવેલું હસન અબદાલ હિંદી લશ્કરની હિલચાલ તથા પેરેડ માટે માનીતું સ્થાન છે, અને તને અગ્નિખુણે થોડાજ માઈલ પર આવેલા રાવળપીંડિ આગળની મોટી છાવણી, વાયવ્યમાથી આવતા ભાવી સિકંદરોથી એ ધોરી રસ્તાનું રક્ષણ કરે છે

**ઉજ્જયિની**

પશ્ચિમ હિંદની રાજધાની ઉજ્જયિની પણ તેટલુંજ પ્રખ્યાત અને પ્રાંતિક સરકારના મથક તરીકે તેટલું જ અનુકૂલ હતું હિંદની સાત પવિત્ર નગરીમા ગણાતું હોવાથી, અને પશ્ચિમ કિનારાના ઉદ્યોગી બંદરોને હિંદના અંદરના ભાગોના બજાર જોડે સાંધનાર રસ્તાપર આવેલું હોવાથી, યાત્રાના જાણીતા ધામ તેમજ મોટા વેપારના મથકના લાભો તેમા એકઠા થતા હતા એ શહેર હિંદી ખગોળનું કેન્દ્ર ગણાતું તથા તેના યામ્યોત્તર વૃત્તથી પૃથ્વીના રેખાંશોની ગણતરી કરવામા આવતી હતી

**અશોકનું શાંત રાજ્યારોહણ**

તેના પિતાની છેવટની માંદગીની ખબરથી તે પાટનગર તરફ રવાના થયો, તે સમયે તે ઉજ્જેનમા રહેતો હતો, એવી દંતકથાઓમા પ્રચલિત લોકકથા માની શકાય એવી છે, પણ તેને સો ભાઈ હતા તથા તેમાના

નવાણુંને તેણે કતલ કર્યા, વગેરે તેમાંની વાતો જરાપણ વિશ્વસનીય લાગતી નથી. આધેડ વયની ઉમ્મરના તેના ધાર્મિકતાના પ્રકાશિત ચારિત્ર ચિત્રને પડછે નાંખવાના હેતુથી બૌદ્ધ સાધુઓએ આવી નકામી વાતો ઉપજાવી કાઢી લાગે છે. તેના અમલના ૧૭ મા કે ૧૮ મા વર્ષમાં અશોકને ભાઇઓ તથા બહેનો હતાં અને તેમનાં કુટુંબો તેની કાળજી તથા ફીકરનાં પાત્ર હતાં; તેનાં સગાંઓ પ્રત્યે તેને દ્વેષભાવ હતો એવું બતાવનાર કશો પુરાવો નથી. તેનો દાદો ચંદ્રગુપ્ત તો ' મારફાડીઓ ' હતો. તે ગરીબી તથા દેશવટાની સ્થિતિમાંથી એક સમ્રાટની પદવીએ પહોંચ્યો હતો. કુદરતી રીતે તેનો દ્વેષ કરનાર તથા તેને ધિક્કારનાર ઘણા હતા અને તેને પોતાને, શંકા તથા વહેમભર્યું જીવન જીવવાની ફરજ પડતી હતી. અશોક તો જન્મથીજ રાજા હતો; અને બે પેઢીભર અને લગભગ અર્ધી સદીના દૃઢ અમલથી સ્થિરસ્થ પામેલાં રાજ્યનો વારસો તેને મળેલો હતો તેથી તેના પૂર્વજના ચિત્તને ફટકાવી નાંખનાર ચિંતાથી તે મુક્ત હતો. પહેલેથી છેલ્લે સુધી તેની આજ્ઞાઓ અસલામતી કે નબળાઇનું લેશ માત્ર પણ સૂચન કરતી નથી. સંભવ એવો છે કે તેના પિતાની ગોઠવણ મુજબ શાંતિથી તે તેની પછી ગાદીએ આવ્યો. આમ છતાં પણ સંભવ છે કે અશોક તથા તેના મોટા ભાઈ સુશીમ વચ્ચે રાજ્યગાદી માટે ઝઘડો થયો હતો, એવી ઉત્તર પ્રદેશની લોકકથાને ખરી બનેલી બીનાનો પાયો હોય ખરો. લંકાના સાધુઓએ કહેલી વાતો કરતાં એ લોકકથા વધારે ઐતિહાસિક દેખાય છે.

**ઇ. સ. પૂર્વે ૨૭૩ અથવા ૨૭૨ રાજ્યારોહણ ઇ. સ. પૂર્વે ૨૬૯**

તેના દાદા તથા પિતાએ જીતેલા અને રક્ષેલા મહારાજ્યનો વહિવટ તેણે ઇ. સ. પૂર્વે ૨૭૩ માં હાથમાં લીધો, ત્યારે અશોક યુવાન હશે, કારણ કે તેનો અમલ પુરાં ચાલીસ વર્ષ ચાલ્યો હશે. એના અમલનાં પહેલાં અગીઆર કે બાર વર્ષની કાંઇ પણ નોંધ નથી

અને રાજ્યવહિવટના ચાલુ કામમા જ વીતેલા હશે એમ માની લેવા હરકત નથી તેના પછી રાજ્યાભિષેકની ક્રિયા, તેના ગાદીએ બેઠા પછી ચાર વર્ષે ઇ સ પૂર્વે ૨૬૯ પહેલા થઇ જણાતી નથી, અને પિતાની ગાદીએ આવવાની બાબતમા કાઇ વાધો પડ્યો હતો એ ખ્યાલને ટેકો આપનાર માત્ર આ એક જ સજોગ છે એના રાજ્યાભિષેકનો દિવસ પ્રતિ વર્ષ બહુ વિધિ તથા ભભકાભેર ઉજવવામા આવતો, અને તેના ખાસ ચિહ્ન તરીકે કેદીઓને ગુનાની માફી આપવામા આવતી અથવા કેદમાથી છોડી મુકવામા આવતા

એના રાજ્યના તેરમા વર્ષમા અથવા તેના રાજ્યાભિષેકથી ગણતા નવમા વર્ષમા અશોકે રાજ્યવિસ્તારના હેતુથી એક વિગ્રહ શરૂ કર્યો તેના જીવનમા આ એક જ એવો નોધાયેલો પ્રસગ છે બગાળાના ઉપસાગરને કિનારે

**ઇ. સ. પૂર્વે ૨૬૧ કલિગનો વિગ્રહ**

મહા નદીથી ગોદાવરી સુધી પ્રદેશની કલિગ નામથી ઓળખાતી પટ્ટીને જીતી લઇ તેણે પોતાને તાબેના મુલકનો પુરા વિસ્તાર કરવાની ધારણા બાધી એ ચડાઇ પુરેપુરી સફળ નીવડી અને કલિગ મૌર્ય રાજ્યમા સર્વાગે ભળી ગયુ આ પછી થોડે વર્ષે પ્રસિદ્ધ થયેલા બે ખાસ ફરમાન બતાવી આપે છે કે નવા જીતાયેલા મુલકના વહિવટની બાબતમા તેને બહુ ફીકર રહેતી, કારણ કે બધા સમ્રાટોની પેઠે અશોકના અમલદારો પણ તેમના સ્વામીની આજ્ઞાઓનો બરાબર અમલ કરતા નહિ સમ્રાટ તરફથી ન્યાયી તથા પિતાના જેવી દયાભરી રીતે રાજ્યવહીવટ ચલાવવાની અને જગલી જાતો તરફ ખાસકરીને સહાનુભૂતિ તથા કાળથી કામ લેવાની સૂચના હતી, છતા ઘણીવાર અમલદારો એ સૂચનાઓ પાળવામા બેદરકાર રહેતા, પરિણામે તેમને ચેતવણી આપવી પડતી હતી કે આજ્ઞાભગ એ પોતાના સ્વામીની કે ઇશ્વરની પ્રીતિ મેળવવાનો માર્ગ નહોતો

કલિગ રાજ્યનુ લશ્કર મોટુ હતુ મેગાસ્થનીસના અદાજ મુજબ

**એ વિગ્રહથી થયેલું કષ્ટ**

તે ૬૦,૦૦૦ પાયદળ, ૧૦૦૦ ઘોડેસ્વાર અને ૭૦૦ યુદ્ધ ગજનું બનેલું હતું. ચઢી આવનારની સામે કલિંગ રાજ્યે એવી તો જક્કી ટક્કર ઝીલી કે જીતને પરિણામે અમાપ દુ:ખ આવી પડયું. વિજેતા શોકપૂર્વક નોંધ કરે છે કે દોઢ લાખ આદમી કેદ કરવામાં આવ્યા, એક લાખ કતલ થઇ ગયાં, અને યુદ્ધના સાથમા આવતાં દુષ્કાળ, મારામારી તથા બીજાં સંકટોમાં એના કરતાં ઘણી મોટી સંખ્યા ખપી ગઇ.

**અશોકનો પશ્ચાતાપ**

આ બધાં દુઃખના દૃશ્યથી તથા પોતેજ એ બધાં દુઃખનો પેદા કરનાર હતો એ જ્ઞાનથી અશોકનું અંતઃકરણ દુખાયુ અને તેના હૃદયમાં ‘પશ્ચાતાપ, ઉંડો શોક તથા ગમગીની’ની લાગણીઓ ઉભરાઇ આવી. આ બધી લાગણીઓને પરિણામે રાજ્યવિસ્તારને લોભે હવે પછી કદિ પણ પોતાના ભાઇઓ પર આવું ભયંકર દુ:ખ ન લાવવું એવો નિશ્ચય તેના હૃદયમા તરી આવ્યો. એ વિગ્રહ પછી ચાર વર્ષે તે જાહેર કરી શક્યો કે “તે સમયે કલિંગમાં જેટલી સંખ્યા કતલ થઇ હતી, કેદ થઇ હતી અથવા હરાઈ ગઈ હતી તેના સોમા અથવા હજારમા ભાગના નુકશાનથી પોતાને જરૂર બહુ જ ઉંડો શોક થાય.”

**અશોક યુદ્ધ ન કરવાની પ્રતિજ્ઞા લે છે**

રાજાએ પોતે જાહેર કરેલા સિદ્ધાંતોનો વર્તનમા અમલ કર્યો અને ‘પોતાની બાકીની જીંદગીભરમાં તેણે રાજ્યવિસ્તારનું યુદ્ધ કરવું છોડી દીધું આજ સમયમા તે બૌદ્ધ માર્ગના ઉપદેશની અસર નીચે આવ્યો, અને જેમ જેમ વર્ષ વીતતા ગયાં તેમ તેમ એ ધર્મપર તેના આસ્થા તથા ભક્તિ વધતા ગયાં. તે જાહેર કરે છે કે ધર્મના નિયમાનુસાર મેળવેલી જીત એ જ મોટામાં મોટી જીત છે, અને યુદ્ધથી જીત મેળ-

ની એ રાજાની ફરજ છે એ સામાન્ય ખ્યાલ કાઢી નાખવાની તે પોતાના વારસોને વિજ્ઞપ્તિ કરે છે તેમ છતા કદાચ તેઓને યુદ્ધ કરવાની ફરજ પડે તોપણ ધૈર્ય તથા નમ્રતામા આનદ માનવાનુ અને ધર્મ અથવા ધર્મચક્ર પ્રવર્તાવવાથી જ ખરી જીત મળે છે એમ તેમને યાદ દેવડાવે છે

**નીતિ-પ્રચાર**

બૌદ્ધ ગુરૂઓની પાસેથી શીખેલી અને 'ધર્મચક્ર' નામથી ઓળખાતી નીતિજીવન પદ્ધતિને પળાવવામા, તેનો પ્રચાર કરવામા તથા તેના શિક્ષણમા, હવે અશોકે પોતાના વિશાળ સામ્રાજ્યપરની અમર્યાદ આપખુદ સત્તાને વાપરવાના કાર્યને પોતાનુ જીવનકાર્ય બનાવ્યુ

**ઈ. સ. પૂર્વે ૨૫૭–૨૫૬**

તેના રાજ્યના ૧૭ મા અને ૧૮ મા વર્ષમા, તેણે ચોક્કસ રીતે પોતાના જીવનકાર્યની દિશા નક્કી કરી દીધી, અને શિલાઓ ઉપર કોરેલી ધર્માજ્ઞાની શ્રેણીકાન પોતાની પ્રજાને પોતાના રાજ્યનીતિના સિદ્ધાતો જાહેર કર્યાં એ શ્રેણીમા નાની શિલાશાસન નબર ૧, અને ચૌદ શિલાશાસનોનો સમાવેશ થતો હતો, અને તેમા પોતાના હાથ નીચેના આદમીઓની વર્તણૂકને દોરનાર સામાન્ય નિયમો નક્કી કરી મુકેલા હતા

આ અસાધારણ લેખોની પછી જીતેલા કલિંગ દેશને ખાસ લગતા બીજા લેખો પ્રસિદ્ધ કરવામા આવ્યા, એના સારનો ઉલ્લેખ ઉપર આપેલો છે આ શ્રેણીમા સૌથી પ્રાચીન નાની શિલા ધર્માજ્ઞા નબર ૧ દેખાય છે એ નાનો લેખ છે અને એ ॥ એકએકથી અદ્દલ જુદા પડતા ૭ પાઠાતરો છે તે તથા બીજા લાગા લેખો જોડે વાચતા આપણને જણાય છે કે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી અઢી વર્ષ સુધી તે સાદો ઉપાસક હતો, અને એ સમય દરમિયાન તેણે ધર્મપ્રચારની બાબતમા સબળપૂર્વક યત્ન કર્યો નહોતો, પણ જાહેરાતો બહાર

જાહેર કરે છે એટલે તે બાબત કાંઇ શંકા હોઇ શકે નહિ. નવ સૈકા બાદ ચીના મુસાફર ઇટિસંગે એવી નોંધ લીધી છે કે અશોકની મૂર્તિ અમુક નમુનાના સાધુના વસ્ત્રોમાં સર્જી થયેલી હતી. રાજ્યગાદી છોડયા વગર કોઈ સમ્રાટ્ સાધુ થઇ શકે એ ખ્યાલની આપણા વિચારે જણાતી અસંગતતા ઇટિસંગને જણાઇ નહોતી, કારણ કે તેના પોતાના દેશમા બનેલા એવાજ પ્રસંગથી તે પરિચિત હતો. લિઆંગવંશનો પહેલો સમ્રાટ્ વુ–ટી અથવા સિઆઓ–યેન ચુસ્ત બૌદ્ધમાર્ગી હતો અને છતા ઇ. સ. ૫૨૭ તથા ૫૨૯ માં એમ બે પ્રસંગે તેણે સંઘનાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં. એના કરતાં જરા ઓછે અંશે મળતો પ્રસંગ બારમા સૈકામાં પશ્ચિમ હિંદના એક જૈન રાજાનો છે. એણે 'સંઘ–સ્વામી'ની ઉપાધિ ધારણ કરી હતી અને તેના રાજ્યને જુદે જુદે અવસરે પોતાની જાતને યમ નિયમના બંધનોથી બાધી હતી. બૌદ્ધસાધુને ગમે ત્યારે ગૃહસ્થી થવાની છુટ હોય છે અને સંભવ છે કે અશોક ક્ષણીવાર થોડા થોડા સમય માટે મઠમા તે એકાત

---

ગરને નેપાલમાં મુકવાની બાબતમાં એસ. એચ. જનરલ ખડગ સમશેર જંગ બહાદુર મારી સાથે સંમત થાય છે. તે માને છે કે છોટી અથવા પૂર્વ રાપ્તિ (અચિરાવતી) તથા ગંડક (હિરણ્યવતી) એ બેના સંગમ આગળ તે હોવું જોઇએ. મેં પસંદ કરેલા સ્થાન કરતાં તેમણે પસંદ કરેલું સ્થાન વધારે પશ્ચિમમાં, પણ તેજ અક્ષાંશમાં છે, અને તે ખરૂં હોવાનો વધારે સંભવ છે. (પાયોનીયર મેલ–અલાહબાદ, ફેબ્રુ. ૨૬. ૧૯૦૪). કાસિયા પાસેના નિર્વાણ મંદિરની પાછળના મોટા સ્તુપમાંથી મળેલા–परिनिर्वाण–चैत्ये ताम्रपट इति એવા શબ્દ વાળા તામ્રપટે, ગોરખપુર જીલ્લાની પૂર્વે આવેલા કાસિયાનાં અવશેષો કુશિનગરનું સ્થાન દર્શાવે છે, એવી જુની કલ્પનાને સજીવ કરી છે. (પર્ગિટર, જર્નલ, રૉ એ. સો. ૧૯૧૩, પૃ ૧૩૨.)

પણ એ કલ્પનાની સામે ગંભીર વાંધા છે, અને સંભવ એવો છે કે કાસિયા પાસેનું સ્થાન કુશિનગરના મઠને આધીન હોવાથી એ પણ 'પરિનિર્વાણ-ચૈત્ય'ના નામથી ઓળખાતું હતું (હેસ્ટિંગ્ઝના 'એન્સાઈક્લોપીડિયા ઑફ રીલિજીયન અને એથિક્સ'માં કુશિનગર પરનો મારો લેખ જુઓ.

વાસમા રહેતો અને તે સમય દરમિયાન રાજ્યવહીવટ ચલાવવાનો યોગ્ય બંદોબસ્ત તે હમેશા કરતો નાની ધમાના નંબર ૧ અને ભાબ્રુની આજ્ઞા રાજા બૈરાટ મઠમા એકાંત વાસમા હતો ત્યારે નીકળી હતી એમ માનવા કારણ છે બધી મુશ્કેલીઓને એના જેવો પ્રબળ શક્તિશાળી સમ્રાટ એક કરતા વધારે રીતે દૂર કરી શકે એ સમજાતુ સહેલુ છે એના પછી ઘણે લાંબે ગાળે શાર્લમેને યુરોપમા કર્યુ હતુ તેમ તેની જીંદગીના છેલ્લા પચ્ચીસ વર્ષમા અશોકે ચોક્ખી રીતે રાજ્ય તથા સંઘ બન્નેના ઉપરીનુ સ્થાન લીધુ હતુ

**સાત સ્તંભ આજ્ઞામા સિંહાવલોકન**

તેને ગાદીએ બેઠાને આશરે ત્રીસ વર્ષ થયા બાદ ઈ સ પૂર્વે ૨૪૩ ના વર્ષમા અશોકે 'સાત સ્તંભ આજ્ઞા' ના નામોની નવી શ્રેણી રચવાની શરૂઆત કરી એમા તેણે પોતે પહેલા કરેલા ઉપદેશનુ પુનરાવર્તન કર્યુ હતુ અને તેના અંતમા પોતાના ચિત્તને પ્રિય નૈતિક સુધારાના પ્રચાર માટે લીધેલા પગલાઓનુ સિંહાવલોકન કર્યુ હતુ વળી તેના દિલમા ઘૃણાની લાગણી પેદા કરનાર પશુઓની કતલ તથા અવયવચ્છેદની બાબતમા કરેલી મહિમ નિયમાવલીનો પણ તેની અંદર સમાવેશ કરવો હતો

નવાઈની વાત છે કે એ સિંહાવલોકનમા પરદેશ ખાતે મોકલેલા મનુષ્યમંડળોનો કાંઈ ઉલ્લેખ નથી, તેમજ તેના રાજ્ય દરમિયાન કોઈ વખતે સંપ્રદાયમા પડતી ફુટ અટકાવવાના હેતુથી, પાટનગર ખાતે મળેલી બૌદ્ધ સંપ્રદાયના વડાઓની સમિતિ વિષે પણ કાંઈ લખેલુ નથી સંભવ છે કે ભાબ્રુ—આજ્ઞાઓની પ્રસિદ્ધિ પછી સમિતિ બોલાવવામા આવી હોય, પણ ભિક્ષુ—આજ્ઞામા અસંતોષ ભોગવનારા પંથો સંબંધી જાહેર નીતિ ગણાતા કાંઈ યત્ન તેમા કરવામા આવ્યો નથી એ બાબત હું સમજાવી શકતો નથી

**પાટલિપુત્રમાં મળેલી સમિતિ**

એ સમિતિ મળ્યાની હકીકત એટલી બધી દંતકથાઓથી પુરવાર થાય છે કે તેની અંદરની વિગતોને ઐતિહાસિક ન ગણીએ તોપણ તે બીના ખરી બનેલી બીના તરીકે વગર આંચકે સ્વીકારી શકાય એમ છે. સંપ્રદાયમાં પક્ષ પાડવાના મોટા પાપની વિરૂદ્ધ ખાસ લખાયેલી સ્વરનાથની આજ્ઞા મારા ધારવા પ્રમાણે એ સમિતિના કાર્યને પરિણામેજ પ્રસિદ્ધ થઇ જણાય છે. લંકામાં એ સમિતિ મળ્યાનું વર્ષ ૨૩૬ મનાય છે; અને તે મારી કાળગણના પ્રમાણે ઇ. સ. પૂર્વે ૨૫૧ નું વર્ષ થાય; પણ તે સાલનિર્ણય મને માન્ય નથી. મારો એવો અભિપ્રાય છે કે એ સમિતિ અશોકનાં અમલનાં છેલ્લાં દશ વર્ષના અરસામાં મળેલી હોવી જોઇએ.

**રાજ્ય વિસ્તાર**

અશોકની હકુમત નીચેના વિશાળ સામ્રાજ્યના વિસ્તારનો લગભગ ચોક્કસપણે અંદાજ કરી શકાય એમ છે. વાયવ્યમાં તેનો વિસ્તાર હિંદુકુશ પર્વત સુધી હતો અને હાલ અફઘાનિસ્તાનના અમિરને તાબે છે તે મુલકનો તેમજ હાલનો આખો અથવા ઘણોખરો બલુચિસ્તાનનો અને આખા સિંધનો તેમાં સમાવેશ થતો હતો. સ્વાત તથા બાજોરની એકાંત ખીણો પણ કદાચ એ સમ્રાટના અમલદારોના વહીવટ નીચે હતી અને કાશ્મીર તથા નેપાલની ખીણો તો ચોક્કસ એ સામ્રાજ્યના અંગરૂપ હતાં. અશોકે કાશ્મિરની ખીણમાં તે દેશની એજ નામની હાલની રાજ્યધાનીથી થોડે અંતરે શ્રીનગર નામનું નવું રાજ્યધાનીનું શહેર વસાવ્યું.

**નેપાળમાં અશોક**

નેપાલની ખીણમા જુના પાટનગર મંજુપાટણની જગાએ તેણે પાટણ, લલિતપાટણ અથવા લલિતપુર એ નામોથી ઓળખાતું નવું પાટનગર વસાવ્યું. હાલની રાજધાની ખટમંડુથી અઢી માઇલ અગ્નિ ખૂણે તે હાલ પણ મોજુદ છે.

પાછળથી એલાહેદા સ્વસ્થાનના મથક બનેલુ લલિતપાટણુ અશોકે તેનીપર બેસાડેલી બૌદ્ધ છાપ ધારણ કરે છે ઇ સ પૂર્વે ૨૫૦ કે ૨૪૯ મા અશોકે તીર્થયાત્રા કરી અને નેપાલની મુલાકાત લીધી તેની યાદગીરિ તરીકે તેણે એ શહેર વસાવ્યુ હતુ તેની પુત્રી ચારુમતિ તેની સાથે હતી તેણે ધાર્મિક જીવન સ્વીકાર્યું અને તેનો પિતા મેદાન પ્રદેશ તરફ પાછો ફર્યો, ત્યારે તે નેપાલમા જ રહી હતી તેના સ્વામી દેવપાલ ક્ષત્રિયની યાદગીરિમા તેણે દેવપાટણ નામનુ શહેર વસાવ્યુ અને પશુપતિનાથની ઉત્તરે તેણે પોતે બધાવેલા મઠમા તે સાધ્વીનુ જીવન સ્વીકારી રહેવા લાગી એ મઠ હજુ તેનુ જ નામ ધારણ કરે છે અશોક લલિતપાટણને બહુ પવિત્ર સ્થાન ગણતો હતો અને એક શહેરની મધ્યમા અને બીજા ચાર શહેરના કોટની બહાર ચારે દિશામા એમ પાચ મોટા સ્તુપ તેણે બધાવ્યા આ બધા સ્મારક મકાનો હજુ હયાત છે અને તેમની પછી થયેલા મકાનોથી સ્પષ્ટ રીતે જુદા પડે છે કેટલાક નાના મકાન અશોક અથવા તેની પુત્રીના કરેલા કહેવાય છે

**પૂર્વ તરફનો વિસ્તાર** પૂર્વમા ગગાના મુખ સુધીનો આખો બગાળાનો મુલક તેના સામ્રાજ્યમા હતો ત્યાનુ મુખ્ય બદર તામ્રલિપ્તિ અથવા હાલનુ તમલુક હતું ગોદાવરી નદીની ઉત્તરે કલિંગ નામથી ઓળખાતી કિનારાની પટી ઈ સ પૂર્વે ૨૬૧ મા ખાલસા કરવામાં આવી હતી તેના પોતાના રાજ્યના અમલ નીચેનુ ગોદાવરી તથા કૃષ્ણા વચ્ચેનુ આંધ્રનું રાજ્ય તેની દક્ષિણે હતુ તથા એક રક્ષિત રાજ્ય જેવુ હતુ અગ્નિ ખુણામા આવેલી ઉત્તર પેન્નાર નદી સામ્રાજ્યની હદ તરીકે ગણી શકાય

**દક્ષિણ બાજુનો વિસ્તાર** દ્વિપકલ્પના છેડા સુધી વિસ્તરેના ચોલ તથા પાડયના તામિલ રાજ્યો તેમજ નૈઋત્ય અથવા મલબાર કિનારા પરના કેરલપુત્ર અને સત્યપુત્ર સ્વસ્થાનો ખરેખર સ્વતત્ર હતા સામ્રા-

જ્યની દક્ષિણ સીમા પૂર્વ બાજુ નેલોર પાસેની પેનર નદીના મુખથી દોરેલી, અને ચિતલદૂર્ગની દક્ષિણે અને કડપામાં થઇ પશ્ચિમ કિનારે જુના સત્યપુત્રનું સ્વસ્થાન દર્શાવતા તુલુવ દેશની ઉત્તર હદ બાંધતી કલ્યાણપુરી સુધીની રેખાએ સામ્રાજ્યની દક્ષિણ સરહદ વર્ણવી શકાય એમ છે.

**જંગલી જાતો**

વાયવ્ય સરહદપરની અને ઉત્તર તથા દક્ષિણ હિંદને જુદા પાડતા વિંધ્ય પર્વતના જંગલ પ્રદેશમાં વસતી જંગલી જાતો કોઈ સાર્વભૌમ સત્તાના ઉપરીપણા નીચે કાંઇક મર્યાદિત સ્વરાજ્ય ભોગવતી હશે એમ જણાય છે. આ ઉપરથી હાલની ભાષામા બોલતા એ સામ્રાજ્યમા હિંદુકુશની દક્ષિણે આવેલો અફઘાનિસ્તાન, બલુચીસ્તાન, સિંધ, કાશ્મીરની ખીણ, નેપાલ, હિમાલયનો નીમ્ન પ્રદેશ અને દક્ષિણના અંત પ્રદેશ સિવાયનો આખો ખરો હિંદ એટલાનો સમાવેશ થતો હતો.

**હાકેમો**

મધ્ય પ્રદેશોનો વહીવટ સીધો રાજાની અંગત દેખરેખ નીચે પાટલીપુત્રથી ચાલતો હોય એમ જણાય છે. સીમાપર આવેલા પ્રાતોનો વહીવટ હાકેમોથી ચાલતો અને તેવા હાકેમ ઓછામા ઓછા ચાર હશે એમ જણાય છે. વાયવ્ય પ્રાંતના હાકેમનો મુકામ તક્ષશિલામા હતો અને પંજાબ, સિંધ, સિંધુપારના પ્રદેશો તથા કાશ્મીર એટલા એના અમલ નીચે હશે એમ માની લઇ શકાય એમ છે. જીતેલા કલિંગ રાજ્ય સાથેના પૂર્વ પ્રાંત તોસાલી મુકામે રહેતા હાકેમના અમલ નીચે હતો. એ શહેરનું ચોક્કસ સ્થાન હજુ નક્કી થઇ શક્યુ નથી. માળવા, ગુજરાત તથા કાઠીઆવાડનો બનેલો પશ્ચિમ પ્રાત એક રાજકુમારની હકુમત નીચે હતો અને તેનો મુકામ પ્રાચીન ઉજ્જયિની નગરીમાં હતો. નર્મદા પારના દક્ષિણ પ્રાત પર એક ચોથો હાકેમ અમલ ચલાવતો હતો.

અશોકનાં બાંધકામોમાં વિનાશમાંથી બચી ગયેલાં અને સાધારણ સારી રીતે સચવાયેલાં બાંધકામ છે. મુખ્ય મકાનની આસપાસના કઠેરાના ઉંચા પ્રકારના કોતરકામવાળા દરવાજા, એ મહાન મૌર્યની આજ્ઞાનુસાર તૈયાર કરવામાં આવ્યા હશે. તે તેના સમય પછી લાંબે ગાળે નહિ થયા હોય એ તો નક્કી છે. એમનાં અનેક વાર વર્ણન કરવામાં આવ્યાં છે તથા ચિત્રો આપવામાં આવેલાં છે.

**એક-શિલા સ્તંભ**

પોતાના રાજ્યના મધ્ય પ્રદેશમાં મોટી સંખ્યામાં ઉભા કરેલા લેખવાળા તેમજ લેખ વિનાના મોટા કદના રેતી પત્થરના એકજ ટુકડે બનાવેલા સ્તંભો, તેના રાજવંશી દબદબાને લાયકનાં સ્મારક છે એટલુંજ નહિ, પણ સ્થાપત્ય ઘટનામાં હિંદી સલાટ શિલાના પ્રાચીનમાં પ્રાચીન નમૂના તરીકે પણ જાણવાજોગા છે. એમાંના કેટલાક ૫૦ ફીટ ઉંચા તથા ૫૦ ટન વજનના છે. ઇરાની નમૂનામાં બહુ સુધારાવધારા કરી તેમની ઘટના કરેલી છે અને તેમની કારીગિરી તદ્દન દોષરહિત છે. [૧]

**ગુફા-ગૃહો**

બૌદ્ધ તથા જૈન સંપ્રદાયોથી અલગ અતિપ્રાચીન તપસ્વી વર્ગના આજીવક સાધુઓના ઉપયોગ માટે ગયા પાસેની બરાબર ટેકરીઓના અતિશય કઠણ ચકમકીઆ ખડકોમાંથી અશોકના હુકમથી ખણી કાઢેલી ઓપદાર ભીંતોવાળી ગુફાઓ કારીગરના યત્નોને નમ્યું ન આપે એવા પદાર્થપર મેળવેલી કુશળ હથોટીથી મિસર દેશના કારીગિરીનાં કામોની યાદ દેવડાવે છે. [૨]

---

૧. આ બાબતમાં ડૉ. જે. એચ માર્શલ લખે છે કે 'મૌર્ય બાંધકામોનાં ખાસ લક્ષણરૂપ અસાધારણ ચોકસાઇ એથીનીયન મકાનોની સારામાં સારી કારીગિરીથી જરા પણ ઉતરે એમ નથી એમ કહેવાની અમે હિંમત ધરીએ છીએ." (એન્યુઅલ રીપોર્ટ. એ. એસ. ૧૯૦૬-૭, પૃ. ૮૯.)

૨. સામાન્ય રીતે જાહેર કરવામાં આવે છે તેમ આ જીવકો

ખડક, ગુફાની ભીંતો, અને સ્તંભો ઉપરના આશરે ત્રીશ

**લેખો**

જાણીતા લેખો અશોકના સૌથી વધારે ધ્યાન ખેંચે એવા જાણવાજોગા સ્મારકો છે એ લેખો તેના રાજ્યના ઈતિહાસ માટેનો વિશ્વસનીય આધાર પુરો પાડે છે તેથી તેના સિદ્ધાંત અને રાજ્યનીતિની ચર્ચા હાથ ધરતા પહેલા તેનું ટુંક ધ્યાન આપવું જરૂરનું છે તેના રાજ્યવહીવટના સિદ્ધાંત તથા વ્યવહારૂ નીતિની પદ્ધતિ સારી રીતે સમજાવનારા વધારે અગત્યના લેખોમા તેની આત્મકથાની ઘણી જાણવાજોગી વિગતો આપેલી છે નાના લેખોમા અર્પણ પત્રિકાઓ, ટુંકા યાદગિરીના લખાણ અને બીજી બાબતોનો સમાવેશ કરવામા આવેલો છે, પણ બધામા—નાનામા નાનામા પણ કાંઈ જાણવાજોગુ અને અગત્યનુ હોય છે

**લેખો કેટલા વિસ્તાર પર છે**

આ લેખો હિમાલયથી માઇસોર તથા બંગાળાના ઉપસાગરથી અરબી સમુદ્ર સુધીના આખા હિંદ જેટલા વિસ્તાર પર ફેલાયેલા છે

**ભાષા**

એ બધા લેખ સાક્ષરી સંસ્કૃત તથા સીલોનના બૌદ્ધ સંપ્રદાયના પુસ્તકોમાની પાલિ ભાષાને બહુ મળતી પણ તેનાથી જુદી પડતી લોકભાષા—પ્રાકૃતના—જુદા જુદા રૂપમા લખાયેલા છે આ ઉપરથી ચોકખુ જણાય છે કે સામાન્ય જનસમાજ તે વાંચી તથા સમજી શકે એવો તેમનો હેતુ હતો વળી એ લેખો ઉપરથી એવુ પણ માની લઈ શકાય છે કે તે સમયે લેખનકળાના જ્ઞાનનો સારો પ્રચાર થયો હશે લોકોના બોધ માટે યોજનાઓના આ લેખ ધોરી રસ્તાઓ પર અનુકૂલ સ્થાનોએ અથવા ઘણા લોકની

---

ને ખુબ નહોતા ( ભાંડારકર, 'એપિગ્રાફિક નોટસ એન્ડ ક્વેરીસ' ઇન જર્નલ, બોમ્બે બ્રાંચ રૉયલ એશિયાટિક સોસાઈટી પુસ્તક XX ૧૯૦૨, અને ઇન્ડીયન એન્ટિક્વરી, ૧૯૧૧, પૃષ્ઠ ૧૦, ૨૮૬

આવજાવવાળાં યાત્રાનાં સ્થળોએ મુકવામાં આવ્યા હતા કે જેથી કરી તેઓ બને તેટલી વધારે જાહેરાત પામે.

**લિપિ**

હિંદના વાયવ્ય પ્રાંતના મોખરા આગળની શિલાઓ પર કોતરેલી 'ચૌદ શિલાશાસનો'માંના બે પાઠો, તે સમયે ને સ્થાને ચાલતી અને પંડિતોને ખરોષ્ટ્રી નામથી પરિચિત લિપિમાં લખાયેલા છે. ઇ. સ. પૂર્વે ચોથા કે પાંચમા સૈકામાં ઇરાનીઓના અમલ નીચે પંજાબમાં દાખલ થયેલી અને જમણીથી ડાબી બાજુ તરફ લખાતી એક પ્રાચીન આરામિક લિપિનું તે બદલાયલું રૂપ છે. તે સિવાયના બીજા બધા લેખ ડાબીથી જમણી બાજુ વંચાતી પ્રાચીન બ્રાહ્મી લિપિના જુદાં જુદાં રૂપાંતરમાં કોતરાયેલાં છે. દેવનાગરી તેમજ ઉત્તર તથા પશ્ચિમ હિંદમાં પ્રચલિત વિવિધ લિપિઓ આ બ્રાહ્મી લિપિમાથી જ નીકળી છે.

**આઠ વર્ગ**

એ બધા લેખોને સહેલાઇથી આઠ વર્ગોમા વહેંચી નાંખી નીચે દર્શાવેલા અંદાજી સાલવારી ક્રમમાં ગોઠવી શકાય એમ છેઃ—

I નાના શિલા–શાસન નં. ૧ નાં ૭ પાઠાંતર મળે છે અને તેમનો સમય ચૌદ શિલા આજ્ઞાઓથી જરા પહેલાં ઇ. સ. પૂર્વે ૨૫૭ નો હોય એમ લાગે છે. નંબર ૨ નો સમય એથી કાંઇક મોડો હશે.

II ભાબ્રુ શાસનનો સમય લગભગ નાના શિલા–શાસન નં ૧ ના જેટલોજ લગભગ છે.

III ચૌદ શિલા શાસનના સાત પાઠો તેના રાજ્યાભિષેકના સમયથી ગણતાં તેના રાજ્યના તેરમા કે ચૌદમા વર્ષના હોય એમ લાગે છે. આ સમય અડસટ્ટે ઇ. સ. પૂર્વે ૨૫૭–૨૫૬ નો થવા જાય છે.

IV બે 'કલિંગ શાસનો' ઇ. સ. પૂર્વે ૨૫૬ માં પ્રસિદ્ધ થઈ સંભવે છે. તે માત્ર નવા જીતાયેલા પ્રાંતને ઉદ્દેશીને જ છે.

V ગયા પાસેની બરાબર ટેકરીઓ પરની ગુફાઓના ત્રણ અર્પણ લેખો ઇ સ પૂર્વે ૨૫૭થી ૨૫૦ના સમયના છે

VI તીગાઇના એ સ્તંભ પરના લેખ ઇ સ પૂર્વે ૨૪૯ની સાલના

VII સાત 'સ્તંભ શાસન'ના ૭ પાઠ ઇ સ પૂર્વે ૨૪૩ અને ૨૪૨ ની સાલના

VIII 'નાના સ્તંભશાસનો' આશરે ઇ સ પૂર્વે ૨૪૦ ના અરસાના અથવા એથી મોડા

અશોકના સમયના બીજા કોઈપણ લેખ કરતા 'નાના શિલાશાસન' "૧"નો અર્થ બેસાડવો અઘરો છે

**નાનાં શિલા શાસન**

એ બધી મુશ્કેલીઓનુ ધીરે ધીરે નિરાકરણ થાય છે અને હવે એટલુ તો નક્કી થયુ છે કે એ ધર્માજ્ઞામા કોઇપણ સાલ નથી[1] અશોકના અંગત ઇતિહાસની દૃષ્ટિએ એ લેખની ઉંચી કિંમતનો ઉલ્લેખ આગળ કરવામા આવ્યો જે ધર્મોના ન ર માત્ર 'ધર્મ'ના ટુક સારરૂપ છે બૌદ્ધ સપ્રદાયના ઇતિહાસમા આ શાસન ઘણુ જ અગત્યનુ છે

**ભાબ્રુ શાસન**

કારણ કે સમ્રાટ અશોકે પોતાની સમગ્ર પ્રજાનુ ખાસ ધ્યાન દોરવા યોગ્ય ગણેલા સાત શાસ્ત્રના ફકરા તેમા ગણાવેલા છે એ બધા ફકરાને હાલમા મૂળ જોડે મેળવી લેવામા આવ્યા છે[2]

---

(૧) ઉત્તર માઇસોરમાં એક એકની પાસે આવેલા સિદ્ધપુર, જટીન રામેશ્વર (૧૪°૫૦' ઉત્તર અક્ષાંશ અને ૭૬°૪૮' પૂર્વ રેખાંશ) અને બ્રહ્મગીરિ એમ ત્રણ સ્થાને નાની શિલાશાસનના ન ૧ ના પાઠાતરો [illegible] બીજા ત્રણ પાઠાતર બિહારના શાહાબાદ જીલ્લામા આવેલા સહસ્રામ આગળ છે, મધ્યપ્રાન્તના જબલપુર જીલ્લામા રૂપનાથ, રજપુતાનામાં, જયપુર રાજ્યમા બૈરાટ નાની શિલાશા નબર ૨ માત્ર માઇસોરના પાઠાતરમાં જ ઉમેરેલી છે

(૨) બે ત્રણ આસરે એક ટેકરીની ટોચ ઉપરથી ખસેડેલા અને હાલ કલકત્તામા મૂકેલા એક ખડક પર બાબ્રુ શાસન કોતરેલુ છે નાનુ શાસન ન ૧ પાસેની એક ટેકરીની તળેટીમાં આવેલા ખડકપર કોતરેલુ છે

આ વિલક્ષણ લેખ કોતરાવ્યો તે વખતે અશોક બૈરાતના મઠોમાંના કોઇએકમાં રહેતો હશે એમ સંભવે છે.

**ચૌદ શિલાશાસન**

ચૌદ શિલાશાસનમાં અશોકના રાજ્યતંત્રના સિદ્ધાંત અને નીતિજીવન પદ્ધતિનું વિવરણ આપેલું છે. એમાં દરેક શાસન એક એક ખાસ વિષયને ઉદ્દેશીને છે. જુદા જુદા પાઠાંતર બહુ ફેર જણાય છે અને કેટલાકમાં તો પુરા ચૌદ શાસન પણ નથી હોતાં. તેનાં બધાં રૂપાંતરો સાથેની એ આખી શ્રેણી સુબાઓના અમલ નીચેના દૂરના સરહદ પ્રાંતોમાંજ મળી આવે છે. પોતાની સીધી વ્યવસ્થા અને દેખરેખ નીચેના મધ્યસ્થ પ્રાંતોમાં પોતાની સૂચના પ્રસિદ્ધ કરવાની વધારે સગવડભરી રીતો હોવાથી તે સૂચનાઓને ખડકો પર કોરાવવાની જરૂર નથી એવો સમ્રાટ્નો મત હોય એમ આ ઉપરથી દેખાઇ આવે છે. પણ ઘણાં વર્ષ વીત્યા બાદ મધ્યસ્થ પ્રાંતોમાં અસંખ્ય સ્થળોએ પોતાની સ્વેચ્છાએ ઉભા કરેલા એક શિલાના સ્મારક સ્તંભોપર કોતરાવી તેણે પોતાના નિયમોની સુધારેલી આવૃત્તિ લાંબા સમય સુધી ટકી રહે એમ કર્યું.[1]

**કલિંગ શાસનો**

નવા જીતાયેલા પ્રાંત અને તેની સરહદ પર આવેલી જંગલી જાતોના રાજ્યવહીવટના સિદ્ધાંત નક્કી કરવાના ઇરાદાથી બે કલિગ શાસન ચૌદ શિલાશાસનશ્રેણીના વધારારૂપે આપેલાં છે. સ્થાનિક પ્રચાર માટે અનુકૂલ નહિ જણાયેલી અને તેથી કલિંગના

૧. ચૌદ શિલાશાસનનાં સ્થાન નીચે મુજબ છે:—(૧) પેશાવરની વાયવ્યે ૪૦ માઇલપર યુસફ્ઝાઈના મુલકમાં શાહબાઝગઢી આગળ; (૨) પંજાબમાં હઝારા (ઉર્ષા) જીલ્લામાં માનસેરા આગળ, (૩) મસુરીથી ૧૫ માઇલ પશ્ચિમે હિમાલયના નીચા ભાગમાં કાલસિ આગળ; (૪) મુંબાઈ પાસે થાણા જીલ્લામાં સોપારા આગળ; (૫) કાઠીઆવાડમાં જુનાગઢ પાસે ગિરનાર આગળ; (૬) ઓરિસાના કટક જીલ્લામાં ભુવનેશ્વરની દક્ષિણે ધૌલી

પાદમાંથી કાઢી નાખેલી નિયમિત શ્રેણીના કેટલાક શાસનોને (સંખ્યાંક ૧૧, ૧૨, ૧૩) સ્થાને તે વધારારૂપ શાસન દાખલ કરવામાં આવ્યું છે

**ગુફા-લેખો**

ગયા જીલ્લામાં બનાબર પાસેના ત્રણ ગુફા-લેખોનો તદ્દન નગ્ન વિચારતા અને અત્યંત કઠોર દેહ-દમનની જીદગી માટે જાણીતા આજીવક નામના સાધુઓના પંથના ઉપયોગ માટે અર્પણ કરેલા કિંમતી ગુફા મંદિરોના માત્ર ટુંકા અર્પણ લેખો જ છે પોતે બધા પંથોને માન આપે છે એવા જાહેરમાં કરેલા જવાબદાર કથનને અશોક ખરા દિલથી માનતો હતો, તેના નિશ્ચયાત્મક પુરાવા તરીકે એ લેખો મુખ્યત્વે ઉપયોગી છે આ આજીવકો અતિમ પ્રારબ્ધવાદી હતા અને બૌદ્ધ સંપ્રદાય જોડે તેમને ભાગ્યે જ કાંઇ સામ્ય હતું

**તીરાઈ સ્તંભલેખો**

બે તીરાઈ સ્તંભ લેખો ઘણાજ ટુંકા હોવા છતાં અનેક કારણોને લઇ ઘણા જાણવાજોગા છે એક તો વાત એ છે કે અશોકે બૌદ્ધ સંપ્રદાયની પવિત્ર ભૂમિમાં તીર્થપર્યટન કર્યું હતું એવી પુસ્તકોમાં આવતી કથાને તે નકી ન રહે એવી રીતે સાબીત કરે છે રૂમિન્દીઆઈ અથવા પદારિયાનો સંપૂર્ણ સારી હાલતમાં સચવાઈ રહેલો લેખનું ખાસ મહત્વ એ છે કે લોકકથા મુજબ જે લુંબિની વાટિકામાં ગૌતમબુદ્ધનો જન્મ થયો હતો તેનું ચોક્કસ સ્થાન શંકાનો સંભવ ન રહે એવી રીતે તે બતાવે છે આ સ્થાનનિર્ણય અનેક પ્રશ્નોનો નિકાલ કરે છે અથવા તેમના નિકાલની ચાવી સૂચવે છે નિગ્લિવ આગળનો આ લેખનો આથી બહુ સારી સચવાયેલી હાલતમાં નથી અશોકનો ભક્તિભાવ માત્ર ગૌતમબુદ્ધને જ અવલંબી

---

આગળ (૭) મદ્રાસ ઈલાકાના ગંજામ જીલ્લામાં જોગઢ આગળ આ છેલ્લી બે જગાઓનો સમાવેશ કલિંગમાં થતો હતો અને બે કલિંગ આજ્ઞા ધૌલી તથા જોગડના પાઠમાં પરિશિષ્ટ તરીકે ઉમેરવામાં આવી હતી

નહોતો રહ્યો. પણ તેની વિશાળ ઉદારતામાં 'પૂર્વ બુદ્ધોનો' પણ સમાવેશ થતો હતો એવી જાણવાજોગી અને અણધારી માહિતી તેના ઉપરથી મળે છે.[૨]

**સ્તંભ-શાસન**

આશરે ત્રીશેક વર્ષ રાજ્ય કર્યા બાદ તે પોતાની જીવનયાત્રાના અંત ભાગની સમીપ પહોંચ્યો હતો તેવે સમયે ઈ. સ. પૂર્વે ૨૪૨ માં અથવા તેની લગભગમાં અશોકે સાત સ્તંભ-શાસન તેમના સંપૂર્ણ રૂપમા પ્રસિદ્ધ કર્યાં, જે ચૌદ શિલા શાસનોનો તેમાં ઉલ્લેખ છે તથા જેના પરિશિષ્ટરૂપે તે છે તેમની સાથે સાથે એ વાંચવાં જોઇએ. પહેલાંની શિક્ષામાં રજુ કરેલા સિદ્ધાંત આ બીજીમા ફરી પ્રસિદ્ધ કરવામાં આવે છે તથા તેની પર ખાસ ભાર મુકવામાં આવે છે. પ્રાણી માત્રની અહિંસા પળાવનાર નિયમોનું વિવરણ કરી તેમનું એકીકરણ કરવામાં આવ્યું છે, અને એ શ્રેણી એ બધા લેખમાંના સૌથી વધારે અગત્યના સ્તંભ-શાસન નં. ૭ થી પુરી થાય છે. એ લેખ માત્ર એક જ સ્મારક પર જોવામા આવે છે અને તે સમ્રાટ્ અશોકે તેના લાબા અમલ દરમિયાન ધર્મની અભિવૃદ્ધિ માટે યોજેલા ઉપાયો ક્રમવાર ગણાવે છે.[૩]

---

૨ રૂમિન્દીઆઈનાં ખંડીઅરો નેપાલ સરહદની અંદર ચાર માઇલ અને તિલાર નદીની કાંઇક પશ્ચિમે લગભગ પૂર્વ રેખાંશ ૮૫° ૧૧° અને ઉત્તર આક્ષાંશ ૨૫° ૬૮° આગળ છે. પદરિયા પાસેનું એક ગામ છે. દેખીતી રીતે તેના મૂળ સ્થાનેથી ખસેડેલો નિગ્લીવસ્તંભ રૂમિન્દીઆઇની વાયવ્યે ૧૩ માઇલ પર છે. આ રૂમિન્દીઆઇ લેખની ખરી નકલ માટે જુઓ "અશોક, ધી બુધિસ્ટ એમ્પરર ઓફ ઇંડિયા, તખતી ii.

૩. સ્તંભ આજ્ઞા છ સ્તંભ પર જોવામાં આવે છે. બે દિલ્હી આગળના; જેમાંનો એક અંબાલા પાસેના ટોપ્રા ગામ આગળથી અને બીજો મીરત આગળથી આણવામાં આવ્યો હતો; એક અલાહબાદ આગળ, લોરિયા-અરરાજ આગળ એક એક; તિરહુત જીલ્લાના ચપારણ્યમાં લોરિયા-નંદનગઢ તથા રામપૂર્વ આગળ.

કલ્પિત કથા નથી તેમ જ તદ્દન દંતકથા પણ નથી, પણ તેમાં કાંઇક ખરી ઐતિહાસિક પ્રણાલિ સમાયેલી છે; પણ અંગ્રેજ વીર મોર્તંડ આર્થર અથવા ગ્રીક વિજેતા હેલિસ્થનિસનાં જીવનવૃત્તાંતના ઇતિહાસ માટે તેમની પ્રણાલિકથા જેટલી અનુકૂલ છે તેટલી જ અશોકની પ્રણાલિકથાઓ પણ છે. મૌર્યસમયના લેખકો ચર્ચાનું આ સ્પષ્ટ સૂત્ર ભૂલી ગયા જણાય છે. અને સમકાલીન શિલાલેખોરૂપી ખરે છેડેથી શરૂ કરવાને બદલે, તેમણે છેલ્લામાં છેલ્લી દંતકથાઓરૂપી ખોટે છેડેથી કામ શરૂ કરેલું છે.

**દંતકથાના બે પ્રવાહ**

અશોકની દંતકથાઓ લંકાના તથા ઉત્તર હિંદના એમ બે પ્રવાહોદ્વારા આપણને મળેલી છે. લંકાથી મળેલી દંતકથા ઇતિહાસનું રૂપ ધારણ કરતાં તથા વિગતવાર સાલવારીવાળાં પુસ્તકના રૂપમા લખાયેલી છે તથા લગભગ એંશી વર્ષથી તે યુરોપીય અભ્યાસીઓના હાથમાં આવેલી છે. એ અકસ્માતને લઇ એ દક્ષિણની દંતકથાઓને ખાસ યથાર્થતાનો ભાસ મળ્યો છે. ઇ. સ. ના ચોથા સૈકામાં સંહિત લંકાનો જુનામાં જુનો ઇતિહાસ ‘દીપવંશ’ અશોકના મરણ પછી ૭ સૈકે લખાયેલો છે અને આદરયુક્ત સમાલોચનાને પાત્ર હોવા છતાં, ઉત્તમ પ્રતિના ઐતિહાસિક પ્રમાણ હોવાનો દાવો તે ભાગ્યે જ કરી શકે.

**ઉત્તરની દંતકથાઓની અધિક સપ્રમાણતા**

ઉત્તર–હિંદની દંતકથાઓ પણ લંકાની દંતકથા જેટલી જ જુની છે, પણ નેપાલી, ચીનાઇ તથા ટિબેટી એમ ઘણાં પુસ્તકોમાં છુટીછવાઇ વાખરાયેલી હોવાથી તેના તરફ બહુ જ ઓછું લક્ષ અપાયેલું છે. દંતકથાના સાહિત્ય માત્રનો બહુ સાવધાનતાથી ઉપયોગ કરવો જોઇએ. યથાર્થ પાયારૂપ માહિતીના વધારે પુરાવા તરીકે તે ઉપયોગી છે. લંકામાં કોણ જાણે, કોણે, કેવી રીતે અને કયાંથી આણેલા અને પરિણામે

**પુનર્જન્મ તથા કર્મના સિદ્ધાંત**

હાલનો સ્વર્ગમાંનો દેવ અનંત યુગોને અંતે એક જંતુ તરીકે પણ જન્મે અને એ જ રીતે કોઈ જંતુનો દેવ થવાનો વારો આવે. પુનર્જન્મનો પ્રકાર કર્માધીન છે એટલે કે કોઇપણ પ્રાણીના મરણ સમયે તેણે કરેલાં પુણ્ય તથા પાપના આખર સરવાયા ઉપર આધાર રાખે છે એ મત તથા તેની સાથે સાથે ઉપર દર્શાવેલો મત—એ બે હિંદુ વિચારશ્રેણીના પાયાના મૂળમાં આવેલા છે, અને હિંદુ ધર્મના દરેક પ્રકાર જોડે ન વછુટે એમ વીંટાયેલા છે. કેટલીક વાર એ ખ્યાલો જીવાત્માની હયાતિ સ્વીકારતા મત જોડે જોડાયેલા હોય છે પણ આત્મામાં બીલકુલ નહિ માનનાર અથવા તેનો તદ્દન ઇનકાર કરનાર પણ એ મત માને છે.

**મનુષ્ય જીવનની સાપેક્ષ અવજ્ઞા**

આવી જાતના વિચારોમા શ્રદ્ધા ધરાવતા લોક તર્ક પુરઃસર વિચાર કરતા એક જંતુના જીવનને મનુષ્યના જીવન કરતાં લેશ માત્ર પણ ઓછા આદરને પાત્ર ગણવા ન દોરાય એ સમજવું સહેલું છે. વ્યવહારમાં પ્રાણીની પવિત્રતા મનુષ્યની જીંદગી કરતાં ઉચી અંકાતી, અને કોઇ પ્રાણીને મારવા માટે અથવા માંસ ખાવા માટે આદમીને દેહાંત દંડ દેવાના અતિ અણઘટતા બનાવ કેટલીક વાર જોવામાં આવતા. ઘણા ધર્મનિષ્ઠ જૈન તથા બૌદ્ધ રાજાઓ પોતાની પ્રજાને શિરચ્છેદની કે ગરદન મારવાની સજા ફરમાવતાં જરા પણ આંચકો ખાતા નહિ, અને અશોક તો તેના આખા અમલ દરમીઆન દેહાંત દંડની સજા મંજુર કરતો રહ્યો. તેના કડક પિતામહ તરફથી વારસામાં મળેલા ઘાતકી સજા પોથીમાં મોતની સજાવાળાને મરણ માટે તૈયાર થવા ત્રણ છુટના દિવસ આપવા જેટલી સહેજ જેવી છુટ મુકી પોતાની જીવ દયાની લાગણી સંતોષવી તેને બસ જણાઈ હતી.

**અશોકની પૂર્વની રીતિ**

પુર્વ જીવનમા અશોક બ્રાહ્મણ ધર્મ પાળનાર અને ખાસ કરી જીવના બળિદાનથી તૃપ્ત થનાર કાળીકાના પતિ શિવનો ભક્ત હતો એમ મનાય છે રક્તપાત કરવામા એને જરા પણ આચકો લાગતો હોય એમ જણાતુ નથી અતિશય વધી ગયેલા રાજ-ગૃહના રસોડામા સારે ટાણે પંક્તિ ભોજનને પ્રસગે એકજ દિવસની કઢી બનાવવા માટે હજારો જીવના પ્રાણી કપાતા જેમ જેમ બૌદ્ધ ધર્મના ઉપદેશની અસર તેનીપર થતી ગઇ તેમ તેમ આવી મોટા પ્રમાણમા રોજ થતી કતલ તેને ઘૃણાપાત્ર જણાવા લાગી અને તેથી બધ કરવામા આવી રોજ માત્ર બે મોર અને એક હરણ એમ ત્રણ જ પ્રાણી મારવામા આવતા, અને ઇ સ પૂ ૨૫૭ મા તો આટલી મર્યાદિત કતલ પણ બધ કરવામા આવી

**રાજમૃગયાનુ બધ કરી દેવુ**

આથી બે વર્ષ પહેલા એટલે ઈ સ પૂ ૨૫૯ મા, અશોકે તેના પિતામહના દરબારની રમતોમા અગત્યનુ સ્થાન ધરાવનાર 'રાજમૃગયા' તદ્દન બધ કરી દીધી તે લખે છે કે 'ભૂતકાળમા, મહારાજાઓ આનદ-પર્યટન કરવા જતા અને તે સમયે મૃગયા તથા એવા બીજા ખેલ ખેલાતા" પણ મહારાજને પોતાને એવા નકામા પર્યટનોમા કાઇ ખાસ રસ નથી તેથી દેશ તથા પ્રજાની સ્થિતિના નિરીક્ષણ માટે, પવિત્ર માણસોના દર્શન તથા દાન માટે, અને ધર્મના ઉપદેશ તથા ચર્ચા માટેના ગભીર પર્યટનો તેમણે ગોઠવેલા છે

**ઈ. સ. પૂ. ૨૪૩ નુ કાયદાનુ એકીકરણ**

વખત જતો ગયો તેમ તેમ અશોકની પ્રાણીઓની અહિંસાના સિદ્ધાતની શ્રદ્ધા વધારે ને વધારે પ્રબળ થતી ગઇ, અને પરિણામે કોઇપણ જાતના સપ્રદાયના ભેદ વગર તેના આખા રાજ્યમા બધા વર્ણની પ્રજાને સરખી

રીતે લાગુ પડે એવા કડક નિયમોનું એકીકરણ પેદા થયું. ગમે તેવા સંજોગોમાં કેટલાંક પ્રકારનાં પ્રાણીનું તો કતલથી પુરેપુરૂં રક્ષણ કરવામાં આવ્યું હતું. તદ્દન મના નહિ કરેલાં અને માંસાહારી પ્રજા તરફથી ખોરાક તરીકે સામાન્ય રીતે વપરાતાં બીજા પ્રાણીઓનો વધ, સખત અંકુશોથી ઘણો મર્યાદિત કરી નાંખવામાં આવ્યો હતો. વર્ષમાં મુકરર કરેલા છપન દિવસ કોઇપણ બહાને વધ કરવાની સખ્ત મના કરવામા આવી હતી, અને ઘણી રીતે પ્રજાનું સ્વાતંત્ર્ય બહુ ગંભીર રીતે સંકુચિત કરી નાંખવામાં આવ્યું હતું. અશોક જીવ્યો ત્યાં સુધી તેણે એ કામ માટે નીમેલા ખાસ અમલદારોને હાથે એ નિયમોનો સખત અમલ થતો હશે એમા કાંઇ શંકા નથી. પાછળથી હર્ષના સમયમાં થતું હતું તેમ એ કાયદાઓમાંના કેટલાક અગત્યના કાયદાનો જાણીબુજીને ભંગ કરનારને દેહાત દંડની સજા થતી હોય તો તે કાંઇ અસંભવિત નથી.

**આદરભાવ**

માતાપિતા, વડિલો તથા ગુરૂ પ્રત્યે આદરભાવ રાખવાની ફરજ એ અશોકે સ્થાપેલા અને આગ્રહપૂર્વક પળાવવા માગેલા સિદ્ધાંતોમાંનો બીજો છે. વડિલોએ પણ પોતાથી નાના પાસે આદરભાવ મેળવતા તેમના તેમજ નોકર તથા ગુલામો જોડે, તેમજ બધાં જીવતાં પ્રાણી જોડે માયા અને દયાથી વર્તવું જોઇએ. આ ફરજોના ઉપનિયમ તરીકે મનુષ્યોને એવો ઉપદેશ આપવામા આવતો હતો કે જે ભાવથી એક બાજુ આદરભાવ અને બીજી બાજુ માયાની પ્રેરણા થતી હતી તે જ ભાવને લઇ તેમણે સગા, સાધુ તથા બ્રાહ્મણો સાથે સભ્યતાભર્યા આચારથી વર્તવું જોઇએ તથા તે વર્ગો તેમજ મિત્ર તથા ઓળખીતા સાથે ઉદારતા આચરવી જોઇએ.

**સત્ય**

મનુષ્યોને માટે મુકરર થયેલા પ્રાથમિક ધર્મમાંનો ત્રીજો સત્યનો હતો. આ ત્રણ મનુષ્યજીવનને દોરનારા સિદ્ધાંત, બીજી નાની શિલા આજ્ઞામાં

પણ સાર્વત્રિક સહિષ્ણુતા તથા બધા પંથોને દાનની નીતિ બરાબર સ્વીકારી હતી.

**મર્યાદા**

અશોકનું મતાંતર ક્ષમત્વ સંપૂર્ણરીતે ખરા દીલનું હોવા છતાં તે એ મર્યાદા સાથે સમજવાનું છે. પ્રથમ તો એ કે તેને હિંદી ધર્મો જોડે જ લેવા-દેવા હતી. તે બધામાં ઘણી સમાનતા હતી અને તે બધા હિંદુ વિચાર તથા લાગણીના રૂપાંતર માત્ર હતા. પૌરાણિક બ્રાહ્મણ ધર્મ તથા ઇસ્લામ ધર્મની વચ્ચે ઉંડી અને મોટી ભેદરેખા છે તેવી તેમની વચ્ચે નહોતી. બીજી વાત એ છે કે માન્યતાની બાબતમાં સમ્રાટનું મતાંતર ક્ષમત્વ સંપૂર્ણ હતું એ વાત ખરી, પણ તે બધા બાહ્યાચાર સુધી પહોંચતું નહોતું. કેટલાક દેવોની ખરી પૂજા માટે તદ્દન જરૂરના યજ્ઞો કે જેમાં પશુ વધ કરવાનો આવતો હોય તે તેના અમલના પ્રારંભમાજ રાજ્યધાનીમાં તો ચોકખી મના કરવામા આવી હતી અને પછીથી સ્તંભઆજ્ઞામાં પ્રસિદ્ધ થયેલા નિયમોથી રાજ્યના બધા ભાગમાં તેમની પર અંકુશ મુકવામાં આવ્યો હતો. સરકારે સિદ્ધાતને કારણે નામંજુર કરેલાં કૃત્યના બચાવમાં અંતઃકરણથી વાંધો લેનારને પોતાની અંતઃકરણની માન્યતાને કારણરૂપે રજુ કરવાની છુટ નહોતી. માણસો પોતાને ફાવે તે માન્યતા ધરાવે, પણ વર્તનમાં તો તેમને કહેવામાં આવે તે જ તેમણે કરવું જોઇએ.

**ખરી દાનશીલતા**

દાન આપવાની ભલામણ કરવામા આવે છે, પણ સાથેસાથ એ ઉંચો સિદ્ધાંત ઉપદેશવામાં આવે છે કે "ધર્મના દાન જેવું કોઈ દાન નથી, અને ધર્મની લહાણી જેવી કોઇ લહાણી નથી." નવાઈની વાત છે કે ક્રોમવેલના મળી આવેલા પત્રોમાંના પહેલામાં લગભગ એવીજ ભાષામાં એ જ લાગણી દર્શાવેલી મળી આવે છે. તેણે સેંટઇવથી લખ્યું છે "ઉપચાર શાલાઓ

બાંધવાથી મનુષ્યના શરીરની સગવડ થાય છે, સ્થૂલ મંદિરો બાંધવા એ ધર્મનું કામ લેખાય છે, પણ જે આત્માનો ખોરાક મેળવે છે, જે આત્માના મંદિર બાંધે છે તે જ ખરા દાનવીર, ખરા ધર્મનિષ્ઠ છે"

**ખરૂં કર્મકાંડ**

અશોક કર્મકાંડની જરાપણ પરવા કરતો નહોતો સાધારણ કર્મકાંડ તરફ તો તે કાંઈક તિરસ્કારની નજરે જોવાનું વલણ બતાવતો તે કહેતો કે 'તેનું ભાગ્યેજ કાંઈ ફલ છે અને તેની અસર સંશયાત્મક છે' પોતાના જાત ભાઈઓમાં ધર્મના જ્ઞાનનો પ્રચાર કરવાના યત્નમાં ખરી દાનશીલતાનો સમાવેશ થાય છે, તેમ 'બહુ ફળ દેનાર' ધર્મનું આચરણ એ જ ખરૂં કર્મકાંડ છે એ કર્મકાંડમાં ગુલામ તેમજ નોકરો જોડે માયાભર્યો વર્તન, ગુરૂઓ પ્રત્યેનું માન, જીવ માત્ર માટે આદરભાવ, અને સાધુઓ તથા બ્રાહ્મણો તરફ ઉદારતા—એટલાનો સમાવેશ થાય છે આ તેમજ તેનાજ જેવી બીજી બાબતોને 'ધર્મના કર્મકાંડ'નું નામ આપવામાં આવ્યું છે

**સ્થાપવાના સદ્ગુણો**

એ ઉપદેશક લોકોના બાહ્યાચાર કરતા તેમના અંતઃકરણ તરફ વધારે જોતો, અને એક મહાન સામ્રાજ્યની પ્રજારૂપ પોતાના શ્રોતૃગણને, દયા, ઉદારતા, સત્ય, શૌચ, નમ્રતા અને સાધુતાના ગુણો કેળવવાની વિનતિ કરતો તેને આશા હતી કે ધર્મ-વૃદ્ધિને અર્થે તેણે યોજેલા નિયમથી તે વૃદ્ધિને ઉત્તેજન મળશે પરંતુ આપખુદ સમ્રાટ્‌ની સત્તાથી એ નિયમોનું પાલન કરાવતો ના, ઉપદેશથી ઉત્તેજિત થયેલી વ્યક્તિઓના ધ્યાન પર તે વધારે આધાર રાખતો તે કહે છે કે "આ બે ઉપાયોમાં ધર્મના કાનુનો ઓછી અગત્યના છે, પણ ધ્યાનની કિંમત વધારે છે"

કાનુનો સંબંધમાં ઓછા અસરકારક છે એમ જાહેર કર્યા

**અને દક્ષિણમાં**

ઓગણીશમા સૈકાની અધવચ સુધી અને કદાચ તેનાથી પણ આગળ સુધી ખાનદેશ, દક્ષિણ તથા કોંકણના કેટલાક ભાગોમાં એવાજ વંશ-પરંપરાના બ્રાહ્મણ અમલદારો ન્યાતના નિયમોનો ભંગ કરનાર ગુનેગારો પર સત્તા ચલાવતા અને દંડ, પ્રાયશ્ચિત કે જ્ઞાતિ બહિષ્કારના રૂપમાં જોઇતી સજા ફરમાવતા.

પ્રાચીન તથા સાંપ્રત કાલના આ બધા દાખલા પુરતી રીતે સાબીત કરે છે કે ભૂતકાળના અનેક યુગોમાં કદી નહિ નીમાયેલા એવા ધર્મરક્ષકો નીમી અશોકે નવીનતા દાખલ કરી; પણ તે હિંદુ ખ્યાલોને અનુરૂપ હોવાથી, પાછલા સમયના જુદા જુદા ધર્મના રાજાઓએ તુરતજ તેનું અનુકરણ કર્યું.

**દાનધર્મનું ખાતું**

અશોકની ધર્મવૃત્તિ પરોપકારનાં અનેક કાર્યોમાં વ્યવહારૂ રૂપમાં દેખાઇ આવે છે. એ કાર્યો વિષે તે દેખીતા આનંદ અને સંતોષથી ઉલ્લેખ કરે છે. ખરી દાનશીલતા પરત્વેની તેની માન્યતા તેને ઉદાર હાથે દાન આપવામાં રોકાણ કરતી નહિ. સમ્રાટ્ તથા રાજકુટુંબનાં આદમીઓ તરફથી થતાં દાનની વહેંચણી પર ધર્મરક્ષકો તથા બીજા અમલદારોની દેખરેખ રહેતી હતી અને એ બધા અમલદારોનું એક દાનધર્મ ખાતું વ્યવસ્થિત રીતે બન્યું હોય એમ જણાય છે.

**મુસાફરોની સગવડ**

સર્વ યુગમાં ધર્મનિષ્ઠ આર્યોની સહાનુભૂતિના પાત્ર મુસાફરોની જરૂરીઆત પર ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. અશોક જેમને કદી ભૂલી જતો નહિ એવાં મુંગાં પ્રાણી સુદ્ધાં તમામ વટેમાર્ગુ માટે પુરી પાડેલી સગવડો સમ્રાટ્નાજ શબ્દોમાં ઉત્તમ રીતે વર્ણવી શકાય એમ છેઃ તે કહે છે કે "રસ્તાઓ પર મનુષ્ય તથા પ્રાણીઓને છાયો આપવા મેં વડનાં ઝાડ વવરાવ્યાં છે; આંબા-

વાડીઆ ઉગાડયા છે અને દર અર્ધે કોસે કુવા ખોદાવ્યા છે, ધર્મ-શાળાઓ બંધાવી છે અને મનુષ્ય તથા પ્રાણીઓના ઉપભોગ માટે ઠામ ઠામ પરબો બેસાડી છે' ચંદ્રગુપ્તના સમયથી સગડ પડતે અંતરે મુકેલા થાભલાઓથી કાળજીપૂર્વક અંતર બતાવવામાં આવતું હતું

**માંદાઓની સારવાર** મનુષ્ય તેમજ પ્રાણીઓ—સર્વ ભૂતમાત્રના દુ ખ માટેની અશોકની સતેજ મહાનુભૂતિ તેણે માંદાઓના દુ ખ નિવારણ માટે કરેલી મોટા પ્રમાણની સગડ પરથી જણાઇ આવે છે માણસ તથા પ્રાણીના રોગ મટાડવાની વ્યવસ્થા તેના રાજ્યના બધા પ્રાંતોમાં હતી એટલુ જ નહિ, પણ દક્ષિણ હિંદ તથા ગ્રીક લોકોને તાબેના એશિયામાંના સ્વતંત્ર મિત્રરાજ્યોની અંદર પણ હતી જ્યાં જ્યાં ઔષધિ કે વનસ્પતિ ન હોય ત્યાં ત્યાં તે ઉગાડવામાં આવતી, અથવા બહારગામથી આયાત કરવામાં આવતી કે જોઇયે તેમ પુરી પાડવામાં આવતી

**સુરતની પાંજરાપોળ** સુરત, અમદાવાદ તથા પશ્ચિમ હિંદના બીજા ઘણા ગામોમાં હાલ પણ હયાત છે તે પાંજરાપોળો તે મૌર્ય સમ્રાટે સ્થાપેલી સંસ્થાઓના અનુકરણ કે અવશેષ રૂપે ગણી શકાય એમ છે અગાઉમાં નેકાની આખનમાં સુરતમાં નભાવવામાં આવતી પાંજરાપોળનું નીચે આપેલું વર્ણન તેના અસલ નમૂના રૂપ પાટલિપુત્રમાં આવેલી સંસ્થાને નહિ જેવા ફેરફાર સાથે લાગુ પાડી શકાય એમ છે

'સુરતમાં સૌથી વધારે જાણવાજોગી સંસ્થા ત્યાંની વાણીઆની હૉસ્પિતાલ છે તેનું ૧૭૮૦ થી વધારે આધુનિક વર્ણન આપણને મળેલું નથી તે સમયે તે ઉંચી ભીંતોથી આવરેલા એક મોટા જમીનના ટુકડારૂપે હતી અને પ્રાણીઓની સગવડ માટે તેના કેટલાક ખાતા પાડી નાખવામાં આવ્યા હતા માંદગી દરમીઆન ખુદ જ

કાળજીથી સારવાર કરવામા આવતી હતી અને વૃદ્ધાવસ્થાની નિર્બળતાને પ્રસંગે તેમને અહીં શાંતિભર્યો આશરો મળતો.

કોઈ પ્રાણીનું કાંઇ અંગ ભાંગી જતું અથવા બીજી કોઇ રીતે તે નકામું થઈ જતું તો તેનો માલીક તેને આ પાંજરાપોળમાં લઇ આવતો અને ત્યા તેના માલીકના દેશ કે જ્ઞાતિ પર ધ્યના આપ્ય વગર તેને દાખલ કરવામાં આવતું. ઇ. સ. ૧૭૭૨ માં આ ઇસ્પિતાલમાં ઘોડા, ખચ્ચર, બળદ, ઘેટાં, બકરાં, વાંદરાં, બતક–મરઘાં અને ભાતભાતના પંખી હતાં, એક ઘરડો કાચબો પણ હતો અને તે ત્યાં પોણોસો વર્ષથી હતો. સૌથી અસાધારણ વિભાગ ઉંદર, કોળ, માંકડ અને એવા નુકશાનકારક જંતુઓનો હતો. તેમને પણ તેમને અનુકૂળ ખોરાક પુરો પાડવામા આવતો.'

**પરદેશમાં પ્રચાર**

આ ઇસ્પિતાલોનો વહીવટ સાધારણ રીતે એવી રીતે કરવામાં આવે છે કે તે તેનાથી દુઃખ થતું અટકવાને બદલે ઊલટું પેદા થાય છે. પોતાના સંસર્ગમાં આવતાં બધાં સ્વતંત્ર રાજ્યોમા બૌદ્ધ ધર્મના વિશિષ્ટ શિક્ષણ તથા નીતિશિક્ષણના લાભની લહાણી કરવા અશોક આતુરતાથી બળતો હતો; તેથી પોતાના મહારાજ્યમા તેમ જ રક્ષિત રાજ્યોમાં વિવિધ પ્રતિનિધિઓદ્વારા રાજ્ય તરફથી ચાલતા પ્રબળ પ્રચાર કાર્યથી તેનો ઉત્સાહ ન સંતોષાયો. આથી તેણે પોતાની અંગત દેખરેખ નીચે કાર્ય કરતાં કામ કરવે કુશળ પરદેશ ખાતે કામ કરનારાં પ્રચાર મંડળોનું તંત્ર વ્યવસ્થાસર સ્થાપ્યુ. તે મંડળોના કાર્યના પરિણામ આજે પણ જોઇ શકાય છે. મોટા પાયાપર પરદેશ ખાતે કામ કરતાં પ્રચાર–મંડળો સ્થાપવાના ખ્યાલની તેની કલ્પના તદ્દન નવીન હતી. એને પરિણામે ઘણા વિચારને અંતે એક સફળ પેદા થઈ. હિંદમા ચાલતા પ્રચાર કાર્યની જોડેજોડે અને તેની જોડે મેળ ખાય એવી સચોટ અને સંપૂર્ણ પદ્ધતિએ તેનો અમલ કરવામા આવ્યો હતો.

**પ્રચાર-મંડળોનો વિસ્તાર**

ઇ. સ. પૂર્વે ૨૫ માં શિલાઆજ્ઞાઓ સામટી પ્રસિદ્ધ થઇ તે પહેલાં રાજ્યની સરહદો આગળની જંગલી જાતો તથા રક્ષિત રાજ્યો, તેમજ તે સરહદની અંદરના સાપેક્ષ જંગલી પ્રદેશોમાં તેમજ દક્ષિણ હિંદના સ્વતંત્ર રાજ્યોમાં, લંકામાં, અને અનુક્રમે એન્ટિઓકસથીઓસ, ટોલેમી ફિલાડેલ્ફસ, મેગાસ, એન્ટિગોનસ ગોનાટાસ તથા અલેક્ઝાંડરની સત્તા નીચેના સીરિયા, ઇજીપ્ત, સાઇરિન, મેસીડોનિયા તથા એપાઇરસના ગ્રીક રાજ્યોમાં રાજવંશી પ્રચારકો મોકલી દેવામાં આવ્યા હતા. આ રીતે પ્રચાર-મંડળનું તંત્ર એશિયા, આફ્રિકા અને યુરોપ એ ત્રણે ખંડોમાં પ્રસરેલું હતું.

**રક્ષિત રાજ્યો અને જંગલી જાતિઓ**

બૌદ્ધ સંપ્રદાયની અસર નીચે આ રીતે આવેલા રક્ષિત રાજ્યો તથા જાતિઓમાં નીચેનીનો સમાવેશ થતો હતો—તિબેટ કે હિંદુકુશના પર્વતોમાં રહેતા કાંબોજો,[1] વિવિધ હિમાલયમાં વસતી જાતો, કાબુલ નદીની ખીણ અને તેની પણ પશ્ચિમે આવેલા પ્રદેશોમાં વસતા ગાંધાર અને યવનો, વિંધ્યાની ધાર તથા પશ્ચિમ ઘાટમાં વસતા ભોજ, પુલિંદ અને પિતેનીકો,[2] અને કૃષ્ણા તથા ગોદાવરી નદીની વચ્ચેનું આંધ્ર રાજ્ય

---

૧ નેપાળી લોકકથામાં 'કાંબોજ દેશ' એ નામ તિબેટને લગાડેલું છે (ફુશર આઇકોનોગ્રાફી બૌદ્ધિક પૃષ્ઠ ૧૩૪), પણ સાંપ્રત સમયની શોધખોળ ઉપરથી જણાય છે કે કાંબોજો ઈરાની ભાષા બોલતા અને તેથી તેમને હિંદુકુશના પર્વતોમાં મુકવા ઘટે છે (ઓગસન જ રૉ એ સો ૧૯૧૧-પૃષ્ઠ ૮૦૨)

૨ પિતેનિક, અનિશ્ચિત, ભોજ, ઘણું ખરું વરાડમાં (ઇલિચપુર, જુઓ હૉકિન્સ દશકુમાર ચરિત્ર ૫૨ અને બોંબે, ગેઝી (૧૮૯૬) વો ૧ ભાગ ૨ પૃ ૨૭), પુલિંદ, નર્મદા પાસે વિંધ્યાની ટેકરીઓમાં (તેજ પૃષ્ઠ ૧૩૮) પણ પુલિંદ શબ્દ કાંઈક અનિશ્ચિત રીતે વપરાતો હતો અને કોઈક વાર તેનો અર્થ હિમાલયની જાતો થતો (જ રૉ એ સો, ૧૯૦૮, પૃષ્ઠ ૩૧૫)

**દક્ષિણનાં રાજ્ય**

૧૪° અક્ષાંશની દક્ષિણે છેક દક્ષિણમાં આવેલા દ્રવિડ લોકો તેમના અતિ અંતરને લીધે રક્ષાયેલાં હોવાથી ઉત્તરના મહારાજ્યમાં ખાલસા થઇ ભળી જતાં બચી ગયાં હતાં. અશોકના સમયમા એ લોકોના દેશમાં ચોલ, પાંડય, કેરલપુત્ર અને સત્યપુત્ર એવાં ચાર રાજ્ય હતાં. ચોલ રાજ્યનું પાટનગર ઘણુંકરીને ઉરૈયૂર અથવા જુનું ત્રિચિનોપોલી હતું અને પાંડ્ય રાજ્યનું તો તિનેવલ્લી જીલ્લામાંનું કોરકાઇજ ખાત્રીથી હતું. કેરલપુત્ર દેશમાં તુલુવ દેશની દક્ષિણે આવેલો મલબાર કિનારાનો પ્રદેશ અને સામાન્ય રીતે ચેર રાજ્યમાં ગણાતો અંદરનો ભાગ પણ હતો. 'ચેર' એ નામ કેરલનું પાઠાંતર રૂપ છે. માગલોર જેનું મુખ્ય સ્થળ છે તથા જ્યાં તુલુ ભાષા બોલાય છે તે નાના પ્રદેશને સત્યપુત્ર દેશ તરીકે ઓળખી શકાય એમ છે.[1] આ બધાં રાજ્યો જોડે અશોકને એવો તો સારો સંબંધ હતો કે ત્યાની પ્રજાને ઉપદેશ આપવા પ્રચારકો મોકલવાની તથા જુદી જુદી જગાએ મઠો સ્થાપવાની પણ તેને છુટ હતી. એક આવી સંસ્થા તેના નાના ભાઈ મહેન્દ્રે તે સમયે ઘણુખરૂં ચોલ રાજ્યમાં

---

૧. મી. એ. જી. સ્વામિને કરેલી એક ટીકા 'સત્યપુત્ર' એ નામની સૂચના આપતી જણાય છે તે લખે છે કે તામિલ બ્રાહ્મણોનો 'બૃહચ્ચરણ' નામથી ઓળખાતા એક વિભાગના 'મધનાડુ' અને 'મોલાગુ' એવા બે ઉપવિભાગ છે 'મધ્રનાડુ'ના વળી 'કંદ્ર માણિકમ,' 'મંગુડિ, અને 'સાથિયા મંગલમ' વગેરે પશ્ચિમ ઘાટ પર આવેલાં ગામડાનાં નામ રૂપી ઉપવિભાગો પડે છે તે ધારે છે કે બહારથી આવતા લોક કુદરતી રીતે ઉચ્ચ પ્રદેશોને વળગી રહેતા હશે અને હાલના માઇસોર પ્રાંતની કોરાણ પરના મલબાર, કોઇમ્બતુર તથા મદુરા જીલ્લામાં રહેતા હશે અને ત્યાંથી પશ્ચિમ કિનારા તરફ પ્રસર્યા હશે (ધી બ્રાહ્મન 'ઇમિગ્રેશન ઈન્ટુ સધર્ન ઇંડિયા' 'ઇંન્ડિ. એન્ટિ, ૧૯૧૨, પૃ. ૨૩૧). હું ધારૂં છુ કે અશોકના સમયના સત્યપુત્ર તે આ 'સાથિયા મંગલમ'જ હશે. સત્યપુત્ર રાજ્ય પૂણા પાસેના ઘાટ પ્રદેશમાં.

આવેલા તાન્જોર જીલ્લામાં સ્થાપી હતી નવમે વર્ષ પછી પણ તેનાં ખંડીયેર તે જગાએ જોવામાં આવતાં હતાં

**સાધુ તરીકે રાજકુમારો**

એક પ્રાચીન ચીનો લેખક આપણને ખાતરી આપી કહે છે 'હિંદના કાયદા અનુસાર કોઈ રાજા મરી જાય છે, ત્યારે તેની પછી તેનો જ્યેષ્ઠ પુત્ર (કુમારરાજ) ગાદીએ આવે છે, બીજા છોકરા કુટુંબ છોડી ધાર્મિક જીવન ધારણ કરે છે તેમને તેમના મૂળ રાજ્યમાં રહેવાની રજા આપવામાં આવતી નથી દુનીઆદારીની બાબતોમાંથી આમ બળાત્કારે દૂર રહેવાનો અર્થ એવો નહોતો કે તે નાનો ભાઈ તદ્દન અજાણપણાના અંધકારમાં અદૃશ્ય થઈ જતો. હિંદમાં ખાસ કરીને બૌદ્ધયુગના હિંદમાં, યુરોપના રોમન કૅથોલિક સંપ્રદાયની પેઠે ધર્મસંપ્રદાયમાં નાના છોકરાઓને મોટી કારકીર્દિનો અવસર મળતો, અને વારંવાર હોંશિયાર સાધુ તેના રાજવંશી સગા કરતાં વધારે કીર્તિ સંપાદન કરતો. ઉપર દર્શાવેલા નિયમ મુજબ મહેન્દ્રે કરેલો પીળા ઝભાનો સ્વીકાર, શરૂઆતમાં તેની પોતાની છુટથી કરેલી પસંદગીને લીધે નહિ, પણ કદાચ રાજકીય જરૂરીઆતને અંગે હતો, પરંતુ સાધુની જીંદગી સ્વીકારવામાં તેનો હેતુ ગમે તે હોય, પણ તે ઘણોજ ધર્મનિષ્ટ અને આગ્રહી સાધુ અને ઘણોજ સબળ પ્રચારક થયો.

**મહેન્દ્ર લંકામાં**

અશોકે પોતાનું પ્રચારકાર્ય લંકા સુધી વિસ્તારવાનો નિશ્ચય કર્યો ત્યારે ત્યાંના પ્રચારક મંડળીના મુખી તરીકે પોતાના સાધુભાઈને પસંદ કર્યો તે, તે સમયે દક્ષિણ હિંદમાંના તેના મઠમાં વસતો હતો અને ત્યાંથી તે પોતાના ચાર સહકાર્યકારીઓ જોડે સમુદ્ર ઓળંગી લંકા ગયો અશોક જેવા પ્રબળ સમ્રાટના પ્રભાવના આશ્રયવાળો તે ઉપદેશકોનો ઉપદેશ લંકાના રાજા તિસ્સાએ તથા તેના દરબારના સભ્યોએ સત્વર સ્વીકાર્યો અને ટુંક સમયમાં એ

નવો ધર્મ આમ લોકમાં પણ બહુ પ્રિય થઇ પડયો. મહેન્દ્રે પોતાનું બાકીનું જીવન તે દ્વીપમાં બૌદ્ધ સંપ્રદાય સ્થાપવામા અને તેને વ્યવસ્થિત રૂપમાં મુકવામાં જ વ્યતીત કર્યું. હજુપણ તે ત્યા સંત તરીકે પૂજાય છે. લંકાના યશરૂપ અનેક જાણવાજોગા બૌદ્ધ સ્મારકોમા સૌથી વધારે ધ્યાન ખેંચે એવાં મિહિન્તલેમાં આવેલા અંબુસ્તાલ નામના એક મોટા સ્તુપની નીચે તેની રાખ મુકી છે એમ કહેવાય છે.

**લંકામાં પ્રચલિત લોકકથા**

અશોકના પ્રચારકો તથા તેમને જે જે દેશોમાં મોકલવામાં આવ્યા હતા તેની યાદી આપનાર અને ઇ. સ. ના છઠ્ઠા સૈકાની શરૂઆતમાં લખાયેલા 'મહાવંશ' નામના ઇતિહાસમાં દક્ષિણ હિંદના તામિલ રાજ્યોમાં ગયેલા પ્રચાર મંડળોનો કાંઈ પણ ઇસારો નથી. લંકાવાસી તથા હિંદની દ્વીપકલ્પની ભૂમિમાં વસતા તામિલો વચ્ચે સૈકાઓ સુધી ચાલુ રહેલો તીવ્ર વૈરભાવ તેમના આ વિષયના મૌનની સમજૂતિ આપે છે. મહેન્દ્ર તાંજોર પાસેના મઠમાંથી તે દ્વીપમા ગયો હોય તો ત્યાંના મહાવિહારના સાધુઓને એ વાત ખરેખર બહુ અણગમતી થઈ પડે એમ હતી. તામિલો તેમના ધિક્કારને પાત્ર હતા અને તેમની અંદર વસતા કોઇ આદમીને ધર્મના તત્ત્વોના શિક્ષણની બાબતમાં તેઓ ઋણી રહે એ વાત તેમને અણગમતી હોય એ દેખીતું જ છે. આમ હોવાથી બૌદ્ધ ધર્મની મૂળ પૂણ્ય ભૂમિમાથી જ સીધોજ તે ધર્મ તેમના દેશમાં આવ્યો હતો એમ માનવું તેઓ પસંદ કરે એ બનવાજોગ હતું. લંકાની લોકકથાઓમા મહેન્દ્રને અશોકના બીન ઔરસી પુત્ર તરીકે વર્ણવ્યો છે, અને જે પ્રચાર કામ તે પુરૂષોમા કરતો તેવું જ પ્રચાર કાર્ય સ્ત્રીઓમા કરવા તેની જોડે તેની બેન સંઘમિત્રા સામેલ હતી એવી પણ હકીકત તેમાં છે. ઉપર વર્ણવ્યો તેવા કોઇ હેતુથી પ્રેરાઈ આ લોકકથા ઉત્પન્ન થઇ હોય એમ જણાય છે. ઘણી અજબ કલ્પનાઓના જાળાંથી ગુંથાઇ ગયેલી એ લોકકથા

મોટે ભાગે કપોલ કલ્પિત હોય એમ લાગે છે મહેન્દ્ર અશોકનો નાનો ભાઇ હતો એ લોકકથા કદાચ ખરી પણ હોય, અને પાટનગર પાટલિપુત્રમા ફાહીનને અશોકના સાધુ થયેલા ભાઇનો મઠ બતાવવામા આવ્યો હતો તે ઉપરથી તે ત્યા સુધી યાદ રહી ગઈ હતી એમ સૂચવે છે સાતમા સૈકામા હુએનત્સગને પણ એ જ રૂપની લોકકથા મળી હતી પાછળથી તેને કાચીમા મળેલા લકાના સાધુઓને મોઢેથી સાભળેલી કથાઓ તેણે નોંધી લીધી ત્યારે તેણે તે બધી કથાઓ અશોકના પુત્ર નહિ પણ નાના ભાઇ મહેન્દ્રને જ લાગુ પાડી હતી

**પેગુમા પ્રચાર-મંડળ મોકલ્યાની માન્યતા**

અશોકે પેગુમા (સુવર્ણભૂમિ) પ્રચારકો મોકલ્યા એમ લખવામા મહાવશની ભૂલ થતી હોય એમ જણાય છે કોઈપણ લેખમા એવા પ્રચાર મડળનો કાંઈ ઉલ્લેખ નથી કદાચ એવુ કોઈ મડળ ત્યા ગયુ હોય તો તેણે કાઇ ખાસ કામગિરી કરી જણાતી નથી વર્માંમા પ્રચલિત બૌદ્ધ સપ્રદાય બ્રહ્મદેશમા સઘળી રીતે ઘણુ મોડો દાખલ થયો હોય એમ જણાય છે બ્રહ્મદેશમા વહેલામા વહેલો દાખલ થયેલો બૌદ્ધ સપ્રદાય તાન્ત્રિક મહાયાનને મળતો છે એમ માનવા કારણ છે, અને તે અશોકના સમય પછી ઘણા સૈકાને ગાળે ઉત્તર હિંદમાથી સીધોજ ત્યા ગયો હોય એમ જણાય છે

**ગ્રીક રાજ્યોમા ગયેલા પ્રચાર મડળો**

ઇમનવીસે એશિયા, આફ્રિકા તથા યુરોપની અદર આવેલા ગ્રીક રાજ્યોમા ગયેલા પ્રચાર મડળોનુ શુ થયુ તેની ચોક્કસ નોંધ તેમજ તે પ્રચારકોના નામ સચવાયા નથી પ્રચલિત સપ્રદાયને નહિ માનનાર જ્ઞેયવાદી પંથો પર બૌદ્ધ સપ્રદાયનો પ્રભાવ પડ્યો હતો એ તો નિર્વિવાદ વાત છે, અને ઘણા લેખકોને એવો વહેમ છે કે ખ્રીસ્તિ ઉપદેશના વધારે

સનાતન સ્વરૂપોમાં ગૌતમના ઉપદેશની છાયા છે. પણ આ બધો વિષય એટલો તો અસ્પષ્ટ છે કે તેની ચર્ચા અહીં ભાગ્યેજ થઇ શકે.

**બૌદ્ધ સંપ્રદાય જગદ્ધર્મ થયો**

એ તો નક્કી છે કે મોટા પાયા ઉપર તથા સુવ્યવસ્થિત રીતે યોજેલા પ્રચાર કાર્યથી હિંદના એક સ્થાનિક સંપ્રદાયને અશોક જગતના એક મહાન ધર્મમાં ફેરવી શક્યો. ગૌતમબુદ્ધ જાતે તો ગયા, અલાહબાદ અને હિમાલય વચ્ચેના ચાર અક્ષાંશ તથા ચાર રેખાંશ જેટલા મર્યાદિત પ્રદેશમાં જ પોતાના મંતવ્યોનો પ્રચાર કરી શક્યો હતો. ઉપર બતાવેલી મર્યાદાઓની અંદર તે જન્મ્યો, જીવ્યો અને મરણ પામ્યો હતો. ઇ. સ. પૂર્વે આશરે ૫૪૩ માં તે મરણ પામ્યો ત્યારે બૌદ્ધ સંપ્રદાય હિંદુ ધર્મનો એક નાનો ફાંટો હતો. ઉપર દર્શાવેલી મર્યાદાની બહાર કોઇ તેને જાણતું નહિ અને તે સમયે પ્રચલિત પણ હાલ ભુલાઈ ગયેલા ઘણા પંથો કરતાં તે વધારે ચીરંજીવ થશે એવું માનવા કાંઇ ખાસ કારણ નહોતું.

સંઘતંત્રની કાર્યક્ષમ યોજનાને લીધેજ બૌદ્ધ સંપ્રદાય સજીવ રહી શક્યો, એટલું જ નહિ પણ ગૌતમબુદ્ધના મરણ તથા અશોકના બૌદ્ધ સંપ્રદાયમાં દાખલ થવાના સમય વચ્ચે, પસાર થયેલી કેટલીક સદીઓ સુધી ગંગાની ખીણના પ્રદેશમા તેનો પ્રભાવ સારી રીતે ટકી રહ્યો. કાળે કરી વધતી જતી બૌદ્ધ સંપ્રદાયની શ્રદ્ધાની જોડે જોડે ક્રમે કરી વધતા જતા અશોકના રાજ્યાશ્રયને પરિણામે બૌદ્ધ સંપ્રદાયની ચઢતી કળા થતી ગઇ. એને જ પરિણામે તે એવી સ્થિતિએ પહોંચ્યો કે, જો અનુયાયીઓની સંખ્યાની દૃષ્ટિએ જોઇએ તો દુનીઆના મહાન ધર્મોમાં ખ્રીસ્તિ ધર્મની સાથે પ્રથમ સ્થાન માટે તે સ્પર્ધા કરી શકે એમ છે.

અશોકે બ્રાહ્મણધર્મ કે જૈન ધર્મનો નાશ કરવાનો યત્ન નહોતો

સૂચવવાનો તેનો દાવો નહોતો. તેના ગુરૂ ઉપાગુપ્તથી પ્રેરાયલા અને દોરવાયેલા અશોકના કાર્યને પરિણામે બૌદ્ધ સંપ્રદાય હિંદની મર્યાદા બહાર પ્રસરી શક્યો. એના આ કાર્યને ખ્રીસ્તિ સંપ્રદાયના કોઈ કાર્ય જોડે સરખાવી જોવું હોય તો કોન્સ્ટેનટિનના કરતાં સેંઇટપૉલના કાર્ય જોડે તેને વધારે યોગ્ય રીતે સરખાવી શકાય એમ છે.

**ઉપાગુપ્ત**

લોકવાયકા પ્રમાણે અશોકને બૌદ્ધ સંપ્રદાયમા આણનાર ઉપાગુપ્ત, સુગંધિમય દ્રવ્યો બનાવનાર ગુપ્ત નામના આદમીનો પુત્ર હતો અને તે કાશી કે મથુરામા જન્મ્યો હતો એમ કહેવાય છે. એવો સંભવ છે કે તે મથુરાનો વતની હતો કારણ કે તેણે બંધાવેલો મઠ છેક સાતમા સૈકા સુધી તે શહેરમાં હતો. લોકકથામા પણ તેનું નામ સિંધ જોડે જોડવામાં આવે છે, અને ત્યા તે પ્રચારને અર્થે ઘણીવાર ગયેલો એમ કહેવાય છે.

**અશોકનો ઉત્સાહ**

પોતાના માન્યતા અને નીતિ તંત્રનો પ્રચાર કરવા માટે અશોકે કરેલું ઉગ્ર અને સચોટ કાર્ય તેના હેતુની પ્રામાણિકતાના સબળ પુરાવારૂપ છે, અને તેનાં શાસનોમા તેણે પ્રકટ કરેલી ધર્મની માન્યતાઓમા હાલનો વાચનાર વિશ્વાસ મૂકે તો તે યોગ્ય છે એમ બતાવી આપે છે. તેણે લખેલું છે કે "લોકના કલ્યાણ માટે મારે કામ કરવું જોઇએ," અને તેનું કામ તેણે કર્યું પણ ખરૂં. તેની મહેનતના ફળ દુનીઆ હજુ ભોગવી રહી છે, અને ઘણા સમયથી લુપ્ત થયેલા પણ હાલ બોલતા થયેલા તેના શબ્દોમા સત્ય અને હૃદયના ભાવનો રણકો સ્પષ્ટ સંભળાય છે.

**અને ઉદ્યોગ**

અશોક ઘણો સખ્ત કામ કરનાર રાજા હતો. સ્પેઇનના બીજા ફિલિપની પેઠે 'ગમે તે સમયે તથા ગમે તે સ્થળે' નિવેદનો લેવા તે તૈયારજ રહેતો, અને આમ કરવા છતાય, પોતાના

ફળ મેળવી શકે છે એમ નથી, કારણ કે નાનાં માણસો પણ પ્રયત્નથી ઘણું પુણ્ય મેળવી શકે છે. આજ હેતુથી 'મોટા અને નાનાંએ પ્રયત્ન કરવો' એવો ઉપદેશ આપવામાં આવ્યો હતો." સરકાર તો માત્ર રસ્તો જ બતાવી શકે. એ રસ્તે મુસાફરી તો દરેક વ્યક્તિએ જાતે કરવી રહી.

આદર, દયા, સત્ય અને સમભાવ એ ઇષ્ટ ગુણ હતા. અનાદર, ક્રૂરતા, અસત્ય અને મતાંતર અક્ષમત્વ એ તેણે ધીક્કારેલા અવગુણો હતા. આ ઉપદેશક કોઇ સાધારણ ઉપદેશ લખનાર નહોતો. તે દુનીઆદારીમાં પલોટાયેલો, વિગ્રહ તથા શાંતિની કળામાં પ્રવીણ, એક વિશાળ મહારાજ્યનો રાજ્યકર્તા, એક મહા પુરૂપ અને મોટો રાજા હતો.

**અશોકની રાણીઓ**

બધા પૂર્વના રાજાઓની માફક અશોક પણ બહુ પત્નીવાળો હતો. તેમાંની બે પટરાણી પદે હતી. આ બાઇઓમાંની બીજી કારૂવાકીનું નામ એક નાના શાસનમાં જળવાયેલું છે. તેમાં જણાવેલું છે કે મહારાજની એવી ઇચ્છા છે કે તેના બધાં દાન તમામ લાગતાવળગતા અમલદારોએ તેનાંજ પુણ્યકામો સમજવાનાં છે અને તેનું તમામ પુણ્ય પણ તેનેજ ભાગે છે. તેને તેમાં તીવરની માતા તરીકે વર્ણવેલી છે. રાજાના અમલના આખર ભાગમાં આ શાસન લખાયું તે વેળા વૃદ્ધ થયેલા રાજાનું આ તીવર માનીતું સંતાન હશે એમ માની શકાય છે.

**કુનલની દંતકથા**

દંતકથા એવું કહે છે કે અસંધિમિત્રા નામની સ્ત્રી ઘણાં વર્ષ સુધી તેની વફાદાર પટરાણી હતી. તેના મરણ બાદ વૃદ્ધ અશોક તિષ્યરક્ષિતા નામની એક યુવાન અને લંપટ સ્ત્રીને પરણ્યો. આ બાઇ તથા તેના સાવકા પુત્ર કુણાલની બાબતમાં કલ્પનાના પુષ્કળ સંભાર સાથેની લોકકથા પ્રચલિત છે. ગ્રીકોમાં એ

હોવો જોઇએ. આખા રાજ્યમાં નહિ તો તેના પૂર્વ ભાગોમાં તો તે તેની પછી તુરત સત્તામાં આવ્યો હશે. આ વાત ખરી છે એમ માનીએ તો દશરથનો ગાદીએ આવવાનો સમય ઈ. સ. પૂર્વે ૨૩૨ માં મૂકી શકાય. તેના રાજ્યની મુદત બહુ ટૂંકી જણાય છે, અને બીજા નામો નીચે બે પુરાણોમાં તેના રાજ્યની મુદત આઠ વર્ષની આપવામાં આવી છે.

**સંપ્રાતિ; બૌદ્ધ દંતકથા**

અશોકના બીજા એક પૌત્ર સંપ્રાતિનાં હયાતિ તેમ જ ગાદીએ આવવાની બીના માટે જો કે કોઇ શિલાલેખનો પુરાવો નથી, તોપણ ઘણા વિસ્તારમાં પ્રચલિત લોકકથાથી તે ખરી હોય એમ લાગે છે. બૌદ્ધ ગદ્ય અદ્દભૂત કથા દિવ્યાવદાનના એક ભાગરૂપ અશોકાવદાનમાં વૃદ્ધાવસ્થામાં અશોકને સંઘને માટે કેવી દૃઢ અને ગાઢ ભક્તિ થઇ અને પરિણામે રાજ્યની સંપત્તિ તથા સાધનો તેણે તેની પાછળ કેવી રીતે ખરાબ કરવા માડયાં અને પરિણામે તેને ગાદી ઉપરથી દૂર કરી તેને સ્થાને અંધ કરેલા કુણાલના પુત્ર સંપ્રાતિ[1]ને બેસાડવાની તેના મંત્રીઓને કેવી રીતે ફરજ પડી તેની

---

૧. બર્નૉફ, ઇંટ્રોડકશન, બીજી આવૃત્તિ, પૃષ્ઠ ૩૮૪, શીફનર, તારાનાથ પૃષ્ઠ ૨૮૭. 'સંપ્રાતિનું નામ અજમેરથી સૌરાષ્ટ્ર સુધી સુપ્રસિદ્ધ છે; અને નદોલના મંદિરમાંની એક પ્રાચીન જૈન હસ્તલિખિત પ્રતમાં આપેલી કિંમતી સાલવારીમાં તેનો કાલ વિરાટ સંવત્ ૨૦૨ નો આપેલો છે. પુસ્તકો તેમજ દંતકથાઓમાં જૈન ધર્મના મહાન સહાયક તરીકે તેનું નામ આપેલું છે અને તેણે મહાવીરને અર્પણ કરેલાં મંદિરોનાં અવશેષો હજુ અજમેર, કુંભલમેર અને ગિરનારમાં છે. (ટૉડ એનેલ્સ વગેરે ઑક્ષફર્ડ યુનિવર્સિટી પ્રેસ, ૧૯૨૦, વોલ્યુમ ૧, પૃ૦ ૨૯૦) ઉદેપુરની ઈશાને ૯૬ માઈલ પર તથા અજમેરથી દક્ષિણ તથા નૈરૃત્ય વચ્ચેના ખૂણામાં તેટલે જ અંતરે બુંદી મેવાડ વચ્ચેના એક અગત્યના ઘાટનું રક્ષણ કરતો જહાગપુરનો કિલ્લો તેણે બંધાવ્યો એમ મનાય છે પંદરમા સેકામાં રાણા કુંભાએ એને ફરી બંધાવ્યો. પ્રાચીન જૈન મંદિરોની હયાતિથી એ દંતકથાને ટેકો મળે છે.

લાંબી કથા આપેલી છે અશોકનું પછી શું થયું તે તેમાં આપેલું નથી એ વાર્તા મુજબ બૃહસ્પતિ, વૃષસેન, પુષ્યધર્મન્, અને પુષ્યમિત્ર એ સંપ્રતિના અનુગામી પૈકી હતા આમાં છેલ્લા પુષ્યમિત્રને મૌર્ય વંશનો વર્ણવેલો છે

**જૈન દંતકથાઓ**

પશ્ચિમ હિંદની જૈન સાહિત્યમાં આપેલી દંતકથાઓ પણ સંપ્રતિને અશોક પછી તરત આવેલા ગાદીવારસ તરીકે ઓળખાવે છે, અને આર્યાવર્તની બહારના દેશોમાં પણ જૈનમઠો સ્થાપનાર જૈનધર્મના આગળ પડતા આશ્રયદાતા તરીકે તેની સ્તુતિ કરે છે અજાણી ઉત્પત્તિવાળાં જૈનમંદિરો અને મકાનો લોકમત એ સંપ્રતિના ઠરાવે છે ખરું જોતાં તેને તે લોકો જૈન અશોક ગણે છે એક ખંડ તેને પાટલીપુત્રમાં આખા હિંદના અધિરાજ તરીકે વર્ણવે છે, પણ બીજી દંતકથાઓ, ઉજ્જયિનીને તેના રાજ્યના પાટનગર તરીકે વર્ણવે છે એકબીજાની વિરોધી આ બધી દંતકથાઓનો મેળ કરવો એ તો લગભગ અશક્ય જ છે, તેમજ દંતકથાના આ બધા ગોટાળામાંથી ખરી બનેલી વાતનો સાર કાઢી શકાય એમ છે કે કેમ તેની ખાતરી પણ ભાગ્યે જ થઈ શકે એમ છે પણ બૌદ્ધ તેમ જ જૈન દંતકથાઓ એકજ આ મી વિષે દોરાયાથી, તે આદમીના અસ્તિત્વ વિશે સાબીત પુરાવા તરીકે તેમને લઈ શકાય, જો કે તેને વિષે બીજી કાંઈ ચોક્કસ માહિતી નથી કદાચ અશોકના મરણ પછી તરતજ તેના પૌત્રોએ તેનું મહારાજ્ય વહેંચી લીધું હોય અને તે વહેંચણીમાં દશરથને ભાગે તેનો પૂર્વ ભાગ અને સંપ્રતિને ભાગે પશ્ચિમ ભાગ ગયો હોય, પણ આ મતના સમર્થન માટે કાંઈપણ ચોખ્ખો પુરાવો નથી

**ખોતાનની દંતકથાઓ**

ખોતાનના રાજ્ય તથા અશોકની વચ્ચે એક કરતાં વધારે રીતે સંબંધ હતો એમ ખોતાનની દંતકથાઓ વર્ણવે છે એ બાબતની એક વાત એવી છે કે રાજા અશોકે પોતાના પુત્ર

કુણાલને ખોટી રીતે અંધ બનાવવાના તરકટમાં સામેલગીરિ માટે તક્ષિલાના કેટલાક સામંતોને શિક્ષા ખાતર હિમાલયની પાર દેશવટો આપ્યો. આ દેશવટો પામેલા સામંતોએ પોતાનામાં એકને રાજા તરીકે પસંદ કર્યો. ચીનમાંથી દેશવટો પામેલા બીજા પ્રતિસ્પર્ધી રાજકુંવરથી હાર પામતાં સુધી પેલા રાજા બનેલા સામંતે ખોતાન પર રાજ્ય કર્યું. એ બાબત બીજી એક વાત એવી પણ છે કે ખોતાનના રાજવંશનો મૂળ પૂર્વજ તક્ષિલામાથી દેશવટો પામેલો અશોકનો પુત્ર કુણાલ હતો. ખોતાનની પ્રાચીન શિષ્ટતા હિંદ અને ચીન એ બે દેશોમાથી આવી એ બીનાની ઉપર આપેલી દંતકથાઓ પૌરાણિક સમજૂતિઓ જેવી જણાય છે. અશોકની રાજ્યસત્તા નારિમ નદીના પાત્રની પેલીમેર પહોચી હોય એ અસંભવિત નથી છતા બનવાજોગ જણાતું નથી.

**મૌર્યવંશની ઉતરતી કળા અને પતન**

પુરાણના પ્રમાણથી મૌર્ય વંશના કુલ સમયાતર ૧૩૭ વર્ષ જેટલો હતો. જો આ સમયાતર સ્વીકારીએ અને ઇ. સ. પૂર્વે ૩૨૨માં ચંદ્રગુપ્ત ગાદીએ બેઠો ત્યારથી ગણીએ તો એ વંશનો અંત ઇ. સ. પૂર્વે ૧૮૫માં આવેલો હોવો જોઇએ: અને એટલું તો નક્કી જ છે કે એ સાલ લગભગ ખરી જ છે. પુરાણોની યાદી પ્રમાણે અશોકના પૌત્રો પછી ચાર રાજા થયા અને તે દરેકે થોડા થોડા વર્ષ રાજ્ય કર્યું, તેમના નામ માત્ર જ મળે છે. સંપ્રાતિ અને તેના પછી આવનાર ખરેખર થઈ ગયા છે એમ આપણે માનીએ તો પણ ઇતિહાસ પટ પર તે માત્ર ઓળા જેવા જ જણાય છે. ચંદ્રગુપ્તે સ્થાપેલું તથા તેના પુત્ર અને પૌત્રે યશસ્વી રીતે નભાવેલું હિંદી મહારાજ્ય, તેના પૌત્રની પાછળ ઘણાં વર્ષ ટક્યું નહિ એટલી એકજ એ વંશની બાબતમા ચોક્કસ બીના છે. બૌદ્ધ સાધુઓને અશોકે બતાવેલા અત્યંત પક્ષપાતથી બ્રાહ્મણોની પ્રતિષ્ટાપર ઘણી ગંભીર અસર થઈ હતી, અને તેમણે

યોજેલો પ્રત્યાઘાત, મૌર્ય વંશના પતનનું એક પ્રબળ કારણ હતું. પશુઓના વધવાળા યજ્ઞો કરવાની મના, તેમજ રાજાના શાસનોને અમલમાં મૂકનાર અમલદારોની પજવણીઓથી નહિ નોંધાયેલો એવો ઘણો અસંતોષ થયો હશે, અને આપણે વ્યાજબી રીતે માની લઇ શકીએ કે જ્યારે તે વૃદ્ધ સમ્રાટના બળવાન હાથમાંથી રાજ્ય દંડ છૂટી ગયો હશે, ત્યારે બ્રાહ્મણોનું પ્રબળ વર્ચસ્વ હશે, અને અશોકના ધર્મનિયમણ તંત્ર સામે તેમણે બળવો ઉઠાવ્યો હશે. પુરાણોની યાદીમાં અશોક પછી થયેલા જે રાજાઓના નામ આપેલા છે તેમને તાબે માત્ર મગધ અને તેની આસપાસનો થોડો પ્રદેશ જ હશે ઇ સ પૂર્વે ૧૮૫ માં કે તે જ અરસામાં મૌર્ય વંશના છેલ્લા રાજા બૃહદ્રથનો તેના સેનાપતિ પુષ્યમિત્ર (પુષ્પમિત્ર) ઘાત કર્યો અને ત્યારબાદ પોતે રાજા થઇ જઈ સુંગ નામના નવા રાજવંશની સ્થાપના કરી કૃષ્ણા અને ગોદાવરી નદીઓની વચ્ચેનું આંધ્ર રાજ્ય, મૌર્ય રાજ્યમાંથી સૌથી પહેલું છૂટું પડી ગયું અને આગળના પ્રકરણમાં બતાવવામાં આવશે તેમ જોતજોતામાં તે હિંદના એક કિનારાથી બીજા કિનારા સુધી પ્રસરતું એક બળવાન રાજ્ય બની ગયું

મહાન અશોકના વંશજો ઘણા સૈકા સુધી મગધમાં નહિ નોંધાયેલા સ્થાનિક ખંડીઆ રાજા તરીકે

**સ્થાનિક મૌર્ય રાજાઓ** ચાલુ રહ્યા તેમાંના છેલ્લાનું જ નામ માત્ર સચવાયું છે તે પૂર્ણવર્મા સાતમા સૈકામાં હિંદમાં આવેલા ચીનાઇ મુસાફર હુએનત્સાંગનો લગભગ સમકાલીન હતો

વળી, સાતમા અને આઠમા સૈકામાં પશ્ચિમઘાટ અને સમુદ્ર વચ્ચેના કોકણના પ્રદેશમાં તેમજ પશ્ચિમ હિંદના બીજા કેટલાક ભાગોમાં એ સમ્રાટના વંશ જોડે કોઇ અજાણી રીતે સબંધ ધરાવતા કેટલાક નાના મૌર્ય રાજકુલો રાજ્ય કરતા હતા લેખોમાં તેમનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે

---

# મૌર્ય વંશ.

## સાલવારી કોઠો.

### લગભગ ચોક્કસ સમયો.

| વર્ષ ઇ. સ. પૂર્વે. | બનાવ. |
|---|---|
| ૩૨૬ કે ૩૨૫ | યુવાન ચંદ્રગુપ્ત સીકંદરને મળ્યો. |
| ૩૨૫ નો સપ્ટેંબર કે ઑક્ટોબર | એલેગ્ઝાંડરે હિંદ છોડયું. |
| ૩૨૪ નો ફેબ્રુઆરી | કરમાનિયામાં એલેગ્ઝાંડરે હિંદની અંદર મૂકેલા પોતાના પ્રતિનિધિ ફિલિપ્પોસના ખુનની વાત સાંભળી. યુડીમોસ તથા તક્ષિલાના રાજા આંભીને તેણે હિંદનો હવાલો સોંપ્યો. |
| ૩૨૩ જુન | બેબીલોન મુકામે અલેગ્ઝાંડરનું મરણ. |
| ૩૨૩–૩૨૨ (અથવા એથી એક બે વર્ષ વહેલું.) | ચંદ્રગુપ્ત મૌર્યની સરદારી નીચે પંજાબમાં બળવો; મગધના નંદવંશનું નિકંદન, ચંદ્રગુપ્ત મૌર્યનું હિંદના સમ્રાટ્ તરીકે રાજ્યારોહણ. |
| ૩૨૧ | ત્રિપેરેડિસોસ આગળ અલેગ્ઝાંડરના રાજ્યના ફરી વાર ભાગલા. |
| ૩૧૫ | એન્ટિગોનોસે સેલ્યુકસ નિકેટરને ઇજિપ્ત ચાલ્યા જવાની ફરજ પાડી. |
| ૩૧૨ | સેલ્યુકસે બેબીલોન પાછું મેળવ્યું. |

૨૭૨ અશોકવર્ધન હિંદના સમ્રાટ તરીકે ગાદીએ આવ્યો.

૨૬૯ અશોકનો રાજ્યાભિષેક.

૨૬૪ પહેલા પ્યુનિક વિગ્રહનું ફાટી નીકળવું.

૨૬૧ અશોકની કલિંગની જીત, એન્ટિઓકસસોટરનો પુત્ર એન્ટિઓકસથીઓસ સીરિયાની ગાદીએ આવ્યો.

૨૫૯ અશોકે મૃગયા બંધ કરી, ધર્મકામને અર્થે પર્યટણની પ્રથા શરૂ કરી અને પ્રચારકો મોકલ્યા.

? ૨૫૮ ટોલેમી ફિલેડેલ્ફોસનો દુધભાઇ, સીરીનનો રાજા મગાસ મરણ પામ્યો (?) એપિરસનો રાજા અલેગ્ઝાંડર મરણ પામ્યો.

૨૫૭ ધર્મચક્ર પ્રવર્તાવવા પાચપાંચ વર્ષે અમલદારો પાસેથી પ્રગતિનિવેદનો મેળવવાની પ્રથા પાડી. અલ્પ શિલા-શાસન નં. I અને શિલા-શાસન નં. III અને IV પ્રસિદ્ધ કર્યાં. આજીવકોને બરાબર ટેકરીઓ આગળ ગુફા-ગૃહો અર્પ્યાં.

૨૫૬ અશોકે ધર્મ માહામાત્ર નીમ્યા. ચૌદ શિલા-શાસનની આખી શ્રેણી પ્રસિદ્ધ કરી તેમજ કલિંગની મર્યાદાનું શાસન પણ પ્રસિદ્ધ કર્યું.

૨૫૫ કપિલવસ્તુ પાસે કોણકામનનો સ્તુપ અશોકે બીજીવાર વધાર્યો.

? ૨૫૪ કલિંગ પ્રાંતીય શાસન અશોકે પ્રસિદ્ધ કર્યું.

२५० આજીવકોના ઉપયોગ માટે અશોકે બરાબર ટેકરીઓ આગળ ત્રીજું ગુફાગૃહ અર્પણ કર્યું

२४९ બૌદ્ધ પવિત્ર ધામોની અશોકે જાત્રા કરી. લુમ્બિની વાટિકામા તથા કોણકામનના સ્તુપ આગળ સ્તંભ ઊભા કર્યાં (?) નેપાલની મુલાકાત કરી અને લલિત-પાટણની સ્થાપના કરી એની પુત્રી ચારૂમતી સાધ્વી થઈ

? २४८ બેક્ટ્રિયા અને પાર્થિયાએ સ્વાતંત્ર્ય જાહેર કર્યું

२४७ ઇજીપ્તનો રાજા ટોલેમી ફિલેડેલ્ફસ મરણ પામ્યો

२४७ કે २४६ સેલ્યુકસ નિકેટરનો પૌત્ર અને સીરિયાનો રાજા એન્ટિઓકસથીઓસ મરણ પામ્યો

२४३ શિલા-શાસનોનું સમર્થન કરતા સ્તંભ-શાસન ન. VI અશોકે રચ્યું

२४२ સાત સ્તંભશાસનોની સંપૂર્ણ શ્રેણી અશોકે પ્રસિદ્ધ કરી

२४१ પહેલા પ્યુનિક વિગ્રહનો અંત, પરગેમમના રાજ્યનું ઊભા થવું

? २४०-२३२ અશોકના નાના સ્તંભશાસનો

२३२ અશોકનું મરણ, દશરથ (વાયુપુરાણનો કુશાન) ગાદીએ આવ્યો અને આજીવકોને નાગાર્જુની ગુફા-ગૃહો અર્પણ કર્યાં મૌર્ય રાજ્યના પતનની શરૂઆત

? ૨૨૪ સંગત મૌર્ય રાજા થયો.(વાયુપુરાણનો બંધુલિપ્ત)

? ૨૧૬ શાલિસૂક મૌર્ય રાજા થયો ( વાયુપુરાણનો ઇંદ્રપાલિત ) ? ઓરિસ્સાના ખારવેલે તેને હરાવ્યો.

? ૨૦૬ સોમશર્મન્ મૌર્ય રાજા થયો. ( વાયુપુરાણનો દશવર્મન્ કે દેવવર્મન્ )

? ૧૯૯ શતધન્વન મૌર્ય રાજા થયો. ( વાયુપુરાણનો શત ધનુસ્ )

? ૧૯૧ બૃહદ્રથ મૌર્ય રાજા થયો.(વાયુપુરાણનો વૃજદશ્વ)

૧૮૫ બૃહદ્રથને મારી નાંખી પુષ્યમિત્ર સુંગ ગાદીએ આવ્યો. મૌર્ય રાજ્યનો આખર અંત આવ્યો.



# પ્રકરણ ૮ મું

## સુંગ, કણ્વ તથા આંધ્ર વંશો

### ઈ. સ. પૂર્વે ૧૮૫ થી ઈ. સ. ૨૨૫

### સુંગ વંશ.

પોતાના સ્વામી બૃહદ્રથ મૌર્યનો પ્રાણ હરી, સેનાપતિ પુષ્યમિત્રે ખાલી પડેલી રાજ્યગાદી બથાવી પાડ્યો, અને પહેલા ક્ષીણ થતા સ્થિતિમાં વડી ગયેલા મૌર્ય રાજ્યનું સમ્રાટપદ ધારણ કર્યું. આ પ્રમાણે તેણે સ્થાપેલો નવો વંશ ઇતિહાસમાં સુંગવંશ તરીકે પ્રખ્યાત છે.

**ઈ. સ. પૂર્વે ૧૮૫, પુષ્યમિત્રનું રાજ્યનું બથાવી પાડવું સુંગ**

પહેલાની પેઠે પાટલિપુત્ર સુંગ રાજ્યના પાટનગર તરીકે ચાલુ રહ્યું અને તે રાજ્યના બધા પ્રાંતોએ રાજ્યસત્તા બથાવી પાડનારની આણ સ્વીકારેલી જણાય છે. સુંગ રાજ્ય દક્ષિણમાં નર્મદા નદી સુધી પ્રસરેલું હતું અને હાલના બિહાર, તિરહુટ તથા આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોને મળતા ગંગા પ્રદેશનો તેમાં સમાવેશ થતો હતો એમ આપણે માની શકીએ. પાછલા મૌર્ય રાજાઓ કે સુંગ રાજાઓએ પંજાબ પર સત્તા ચલાવી હોય એ સંભવિત નથી. પુષ્યમિત્રની સત્તા સિંધુ નદી સુધી પહોંચી હતી એવી ડૉ. વિલ્સનની માન્યતા કાંઈ ગેરસમજ્રનું પરિણામ હતી એમ જણાય છે.

**સુંગ રાજ્યનો વિસ્તાર**

પોતે મેળવેલું રાજ્ય, પુષ્યમિત્ર વગર તદ્દન વગરવિરોધે ભોગવી

**ઇ. સ. પૂર્વે ૧૬૫, ખારવેલની પહેલી ચઢાઇ**

શકયો નહિ. ઇ. સ. પૂર્વે ૧૬૫ માં અથવા એ જ અરસામાં ચૈત્ર વંશમાં જન્મેલા કલિંગના રાજા ખારવેલે તેના રાજ્યપર ચઢાઇ કરી અને પાટલિપુત્રથી થોડાક જ માઇલ દૂર સુધી તે ધસી આવ્યો. તેને લલચાવી દૂર લઇ જવાના ઇરાદાથી પુષ્યમિત્ર મથુરા તરફ પાછો હઠયો; પણ આ પ્રસંગે બરાબર ટેકરીઓથી આગળ વધવામાં ખારવેલને ડહાપણ લાગ્યું નહિ.

**ઇ. સ. પૂર્વે ૧૬૧: ખારવેલની બીજી ચઢાઇ**

ખારવેલ પહેલી ચઢાઇમાં તો નિષ્ફળ થયો પણ ત્યારપછી ચાર વર્ષે કરેલી ચઢાઇમાં તે વધારે ફતેહમંદ થયો. ઉત્તર હિંદમાં દાખલ થઇ, હિમાલયની તળેટીએ કુચ કરતો તે મગધના પાટનગરની ઉત્તરે ગંગા કિનારે અણચિંતવ્યો આવી ઉભો, અને કલિંગના પ્રખ્યાત હાથીઓની મદદથી તેણે તે નદી પાર કરી. દુશ્મનને તાબે થવાની પુષ્યમિત્રને ફરજ પડી; અને વિજેતાએ તેની રાજ્યધાની તથા ખજાનો કબજે કર્યા. આ કબજે કરેલી વસ્તુઓમાંની એક પહેલા જીન ઋષભદેવની પ્રતિમા હતી. આ પ્રતિમા ત્રણ સૈકા પહેલાં કલિંગમાંથી પહેલો નંદ રાજા લઇ ગયો હતો.

**ઇ. સ. પૂર્વે ૧૫૫–૩ મીનેન્ડરની ચઢાઈ તથા હાર**

તેના અમલના અંતભાગમાં પુષ્યમિત્ર પર ગંભીર ભય આવી પડયો. બેકિટ્રયન રાજા યુક્રેટાઇડિસનો સગો અને કાબુલ તથા પંજાબનો રાજા મીનેન્ડર અલેગ્ઝાંડરનાં પરાક્રમોની બરાબરી કરવાના લોભથી એક મોટા લશ્કર સાથે હિંદના અંદરના ભાગોપર ચઢી આવ્યો. એણે સિંધુનો દોઆબ અને પશ્ચિમ કિનારા પર સૌરાષ્ટ્રનો દ્વિપકલ્પ અને બીજા કેટલાક ભાગ ખાલસા કર્યા. જમના પરની

મથુરાનગરી કબજે કરી, રજપુતાનામાં આવેલી અને તે વખતે મધ્યમિકાને નામે ઓળખાતી હાલની ચિતોડ પાસેની નગરીને ઘેરો ઘાલ્યો, દક્ષિણ અયોધ્યામાં સાકેત નગરને ઘેરો ઘાલ્યો અને આખરે પાટનગર પાટલિપુત્ર પણ ચઢાઇના ભયમાં આવી પડયું.

ઘણા ઘોર યુદ્ધ પછી એ ચઢાઈને પાછી ઠેલવામાં આવી અને તે ગ્રીક રાજાને તેના દેશ તરફ પાછા ફરવાની ફરજ પાડવામાં આવી. પશ્ચિમ હિંદમાં જીતેલા કેટલાક ભાગ આ બનાવ પછી કેટલાંક વર્ષ સુધી તેની સત્તા નીચે રહેલા હોવાનો સંભવ છે.

**હિંદ અને યુરોપ**

હિંદને જમીનરસ્તે જીતવાના એક યુરોપીય સરદારના આ બીજા અને છેલ્લા યત્નનો આમ અંત આવ્યો. ત્યારબાદ પશ્ચિમના યુરોપ ખંડમાંથી હિંદ પર ચઢી આવનાર લોક વહાણોમાં આવેલા જે, પોતાના નૌકાબળ પર વિશ્વાસ મૂકી તેમણે સમુદ્રને પોતાનું મથક બનાવેલું છે. ઈ. સ. પૂર્વે ૧૫૩માં કે તે અરસામાં મીનેન્ડરને હિંદમાંથી પાછો હઠાવી કાઢવામાં આવ્યો, ત્યારથી ઈ. સ. ૧૫૦૨માં વાસ્કો-ડી-ગામાએ કલિકટ પર તોપનો મારો ચલાવ્યો ત્યાંસુધી હિંદ કોઈપણ યુરોપીય સરદારના આક્રમણથી મુક્ત રહ્યું અને ત્યાંસુધી એ દેશમાં રાજ્ય કરતી સત્તા સમુદ્ર પર પોતાનું સ્વામીત્વ જાળવી રાખશે, ત્યાંસુધી પ્રાચીન સમયમાં હિંદ પર ચઢી આવનાર લોકોને પગલે ચાલી જમીન રસ્તે હિંદ પર હુમલો કરનાર કોઈ પણ આદમીને સ્થાયી ફતેહ મળવાનો સંભવ નથી.

**વિદર્ભ સાથે અગ્નિમિત્રનો વિગ્રહ**

મીનેન્ડર જોડે યુદ્ધ ચાલતું હતું તે અરસામાં નર્મદા નદી સુધી પ્રસરતા, પુષ્યમિત્રના દક્ષિણ પ્રાંતનો વહીવટ તેના યુવરાજ અગ્નિમિત્રને હાથ હતો. સિંધિયા સરકારના રાજ્યમાં બેટવા નદી પર હાલ ભિલ્સા છે ત્યાં આવેલી વિદિશા નગરી તેની રાજધાની હતી. અગ્નિમિત્રના યુવાન પુત્ર વસુમિત્રને

તેના દાદાના હુકમથી યુદ્ધકાર્યમાં લગાડવામા આવ્યો હતો. ઉમરે વધેલા અગ્નિમિત્રે ઉત્તર હિંદમાં 'રાજાધિરાજ'નું પદ મેળવી પોતાની ફતેહો પર યશનો કળશ ચઢાવવાનો નિશ્ચય કર્યો. પોતાના પડોશી વિદર્ભ દેશના રાજા જોડેના સ્થાનિક યુદ્ધમા તેના પુત્ર અગ્નિમિત્રે જીત મેળવી એટલે તેના 'રાજાધિરાજ' થવાના મનોરથને પુષ્ટિ મળી. અગ્નિમિત્ર જોડેના યુદ્ધમાં વિદર્ભ રાજા હાર્યો અને પોતાના પ્રતિસ્પર્ધીને અર્ધું રાજ્ય આપી દેવાની તેને ફરજ પડી. વરદા નદીને એ બે રાજ્યોની સરહદ તરીકે મુકરર કરવામા આવી.

અતિ પ્રાચીન પ્રણાલી મુજબ કોઇ પણ દેશના બધા રાજાઓના ઉપરી તરીકે સ્વીકારાયેલા રાજાએ કરવા યોગ્ય ગણાતી વેદકાળની અશ્વમેધ ક્રિયા ઉજવવાનો તથા ફરી ચાલુ કરવાનો પુષ્યમિત્રે નિશ્ચય કર્યો. સાર્વભૌમ સત્તા ધારણ કરવાનો હક કરતા બધા પ્રતિસ્પર્ધી રાજાઓને નીચે મુજબનું વિધિસર આહ્વાન કરી તેમાં સફળતા મેળવવી, એ તે ક્રિયાનું પ્રથમ કૃત્ય હતું:

**અશ્વમેધ**

'અમુક વર્ણના ઘોડાને અમુક ક્રિયાઓથી પૂજી એક વર્ષ સુધી તેની ઇચ્છા મુજબ ફરવા માટે છુટો મૂકવામાં આવતો હતો. રાજા અથવા તેનો પ્રતિનિધિ એક સેના સાથે તેની પાછળ જતો. કોઈ બીજા રાજાના મુલકમા તે ઘોડો દાખલ થાય તો કાં તો તે રાજાને લડવું પડતું કે તાબે થવું પડતું. જે જે દેશમાંથી તે ઘોડો પસાર થાય તે તે દેશના રાજાઓને વશ કરવામાં તે ઘોડાની રક્ષા કરનાર સફળ થાય તો તે જીતેલા બધા રાજાઓને પોતાની જોડે લઈ જયવંત થઇ પાછો ફરતો; પણ જો તે તેમ કરવામાં નિષ્ફળ થતો તો તેની ભારે હાંસી થતી. તેના સફળ થઇ પાછા આવ્યા બાદ એક મોટો ઉત્સવ કરવામાં આવતો અને તેમાં પેલા ઘોડાની આહુતિ આપવામાં આવતી'.

**યવનો**

પુષ્યમિત્રે છુટા મૂકેલા યજ્ઞના ઘોડાની રક્ષા કરવા મોકલેલી સેનાની સરદારી કાંઈ નહિ તો જાહેર રીતે તેના પૌત્ર વસુમિત્રને આપવામાં આવી હતી બુંદેલખંડ અને રજપુતાનાની સરહદ રૂપ બનેલી સિંધુ નદીના કિનારાપર તેના આહ્વાનને સ્વીકારી સામે થનાર એક યવનની ટુકડી તેને મળી, પણ તેણે તેને હરાવી એમ કહેવાય છે રજપુતાનામાં મધ્યમિકાને ઘેરો ઘાલનાર મીનેન્ડરની સેનાનો એ ટુકડી એક વિભાગ હોય એ બનવા જોગ છે

**યજ્ઞની ઉજવણી**

યોગ્ય સમયે યવનો તથા બીજા પ્રતિસ્પર્ધીઓ દૂર થતાં ઉત્તર હિંદમાં સાર્વભૌમ પદ ધારણ કરવા પુષ્યમિત્ર વ્યાજબી રીતે હકદાર થયો ગણી શકાય, અને તેથી તેણે તુરતજ પોતાના પાટનગરમાં ઘણા ઠાઠમાઠથી અશ્વમેધ કરી પોતાનો દિગ્વિજય જાહેર કરવાની પ્રવૃત્તિ કરી તે સમયની પ્રણાલીને સારી રીતે સાચવી રાખનાર નાટયકાર તેણે તે પ્રસંગે પોતાના યુવરાજને યજ્ઞમાં આવવાનું નિમંત્રણ આપતા સંબોધેલા નીચે મુજબના શબ્દો નોંધે છે —

'તારૂં કલ્યાણ થાઓ' યજ્ઞ મંડપમાંથી સેનાપતિ પુષ્યમિત્ર, વિદિશા નગરીમાં પોતાના પુત્ર અગ્નિમિત્રને પ્રેમથી આલીંગી નીચેનો સંદેશો મોકલે છે તને વિદિત થાય કે રાજસૂયયજ્ઞની દીક્ષા લીધેલી હોવાથી મે કોઈ પણ જાતની બાધા વગરનો એક અશ્વ છુટો મૂકેલો છે, અને સો રજપૂતોની ટોળીથી રક્ષાયેલા વસુમિત્રને મે એ ઘોડાનો રક્ષક નીમેલો છે એક વર્ષની અવધિ પછી તે ઘોડો પાછો આણવાનો છે સિંધુ નદીને જમણે કિનારે જતા આ ઘોડાને યવનોની ઘોડેસ્વાર ટુકડીએ પકડયો હતો ત્યાર બાદ બન્ને સેના વચ્ચે ઘોર યુદ્ધ થયું પછી બળવાન ધનુર્ધર વસુમિત્રે પોતાના દુશ્મનોનો પરાજય કરી, તેઓ લઇ જવા મથતા હતા તે મારા ઉત્તમ અશ્વને છોડાવ્યો

હવે સગર પાસે અંશુમતે પાછા આણેલા ઘોડા પેઠે મારી પાસે મારા પૌત્રે આણેલા ઘોડાનું હું બલિદાન આપીશ. માટે મનમાંથી ક્રોધને કાઢી નાંખી, વગર વિલંબે, મારી પુત્રવધુઓ સાથે તમારે એ યજ્ઞ જોવા આવવું.'

**પતંજલિ**

આ યજ્ઞની ગંભીર વિધિ પ્રખ્યાત વૈયાકરણી પતંજલિએ જોઈ હોય એમ લાગે છે. પોતે જાતે જોઇ હોય એવી ભાષામાં તે એ વિધિનો ઉલ્લેખ કરે છે.

**બ્રાહ્મણ પ્રતિક્રિયાનો પ્રારંભ**

પ્રાણી માત્રની પવિત્રતા એ બૌદ્ધ સંપ્રદાયનો એક બહુ માન્ય સિદ્ધાંત હતો, અને અશોકના ખાસ કાયદાનો એ હેતુ હતો. આ બાબતપર વધારે પડતો ભાર મૂકવાને પરિણામે બ્રાહ્મણોની કેટલીક પૂજા વિધિ માટે તદ્દન જરૂરી મનાતા અને આસ્તિકો જેને મહાફળને આપનાર ગણે એવા હિંસામય યજ્ઞોની મના કરવામાં આવી હતી. પુષ્યમિત્રે કરેલો અશ્વ-મેધ, તેના સમય પછી પાચ સૈકાને અંતરે સમુદ્રગુપ્ત તથા તેના અનુગામીઓના સમયમાં પૂર્ણપણે સ્થાપિત થયેલી બ્રાહ્મણ ધર્મની પ્રતિક્રિયાની શરૂઆતરૂપ હતો.

**પુષ્યમિત્ર જુલમી હતો એવું આળ**

બૌદ્ધ લેખકોની અર્ધ પૌરાણિક વાતોપર વિશ્વાસ મૂકીએ તો એમ જણાય છે કે પુષ્પમિત્ર માત્ર શાંત રીતે હિંદુ વિધિઓને ફરી ચાલુ કરી સંતોષ ન પામ્યો, પણ તેણે બૌદ્ધ લોકોપર ક્રૂર જુલમ વર્તાવવા માંડયો અને મગધથી માંડી પંજાબમાં આવેલા જલંધર સુધી તેણે તેમના મઠો બાળ્યા અને તેમના સાધુની કતલ કરી. તેની તલવારમાંથી છટકવા પામેલા સાધુઓ બીજા રાજાઓના મુલકમાં નાશી ગયાનું કહેવાય છે. આ વાતમાં અતિશયોક્તિ હશે, પણ એને તદ્દન બિનંપાયાદાર ગણી કાઢી નાંખવી એ અવિચારીપણું ગણાય.

**હિંદમાં જુલમ**

પુષ્યમિત્રે બૌદ્ધ માર્ગ તરફ વિરોધ દાખવ્યો એવા કથનને માટે કાંઈક પુરાવો છે ખરો, પણ એ ધર્મનો હિંદમાંથી ધીમે પગને લોપ થવાનું મુખ્ય કારણ કાંઈ રાજ્યકર્તાનો જુલમ નહોતો, તે સિવાય તેનાં બીજાં ઘણાં કારણ હતાં. વખતોવખત ધર્માંધ રાજાઓ ઝનૂનમાં આવી જઈ જંગલી ક્રૂરતાભર્યાં કર્મો કરતા અને જૈન કે બૌદ્ધો સામે ખરેખર જુલમભર્યાં પગલાં ભરતા એ વાત ખરી છે. આ ઇતિહાસમાં એવાં કૃત્યોના ચોખ્ખા અને પુરવાર થયેલા દાખલા આવશે, અને તે સિવાયના અને એ ઇતિહાસની મર્યાદા બહારના બીજા પણ એવા દાખલા નોંધાયેલા છે. ખાસ કરીને અશોકે અને બીજા રાજાઓએ બળાત્કારે અને કડક રીતે પળાવેલા જૈન તથા બૌદ્ધ મનાઈ હુકમોના ભારે જુલમનો વિચાર કરીએ છીએ ત્યારે તેની સામે આવા આવેશના જ્વાળામુખી ફાટી નીકળે તેમાં આપણને કાંઈ નવાઈ પામવા જેવું લાગતું નથી. આશ્ચર્યની વાત તો એ છે કે એવા જુલમો આટલા બધા જૂજ હતા, અને સામાન્ય રીતે તો જુદા જુદા સંપ્રદાયો સંપથી હળીમળીને રહેતા અને બધા નિષ્પક્ષપાત રાજ્યકૃપાના પાત્ર બનતા.

**ઇ. સ. પૂર્વે ૧૪૯**
**પાછલા શુંગો**

મીનેન્ડરના પાછા હઠયા પછી પાંચ વર્ષ લગભગ અને અનેક વિવિધ પ્રસંગોથી યાદગાર અમલને અંતે પુષ્યમિત્ર મરણ પામ્યો, ત્યારે તેના પિતાની જિંદગી દરમિયાન દક્ષિણ પ્રાંતોનો વહીવટ કરનાર તેનો પુત્ર અગ્નિમિત્ર તેની પછી ગાદીએ આવ્યો. તેણે આઠ વર્ષ રાજ્ય કર્યું. તેની પછી વસુજ્યેષ્ઠ અથવા સુજ્યેષ્ઠ ગાદીએ આવ્યો. તે ઘણું ખરું અગ્નિમિત્રનો ભાઈ હશે. તેની પછી સાત વર્ષ વસુમિત્ર ગાદીએ આવ્યો. પોતાના પિતામહ તરફથી યજ્ઞના ઘોડાની રક્ષા કરનાર વસુમિત્ર તે આ જ હશે. એની પછીના ચાર રાજાઓ ઘણાજ ટૂંક હતા

અને એ ચારેનો ભેગો અવધિ માત્ર સત્તર વર્ષનો જ હતો. એ રાજ્યોનો ઘણો ટુંકો અવાધ સૂચવે છે કે તે અંધાધુંધીનો સમય હશે. એ સમયમાં રાજ્યમહેલની ખટપટો બહુ ચાલુ હશે એવું બતાવનાર એક બનાવ લોકકથામા સચવાઇ રહેલો છે. અગ્નિમિત્રના સુમિત્ર નામના એક બીજા પુત્રને નાટકનો હદ બહારનો શોખ હતો. પોતાના માનીતા નટોથી ઘેરાયેલા સુમિત્ર પર મિત્રદેવ નામના એક આદમીએ હુમલો કર્યો અને દંડ પરથી કમલ કાપી નાંખે તેમ ખડ્ગ વતી તેનું માથું તેના ધડથી જુદું કર્યું. સુંગ વંશના નવમા રાજા ભાગવંતનુ રાજ્ય બત્રીશ વર્ષ રાજ્ય કર્યાનું કહેવાય છે, પણ એને વિષે આપણને બીજી કાંઈ માહિતી નથી. દશમો રાજા દેવભૂતિ અથવા દેવભૂમિ વિષયલંપટ હતો અને કાંઇ અધમ ગોટાળાના કૃત્ય દરમિયાન તેણે પોતાનો જાન ગુમાવ્યો. આ પ્રમાણે એકસોને બાર વર્ષ રાજ્યગાદી ભોગવી આ વંશ આમ અપયશ ભરી રીતે પૂરો થયો.

---

## કણ્વ અથવા કાણ્વાયન રાજવંશ.

**ઇ. સ. પૂર્વે ૭૩**
**વસુદેવ કણ્વ**

જે તરકટને પરિણામે વિષયલંપટ રાજા દેવભૂતિએ રાજ્યપાટ તથા જાન ગુમાવ્યાં તે તેના બ્રાહ્મણ મંત્રી વાસુદેવે રચ્યું હતું. એનો નામનો સ્વામી જીવતો હતો ત્યારે પણ રાજ્યની લગામ તેને જ હાથ હતી. સુમિત્રનો ઘાતક મિત્રદેવ પણ ઇતિહાસમા કણ્વ અથવા કાણ્વાયનને નામે ઓળખાતા વસુદેવના સત્તાવાન કુટુંબનોજ હશે. પુરાણો તથા બાણ એ બંને પ્રમાણોથી જણાય છે કે દશમા તથા છેલ્લા સુંગરાજા દેવભૂતિનો પહેલા કણ્વ વસુદેવે ઘાત કર્યો, એટલે કણ્વવંશ, સુંગવંશનો સમકાલીન હતો એવી ડૉ. ભાંડારકરની માન્યતા સ્વીકારી શકાય એમ નથી.

પોતાના અપકૃત્યથી ખાલી પડેલી રાજગાદી પર વસુદેવ બેઠો અને તેની પછી તેના ત્રણ વંશજો તે જ ગાદી પર બેઠા. ચાર રાજ્યવાળો એ રાજવંશ માત્ર ૪૫ વર્ષ ચાલ્યો. શુંગવંશની પેઠે અહીં પણ રાજ્યના અવધિના આંકડા બતાવે છે કે તે સમય અંધાધુંધીનો હતો, અને રાજ્યગાદી અશાંત અને ક્રૂર ઉપાયોથી મેળવવામાં આવતી હતી. કોઈપણ કણ્વ રાજાના અમલ વિષે કાંઈ પણ જાણવામાં આવ્યું નથી. છેલ્લા કણ્વ રાજાને ઇ. સ. પૂર્વે ૨૮ કે ૨૭ની આસપાસમાં શાતવાહન અથવા આંધ્ર વંશના કોઈ રાજાએ મારી નાખ્યો હતો. તે સમયે હિંદના દ્વિપકલ્પમાં પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી લંબાતા ઉચ્ચ ભૂમિ પ્રદેશમાં એ વંશની આણ વર્તતી હતી. પ્રાચીન પાટનગર પાટલિપુત્ર તથા આંધ્રનગરનો સંબંધ જોડનાર કોઈપણ સિક્કા કે સ્મારક હજુ સુધીમાં શોધાયા નથી, તોપણ તેમણે થોડો સમય પણ મગધ પર રાજ્ય કર્યું હશે એવો સંભવ છે. એ વંશના સૌથી જુનામાં જુના સિક્કા ઉત્તર હિંદના નમુના છે. તેમની ઉપર 'શાત' એવું નામ છે. એ 'શાત' તે પુરાણોની યાદીમાં એ વંશનો ત્રીજો રાજા 'શાતકર્ણી' આપેલો છે તે હોવા સંભવ છે. એ ઇ. સ. પૂર્વે ૧૫૦ના અરસામાં રાજ્ય કરતો હતો. પહેલેથી છેવટ સુધી આંધ્ર વંશના સિક્કા ઉત્તર હિંદની ટંકશાળની છાપ જોડે ઘણા મળતાપણાનાં અંશ બતાવે છે. એ વંશે ઘણા સમય સુધી મગધ રાજ્યપર ઉપરીપણું ભોગવ્યું હશે એમ માનવાથી ઉપલી બીનાની સરલ સમજૂતિ મળી રહે છે, પણ આવા તર્કનું સમર્થન કરનાર કાંઈ ચોક્કસ પુરાવો નહિ જેવો જ છે.

**ઇ. સ. પૂર્વે ૬૩ થી ૨૮ પછીના કણ્વો**

કણ્વ રાજાની પછી આંધ્ર વંશ આવ્યો એમ પુરાણો ઉપરથી જણાય છે. તે છેલ્લા કણ્વ રાજાના ઘાતક તરીકે આંધ્ર વંશના પહેલા રાજા સિમુક કે સિન્ધુકને ઓળખાવે છે, પણ ખરું જોતાં

**આંધ્ર રાજાનો વ્યક્તિ નિર્ણય**

અંધ્રવંશ[1] ઇ. સ. પૂર્વે ૨૮ માં કણ્વ વંશ બંધ થયો તેની પહેલાં ઘણા સમયપર લગભગ ઇ. પૂર્વે ૨૪૦ કે ૨૩૦ ની સાલથી સ્વતંત્ર રીતે ચાલુ થયેલો હોવો જોઇએ. છેલ્લા કણ્વ રાજા સુશર્મનને મારનાર અંધ્ર રાજા સિમુક હોવાનો સંભવ નથી. તે કોણ હતો તે ખાતરીથી કહેવું અશક્ય છે, કારણ કે અંધ્ર રાજાઓના રાજ્યારોહણનો સમય ચોકસ રીતે જાણવામાં નથી. હાલ તો એટલું જ ચોકસ થઈ શકે એમ છે કે છેલ્લા કણ્વ રાજા સુશર્મનનો ઘાતક અંધ્રવંશના સંખ્યાંક ૧૧, ૧૨ કે ૧૩ વાળા ત્રણ રાજાઓમાંના કોઇ એક હોવો જોઇએ. ઇ. સ. પૂર્વે ૨૮ ની સાલ કણ્વ વંશના લોપના લગભગ ખરા સમય તરીકે લઈ શકાય, કારણ કે તેનો નિર્ણય અંધ્રવંશના જુદા જુદા રાજાઓના રાજ્યના સમય ઉપરથી નહિ પણ સુંગ તથા કણ્વ વંશનાં ૧૧૨ તથા ૪૫ વર્ષના કુલ અવધિ ઉપરથી નક્કી કરવામાં આવ્યો છે. આ ઉપરથી તે વિશ્વાસને પાત્ર છે. એ ઇ. સ. પૂર્વે ૨૮ ની સાલ ઉપર જણાવેલા ત્રણ અંધ્ર રાજાઓમાંના કોઇએકના સમયમાં આવતી હોવી જોઇએ.[2]

## આંધ્ર કે અંધ્ર વંશ

**આંધ્રોનો વહેલામાં વહેલો ઉલ્લેખ**

કણ્વ વંશના લોપ પછીના આંધ્ર રાજાઓના ઇતિહાસ લેખનની પહેલાં આપણે એની પહેલાંના દૂરના ભૂતકાળમાં ડોકીઉં કરી આંધ્ર રાજ્ય જે ક્રમે હિંદમાંની મોટામાં મોટી સત્તામાંની એક થવા પામી તે તપાસીશું.

---

૧. આંધ્ર પ્રજાનું નામ ઘણુંજ પ્રાચીન છે. ઐત્તરેય બ્રાહ્મણના ૭;૧૮ માં તે આવે છે. એ ગ્રંથ ઇ. સ પૂર્વે ૫૦૦ વર્ષની પહેલાં રચાયો હોવો જોઇએ એ નિઃસંશય વાત છે. (ડી. આર. ભાંડારકર, ઇંડિયન એન્ટિક્વરી ૪૭·૧૯૧૯ પૃષ્ઠ ૭૦). તેમાં આંધ્રોને દસ્યુ જાતિ તરીકે, તથા આર્ય વસાહતોના છેડાઓ વસતા અને વિશ્વામિત્રના વંશ જ તરીકે વર્ણવેલા છે.

૨. મૌર્ય વંશ ઈ. સ. પૂર્વે ૧૮૫ માં પૂરો થયો. એ સાલમાંથી ૧૧૨+૪૫=૧૫૭ બાદ કરતાં ૨૮ રહે છે.

ઘણા પ્રાચીન કાળમા રચાયેલા ઐતરેય બ્રાહ્મણમા તેમનુ નામ આવે છે, અને હાલમા તેલુગુ ભાષા બોલતી મોટી પ્રજા જેની પ્રતિનિધિરૂપ દ્રાવિડી લોકોની આંધ્રપ્રજા ચદ્રગુપ્ત મૌર્ય તથા મેગેસ્થનીસના સમયમા હિદના પૂર્વ ભાગમા ગોદાવરી તથા કૃષ્ણા નદીના દોઆબ પ્રદેશોમા વસતી હતી તેનુ લશ્કરી બળ પ્રાચીના રાજા ચદ્રગુપ્તથી બીજા જ નબરનુ લેખાતુ હતુ આંધ્ર દેશમા ત્રીસ કીલ્લેબધી શહેરો, અસખ્ય ગામડા હતા, તેથી તેની સેના એક લાખ પાયદળ, બે હજાર ઘોડેસ્વાર તથા એક હજાર હાથીની બનેલી હતી કૃષ્ણા નદીના મુખ આગળનુ શ્રી કાકુલમ એ રાજ્યની રાજ્યધાની હતી એમ મનાય છે આવી રીતે વર્ણવાયેલી પ્રજા દેખીતી રીતે સ્વતત્ર હતી

ઈ. સ. પૂર્વે ૩૦૦

ઇ સ પૂર્વે ૨૫૬ મા અશોકના શાસનોમા બીજી વાર તેમનુ નામ આવે છે ત્યા તે સમ્રાટના મહારાજ્યના બહારના મડળમા કે તેની પાસે વસતી ટોળાઓ કે પ્રજામા તેમને ગણાવવામા આવે છે તેઓ તે સમ્રાટની સત્તા નીચે હશે ખરા, પણ તેમ છતા તેમના પોતાના રાજાની આણમા રહી તેઓ ઘણે મોટે અશે સ્વરાજ્ય ભોગવતા હશે, એ પણ નક્કી છે[1] અશોકનો મજબૂત સત્તાવાળો હાથ દૂર થતા તેનુ મોટુ સામ્રાજ્ય ભાગી પડયુ તેમ થતા પાસેના પ્રાતો તો પાટલિપુત્રની ગાદી પરના તેના નબળા અનુગામીઓની સત્તા નીચે રહ્યા, પણ મહા કષ્ટથી જીતેલો કલિંગ તમજ બીજા દૂર આવેલા પ્રાતોએ એ સમ્રાટની ધુસરી કાઢી નાખી અને પોતાનુ સ્વાતત્ર્ય ફરી જાહેર કર્યુ

ઇ. સ. પૂર્વે ૨૫૬ આંધ્ર અશોકના ખડીઆ

૧ અને તેમજ અહિ પણ રાજાના મુલકમા યોન અને કાબોજોમા, નાભિનિના નાભકોમા, ભોજ અને પિતિનિકોઓમા, આંધ્ર અને પુલિદોમાં, સર્વ સ્થળે લોકો, મહારાજે જાહેર કરેલા ધર્મને અનુસરે છે (શિલા-શાસન ૧૨)

તે મહાન સમ્રાટના મરણથી મળેલી સોનેરી તકનો લાભ લેવામાં આંધ્રોએ જરા પણ ઢીલ ન કરી. તેનું રાજ્ય પૂરું થતાં અથવા કદાચ તેની પહેલાં પણ સિમુક નામના તેમના રાજાના અમલમાં તેમણે પોતાની સ્વતંત્ર સત્તા જાહેર કરી. આ નવા વંશે પોતાની સત્તા એવા તો અસાધારણ વેગથી વધારી કે તેના બીજા રાજા કૃષ્ણ કે કન્હના રાજ્યમાં પશ્ચિમ-ઘાટમા અને ગોદાવરીના મૂળ પાસે આવેલું નાશિક નગર આંધ્ર રાજ્યમાં આવી ગયું, અને એ રીતે તે રાજ્ય દ્વીપકલ્પ હિંદના એક છેડાથી બીજા છેડા સુધી લંબાયું.

**ઇ. સ. પૂર્વે ૨૪૦ કે ૨૩૦ સિમુક તથા કૃષ્ણરાજા**

પશ્ચિમના સ્વામી તરીકે વર્ણવાયેલો આ વંશનો ત્રીજો રાજા શ્રી શતકર્ણીની કલિંગના રાજા ખારવેલે અવગણના કરી.[૨] અશોકના મરણ પછી એ રાજ્યે પણ પોતાનું સ્વાતંત્ર્ય પાછું મેળવ્યું હતું.

**ઇ. સ. પૂર્વે ૧૭૧: ખારવેલ**

---

૨. કલિંગના જૈન રાજા ખારવેલનો ઉદયગિરિ અથવા હાથીગુંફાનો લેખ કે. પી. જયસ્વાલ અને આર ડી. બેનરજીના તંત્રીપણા નીચે સારી નકલો સાથે જર્નલ ઑાફ ધી બિહાર અને ઓરિસ્સા રીચર્સ સોસાઇટીના ત્રીજા પુસ્તકના પૃષ્ઠ ૪૨૫ થી ૫૦૭ માં પ્રસિદ્ધ થયેલો છે. એ લેખની સાલ મૌર્ય રાજા–ચંદ્રગુપ્તના ૧૬૪–૧૬૫ ની છે. એ ઉપરથી આપણને જણાય છે કે નવ વર્ષ યુવરાજ રહ્યા બાદ કલિંગના ચેતકે ચૈત્ર વંશનો મહામેઘવાહની ઉપાધિ ધારણ કરનાર ત્રીજો રાજા ખારવેલનો ૨૪ વર્ષની ઉમ્મરે રાજ્યાભિષેક થયો. એના રાજ્યના બીજા વર્ષમાં એણે પશ્ચિમમાં સેના મોકલી શતકર્ણીને આવાહ્ન કર્યું. એના રાજ્યના પાંચમા વર્ષમાં રાજા નંદના સમયથી લગભગ ૩૦૦ વર્ષ સુધી વપરાતી બંધ થયેલી પાણીની નહેરની એણે મરામત કરી, અને તે જ સાલમાં રાજગૃહ એટલે મગધના રાજાને તેણે છાડયો અને ખૂબ સતાવ્યો. એના બારમા વર્ષમાં એણે પોતાના હાથીઓને ગંગામાં આણી પાયું અને મગધના રાજાને પોતાને ચરણે નમાવ્યો. એના અમલના

**ઈ. પૂર્વે ૨૮ કે ૨૭ કણ્વવંશનો લોપ**

ત્યારબાદ આંધ્ર રાજાઓ વિષે કાંઇ જ સાંભળવામાં આવતું નથી, પણ ઇ. સ. પૂર્વે ૨૮ કે ૨૭માં ઉપર જણાવ્યું છે તેમ તેમાંના એકે કણ્વવંશના છેલ્લા રાજાને મારી નાખ્યો, અને તે વંશની સત્તા નીચે જેટલો પ્રદેશ હતો તેટલો ખાલસા કર્યો. બધા આંધ્ર રાજા પોતાની જાતને શાતવાહન ગોત્રના ગણતા અને તેમાંના ઘણા 'શાતકર્ણી' એવી ઉપાધિ અથવા એ નામ ધારણ કરતા હતા. રાજાના પોતાના ખાસ નામ વગર ઉપલા કોઇ એક ગોત્રનામથી તે વંશના રાજાઓનો ઉલ્લેખ થાય છે, તેથી કયા રાજાનો ઉલ્લેખ અમુક પ્રસંગે કરવામાં આવ્યો છે તે નક્કી કરવું લગભગ અશક્ય થઇ પડે છે. આગળ જણાવ્યું છે તેમ સુશર્મન કણ્વનો ઘાત કરનાર આંધ્ર રાજાનું ખરું નામ જણાયેલું નથી.

---

તેરમા વર્ષમાં એણે [illegible] સ્તંભો રચ્યા. આ લેખમાં દર્શાવાયેલો નંદ નંદિવર્ધન અથવા પહેલો નંદ હોવો જોઈએ. ખારવેલના પાંચમા વર્ષથી પાછળ ગણતાં, એ નંદરાજાની રાજ્યારોહણની સાલ, પુરાણોની વંશાવલીઓ ઉપરથી કે. પી. જયસ્વાલે ઉપજાવેલી સાલને લગભગ મળતી જ થાય છે (જર્નલ ઑફ બિહાર અને ઓરિસ્સા રીસર્ચ સોસાઇટી પુસ્તક ૩ જું-૧૯૧૭). એ લેખમાં દર્શાવાયેલો આંધ્ર રાજા પુરાણોની યાદીમાંનો સંખ્યાંક ત્રીજાનો શ્રી શાતકર્ણી જ હોઈ શકે એમ છે. સારે નસીબે કોંકણથી પૂના જીલ્લામાં આવેલા જુન્નર નામના પ્રાચીન શહેર જતાં નાનાઘાટ નામના ઘાટમાં આવેલી એક ઉપસેલી, અને ખંડિત છતાં તેણીએ લેખવાળી એક મૂર્તિ તેની યાદદાસ્ત જાળવી રહી છે.

ખારવેલ અને શ્રી શાતકર્ણી સમકાલીન હતા એ બીના ચોખ્ખી રીતે પુરવાર કરે છે. આંધ્ર વંશ છેલ્લા કણ્વ રાજાના મરણ પછી શરૂ થયેલો હોવાનો સંભવ જ નથી. પહેલા શાતકર્ણિ માટે નિર્ણીત કરેલી સાલ નાનાઘાટના લેખના લખાણ સાથે પુરી મળતી થાય છે. એ લેખમાં આંધ્ર વંશના પહેલા અને બીજા રાજા સિમુક અને કૃષ્ણની પણ તેવીજ નોંધોનો સમાવેશ થાય છે. ખારવેલે હરાવેલો મગધનો રાજા સુંગ વંશનો પુષ્યમિત્ર હતો.

**રાજા હાલ અને પ્રાકૃત સાહિત્ય**

સાહિત્ય વિષયની લોકકથા જોડે સંબંધ હોવાને કારણે હાલનું નામ ખાસ ધ્યાન ખેંચે છે. 'સપ્ત શતી' એ નામના અને મહારાષ્ટ્રની પ્રાચીન ભાષામાં લખાયેલા શ્રૃંગાર રસના શ્લોકોનો સંગ્રહ, હાલની કૃતિ કહેવાય છે. લોકકથા એને શાલિવાહનની કૃતિ કહે છે અને 'શાલિવાહન' એ 'શતવાહન'નું બીજું રૂપ છે. આ ઉપરથી પ્રો. આર. જી. ભાંડારકર[1] એવી સૂચના કરે છે કે એ કૃતિનો કર્તા હાલ હશે અથવા એ કૃતિ તેને અર્પણ કરેલી હશે. બીજી પ્રચલિત લોકકથાઓ પ્રાકૃતમાં લખાયેલાં સાહિત્ય-પુસ્તકો જોડે આંધ્ર વંશના રાજાઓના નામ જોડે છે. તેમના સમયમાં તથા રાજ્યમાં નર્મસાહિત્યમા સંસ્કૃતનો ઉપયોગ સામાન્ય નહોતો એમ દેખાઇ આવે છે.

**આંધ્ર અને પરદેશીઓ વચ્ચે વિગ્રહો**

સંખ્યાંક ૨૩ ના રાજા ગૌતમીપુત્ર શ્રી શતકર્ણી અને સંખ્યાંક ૨૪ ના રાજા વાશીષ્ટિપુત્ર શ્રી પૌલુમૈયીના અમલ દરમિયાન પશ્ચિમ હિંદમાં વસાહતો કરીને અથવા રાજ્યો જમાવી વસેલી પરદેશી ટોળીઓ સાથે આંધ્રો વિગ્રહોમાં રોકાયા. આ ટોળીઓ દેખીતી રીતે પ્રથમ ઈંડો-પાર્થિયન અને પછીથી કુશન રાજાઓને તાબે હતી. દેશના મૂળવતની રાજા અને પરદેશી સરદારો વચ્ચેના આવા ઝઘડા પ્રાચીન હિંદના ઇતિહાસમાં અનેક વાર આવે છે.

હાલ ઘણે મોટે અંશે મુંબાઇ ઇલાકામાં આવી ગયેલી પરદેશી

---

૧. અર્લી હિસ્ટરી ઑફ ધી ડેક્કન, બીજી આવૃત્તિ; બોંબે ગેઝીટીયર (૧૮૯૬) પહેલું પુસ્તક ભાગ ૨ પૃષ્ટ ૧૭૧; એમ. એમ હરપ્રસાદ શાસ્ત્રી (એપીગ્રાફિઆ ઇંડિકા xii ૩૨૦) માં નોંધે છે કે હાલને ઈસ્વીસનના પહેલા સૈકાની પછી મૂકી શકાય નહિ: વળી 'સપ્તશતી' માં વિક્રમાદિત્ય નામના રાજાનું નામ આવે છે, અને વિક્રમ સંવત્ પ્રવર્તાવનાર હોય.

**ભૂમક ક્ષહરાટ**

વૃત્તાંતોની કથા ભાગીતૂટી અને ખૂણે-ખાંચરે પડેલી છે. સિક્કા તથા શિલાલેખોના અભ્યાસથી, કાંઈક અંશે તે અંધાર પ્રકાશમા લાવી શકાય એમ છે. પશ્ચિમમા રાજ્ય કરતા જે પરદેશી રાજાઓના નામ સચવાઈ રહેલા છે તેમા સૌથી પહેલો ક્ષત્રપ ભૂમક ક્ષહરાટ આવે છે. તેણે પાર્થિયન સિક્કાઓના કેટલાક લક્ષણવાળા સિક્કાઓ પાડ્યા છે. ઇંડો-પાર્થિયન રાજાઓમાના એક અથવા બીજાને, ઘણુ કરીને ગોન્ડોફેરસને તાબે તે હશે. તેનો ચોક્કસ સમય જણાયો નથી, પણ ખ્રિસ્તી પહેલી સદીના પ્રારંભના વર્ષોમા તેને મૂકવો જોઈએ. તેની પૂર્વે કેટલાક પૂર્વગામીઓ પણ થઈ ગયા હશે. ક્ષહરાટોનો શક લોકો જોડે સંબંધ હતો અને તેઓ શકસ્તાન અથવા હાલના સિસ્તાનમાથી આવ્યા હશે એમ જણાય છે.

**મહાક્ષત્રપ નહપાન ક્ષહરાટ**

નહપાન એક બીજો ક્ષહરાટ સરદાર છે અને તેની નોંધ મળી આવે છે. એ ભૂમકના પછી તુરત જ થયો હોય કે તેમ ન પણ હોય. ઈસ્વીસનના પહેલા સૈકાની અધવચમા અથવા એથી પણ વહેલો એનો કાળ મૂકી શકાય. એનુ નામ ઇરાની ભાષામાથી આવ્યા જેવુ જણાય છે. પહેલા તો ભૂમકની પેઠે એ કોઈ રાજાના હાથ નીચેના હાકેમની પદવી પર હતો, પણ પાછળથી તેણે 'મહાક્ષત્રપ' એવી વધારે ઊંચી પદવી ધારણ કરી. હિંદી 'રાજા' પદ પણ તેણે ધારણ કર્યું હતુ. એનો મુલક બહુ મોટા વિસ્તારવાળો હતો અને ઉત્તરે દક્ષિણ રજપૂતાનામા આવેલા અજમેર અને પુષ્કરથી માંડી પશ્ચિમ ઘાટમા નાસિક અને પુણા જીલ્લા સુધી તે લંબાયેલુ હતુ. સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડના દ્વીપકલ્પનો પણ તેમા સમાવેશ થતો હતો. એની ક્ષત્રપ તથા મહાક્ષત્રપ ઉપાધિઓ બતાવી આપે છે કે તે કોઈ ઉપરની સત્તાને વશ હશે, અને એ સત્તા શાન કુશનોની જ હોઈ શકે.

**ગૌતમીપુત્ર શતકર્ણીએ ક્ષહરાટોનું નિકંદન કર્યું**

સંખ્યાંક ૨૩ નો આંધ્રરાજા ગૌતમીપુત્ર શ્રી શતકર્ણી ઇસ્વી સનના બીજા સૈકામાં ગાદીએ આવેલો માની શકાય એમ છે. ઇ. સ. ૧૧૯ માં ક્ષહરાટોના વંશનું નિકંદન કરી તેમનું રાજ્ય ખાલસા કરવામાં તે સફળ થયો. જીતાયેલા રાજાઓના રાજ્યમાં ઘણાં વર્ષોથી ચાલતા સિક્કાઓ મંગાવી તેમની પર જેમ તેમ પોતાની મહોર કોટી દઈ તેણે પોતાની જીતનું સ્મારક કર્યું. એની સત્તા પુર બહારમાં હતી તે વખતે તે ગોદાવરીની આસપાસનો તમામ પ્રદેશ, તથા તે ઉપરાંત વરાડ, માળવા, કાઠીઆવાડ, ગૂજરાત તથા ઉત્તર કોંકણનો સ્વામી હતો. વર્ણ વગરના પહલવ, શક વગેરે પરદેશીઓના ધર્મની સામે થઈ, બ્રાહ્મણ ધર્મ તેમજ બૌદ્ધ ધર્મ એ બંને હિંદુ ધર્મના રક્ષક હોવાનો તે દાવો કરતો હતો, અને વર્ણ ધર્મ ફરી સ્થાપ્યા બદલ અભિમાન ધારણ કરતો હતો. આ પ્રમાણે તેણે 'શતવાહન' વંશનો યશ ફરી ઝળકાવ્યો અને બ્રાહ્મણ તેમજ બૌદ્ધોને ઉદાર દાન આપી, પોતાની હિંદુ તરીકેની લાગણી સંતોષવાની સ્થિતિમાં તે હતો. આંધ્ર રાજાઓ ચોખ્ખી રીતે અને જાહેરમાં બ્રાહ્મણ ધર્મ પાળતા હિંદુઓ હતા, છતાં તેમનાં નોંધપર ચઢેલાં ઘણાંખરાં દાન બૌદ્ધ સંસ્થાઓને આપવામા આવ્યાં હતાં એ નવાઇ જેવી વાત છે.

**રૂદ્રદામા પહેલાએ પુલુમાયીપર મેળવેલી જીત**

ઈ. સ. ૧૨૮ ના અરસામાં રાજા ગૌતમીપુત્ર શ્રી શતકર્ણીની પછી તેનો પુત્ર તથા સહકારી રાજા વશિષ્ટી પુત્ર શ્રી પુલુમાયી ગાદીએ આવ્યો, અને તેણે આશરે ત્રીશેક વર્ષ રાજ્ય કર્યું. ઉજ્જયિનીના શક મહાક્ષત્રપ પહેલાં રૂદ્રદામાની કુંવરી વેરે તેનું લગ્ન થયું હતું, પણ પોતાના જમાઈને બે વાર હરાવી, તેના પિતા ગૌતમીપુત્રે ક્ષહરાટો પાસેથી જીતી લીધેલો મુલક ઘણોખરો પાછો લઈ લેતાં, એ મહા ક્ષત્રપને એ લગ્ન

મગધે અટકાવ્યો નહિ એ સમ મગધની એટલી આગળ થઇ કે કોઇ અટકાવ્યા જોકે તે જેટલી હદે જાય તેટલી હદ સુધી આ પ્રસંગમા તે ગયો નહિ આ ગ્રન્થવિભાગનુ કામ રુદ્રદામાએ ઇ. સ. ૧૩૦ પહેલા મોટે ભાગે પુરૂ કર્યું હશે એ અરસામા તેણે કચ્છ કબજે કર્યું હતું ઇ. સ. ૧૫૦ પહેલા તો એ કામ પુરૂ થઇ ગયેલુ હોવુ જ જોઇએ, કારણ કે એ સાલ પછી થોડે સમયે પશ્ચિમ હિન્દમા એની સત્તા નીચેના ઘણા દેશોની યાદીની નોધ એણે મુકેલી છે

**રુદ્રદામા તથા ચષ્ટાનની કારકિર્દીઓ**

પોતાના વંશને પશ્ચિમ હિન્દમા આગળ પડતા—જેના સ્થાને પહોચાડનાર વિદ્વાન અને કુશળ પહેલા રુદ્રદામા મહાક્ષત્રપ ચષ્ટાનનો પૌત્ર હતો ગ્રીક, બ્રાહ્મી અને ખરોષ્ટી લિપિના લેખવાળા એ ચષ્ટાનના પડાવેલા ચાંદી અને તાંબાના સિક્કા ગુજરાતમા મળી આવે છે ચષ્ટાનના રાજ્યના પ્રસંગોની નોધ મળતી નથી પણ તેનો પૌત્ર ઇ. સ. ૧૩૦ થી ઇ. સ. ૧૫૦ સુધીમા રાજ્ય કરતો હતો, તે ઉપરથી તેના સમયનો અંદાજથી અડસટો કાઢી શકાય એમ છે ઇ. સ. ૮૦ થી ૧૧૦ સુધીમાં તે ચષ્ટાનને મુકી શકાય. આ માન્યતાની સૂચવે છે કે ચષ્ટાન કુશાન વંશના કોઇ રાજાના હાથ નીચે મહાક્ષત્રપ હશે, અને માની સાબિતી પ્રમાણે તે કુશાન રાજા બીજો કડફિસીસ હોવો જોઇએ સૌરાષ્ટ્ર અને માળવાના ક્ષહરાતોએ તે સમયે નવા સ્થપાયેલા શક સંવતને સ્વીકારી કુશાન વંશના પોતાના સ્વામીનુ અનુકરણ કર્યું પુષ્કળ જથામા મળી આવતા આલેખવાળા લેખો તથા સિક્કાઓથી ચષ્ટાને સ્થાપેલા વંશની વંશાવળીની રૂપરેખા આપતા કાઇ મુશ્કેલી રહેતી નથી આગળ મુખ્ય રાજાઓની વિગત આપતા એ વંશના ઇતિહાસની નોધ લેવામા આવશે.

આશરે ઇ. સ. ૧૫૦મા વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના મૃત્યુ પછી

**યજ્ઞશ્રી ઈ. સ. ૧૬૬ થી ૧૯૬**

આંધ્ર વંશમાં ગૌતમીપુત્ર યજ્ઞશ્રી નામનો એક જ જાણવાજોગ રાજા થયો. આશરે ઇ. સ. ૧૬૬ ની સાલથી તેણે ૨૯ વર્ષ રાજ્ય કર્યું. ક્ષત્રપ સિક્કાઓનું અનુકરણ કરતો તેનો બહુ દુર્મિલ ચાંદીનો સિક્કો સૂચવે છે કે તેના સમયમાં પશ્ચિમના ક્ષત્રપો જોડેનો સંબંધ પાછો પાછો ચાલુ થયો હશે. એ સિક્કાથી નહિ નોંધાયેલી જીતોનું પણ સૂચન થાય છે. પુલુમાયી બીજો જે ઝઘડામાં હાર્યો તે ઝઘડો આ યજ્ઞશ્રીએ પાછો શરૂ કર્યો જણાય છે, અને પુલુમાયીએ ખોયેલા પ્રાંતો પૈકી કેટલાક તેણે પાછા મેળવ્યા જણાય છે. શકક્ષત્રપોની સત્તાને પુરી છિન્નભિન્ન કરી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે તેમના મુલકોમાં ચલાવવા માટે ચાંદીના સિક્કા પડાવ્યા હતા, તેવી રીતે ચષ્ટાનના દુર્મિલ ચાંદીના સિક્કા તેણે જીતેલા પશ્ચિમના ભાગોમાં વપરાવા માટે પાડવામાં આવ્યા જણાય છે. તેના રાજ્યના પૂર્વ ભાગમાં વપરાતા કારીગિરી વગરના, પણ વિવિધતાવાળા સંખ્યાબંધ કાંસા, અને સીસાના સિક્કાથી લેખોની પુરવાર થતી તેના અમલની લંબાઇની હકીકતને પુરો ટેકો મળે છે. વહાણની આકૃતિવાળા કેટલાક સિક્કા પણ ઘણું કરીને આજ રાજ્યના હોવા જોઇએ. તે સિક્કા એવું સૂચવે છે કે યજ્ઞશ્રીનું રાજ્ય માત્ર જમીનપરજ નહોતું.

**છેલ્લા ત્રણ રાજા**

વિજય, ચંદ્રશ્રી અને ચોથો પુલુમાયી એ નામના એની પછીથી થયેલા દેખાતા ત્રણ રાજા, જેમનાથી આશરે ઇ. સ. ૨૨૫ માં આંધ્ર રાજાઓની શ્રેણી ખતમ થઈ તેનાં નામ માત્ર મળે છે. ચંદ્રશ્રીના નામવાળા કેટલાક સીસાના સિક્કા મળી આવવાથી એ નામનો રાજા હતો એમ પુરવાર થાય છે. તેની તુરંત પહેલાંના તથા પછીના રાજાઓના નામના સિક્કા વધારે ખોળ થતાં મળી આવવા સંભવ છે.

આ વંશ ૪૫૬ કે ૪૬૦ અથવા ગોળગોળ રીતે કહીએ તો

**આ વંશની મુદત**

સાડાચાર સૈકા ચાલ્યો એમ પુરાણો કહે છે તે હકીકત ઘણેભાગે ખરી છે એ વંશમા રાજાઓ ત્રીસ થયા એમ પુરાણો કહે છે તે પણ ખરૂ કહ્યું જણાય છે પુરાણની ઉત્તમ ગણાતી પ્રતોમા આપેલી આ વંશના ત્રીશ રાજાઓની યાદી ખરી છે એમ માની નીચેની યાદી તૈયાર કરવામા આવી છે આ જ કારણથી વાયુ પુરાણની એક જ પ્રતમા આપેલો એક વધારાનો રાજા મખ્યાક ૨૪ એ યાદીમાથી બાતલ કરવામા આવ્યો છે

**આંધ્ર રાજાઓની સત્તા નીચે પશ્ચિમ હિંદ**

પશ્ચિમ હિંદના ગુફા તેમ જ શિલાલેખો ઉપરથી ડી આર ભાંડારકરે આન્ધ્ર અમલ નીચેના દક્ષિણની સામાજિક અને આર્થિક સ્થિતિનુ વર્ણન આપ્યુ છે તે સમયે તે પ્રદેશમા બૌદ્ધ સંપ્રદાય તેમ જ બ્રાહ્મણ ધર્મ એ બન્ને આબાદ સ્થિતિમા હતા દક્ષિણમાની ઘણીખરી બૌદ્ધગુફાઓ આ વંશના અમલ દરમિયાન કોરાયેલી છે, અને ચાતુર્માસમા એ ગુફાઓમા રહેતા ભિક્ષુઓના નિર્વાહ માટે ગામો અને જમીનો આપવામા આવ્યા હતા એ ગુફાઓ પાસેના શહેરોમાની શ્રેણીઓ એટલે ન્યાતિ-પંચો તરફથી એકઠા કરેલા નાણામાથી એ ભિક્ષુઓના ઝભ્ભા બનાવવાની ગોઠવણ કરવામા આવી હતી રાજાઓ તરફથી અશ્વમેધ તથા ગવામયન જેવા ઘણા યજ્ઞો કરવામા આવતા તથા બ્રાહ્મણોને ભારે દક્ષિણા આપવામા આવતી, તે ઉપરથી જણાય છે કે બ્રાહ્મણ-ધર્મ પણ લોકપ્રિય હતો શિવપૂજા ઘણી લોકપ્રિય હતી અને સંકર્ષણ તથા વાસુદેવના નામ નીચે કૃષ્ણની પૂજા પણ લોકોમા ચાલુ હતી, અને વળી ઇંદ્ર અને ધર્મની પૂજા પણ ઘણી સામાન્ય હતી આ બે સંપ્રદાયો વચ્ચે વિરોધ જેવુ કાઇ જ જણાતુ નથી, કારણ કે બ્રાહ્મણ-ધર્મ પાળનાર બૌદ્ધ સાધુઓ માટે ગુફા-મંદિરો ખોદતા, જ્યારે શક અને આભીર જેવા પરદેશીઓ આ બે સંપ્રદાયમાના કોઇપણ એકનો

બહુ છુટથી સ્વીકાર કરતા હતા અને પોતે હિંદુ નામો ધારણ કરતા હતા.

સરકાર તરફથી જનસમાજના કાંઇ નહિ તો ચાર વર્ગ પાડવામાં આવ્યા હતા. આમાંના સૌથી ઉચા વર્ગમાં મહારથી, મહાભોજ, અને મહાસેનાપતિ અથવા રાષ્ટ્ર કે પ્રાંતોના ખંડણી ભરનાર સરદારોનો સમાવેશ થતો હતો. મહાભોજ ઉત્તર કોંકણમાં અને મહારથી પશ્ચિમ ઘાટની ઉત્તરે આવેલા પ્રદેશમાં રહેતા હતા. બીજા વર્ગમાં અમલદાર તથા બિનઅમલદાર લોક હતા. અમલદાર વર્ગમાં અમાત્ય, મહામાત્ર, ભાંડારગારિક અથવા કોપાધ્યક્ષ અને બિનઅમલદાર વર્ગમાં નૈગમ અથવા વેપારીઓ, સાર્થવાહ અથવા વણઝારના ઉપરી, શ્રેષ્ટી અથવા મહાજનના શેઠ એવા લોકોનો સમાવેશ થતો હતો. ત્રીજા વર્ગમાં લેખક એટલે લહીઆ, વૈદ્ય, હાલકીય (ખેડુત), સુવર્ણકાર (સોની) અને ગાંધક (ગાધી). ચોથા વર્ગમાં વર્ધકિ (સુથાર), માલાકાર (માળી), લોહવણિજ (લુહાર) અને દાસક (માછી) નો સમાવેશ થતો હતો. વેપારી અને ખેતી કરનાર વર્ગો દેખીતી રીતે જુદાં જુદા ગૃહ, કુટુંબ કે કુલમા વિભક્ત થયાં હતા, અને તે દરેકનો ઉપરી એટલો અગત્યનો લેખાતો કે તેને ગૃહપતિ કે કુટુંબી એવું ખાસ નામ આપવામા આવ્યું હતું.

ચાંદી તથા તાંબાના કાર્પાપણ એ તે સમયનું નાણું હતું. કુશન રાજાઓના સમયના સોનાના સિક્કા સુવર્ણની કિંમત ૩૫ ચાંદીના કાર્ષાપણ જેટલી હતી અને નહાપાણ અથવા બીજા કોઈ શક રાજ્યકર્તાએ દાખલ કરેલો કુશન સિક્કો ચાંદીના નવ કાર્ષાપણ જેટલો હતો.

ધંધાના પંચ એ તે સમયનું ખાસ લક્ષણ હતું. નાસિક પાસે ગોવર્ધનમાં ઘાંચી, જળદાબક યંત્રના કારીગર, કુંભાર તથા વણકરનાં પંચ હતા. તેવીજ રીતે જુન્નર આગળ કણીઆ, વાસફોડા અને કંસારાનાં પંચ હતાં. આ પંચો પેઢીની ગરજ સારતાં, અને તેમાં દેશમાં ચાલતાં નાણાં કાર્પાપણ વ્યાજે મૂકવામાં આવતા હતા. એક

નિગમ-સભાએ ધર્માદા ખાતે જાહેર રીતે આપેલી રકમ પોતાને ચોપડે નોંધેલી છે.

ધૂમ ચાલતા પરદેશ સાથેના વેપારથી દેશને ઘણો લાભ થતો હતો. પશ્ચિમમાંથી આવતાં વહાણ રાતા સમુદ્રમાં થઈ ભરૂચ અને મલબાર કિનારે આવતાં અને તે વાટે પૈઠણ તથા તગરની દેશની અંદરની બજારોને માલ પૂરો પાડવામાં આવતો. આ ઉપરાંત સોપારા અને કલ્યાણ બંદરે પણ વહાણ જતાં. મોટા સર્ગેનીના (આ કદાચ શતકર્ણી એ વંશનો ત્રીજો રાજા હશે) સમયમાં કલ્યાણ બંદર તો મોટું બજાર થઈ પડ્યું હતું, પણ પાછળથી સંડાનીસ નામના શક અમલદારે તેનો વિસ્તાર બહુ જ ઘટાડી દીધો. અરબસ્થાનમાંથી પસાર થતા વ્યાપારના ધોરી માર્ગને ઉત્તર દક્ષિણમાં આવેલા પોતાના મુલકમાં ખેંચવાનો શક ક્ષત્રપોએ જરૂર પ્રયત્ન કર્યો જણાય છે. આંધ્ર મુલકને માલ પૂરો પાડનાર બીજા બંદર સેમુલા (ચૌલ), મંડગોરા (બાણકોટની દક્ષિણે આવેલું મંડનગર), પલિપટમાઇ, મેલીઝિગારા (જયગઢ અથવા જંજીરા) અને બુઝેનશન હતા.

**છેલ્લો આંધ્ર રાજા**

આટલા અસાધારણ લાંબા સમય સુધી પોતાને હાથ સત્તા મજબૂત રાખવામાં, આ વંશનો અંત કયા કારણોથી આવ્યો તે બાબત હાલ કંઈ માહિતી નથી. પૂર્વ અને પશ્ચિમ બંને પ્રાંતો પર રાજ્ય કરનાર છેલ્લો આંધ્ર રાજા ઘણું કરીને યજ્ઞશ્રી જ હતો. શતવાહન વંશના રાજાઓએ દક્ષિણના જુદા જુદા ભાગમાં નાના નાના રાજ્યો સ્થાપ્યાં હોય એમ જણાય છે. પણ ઇ. સ. નો ત્રીજો સૈકો હિંદના ઇતિહાસમાં એક ગાઢ અંધકારનો યુગ છે અને તે સમયનો લગભગ દરેક બનાવ વિસ્મૃતિના જાડા અભેદ્યપટથી તદ્દન ઢંકાઈ ગયેલો છે. સિદ્ધ કરેલી માહિતીના ક્ષેમકર અંકુશ વિનાની અનિશ્ચિત કલ્પનાથી ભાગ્યેજ કંઈ લાભ થાય, માટે આંધ્રોને અંધકારમાં પસાર થતા દઈને જ આપણે સંતોષ માનવો પડશે. આંધ્રોની

પછી આવેલા અસંખ્ય સ્થાનિક રાજવંશોની ગુંચવણભરી અને અશુદ્ધ યાદીઓ પુરાણો આપે છે; તેમાં દેખીતી રીતે પરદેશી એવા શક તથા યવન વંશોનો પણ સમાવેશ થયેલો છે. એ વંશાવળીઓને કાંઇ સમજાય એમ ગોઠવવાનું કામ અશક્ય છે.

---

## પરિશિષ્ટ-૧

## મીનેન્ડરની ચઢાઈ અને પતંજલિનો કાળ

**પ્રમાણો**

મીનેન્ડરની (મિલિંદ) ચઢાઈ માટેનું એક પ્રમાણ સ્ટ્રેબો છે. તે તે ગ્રીક રાજાનું નામ આપે છે. બીજું પ્રમાણ હિંદુ વૈયાકરણી પતંજલિ છે. ત્રીજું પ્રમાણ ગર્ગસંહિતા છે પણ તેના કાલનો નિર્ણય થયો નથી. ચોથું પ્રમાણ બૌદ્ધ સંપ્રદાયનો ટિબેટવાસી ઇતિહાસકાર તારાનાથ છે.

**સ્ટ્રેબો**

સ્ટ્રેબોને આ બાબતની ખબર આપનાર આર્ટિમિયાનો એપોલોડોરોસ કહે છે કે અલેગ્ઝાંડરની ચઢાઇનો જુવાળ જ્યાંથી પાછો વળ્યો હતો તે હાઇપેનિસ નદી મીનેન્ડરે ઓળંગી હતી અને ત્યાંથી તે ઇસેમસ સુધી ધુસ્યો હતો. આ જગા કયી તે નક્કી કરી શકાયું નથી. આખરે તેણે પાતાલેન એટલે સિંધુ નદીનો દોઆબ અને સારા ઓસ્ટોસનું (સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડ) રાજ્ય તેમજ પશ્ચિમ કિનારા આગળ આવેલો સિગર્ડિસ નામનો પ્રદેશ તાબે કર્યો. આ કથનનું 'પેરિપ્લસ'ના લેખકની એક નોંધથી સમર્થન થાય છે. એ નોંધે છે કે ઇ. સ. ના પહેલા સૈકાના અંતમાં એપોલોડોટસ તથા મીનેન્ડરના ગ્રીક સિક્કા બેરીગાઝાના (ભરૂચ) બંદરમાં ચાલતા

હતા આ જાણવાજોગી નોધ ઉપરથી એવુ અનુમાન થાય છે કે જો કે મીનેન્ડરને ગગાની ખીણના પ્રદેશમાથી બહુ જલદી પાછા ફરવાની ફરજ પાડી તોપણ હિંદના પશ્ચિમ કિનારના પ્રદેશમા ઘણા વર્ષો સુધી તેનો અમલ ચાલુ રહ્યો હશે

સાકેત તથા મધ્યમિકા પર યવનોએ કરેલા હુમલાનો ઉલ્લેખ વૈયાકરણી પતજલિ એવી રીતે કરે છે કે

**મધ્યમિકા**

જેથી તે, તે લેખકની છદગી દરમિયાન થયા હોય એમ મમજાય છે એ યવન મીનન્ડર હતો એમ માનવા સબળ કારણ છે મધ્યમિકા એ જ પતજલિએ આપેલા શબ્દનુ ખરૂ રૂપ છે તથા તે નગરીનુ નામ છે એ ડૉ કિલ્હોર્નને લીધે જણાયુ છે રજપુતાનામા ચિતોડની ઉત્તરે આઠ માઇલ પર નગરી નામનુ ગામ છે તે જ પ્રાચીન નગરી અથવા તબાવતી નગરીનુ સ્થાન છે અને મધ્યમિકા નગરી પણ તે જ છે એ બીના 'મઝિમિકાય શિબિજનપદેશ' એવા લખાણવાળા અને નગરીમાથી સારા પ્રમાણમા અને બીજે કોઇપણ ઠેકાણે વિરલ એવા સિક્કાઓથી સિદ્ધ થાય છે (ડી આર ભાડારકર–પ્રોગ્રેસિવ રીપોર્ટસ એ એસ ડબલ્યુ આઇ ૧૯૧૫–૧૬, પૃ૪ ૫૬, વળી જુઓ કનિંગહામ, રીપોર્ટસ, vi ૨૦૧, xiv ૧૪૬, પ્લેટ xxxi) મધ્યમિકાના શિબિલોક ઘણુખરુ પજાબમાથી આવ્યા હતા મધ્યમિકા એ બહુ અગત્યનુ સ્થાન હતુ અને તેથી ગ્રીક લશ્કર તેની અવગણના કરી શકે એમ નહોતુ ડૉ ડી આર ભાડારકરને ઇ સ પૂર્વેના બે લેખો મળ્યા છે અને તેમા અશ્વમેધ તથા વાજપેય યજ્ઞો કર્યાની નોધ છે ત્યાથી મળી આવતા સિક્કાઓને ઇ સ પૂર્વેના બીજા સૈકાની અધવચના સમયમા ઠરાવવામા આવ્યા છે તે બરાબર છે નગરીના ખડીએરોમા ધ્યાન ખેચે એવા નળીઆ અને માટીકામનો ચોરસ ઇટોનો સ્તુપ અને ગુપ્ત સમયનુ એક તોરણ પણ છે ચિતોડગઢ ઘણે મોટે ભાગે નગરીના ખડીએરોમાથી મળી આવતી સામગ્રીથી બધાવેલો છે

**સાકેતમ**

સાકેતમ (સાકેત) એ ઘણુંખરૂં દક્ષિણ અયોધ્યામાં આવેલા એક શહેરનું નામ છે. ઘણી વાર જાહેર કરવામાં આવે છે, તેમ તે અયોધ્યા નગરીનું નામ નથી. એ નામની ઘણી જગાઓ હતી એમ જણાય છે (વેબર ઇન્ડિ. એન્ટિ, ii ૨૦૮). ફા–હિઆને વર્ણવેલું શાહ–ચે હુએન્તસંગે વર્ણવેલા વિશાખા કે સાકેતમ છે એમ ઠરાવવાનો કનિંગહામે કરેલો પ્રયત્ન પણ ખાતરીભર્યો જણાતો નથી. (જે. આર. એ. એસ. ૧૮૯૮, પૃ. ૫૨૨; ૧૯૦૦, પૃ. ૩). હાલ તો સાકેતમના સ્થાનનો ચોક્કસપણે નિર્ણય થઇ શકે એમ નથી.

**પતંજલિનો કાળ**

'**इह पुष्यमित्रं याजयामः**' એવું પુષ્યમિત્રના અશ્વમેધ યજ્ઞનું સૂચન કરતું પતંજલિનું વાક્ય, બીજા એ જ પ્રસંગનો ઉલ્લેખ કરતા વાક્યો જોડે વાંચતાં એ વૈયાકરણી તે રાજા તથા તેની પર ચઢી આવનાર યવન (ગ્રીક) જે મીનેન્ડર જ હોવાનો પાકો સંભવ છે, તેનો સમકાલીન હતો એ બાબતમાં કાંઇ પણ શંકા રહેતી નથી. એક બાજુ વેબર અને બીજી બાજુ ગોલ્ડસ્ટકર તથા ભાંડારકર વચ્ચે પતંજલિના કાલનિર્ણયની બાબતમાં ઘણી લાંબી તકરાર ચાલી હતી. આખરે પોતાના વિરોધીઓની દલીલોનું સત્ય સ્વીકારવાની વેબરને ફરજ પડી હતી. ( હિસ્ટ. ઇન્ડિ. લિટ્રે. ૨ જી આવૃત્તિ; ટ્રબ્નર, ૧૮૮૨, પૃષ્ઠ ૨૨૪ નોંધ ) અને હવે તો પતંજલિનો કાળ ઇ. સ. પૂર્વે ૧૪૦ થી ૧૫૦ ની વચ્ચે મુકવાની બાબતમા કાંઇ જ શંકા રહેતી નથી. ઉલ્લેખો નીચે પ્રમાણે છેઃ—ગોલ્ડસ્ટકરનું પાણિની, એન્ડ હિઝ પ્લેસ ઇન સંસ્કૃત લિટ્રેચર પૃષ્ટ ૨૨૮ થી ૩૮; ઇન્ડિ. એન્ટિ. i ૨૯૯ થી ૩૦૨; ii ૫૭, ૬૯, ૯૪, ૨૦૬–૧૦, ૨૩૮, ૩૬૨; x ૯૮૦–૪; xvi ૧૫૬, ૧૭૨.

ગાર્ગીસંહિતા નામના ગ્રંથને મેક્ષમુલર ઇ. સ. ના બીજા કે

ત્રીજા મૈકામા મૂકે છે એમાની આ
**ગાર્ગી સહિતા** બાબતની હકીકત નીચે મુજબ છે
"પાટલિપુત્રના રાજાઓ વિષે બોલ્યા બાદ
(અશોકથી ચોથે નબરે આવનાર શાલિસૂકનુ સૂચન કર્યા પછી)
લેખક લખે છે કે, "જ્યારે દુષ્ટ વિક્રાત યવનો સાકેત, પાચાલ દેશ
(વણુખરૂ ગગા તથા જમના વચ્ચેનો દોઆબ) તથા મથુરાને જીતી
પાટલિપુત્રના રાજમહેલ કુસુમધ્વજ આગળ પહોચશે, ત્યારે બધા
પ્રાતોમા અવ્યવસ્થા વ્યાપશે" (મેક્ષ-મુલર, ઈંડિઆ, વૉટ કેન ઈટ
ટીચ અસ? પૃ૦ ૨૯૮, આવૃત્તિ ૧૮૮૩, અને કનિંગહામ ન્યુ ક્રૉન.
૧૮૯૦, પૃ૦ ૨૨૪)

'દિવ્યાવદાન'મા લખેલુ છે કે પુષ્યમિત્ર નાસ્તિકોનો પક્ષકાર
**તારાનાથ** હતો અને તેણે પોતે મઠો બાળી નાખ્યા
અને સાધુઓને કતલ કર્યા એ બીના
જોડે શીફનરના ખરા તરજુમારૂપથી
પ્રાપ્ત થતી તારાનાથની સાખ મળતી થાય છે (તારાનાથનુ પુસ્તક
૧૬૦૮ ની સાલનુ છે અને તે જુના પુસ્તકોના આધારરૂપ રચાયેલુ
છે) એ ઇતિહાસકાર ઉમેરે છે કે પાચ વર્ષ બાદ પુષ્યમિત્ર ઉત્તરમા
મરી ગયો

પુષ્યમિત્ર ઈ સ. પૂર્વે ૧૪૯ મા મરી ગયો અને સારામા સારા
વિશ્વાસ રાખવાજોગ પુરાણો મુજબ તેણે ૩૬ વર્ષ રાજ્ય કર્યુ એ
ઉપરથી ... આપણે મીનેન્ડરની ચઢાઇનો સમય ઇ સ. પૂર્વે ૧૫૬-
૧૫૩ સુધીમા મૂકાવો જોઇએ, અને આ કાલનિર્ણય સિક્કાઓની
સાબિતી જોડે મળતો થાય છે મીનેન્ડરના સિક્કા પજાબમા તેમજ
તેની પૂર્વે તથા દક્ષિણે સારા પ્રમાણમા મળી આવે છે ૧૮૭૭ મા
જમનાની દક્ષિણે આવેલા હમિરપુર જીલ્લામા એના ચાલીસ સિક્કા
મળી આવ્યા હતા, અને તે સમયે આ પુસ્તકના લેખકની પાસે લઇ
આવવામા આવ્યા હતા, કારણ કે તે સમયે ત્યા કામગિરીપર

હતો. તે યુક્રેટાઇડિસ, એપોલોડોટસ સોટર અને એન્ટીમેકસ નિકેફોર-સના સિક્કાની જોડે મળી આવેલા અને બહુ સારી હાલતમાં હતા (ઇન્ડિ. એન્ટિ; ૧૯૦૪; પૃષ્ઠ ૨૧૭).

---

## પરિશિષ્ટ–૨

## આંધ્ર અને તેની સાથે સંબંધ ધરાવતા વંશ.

રેપ્સનના ‘કેટેલોગ ઑફ ધ કૉઇન્સ ઑફ ધી આંધ્ર ડીનેસ્ટી’ વગેરે બી. એમ. ૧૯૦૮’ માં આંધ્ર તેમ જ તેની સાથે સંબંધ ધરાવતા વંશોના લેખ અને સિક્કાઓની વિગતવાર ચર્ચા કરી છે. ત્રણ લેખોની અનુક્રમ સંખ્યાંક સાથેની સગવડભરી નોંધ તો પ્રો. એ લ્યુડર્સના ઉત્તમ પુસ્તક “એ લિસ્ટ ઑફ બ્રાહ્મી ઇન્સ્ક્રિપ્શન્સ ફ્રોમ ધી અર્લિએસ્ટ ટાઇમ્સ ટુ એબાઉટ ૪૦૦ એ. ડી. માં છે. એ પુસ્તક ૧૯૧૦ ના એપિગ્રાફિઆ ઈન્ડિકાના દશમા વૉલ્યુમના પરિશિષ્ટ તરીકે પ્રસિદ્ધ થયેલું છે. “ધી પુરાણ ટેક્સ્ટ ઑફ ધી ડીનેસ્ટીઝ ઑફ ધી કલિ એજ’ નામના ૧૯૧૩ માં ઑક્સફર્ડ ખાતે પ્રસિદ્ધ થયેલા મી. એફ. ઈ. પર્ગિટરના પુસ્તકમાં પુરાણગત વંશાવળીઓ તેમના શુદ્ધ રૂપમાં અને બધા પાઠાંતરોના સરંજામ સાથે આપેલી છે. ૧૯૦૮ ના ‘ઇન્ડિયન એન્ટિક્વરી’ માં આવેલા ‘હિંદના ઇતિહાસમાં શક યુગ’ નામના આર. ડી. બેનરજીના નિબંધમા નહાપાણના ઇતિહાસની ઘણી કિંમતી સૂચનાઓનો સમાવેશ થયેલો છે અને તે મારી નિર્ણયબુદ્ધિને દોરવામાં બહુ મદદગાર થયેલી છે. જે. બોમ્બે આર. એ. એસ; ૧૯૦૭ માંથી ફરી છપાયેલ ચાર ચિત્રપટ સાથેનો રેવરંડ એચ. આર. સ્કૉટનો ‘નાશિક હોર્ડ ઑફ નહાપાન્સ એન્ડ શતકર્ણીઝ કૉઇન્સ’ નામનો લેખ જોગલથંભી ધનસંગ્રહની પુરી વિગતો પુરી પાડે છે.

પ્રાપ્ત કરશે." ઈ. સ. પૂર્વે આશરે ૨૦૦ ની સાલની લિપિમાં સં. ૧૧૧૩ ના નાનાઘાટના લેખમાં ઉલ્લેખાયેલો સિમુક તે હશે એમ નક્કી કરવામાં આવ્યું છે.

નાનાઘાટ લેખ સં. ૧૧૪૪ નો કાળ સ્પષ્ટ રીતે સં. ૨ નો રાજા કૃષ્ણ જ છે. નાનાઘાટના શિલાલેખ સં. ૧૧૪૪ માં અને સં. ૩૪૬ ના ખારવેલના લેખમાં દર્શાવાયેલો મહારાજ તે જ સં. ૩ નો રાજા શ્રી શાતકર્ણી અથવા મલ્લકર્ણી હોવો જોઈએ.

પહેલા ૧૮ રાજાઓ વિષે તેમનાં નામ સિવાય ભાગ્યે જ કાંઇ બીજું જાણવાજોગ હોવાથી મી. પર્ગિટરની યાદીમાં આપેલાં તેમનાં નામ તથા તેમના રાજ્યનો અવધિ આપવાં બસ થશે. તેઓ નીચે મુજબ છે:—

(૧) હસ્તલિખિત પ્રતનો શિશુક અને લેખોનો સિમુક, વર્ષ ૨૩ (૨) તેનો ભાઇ કૃષ્ણ વર્ષ ૧૦; (૩) સંરજાનો ભાઇ સાતકર્ણી અથવા મલ્લકર્ણી વર્ષ ૧૦: (૪) પૂર્ણોત્સંગ વર્ષ ૧૮; (૫) સ્કંધા-સ્ટમ્ભી, વર્ષ ૧૮; (૬) શાતકર્ણી વર્ષ ૫૬; (૭) લંબોદર વર્ષ ૧૮; (૮) આપીલક વર્ષ ૧૨; (૯) મેઘાસ્વાતિ, વર્ષ ૧૮; (૧૦) સ્વાતિ, વર્ષ ૧૮; (૧૧) સ્કંધસ્વાતિ, વર્ષ ૭: (૧૨) મૃગેન્દ્ર સ્વાતિકર્ણ, વર્ષ ૩; (૧૩) કુંતલ સ્વાતિકર્ણ, વર્ષ ૮; (૧૪) સ્વાતિકર્ણ, વર્ષ ૧; (૧૫) પુલોમાયિ, સં. ૧, વર્ષ ૩૬; (૧૬) અરિષ્ટકર્ણ વર્ષ ૨૫; (૧૭) હાલ, વર્ષ ૫; (૧૮) મંતલક, વર્ષ ૫.

આ શિવાયના બાકીના બાર રાજા જોડેના સમકાલીનતા બતાવનાર કોઠામાં આપેલા છે.

રાજા સં. ૨૩ ગૌતમીપુત્ર લેખમાં ઉલ્લેખાયેલો શ્રી શતકર્ણી ગૌતમીપુત્ર અથવા રાજા ગૌતમીપુત્ર શતકર્ણી જેણે ૨૪ વર્ષ રાજ્ય કર્યું તથા સં. ૨૪ વાળા પુલોમાઈ બીજાનો પિતા હતો એમ નિર્ણય કરવાની બાબતમાં કાંઈ જ શંકાનો સંભવ જણાતો નથી. જુદા જુદા

નામ તરીકે લેવાનું ગ્રંથકર્તાનું વલણ હતું. ઇન્ડિ. એન્ટિ. ના ૧૯૨૦ ના ૪૯ મા વૉલ્યુમના પૃષ્ઠ ૩૧–૪ માં પ્રો. ડી. આર. ભાંડારકર "ડેકન ઑફ ધી શાતવાહન પીરિયડ" એ લેખમાં આ બાબત ચર્ચે છે, અને મારા મત પ્રમાણે તો એ બાબતનો આખર નિર્ણય થવો હજુ બાકી છે.

લ્યુડર્સનો સં. ૯૯૪ જે કાન્હેરિનો ૧૧ મો લેખ છે તેમાં પોલુમાઈ બીજો રાજા સં. ૨૪ શતકર્ણીનું નામ અથવા ઇલ્કાબ લે છે. મહાક્ષત્રપ રૂદ્રદામન પહેલાએ ઇ. સ. ૧૩૦ પહેલાં તેને બે વાર હરાવ્યો હતો. એ પોલુમાઈ રૂદ્રદામનની છોકરી વેરે પરણ્યો હતો એમ જણાય છે. પુરાણોમાં લખ્યા મુજબ પોલુમાઈ ગૌતમીપુત્રનો છોકરો હતો. મને તો એ સ્પષ્ટ સમજાય છે કે રૂદ્રદામન પહેલાએ જે રાજાને હરાવ્યો હતો તે આ પોલુમાઇ બીજોજ. આ મત તદ્દન શંકારહિત તો નથી જ પણ જો તે ખરો હોય તો આપણને એક ચોક્કસ સાલવારી આધાર–રેખા જડે છે અને તેનાથી આગળ અને પાછળ આપણે આ વંશનાં વર્ષો અડસટ્ટે ગણી શકીએ એમ છીએ.

સં. ૨૭ મા રાજાનું, અનેક સિક્કા તથા લેખોમાં ઉલ્લેખાયલા યજ્ઞશ્રી તરીકે ઓળખાણ તો દેખીતું અને ચોક્કસ જ છે.

પ્રાચીન ઇતિહાસસંશોધકોને મહારાષ્ટ્રના ક્ષહરાટ તથા મૂળ માળવામાં ઉજ્જયિનીમાં વસેલા ચષ્ટાનનો વંશ–એવા બે તદ્દન સ્વતંત્ર અને જુદા વંશોને પાશ્ચાત્ય સુબા એ નામ નીચે ભેળવી દેવાની બુરી આદત પડી ગઈ છે. એ બંને વંશો પશ્ચિમમાં સુબાગિરી કરતા હતા, પણ તે તદ્દન જુદા અને સ્વતંત્ર હતા તેથી તે બંનેને એક સામાન્ય નામ ન આપવું એ જ સારૂં છે. ક્ષહરાટ નહપાનની રાજ્યધાની ઘણું–કરીને પશ્ચિમ ઘાટમાં નાશિકમાં કે તેની પાસેના કોઈ સ્થળે હતી અને ચષ્ટાનની મૂળ રાજ્યધાની ઉજ્જેન હતી એ ચોક્કસ જ છે. પોલુમાઈ બીજાના બાપે ઉજ્જેનના ક્ષહરાટો પાસેથી પહેલાં જીતી

લીધેલો મુલક, ચષ્ટાનના પૌત્ર રૂદ્રદામાએ પોલુમાઇ બીજા પાસેથી જીતી ખાલસા કરી પોતાના રાજ્યમાં જોડી દીધો. ગૌતમીપુત્ર આંધ્ર જાતે નહપાન જોડે લડયો હતો એમ માનવાની કાંઈ જરૂર નથી. જોગલથંબી આગળનો નહાપાણનો ૧૩,૦૦૦ સિક્કાઓના મહાભંડારનો અભ્યાસ પરથી સિદ્ધ થાય છે કે તે સિક્કા ઘણાં વર્ષ ચાલ્યા પણ તેની ઉપર નામ તો નહાપાણનું જ રહ્યું. જો કે ગૌતમીપુત્રે તેના કુળનો ઉચ્છેદ કર્યો તે પહેલાં નહાપાણ મરી ગયો જ હશે. એના સિક્કા પરના તીર અને વજ્રના નિશાનને લીધે તે ઉત્તર હિંદના લગાન અને હગામાશ ક્ષત્રપ તથા પાર્થિયન લોકો જોડેનો તેનો સબંધ જણાય છે. ચષ્ટાન તથા તેના અનુગામીઓના સિક્કા તદ્દન જુદી જાતના છે.

ઇ. સ. ૧૬૧ બાદ મરણ પામેલો અને એલેગ્ઝાંડ્રિયામાં રહેતો ગ્રીક ભૂગોળશાસ્ત્રી ટોલેમી ઉજ્જેનને ટિઆસ્થનીસની રાજધાની તરીકે વર્ણવે છે. ટિઆસ્થનીસ તે જ ચષ્ટાન એ નિર્ણય તદ્દન ખરો છે. ટોલેમીની ભૂગોળ રચાયાના સમયની માહિતી નથી, પણ જો તે પુસ્તક ઇ. સ. ૧૩૦ ના અરસામાં લખાયું હોય તો ટિઆસ્થનીસ સંબંધી માહિતી બહુ જુની હોવાનો સંભવ નથી.

આંધ્ર તથા પરદેશી સુબાઓના બે સ્વતંત્ર વંશો- વચ્ચેના સબંધની બાબતમાં મારો મત સંક્ષેપમાં નીચેના કોઠામાં દર્શાવેલો છે. મને તો એમ લાગે છે કે બધા પ્રમાણો ઘણાં બંધબેસતાં જણાય છે. ચષ્ટાનના વંશના લોકોના બધા લેખ તથા સિક્કાની સાલો શક-યુગને અનુસરી લખેલી છે, એ બાબતમાં તો લગભગ બધા અભ્યાસીઓ એકમત છે, અને ક્ષહરાટના લેખો પણ એવી જ રીતે શક-યુગને અનુસરી લખાયા હોય એ બહુ શક્ય છે.

## પાછલા આંધ્રરાજાઓ તથા તેમની જોડે સંબંધ રાખતા વંશ.

| આંધ્રરાજા પુરાણની યાદી પર્ગીટર પુષ્ઠ ૩૫–૪૩, ૭૧ | સાલ ઇ. સ. | લેખ, લ્યુડર્સની યાદી. એપિગ્રાફિઆ ઇંડિકા વોલ્યુમ ૧૦ | સિક્કા | મહારાષ્ટ્રના ક્ષહરાટ સુબા | શક સુબા અને ઉજ્જેનના મોટા સુબા | ટીપ |
|---|---|---|---|---|---|---|
| વર્ષ<br>૧૯ પુરિકસેન ૨૧<br>૨૦ સુંદર શતકર્ણી ૧<br>૨૧ ચકોર ,, ૧/૨ | ૫૯<br>૮૦<br>૮૧ | ………… | વશિષ્ટ પુત્ર વિલિવાયકુર પહેલાનાં ધનુષ બાણના સિક્કા આ ત્રણ રાજામાંથી કોઇ પણ એકના હોય (જુઓ રેપસન પૃષ્ઠ ૫-૬) પણ સંભવ છે કે તે કોઇ બીજા વંશના હોય (જુઓ ઇન્ડિ. એન્ટિ. વોલ્યુમ ૪૯, ૧૯૨૦. પૃ. ૩૦-૩૪) | ભૂમક સુબો ઇ. સ. પૂર્વે અથવા ઇ. સ. ૧થી ૧૦; લેખ નથી. માત્ર સિક્કા છે. | ગ્ઝામોતિકનો પુત્ર ચષ્ટાન, પહેલાં ક્ષત્રપ, પછીથી મહાક્ષત્રપ. એણે રાહદુઓની રાજા એવી પદ્વી પણ લીધી હતી. (ઇ. સ. ૮૦) | ટૉલેમીનો ટિઆસ્થનીસ એ જ ચષ્ટાન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૨ શિવસ્વાતિ ૨૮ | ૮૧ | ? ન ૧૨૭૯, આમગવતી, રાજા શ્રી સીવમક સાતા, પણ તે ન ૨૫ નો અથવા ૨૬ નીચેનો હોવો જોઈએ | માથરીપુત્રના ધનુષ-બાણ સિક્કાઓ આ રાજાને આપવામા આવ્યા છે (રેપ્સન, પૃ ૭) વળી ન ૨૫ જુઓ તેઓ જુદા કુળના સિક્કા હોઇ શકે | નહાપાનની ભૂમક સાથેની સગાઈ જાણવામા આવી નથી નહાપાન, સત્રપ (ઇ સ ૪૦ ? અથવા તે પહેલાના સમયમા ) | | |
| ૨૩ ગોતમીપુત્ર ૨૧ | ૧૦૨ | નં ૧૧૨૩, ૧૧૨૫, ૧૧૨૬, નાસિક, ૨૪ મા વર્ષ સુધી | નહાપાનના ફરીથી પાડેલા સિક્કાઓ-રાજા ગૌતમી પુત્ર શ્રી શતકર્ણી ના હેવાલ સાથે (રેપ્સન, વૉ ૮૯, પૃ ૬૮ ૭૦ ) | દક્ષમિત્રા, ઋષભની અથવા ઉષવદાત નાશીકના ગવર્નરની પુત્રી નહાપાન ઇ સ ૮૦ લગભગમા મરણ પામ્યો હશે તેના વંશનો આંધ્ર રાજા ન ૨૩ થી ઇ સ ૧૧૯ | જયદામન, ચષ્ટાનનો પુત્ર, એક્વો સત્રપ ( ઇ સ ૧૧૦ ) | આંધ્ર રાજા ન ૨૩ મો ટાલેમીના બાલેઓકોરસ તરીકે ગણાય છે, પણ છેલ્લો તે જુદો રાજા (ગૌતમી પુત્ર ન ૨૩ અને પુલુમાવી ન ૨૪ થી જુદો છે) નહાપાન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | ના અરસામાં તે રાજાના ૧૮ મા વર્ષ પહેલાં ઉચ્છેદ થયો હતો. ક્ષહરાટ લેખો ૪૧ થી ૪૬ (શક) ના નોંધાયા છે= ઈ. સ. ૧૧૯-૧૨૪; પણ બેનરજી જુદો યુગ બનાવે છે; અને તે કદાચ નહાપાનના રેગ્નલ વર્ષો ગણતા હોય. | | ના સિક્કાઓ ઉપર વંચાય તેવા ગ્રીક હેવાલો મળી આવે છે. |
| ૨૪ પુલોમા ૬/૨, નં. ૨૩ નો પુત્ર ૨૮ | ૧૨૩ | નં. ૯૯૪, કાન્હેરી; ૧૧૨૨-૪, ૧૧૪૭, નાશીક; ૧૧૦૦, ૧૧૦૬, કાર્લે, અને પ્રોબ. | રાજા વસિષ્ઠી પુત્ર શ્રી. પુલુમાયીના પૂર્વીય સિક્કાઓ (રેપ્સન પૃ. ૨૦) | | મહા સત્રપ જય દામનનો પુત્ર રુદ્ર દામન (૧) [ઈ.સ. ૧૩૦-૧૫૦; આંધ્ર રાજા નં. ૨૪ ને ઇ. સ. પૂર્વે ૧૩૦ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | ૧૨૪૮, આમ શાવતી ગજા વસિષ્ઠી પુત્ર શ્રી પુલુમાયી, સ્વામિ કેટલીકવાર શ્રી વા શ્રી શતકર્ણી ન ૯૨૪ મા મુકાય છે | | | મા બે વાર હરાવ્યો ] [ ઇ સ ૧૨૮ ] |
| [૨૪ અ. ધમા વાયુ ફક્ત, શતકર્ણી] ૨૯ ૨૫ શિવશ્રી પુલોમા (૬, ૭, ૩) | ૧૫૬ | ન ૨૨, ૨૬ જુઓ | ગ્રાબ રાજા વસિષ્ઠી પુત્ર શિવ શતકર્ણીના પુર્વીય સિક્કાઓ પણ ન ૨૨ અને ૨૬ જુઓ | | દામજદશ્રી, સત્રપ અને મહાસત્રપ, રુદ્રદામન પહેલાનો પુત્ર (સાલો અચોક્કસ છે) (ઇ સ ૧૫૫) |
| ૨૬ શિવ સ્કંધ શતકર્ણી ? ૩ | ૧૬૩ | ? ન ૧૧૮૬, બનવાસી, કુમાર ૭ અથવા શિવસ્કંદનાગશ્રી વર્ણવતો | ઉપલા ન ૨૨ અને ૨૫ જુઓ | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | નં. ૨૨ અને ૨૫ જુઓ. | | | |
| ૨૭ યજ્ઞશ્રી શાતકર્ણી | ૨૯ | ૧૬૬ | નં. ૯૮૭, ૧૦૨૪, કાન્હેરી, અને ૧૧૪૬, નાશીક, રાજા ગૌતમી પુત્ર સ્વામિ શ્રી યજ્ઞ શતકર્ણી. નં. ૧૩૪૦, કૃષ્ણ જીલ્લામાં ચાઇના સ્વામને બદલે આર્યક મૂકે છે. લગભગ ૨૭ વર્ષ. | રાજા ગૌતમી પુત્રશ્રી યજ્ઞ શતકર્ણીના સંખ્યાબંધ હેવાલોના નમુના (રેપ્સન પૃ. ૩૪-૪૫). | દામજદશ્રીનો પુત્ર મહા સત્રપ જીવદામન ઇ. સ. ૧૭૮ | સત્રપો અને મહા સત્રપોની વંશાવળીમાં પરસ્પુરણ ગુંચવાડો મુકી દેવામાં આવ્યો છે. |
| ૨૮ વિજય | ૬ | ૧૯૫ | ... ... ... | ... ... ... ... ... | સત્રપ અને મહા સત્રપ રૂદ્રદામન પહેલાનો પુત્ર રૂદ્રસિંહ પહેલો (ઇ. સ. ૧૮૦) | |
| ૨૯ ચંદ્રશ્રી (ચંદ્ર) શતકર્ણી | ૧૦ | ૨૦૧ | નં. ૧૩૪૧, | રાજા વસિષ્ઠી પુત્ર શ્રી | સત્રપ અને મહા | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | ગોદાવરી જીલ્લામા કોદાવોલુ રાજા વસિષ્ઠીપુત્ર સ્વામીશ્રી ચદ (ચંદ્ર) સાત | ચંદ્રસાતીના દેખીતે રીતે પૂર્વીય સિક્કાઓ (રેપ્સન પૃ. ૩૦—૩૩) | | સત્રપ રૂદ્રસિંહ પહેલાનો પુત્ર રૂદ્ર સેન પહેલો (ઇ સ ૧૯૯) |
| ૩૦ પુલીમાયી (૪) ૭ | ૨૧૧ | ઘણું કરીને કાંઇ નહિ | ? નહિ, પણ કેટલાક પુલીમાયી સિક્કાઓના નામ શંકાસ્પદ છે | | મહા સત્રપ રૂદ્ર સિંહ પહેલાનો બીજો પુત્ર સંઘદામન (ઇ સ ૨૨૨) |
| આંધ્ર વંશનો અંત આ ત્રીસ આંધ્ર વંશના રાજાઓ ૪૬૦ વર્ષ પૃથ્વી ભોગવશે (વૉ ૫૦ બી ડી ૪૫૬ વૉ ૪૧૧, પણ ? જુઠાણું) | ૨૨૫ | | બીજા સિક્કાઓ છે પણ તે લીસ્ટમા ગમે તે કોઇ ચોક્કસ રાજાના કહી શકાય નહિ | | મહા સત્રપ રૂદ્ર સિંહ પહેલાનો બીજો પુત્ર દામસેન ઇ સ પુર્વે ૨૨૩ |

# પ્રકરણ ૯ મું

## હિંદુ-ગ્રીક તથા હિંદુ-પાર્થિયન વંશો.

### આશરે ઇ. સ. પૂર્વે ૨૫૦ થી આશરે ઇ. સ. ૬૦ સુધી.

**મૌર્ય રાજ્યનો મોખરો હિંદકુશ**

હિંદની અંદરના દેશી વંશોની કથા આટલેથી રાખીશું, અને મૌર્યવંશનો સૂર્ય અસ્ત પામતાં, તેના રાજ્યના વાયવ્ય મોખરાપર પરદેશીઓના હુમલા થવા માંડયા, તે વખતે એક વાર અલેગ્ઝાંડરે જીતેલા હિંદના પ્રાંતપર સત્તા જમાવી વસેલા વિવિધ પરદેશી વંશોના ભાગ્યની કથાનું સંક્ષેપમાં સિંહાવલોકન કરીશું. તે મહાન ગ્રીકની સાહસભરી અને વિનાશકારક ધાડથી, ધાર્યા મુજબનાં કાંઇ પણ સ્થાયી પરિણામ આવ્યાં નહોતાં, એ તો આપણે આગળ જોઇ ગયા છીએ. તેણે જીતી હાથ કરેલો મુલક ચંદ્રગુપ્તના મજબૂત હાથમાં પસાર થયો હતો અને તે પાછો મેળવવામાં સેલ્યુકસ નિષ્ફળ થયો હતો. તેના મરણ બાદ તે પ્રાંતો તેના પુત્ર તથા પૌત્રની સત્તા નીચે પસાર થયા હતા. સેલ્યુકસે પોતાના હિંદી દુશ્મનને આપેલા સિંધુ નદીની પશ્ચિમે આવેલા મુલક તેના વારસોનેજ તાબે રહ્યા હતા એમ માનવા કાંઇ શંકા લેવાનું કારણ મને જણાતું નથી. આને પરિણામે અશોકના રાજ્યના અંત સુધી હિંદુકુશની હાર મૌર્ય મહારાજ્યની સીમા બની રહી.

**અશોકના મરણની અસર**

એ તો નક્કીજ છે કે મૌર્ય રાજ્યનું અખંડપણું અશોકના મરણ પછી ટકયું નહિ; અને જ્યારે તેના સત્તાવાહી વ્યક્તિત્વનો પ્રભાવ કાર્ય કરતો અટકયો, ત્યારે તે મહારાજ્યની સીમાઓપર આવેલા રાજ્યોએ તેની

તાબેદારી ફેંકી દીધી અને સ્વતંત્ર ગજ્યો બની રહ્યાં એમાંના કેટલાકનો ઇતિહાસ છેલ્લા આગલા પ્રકરણમાં આપવામાં આવ્યો છે હિંદની અંદરની કોઇ મજબૂત સર્વોપરી સત્તાના બાહુની રક્ષા વગરના વાયવ્ય મોખરાના પ્રદેશો જોઇ બેક્ટ્રિઆ અને પાર્થિયાના રાજ્યલોભી ગ્રીક રાજાઓની દાઢ સળકી એટલું જ નહિ, પણ ઉપરાઉપરિ ચઢી આવતા પરદેશીઓના હુમલાથી નિરંતર લુંટાતી અને કચરાતી, સરહદપરની લડાયક જાતોનો દ્રવ્યક્ષોભ પણ જાગ્રત થયો પ્રાપ્ત થતાં અપૂર્ણ સાધનોની સામગ્રીથી બનશે તેટલે અંશે આ પ્રકરણમાં, અશોકના અમલના અંતથી માંડી હિંદુ-સીથિયન અથવા કુશન સત્તા પંજાબ અને સિંધુ પારના પ્રદેશોમાં સ્થપાઈ ત્યાં સુધીના ઇતિહાસના મુખ્ય બનાવોની રૂપરેખા આપવામાં આવશે એ તો સમજી જ લેવાનું કે એમાંની સાલો અડસટ્ટેજ આપેલી છે

**ઇ. સ. પૂર્વે ૨૬૧**
**એન્ટિઓકસ થીઓસ**

સેલ્યુકસ નિકેટરની પ્રતિભાથી સારી રીતે જામેલું તેનું એશિઆઇ મહારાજ્ય ઇ સ પૂર્વે ૨૬૨ કે ૨૬૧ માં તેના દારૂડીઆ અને લંપટ પુત્ર એન્ટિઓકસના હાથમાં પસાર થયું એ આદમી ઘણી અયથાર્થ રીતે 'થીઓસ' એટલે 'દેવ' કહેવાતો એટલું જ નહિ પણ નવાઈની વાત તો એ છે કે તેની જીંદગી દરમિયાન તે દેવ તરીકેજ પૂજાતો આ નાલાયક રાજા પંદર કે સોળ વર્ષ ગાદીપર રહ્યો તેના અમલના અંત ભાગમાં, ડીયોડોટસની સરદારી નીચે બેક્ટ્રિયનોએ કરેલો બળવો તથા અર્સેકીસની સરદારી નીચે પાર્થિયન લોકોએ કરેલા બળવારૂપી બે મોટી આફતો તેના રાજ્યપર આવી પડી

બેક્ટ્રિયા ગયું એ ખરેખર બહુ ગંભીર ખોટ હતી પહાડી

**બેક્ટ્રિઆ**

પ્રદેશમાંથી નીકળ્યા બાદ ઓક્સસ અથવા આમુ દરિયાના પાણીથી સીંચાયેલું એ રસાળ મેદાન, સ્મૃતિ બહારના સમયથી સુધરેલી પ્રજાઓની વસાહતવાળું હતું. એક હજાર ગામોવાળો કહેવાતો એ પ્રદેશ, એકીમીનયન રાજાઓના સમયમાં હમેશાં મુખ્ય અને અગત્યનો પ્રાંત લેખાતો અને તેની હાકમી હમેશાં રાજાના કોઇ કુમાર માટે રક્ષી રાખવામાં આવતી. ઇરાની સત્તાને તોડી છિન્નભિન્ન કરી નાંખી, અલેગ્ઝાંડર જ્યારે તે મોટા રાજાની ગાદીએ બેઠો ત્યારે બેક્ટ્રિયાપર તેણે પોતાનો પાદશાહી પક્ષપાત ચાલુ રાખ્યો અને તેમણે પણ ઉમંગથી ગ્રીક સંસ્કૃતિનાં તત્ત્વોનો સ્વીકાર કર્યો. તેના મરણ પછી બે વર્ષે ઇ. સ. પૂર્વે ૩૨૧ માં તેના મહારાજ્યના ભાગલા પડયા ત્યારે બેક્ટ્રિયા સેલ્યુકસ નિકેટરને ભાગ ગયું અને તેના પુત્ર તથા પૌત્રના એક અતિ કિંમતી પ્રાંત તરીકે તે ચાલુ રહ્યો.

**પાર્થિયનો**

હાલના તુર્કોમાનના જેવી ટેવોવાળા, જંગલી અને ખડતલ ઘોડેસ્વારોની ટોળીવાળા પાર્થિયનો, ઇરાની રણોની પેલી મેર, કાસ્પિયન સમુદ્રના અગ્નિ ખૂણે આવેલા અને સરખામણીમાં કાંઇક લુખા પ્રદેશમાં રહેતા હતા. ચોરેસ્મીઓઇ, સોગ્ડિઓઇ અને એરિઓઇના ( ખ્વારિઝમ, સમરકંદ અને હેરાત ) પ્રદેશો સાથે તેમના મુલકનો પણ ડેરિયસના સોળમા પ્રાંતમા સમાવેશ કરવામા આવતો હતો. ઉપર દર્શાવેલી બધી જાતોએ બેક્ટ્રિયનોની પેઠે નેતરની કામઠી તથા ટુંકા ભાલાથી સજ્જ થઇ ઝર્સીસના લશ્કરમાં ભરતી કરી હતી. અલેગ્ઝાંડર તથા સેલ્યુકસના વંશના શરૂઆતના રાજાઓના સમયમાં પાર્થિયા તથા કાસ્પિયનની પાસે આવેલો હર્કેનિયા મળી એક પ્રાત બનતો હતો. બેક્ટ્રિયનોની પેઠે પાર્થિયનોએ કદિ ગ્રીક સંસ્કૃતિ સ્વીકારી નહોતી: અને જો કે તેઓ તેમના ઇરાની અને ગ્રીક ઉપરીઓને તાબે રહેતા તોપણ અશ્વવિદ્યા અને ધનુષ્યનો

ઉપયોગ એ બંનેમાં કુશળ એવા ઘોડેસ્વાર ભરવાડોના ટોળાની ટેવો તેમણે ચાલુ રાખી હતી

**ઇ. સ. પૂર્વે ૨૫૦, બેક્ટ્રિયન તથા પાર્થિયન બળવાનો સમય**

હજાર શહેરોવાળા બેક્ટ્રિયનો અને અસંખ્ય લીલ જેવા યોદ્ધા-વાળા પાર્થિયનો એમ રીતભાત તથા ઇતિહાસમાં ભિન્ન એવી આ બે પ્રજા-ઓને ઇ સ પૂર્વે ત્રીજા સૈકાના અગ-સામા લગભગ એકજ સમયે, સેલ્યુકસ વંશના પોતાના ઉપરી રાજાની તાબેદારી ફેંકી દઇ, પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કરવાની ઉર્મિ થઈ આવી આ બળવાઓના ચોક્કસ સમયનો નિર્ણય થઇ શકે એમ નથી, પણ બેક્ટ્રિયનોએ પહેલો બળવો કર્યો એમ જણાય છે પાર્થિયનોનો ઝઘડો કેટલાક વર્ષ સુધી ઈ સ પૂર્વે ૨૪૬ માં એન્ટિઓકસ થીઓસના મરણ સુધી ચાલુ રહ્યો એમ માનવાને કારણ છે, જો કે પાર્થિયનોના સ્વાતંત્ર્યની ઘોષણા તો ઈ સ પૂર્વે ૨૪૮ માં જ થઈ જણાય છે

**ડાયોડોટોસ પહેલો**

બેક્ટ્રિયનોનો બળવો સાધારણ રીતે પૂર્વીય દેશોમાં થાય છે તે જ નમૂનાનો હતો તે બળવાનો મુખી તે પ્રાન્તનો સુબો ડાયોડોટોસ હતો પોતાના સ્વામીની સત્તા ઉથલી પાડવાનો અને એમ કરી રાજ્યસત્તા હાથ કરવાના અનુકૂળ તકનો તેણે ઝટ લાભ લઇ લીધો પાર્થિયનોનો બળવો રાષ્ટ્રીય હતો એનો નેતા આર્સેકીસ અજાણી ઉત્પત્તિનો પણ નિડર બહાદુરીવાળો અને લુટફાટના જીવનમાં રચ્યોપચ્યો રહેતો માણસ હતો આર્સેકીસે પોતાનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું અને એમ કરી ઇરાનની પ્રખ્યાત આર્સેકિડન વંશની સ્થાપના કરી એ વંશ ઈ સ પૂર્વે ૨૪૮ થી ઇ સ ૨૨૬ સુધી એટલે લગભગ પાંચ સૈકા સુધી ચાલ્યો એન્ટી-ઓકસ થીઓસના મરણ પછી સેલ્યુકસના વંશમાં ભાઈભાઈ યુદ્ધોથી

થયેલા ક્ષોભના પરિણામે બેક્ટ્રિયાના તથા પાર્થિયાના બળવાખોરોની જીતનો માર્ગ વધારે સરળ બન્યો.

**ઇ. સ. પૂર્વે ૨૪૫: ડાયોડોટોસ બીજો**

ડાયોડોટસે સ્થાપેલા બેક્ટ્રિઆના રાજવંશની કારકિર્દી એસેંકાઇડીઝે સ્થાપેલા વંશ કરતાં વધારે ટૂંકી અને ઉત્પાતભરી હતી. પોતે જીતેલો રાજમુકુટ ડાયોડોટસે બહુ જ ટૂંક મુદત માટે ધારણ કર્યો. થોડાં વર્ષ પછી તેની પાછળ તેનો તે જ નામધારી પુત્ર ઇ. સ. પૂર્વે ૨૪૫ માં ગાદીએ આવ્યો. તેણે પાર્થિયન રાજા જોડે સંધિ સંબંધ સાંધ્યો.

**ઈ. સ. પૂર્વે ૨૩૦: યુથીડીમોસ અને મહાન એન્ટિઓકસ**

ઇ. સ. પૂર્વે આશરે ૨૩૦ માં બીજા ડાયોડોટસ પછી યુથીડીમોસ ગાદીએ આવ્યો. એ મેગ્નિઝીઆનો રહેવાશી હતો અને ડાયોડોટસથી જુદા કુટુંબનો હતો. તેણે સફળ બળવાથી રાજ્યપ્રાપ્તિ કરેલી જણાય છે. એ રાજા સીરિયાના રાજા મહાન એન્ટિઓકસ જોડે એક લાંબા વિગ્રહમાં ગુંચવાયો (ઈ. સ. પૂર્વે ૨૨૩ થી ૧૮૭). આખરે સંધિથી એ વિગ્રહનો અંત આવ્યો અને એ સંધિની રૂએ બેક્ટ્રિયા એક સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકારાયું. આ પછી થોડે સમયે (ઈ. સ. પૂર્વે ૨૦૬) એન્ટિઓકસે હિંદુકુશ પર્વત ઓળંગી, કાબુલ નદીની ખીણમાં રાજ્ય કરતા સુભગસેન નામના કોઇ હિંદુ રાજાને ખૂબ ખજાનો તથા અસંખ્ય હાથી આપવાની ફરજ પાડી. સાઇઝિકસના એન્ડ્રોસ્થીનીસ નામના સરદારને લડાઇનો દંડ ઉઘરાવવાનું કામ સોંપી, પોતાના મુખ્ય લશ્કર સાથે એન્ટિઓકસે એરેકોઝિયા અને ડ્રેન્જિયાનામાં થઈ પોતાના વતન કર્માનિયા તરફ કુચ કરી.

ડેમીટ્રીઓસ યુથીડીમોસનો પુત્ર અને એન્ટિઓકસનો જમાઈ

**ઇ. સ. પૂર્વે ૨૦૦ થી ૧૯૦, હિંદુઓનો રાજા ડેમીટ્રીઓસ**

હતો. બેક્ટ્રિયાનું સ્વાતંત્ર્ય સ્વીકારતી વખતે એન્ટિઓકસે તેના વેરે પોતાની પુત્રી આપી હતી. ડેમીટ્રીઓસે પોતાના સસરાના પરાક્રમનું વધારે સફળ અનુકરણ કર્યું અને કાબુલ, પંજાબ તથા સિંધ સાથે ઉત્તર હિંદનો ઘણો મોટો ભાગ જીતી લીધો (આશરે ઇ. સ. પૂર્વે ૧૯૦).

**ઇ. સ. પૂર્વે ૧૭૫ યુક્રેટાઇડિઝ**

દૂર આવેલા હિંદમાંની લડાઇઓને પરિણામે ડેમીટ્રીઓસનો બેક્ટ્રિયા પરનો કાબુ શિથિલ થઈ ગયો, અને તેથી યુક્રેટાઇડિઝ નામના એક આદમીને સફળ બળવો કરવાની તક મળી. ઇ. સ. પૂર્વે ૧૭૫ માં તે બેક્ટ્રિયાનો સ્વામી થઈ પડ્યો અને ત્યાર પછી તુરત જ તે આસપાસના રાજ્યો તથા ટોળીઓ જોડે ઘણા વિગ્રહોમાં ગુંચવાયો. એ વિગ્રહો તેણે એકસરખા જુસ્સાથી પણ બદલાતા નસીબ સાથે ચાલુ રાખ્યા. ડેમીટ્રીઓસે બેક્ટ્રિયા તો ખોયું, પણ પૂર્વમાં જીતેલા મુલક પર ઘણા સમય સુધી તેની સત્તા કાયમ રહી અને તે 'હિંદીઓના રાજા' તરીકે ઓળખાયો. અંતે અત્યંત પ્રબળ યત્ન કર્યાં છતાં યુક્રેટાઇડિઝની જીત થઈ. યુક્રેટાઇડિઝ એ કાંઈ મહેલથી ગણાવાય એવો નાનુ નહોતો અને એમ કહેવાય છે કે હિંદને પણ તેણે પોતાની સત્તા નીચે આણ્યું હતું.

**ઇ. સ. પૂર્વે ૧૬૦-૧૫૬. તેની હિંદી લડાઇ**

એક પ્રસંગે માત્ર ત્રણસેની ટુકડી સાથે તે એક કિલ્લામાં પાંચ માસ સુધી ઘેરાઈ રહ્યો હતો. તેવે સમયે ડેમીટ્રીઓસની સરદારી નીચેના સાઠ હજાર આદમીની સેનાના હુમલા પાછા હઠાવવામાં તે સફળ થયો હતો એવું કહેવાય છે.

પણ આ મહા પ્રયત્ને મેળવેલી ફતે ટુંક મુદતનીજ નીવડી. હિંદમાંથી નીકળી પોતેજ પોતાની સત્તાના ભાગીઆ બનાવેલા પોતાના પુત્ર એપોલોડોટસ સાથે તે ઘર તરફ પાછો ફરતો હતો, તેવામા એ કુદરતની વિરૂદ્ધ કૃત્ય કરનાર પુત્રે બહુજ ઘાતકી રીતે તેનો ઘાત કર્યો એટલુજ નહિ, પણ પોતાના એ મહાન અપકૃત્યની બડાઇ મારતાં તેણે પોતાના પિતાના શબ ઉપરથી પોતાનો રથ ચલાવ્યો અને તેની ઉત્તરક્રિયા સરખી પણ કરી નહિ.

**ઈ. સ. પૂર્વે ૧૫૬**

જે મહારાજ્ય માટે યુક્રેટાઇડિઝ આવી બહાદુરીથી લડયો હતો તેની સત્તા તેના ખુનથી તદ્દન છિન્નભિન્ન થઇ ગઈ. એનો બીજો પુત્ર હેલીઓકલીસ જેણે કદાચ તેના પિતાના ક્રૂર ઘાતનું વૈર લેવાને પરિણામે 'ન્યાયી' એવું પદ ધારણ કર્યું હતું તેણે થોડા સમય સુધી બેક્ટ્રિયામાં ડગમગુ સત્તા ભોગવી. યુક્રેટાઇડિઝના કુટુંબી જેવો જણાતો પહેલો સ્ટ્રેટો ઘણાં વર્ષ સુધી પંજાબમાંના એક ભાગ પર હાકેમ તરીકે રહ્યો હતો. કદાચ તે એપોલોડોટસનો તરતનોજ અનુગામી પણ હોય. એગેથોકલીસ અને પેન્ટેલીઅનના (ઈ. સ પૂર્વે ૧૯૦ થી ૧૮૦) સિક્કા હિંદી ધાટીના છે. એ બંને આ સમય પહેલાંના અને યુથીડીમોસ તથા ડેમીટ્રીઓસના સમકાલીન હોય એમ જણાય છે. તે સમયના સિક્કાઓની છાપમાં લગભગ ચાલીસ જેટલા જુદા જુદા રાજાઓના નામ આવતાં હોવાથી એમ જણાય છે કે યુક્રેટાઇડિઝના મરણ પછી તેમજ પહેલાં, હિંદનો સરહદનો પ્રદેશ નાના નાના ગ્રીક રાજાઓમાં વહેંચાઇ ગયો હશે અને એ રાજાઓ યુથીડીમોસ કે ડેમીટ્રીઓસ અથવા તેના પ્રતિસ્પર્ધી યુક્રેટાઇડિઝના કુટુંબના હશે. આ બધા નાના રાજાઓમાંના એક એન્ટિએલ્કિડાસ હતો (ઈ. સ. પૂર્વે ૧૪૦ થી ૧૩૦). એ રાજાઓને યુક્રેટાઇડિઝે વશ કર્યા હતા. એ જીવ્યો હોત તો હિંદની

**હેલીઓકલીસ**

સરહદ ઉપર એક મોટું રાજ્ય જમાવ્યું, પણ મહાન જયના સમયમાં જ તેનું મૃત્યુ થતાં ચાલુ ગોટાળો બહુ વધી ગયો અને પરિણામે યુક્રેટાઇડિઝના સમકાલીન તથા તેની પછી થયેલા હિંદુ-ગ્રીક સરહદના રાજાઓની સાલવારી તેમ જ રાજ્યવારી ગોઠવણ કરવી એ તદન અશક્ય જેવું છે એ અપવાદ સિવાયના બાકીનાના નામ માત્ર સિક્કા ઉપરથી જ હાથ લાગ્યા છે અને તે આ પ્રકરણને અંતે આપેલા પરિશિષ્ટમાં આપેલા છે

**ઇ. સ. પૂર્વે ૧૫૫ મીનેન્ડરની હિંદપર ચઢાઇ**

આ અજાણ્યા રાજાઓના ટોળામાં એક નામ મીનેન્ડર સૌથી આગળ પડતું તરી આવે છે એ યુક્રેટાઇડિઝના કુટુંબનો હોય એમ જણાય છે અને રાજ્યધાની કાબુલ હોવાનું સમજાય છે આશરે ઇ સ પૂર્વે ૧૫૫ માં કે એટલામાં જ તેણે હિંદ પર ચઢાઈ કરવાની હિંમત કરી આશરે બેએક વર્ષ પછી તેને પાછા ફરવાની અને પોતાના વતનમાં જ મોં વિકાસી ઉભેલા ભયોની સામે થવામાં પોતાની તમામ શક્તિ વાપરવાની ફરજ પડી સરહદ પરના તેના પડોશીઓ જોડેના કદિ પૂરા ન થાય એવા ઝઘડાઓને લીધે આ પરિસ્થિતિ ઉભી થઈ હતી

**મીનેન્ડરની કીર્તિ**

મીનેન્ડર ન્યાયી રાજા તરીકે પ્રખ્યાત હતો અને તેના મરણ પછી બહુ દબદબાભરી ઉત્તર ક્રિયાથી તેને માન આપવામાં આવ્યું હતું તે બૌદ્ધ થયાનું મનાય છે અને બૌદ્ધ સાહિત્યમાં 'મિલિંદ પ્રશ્ન' એ નામના પ્રખ્યાત સંવાદમાં મિલિંદને નામે એ અમર થયેલો છે

યુક્રેટાઇડિઝના પુત્ર હેલીઓક્લીસને તેના પિતાના વિશાળ

**બેક્ટ્રિયાનો છેલ્લો ગ્રીક રાજા**

રાજ્યમાંથી એના ભાગ તરીકે બેક્ટ્રિયા મળ્યું હતું. હિંદુકુશની ઉત્તરના પ્રદેશોમાં રાજ્ય કરનાર છેલ્લો ગ્રીક રાજા એ હતો. ઇતિહાસે જેની નોંધ લેવાની દરકાર નથી કરી એવાં દુનીઆથી અજાણ્યાં રહેલાં આપસ આપસના ઝઘડામાં હિંદની સરહદ પરના નાના ગ્રીક રાજાઓ રોકાયેલા હતા; તેવામાં મધ્ય એશિયાનાં ઉચ્ચ મેદાન પ્રદેશોમાં એક પ્રલય રેલની તૈયારી થતી હતી અને તે એ બધાનો નામાનશાન પણ ન રહે એવો વિનાશ કરવા નિર્માણ થઇ હતી.

**યુચીથી શકોનું હંકાઇ કઢાવું**

આશરે ઇ. સ. પૂર્વે ૧૭૦ માં વાયવ્ય ચીનમાંથી યુચી નામના ભટકતા લોકોની ટોળીને હાંકી કાઢવામા આવી અને રણોની ઉત્તરને રસ્તે પશ્ચિમ તરફ જવાની તેને ફરજ પાડવામાં આવી. આ લોકોની હિલચાલો વધારે વિગતથી આગલા પ્રકરણમાં વર્ણવવામાં આવશે. કેટલાંક વર્ષો પછી આશરે ઇ. સ. પૂર્વે ૧૬૦ ના અરસામાં સર–દરિયાની ઉત્તરે આવેલા પ્રદેશમાં વસતા શક અથવા સી લોકો જોડે તેમનો ભેટો થયો.

**ભટકતી ટોળીઓએ હિંદ તથા બેક્ટ્રિયા પર કરેલી ચઢાઇ**

શક તથા તેમને મળતી ટોળીઓને આ ભેટાને પરિણામે દક્ષિણ તરફ ખસવાની ફરજ પડી અને પરિણામે તેઓ હિંદની ઉત્તરેથી ઘણું-કરીને એક કરતાં વધારે માર્ગે હિંદમાં દાખલ થયા. આ જંગલીઓની ચઢાઇની રેલ પશ્ચિમ દિશામા પણ ફેલાઇ અને ઈ. સ. પૂર્વે ૧૪૦ થી ૧૨૦ સુધીના સમયમાં તે પાર્થિયન રાજ્ય તથા બેક્ટ્રિયા પર ઓચિંતી ધસી આવી. પહેલા મિથ્રિડેટિસનો પુત્ર બીજો ફ્રેટીસ નામનો પાર્થિયન રાજા ઇ. સ. પૂર્વે ૧૨૭ માં એ ભટકતી ટોળીઓ સાથેની લડાઇમાં માર્યો ગયો અને એના પછી ચાર વર્ષે

પાર્થિયાની ગાદી પર આવેલા પહેલા આર્ટેબેનસની એ જ સમે થઈ. પાર્થિયન કે શકની સત્તાની વૃદ્ધિને લીધે નિર્બળ થયેલું ગ્રીક રાજ્ય હવે આખરનું નષ્ટ થઈ ગયું. હેલીઓક્લીસ એ બેક્ટ્રિયાનો છેલ્લો ગ્રીક રાજા હતો. તેના પછી હિંદુકુશની ઉત્તરે ગ્રીક રાજ્ય હમેશાને માટે જતું રહ્યું.

**શક લોકોએ સિસ્તાન વગેરેમાં વસાહત કરી**

હેલમંદ નદીની ખીણ જે હાલનું સિસ્તાન છે તે શકસ્થાન અથવા શક લોકોના દેશ તરીકે જાણીતું હતું. શક લોકોએ વણુકરીને ત્યાં બહુ વહેલી વસાહત કરી હતી, પણ સંભવ છે કે ઈ. સ. પૂર્વેના બીજા સૈકામાં થયેલી ભરતી એ પ્રાંતમાં પહોંચી હોય.

એ જંગલીઓના પ્રવાહની હિંદના ઘાટમાં થઈ આવેલી શાખાઓએ પંજાબમાં તક્ષિલા અને જમુના પર મથુરામાં સ્વસ્થાનો જમાવ્યાં અને ત્યાં પરદેશી રાજાઓએ 'સુબા'ના નામથી દેખીતી રીતે પાર્થિયન સત્તાને વશ રહી એક સૈકા કરતાં વધારે મુદત સુધી રાજ્ય કર્યું.

પાછળથી એ ટોળાનો બીજો એક વિભાગ ઇસુખ્રિસ્તના પહેલા સૈકાની અધવચના સુમારમાં દક્ષિણ તરફ ધસ્યો અને તેમણે સોરઠ અથવા કાઠીઆવાડના દ્વીપકલ્પમાં વસાહત કરી ઈ. સ. ૩૯૦ માં વિક્રમાદિત્ય નામથી ઓળખાતા બીજા ચંદ્રગુપ્તે નાશ કર્યો ત્યાંસુધી તેમણે સ્થાપેલો શક વંશ ચાલુ રહ્યો.

**મથુરા અને તક્ષિલાના સુબાઓ**

કાંઈક અંશે હેલીઓક્લીસના સમકાલીન કાબુલ અને પંજાબના રાજા પહેલા સ્ટ્રેટો સોટરની પછી તેનો પૌત્ર બીજો સ્ટ્રેટો ફિલોપેટર ગાદીએ આવ્યો. તક્ષિલામાં તેની જગા કેટલાક પરદેશી હાકેમોએ લઈ લીધી એમ જણાય છે. એ હાકેમો શક હોય કે ન પણ હોય. મથુરાના

હાકેમો તક્ષિલાના હાકેમો જોડે નિકટ સંબંધ ધરાવતા હતા અને તેઓ પણ ઇ. સ. પૂર્વે ૫૦ અથવા થોડા મોડા સમયે થયેલા હતા. તેમનાં નામો ફારસી જણાય છે.

**પાર્થિયા સાથે સંબંધ**

શક તથા તેમને મળતી ભટકતી જાતોની હિલચાલો અર્સેકિડન રાજાઓના હાથ નીચે થયેલી પાર્થિયન કે ઇરાની સત્તાની અભિવૃદ્ધિ જોડે બહુ નિકટ સંબંધ ધરાવે છે. ઘણાં વર્ષ સુધી બેક્ટ્રિયાના રાજા યુક્રેટાઇડિઝનો સમકાલિન પહેલો મિથ્રિડેટિસ ( ઇ. સ. પૂર્વે ૧૭૧ થી ૧૩૬ ) ઘણો બાહોશ રાજા હતો. તે પોતાના રાજ્યનો વિસ્તાર કરવામાં એવો તો સફળ થયો કે તેની સત્તાની અસર છેક સિંધુ સુધી અને કદાચ એની પૂર્વે આવેલા મુલક સુધી લાગવા માંડી. ઓરોસિયસ સ્પષ્ટ રીતે કહે છે કે ડેમીટ્રીઓસના સરદારની હાર તથા બેબીલોન પડયા પછી પહેલા મિથ્રિડેટિસે સિંધુ તથા ઝેલમ વચ્ચેના બધી પ્રજાઓનાં મુલકોને ખાલસા કરી પોતના રાજ્યમાં જોડી દીધા. ઓરોસિયસના એ સ્પષ્ટ કથનને ન માનવા કાંઈ સબળ કારણ નથી. પોતાની જાતને પાર્થિયન કે ફારસી રાજાના તાબેદાર તરીકે ન ગણતા હોત તો તેઓ ‘ સત્રપ ’ એવો શુદ્ધ ઇરાની ઇલ્કાબ ધારણ ન કરત. આજ અરસામાં પાર્થિયન વંશના રાજા દેખા દે છે, અને તે વંશના રાજાઓની લાંબી પરપરાથી પાર્થિયન રાજ્ય તથા હિંદની સરહદ પરના મુલક વચ્ચેના તે સમયના નિકટ સંબંધની ખાતરી થાય છે.

**મોઅસ**

આ હિંદી–પાર્થિયન રાજાઓમા સૌથી વહેલો મોઅસ થયો જણાય છે. ઇ. સ. પૂર્વે ૯૫ માં પશ્ચિમ પંજાબમાં પ્રબળ સત્તા જમાવી તેણે ‘મહારાજાધિરાજ’ પદ ધારણ કર્યું. એ પદ પહેલા કે બીજા મિથ્રિડેટિસે પહેલવહેલું ધારણ કર્યું જણાય છે. એના સિક્કા ઉપર જણાવેલા બંને રાજાઓના સિક્કાને તેમજ

ચોખ્ખી રીતે પાર્થિયન અને અર્સેકિસ થીઓમ એ નામથી ઓળખાતા સરહદ પરના સરદારના સિક્કાને મળતા છે તક્ષિલાના સુબાનો ઉપરી રાજા મોગ—આ હશે એવો નિર્ણય કરવામા આવ્યો છે સિક્કાપર એનુ નામ છઠ્ઠી વિભક્તિમા મૌઆઉ' એ રૂપમા જોવામા આવે છે

**હિંદુ-પાર્થિયન રાજા**

હિંદી-પાર્થિયન વંશોની વાત ખરૂ જોતા પાર્થિયન ગજ્યને તાબેના કેટલાક સરહદ પર આવેલા પ્રાંતોના ઇતિહાસની વાત હોવાથી પાર્થિયન ઇતિહાસનુ આપણુ જ્ઞાન હાલ છે તેના કરતા વધારે સપૂર્ણ હોય તો એ હિંદી-પાર્થિયન રાજાઓનો તેમના સમયની બીજી દુનીઆ સાથે કેવો સબધ હતો તે આપણે વધારે સારી રીતે જાણી શકીએ હિંદી પાર્થિયન ઇતિહાસની રૂપ-રેખા દોરવા માટેના ખરેખર મળી આવતા સાધન એટલા તો સ્વલ્પ છે કે તે ઉપરથી જેને માટે શકાને સ્થાન ન હોય એવી બાબતોની વ્યવસ્થિત વાર્તા લખવી અશક્ય છે એને માટેના સાધનોમા માત્ર સિક્કાઓની વિગતો ઉપરથી ઉપજાવી કાઢેલા અનુમાનોજ છે આમ હોવાથી તે વિષયની શોધખોળના પરિણામ મોટે ભાગે અનુમાનના જ પરિણામ હોય એ દેખીતુ છે આ સાવચેતીને વશવર્તી નીચેના ધ્યાનમા એ વિષયના ખાસ અભ્યાસને પરિણામે પ્રમાણો ઉપરથી ચોક્કસ કરેલી અથવા સભવિત જણાતી બાબતો હું જે રીતે સમજ્યો છુ તે રીતે આપી છે વાચનારે સમજી લેવુ કે એમા સૂચવેલી સાવચારીમા સુધારાને સ્થાન છે

**બે વંશો**

કેટલાક તાબાના સત્રપો ઉપરાંત એક એરેકોઝિયા અને સિસ્તાનમા અને બીજો તક્ષિલાનુ રાજ્ય અથવા પશ્ચિમ પંજાબમા એવી રીતે હિંદી-પાર્થિયન રાજાઓના બે મુખ્ય વંશ હતા એ સાદુ સત્ય એ વિષયના લેખકોએ નહિ સ્વીકારવાને

પરિણામે ઘણો ગુંચવાડો ઉભો થવા પામ્યો છે. મિથ્રિડેટિસ પહેલાએ આશરે ઇ. સ. પૂર્વે ૧૩૮ માં પાર્થિયાના રાજ્યમાં ખાલસા કરી જોડી દીધેલા તક્ષિલા રાજ્યનો આશરે ઇ. સ. પૂર્વે ૯૫ માં આપણે આગળ જોયું છે તેમ મોઅસ રાજા થયો. એ નવા જીતેલા પ્રાંતનો સીધો વહિવટ ટેસિફનની સરકારને હાથ થોડાં વર્ષ જ રહ્યો હશે એવો સંભવ છે. ઇ. સ. પૂર્વે ૧૩૦ થી ૧૨૦ સુધીમાં ભટકતી જાતો સાથેના ઝઘડામાં બીજા ફ્રેટીસ તથા આર્ટેબેનસે જીંદગી ખોઈ તે પ્રસંગમાં હિંદી સરહદનાં રાજ્ય જેવાં દૂર આવેલાં તાબાનાં રાજ્ય પરનો મધ્યસ્થ સરકારનો દાબ શિથિલ થઇ ગયો હશે; અને સંભવ છે કે આવી રીતે મળેલી તકનો લાભ લઈ મોઅસકે જે ઘણુંકરીને શક હશે તેણે પંજાબની ગાદી પર પોતાની સત્તા જમાવી અને તાત્વિક રીતે કદાચ તે સ્વતંત્ર નહિ હોય પણ વ્યવહારમાં તે તદ્દન સ્વતંત્ર જ બની રહ્યો.

**એરેકોઝિયામાં વોનોનીઝ વગેરે**

આ જ અરસામાં અથવા ત્યારપછી થોડાં વર્ષ બાદ વોનોનીઝ નામનો એક પાર્થિયન એરેકોઝિયા અને સિસ્તાનનો રાજા થયો. એ ટેસિફનના મોટા રાજાનો ખંડીઓ હતો એ બાબતમાં કાંઇ જ શંકા નથી. એ દેશોનું રાજ્ય તેણે તેના સગાઓએ પચીશ વર્ષની ટુંક મુદત સુધી કર્યું. એના વંશનો છેલ્લો એનો ભત્રીજો એઝીઝ હતો. વોનોનીઝના ભાઇ અને એના પિતા સ્પેલિરાઇઝિઝનો એ સુબો હતો.

**પહેલો એઝીઝ, એઝિલીઝિઝ અને બીજો એઝીઝ**

ભટકતી ટોળીઓના પ્રબળ આઘાતથી સખત ઇજા પામેલી પાર્થિયન સત્તા મહાન મિથ્રિડેટિસ બીજાના પ્રબળ અમલ નીચે પાછી પગભર થઈ (આશરે ઇ. સ. પૂર્વે ૧૨૩). એ મજબૂત રાજ્યકર્તાએ વોનોનીસ અને તેના કુટુંબીઓ વહિવટ કરતા હતા તે પ્રાંતોનો વહિવટ પોતાના હાથમાં લઈ

લીધો અને દુર્ગમ પંજાબની ઉપર પણ પોતાની સર્વોપરી સત્તા સ્થાપી ઍરેકોઝિયા અને સિસ્તાનના સુબા એઝીઝની તક્ષિલા ફેર-બદલી કરવામાં આવી આશરે ઇ સ પૂર્વે ૫૮ માં તે મોઅસના અનુગામી તરીકે આવ્યો અને મિથ્રિડેટિસના તાબાના રાજા તરીકે તેણે તે પ્રાન્ત પર રાજ્ય કર્યું પંજાબની ગાદી પર એઝીઝ પછી પ્રથમ તેનો પુત્ર એઝિલાઇઝિઝ અને તેની પછી તેનો પૌત્ર બીજો એઝિઝ આવ્યો પહેલો એઝીઝ ખરેખર બહુ બળવાન રાજા હતો અને તેણે ચાળીશ વર્ષ જેટલા દીર્ઘ સમયપર્યંત રાજ્ય કર્યું ખ્રીસ્તિસનની શરૂઆતમાં હિંદનો કોઈ ભાગ પાર્થિયન રાજ્યમાં આવેલો નહોતો અને તેના લાંબા અમલ દરમિયાન એઝીઝ પહેલો પોતાનું સ્વાતંત્ર્ય સ્થાપવામાં સફળ થયો હતો એ નહિ બનવા જેવી વાત નથી એઝિલીઝિઝ અને એઝીઝ બીજો એ બંનેનો અમલ આશરે ચાળીશ વર્ષ સુધી ચાલ્યો એઝીઝ બીજાના સમયમાં સત્રપ અશ્વવર્મી તથા ગ્રીઓનાઇઝીઝે તેમના ઉપરી રાજાને પંજાબના વહિવટમાં સહાય કરી હતી

**ગાંડોફેરીસનું રાજ્ય**

આશરે ઇ સ ૨૦ માં એઝીઝ બીજાની પછી ગોંડોફેરિસ ગાદીએ આવ્યો પાર્થિયન સત્તાથી સ્વતંત્ર રહી તે વિશાળ મુલકનો ધણી થયો તેણે સિંધ અને ઍરેકોઝિયા જીત્યા જણાય છે આશરે ઇ સ ૪૮ માં તે મરી ગયો ત્યારે તેના રાજ્યના ભાગ પડી ગયા પશ્ચિમ પંજાબ તેના ભાઈ અબ્ડાગાસીઝને ભાગે ગયું, અને ઍરેકોઝિયા અને સિંધ ઑર્થેગ્નીઝના અમલ નીચે ગયા એના પછી પેકોરીઝ ગાદીએ આવ્યો અબ્ડાગાસીઝનો અનુગામી કોણ હતો તે જણાયું નથી પહેલા સૈકાના મધ્યના અરસામાં પંજાબને કુશાન રાજા કુજલ-કાર-કડફિસિઝે ખાલસા કર્યો ઍરેકોઝિયા તથા સિંધની પંજાબ જેવી જ વલે થઈ

પણ ત્યારપછી કેટલાક સમય સુધી સિંધુના દોઆબોમાં નાના

**સિંધુના દોઆબના પાર્થિયન સરદારો**

પાર્થિયન રાજ્ય કેટલોક વધારે વખત ટક્યાં હશે. ઇ. સ. ૭૦ ના અરસામાં લખતાં "પેરિપ્લસ ઑફ ધી ઇરીથ્રેઇયન સી" ના લેખકે સિથિયા નામે વર્ણવેલી સિંધુના નીચલા પ્રદેશની ખીણ પાર્થિયન સરદારોની સત્તા નીચે હતી, અને તેઓ માંહોમાહેના ઝઘડાઓમાં નિરંતર રોકાયેલા રહેતા. તે સમયે સિંધુ નદીને સાત મુખ હતાં. પણ તેમાંનું વચલું જ માત્ર વહાણની આવજા થઈ શકે એવું હતું. મુસાફરોને બરબરિકોન નામથી જાણીતું થયેલું વેપારી બંદર એ શહેર પર હતું અને પાટનગર મીનાગર અંદરની બાજુ હતું. અરાડ સૈકામાં સિંધની નદીઓના માર્ગમાં થયેલા વિસ્તીર્ણ ફેરફારોને લીધે આ શહેરોના સ્થળનો નિર્ણય કરવાનો સંભવ ભાગ્યે જ રહે છે.

**ગોન્ડોફેરીસ અને સેંટ ટોમસ**

હિંદુ-પાર્થિયન રાજા ગોન્ડોફેરીસ ખાસ ધ્યાન ખેંચે છે, કારણ કે પાર્થિયન લોકોમાં ખ્રીસ્તિ ધર્મનો પ્રચાર કરનાર સેંટ ટોમસના નામ જોડે ઘણી પ્રાચીન ખ્રીસ્તિ ધર્મપ્રણાલીમાં તેનું નામ જોડાયેલું છે. સેંટ ટોમસને પ્રચાર કાર્ય માટે પાર્થિયન લોકો સુપ્રત કરવામાં આવ્યા હતા એ માન્યતા, ત્રીજા સૈકામાં મરણ પામેલા ઓરિગનના કાળ જેટલી જુની છે. ઓરિગનનાં લગભગ સમકાલીન 'એકટસ ઑફ સેંટ ટૉમસ' તેમજ ત્યાર પછીની પ્રણાલી કથામાં એ સંતનું નામ 'પાર્થિયન' કરતાં 'હિંદી' લોકો જોડે વધારે સાધારણ રીતે જોડવામા આવે છે, પણ 'હિંદ' અને 'હિંદી' એ શબ્દોના અર્થ તે પ્રાચીન સમયમાં એવા તો અનિશ્ચિત હતા કે તેમના વપરાશને અંગે ઉભી થતી વિષમતા બહુ મોટી નથી. ચોખ્ખી રીતે એ પ્રણાલી કથાનું જુનામાં જુનું સ્વરૂપ વધારે માનવા જેવું છે, અને સેંટ ટોમસને તેના પ્રચાર કાર્ય માટે પાર્થિયા સુપ્રત કરવામાં આવ્યો હતો એવું ઓરિગન

તરફથી ઉતરી આવેલું કથન ન માનવાને કાંઈ દેખીતું કારણ નથી.

**પ્રણાલી કથા**

સંત ટોમસને રાજા ગોંડોફેરીસ જોડે જોડતી પ્રણાલી કથા 'એક્ટસ ઑફ સેંટ ટોમસ' નામના મૂળ સીરિયન ભાષામાં લખાયેલા પુસ્તકમાં પહેલી જ વાર જોવામાં આવે છે એ લાંબી વાર્તાનો સાર નીચે મુજબ સંક્ષેપમાં આપી શકાય એમ છે –

'બાર પ્રચારકોએ દુનિયાના બધા દેશો ચીઠ્ઠી નાંખી વહેંચી લીધા ત્યારે હિંદ 'ટોમસ' એવી અટકવાળા જુડાસ કે જોડકાને ભાગ ગયું, પણ તેણે પોતાના પ્રચારક્ષેત્રમાં જવા કનમનીઆં કરવા માંડયાં એવામાં દક્ષિણ દેશમાં હબાન નામનો એક હિંદી વેપારી આવ્યો તેના સ્વામી, હિંદના રાજા ગુડાફરે તેને રાજાને લાયક મહેલ બાંધી શકે એવા કુશળ કારીગરને લઇ આવવાનું કામ સોંપ્યું હતું આ પ્રચારકની પૂર્વના દેશમાં જવાની નાખુશી દૂર કરવા માટે પ્રભુએ પેલા વેપારીને દર્શન દીધું અને વીશ ચાંદીના સિક્કા માટે તેને પેલો પ્રચારક વેચાતો આપ્યો અને રાજા ગુડાફરની ચાકરી કરવા તથા તેને માટે મહેલ બાંધી આપવાની તેને આજ્ઞા કરી

પોતાના પ્રભુની આજ્ઞા માની બીજે દહાડે સેંટ ટોમસ પેલા વેપારી હબાન જોડે વહાણમાં ચાલી નીકળ્યો સફર દરમિયાન તેણે પોતાના સાથીને પોતાની બાંધકામની આવડતની તેમ જ લાકડાં તથા પથ્થરમાં બધી જાતના કામ કરવાની કુશળતાની ખાતરી આપી, અનુકૂળ પવનની મદદથી તેમનું વહાણ જલદીથી સદુક બંદરે પહોંચી ગયું ત્યાં ઉતરીને આ મુસાફરીઓએ રાજાની કુંવરીના લગ્નસમારંભમાં ભાગ લીધો, અને પોતાને મળેલી તકનો એવો તો સારો ઉપયોગ કર્યો કે વર તથા વધુ બંનેએ એ નવો ધર્મ સ્વીકાર્યો ત્યાંથી સાધુ તથા વેપારીએ પોતાની સફર પાછી ચાલુ કરી અને હિંદના રાજા ગુડાફરના દરબારમાં પહોંચી ગયા સેંટ ટોમસે રાજાને છ માસમાં મહેલ બાંધી આપવાનું વચન આપ્યું, પણ તે કામ માટે આપેલા નાણાંનો

ઉપયોગ દાનો આપવામાં કર્યો. તેની પાસે હિસાબ માગવામાં આવ્યો, ત્યારે તેણે સમજૂતિ આપી કે તે પોતે રાજા માટે સ્વર્ગમાં મહેલ બાધી રહેલ છે, એ મહેલ કાંઇ મનુષ્યના હાથથી બંધાતો નથી. તેણે એવાં તો છટા તથા ભાવ ભરી રીતે ઉપદેશ કર્યો કે રાજા તથા તેનો ભાઈ ગેડ તેમ જ તેની પ્રજાનાં ટોળેટોળાંએ એ સંતે ઉપદેશેલો ધર્મ સ્વીકાર્યો. એ પવિત્ર પ્રચારકે ઘણાં આશ્ચર્યનાં કામો કરી બતાવ્યાં.

**સેંટ ટોમસની શહીદી**

થોડા સમય પછી ત્યાં મજદાઈના રાજાનો સરદાર સિફુર આવ્યો અને પોતાની જોડે આવી પોતાની પત્ની તથા પુત્રીનો રોગ મટાડવાની તે સાધુને વિનતિ કરી. સેંટ ટોમસે તેની પ્રાર્થના સાંભળી અને રથમા બેસી સિફુરની સાથે મજદાઇના રાજાના શહેરમાં ગયા. રાજા ગુંડાફરના દેશમાં પોતે ખ્રીસ્તિ ધર્મમાં આણેલા લોકોને તેણે ડીકનઝેન્ટિપોસની સંભાળ નીચે મૂક્યા. પોતાની રાણી ટર્શિયા તથા મીગ્ડોનીઆ નામની એક ઉમદા કુલની બાઇને સેંટ ટોમસે પોતાના ધર્મની દીક્ષા આપી ત્યારે મજદાઇનો રાજા ક્રોધે ભરાયો અને તેણે તે સંતને દેહાંતદંડની સજા કરી. ગામની બહાર એક પર્વત પર ચાર સિપાઇઓએ ભાલાથી વીંધી નાંખી તેનો વધ કર્યો. જુના રાજાઓના કબરસ્તાનમાં તે પ્રચારકના શરીરને દાટવામાં આવ્યું પણ તેના ચેલા છાનામાના તેનાં હાડને પશ્ચિમ તરફ લઈ ગયા.

**ઉપલી પ્રણાલી કથાની ચર્ચા**

સાતમા સૈકા પછીના લેખકો એ પ્રચારક ક્યાં શહીદ થયો તે જાણવાનો દાવો કરે છે અને તે સ્થાનને કલમિન, કલમિત, કરમેન, વગેરે વિવિધ નામો આપે છે. એ શહેર કયું તે નિર્ણય કરવાના વ્યર્થ પ્રયાસ પાછળ બહુ મગજમારી કરવામા આવી છે. પણ એ કથાના જુના પાઠમાં એ સાધુની શહીદીના સ્થાનનું નામ આપવામાં આવેલું નથી એટલે કલમિનને

પર્ગીઓના મુલકમાનું શહેર ગણવું જોઇએ નકશાપર તેના સ્થાનનો નિર્ણય કરવાના યત્નો બધા નકામા છે જુદા જુદા પાઠમા સદરહ, એન્ડ્રૂપોલસ વગેરે વિવિધ નામે ઓળખાતા બંદરના સ્થાનનિર્ણયના યત્નોને પણ ઉપલી જ ટીકા લાગુ પડે છે એ બધી કથા જ પુરાણ-કથા અને તેની અંદર સમાતી ભૂગોળ પણ તે કથાના જેવી જ કલ્પિત લાગે છે ગોડોફેરિસ નામનો એક ખરેખરો હિંદી રાજા થઈ ગયો તથા તેના મરણ પછી પણ લોકો તેને યાદ કરતા હતા તથા હિંદીઓમા અને ઓરિગનના મત પ્રમાણે પાર્થિયનમા પ્રચાર કરવા માટે મોકલેના પ્રચારક મંડળ સાથે તેનું નામ લોકકથામા જોડાયેલું છે એ કારણે હિંદના ઇતિહાસકારને એ વાતમા કંઇક રસ છે ગોડો-ફેરિસ, એ નામનો પાર્થિયન રાજા હતો, પણ પોતાના દેશમા ખ્રીસ્તિ ધર્મ દાખલ કરવા જેવી કોઇ બાબતને અભાવે, સમગ્ર દુનીઆની જાણમા આવે એવો મહાન કે સમર્થ તે હતો નહિ, એ ઉપરથી એટલું તો માની શકાય કે તેના રાજ્યમા હિંદની વાયવ્ય - સરહદ પરના હિંદી-પાર્થિયન રાજ્યમા કોઇ ખ્રીસ્તિ પ્રચારક મંડળ જરૂર આવેલું હોવું જોઇએ સંત ટોમસ એ પ્રચારક મંડળનો મુખી હોય કે ન હોય સિક્કા અને શિલાલેખો ઉપરથી થતો ગોડોફેરિસના સમયનો નિર્ણય તથા સંત ટોમસ અને એ રાજાને સમકાલીન બનાવતી પ્રણાલી કથા વચ્ચે કાંઇ વિરોધ ભાસતો નથી બીજા હાથપર એ ધ્યાનમા રાખ-વાની જરૂર છે કે ગોડોફેરિસ જે મુલકપર રાજ્ય કરતો હતો તેમા ત્યારબાદ ખ્રીસ્તિ કોમની હયાતિનું કાંઇ નિશાન નથી, વળી સંત ટોમસ મદ્રાસ પાસેના સંત ટોમસના પહાડ પર શહીદ થયો એ વાતમા કાંઇ પણ સચ્ચાઈ હોય તો સરહદાઇના રાજ્યમા તેની શહીદી થઇ હોવાનો સંભવ નથી ઘણા વિચારને અંતે મારો હવે એવો મત થાય છે કે ગોડોફેરિસના મુલકમા સેંટ ટોમસે જાતે પ્રચારકાર્ય કર્યું તથા શહીદ થયા એ વાત સ્વીકારવા જેવી નથી પણ સંત ટોમસની ક્રિયા જોડે પ્રણાલી સંબંધ ધરાવનાર કોઇ ખ્રિસ્તી પ્રચારક મંડળ સરહદ પરના

હિંદી-પાર્થિયન રાજ્યમાં આવ્યું જ ન હોય તો એ વાતમાં ગોંડોફેરિસનું અજાણ્યું નામ આવ્યું ક્યાંથી તે સમજી શકાતું નથી. સેંટ ટોમસ જાતે એ હિંદી-પાર્થિયન મુલકમાં ગયા હતા એમ માનવાનું કોઇ પસંદ કરે તો તેની તેવી માન્યતા ગેરવ્યાજબી અથવા તદ્દન બિનપાયાદાર ન ગણી શકાય. બિશપ મેડલીકોટ કહે છે તેમ સંત ટોમસ પ્રથમ હિંદી-પાર્થિયન મુલકમાં ગયા હોય અને ત્યાંથી તેણે દક્ષિણ હિંદમાં મુસાફરી કરી હોય.

**સેંટ ટોમસે હિંદમાં કરેલું કહેવાતું પ્રચારકાર્ય**

સાન ટોમને નામે પોર્તુગીઝોમાં આદરનું સ્થાન થઈ પડેલા મદ્રાસ પાસેના મૈલાપુરના સ્થાન જોડેનો તથા દક્ષિણ હિંદ જોડેનો એ સંતનો કહેવાતો સંબંધ આ સ્થળે વિચારવો સગવડભર્યો થશે. પશ્ચિમ અથવા મલબાર કિનારા પરના 'સંત થૌમસના ખ્રીસ્તિ'-ઓની પ્રણાલી-કથા જાહેર કરે છે કે ઇ. સ. ૫૨મા સોકોટ્રાથી આવતાં એ સાધુએ મલબાર કિનારા પર ક્રેન્ગેનોર (પેરિપ્લસ અને પ્લિનીના મુઝિરિસ) નામના સ્થળે ઉતર્યો અને તે પ્રાંતમાં તેણે સાત ખ્રીસ્તિ મથકોના પાયા નાંખ્યા. પછી તે મલબાર અથવા કોરોમાંડલ કિનારા તરફ ગયો અને મૈલાપુર નજીક તે શહીદ થયો. પાછળથી થયેલા જુલમને પરિણામે કોરોમાંડલ કિનારાપરના ખ્રીસ્તિઓની જડ ઉખડી ગઈ. ઘણા ગહન પાંડિત્યથી ભરેલા એક પુસ્તકમાં બિશપ મેડલીકોટે એ પ્રણાલીકથા ઇતિહાસની દૃષ્ટિએ ખરી છે એમ સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે. મારા મત મુજબ એ યત્ન પુરો સફળ થયો નથી. બીજી બાજુ ડૉ. જે એચ. ઓગિલ્વી માત્ર નીચેના નિર્ણયને જ સલામત માને છેઃ—

'હિંદમાં સંત ટોમસે ક્રાઇસ્ટના બોધવચનોનો ઉપદેશ કર્યો એ તો નક્કી વાત છે. તેણે પંજાબમાં રાજા ગોંડોફેરિસના મુલકમાં પ્રચારની મહેનત કરી એ ઘણીજ બનવા જેવી વાત છેઃ પાછળથી

દક્ષિણ હિંદ તેની મહેનતનું ક્ષેત્ર અને તેની શહીદીનું સ્થાન બન્યું એ પ્રણાલીકથા સિદ્ધ થઈ નથી અને સંભવિતતાની મર્યાદામાં હોવા છતાં હાલના સંજોગોમાં તો સિદ્ધ ન થઈ શકે એવી છે' મૈલાપુરની શહીદીની એ કથા, 'એડેસા'ની કથા પેઠે તદ્દન કલ્પિત કથા હોય અને 'એડેસા'ની એ કથાને મૈલાપુરના ખ્રીસ્તિઓએ પોતાના દેશને લાગુ પાડી હોય, મઝડાઇના દેશમાં કે મૈલાપુર પાસે થઈ કહેવાતી એ સંતની શહીદીનો ઐતિહાસિક બનાવ તરીકે ખાતરીથી અસ્વીકાર કરી શકાય એમ છે, પણ એટલું તો કબુલ કરવું જ જોઇએ કે દક્ષિણ હિંદની એ સંતની જાતની મુલાકાત એ સમયના સંજોગોમાં સહેલથી બને એવો બનાવ હતો અને તે સોકોત્રા થઈ હિંદમાં આવ્યો એ પ્રણાલીપ્રાપ્ત માન્યતામાં કાંઇ ન માનવા જેવું નથી સોકોત્રામાં એક પ્રાચીન ખ્રીસ્તિ વસાહત હતી એ તો નિર્વિવાદ વાત છે એ સંત જાતે હિંદમાં આવ્યો હતો કે નહિ એ બીના ખરી કે ખોટી સાબીત કરી શકાય એમ નથી મારી એટલી તો ખાતરી થઈ છે કે દક્ષિણ હિંદનો ખ્રીસ્તિ સંઘ, સંત ટામસે જાતે તેને સ્થાપ્યો હોય કે નહિ તોપણ ઘણો પ્રાચીન છે અને સંભવિતતાના ઘણા અંશ સાથે ત્રીજા સૈકા સુધી તેના ઇતિહાસ આપણે અનુસરી શકીએ છીએ પાંચમા કે છઠ્ઠા સૈકામાં ટાઇગ્રિસને કિનારેથી આવેલા પ્રચારકોએ એ ખ્રીસ્તિસંઘો સ્થાપ્યા એમ કહેવામાં મી મીલ્નેસએ પોતાની અશ્રદ્ધાને યોગ્ય મર્યાદાની પાર લઈ જાય છે

**પાછળના હિંદુ-ગ્રીક રાજા**

ભટકતી જાતો અને પાર્થિયનોની ચડાઇની શરૂઆતથી લગભગ એ સૈકાના સમય સુધી કાબુલ અને સ્વાત નદીની ખીણનો તેમજ પેશાવરની આસપાસના અને તેની ઉત્તરે તથા વાયવ્યે આવેલા હિંદની સરહદના ઉત્તરના પ્રદેશો અને પૂર્વ પંજાબ સ્થાનિક ગ્રીક રાજાઓની સત્તા નીચે રહ્યા એ રાજાઓમાં કોઇ તદ્દન સ્વતંત્ર તો કોઇ કોઇ પાર્થિયન

ઉપરી રાજાને તાબે હશે, પણ તેમ છતાં તેઓ ચાંદી અને કાંસાના સિક્કા પાડવાનો ખાસ હક્ક ધરાવતા હતા એ વાત તો નક્કી જ છે.

**ઈ. સ. ૨૦; હર્મેઓસ અને કડફિસિઝ પહેલો**

આ હિંદુ-ગ્રીક રાજાઓમાં છેલ્લો હર્મેઓસ હતો. વિસ્તાર પામતા યુચી મહારાજ્યમાં સાહસિક કુશન અથવા યુચી રાજા પહેલા કડફિસિઝે કાબુલ પ્રાંત ઉમેર્યો તે અરસામાં આશરે ઈ. સ. ૨૦ માં હર્મેઓસ તેને તાબે થયો. એ યુચી સરદારે શરૂઆતમાં તો પોતાના અને ગ્રીક રાજાના ભેગા નામથી સિક્કા પાડયા. તેની આગલી બાજુએ હર્મેઓસનું ચિત્ર અને ગ્રીક અક્ષરોમાં તેના ઇલ્કાબો હતા. થોડા સમય પછી તે પરિચિત ચિત્ર રાખીને તેણે નીચેના અક્ષરમાં પોતાના નામ અને ઇલ્કાબ દાખલ કર્યાં. આની પછી હર્મેઓસના ચિત્રને બદલે તેણે ઓગસ્ટસનું મુખચિત્ર રાખ્યું. આમ કરી તેણે એ સમ્રાટના દિન-પર દિન વધતા જતા યશને માન આપ્યું. એ રોમન સમ્રાટે એક પણ ઘા માર્યા શિવાય, માત્ર રોમન નામના ધાકથી જ તેના સમય પહેલાં તેત્રીશ વર્ષ અગાઉ પાર્થિયનોને હાથ ગયેલાં ક્રેસસનાં નિશાન પાછાં આપવાની પાર્થિયનોને ફરજ પાડી.

પહેલા કડફિસિઝના જે સિક્કામા રાજાનું મુખચિત્ર તદ્દન કાઢી નાંખી આગલી બાજુ નંદી તથા પાછલી બાજુ બેક્ટ્રિયન ઉંટ હોય છે તે આ ઉપર વર્ણવેલા સિક્કા કરતાં પછીના છે. એ ચિત્રો ભટકતી ટોળીઓને હાથે થયેલી હિંદની જીતની સારી સૂચક સંજ્ઞા છે.

**સિક્કાઓરૂપી નોંધનો અર્થ**

આમ સિક્કાઓની નોધ તે સમયના રાજકીય ઇતિહાસનો સ્પષ્ટ રીતે વંચાય એવો સાર રજુ કરે છે, અને મધ્ય એશિયાના વિશાળ મેદાનોમાંથી આવતાં ટોળાઓના પાછા ઠેલી ન શકાય એવા ધસારાથી ગ્રીક

સત્તાની છેલ્લી ચોકીઓ કેવી રીતે ઉડી ગઈ તે વાત સક્ષેપમા કહી બતાવે છે

**ગ્રીસ અને હિંદનો સંસર્ગ**

હાલની યુરોપીય સભ્યતા ગ્રીસની મહાન ઋણી છે એવા પાકા ખ્યાલમા ઉછરેલો રહેલો યુરોપીય ઇતિહાસકાર હિંદમાથી ઉડી ગયેલી ગ્રીક સત્તાની ઘોર પાસે ઉભો રહે છે ત્યારે ગ્રીસ તથા હિંદના સંસર્ગનું પરિણામ શું આવ્યુ એવો પ્રશ્ન તેને માટે અનિવાર્ય જ છે મોટા લશ્કરો જેના ધસારા આગળ છોડા પેઠે ઉડી જતા હતા એવા ઘોડેસ્વાર લશ્કરના પ્રતાપી સરદાર તરીકે હિંદ મહાન સિકંદરને પીછાનતુ હતુ કે જાણે કે અજાણે પાશ્ચાત્ય સભ્યતાના પ્રથમ પ્રચારક અને આદર્શ સંસ્થાના જનકરૂપે તેને જાણતુ ? પંજાબમા ઘણા સમય સુધી ટકી રહેલો ગ્રીક અમલ સિક્કાઓ સિવાય પોતાની હયાતિની કોઈ પણ નિશાની મૂક્યા વગર સંસ્કારહીન જંગલીઓના ટોળાના ધસારા આગળ અલોપ થઇ ગયો કે હિંદ સમાજના પ્રાચીન પટ પર તેણે કાંઇક ગ્રીક છાપો પાડી હતી ?

**નીઝનો મત**

ઉપર આપેલા સવાલોના ઘણા પરસ્પર ભિન્ન અને વિરોધી જવાબ આપવામા આવ્યા છે, પણ હિંદ પર સિકંદરની ચઢાઈ તથા તેના વાયવ્ય ખૂણાના હિંદી-ગ્રીક રાજ્યોની હિંદી સમાજ પર ગ્રીક સભ્યતાની છાપ પાડતા પ્રભાવને અયોગ્ય મહત્વ આપવાની વૃત્તિ યુરોપીય વિદ્વાનોમા ઘણી સામાન્ય છે એ તો નિર્વિવાદ વાત છે 'ગ્રીસ'ના આવા પ્રભાવમા અત્યત શ્રદ્ધા દર્શાવનાર મત દર્શનીઝનો છે તેની તો એવી ખાતરી થયેલી છે કે સિકંદરની ચઢાઈ પછીથી થયેલી હિંદની તમામ અભિવૃદ્ધિ આડકતરી રીતે તે ચઢાઇને જ આભારી છે અને ચદ્રગુપ્ત મૌર્યે સેલ્યુકસ નિકેટરનુ આધિપત્ય સ્વીકારેલુ હતું આવા ખ્યાલ આપણી પાસે પડેલા પુરાવાના

એટલા ચોખ્ખી રીતે વિરોધી છે કે તેના રદીઓ આપવાની જરૂર આપણને ભાગ્યે જ જણાય; છતાં ઘણા નામાંકિત અંગ્રેજ લેખકોએ તેમને કેટલેક અંશે સ્વીકાર્યા છે. તેઓ એમ માને છે કે યુરોપ તથા એશિયાના ઘણા ભાગોની માફક હિંદ પણ 'ગ્રીક ભાવનાઓ'ની પ્રબળ અસરને વશ થયું હશે.

**સિકંદરનો હિંદ પર નહિ જેવો પ્રભાવ**

આમ હોવાથી સિકંદરની ચઢાઈથી માંડી ઇ. સ.ના પહેલા સૈકામાં કુશન અથવા હિંદી શક જીત સુધીનાં લગભગ ચાર સૈકા જેટલા સમયાંતરમાં હિંદ પર ગ્રીક સભ્યતાની છાપ કેટલી પડી તેનો નિષ્પક્ષપાત રીતે અને મતાગ્રહ વગર વિચાર કરવો યોગ્ય છે. સિકંદરે હિંદમાં જે જે કાંઈ કર્યું તેથી હિંદ ગ્રીક ભાવનાપ્રધાન થયું નહોતું એવો મત તે હિંદમાંથી પાછો હટ્યો તે બીના વર્ણવતા પ્રકરણમાં દર્શાવવામાં આવી છે; પણ ચારસો વર્ષના સમયાંતર દરમિયાન હિંદની સભ્યતા પર ગ્રીક સભ્યતાની શી અસર થઈ એ વધારે સામાન્ય પ્રશ્નના સંબંધમાં તેની આગળ પડતી બાબતોનું પુનઃ સ્મરણ કરાવવું સલાહભર્યું છે. આ બાબતનો ખરો નિર્ણય કરવા માટે સાલવારી યાદ રાખવાની જરૂર છે. સિકંદર હિંદમાં ફક્ત ઓગણીશ મહિના જ રહ્યો. તેની યોજના ઘણી સર્વગ્રાહી હશે તોપણ નિરંતર ચાલતાં યુદ્ધોની ધમાલવાળા એ ઓગણીશ માસમાં હિંદી સમાજ તથા રાજ્યતંત્ર પર કાંઈ ભારે અસર થાય એવું અથવા ગ્રીક સંસ્થાઓને ચોક્કસ અને ચિરસ્થાયી પાયા પર મૂકાય એવું કાંઈ એ કરી શક્યો હોય એ માનવું દેખીતું જ અસંભવિત છે. ખરી વાત તો એ છે કે તેણે એવું કાંઈ કર્યું જ નહોતું; અને તેના મરણ પછી એ વર્ષમાં જ સિંધુ નદીની ખીણમાં યુડીમોસની સરદારી નીચેની કેટલીક નાની પલટણો સિવાય ગ્રીક અમલનું આખું તંત્ર તદ્દન જ ઉડી ગયું. ઇ. સ. પૂર્વે ૩૧૬ ના વર્ષ પછી એનું કાંઈ જ નિશાન રહ્યું નહિ. સિંધુ નદીના મુખ તરફની

મુસાફરીની શરૂઆતમા સિકંદરે દગવેલા મીહાના પહાડોના પ્રદેશના રાજા સૌભૂતિએ ગ્રીક નમૂનાની નકલ કરી સિક્કા પાડયા તે સિવાય હિંદ પર સિકંદરની સીધી અસરનુ બીજુ કાઇ પણ નિશાન મળતુ નથી

**સેલ્યુકસ નિકેટરની નિષ્ફળતા**

સિકંદરના મરણ પછી વીશ વર્ષે, સેલ્યુકસ નિકેટરે સિંધુની પૂર્વે આવેલા સિકંદરે છતેલા મુલક પાછા મેળવવાનો પ્રયત્ન કર્યો તેમા તે નિષ્ફળ થયો એટલુજ નહિ પણ સિકંદરે અલ્પ કાળ માટે રોકેલો મુલક અને તે ઉપરાત સિંધુ નદીની પશ્ચિમે આવેલા એશિઆના પ્રાતનો ઘણો મોટો ભાગ ચંદ્રગુપ્ત મૌર્યને આપી દેવાની તેને ફરજ પડી સેલ્યુકસના એલચી મેગાસ્થનીસે ઘણી સારી રીતે વર્ણવેલો હિંદી-સમાજ હિંદી ઘાટીનો હતો તેમા કેટલીક બાબતો ઇરાનમાથી લેવામા આવી હતી પણ ગ્રીસમાથી તો કાઇ બાબત લેવામા આવી નહોતી હિંદની અભિવૃદ્ધિનો સિકંદરની સસ્થાઓ પર કોઇપણ જાતનો આધાર છે એમ જાહેર કરવા માટે ખરી બીનાનો કાંઇ પણ સંગીન પાયો નથી

**મૌર્ય રાજ્ય**

સિકંદરના મરણ પછી ૮૦ કે ૯૦ વર્ષ સુધી મૌર્ય સમ્રાટોના મજબૂત હાથે કોઇપણ પરદેશીના આક્રમણ સામે હિંદનુ રક્ષણ કર્યું અને તે સમ્રાટો તેમના પડોશી ગ્રીક સમ્રાટો સાથે મમોવટીઆનો સબધ રાખતા હતા એન્ટિઓકસ અને ટોલેમી પાસેથી ગ્રીક ફ્યાસો લેવાને બદલે તેમને બૌદ્ધ સપ્રદાયના ઉપદેશનો લાભ આપવા માટે અશોક વધારે આતુર હતો મૌર્ય સમય દરમિયાન હિંદના પ્રતિમા વિધાન તથા ચિત્રકળા એ સિકંદરના ગ્રીક નમૂનાઓ-માથી કાઇક પ્રેરણા મેળવી એ બીના ખરી હોય એમ જણાય છે પણ એ અસર તો હિંદી સભ્યતાની કોર ઉપર જ થઇ હતી

હિંદુ સંસ્થાઓની ઘટનાને કોઇ મુદ્દાની વાતમાં પલટવા તે તદ્દન અશક્ત નિવડી હતી.

**મહાન એન્ટિઓકસની ચઢાઇ**

સેલ્યુકસ નિકેટરની હાર પછી લગભગ સો વર્ષ સુધી કોઇ ગ્રીક સમ્રાટે હિંદ પર ચઢાઈ કરવાની હિંમત ન કરી. પછી ઇ. સ. પૂર્વે ૨૦૬માં મહાન એન્ટિઓકસ હાલ અફ્ગાનિસ્તાનને નામે ઓળખાતા મુલકના પહાડોમાંથી કુચ કરી ચઢી આવ્યો અને એક સ્થાનિક રાજા પાસે લઢાઇના દંડ તરીકે હાથી તથા રોકડ નાણું લઇ કંદહાર અને સિસ્તાન રસ્તે પોતાને મુલક પાછો ફર્યો. આવી ટુંક મુદતીઆ ઝુંબેસથી હિંદની સંસ્થાઓ પર ભાગ્યે જ નજરે ચઢે એવી અસર થાય. સિંધુ નદીની પૂર્વે આવેલાં હિંદના ઘણાં રાજ્યોને તો એ ચઢાઇની ખબર સુદ્ધાં પડી નહોતી.

**ત્યાર પછીની ગ્રીક ચઢાઇઓ**

આ સમય પછી ઇ. સ. પૂર્વે ૧૯૦ થી ઇ. સ. પૂર્વે ૧૫૪ સુધીનાં લગભગ અર્ધી સદીના સમયાંતરમાં વધારે ઓછે અંતરે ડેમેટ્રિઓસ, યુક્રેટાઇડિસ, અને મીનેન્ડરે ચઢાઇઓ કરી. એન્ટિઓકસ કરતા એ સરદારો હિંદમા વધારે દૂર સુધી ઘૂસી ગયા હતા. પણ એ બધી માત્ર ટુંક મુદતીઆ ધાડો જ ગણી શકાય. હિંદની પ્રાચીન અને જડ ઘાલી બેઠેલી સભ્યતા પર તેની ગંભીર અસર થવાનો સંભવ જ નહોતો. એ ધ્યાનમાં રાખવા જેવું છે કે એક હિંદુ ખગોળવેત્તાને હાથે રચાયેલા કહેવાતા એક પુસ્તકમાં ગ્રીકોને 'દુષ્ટ વિક્રાંત યવનો' તરીકે વર્ણવેલા છે. સિકંદર તથા મીનેન્ડરને હિંદવાસીઓએ બળવાન પરાક્રમી સરદારો તરીકે ઓળખેલા છે; શિષ્ટતાના પ્રચારકો તરીકે નહિ. તેઓ તેમને અસંસ્કારી—જંગલી લોકો લેખતા. તેમનાથી તેઓ

બીતા હતા એ ખરૂ પણ તેમને અનુકરણ કરવા યોગ્ય નહોતા માનતા, એ નિશક વાત છે

પૂર્વે પશ્ચિમ પાસે કાઇ શીખી લેવાની હોશ ભાગ્યે જ દેખાડી છે, અને નાટક તથા બહાર ઉપસેલા નકશી કામ જેવી બાબતોમા તેમણે યુરોપીય ગુરૂઓના ખ્યાલો લેવાની પરવા કરેલી છે, ત્યારે એવી રીતે બહારથી લીધેલી વસ્તુઓને તેમણે એવો તો દેશી લીબાસ પહેરાવી દીધો છે કે ઘણા ઝીણા અને વિદ્વાન ચર્ચાકારો પણ ભાર મૂકીને એ હિંદુ નકલકારોની કૃતિઓને નવી તરીકે જ જાહેર કરે

**પંજાબમા ગ્રીક વસાહત**

ઇ સ પૂ ૧૯૦ થી ઇ સ ૨૦ મા કુશનોએ હર્મેઓસની સત્તાનો ધ્વસ કર્યો ત્યા સુધીના બે સદી કરતા વધારે લાબા સમયમા આખો પજાબ અથવા તેનો ઘણો મોટો ભાગ તેમજ તેની પડોશના મુલક વધારે ઓછા ગ્રીક અમલ નીચે રહ્યા આમ હોવાથી એ મુલકોમા ગ્રીક પ્રભાવ પડયાના ચોખ્ખા નિશાન જોવાની આશા આપણે રાખી શકીએ પણ ત્યા પણ ગ્રીક અમલના ચિહ્ન અચબો ઉપજાવે એટલા થોડા અને નજીવા છે ડેમેટ્રિઓસ અને યુક્રેટાઇડિસના સમયથી બે ભાષા ધારણ કરતા થનાર અને તે પહેલા આગલી બાજુએ ગ્રીક લખાણવાળા ગ્રીક ઘાટીના સિક્કાઓ સિવાય, લાબા સમય સુધી ટકી રહેલા એ પરદેશી રાજ્યનુ બીજુ કાઈ પણ નિશાન ભાગ્યેજ આપી શકાય એમ છે એ સિક્કાઓથી એટલુ તો સારી રીતે સાબીત થાય છે કે હિંદના મોખરા પરના રાજ્યોના દરબારમા કેટલેક અંશે ગ્રીક ભાષા વપરાતી હતી, પણ પાછલી બાજુએ દેશી લખાણ દાખલ કરેલુ હોવાથી એમ સિદ્ધ થાય છે કે એ ગ્રીક ભાષા લોક સમસ્ત સમજતા નહોતા. એ ભાષામા લખાયેલા કાઈ લેખ હજુ સુધી મળ્યા નથી અને હિંદના લેખોની નોધમા ગ્રીક નામો નહિ જેવા જ મળી આવે છે

**ગ્રીક સ્થાપત્યનો અભાવ**

ગ્રીક નમુના અને રસિકતાની અસરનાં ચિહ્ન લલિતકળાના ક્ષેત્રમાં જોવામાં આવે છે, અને હિંદી, ઇરાની અને ગ્રીક તત્વોનાં સુસંયોગથી મૌર્ય સ્થાપત્યે ઘણું ઉંચું પદ પ્રાપ્ત કર્યું હતું. ગ્રીક યોજનાને અનુસરી કોઇ મકાન બાંધવામાં આવ્યાં હોય તો દેખીતી રીતે તે માત્ર ગાંધારમાં જ હતા. ઇ. સ. ૮૦ ની સાલના અરસામાં ગ્રીક થાંભલાઓવાળું એક મંદિર તક્ષિલામાં મળી આવ્યું છે; પણ તે અર્ધું પરદેશી છે અને કોઇપણ રીતે તે ખાસ હિંદી કેંદ્ર નથી. એ મકાનની યોજના ગ્રીક નથી અને પરદેશી ઘાટના એના થાંભલા માત્ર ઉપર લીધેલા શણગાર જેવા છે. હિંદી–ગ્રીક સ્થાપત્યના વહેલામાં વહેલા હાથ આવેલા નમુના પણ એઝીઝના અમલના એટલે એ જ સમયના છે. એમાંનો એક પણ નમુનો ડેમી-ટ્રિઓસ, યુક્રેટાઇડિઝ અને મીનેન્ડરના સમયનો નથી તો પછી સિકંદરના સમયના સ્થાપત્યના નમુનાની તો વાત જ શી કરવી? પેશાવરની આસપાસના ગંધાર નામથી ઓળખાતા પ્રદેશની મશહુર સ્થાપત્ય કૃતિઓ ઘણી પાછળની છે અને ગ્રીક તથા રોમન કળાના ખીચડાની સંતતિ રૂપ છે.

**ઉપસંહાર**

આ બધી વાતનો સારાંશ એટલો જ છે કે સિકંદર, મહાન એન્ટિઓકસ, ડેમીટ્રિઓસ, યુક્રેટાઇડિસ અને મીનેન્ડરની ચઢાઇઓ, તે ચઢાઈ કરનારાઓની ગમે તે ધારણા હોય તો પણ, માત્ર હથિયારબંધી ચઢાઇઓ જ હતી અને તેનાથી હિંદી સંસ્થાઓ પર કાંઈ જ દેખાય એવો પ્રભાવ ન પડયો. પંજાબ તથા તેની આસપાસના પ્રદેશમાં લાંબા સમય સુધી ગ્રીક રાજાઓનાં અમલ અને વસવાટ રહ્યાં છતાં તેથી તે પ્રદેશ પર ગ્રીસનો પ્રભાવ પાડવાની બાબતમાં નહિ જેવી જ અસર થઇ હતી. ગ્રીક રાજકીય સંસ્થાઓનો તેમજ તેના સ્થાપત્યનો સામાન્ય રીતે અસ્વીકાર કરવામાં

આવ્યો હતો, પણ શણગારની કળાના વિષયમાં ગ્રીક નમૂનાનો કાંઈક અંશે સ્વીકાર કરવામાં આવ્યો હતો અને રાજાઓના દરબારના અમલદારોને ગ્રીક ભાષાનો વધારે ઓછો પરિચય હશે. ધંધાને ખાતર પોતાના ઉપરીની ભાષા શીખવાની ગરજ હશે એવા કેટલાક દેશી અમલદારોને ગ્રીક સાહિત્યનો કાંઈક પરિચય હશે એ બનવા જોગ છે, પણ તે ભાષાનો બહુ બહોળો પ્રચાર તો નહોતો. આપણે જે સમયાંતરની વાત કરીએ છીએ તેના લગભગ અંત ભાગ સુધી હિંદી સાહિત્ય અને વિજ્ઞાનપર ગ્રીક લેખકોનો પ્રભાવ ભાગ્યે જ જોઈ શકાય છે. હિંદની સભ્યતા પર પાછળથી પડેલી વધારે અગત્યની ગ્રીક તથા રોમન અસરની નોંધ સંક્ષેપમાં આવતા પ્રકરણમાં આપવામાં આવશે.



# પરિશિષ્ટ

## બેક્ટ્રિયન અને હિંદી-ગ્રીક રાજા તથા રાણીની કક્કાવારી યાદી

| સંખ્યાંક | નામ | ગ્રીક ઉપનામ | ટીપ |
|---|---|---|---|
| ૧ | એગેથોકલીઆ | થીઓટ્રોપોસ | ઘણું કરીને પહેલા સ્ટ્રેટોની મા તેની બાલ્યાવસ્થા દરમિયાન રાજવહિવટ ચલાવતી હતી. |
| ૨ | એગેથોકલીસ | ડિકેઇઓસ | સંખ્યાંક ૨૮ વાળા પેન્ટેલીઓનની પછી આવ્યો અને પહેલા યુથીડીમોસ અથવા ડેમીટ્રિઓસનો સમકાલિન હતો. |
| ૩ | એમિન્ટાસ | નિકેટર | હર્મેઓસ કરતાં કાંઈક વહેલો થઇ ગયો હતો. |
| ૪ | એન્ટિઅલ્કિડાસ | નિકેફોરોસ | ઇ. સ. પૂર્વે આશરે ૧૫૦ ના અરસામાં યુક્રેટાઇડિસના અમલની શરૂઆતમાં તેનો સમકાલીન તક્ષિલાનો રાજા હતો એમ જણાય છે. |
| ૫ | એન્ટિમેકોસ પહેલો | થીઓસ | કાબુલમાં સંખ્યાંક ૧૩ વાળા બીજા ડાયોડોટસની પછી ઘણુંકરીને આવ્યો. |
| ૬ | એન્ટિમેકોસ બીજો | નિકેફોરોસ | સંખ્યાંક ૧૭ વાળા યુક્રેટાઇડિસની પછીનો અથવા કદાચ તેનો સમકાલીન. |
| ૭ | એપોલોડોટસ | સોટર, મીગાસ, ફિલોપેટર | ઘણુંકરીને યુક્રેટાઇડિસનો છોકરો અને હિંદની સરહદના તમામ મુલકનો રાજા |

| | | | |
|---|---|---|---|
| ૮ | એપોલોફેનિસ | સોટર | ઘણુકરીને પૂર્વ પંજાબમા પહેલા કે બીજા સ્ટ્રેટોનો સમકાલીન |
| ૯ | આર્કીબિઓસ | ડિકેઇઓસ, નિકેફોરોસ | ઘણુકરીને હેલીઓકલીસ જોડે સંબધ ધરાવનાર. |
| ૧૦ | આર્ટેમિડોરોસ | એનિકેટોસ | મીનેન્ડર પછીનો |
| ૧૧ | ડેમીટ્રીઓસ | એનકેટોસ | સંખ્યાક ૧૮ વાળા પહેલા યુથીડીમોસનો છોકરો. |
| ૧૨ | ડાયોડોટસ પહેલો | | એના સિક્કા હાથ નથી લાગ્યા, આશરે ઈ સ પૂર્વે ૨૫૦ થી ઈ સ પૂર્વે ૨૪૫ |
| ૧૩ | ડાયોડોટસ બીજો | સોટર | સખ્યાક ૧૨ વાળાનો પુત્ર |
| ૧૪ | ડાયોમીડીસ | સોટર | સખ્યાક ૧૭ વાળા યુક્રેટાઇડિસ સાથે સબધ ધરાવતો જણાય છે |
| ૧૫ | ડાયોનીસિયસ | સોટર | એપોલોડોટસ પછીનો |
| ૧૬ | ઇપેડર | નિકેફોરોસ | ઘણુકરીને સખ્યાક ૧૭ વાળા યુક્રેટાઇડિસ પછીનો |
| ૧૭ | યુક્રેટાઇડિસ | મિગાસ | પહેલા મિથ્રાડેટિસનો સમકાલીન, ઈ સ પૂર્વે ૧૭૫ થી ૧૫૬ ના અરસામા |
| ૧૮ | યુથીડીમોસ પહેલો | | સખ્યાક ૧૩ વાળા બીજા ડાયોડોટસ પછીનો, ઇ સ પૂર્વે ૨૩૦ થી ૨૦૦ ના અરસામા |
| ૧૯ | યુથીડીમોસ બીજો | | ઘણુંકરીને સખ્યાક ૧૧ વાળાનો પુત્ર |
| ૨૦ | હેલીઓકલીસ | ડિકેઇઓસ | સખ્યાક ૧૭ વાળાનો પુત્ર બેક્ટ્રિયન વશનો છેલ્લો રાજા |
| ૨૧ | હર્માઇઓસ | સોટર | કાબુલના હિંદી-ગ્રીક રાજાઓમા છેલ્લો-ઇ સ પૂર્વે ૧૦ થી ઈ સ ૨૦ ના અરસામા. |
| ૨૨ | હિપોસ્ટ્રેટોસ | સોટર, મિગાસ | ઘણુ કરીને એપોલોડોટસની પછી થયો |

| | | | |
|---|---|---|---|
| ૨૩ | ક્લિઓપી | | હર્મેઓસની રાણી. |
| ૨૪ | લેઓડાઇકી | | યુક્રેટાઇડસની મા. |
| ૨૫ | લીસઆસ | એનિકેટોસ | સંખ્યાંક ૪ વાળા એન્ટિએલ્કિડાસનો પૂર્વગામી. |
| ૨૬ | મીનેન્ડર | સોટર, ડિકેઇઓસ | યુક્રેટાઇડિસ પછીનો. ઈ. સ. પૂર્વે ૧૫૫ ના અરસામાં હિંદપર ચઢાઈ કરી; ગાર્ડનર એને ઇ. સ. પૂર્વે ૧૧૦ ના અરસામાં મૂકે છે. |
| ૨૭ | નિકિઆસ | સોટર | યુક્રેટાઇડિસ પછીનો એના સિક્કા માત્ર ઝેલમ જીલ્લામાં જ મળી આવે છે. |
| ૨૮ | પેન્ટેલીઅન | | પહેલા યુથીડીમોસ કે ડેમિટ્રિઓસનો સમકાલીન. ઘણું કરીને સંખ્યાંક ૨ વાળા એગેથેકલીસની પહેલાં થયો. ઇ. સ. પૂર્વે ૧૯૦ ના અરસામાં. |
| ૨૯ | પ્યુકેલેઓસ | ડિકેઇઓસ, સોટર | હિપોસ્ટ્રેટોસનો સમકાલીન. |
| ૩૦ | ફિલોગઝેનોસ | એનિકેટોસ | ઘણું કરીને સંખ્યાંક ૬ વાળા બીજા એન્ટિમેકસની પછી થયો. |
| ૩૧ | પ્લેટો | એપિફેનીસ | ઇ. સ. પૂર્વે ૧૬૫; સંખ્યાંક ૧૭ વાળા યુક્રેટાઇડિસનો સમકાલીન; ઘણું કરીને સિસ્તાનનો રાજા. |
| ૩૨ | (?) પોલીગઝેનોસ | એપિફેનીસ, સોટર | ખાસ પ્રકારના એના સિક્કાના ખરાપણા વિષે પ્રો. રેપ્સનને શંકા છે. |
| ૩૩ | સ્ટ્રેટો પહેલો | સોટર, એપિફેનીસ, ડિકેઇઓસ | હેલીઓકલીસનો સમકાલીન. ઘણા લાંબા સમય સુધી રાજ્ય કર્યું. |
| ૩૪ | સ્ટ્રેટો બીજો | સોટર | સંખ્યાંક ૩૩ નો પૌત્ર. |

| | | | |
|---|---|---|---|
| ૩૫ | ટલીફોસ | યુગેંટિસ | ૧૮૯૮ ના જે એ એસ બી ના પહેલા ભાગનુ પૃષ્ટ ૧૩૦ |
| ૩૬ | થિઓફિલોસ | ડિકેઇઓસ | ૧૮૯૭ ના જે એ એસ બી ના પહેલા ભાગનુ પૃષ્ટ ૧ લીસીઆસ જોડે સબધ ધરાવે છે |
| ૩૭ | ત્રોઇલોસ | સોટર, ડિકેઇઓસ | દેખીતી રીતે એપોલોડોટસ પછીનો અને ડાયોનીસીઓસનો લગભગ સમકાલીન ઘણુ કરીને પૂર્વ પંજાબમા થયો હતો |



# પરિશિષ્ટ

## ઇ. સ. પૂર્વે ૨૮૦ થી ઇ. સ. ૪૮ સુધીના સમયના સમકાલીન બનાવો બતાવતો કોઠો.

હિંદની (સીરિયા અને મૌર્ય વંશ સિવાયની) સાલવારી અનિશ્ચિત છે.

| ઇ. સ. પૂર્વે | સીરિયા | બેક્ટ્રિયા | પાર્થિયા (ઇરાન) | વાયવ્ય સરહદ; પંજાબ અને કાબુલ | હિંદનો અંદરનો ભાગ | ટીપ |
|---|---|---|---|---|---|---|
| ૨૮૦ | એન્ટિઓકસ સોટર | | | મૌર્ય વંશ | મૌર્ય વંશ | |
| ૨૬૨ કે ૨૬૧ | એન્ટિઓકસ થીઓસ | | | | | |
| ૨૫૦ | | ડાયોડોટસ પહેલો | | | | |
| ૨૪૮ | | | અર્સેકિસ પહેલો | | | |
| ૨૪૬ | સેલ્યુકસ કેલિનિકોસ (પ્રતિસ્પર્ધી એન્ટિઓકસ હીરાક્ષ) | | | | | |
| ૨૪૫ | | ડાયોડોટસ બીજો | | | | |
| ૨૩૨–૧ | | | | | | અશોકનું મરણ |
| ૨૩૦ | | યુથીડીમોસ | | | | |
| ૨૨૩ | એન્ટિઓકસ ત્રીજો (મહાન) | | | | | |
| ૨૦૮ | | | | | | બેક્ટ્રિયાના સ્વાતંત્ર્યનો સ્વીકાર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦૬ | | | | | મહાન એન્ટિઓકસે કાબુલ પર ચઢાઇ કરી |
| ૨૦૦થી ૧૯૦ | | | ડિમિટ્રિઓસ એન્ટિમેકસ | | ઉમીટ્રીઓસની હિંદમા જીતો |
| ૧૯૦થી ૧૮૦ | | | યુથીડીમોસ બીજા પેન્ટેલીઅન | | |
| ૧૮૭ | | | એગેથોકલીસ | | |
| ૧૮૫ | | | | પુષ્યમિત્ર સુંગ | |
| ૧૭૫ | યુક્રેટાઇડિસ | | | | |
| ૧૭૪ | | મિથ્રાડેટિસ પહેલો | | | |
| ૧૬૫ | યુક્રેટાઇડિસનો પ્રતિસ્પર્ધી પ્લેટો | | | | |
| ૧૬૦થી ૧૪૦ | | | મીનેન્ડર (કાબુલ) | | |
| ૧૫૬ | હેલીઓક્લીસ | | એપોલોડોટસ | | મીનેન્ડરની હિંદ પર ચઢાઇ |
| ૧૫૫ | | | | | |
| ૧૪૯ | | | | અગ્નિમિત્રસંગ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૦થી ૧૩૦ | | બેક્ટ્રિયન વંશનો અંત | | એન્ટિઅલ્કિડાસ | | બેક્ટ્રિયાપર શકોની ચઢાઇ. મિથ્રાડેટિસ પહેલાએ તક્ષિલા જીતી લીધું |
| ૧૩૮ | | | | | | |
| ૧૩૬ | | | ફ્રેટીસ બીજો | | | |
| ૧૨૪–૨૩ | | | મેથ્રાડેટિસ બીજો | | | |
| ૧૨૦ | | | | સ્ટ્રેટો પહેલો | | |
| ૯૫ | | | | સ્ટ્રેટો બીજો<br>મોઅસ (પશ્ચિમ પંજાબ) | | |
| ૯૦ | | | | વોનોનીસ અને વિવિધ ગ્રીક રાજાઓ | વાસુદેવ કણ્વ | |
| ૬૫ | | | | એઝીઝ પહેલો | | |
| ૭૩ | | | | (એરેકોઝિયા) | | |
| ૫૮ | | | | તક્ષિલા અને મથુરાના સુબા | | |
| ૧૦ | | | | હર્મેઓસ | | |
| ઇ. સ. ૨૦ | | | | કુશનોએ હર્મેઓસની સત્તાનો ધ્વંશ કર્યો | | |
| ઇ. સ. ૨૦ | | | | ગોંડોફેરિશ | | સેંટ–થોમસ |
| ઇ. સ. ૪૮ | | | | ગોંડોફેરિશનું મરણ | | |

# પરિશિષ્ટ

## સત થોમસના ખ્રીસ્તિઓ.

આ પરિશિષ્ટમા હું આ પુસ્તકમા રજુ કરેલી બીનાના સમર્થન કરવા રૂપ મર્યાદિત કાર્યમા જ મારી જાતને રોકીશ. સંત થોમસની કથા અને દક્ષિણ હિંદમા સંત થોમસના ખ્રીસ્તિઓના સંઘોની ઉત્પત્તિ જોડે સંબંધ ધરાવતા પ્રશ્નોની પૂરી ચર્ચા કરવાનો તો પ્રશ્ન જ નથી. તેમના કર્ત્તાના નામ સાથે આપેલા નીચેના પુસ્તકોનો આધાર લેવામા આવ્યો છે—

**આધારના પુસ્તક**

(૧) મેકેન્ઝી જી ટી—'હિસ્ટરી ઑફ ક્રિશ્ચિએનિટી ઇન ટ્રાવણકોર' ત્રીજી આવૃત્તિ ત્રાવણકોર સ્ટેટ મેન્યુઅલ ૧૯૦૬ ના બીજા વૉલ્યુમના પૃષ્ઠ ૧૧૪–૨૧૯

(૨) રાય. જી. મિલ્ને—'ધી સીરિયન ચર્ચ ઇન ઇંડિયા' (બ્લૅકવુડ, ૧૮૯૨)

(૩) મેડલીકોટ, બિશપ એ ઇ—ઈંડિયા એન્ડ ધી ઍપોસલ થોમસ, (નટ ૧૯૦૫)

(૪) રીચર્ડ્ઝ ડબલ્યુ જે—'ધી ઈંડિયન ક્રિશ્ચિયન્સ ઑફ સેંટ થોમસ (બેમરોઝ, ૧૯૦૮)

**સાત દેવળો**

સંત થોમસે સ્થાપેલા દેવળો રિચર્ડ્ઝ નીચે મુજબ ગણાવે છે (પૃષ્ઠ ૭૭)—(૧) કોટા કાવલિન, (૨) ઓકમંગલમ, (૩) નિરનમ, (૪) ચાઈલ, (૫) કુરંગનિ, (૬) ક્વિલોન, (૭) પલુર જોડેનીના થોડા ફેર સાથે મેકેન્ઝી પણ એવીજ યાદી આપે છે પણ તે કુરંગનિને બદલે 'માલિઆંકાર' લખે છે. રાય (પૃષ્ઠ ૩૬૧) નીચે મુજબની યાદી આપે છે—(૧) ક્રૅંગનોર, (૨) ક્વિલોન, (૩)

પલુર, (૪) પરુર, (૫) દક્ષિણ પલિપુરમ અથવા કોકમંગલમ, (૬) નિરનમ, (૭) નેલ્લકુલ કે જે ચેઇલ કે શેઇલ પણ કહેવાય છે.

'સંત થોમસે સ્થાપેલા સાત દેવળોમાંનું એક પૂર્વ ત્રાવણકોરમાં ચયેલ નામની એક જગાએ હતું. જંગલી પશુને લીધે ઘણા સમયથી તેને છોડી દેવામાં આવ્યું છે, પણ તેનાં ખંડીયેર છે, અને તે પ્રાચીન શોધખોળ કરવા યોગ્ય છે'—આ ટીકા માટે રિચર્ડ્ઝ જવાબદાર છે.

ઉપલી યાદીઓમાંની અસંગતતાની સમજૂતિ હું આપી શકું એમ નથી તેમજ ચયેલ આગળનાં કહેવાતાં ખંડીયેરો વિષે પણ હું કાંઇ વધારે કહી શકું એમ નથી.

**પ્રણાલિકથાનું સમર્થન કરતી બીનાઓ**

શંકરપુરી તથા પકલોમટ્ટમ એમ બે જગાએ બે કુટુંબોમાંથી ધર્મગુરૂને દીક્ષા આપવાનું કામ સંત થોમસે કર્યું એમ મનાય છે. આમાંનું શંકરપુરીવાળું કુટુંબ તો વહેલું મરી પરવાર્યું, પણ બીજું તો ઓગણીશમા સૈકા સુધી રહ્યું એટલું જ નહિ, પણ પોર્તુગીઝ અને ડચ્ચ લોકોના સમયમાં તેણે ધર્મગુરૂઓ અને પાદરીઓ પણ પૂરા પાડયા હતા. (મેકેન્ઝી પૃ. ૧૩૭; રીચર્ડ્ઝ પૃ. ૭૬).

મી. વી. નાગમ ઐયા લખે છે કે, "સંત થોમસ મલબાર આવ્યો અને ત્યાં તેણે નંબુદિરિનાં કેટલાંક કુટુંબોને ખ્રિસ્તિ ધર્મમા આણ્યાં અને તેમાંના કેટલાંકમાંથી, જેવાં કે શંકરપુરી તથા પકલોમટ્ટમમાંના કુટુંબોમાંથી દીક્ષા આપી ધર્મગુરૂ બનાવ્યા એ પ્રણાલિકથા વિષે કાંઇ શંકા નથી. એ પ્રચારકે ઉંચ વર્ણના હિંદુઓમાં પ્રચારકામ કર્યું હતું એવી લોકોના મનમાં ઘણા લાંબા સમયથી ચાલતી આવતી માન્યતાના સમર્થનમા કુન્નમકોલમ નામના દેશમાં વસતી કેટલીક સીરિયન ખ્રિસ્તિ સ્ત્રીઓના રિવાજ રજુ કરી શકીએ એમ છે. એ નબુદિરિ બૈરાના જેવાં લુગડાં પહેરે છે, અને અપવિત્ર આંખોના દૃષ્ટિપાતથી પોતાનું રક્ષણ કરવા તેમની પેઠે મોટી છત્રીઓ

વડે મો સતાડી કરે છે વળી તેઓ માત્ર અપવાદરૂપે જ અને તે પણ હમણાના જ પોતાના જેવા કુલવાન શિષ્ટ કુટુંબો શિવાય લગ્ન સબંધ બાંધતા નથી એ જાતિના વર્તન બાબત આ એક ઘણો મહત્વનો પુરાવો છે અને તે એ કિનારે પ્રચલિત જુની પ્રણાલિકથાનુ સમર્થન કરે છે" (મેન્યુઅન, II ૧૨૨)

**શહીદી**

અબાનસની અકટાની વાર્તાનો મલબાર ભાષાના પાઠની મી ઐયા ત્યારબાદ નોધ લે છે રિચર્ડ્ઝે એ વાર્ત્તા વધારે વિગતવાર રીતે એક મલયલમ હસ્તલિખિત પ્રત ઉપરથી આપેલી છે (પૃ ૭૨)

સત થોમસની કોઇપણ સ્થળે શહીદ થયાની વાત શકાને પાત્ર છે, કારણ કે ઇ સ ૨૦૦ ના અરસામા અલેગ્ઝાન્ડ્રિયાનો ક્લીમેટ જેનો આધાર ટાકી બતાવે છે તે હીરેક્લીઅન નામનો એક પ્રાચીન લેખક જણાવે છે કે થોમસની શહીદી નહોતી થઇ (મેડલીકાટ પૃ ૧૭૦) રોમન કેથોલિક લેખકો હીરેક્લીઅને જણાવેલી બીના સ્વીકારતા નથી, પણ જો કોઇ ચાહે તો તે માની શકે છે

**સોકોટ્રામા ખ્રીસ્તિ ધર્મ**

ઇજિપ્તમાથી સોકોટ્રા ગયેલા ખ્રીસ્તિ દેવળની હયાતિ બાબતની સૌથી પહેલી સાક્ષી કોસ્માસ ઇન્ડિકોપ્લુસ્ટીસની છે એનુ લખાણ ઈ સ. ૫૩૫ ની સાલનુ છે એ પછી એક હજાર વર્ષે સત ફ્રાન્સિસ ઝેવિયરે તે દ્વીપમા નામના ખ્રીસ્તિઓના સઘ જોયા તેઓ સત થોમસે બનાવેલા ખ્રીસ્તિઓના વશજ તરીકે પોતાની જાતને ઓળખાવતા હતા ઇ સ ૩૫૪ મા કોન્સ્ટેનટાઇને મોકલેલો પ્રચારક થીઓફાઇલસ સોકોટ્રા ગયો હતો એ માન્યતા ખોટી લાગે છે (મેડલીકાટ પૃ ૧૩૬–૧૩૮, ૧૯૬–૨૦૧) થિઓફાઇલસે મલબારની મુલાકાત લીધી હતી અને તે પ્રદેશમા તેણે

ખ્રીસ્તિ જોયા હતા એમ ધારવામાં બિશપ મેડલીકોટ ખરો છે એમ હું ધારૂં છું.

હિંદની અને સિલોનની પ્રણાલિ કથા ભેગી વાંચતાં મલબારમાં ખ્રીસ્તિ સંપ્રદાયની હયાતિની સાબિતી

**સિલોનની પ્રણાલિ કથા** છેક ત્રીજા સૈકા સુધી પહોંચે છે. છઠ્ઠા સૈકાની શરૂઆતના અરસામાં રચાયેલા 'મહાવંશ' નામના સીલોનના ઇતિહાસથી આપણે જાણી શકીએ છીએ કે ગીગર જેને ઈ. સ. ૨૦૨ થી ૧૫ સુધીમાં મુકે છે તે ગોથકાભય અથવા મેઘવર્ણાભયના રાજ્યમા એક વિદ્વાન તામિલ ચાર્વાકે એ શાસ્ત્રાર્થમાં એક ચુસ્ત બૌદ્ધ આચાર્યને હરાવ્યો અને તેમ કરી રાજાની કૃપાનો પાત્ર બન્યો. રાજાએ પોતાના પુત્રનો તેને ગુરૂ નીમ્યો. શાસ્ત્રાર્થમા જીતનારને મહાવંશ 'ભૂતવિદ્યા અને એવી બીજી બાબતોમાં પ્રવીણ' સંઘમિત્ર નામના સાધુ તરીકે વર્ણવે છે. મી. કે. જી. શેશર આયર એ કથનનો એવો અર્થ કરે છે કે શાસ્ત્રાર્થમાં સફળ નિવડેલો એ સાધુ હિંદુ હતો. પ્રખ્યાત શવ સાધુ માણિક વાશગર હતો એમ તે માને છે. એ સાધુનાં તામિલમાં લખાયેલાં જીવનવૃત્તાંતોમાં લખેલું છે કે તેની કારકદીના અંત ભાગમાં તેણે સીલોનના રાજાને ધર્મફેર કરાવ્યો. એ રાજા તેજ ગોથકાભયજ હતો અને સંભવ છે કે મહાવંશના કર્ત્તાએ શૈવ સાધુ માણિક વાશગરને બૌદ્ધ ચાર્વાક સંઘામત્ર તરીકે ખોટી રીતે વર્ણવ્યો હોય.

**માણિક વાશગર મલબારમાં**

સીલોનના રાજાના ધમફેરની પ્રણાલિ કથામાં અથવા તે રાજા મહાવંશમાનો ગોથકાભયજ હતો, એ વાતના ખરાપણા પર વિશ્વાસ મૂકવા આપણે તૈયાર ન હોઇએ; તોપણ માણિક વાશગર મલબાર આવેલો હતો અને તેણે ખ્રીસ્તિ ધર્મ પાળતા એ કુટુંબોને હિંદુધર્મમાં પાછા આણ્યાં હતાં, એવી હિંદી પ્રણાલિકથા માનવામાં આચકો ખાવા માટે મને

કોઇ કારણ જણાતુ નથી એ કુટુંબોના વર્ગને હજુ પણ ' મણિ-ગ્રામકાર ' નામે ઓળખાય છે અને બીજા હિંદુઓની પેઠે તેમને હિંદુ તરીકેના પૂરા હક્ક તેમને નથી કેટલીક પ્રણાલિ કથાઓ એમના હિંદુધર્મમા પાછા આવ્યાનો સમય ઈ સ ૨૭૦ ના અરસામા મૂકે છે જો તે વાત ખરી હોય તો મલબારનો ખ્રીસ્તિ સંપ્રદાય વધારે પ્રાચીન હોવો જોઇએ તામિલ સાહિત્યમાથી મળતી દલીલોની કિંમત હું સમજી શકુ છુ તે જોતા માણિક વાચગર ત્રીજા સૈકામા થઈ ગયો હતો એમ માનવાને વણો સારો સ્વતંત્ર પુરાવો છે ટેટલાક લેખકો તેને બીજા સૈકાની શરૂઆતમા પણ મૂકે છે જો તે ખરેખર એટલો બધો વહેલો થઇ ગયો હોય તો મલબારના ખ્રીસ્તિ સંપ્રદાય સાથેનો તેનો સંબંધ જોતા એ સંપ્રદાય આદ્ય પ્રચારકને હાથે સ્થપાયાની માન્યતાને સારી પુષ્ટિ મળે એમ છે



# પ્રકરણ ૧૦ મું

## કુશાન અથવા હિંદી-શક વંશ.

### આશરે ઈ. સ. ૨૦ થી ઈ. સ. ૨૨૫.

**યુચીનાં ભ્રમણ**

આની પહેલાંના પ્રકરણમા જેની સંક્ષેપમાં નોંધ લેવામાં આવી છે તે મધ્ય એશિયાનાં મેદાનોની ભટકતી જાતોના ભ્રમણોએ હિંદના રાજકીય ભવિષ્ય પર એવી તો અગત્યની અસર કરી છે કે તે કારણે તેની વધારે લંબાણથી ચર્ચા કરવાની જરૂર છે.

ચીનાઈ લેખકોને 'હ્યુંગનુ' નામથી પરિચિત ભટકતા તુર્કીઓની એક ટોળી ઈ. સ. પૂર્વેના બીજા સૈકાની અધવચમાં તે જ મૂળ જથાના એક પાસે આવેલા પ્રતિસ્પર્ધી ટોળાપર સંપૂર્ણ જય મેળવવામાં ફતેહમંદ થઈ. ઘણાખરા વિદ્વાનો આ બનાવનો સમય ઇ. સ. પૂર્વે ૧૬૫ મુકરર કરે છે પણ ડૉ. ફ્રેંક તેનો સમય ઈ. સ. પૂર્વે ૧૭૪ અને ૧૬૦ એ બે મર્યાદાઓ વચ્ચે મૂકે છે. એ યુચી લોકોને વાયવ્ય ચીનમાના કાન–સુપ્રાંતમાની જમીન છોડવાની અને નવી ચરાની જમીનની શોધમાં પશ્ચિમ તરફ ખસવાની ફરજ પડી. એ કુચ કરતા ટોળામાં એકથી બે લાખ કામઠીવાળા હોવાનું અડસટ્ટવામા આવે છે; અને બધી ઉમ્મરના અને બંને જાતિના મળી કુલ્લે પાચથી દશ લાખ આદમી એ આખા ટોળામાં હશે.

**વુસુમની હાર**

પોતાનાં બેસુમાર ઘોડાં, ઢોર અને ઘેટાના નિભાવ માટે જોઈતી અનુકૂળ જગાની શોધમાં પશ્ચિમ તરફ કુચ કરતા જુના નકશાનું ગોબી અથવા તકલા મકન રણની ઉત્તરે કુચા (ઉત્તર અક્ષાંશ ૪૦°૩૮; અને યામ્યોત્તરવૃત્ત ૮૩°–૨૫·)

પાસે થઇ જતા માર્ગે તેઓ વુસુન નામથી ઓળખાતા એક નાના ટોળા જોડે અથડાઈ પડ્યા તે ટોળુ ઇલિ નદી તથા તેના બે દક્ષિણના ફાટા ટેકેસ અને કોન્જેસના પાત્રમા વસાહત કરી રહ્યા હતા વુસુન ટોળીમા માત્ર દસ હજાર ડામરીવાળા હતા છતા તેઓ ધીરજથી પોતાની જમીનનો વિનાશ થતો જોઈ શક્યા નહિ તેમણે તેનો બચાવ કરવાનો યત્ન કર્યો સંખ્યાબળને લીધે ચઢી આવનાર યુચીને જીત મળી વુ-સુનના સરદારને કતલ કરી તેઓ હ્યુઆનત્સાગના ટિસગ તળાવ અથવા ઇસિકકુલ તળાવની પેલી મેર વધારે વિશાળ ચરની જમીનની શોધમા આગળ વધ્યા એ નવા આવનાર લોકોની ટોળીનો એક નાનો વિભાગ જુદો પડી દક્ષિણ તરફ વળ્યો અને ટિબેટની સરહદ પર વસાહત કરી રહ્યો એ વિભાગ નાના યુચી તરીકે ઓળખાવા લાગ્યો ટોળીનો મુખ્ય ભાગ 'મોટુ યુચી' એ નામથી ઓળખાવા લાગ્યો તેણે પશ્ચિમ તરફની કુચ ચાલુ રાખી

**શકોની હાર**

આ પછી યુચીને જે શત્રુ મળ્યા તે શક અથવા સી હતા એ લોકો એક કરતા વધારે ટોળીઓના બનેલા હતા હીરોડોટસ લખે છે કે પાશયન લોકો બધા ભટકતા સીથીયનોને માટે 'શકાઇ' શબ્દ વાપરતા હતા વુ-સુનની પશ્ચિમે તથા સરદરિયાની ઉત્તરે રહેતા શક લોકો પણ પોતાની જમીનો બચાવવાના યત્ન કર્યા પણ તેમા તેમને વુ-સુન કરતા પણ ઓછી સફળતા મળી યુદ્ધમા જીતેલા યુચીના ઉપયોગ માટે પોતાની ચરની જમીનો ખાલી કરવાની તેમને ફરજ પડી અને તેમણે ખાલી કરેલી જમીનો તેઓએ રોકી લીધી નવા વારસની શોધમા નીકળી પડવાની શકોને ફરજ પડી અને આગલા પ્રકરણમા જણાવ્યુ છે તેમ આખરે તેમણે ઉત્તર ઘાટોમા થઈ હિંદમા પ્રવેશ કર્યો

આશરે પદરથી વીશ વર્ષ સુધી યુચી લોક પોતે બથાવી

**ઇ. સ. પૂર્વે ૧૪૦: યુચીની હાર**

પાડેલા મુલકમાં કોઇ પણ જાતની દખલ વગર રહ્યા. પણ એટલામાં તેમના જુના શત્રુ હુંગ–નુએ ઉછેરેલો વુ–સુન ટોળીના સરદારનો છોકરો તેમની દેખરેખ નીચે ઉમ્મર લાયક થયો. આ છોકરાએ હુંગ–નુની મદદથી યુચીઓ પર હુમલો કર્યો અને શક પાસેથી તેમણે પડાવી લીધેલી જમીનમાંથી તેમને હાંકી કાઢી પોતાના પિતાના મરણનું વેર લીધું. આમ ફરી વાર પોતાનું ભ્રમણ શરૂ કરવાની ફરજ પડતાં યુચીઓ ઓક્ષસની ખીણમાં દાખલ થયા અને ચીનાઓને ટા–હિયા નામથી પરિચિત ત્યાની શાંત વસ્તીને તેમણે તાબે કરી ઘણુંકરીને ઓક્ષસની દક્ષિણે આવેલા બેકિટ્રયા પર યુચીઓની રાજકીય સત્તા સત્વર ફેલાઈ, પણ એ ટોળીનું મુખ્ય મથક તો ઘણાં વર્ષો લગી એ નદીની ઉત્તર બાજુજ રહ્યું અને તે બાજુનાં ચરાંના મેદાન એ નવા આવનારાઓની જરૂરીઆતો માટે પુરતાં હતાં.

**યુચીઓ ભટકતા મટી સ્થિર થાય છે**

આશરે એક કે બે પેઢી જેટલો સમય જતા યુચીઓની ભટકવાની વૃત્તિ જતી રહી અને તેઓ તે નદીના દક્ષિણે બેકિટ્રયામાં અને ઉત્તરે સોગ્ડિયાનામાં વસાહત કરી એક ઠરીઠામ થયેલી પ્રજા પેઠે રહેવા લાગ્યા. હવે તેમનું રાજ્ય પાંચ વિભાગોમાં વહેંચાઈ ગયું. આ રાજકીય અને સામાજિક અભિવૃદ્ધિ તથા તેની સાથે સાથે થયેલી વસ્તીની વૃદ્ધિ આશરે ઇ. સ. પૂર્વે ૧૦ માં પૂરી થઈ એમ માનવું એ સત્યથી વેગળું નથી.

**યુચી રાજ્યનું એકત્ર થવું**

આ પછીના એક સૈકા સુધી યુચીના ઇતિહાસ વિષે કાંઈ જાણવામાં આવ્યું નથી; પણ એ પ્રજાના હિંદુકુશની ઉત્તરના પ્રદેશમાં પાચ વિભાગ પડયા; તે સમયથી આશરે સોએક વર્ષ પછી, એ ટોળીના કુશાન વિભાગનો

સરદાર કે જેને યુરોપી લેખકો સાધારણ રીતે પહેલા કડફિસિઝ તરીકે ઓળખે છે તે પોતાની જોડે સહકાર કરનાર બંધુઓ પર પોતાની સત્તા જમાવવામા સફળ થયો અને આખી યુચી પ્રજાના એકજ સમ્રાટ તરીકે પોતાની જાતને સ્થાપી શક્યો એના રાજ્યારોહણને ઇ સ ૪૦ ની સાલના અરસામા મૂકી શકાય અને એ અટકળ લગભગ ખરા જેવી જ છે

**યુચી હિંદુકુશ ઓળગે છે**

નિર્વાહના સાધનની ઉપરના વસ્તીના જે દબાણે યુચીના ટોળાને ચીનની સરહદથી હિંદુકુશ સુધીની લાબી અને વિકટ કુચ કરવાનુ સાથે લેવા પ્રેર્યું હતુ તે જ દબાણે હવે તેને એ અટકાવની પણ પેલી મેર હાક્યુ અને તે પર્વતની દક્ષિણે આવેલા પ્રાતોને કબજે કરવાનુ મહાભારત કાર્ય સાથે લેવા પહેલો કડફિસિઝને ઉત્તેજ્યો.

**પહેલા કડફિસિઝનો મુલક**

તેણે કિ-પિન તેમજ કાબુલનો મુલક કબજે કર્યો કિ-પિન એટલે ગાધાર એમ આપણે સમજી શકીએ એના લાબા અમલ દરમિયાન તેણે બેક્ટ્રિયામા પોતાની સત્તા મજબૂત કરી અને પાર્થિયનો પર ચઢાઇ કરવાની તક પણ સાધી આમ તેનુ રાજ્ય ઇરાનની સરહદથી છેક સિંધુ સુધી અથવા તો ઝેલમ સુધી વિસ્તરતુ હતુ અને તેમા હાલના બુખારાના ખાનનો પ્રદેશ, સોગ્ડિઆનાનો તેમજ હાલના અફ્ગાનિસ્તાનના રાજ્યમા આવી ગયેલા બધા મુલકોનો સમાવેશ થતો હતો આટલા બધા ચઢી આવનાર સામે સફળતાથી ટકી રહેનાર અફ્ગાનિસ્તાનની ઉચ્ચ ભૂમિના ખડતલ પહાડીઓને પૂરેપૂરા જેર કરતા ઘણા વર્ષ લાગ્યા હશે એ જીત અમુક વર્ષમા થઈ એમ ચોક્કસપણે કાઈ કહી શકાય નહિ, પણ ઇ સ. ૫૦ ની સાલને કાબુલની જીતનો સરાસરી સમય ગણી શકાય.

યુચીના ધસારાને પરિણામે સિંધુની પશ્ચિમે આવેલાં હિંદી-ગ્રીક તથા હિંદી-પાર્થિયન રાજ્યોનો લોપ થયો.

**હિંદી-ગ્રીક અને હિંદી-પાર્થિયન સત્તાનો ધ્વંસ**

કાબુલના છેલ્લા ગ્રીક રાજા હર્મેઓસની સત્તાનો જંગલી ચઢી આવનારાને હાથે કેવી રીતે ધીરે ધીરે ધ્વંસ થયો એ વાતની રૂપરેખા સિક્કાઓ કેવી સ્પષ્ટ રીતે બતાવે છે તેની સાબિતી આગલા પ્રકરણમાં આપવામાં આવી છે. પંજાબ અને સિંધુની ખીણમાં હિંદી-પાર્થિયન સત્તાનો ધ્વંસ કરવાનું કામ ઘણું કરીને કનિષ્કને માટે રહ્યું હતું.

**ઈ. સ. ૭૩: બીજો કડફિસિઝ**

એંશી વર્ષની વયે પહેલા કડફિસિઝે પોતાનું જીતોની પરંપરાથી ભર્યો અમલ પૂરો કર્યો. ઇ. સ. ૭૭ કે ૭૮ માં કે એ જ અરસામાં એની પછી એનો છોકરો ગાદીએ આવ્યો. સગવડને ખાતર એને બીજા કડફિસિઝ તરીકે ઓળખવો ઠીક પડશે. આ નવો રાજા કાંઇ તેના બાપ કરતાં ઓછો સાહસિક કે મહત્વાકાંક્ષી નહોતો. તે યુચી રાજ્યનો વિસ્તાર વધારવાના કાર્યમા મચ્યો રહ્યો અને તેની પહેલાના રાજાએ શરૂ કરેલું ઉત્તર હિંદ જીતવાનું કાર્ય તેણે પૂરૂં કર્યું.

તેણે પંજાબ તથા કાશી સુધીનો ગંગાની ખીણનો પ્રદેશ હાથ કર્યો એમ માનવા કારણ છે. સંભવ છે કે તેની સત્તા સિંધુના મુખ સુધી વિસ્તરી હતી. ઈ. સ. ના પહેલા સૈકામાં તે પ્રદેશમાં રાજ્ય કરતા પણ પાછળથી જેનાં નામ સાભળવામા આવતાં નથી એવા નાના પાર્થિયન સરદારોમાના જે કોઇ રડયાખડયા ટકી રહ્યા હતા તેમને તેણે ઉખેડી નાંખ્યા. જીતાયેલા હિંદી પ્રાંતોનો વહિવટ લશ્કરી સુબાઓને હાથ ચાલતો હતો. કાબુલ નદીની ખીણથી ગાઝીપુર અને ગંગા કિનારાપરના કાશી સુધીના ઉત્તર હિંદના પ્રદેશમાં તેમ જ કચ્છ અને કાઠિયાવાડના પ્રદેશોમાં ઘણા જ સામાન્ય અને સિક્કા-

શાસ્ત્રીઓને નનામા રાજાના સિક્કા તરીકે પરિચિત થયેલા સિક્કા મોટા પ્રમાણમાં પાડનાર એ સુબાઓ હતા

ઓક્ષસ નદીની ઉત્તરે સોગ્ડિયાનામાં યુચીઓ રહેતા હતા ત્યારે ઈ સ પૂર્વે ૧૨૫ થી ૧૧૫ ના અરસામાં ચાગ-કીન ચીનના એલચી તરીકે આવ્યો હતો આથી પશ્ચિમના એ અશિષ્ટ, જંગલીઓ મધ્ય રાજ્ય (ચીન) સંસર્ગમાં

**ચીન સાથેનો સંબંધ**

આવ્યા આ પછી લગભગ સવા સૈકા સુધી ચીનના સમ્રાટોએ સીથિયન સત્તાધીશો જોડે સંબંધ ચાલુ રાખ્યો ઈ સ ૮ ના વર્ષમાં સત્તાવાર સંબંધ બંધ થઈ ગયો અને ઈ સ ૨૩ માં પહેલા હાન વંશનો અંત આવ્યો ત્યારે પશ્ચિમના દેશોમાં ચીનની લાગવગ નહિ જેવી જ થઈ ગઈ હતી આ પછી પચાસ વર્ષે ચીનની મહત્વાકાંક્ષા ફરીથી જાગ્રત થઈ અને ઈ સ ૭૩ થી ૧૦૨ સુધીના ત્રીસ વર્ષના અમલાતમાં ચીનો સરદાર પાન-ચાઓ જીત પર જીત મેળવતો ચીનાઈ સેનાને છેક રોમન મહારાજ્યના સીમાડા સુધી લઈ ગયો ચીનની સત્તા આની રીતે આ વખતે પશ્ચિમમાં પહેલા કદી નહિ પહોંચેલી એટલે દૂર દૂર સુધી વિસ્તરી ઈ સ ૭૩ માં ખોતાનનો રાજા પહેલો તાબે થયો અને ત્યારબાદ બીજા રાજાઓ પણ વશ થયા એ રાજાઓમાં કાશગરનો રાજા પણ હતો આ રીતે રણની દક્ષિણ કોરાણે થઈ પશ્ચિમ તરફ જતી વાટ ચીનના લશ્કર અને વેપાર માટે ખુલ્લી થઈ, એ જ રીતે ઈ સ ૯૪ માં કુચા અને કાશગર હાથ આવતા ઉત્તરની વાટ પણ મોકળી થઈ

વિજયી ચીનાના એકસરખી રીતે આગળ વધવાથી દેખીતી રીતે કુશાન રાજાને ડર લાગ્યો એ રાજા ઘણુંખરું બીજો કડફિસિઝ હશે તે પોતાની જાતને ચીના સમ્રાટનો સમોવડીઓ માનતો હતો અને તેના ખંડિયા

**ઈ. સ. ૯૦ ચીન સાથે લડાઈ**

રાજાનું સ્થાન લેવાનો તેને લેશ માત્ર પણ ઇરાદો નહોતો. આથી ઈ. સ. ૯૦ માં ચીનના સમ્રાટની કુંવરીનું માગું કરી તેણે હિંમતથી પોતાનું એ સમોવડીઆપણું જાહેર કર્યું. સરદાર પાન–ચાઓ તેની એ માંગણી પોતાના સ્વામીના અપમાન જેવી લાગી. તેથી તેણે તે લાવનાર દૂતને અટકમાં રાખી સમ્રાટ તરફ મોકલી આપ્યો. પોતા પ્રત્યેનું આવું વર્તન સહન ન થવાથી બીજા કડફિસિઝે ૭૦,૦૦૦ ઘોડેસ્વારની એક જબરી સેના સજ્જ કરી અને પોતાના સુબા સિની સરદારી નીચે સુંગ–લીંગ અથવા તાઘડુંબાસ પામિરની હારની પેલી મેર ચીનાઓ જોડે લડવા મોકલી. સિનું લશ્કર ઘણુંકરીને આશરે ચૌદ હજાર ફીટ ઉંચાઇવાળા તાશકુર્ઘાન ઘાટમાં થઇ પસાર થતું, પણ એ પર્વત ઓળંગતા પડેલી મુશ્કેલતાથી એવું તો ખોખરૂં થઈ ગયું કે તે બીજી બાજુ નીચે કાશગર કે યારકંદના મેદાનોમાં પહોચ્યું ત્યારે તે બહુ સહેલથી પાન–ચાઓનો ભોગ થઇ પડયું. તેણે તેનો સંપૂર્ણ પરાજય કર્યો. બીજા કડફિસિઝને ચીનને ખંડણી આપવાની ફરજ પડી, આ સમયના અરસામા ખંડણી લઈ ઘણાં એલચી–મંડળો ચીન આવ્યાની ચીનાઇ ઇતિહાસમા નોંધો છે.

**રોમ સાથેનો સંબંધ** ઇ. સ. ૯૯ મા રોમ પાછા ફર્યાં બાદ ટ્રાજનને અભિનંદન આપવા આવેલું હિંદી એલચી–મંડળ પોતાની જીતો જાહેર કરવા બીજા કડફિસિઝે મોકલ્યું હશે.

**રોમની અસર** યુચીની જીતોથી રોમન મહારાજ્ય તથા હિંદ વચ્ચેના વેપારનો જમીનનો માર્ગ ખુલો થઇ ગયો. કડફિસિઝ પહેલો પ્રથમ તો માત્ર તાંબા તથા કાંસાના સિક્કા પાડતો હતો, પણ પાછળથી કાબુલની જીત પછી તેણે ઓગસ્ટસના રાજ્યના અંત ભાગના કે તેને મળતા ટાઇબેરિયસના સિક્કાનું અનુકરણ કર્યું (ઈ. સ. ૧૪ થી ઈ. સ. ૩૮). હિંદનાં રેશમ, તેજાના, હીરા અને રંગની કિંમત પેટે

રોમના પહેલા સમ્રાટોના સમયમા હિંદમા રોમથી મોટા પ્રમાણમા સોનુ આવવા લાગ્યુ ત્યારે બીજા કડફિસિઝને સોનાના ચલણનો લાભ સમજાયો, અને તેણે મોટા પ્રમાણમા સોનામહોરો પાડી એ મહોરો વજનમા તેમના નમૂનારૂપ રોમન સિક્કાના જેટલીજ હતી અને શુદ્ધતામા તેનાથી બહુ ઉતરે એમ નહોતુ આ અરસામા દક્ષિણ હિંદ રોમન મહારાજ્ય જોડે દરિયા માર્ગે ખૂબ વેપાર કરી રહ્યુ હતુ તે પ્રદેશના સ્થાનિક રાજાઓએ રોમન સિક્કાઓની નકલ કરી સિક્કા પાડવાનો યત્નજ ન કર્યો, કારણ કે હાલ દુનિયાના ઘણા ભાગમા જેમ ઈંગ્લેંડના પાઉન્ડ ચલણમા નભાય છે તેમ રોમથી આવતા સિક્કાજ ચલણમા ચાલુ હતા

**કડફિસિઝના અમલનો સમયાત**

બીજા કડફિસિઝનુ વિજયી રાજ્ય ઘણુ લાબુ હતુ એ તો નિશંક વાત છે ઈ સ ૭૮ થી ઈ સ ૧૧૦ સુધી એટલે લગભગ ૩૨ વર્ષ તે ચાલ્યુ હશે[1]

---

૧ આ અમલની લબાઇનો કાંઈ ચોક્કસ પુરાવો આપી શકાય એમ નથી, પણ બીજા કડફિસિઝની જીતોનો વિસ્તાર તથા તેણે પાડેલા સિક્કાનો જથ્થો એ ચોક્કસ રીતે બતાવી આપે છે કે તેનો અમલ લાબો વખત ચાલ્યો હતો કનિંગહામે તેને ચાલીશ વર્ષનો માન્યો છે મે રજુ કરેલો કનિષ્કનો ઇતિહાસ ઘણે ભાગે ભાગે ઇંડિયન મ્યુઝીયમના મી આર ડી બેનરજીના સ્વતંત્ર અને કિમતી નિબધ "ધી સીથિયન પીરિયડ ઓફ ઇંડિયન હિસ્ટરી" (ઇંડિ એન્ટિ ૧૯૦૮ પૃ ૨૫-૭૫) ને આધારે લખાયેલો છે આરાના લેખમા ઉલ્લેખાયેલો કનિષ્ક, વર્ષ ૩ તથા ૧૧ વાળા કનિષ્કનો પૌત્ર હોય એવો પ્રો લ્યુડર્સનો મત સ્ટેનકોનો સ્વીકારે છે તે 'વાઝેસ્ક' ને 'વાસિસ્ક' નો પાઠાતર માને છે એપિ ઇન્ડિ ગ્રા૪-પૃ ૧૩૦ ff મા તે પોતાનો મત વધારે સ્પષ્ટતાથી સમજાવે છે 'સ્ટેડ્યુ ઓફ વેમ કડફિસિઝ એન્ડ કુશાન ક્રોનોલોજી' એ મથાળાના એક નિબધમા કે પી. જાયસ્વાલ પણ એ મત સ્વીકારતો જણાય છે આરાના લેખમા 'કૈસરસ' 'સીઝર' એ શબ્દને કનિષ્કે ધારણ કરેલી પદવી તરીકે વાચવામા મને લાગે છે કે

ઈ. સ. ૧૨૦: કનિષ્ક

બીજા કડફિસિઝ પછી કનિષ્ક થયો. કુશાન રાજાઓમાં તેના એકલાનું જ નામ પ્રણાલિ કથામાં રક્ષાયેલું છે અને હિંદની સરહદ બહાર પણ મશહુર છે. કેટલાક અપરિચિત પ્રાચીન વાતોના રસિક અભ્યાસીઓ સિવાય, યુરોપમાં તેનું નામ બધાને અજાણ્યું છે એ વાત ખરી, પણ તે ટિબેટ, ચીન અને મંગોલીઆની પુરાણ કથામાં જીવંત છે અને તે, તે દેશોમાંના બૌદ્ધ સંપ્રદાયના આદમીઓમાં અશોકના કરતાં ભાગ્યે જ ઓછા મહત્વનું હોય. કનિષ્કની આટલી બહોળી ખ્યાતિ છતાં તેનો ખરો ઇતિહાસ જૂજ છે અને તેનો સમયનિર્ણય શંકાને પાત્ર છે. કમનશિબે ચોક્કસ ચીનાઇતિહાસ લેખકોના ગ્રંથોમાં એક પણ એવો ફકરો નથી મળી આવ્યો કે જે ઉપરથી મધ્ય રાજ્યના ચોક્કસ રીતે નોંધાયેલા ઇતિહાસમાના કોઇપણ ચોક્કસ નામ અથવા બનાવ સાથે તેનું સમકાલીનપણું સિદ્ધ કરી શકાય. જે ચીનાઇ પુસ્તકોમાં તેનો નામ-નિર્દેશ છે તે બધાં બૌદ્ધ સંપ્રદાયના ધર્મ પુસ્તકો છે. તે ઐતિહાસિક બીનાઓની ખાણરૂપ થાય એવી જાતનાં નથી. ટિબેટ અને મંગોલીઆનાં પુસ્તકોની પેઠે તે પુસ્તકો ખરૂં જોતાં હિંદી પ્રણાલિકથાના પડઘારૂપ તરજુમાનાં પુસ્તકો છે. એવા પુસ્તકોમાં કેવી કેવી અજબ અને ભૂલભૂલામણી જેવી વાતો તેમાં હોય છે તે ઇતિહાસના

પ્રો. લ્યુડર્સ ખરો છે. સ્ટેનકોનો એને સંમત થાય છે, પણ એ લેખના અક્ષર એવા ચોખ્ખા નથી કે એ વાત પર બહુ ભાર મૂકી શકાય...... બીજા કડફિસિઝે શક પ્રવર્તાવ્યો એ બહુ બનવાજોગ છે. કનિષ્કના ગાદીએ આવ્યા બાદ અથવા રાજ્યારોહણ પછી ઉત્તર હિંદ તેમજ કાબુલમાં નવો સંવત્ વપરાશમાં આવ્યો હોય અને તેના અનુગામીઓના સમયમાં ચાલુ રહ્યો હોય એ સંભવિત છે. એવી સાલવારીવાળા ખાનગી લેખો તો વર્ષ ૩ થી વર્ષ ૯૯ સુધીના મળી આવે છે. તક્ષિલામાંથી મળી આવતા પુરાવા ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે કડફિસિઝ રાજાઓ કનિષ્કની પહેલાં થઇ ગયા હતા.

અભ્યાસીને ભાગ્યે જ કહેવાની જરૂર પડે એમ છે કનિષ્ક અને તેની પછીના તરત થયેલા રાજાઓના નામ ઘણા સખ્યાબધ લેખોમા મળી આવે છે તેમાના કુડી કરતા વધારે માનનાળા જે સાલ-વાળા લેખોનો આ મોટો જથ્થો, બધી શકાઓને દૂર કરી, કુશાન વશાવળીની મુદ્દાની રૂપરેખાને કોઈપણ જાતના વિવાદને સ્થાન ન રહે એવી રીતે સ્થાપશે એવી આશા આપણે રાખી શકીએ પણ કમનશિબે, એ સાલો એવી રીતે નોધાયેલી છે કે તેના વિવિધ અર્થ કરી શકાય

મથુરા જીલ્લાના માટ નામના એક નાના ગામ આગળ કરેલા ખોદકામમાથી કનિષ્કનુ જીવતા માણસના કદનુ જોના જેવુ બાવલુ અને બીજા બે રાજાઓના માથા વગરના બાવલા મળી આવ્યા છે અ ગરખાની ચાળપર સાદી લિપિમા કનિષ્કના નામ અને પદવીઓ કોરેલા છે તેના પહેરવેશ અને મજાઇની વિગતો જોવા જેવા છે અને સિક્કામા દેખાય છે તેના કરતા ઘણા જુદા છે

**તેનો સમય**

સિક્કાના પુરાવાને કેટલાક ઇતિહાસના અભ્યાસીઓ ઉતારી પાડે છે તે વ્યાજબી નથી પહેલા તથા બીજા કડફિસિઝના સમય પછી અને ઈ સ ના ૧ થયા પછી ઘણે સમયે કનિષ્ક થઈ ગયો તથા રોમન મહારાજ્યનો પ્રભાવ તેની ઉપર પડ્યો હતો એ બીના એકલો સિક્કાનો જ પુરાવો ચોક્કસ રીતે સિદ્ધ કરી શકે એમ છે એ બાબતમા મને લેશ માત્ર શકા નથી બીજા ઘણી જાતના પુરાવા ભેગા લેવામા આવે છે ત્યારે તે ઘણા પ્રબળ જણાય છે એવા પુરાવા ઉપરથી સિદ્ધ થાય છે કે કનિષ્ક ઈસ્વી સનના બીજા સૈકાની શરૂ-આતના અરસામા ગાદીએ આવ્યો ઘણુ કરીને તો તે ઈ સ ૧૨૦ મા બીજા કડફિસિઝની પછી તરત જ ગાદીએ આવ્યો

કડફિસિઝ રાજાઓ પેઠે કનિષ્ક યુચી પ્રજાના કુશાન વિભાગનો હતો એમા તો કાઈ પ્રશ્ન જ નથી તેમની સાથે તેને કાઇ સગપ

નહોતો એમ માનવા પુરતાં કારણ નથી.[1] બીજા કડફિસિઝના અને કનિષ્કના સિક્કા ઘણી જગ્યાએ સાથે સાથે મળી આવે છે. તે બંને ઘણી વાર ચાર પાંખીઆવાળી સંજ્ઞા ધારણ કરતા જણાય છે, અને વજન, સફાઈ તથા આગલી બાજુની છાપની બાબતમાં તે એકબીજા સાથે મળતા હોય છે. કેટલાક અભ્યાસી એમ ધારે છે કે કનિષ્ક, વાશિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ અને રાજાઓનો સમૂહ પહેલા કડફિસિઝની પહેલાં થયો. જો આ વાત ખરી હોય તો પહેલા કડફિસિઝના અને વાસુદેવના સિક્કા ઘણી જગાએ સાથે સાથે મળી આવવા જોઇએ અને બીજા કડફિસિઝના અને કનિષ્કના સિક્કા સાથે સાથે ન મળી આવવા જોઇએ. ખરી વાત એ છે કે ઉપર જણાવેલા બંને પ્રસંગોમાં ખરી વાત એથી ઉલટી છે. બીજા કડફિસિઝે ટિએન–ચુ (હિંદ) જીત્યું અને ત્યાર બાદ યુચીના નામથી રાજ્ય કરનાર સરદારો નિમ્યાં; એ પ્રકારનો ચીનનો પુરાવો આપણે સ્વીકારવો જોઇએ. કનિષ્ક, વાશિષ્ક અને હુવિષ્ક જમુના પર મથુરામાં અને કાશ્મીર તેમજ વચ્ચે આવેલા પંજાબમાં સારી રીતે સત્તા જમાવી સ્થિર થયા હતા, એ બાબત

---

૧ કે. પી. જયસ્વાલનો એવો મત છે કે મથુરા પાસેથી મળેલા કનિષ્કના બાવલા પાસે, એક બેઠેલા રાજાનું બાવલું છે તે વેમ કડફિસિઝનું (બીજા કડફિસિઝ) છે, અને કનિષ્ક તેનો પુત્ર હતો. કનિષ્ક બીજા કડફિસિઝનો પુત્ર નહિ પણ વાઝેષ્કનો પુત્ર હતો એવો મત આ પુસ્તકની બીજી આવૃત્તિમાં આપેલો છે તેને આ હકીકત જુઠો પાડે છે (જર્નલ ઑફ બિહાર એન્ડ ઓરિસ્સા રીસર્ચ સોસાઇટી, વૉ. ૫. પૃ. ૫૧૧ અને વાં. પૃ. ૧૨–૨૨) કે પી. જયસ્વાલનો મત તથા આરા લેખોમાંના 'કનિષ્ક સંબંધી પ્રો. લ્યુડર્સ તથા એસ. કોનોના મત ખરા હોય તો કનિષ્ક બીજા કડફિસિઝનો પુત્ર અને તરતનો જ અનુગામી હતો એવું અનુમાન કરવું વ્યાજબી છે. 'નનામા સમ્રાટ' બાબતનો કે પી. જયસ્વાલ એવો ખુલાસો કરે છે કે, 'કુશાન' એ અહેવાલા કડફિસિઝનું અંગત નામ હતું (જે. બી. ઓ. રીસ. સોસાઇટી. વૉ. વાં. પૃ. ૧૭–૧૯): પણ આ પ્રશ્નનો વધારે ખુલાસો થવાની જરૂર છે.

કોઈ વાંચે ઉકેલી શકે એમ નથી ચીનના ઇતિહાસકારો સાખ પુરે છે તે મુજબ બીજા કડફિસિઝે હિંદની જીત કર્યા પહેલા તે રાજાઓએ એવુ સત્તાનુ સ્થાન કેવી રીતે પ્રાપ્ત કર્યું તે સમજાવી શકાય એમ નથી કંટાળો આપે એવા પ્રાચીન વિદ્યાની દલીલની વિગતોમા ઉતર્યા વગર, હિંદના ઇતિહાસના અભ્યાસીઓ બહુમતિએ કનિષ્કના સમૂહને કડફિસિઝ રાજાઓની પછી આવેલા માને છે તેને માટે પુષ્કળ અને સંતોષકારક કારણો છે, એટલુ જ કહેવુ બસ થશે આપણી પાસેની માહિતી એટલી અપૂર્ણ છે કે ગમે તે મત સ્વીકારીએ તોપણ અડચણો તો રહેવાની, પણ રાજાઓના નામની સામાન્ય ગોઠવણ બીજી પ્રજાઓના ઇતિહાસની તેમજ કળા, સાહિત્ય અને ધર્મની અભિવૃદ્ધિના બનાવો જોડે ખુબ બંધબેસ્તી આવે છે

**ઇ. સ. ૧૨૦ તેના રાજ્યનો વિસ્તાર**

કડફિસિઝ બીજાની પછી ઇ સ ૧૨૦ ના અરસામા કનિષ્ક આવ્યો એમ આપણે માની લઈએ તે તેનો નિકટનો સગો હતો તેના સમયના પ્રણાલિકથા, સિક્કાઓ અને લેખો સાબિત કરે છે કે આખા વાયવ્ય હિંદ પર તેની સત્તા જામી હતી એટલુ જ નહિ પણ દક્ષિણમા છેક વિંધ્ય સુધી તેમજ પામીરના ઘાટોની પેલી મેરના દૂરના દેશો સુધી તે ફેલાઈ હતી

કપિશમા જાણેલી પ્રણાલિકથા અથવા ઇતિહાસકથા નોંધનાર હ્યુએનત્સાંગ ચોખ્ખી રીતે લખે છે કે "કનિષ્ક ગાંધારમા રાજ્ય કરતો હતો ત્યારે તેની સત્તા પાસેના રાજ્યો પર જામી હતી અને તેનો પ્રભાવ દૂર દૂરના મુલકો પર પડતો હતો" આપણને કહેવામા આવે છે કે સુંગ-લિંગ પર્વતની પૂર્વ સુધીના વિશાળ પ્રદેશમા એટલે કે ટારિમના પાત્રથી પામીરના પ્રદેશને જુદો પાડનાર, પામીરની હારના ટેકા રૂપ પહાડોની હાર સુધીના પ્રદેશમા તે વ્યવસ્થા જાળવતો હતો હિંદમા કાબુલથી ગંગા કિનારે આવેલા ગાઝિપુર સુધી તેના

સિક્કા હમેશાં કનિષ્કના સિક્કાની સાથે સાથે મળી આવે છે. તેની મોટી સંખ્યા અને વિવિધતા જોતાં કનિષ્કનો અમલ ઘણા લાંબા કાળનો હશે એમ જણાય છે.

**રોમ સાથેનો સંબંધ**

ઇ. સ. ૧૧૬ માં ટુંક મુદત માટે યુફ્રેટિસ તથા ટાઈગ્રિસ નદી વચ્ચેનો મેસોપોટેમિયાનો પ્રદેશ ટ્રાજને ખાલસા કર્યો. આથી રોમન મોખરો યુરોપ મહારાજ્યની પશ્ચિમ સરહદથી ૬૦૦ માઇલથી ઓછો દૂર આવી ગયો. એ પ્રદેશ ખાલસા થયો તેને બીજેજ વર્ષે હેડ્રિયને યુફ્રેટિસની પૂર્વનો મુલક છોડી દીધો તોપણ ઉત્તર અને પશ્ચિમ હિંદના રાજ્યકર્ત્તા પશ્ચિમના એ મહારાજ્યનાં કીર્તિ અને સત્તાથી સારી પેઠે પરિચિત હતા એ વાતની શંકાજ નથી.

**કાશ્મીરની જીત**

પોતાના અમલની શરૂઆતનાં વર્ષોમાં કાશ્મીરની એકાંત ખીણ જીતવાનું અને ખાલસા કરવાનું કાર્ય કનિષ્કે પુરૂં કરેલું જણાય છે. એ આહ્લાદદાયક પ્રદેશ માટે તેણે પક્ષપાત બતાવ્યો એ વાત તો નક્કી છે. તેમાં તેણે અસંખ્ય મકાનો બાંધ્યાં અને એક શહેર પણ વસાવ્યું. એ શહેરની જગાએ હાલ તો એક નાનું ગામજ છે, પણ તે હજુ તેનું માનવંતુ નામ ધારણ કરી રહ્યું છે. [1]

---

૧. સ્ટીન, રાજતરંગિણી, તરજુમો. પુ. i, ૧૬૮–૭૨ વરાહમૂળથી (બારામુલા) શ્રીનગર જવાના ધોરી રસ્તા અને જેલમ નદીની વચ્ચે ઉ. અ ૩૪°–૧૪′ અને પૂ. રે. ૭૪°–૨૮′પર આવેલું કાંસીપોર ગામ કનિષ્કપુરનું સ્થાન બતાવે છે. કાશ્મીરના ઇતિહાસનો પાઠ નીચે મુજબ છે:—"પછી આ ભૂમિમાં હુષ્ક, જુષ્ક અને કનિષ્ક નામના ત્રણ રાજા થયા અને તેમણે પોતાના નામથી ત્રણ ગામ વસાવ્યાં. વિહાર સાથે જુષ્કપુર વસાવનાર ડાહ્યો રાજા જુષ્ક જયસ્વામીપુરનો પણ સ્થાપનાર હતો. તુરુષ્ક જાતિમાંથી પેદા થયેલા આ રાજાઓ ધર્મનિષ્ઠ હતા. તેમણે શુષ્કલેત્ર અને બીજાં સ્થાનો આગળ મઠો, ચૈત્યો તથા એવાં બીજાં બાંધકામ ઉભાં કર્યાં છે. (સ્ટીન તરજુમો રાજતરં

**પાટલિપુત્રપર હુમલો**

પ્રણાલિકથા એમ જાહેર કરે છે કે તે હિંદના અંદરના ભાગમાં બહુ આગે સુધી ઘૂસી ગયો હતો અને મગધની પ્રાચીન રાજ્યધાની પાટલીપુત્રમાં રહેતા રાજાપર તેણે ચડાઇ કરી હતી. એમ કહેવાય છે કે તે શહેરમાંથી તે અશ્વઘોષ નામના સાધુને પોતાની જોડે લઇ ગયો. આ વાતના જુદા જુદા પાઠાંતરો મળ્યાવના કનિષ્ક અને અશ્વઘોષ સમકાલીન હતા એ સાદી વાત ખરી સ્વીકારવા પુરતુ કારણ તો જણાય છે. આ આવૃત્તિમાં સ્વીકારેલી સાલવારી ખરી હોય તો કનિષ્કના અમલ દરમિયાન હિંદી—સીથિયન અથવા કુશાન વંશ, ઉજ્જૈનના શક સુબાઓ મારફત પશ્ચિમ હિંદપર સત્તા ભોગવતો હતો. એ સુબાઓમાંનો એક ચષ્ટાન તો ઘણોખરો કુશાન વંશ જોડે સગાઈ સંબંધવાળો હતો. કનિષ્કના સમયથી વાસુદેવના રાજ્ય સુધી કુશાન રાજ્ય બિહારમાં પણ જામ્યુ હતુ એમ માનવા કારણ છે.

**તેની રાજ્યધાની**

હાલનુ પેશાવર અને તે સમયનુ પુરુષપુર કનિષ્કનુ પાટનગર હતુ, અને હાલની પેઠે તે સમયે પણ તે અફઘાન પહાડોથી હિંદના મેદાનોપર જતા રસ્તાની રક્ષા કરતુ હતુ. જીવનના

પુ. ૧ પૃ. ૧૬૮-૭૧) કલ્હણ કહેમે છે કે એ બળવાન રાજાઓના અમલ દરમિયાન કાશ્મીરનો ઘણોખરો ભાગ બૌદ્ધોને તાબે હતો. તે તેમને બુદ્ધના નિર્વાણ પછી ૧૫૦ વર્ષના સમયમાં મુકે છે, પણ તે અસંભવ છે. જુષ્ક ઉપર જુષ્કિપુર એવુ પર્યાય નામનુ સૂચન થાય છે. શ્રીનગરની ઉત્તરે આવેલા ઝુખુર નામના મોટા ગામની ઘણા સમયની ચાલુ હયાતિથી તેના અસ્તિત્વના સત્યનુ સમર્થન થાય છે. વાસુદેવ અને તે એક જ છે એમ સિદ્ધ કરવા પુરતા કારણ નથી. તે કાશ્મીરનો સુબો જ હોય એમ પણ બનવાજોગ છે. એ દેશમાં કનિષ્ક અને હુવિષ્કના સિક્કા પુષ્કળ છે. તુરુષ્ક શબ્દ ઘણીવાર મુસલમાનો માટે વપરાતો. હું ધારું છું કે તેનો 'અર્થ ઘાટની પારના પરદેશી' એટલો જ થાય છે. કનિષ્ક તુર્ક જાતિનો હતો એવી ભ્રાન્યતાનુ સૂચન એ શબ્દથી ન થવુ જોઇએ.

પાછલા ભાગમાં તે શ્રદ્ધાળુ બૌદ્ધ થયો ત્યારે તે જગાએ તેણે એક મોટો સ્મારક-મિનારો બંધાવ્યો. એ ખરેખર દુનિયાની એક અજાયબીમાં ગણાવા જેવો હતો. નકશીદાર લાકડાના તેર માળમાં લગભગ ૪૦૦ ફીટ જેટલી ઉંચાઈ સુધી તે મિનારો પહોંચ્યો હતો અને તેની ટોચે લોહનું મહાન શિખર હતું. છઠ્ઠા સૈકાની શરૂઆતમાં ચીના યાત્રી સૉંગ-યુને એ સ્થાનની મુલાકાત લીધી ત્યારે તે ઇમારતનો ત્રણ વાર આગથી નાશ થયો હતો અને તેટલી જ વાર ધર્મિષ્ટ રાજાઓએ તેને ફરી ઉભી કરી હતી. મગધના દેવપાલના સમયમાં (ઈ. સ. ૮૪૪ થી ૯૨) નાલંદાનો મહાધીપ નીમાયેલો પ્રખ્યાત બૌદ્ધ પંડિત વીરદેવે છેક નવમા સૈકામાં તેની મુલાકાત લીધી ત્યારે પણ એ મિનારા પાસેનો અલૌકિક ભવ્યતાવાળો મઠ બૌદ્ધ વિદ્યાના પીઠ તરીકે આબાદ હાલતમાં ઉભો હતો.

આ પ્રખ્યાત સંસ્થાનો આખર નાશ ગઝનીના મહમદ અને તેની પછીના મુસલમાન રાજ્યકર્તાઓની ચઢાઇઓને પરિણામે થયો હશે એ શંકા વગરની વાત છે. મૂર્તિપૂજાની વિરૂદ્ધના મુસલમાનોનો ઉગ્ર ઉત્સાહ અસંખ્ય મૂર્તિઓથી ખીચોખીચ ભરેલાં બૌદ્ધ તીર્થસ્થળો જોઈ ભભુકી ઉઠ્યો હશે અને પરિણામે ઘણાં વિનાશના કૃત્યો તેમને હાથે થયાં હશે.

**પાર્થિયન વિગ્રહ**

આગળ જોવામા આવ્યુ છે તેમ કનિષ્કની મહત્વાકાક્ષા કાંઇ હિંદની મર્યાદામા રૂંધાઈ રહે એમ નહોતી. પ્રણાલિકથામાં 'અતિ મૂર્ખ અને અતિશય તામસી પ્રકૃતિના' એમ વર્ણવાયેલા પાર્થિયાના રાજાએ હુમલો કર્યાને પરિણામે કનિષ્કે તેની જોડે યુદ્ધ કર્યું અને તેમાં તે સફળ થયો એમ કહેવામા આવે છે. એ કથામાં જેને વિષે વાત છે તેં રાજા કા તો કોસરોસ (ખુશરૂ) હોય કે પછી ઇ. સ. ૧૦૮ થી ઈ. સ. ૧૩૦ સુધીમા પાર્થિયાની ગાદીના કબજા માટે આપસઆપસમાં તકરાર કરતા રાજાઓમાનો કોઈ હોય.

**કાશગર, યારકંદ અને ખોતાનની જીત**

ટિબેટની ઉત્તરે અને પામીરની પૂર્વે આવેલા ચીનાઇ તુર્કસ્તાનના વિશાળ પ્રાંત કાશગર, યારકંદ અને ખોતાન હાલની પેઠે તે વખતે પણ ચીનને તાબે હતા તેની જીત એ લશ્કરી દૃષ્ટિએ કનિષ્કનું વધુ જ ધ્યાન ખેંચે એવું પરાક્રમ હતું ઈ. સ. ૯૦ માં બીજા કડફિસિસે એજ અખતરો આરંભ ખેડ્યું હતું, ત્યારે આગળ વર્ણવ્યું છે તેમ તે અપયશ સાથે નિષ્ફળ થયો હતો અને ચીનને ખંડણી ભરવાની તેને ફરજ પડી હતી પણ પાન-ચાઓના મરણ પછી હિંદ અને કાશ્મીરનો કબજો શાંતિથી લઈ તેમાં પોતાનો પગ મજબૂત કરવાને પરિણામે કામ આપી શકે એવા લશ્કરને તાઘદુમ્બાશ વાટની પાર લઇ જવામાં નડતી માણસને થકવી દે એવી અડચણો દૂર કરવા જેવી સ્થિતિમાં કનિષ્ક હતો. હિંદનો વર્તમાન સમયનો કોઇ રાજ્યકર્તા એવી મુશ્કેલીઓની સામે થવાની હિંમત ભાગ્યે જ કરે. એનો પૂર્વગામી જે કાર્યમાં નિષ્ફળ થયો તેમાં કનિષ્ક સફળ થયો. ચીનને ખંડણી ભરવાના બંધનમાંથી તે મુક્ત થયો એટલું જ નહિ, પણ ચીનાઇ મહારાજ્યના એક ખંડિયા રાજ્યને તેણે જામીન રજુ કરવાની ફરજ પાડી. એક પ્રમાણભૂત લેખક કહે છે કે તે જામીનમાં હાન વંશના સમ્રાટનો કુંવર પણ હતો, પણ એ વાત કોઇ માનવા જેવી લાગતી નથી. જે રાજાના કુટુંબમાંથી આ પ્રમાણે જામીન લેવામાં આવ્યા તેનો મુલક કાશગરથી બહુ દૂર હોય એમ જણાતું નથી.

**જામીનો**

જામીનો જોડે રાજવંશીને છાજે એવું વર્તન ચલાવવામાં આવતું. ઉનાળો, ચોમાસું તથા શિયાળો એમ ત્રણે મોસમને અનુસરી જુદા જુદા બૌદ્ધ મઠોમાં વાસ આપવામાં આવ્યા હતા. ઉનાળાની ગરમી દરમિયાન, બળના મેદાનોમાં રહેવાનું કષ્ટદાયી હોય છે તે સમયે તેમની સગવડ માટે ખાસ તૈયાર કરેલી કાપુરની

પેલી પાસના હાલના કાફિરિસ્તાનમાં અથવા તે સમયના કપિશની ટેકરીઓની વચ્ચે આવેલા હીનયાનના શાલોક નામના મઠમાં તેઓ ઠંડી લહેરનો અનુભવ કરતા હતા. વસંત, પાનખર અને વર્ષા ઋતુમા તેઓ ગાંધારના પાટનગરમાંજ રહેતા; અને શિયાળામાં પૂર્વ પંજાબમાં આવેલા અને જેનો નિર્ણય થઈ શક્યો નથી એવા એક સ્થાનમાં તેમને રાખવામાં આવતા. એમના નિવાસને કારણે તે સ્થાનને 'ચીના-ભુક્તિ' નામ આપવામાં આવ્યું હતું. એ 'ચીના ભુક્તિ' ના વસવાટ દરમિયાન હિંદના તે ભાગમાં પૂર્વે અપરિચિત એવાં પેડ અને આલુબુખારાનાં ઝાડ દાખલ કર્યાનું માન તેમને આપવામા આવે છે. તેમાના એકે પોતાને વતન જતાં પહેલાં કપિશના મઠમાં દાનરૂપે સોના તથા મોતીનો મોટો જથો મૂક્યો હતો, અને જે ઉદાર વર્તણુક તેમની તરફ ત્યાં ચલાવવામા આવી હતી તેની કદર તે ભિક્ષુઓના લાભને અર્થે દાન મોકલ્યા કરતા. ઉપકારવશ સાધુઓએ પોતાના પરોણાનાં ચિત્રો ચીતરાવી મઠની ભીંતો શણગારી. એ પરોણા કાંઇક અંશે દેખાવ અને પહેરવેશમા ચીનાઓને મળતા હતા. ઇ. સ. ૬૩૦ની વર્ષાઋતુ દરમિયાન હ્યુઆનત્સાંગ કપિસના મઠમાં રહ્યો ત્યારે તેને માલૂમ પડ્યું કે જેને ત્યા તે ઉતર્યો હતો તે લોકો તેમને દાન આપનાર પરોણાઓની યાદદાસ્ત કાયમ રાખતા હતા, અને તેમના માનમાં પાઠ પૂજા કરતા હતા. ઇ. સ. ૬૩૩–૪ માં તે એ જામીનોના ચીનાભુક્તિ મઠમા પણ ચૌદ માસ સુધી રહ્યો હતો.

**ખજાનાની વાત**

કપિશમાંના શાલોક મઠને પેલા જામીને ધનદાનને અર્થે ખજાનો આપ્યો હતો તે વિષે હ્યુઆત્સાંગની જીવન-કથા લખનાર એક વિચિત્ર વાત લખે છે. બુદ્ધના મંડપના પૂર્વ દરવાજાની દક્ષિણ બાજુએ કુબેર કે જંભાલ નામે પણ ઓળખાતા મહાન ભૂત-રાજ વૈશ્રવણની મૂર્તિના પગની નીચે જમીનમાં દાટવામા આવ્યો હતો. એક અધર્મી રાજાએ એ ખજાનો કાઢી લેવાનો યત્ન કર્યો,

પણ તેના રક્ષકદેવની નાખુશી દર્શાવનારે એવા તો ઉત્પાત થયા કે તે બ્હીને ચાલ્યો ગયો એ દાન દેનારની ઇચ્છાને અનુસરી મઠની મરામત કરવા માટે મઠના સાધુઓએ તે ખજાનાનો ઉપયોગ કરવાનો યત્ન કર્યો, ત્યારે પણ એવા જ ઉત્પાત થયા હતા અને તેથી તેઓ બહુ ભયભીત બની ગયા હતા,

હુઆનત્સાંગ એ મઠમા રહેતો હતો ત્યારે મઠના શિખરમા તદ્દન જરૂરી મરામત કરવા માટે એ ખજાનો વાપરવાની પરવાનગી મેળવવા તેના રક્ષક દેવની ઉપર તેની લાગવગ ચલાવવા તેમણે તેને વિનવ્યો તે યાત્રાળુએ એ વિનતિ સ્વીકારી ધૂપ કર્યો, અને તે ખજાનાના રક્ષકદેવને વિધિસર ખાત્રી આપી કે તે ધનનો કાઇ પણ જાતનો બગાડ કે દુરૂપયોગ થવા દેવામા આવશે નહિ ત્યારબાદ એ જગાએ ખોદકામ કરવા માટે કામે લગાડેલા મજુરોને કાંઈ વિઘ્ન નડ્યુ નહિ સાત કે આઠ ફીટની ઉંડાઇએ કેટલાય મણ સોનુ અને મોતીથી ભરેલો મોટો તાંબાનો ચરૂ નીકળ્યો શિખરની મરામત કર્યા પછી વધેલો ખજાનો એ ધર્મવેત્તા કરતા ધર્મ કે અધર્મનો ઓછો વિચાર કરનાર ખોદનારાઓ ક્યારનાએ ખોદી ગયા છે એ નક્કી છે

**અશોકની પ્રણાલિ કથાના પડઘા**

કનિષ્કના ધર્મફેરની તથા ત્યાર પછીના બૌદ્ધ સપ્રદાય માટેના તેના અપ્રતીમ ઉત્સાહની વાતો અશોકની કથાઓને એટલી બધી મળતી છે કે કેટલે અંશે તે ખરેખર બનેલી બીનાઓની કથા છે અને કેટલે અંશે વધારે જુની કથાઓના પડઘારૂપ છે તે નક્કી કરવું ઘણુ અઘરૂં છે અશોકની પેઠે આ સુચી સમ્રાટે પોતાની આત્મકથાના ફકરા પ્રસિદ્ધ કર્યા નથી એટલે એક ધાર્મિક પુસ્તકના પાનાઓમા આપણને જ્યારે એમ કહેવામા આવે છે કે યુદ્ધો દરમિયાન પોતે કરેલા રક્તપાતના પશ્ચાત્તાપને લીધે તેણે ધર્મફેર કર્યો, ત્યારે એ કથનના સત્યનો

નિર્ણય કરવાનું અશક્ય છે. અશોકે જાતે પોતાને માટે કરેલી વાતનો આ કથા માત્ર પડઘો જ છે.

**કનિષ્કનો ધર્મ ફેર**

નગ્ન શાક્યમુનિનો ધર્મ સ્વીકારતાં પહેલાં અને તેના તે ધર્મમાં અશ્રદ્ધાના દિવસોમાં તેણે કરેલી અમાનુષી ક્રૂરતાની રૂંવાટાં ઉભાં કરે એવી વાતોથી ધાર્મિક પુસ્તકોના લેખકો અશોકના ધર્મ ફેરનો યશ વધારવા યત્ન કરતા હતા તેવી જ રીતે તેના પૂર્વ જીવનમાં કનિષ્કને ખરા ખોટાની વિવેક બુદ્ધિ જ નહોતી અને તે બુદ્ધના ધર્મને તુચ્છકારી કાઢતો હતો એમ કહેવામાં આવે છે. કનિષ્કના ધર્મ ફેરના વિષયની સૌથી વધારે વિશ્વાસપાત્ર સાક્ષી તેના સિક્કાઓની લાબી અને વિવિધતાભરી શ્રેણી પૂરી પાડે છે. બધા સિક્કાઓની પેઠે એ સિક્કાઓ પણ જે સમ્રાટને નામે તે પાડવામાં આવ્યા હોય છે તેના તેમજ તેણે વશ કરેલા લોકોના ધાર્મિક વિચારોની છાયા બતાવે છે. એ સિક્કાઓમાં સૌથી સારા અને સૌથી વહેલા પાડેલા માની શકાય એવા ગ્રીક લિપિ અને ગ્રીક ભાષામા કરેલાં લખાણ અને ગ્રીક નામ નીચે સજીવ જેવા કલ્પાયેલા સૂર્ય અને ચંદ્રની મુખ–છબી ધારણ કરે છે. ત્યારપછીના સિક્કા પરનાં લખાણમાં ગ્રીક લિપિ કાયમ રહે છે, પણ લખાણોની ભાષા પ્રાચીન ઇરાની ભાષાનાં રૂપાતરરૂપ ખોતાની હોય છે. તેની ઉપર ચીતરેલી છબીઓમાં ગ્રીક, ફારસી, તથા હિંદી લોકોથી પૂજાતા દેવોનો શંભુ મેળો જોવામાં આવે છે. શાક્યમુનિ બુદ્ધની મૂર્તિવાળા અને ગ્રીક અક્ષરોમાં તેના નામવાળા કોઇક કોઇક વિરલ સ્થળે મળી આવતા સિક્કા સાધારણ રીતે તેના અમલના અંત ભાગમાં પાડેલા ગણાય છે; પણ તે બધા બહુ સારી રીતે પાડેલા છે અને સામાન્ય રીતે મનાય છે, તેના કરતાં વહેલા પાડેલા હશે એમ લાગે છે. કનિષ્કના ધર્મ ફેરની ચોકકસ સાલ નક્કી કરવાનું કામ તો અશક્ય છે તોપણ એટલું તો જરૂર કહી શકાય કે એ બનાવ એના ગાદી ઉપર આવ્યા પછી કેટલાંક વર્ષ વીત્યા બાદ બન્યો હશે.

જાત જાતના દેવોના શભુ મેળા વચ્ચે બુદ્ધ એ દેખાવ અશોકને ઘણોજ વિચિત્ર, બલ્કે ન કલ્પી શકાય એવો લાગત, પણ કનિષ્કને મન તે તદ્દન કુદરતી હતો એના સમયનો નવીન બૌદ્ધ સપ્રદાય ઘણો વહેલો શરૂ થયો હતો અને તેને 'મહાયાન' નામ આપવામા આવ્યુ હતુ તેની ઉત્પત્તિ પરદેશમા થયેલી જણાય છે સિકદરની જીત, મૌર્ય સામ્રાજ્યની ઘટના અને તે બધા કરતા વધારે અશે પહેલા રોમન સમ્રાટોની સત્તા નીચે આખા રોમન સામ્રાજ્યના એકત્ર થવાને પરિણામે શક્ય થયેલા હિંદી, જરથોસ્તી, ખ્રીસ્તિ, ગ્રીક અને નોસ્ટિક તત્ત્વોના અટપટા પરસ્પર કાર્યની અસરથી તે સપ્રદાયની અભિવૃદ્ધિ થઈ હતી આ નવા બૌદ્ધ સપ્રદાયમા તત્ત્વ દષ્ટિએ નહિ, પણ વ્યવહારમા તો મુનિ ગૌતમ, મુનિ મટી શ્રદ્ધાળુની પ્રાર્થના સાભળતા અને તેમની તથા પાપીઓની વચ્ચે મારૂપ અનેક વિવિધ બોધિસત્વોથી સેવાયેલા દેવ બન્યા કનિષ્કના બહોળા રાજ્યમા વસતા લોકોના દેવોમા એ બુદ્ધે તેનુ યોગ્ય સ્થાન લીધુ એના ધર્મ ફેર પછી પણ કનિષ્કે, તેના પછીના યુગમા થયેલો હર્ષવર્ધન જેમ વારા ફરતી શિવ અને બુદ્ધનો આદર કરતો હતો તેમ, જુના તથા નવા દેવોને માન આપવાનુ ચાલુ રાખ્યુ

**દેવ તરીકે બુદ્ધ**

પ્રાચીન ગાધારમા એટલે પેશાવર જીલ્લો અને તેની આસપાસના પ્રદેશમા પુષ્કળ જથામા પ્રખ્યાત ગાધાર સ્થાપત્યના નમુના મળી આવે છે સારી કળાના શિષ્ટ નમૂનારૂપ એ સ્થાપત્ય કૃતિઓ, દેવોથી ભરેલા સ્વર્ગવાળા અને અટપટા દેવ પુરાણોવાળા એ નવા સપ્રદાયનુ તાદશ્ય ચિત્ર રજુ કરે છે ખૂબ નકશીવાળા કોરિંથીયન ઘાટના તેમજ એ સ્થાપત્યના બીજા કેટલાક ખાસ લક્ષણુ સિદ્ધ કરી આપે છે કે ગાધાર સ્થાપત્ય, રોમન મહારાજ્યના પ્રારભ કાળના સર્વદેશી ગ્રીક–રોમન કળાની

**ગાંધાર સ્થાપત્યના નમૂના**

માત્ર એક શાખા હતી. ઈસ્વી સનના બીજા સૈકાની શરૂઆતમાં એ સ્થાપત્ય પદ્ધતિની અભિવૃદ્ધિ સોળ કળા સંપૂર્ણ થઇ એમ માનવામાં ઘણા લાયક અને યોગ્ય પરીક્ષકો હવે સંમત થયા છે.

**બૌદ્ધ ધર્મ પરિષદ્**

અશોકે બોલાવેલી પરિષદ્‌ના નમુનાને અનુસરી વ્યવસ્થિત થયેલી પરિષદ્ ભરવાને માટે બૌદ્ધ સંપ્રદાયના ઇતિહાસમાં કનિષ્કનું રાજ્ય ખાસ પ્રખ્યાત છે. સીલોનના ઇતિહાસકારોએ કનિષ્કની એ પરિષદ્‌ની કાંઈ પણ નોંધ લીધી નથી. તેમણે તે વિષે કાંઇ ન સાંભળ્યું હોય એ બનવાજોગ છે. ટિબેટ, ચીન અને મંગોલિયાના લેખકોએ સાચવેલી અને ઉત્તર હિંદમાં પ્રચલિત પ્રણાલિકથા ઉપરથી તેની માહિતી આપણને મળે છે. પહેલાંની પરિષદોની પેઠે આ પરિષદ્‌ના અહેવાલો પણ પરસ્પર વિરોધી છે અને તેની વિગતો દેખીતી રીતે કલ્પનાને આધારે લખાયેલી જણાય છે.

એવું કહેવાય છે કે તેને ધર્મનું શિક્ષણ આપવા રોજ તેને મહેલે આવનાર એક સાધુની પાસે તે પોતાના અવકાશના સમયમાં બૌદ્ધ ધર્મગ્રન્થોનો અભ્યાસ કરતો. જુદા જુદા પેટા સંપ્રદાયોના પરસ્પર વિરોધી સિદ્ધાંતોથી અત્યંત ગુંચવણમાં પડેલા રાજાએ પોતાના ગુરૂ માનનીય શ્રી પાર્શ્વને સૂચના કરી કે સત્યનું પ્રમાણભૂત વિવરણ મેળવવું સલાહભર્યું છે. પાર્શ્વે એ સૂચનાને અંતઃકરણપૂર્વક સંમતિ આપી એટલે તે સૂચનાને અનુસરી ધર્મશાસ્ત્રમાં પારંગત વિદ્વાનોનું સંમેલન કરવાની ગોઠવણ કરવામાં આવી. ખરૂં જોતાં આ પ્રમાણે એકઠા થયેલા વિદ્વાનો હીનયાનની સર્વાસ્તિવાદીઓની એક જ શાખાના હતા એમ જણાય છે. તે સમયના સ્થાપત્યના નમૂના ઉપરથી મત બાંધીએ તો તેમનો આચાર મહાયાનના આચાર કરતાં ભાગ્યેજ જુદો પડતો જણાય છે. પરિષદ્ ક્યાં બોલાવવી એ નિર્ણય કરવાના પ્રશ્નોમાં સૌથી પહેલો પ્રશ્ન હતો. રાજાએ ગાંધારમાં

પોતાની રાજ્યધાનીની સૂચના કરી, પણ તેની ગરમ, ભીની હવા સામે વાંધો બતાવવામાં આવ્યો ત્યારે કોઈએ મગધમાં જ્યાં પહેલી પરિષદ્ ભરાયાનું મનાતું હતું તે રાજગૃહની દરખાસ્ત કરી આખરે કાશ્મીરની આહ્‌લાદદાયક ખુશનુમા હવામાં તે દેશના પાટનગરની પાસે આવેલા કુંડલવણ નામના મઠ આગળ એ પરિષદ્ ભરવાનું નક્કી થયું વસુમિત્રને એ પરિષદ્‌ના પ્રમુખ તરીકે પસંદ કરવામાં આવ્યો, અને પાટલિપુત્રથી રાજા કનિષ્ક પોતાની જોડે લઈ ગયો હતો એવા વાર્તા પ્રસંગવાળો, પ્રખ્યાત લેખક પંડિત અશ્વઘોષને તેનો ઉપપ્રમુખ નીમવામાં આવ્યો એ પરિષદ્‌માં એકઠા થયેલા પાંચસો સભ્યો ઘણા પ્રાચીન કાળથી માંડી તે સમય સુધીના ધાર્મિક સાહિત્યના પુસ્તકોના સંપૂર્ણ તપાસણી અને અભ્યાસને કામે લાગી ગયા અને બૌદ્ધ સંપ્રદાયના ત્રણ મુખ્ય વિભાગોની જબરી ટીકાઓ તેમણે તૈયાર કરી આ પ્રમાણે તૈયાર કરવામાં આવેલા પુસ્તકોમાં 'મહાવિભાષા'નો પણ સમાવેશ થતો હતો એ પુસ્તક ચીનાઈ ભાષામાં મોજુદ છે અને બૌદ્ધ તત્ત્વજ્ઞાનના જ્ઞાન ચક્ર તરીકે તેને વર્ણવવામાં આવે છે ડૉ ટકાકુસુ કે જેને આપણે આ બાબતમાં પ્રમાણરૂપ ગણી શકીએ, તેનો એવો મત છે કે એ પુસ્તક વિદ્વાનોને અભ્યાસ સારૂ ન મળે ત્યાં સુધી કાશ્મીરની પરિષદ્ અથવા તેણે કરેલા કાર્ય માટે કાંઈ પણ વાદવિવાદ કરવો નકામો છે પરિષદ્‌નું કાર્ય પુરૂં થયું ત્યારે તેણે તૈયાર કરેલી ટીકાની તાંબાના પતરાં પર નકલ કરી, કનિષ્ક રાજાના હુકમથી તે પતરાઓને તેમને માટે ખાસ તૈયાર કરેલા સ્તૂપમાં મૂકવામાં આવ્યાં એ કિંમતી લેખો શ્રીનગર પાસેની કોઈ એક ટેકરી તળે હજુ દટાયેલા હોવાનો અને કોઈ ભાગ્યશાળી અકસ્માતથી તે હાથ આવવાનો સંભવ છે પરિષદ્‌નું કામ પત્યા પછી સંઘને અશોકે કાશ્મીર દાનમાં આપ્યું હતું તે કનિષ્કે ચાલુ રાખ્યું અને વરાહમુળ ઘાટને રસ્તે તે પોતાના પાટનગર ગયો [1]

---

૧ મુખ્ય પ્રમાણ હ્યુઆનત્સાંગ (બીલ ૧ પૃ ૧૧૭–૧૫૧, વૉટર્સ ૧ પૃ ૨૭૦ ૮, ટકાકુસુનું વૉટર્સનું અવલોકન જે આર એ એસ ૧૯૦૫

આ પરિષદ્દને કાંઇપણ રાજકીય અગત્ય આપવી જોઇએ નહિ.

મ. સીલ્વીયન લેવિએ પ્રસિદ્ધ કરેલી પ્રણાલિ–કથાઓમાં કનિષ્કના અંતની હકીકત આપતી કહેવાતી એક વિચિત્ર વાર્તા છે. સંભવ છે કે એ વાર્તામાં કાંઇક સત્યનો અંશ હોય. એ વાર્તા નીચે મુજબ છેઃ—

**કનિષ્કના મરણની પ્રણાલિ કથા**

"કનિષ્ક રાજાને માથર નામનો અસાધારણ બુદ્ધિવાળો એક પ્રધાન હતો. તેણે કનિષ્કને સંબોધી નીચે પ્રમાણે કહ્યું, 'પ્રભુ' આપ આપના આ કિંકરની સલાહ મુજબ ચાલવા તત્પર થશો તો જરૂર આખી દુનિયા આપની સત્તાને વશ થશે. બધા તમારે તાબે થશે અને આઠે દિશા તમારા ધર્મને શરણે આવશે. આપના કિંકરે કહ્યું છે તે ઉપર વિચાર કરજો, પણ તે વાત કોઇને કહેશો નહિ.' રાજાએ કહ્યું, 'વારુ, તું કહે છે તેમ થશે,' પછી તે પ્રધાને હોંશિયાર સેનાપતિઓને ટોળે કર્યા અને એક ચતુરંગિણી સેના સજ્જ કરી. જે જે દિશા તરફ રાજા વળ્યો ત્યાના લોક ઝંઝાવાતની આગળ વનસ્પતિ નમે તેમ નમી પડયા. ત્રણ દિશાના લોક તો તેને વશ

---

પૃ. ૪૧૪) જણાવે છે કે એ પરિષદ્ પાર્શ્વ અથવા પાર્શ્વિકની સલાહથી ગાંધારના રાજા કનિષ્કે, વસુમિત્રના પ્રમુખપણા નીચે કાશ્મીરમાં બોલાવી હતી. વસુબંધુના જીવનચરિત્રમાં પરમાર્થ (ઇ. સ ૪૯૯–૫૬૯) સ્વતંત્ર રીતે નિર્વાણ પછી પાંચમા સૈકામાં કોઇ સમયે કાશ્મીરમાં ભરાયેલી પરિષદ્ વર્ણવે છે. તે કનિષ્કનું નામ આપતો નથી. પણ કાત્યાયની પુત્રે તે પરિષદ્ એકઠી કર્યાનું લખે છે. એના કહેવા મુજબ પરિષદે તૈયાર કરેલી ટીકાઓને યોગ્ય રૂપમાં મુકવા તેની જગવિખ્યાત સાહિત્ય કુશળતા કામે લગાડવા શ્રવસ્તિ પ્રાંતના સાકેતમાંથી અશ્વઘોષને બોલાવવામાં આવ્યો હતો. (ટકાકુસુ, જે. આર. એ એસ, ૧૯૦૫, પૃ. ૫૨)

કનિષ્કના સમયનું કહેવાતું વસુમિત્રે રચેલું મહાવિભાષાશાસ્ત્ર નામનું પુસ્તક સર્વાસ્તિવાદી શાખાના મૂળ ગ્રંથ જ્ઞાન પ્રસ્થાનશાસ્ત્રની મહા ટીકારૂપ છે. (ટકાકુસુ; ઇત્સિંગ બુદ્ધિસ્ટ પ્રેક્ટેસિઝ્, પૃ. xxi)

થયા કનિષ્કના ઘોડાની ખરી નીચે દરેક ચીજ કાં તો વળી ગઇ કે ભાગી ગઈ રાજા બોલ્યો 'મેં ત્રણ દિશા વશ વર્તાવી છે ત્યાંના બધા લોક મારે શરણે આવ્યા છે માત્ર ઉત્તર દિશા મારે વશ થઈ નથી તે જો મારે હાથ આવી જાય તો પછી હું કોઇની ઉપર જય મેળવવાનો યત્ન કરીશ નહિ, પછી તે ગમે તે હોય, પણ એ કાર્યમાં સફળતા કેમ મેળવવી તે મને સમજાતું નથી' રાજાની પ્રજાએ આ શબ્દો સાંભળ્યા "એટલે તેમણે આપસઆપસમાં મસલત ચલાવવા માંડી તેમણે કહ્યું, રાજા લોભી, ક્રૂર અને અન્યાયી થયો છે એની ચાલુ રહેતી સ્વારી અને જીતોથી એના ઘણાખરા નોકરો થાકી કંટાળી ગયા છે એ સંતોષ તો સમજતો જ નથી અને ચારે દિશા પર રાજ્ય કરવા માગે છે દૂર દૂરના મોખરાઓપર પલટણો તેણે મૂકેલી છે અને આપણા સગા આપણાથી દૂર રહે છે પરિસ્થિતિ આવી હોવાથી આપણે તેને દૂર કરવાની કાંઇ યુક્તિ યોજવી જોઇએ તે પછી જ આપણે સુખી થઇશું,' એવામાં રાજા માંદો પડયો એટલે તેમણે તેને રજાઇ ઓઢાડી અને પછી તેની ઉપર એક માણસ ચઢી બેઠો એટલે તુરત રાજાનો પ્રાણ નીકળી ગયો"

કનિષ્કનું રાજ્ય પીસ્તાલીશ વર્ષ ચાલ્યું જણાય છે તે ઇ. સ. ૧૦૦ માં પુરૂં થયું એમ આપણે માની શકીએ

કનિષ્કના અનુગામીઓ વિષે બહુજ થોડી માહિતી આપણને છે

**વાસિષ્ક**

લેખો ઉપરથી જણાય છે કે વાસિષ્ક ૨૪ મા વર્ષમાં મથુરામાં રાજ્ય કરતો હતો, હુવિષ્ક ૩૩ અને ૦ વર્ષની વચ્ચેના સમયમાં રાજ્ય કરતો હતો અને પંજાબમાં આરામાં ૪૧ મા વર્ષમાં કનિષ્ક નામનો એક બીજો રાજા રાજ્ય કરતો હતો વાસિષ્ક અને હુવિષ્ક એ બંને કનિષ્કના પુત્ર હતા, અને તેમનો પિતા હિંદની સરહદ પરના પર્વતોની પાર યુદ્ધે ચઢ્યો હતો, ત્યારે તે બંને એક પછી એક એમ ઉત્તર હિંદના સૂબા તરીકે રહ્યા

હતા, આમ માનવું એ આ દેખીતા વિરોધને ટાળવાનો ઉત્તમ માર્ગ છે. વાશિષ્કના સિક્કા મળી આવ્યા નથી. તે તેના પિતાની હયાતિમાં મરણ પામ્યો જણાય છે. કનિષ્કની પછી હુવિષ્ક તેના આખા રાજ્યના વારસ તરીકે ગાદીએ આવ્યો જણાય છે. મોટા પ્રમાણમાં મળી આવતા હુવિષ્કના સિક્કા તેના રાજ્ય ગાદી પર આવ્યા પછી પાડ્યા હશે એમ સમજાય છે. વાશિષ્કને પોતાના નામના સિક્કા પાડવાની સત્તા આપવામાં આવી નહોતી એમ આપણે માની લઇ શકીએ. એણે સિક્કા પડાવ્યા હોય તો અત્યાર સુધીમાં તેના થોડા પણ નમૂના ન મળી આવે એ ભાગ્યે જ સભવિત છે.

**હુવિષ્ક**

હુવિષ્કના રાજ્યમાં કાબુલ, કાશ્મીર અને મથુરાનો સમાવેશ થતો હતો એ તો નક્કીજ છે. મથુરામાં એક ભવ્ય બૌદ્ધ મઠ તેનું નામ ધારણ કરતો હતો, અને તેનાજ દાનથી હયાતિમાં આવ્યો હતો એ નિઃશંક વાત છે. કનિષ્કની પેઠે એ પણ બૌદ્ધ સંઘની સંસ્થાઓનો ઉદાર આશ્રયદાતા હતો. વળી તેના પૂર્વગામીની પેઠે એ પણ ગ્રીક, હિંદી અને ફારસી દેવોના વિચિત્ર શંભુમેળાનો શોખીન હતો. તેના સિક્કાપરનાં ચિત્રોમાં 'હીરેક્લીસ સરાપિસ, સ્કંધ અને તેનો પુત્ર વિશાખ, ફેરો, અગ્નિદેવ વગેરે બીજા ઘણા દેવો દેખાય છે; પણ તેમાં બુદ્ધનું નામ જણાતું નથી. આ ઉપરથી એમ જણાય છે આ પ્રાચીન સીથિયન રાજાઓના દિલમા બૌદ્ધસંપ્રદાયની શ્રદ્ધાએ ઉંડા મૂળ ઘાલ્યાં નહોતાં. રાજ્યાશ્રય બળવાન બૌદ્ધસંઘને તથા તેના ધર્મને વહેંચાતો આપવામાં આવતો હતો એમ આપણે વ્યાજબી રીતે માની શકીએ. આખા રાજ્યમા જેની શાખાઓ ફેલાયેલી હતી એવા ધનવાન અને લાગવગવાળા સંઘની તે સમયમાં કોઇપણ ડાહ્યો અને સમજુ સમ્રાટ ઉપેક્ષા કરી શકે એમ ન હતું.

**હુષ્કપુર** — કાશ્મીરમાં હુવિષ્કે વસાવેલું હુષ્કપુર, બારામુલા ઘાટની અંદરની બાજુએ અતિશય અગત્યનું સ્થાન રોકતું હતું, અને ત્યારપછી સૈકાઓ સુધી એ જાણવાજોગી જગા તરીકે ચાલુ રહ્યું આશરે ઈ સ ૬૩૧ માં હ્યુઆનત્સાંગે કાશ્મીરની મુલાકાત લીધી ત્યારે કેટલાક દિવસો સુધી હુષ્કપુરના મઠનું ઉદાર આતિથ્ય તેણે ભોગવ્યું ત્યાંથી તેને પૂર્ણ આદર સાથે તથા આશરે ૫૦૦૦ સાધુના સરઘસ સાથે કાશ્મીરના પાટનગરમાં લઈ જવામાં આવ્યો ત્યાં તેણે અસંખ્ય ધાર્મિક ગ્રન્થો જોઈ 'ઉષ્કુર' નામના એક નાના ગામડાથી હુષ્કપુરનો સ્થાનનિર્દેશ હાલમાં થાય છે ત્યાં આજપણ કોઈ સ્તુપના ખંડિયેર દેખાય છે

**રાજ્યનો સમયાવધિ** — હુવિષ્કનો અમલ લાંબા સમયનો હતો એમાં તો કાંઈ શક નથી, પણ તેના રાજકીય બનાવોની બધી યાદદાસ્તનો લોપ થઈ ગયો છે કનિષ્કના સિક્કાની સાથે સાથે મળી આવતા તેના સિક્કા, કનિષ્કના કરતા વધારે વિવિધતા બતાવે છે તે સિક્કા તેના સમકાલીન સ્થાપત્યની પેઠે ચાલુ ગ્રીક પ્રભાવની અસરની સાબિતી આપે છે સોનાના સિક્કાના કેટલાક નમૂના સારી રીતે પાડેલી અને ખાસ લક્ષણોવાળી રાજાની મુખછબી બનાવે છે તે જોતા તે નિશ્ચયી, સ્પષ્ટ રેખાઓવાળા મુખવાળો, ઉંડી મોટી આંખોવાળો અને ગરુડ જેવા નાકવાળો હતો એમ જણાય છે એના અમલ દરમિયાન કુશાન સત્તા ઘટી હોય એમ જણાતું નથી એનો અમલ ઈ સ ૧૮૨ માં પૂરો થયેલો આપણે માની શકીએ

**વાસુદેવનું રાજ્ય ? ઈ. સ. ૧૮૨ થી ૨૨૦** — હુવિષ્કની પછી વાસુદેવ ગાદીએ આવ્યો હિંદપર ચઢી આવતા પરદેશીઓ કેટલી ઝડપથી તેમની ઉપાધિની પ્રબળ અસરને વશ થતા હતા તે વિષ્ણુના બીજા શબ્દરૂપ આ રાજાના નામ ઉપરથી સમજાય છે તેના સિક્કા-

ઓથી પણ એ જ બાબત સિદ્ધ થાય છે. તેમાંના ઘણાખરાની પાછલી બાજુએ પાશ, ત્રિશુળ અને હિંદુ પ્રતિમાવિધાનમાં વર્ણવેલાં બીજાં ચિહ્નો ધારણ કરવાવાળા શિવ તેમના નંદી સાથે ચીતરેલા છે. મોટે ભાગે મથુરા મુકામે મળી આવતા વાસુદેવના લેખો કુશાન સમયમાં વપરાતા સંવતના ૭૪ થી ૯૮ વર્ષ સુધીના છે અને તે તેનું રાજ્ય પચીશ વર્ષથી ઓછું નહિ હતું એમ સૂચવે છે. તેનું રાજ્ય આશરે ઈ. સ. ૨૨૦ માં પુરૂં થયું એમ આપણે માની શકીએ.

**કુશાનસત્તા દોહળી થઇ**

વાસુદેવના લાબા રાજ્યના અંત ભાગમાં કુશાનસત્તા દોહળી થઈ એમ જણાય છે. દેખીતી રીતે તેનો અમલ પુરો થયો તે પહેલાં અથવા તો તે બનાવ પછી તરતજ બધાં મહાન રાજશાહી તંત્રોને લાગુ પડતા નિયમને કનિષ્કનું રાજ્ય તાબે થયું અને થોડો સમય ભવ્ય એકતા અનુભવી આખરે તેના ભાગલા પડી ગયા. વાસુદેવના મરણ પછી પણ તેના નામના સિક્કા પાડવાનું કામ ચાલુ રહ્યું. ઇ. સ. ૨૩૮ થી ૨૬૯ સુધી ઇરાનમાં રાજ્ય કરનાર સસાનિયન સમ્રાટ પહેલા શાપોરના દેખીતા અનુકરણમાં ઇરાની પહેરવેશવાળી રાજાની આકૃતિ આખરે તેના ઉપર પાડવામાં આવી.

**પ્લેગ**

ઇ. સ. ૧૬૭ માં ભયંકર મહામારી (પ્લેગ) ચાલી બેબીલોનિયામાંથી શરૂ થયેલી એ મહામારીએ કેટલાંક વર્ષ સુધી રોમ અને પાર્થિયાનાં મહારાજ્યોને ઉજાડયાં. રોમમાં તેમ જ આખા ઇટાલી અને બધા પ્રાંતોમા, વસ્તીનો ઘણો મોટો ભાગ તેમજ લગભગ તમામ લશ્કર એ જીવલેણ રોગનાં ભોગ થઇ પડયાં. નિબુરે એવો મત દર્શાવ્યો છે કે 'માર્કસ ઓરિલિયસના સમયમાં થયેલી મહામારીએ લગાવેલા ફટકાની અસરથી પ્રાચીન સમયની દુનિયા કદી પુરેપુરી મુક્ત ન થઇ. હિંદ એની અસરથી બચી જવા પામ્યું

હોય એ સંભવિત નથી આ ભયંકર મહામારીથી હિંદી-સીથિયન રાજા થયો હોય એમ માનવું વાજબી છે

**હિંદપર સસાનિયન અસર**

સિક્કાઓ જોતાં જણાય છે કે હિંદના અંદરના ભાગમાં ઇરાનનો પ્રભાવ ફરીથી પડવો શરૂ થયો. તે કઇ રીતે શરૂ થયો તે વિષે કાંઇ જ ચોક્કસ માહિતી નથી ઈ સ ૨૭૭થી ૨૯૪ સુધીના કોઈ સમયે બહેરામ બીજાએ (વરાહરાન) સિસ્તાન પર સ્વારી કર્યાનું જાણમાં છે, પણ ત્રીજા સૈકામાં હિંદપર સસાનિયનોએ સ્વારી કર્યાની કાંઇ પણ ચોક્કસ નોંધ નથી એ સમયાંતરમાં ઐતિહાસિક માહિતીના બધા સાધારણ ઝરણ સુકાઈ જાય છે ચોક્કસ રીતે એ સમયના સિદ્ધ કરી શકાય એવા કોઇ લેખ હાથ આવ્યા નથી, અને માત્ર સ્થાનિક રાજાઓએ પાડેલા સિક્કાઓ આપણને ભાગ્યે જ કાંઇ મદદ કરી શકે એમ છે ઇરાનના અર્સેકિડન વંશને ખસેડી સસાનિયન વંશે તેનું સ્થાન લીધું તે જ અરસામાં ઉત્તર હિંદમાં કુશાન વંશ અને દક્ષિણના ઉચ્ચ પ્રદેશમાં આંધ્ર વંશ, એમ બે મોટા વંશનો લગભગ એક જ સમયે લોપ થાય છે આ ત્રણે બનાવ કોઇક રીતે એક એક જોડે સંબંધ ધરાવતા હશે એવી અટકળ બાંધવાનું સાહસ ખેડયા વગર રહેવાતું નથી ફિરિસ્તા કહે છે તેમ પહેલા સસાનિયન સમ્રાટના અમલ દરમિયાન હિંદપર ઇરાને કરેલી સ્વારીથી જ કુશાન સિક્કા પરની ઇરાનની અસર સમજાવી શકાય એમ છે[1]

---

૧ ફિરિસ્તા તેની પ્રસ્તાવનામાં (ઇલીયટ એન્ડ ડૉસન, ૬, ૫૫) લખે છે કે 'એક વર્ષ અરદેશર બાબગાન (ઈ સ ૨૨૬-૪૧) હિંદપર ચઢી આવ્યો અને સરહિંદ સુધી પહોંચી ગયો જુનાદ બહુ ગભરાઇ ગયો અને ઝડપથી તેનો આદરસત્કાર કરવા દોડયો તેણે ખંડણી તરીકે મોતી, સોનું, ઝવેરાત અને હાથી રજૂ કર્યાં અને તેમ કરી અરદેશરને પાછો વાળ્યો' જે એ સો બો ભાગ ૧, પૃ ૬૬ (૧૮૯૭, પૃ ૫૫૨ વી એ સ્મીથે વર્ણવેલા જેલમ જીલ્લામાંથી મળેલા સિક્કાની હયાતિથી એ કથનને ટેકો મળે છે

**પરદેશી ચઢાઇઓ**

આટલી વાત તો ચોખ્ખી જ છે કે વાસુદેવ એ છેલ્લો કુશાન રાજા હતો અને હિંદના ઘણા મોટા વિસ્તાર પર તેની આણ ફરતી હતી. તેના મરણ પછી હિંદમાં કોઈ સાર્વભૌમ સત્તાની હયાતિનું કાંઇ ચિહ્ન જણાતું નથી. સંભવ છે કે અસંખ્ય રાજાઓ સ્વતંત્ર થઇ ગયા હશે અને પૂર્વ દેશોમાં સામાન્ય રીતે બને છે તેમ એક મોટી રાજશાહીના વિનાશમાથી ટુંક મુદતીઆં ઘણા રાજ્ય ઉભાં થયાં હશે. પણ ત્રીજા સૈકાનાં ઇતિહાસના સાધનનો એવો તો અભાવ છે કે તે ક્યાં હતાં અથવા કેટલાં હતાં એ કહેવું અશક્ય છે. એ સમય મહાન ઉથલપાથલનો હતો અને જોડે હિંદના વાયવ્ય ખુણામાંથી પરદેશીઓની ચઢાઇઓ થતી હતી. આંધ્રોની પછી આવનાર વંશોમાં આભિર, ગર્દભિલોશક, યવન, બાલ્હીક અને બીજા પરદેશી વંશો વિષે પુરાણોમાં જે અસંબંદ્ધ કથનોનો ખીચડો જોવામાં આવે છે, તેમાં એ યુગના અસ્થિરપણાની સ્પષ્ટ છાયા દિસી આવે છે. આવી રીતે ગણાવેલા વંશ મોટે ભાગે એકએકની પછી થયેલા નહિ પણ સમકાલીન હતા, અને તેમાંનો એક પણ સાર્વભૌમ સત્તા ભોગવવાનો દાવો કરી શકે એમ નથી. આ અરાજકતાના અથવા ઉથલપાથલના સમયના પુરાણોના અહેવાલોને કાંઈક પદ્ધતિસર ગોઠવવાનું કામ તદ્દન અશક્ય જેવું જણાય છે: વળી જેનાં રૂપ જ અનિશ્ચિત છે એવાં નામોની લાંબી યાદી આપવાથી ભાગ્યે જ કાંઇ લાભ થાય એમ છે.

**કાબુલ અને પંજાબના કુશાન રાજા**

સિક્કાઓ ઉપરથી જણાય છે કે પંજાબ અને કાબુલમાં કુશાનોની સત્તા ઘણા સમય સુધી ટકી રહી. પાંચમા સૈકામાં સફેદ હુનોએ તેમની સત્તાનો ધ્વંસ કર્યો ત્યાંસુધી કાબુલમાં તો કુશાન રાજાઓનું પ્રાબલ્ય હતું એ વાત તો નક્કી જ છે. ચોથા સૈકાની શરૂઆતમાં તેમાંના એકે ઇરાનના

સસાનયન રાજા બીજા હોરમઝદ વેરે પોતાની છોકરી પરણાવી હતી ઈ સ ૩૬૦ મા બીજા સાપોરે અમિદાને ઘેરા ઘાલ્યો ત્યારે હિંદી હાથીઓની વૃદ્ધરાજા ગ્રમ્બેટીમની સરદારી નીચેના કુશાન લશ્કરની સહાયથી તે રોમન પલટણો ઉપર જીત મેળવી શક્યો હતો એ યુદ્ધમા ગ્રમ્બેટીસને માનનુ સ્થાન આપવામા આવ્યુ હતુ અને તેની સહાયમા સિસ્તાનના શક હતા

**નાના રાજા**

ત્રીજા સૈકામા પંજાબમા રાજ્ય કરનાર અને પોતાના નામના અને કેટલાક ફેરફારો સાથે વાસુદેવના જેવા સિક્કા પડાવનાર પરદેશી રાજાઓ કેટલે અંશે કુશાન અને કેટલે અંશે બીજી એશિયાઇ જાતોના હતા એનો નિર્ણય કરવો ઘણો અઘરો છે. આ જાતના સિક્કાઓની ઢાગણુ આગળનુ કાઈક વિકૃત ગ્રીક લિપિમા લખેલુ લખાણ કા તો કનિષ્ક અથવા વાસુ (દેવ) કુશાન રાજાધિરાજનુ નામ સાચવી રાખે છે અને એમ કરી કુશાન આધિપત્ય સ્વીકારે છે પણ ભાલાની પાસે હિંદી અક્ષરોમા લખેલા નામ ચિનાઈ નામ ભા ગા વિ વગેરે જેવા એકપદી હોય છે તે એકપદી નામો હિદપર ચઢી આવેલા અને કાબુલના ગાદી અથવા કુશાન રાજાઓનુ આધિપત્ય સ્વીકારનાર સરદારોના નામ હોય એમ લાગે છે વિકૃત કુશાન નમુનાની આગલી બાજુવાળા અને ખાલી જગામા હિંદી બ્રાહ્મી અક્ષરોમા પાસન, નુ અને શિલદ એ નામવાળા એક સિક્કાની પાછલી બાજુએ પહેલા સસાનિયન રાજાઓના સિક્કા પર હોય છે તેવી અગ્નિની વેદી જોવામા આવે છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કોઈપણ પ્રકારે ત્રીજા સૈકામા પંજાબે ઇરાન જોડેનો તેનો જુનો સબધ ચાલુ કર્યો પાછળના સમયના કુશાનના સિક્કા સસાનિયન સિક્કા જોડે ચોખ્ખો સબધ ધરાવે છે કનિષ્કના અનુગામીઓને તેની પહેલા મુકવાના વાદોની આ બીના વિનાશક છે એમ મને લાગે છે

**હિંદના અંદરના ભાગના ઇતિહાસમાં શૂન્યાવકાશ**

ત્રીજા સૈકામાં તેમજ ચોથા સૈકાની શરૂઆતમાં, પંજાબ બાદ કરતાં બાકીના ઉત્તર હિંદના રાજવંશો બાબત કાંઈ ચોક્કસ નોંધ નથી. સમ્રાટોનું નિવાસસ્થાન પાટલિપુત્ર છેક પાંચમા સૈકા સુધી અગત્યની જગા તરીકે ટકી રહેલું જણાય છે. પણ ત્રીજા સૈકામાં ત્યાં કયો વંશ રાજ્ય કરતો હતો તેનું કાંઈ ચોક્કસ નિશાન નથી. સંભવ છે કે એ સમયના મોટા ભાગ દરમિયાન તે શહેર શકોની સત્તા નીચે હશે. ઈ. સ. ૩૨૦ માં, ગુપ્ત સંવત્ સ્થાપનાર પોતાના લિચ્છવિ કન્યા જોડે થયેલાં સંબંધને બહુ અગત્ય આપે છે તેથી એવું સૂચન થાય છે કે ત્રીજા સૈકામાં પેશાવરમાંના કુશાન વંશના ખંડિયા કે આધિપત્ય નીચે રાજા તરીકે વૈશાલીના અનાર્ય લિચ્છવિ રાજાઓને હાથ પાટલિપુત્ર હોય. આ સમયમાં પશ્ચિમ હિંદના શક સુબાઓની વંશાવળી જ કાંઇક સમજી શકાય એવો એ સુબાઓનો ઇતિહાસ હવે પછીના પ્રકરણમાં ગુપ્ત રાજાઓના સંબંધમાં આપવો વધારે અનુકૂલ થઈ પડે એમ છે. ઇ. સ. ૨૨૦ કે ૨૩૦ માં કુશાન અને આંધ્ર વંશોનો લોપ થયો અને એકાદ સૈકા પછી ગુપ્ત રાજવંશનો ઉદય થયો; એ બે બનાવો વચ્ચેનો સમય હિંદના આખા ઇતિહાસમાં ઘણો જ અંધકારનો યુગ છે.



## આશરે પડતી કુશાન વંશાવળી

| સાલ | બનાવ |
|---|---|
| ઇ. સ. પૂર્વે | |
| ૧૭૪ | હ્યુગ-નુ-સરદાર મોડકનું મરણ |
| ૧૬૫ | હ્યુગ-નુએ કાન-સુમાંથી યુચીની મુખ્ય ટોળી હાંકી કાઢી |
| ૧૬૩ | યુ-સુનના સરદાર નાન-ટયુ-મિ યુચીથી મરાયો |
| ૧૬૦ | હ્યુગ-નુના સરદાર કિ-યુકનું મરણ |
| ૧૬૦-૫૦ | યુચીઓએ શકોનો મુલક કબજે કર્યો, શકોનું સ્થાનાંતર |
| ૧૫૦-૪૦ | હિંદ પર શકોનું આક્રમણ |
| ૧૪૦ | યુ-સુન ટોળીના સરદાર નાન-ટિયુ-મના જુવાન પુત્ર કોએન-મુઓએ શક દેશમાંથી યુચીઓને હાંકી કાઢ્યા |
| ૧૩૮ | ઓક્સસ નદીની ઉત્તરે અને દક્ષિણે યુચીઓએ ટા-હિઆને વશ કર્યા યુચીઓએ ભટકતા મટી ઠરી ઠામ પડવાની શરૂઆત કરી |
| ૧૩૫ | ચીનના સમ્રાટ વુ-ટિએ યુચીઓ ત્યાં ચાંગ-કિએન નામનો એલચી મોકલ્યો |
| ૧૨૫ | ઓક્સસ નદીની ઉત્તરે આવેલા યુચીઓના મથકે ચાંગ-કિએન આવી પહોંચ્યો |
| ૧૨૨-૨૦ | ચાંગ-કિએન ચીન પાછો ફર્યો |
| ૧૧૪ | ચાંગ-કિએનનું મૃત્યુ |
| ૧૦૦ | ઓક્સસની દક્ષિણે આવેલા પ્રદેશમાં યુચી વસાહતોનું ફેલાવું. નદીની દક્ષિણે ટા-હિઆની રાજધાની લાન-સુ (બલ્ખ) યુચીઓએ હાથ કરી |

૯૫ કુશાન અને બામિયાને મળી પાંચ યુચી રાજ્ય વિભાગની ઘટના.

૫૮–૫૭ વિક્રમ સંવતનો પ્રારંભ.

૨૬ ઓગસ્ટસને ત્યાં હિંદી એલચી મંડળ.

૨ એક યુચી રાજાએ કોઇ ચીના અમલદારને બૌદ્ધ પુસ્તકોનું શિક્ષણ આપ્યું.

ઇ. સ.

૮ ચીનનો તેની પશ્ચિમે આવેલા મુલકો જોડેનો સંબંધ ટુંક મુદત માટે બંધ.

૧૪ રોમન સમ્રાટ્ ઓગસ્ટસનું મરણ; ટાઇબેરિયસનું ગાદીએ આવવું.

૨૩ ચીનની પહેલા અથવા શરૂના હાન વંશનો અંત.

૩૮ રોમન સમ્રાટ્ ગેઅસ (કેલિગુલા)

૪૦ પહેલો કડફિસિઝ.

૪૦–૫૫ કડફિસિઝ પહેલાના અમલમાં પાંચ યુચી રાજ્યોનું એકત્ર થઇ કુશાન રાજ્ય બનવું; તેની કાબુલ, ગાંધાર અને પોટા એટલે બેકિટ્રયા કે એરેકોઝિયાની જીત.

૪૧ રોમન સમ્રાટ ક્લૉડિયસ.

૪૫–૭૦ હિંદી–પાર્થિયન સત્તાનો ધ્વંસ; કડફિસિઝ પહેલો ક્રમે ક્રમે ઉત્તર હિંદ જીતે છે.

૪૮ તક્ષિલામાં ગોંડોફરનીસ પછી કડફિસિઝ પહેલો ગાદીએ આવ્યો.

૫૪ રોમન સમ્રાટ નીરો

૬૪ ચીનના સમ્રાટ મિંગ-ટિએ મોકલેલા બૌદ્ધ પુસ્તક

૬૮-૯ રોમન સમ્રાટો ગાલ્બા-ઓથો અને વિટેલિયસ.

૭૦ રોમન સમ્રાટ વેસ્પેસિયન

૭૩-૧૦૨ ચીનાઇ સરદાર પાન-ચાઓની ખોતાનમા વિજયી કારકિર્દી

૭૭ પ્લિનીની 'નેચરલ હિસ્ટરી'ની પ્રસિદ્ધ

૭૮ શક કે શાલિવાહન સંવતનો સમય, એંશી વર્ષની વયે પહેલા કડફિસિઝનુ મૃત્યુ તેનો પુત્ર બીજો કડફિસિઝ વેમ કડફિસિઝ ગાદીએ આવ્યો

૭૯ રોમન સમ્રાટ ટાઇટસ

૮૧ રોમન સમ્રાટ્ ડોમિશિયન ગાદીએ આવ્યો.

૮૯-૧૦૫ ચીનનો સમ્રાટ્ હો-ટિ

૯૦ પાન-ચાઓને હાથે બીજા કડફિસઝનો પરાજય.

૯૪ પાન-ચાઓની સરદારી નીચે ચીનાઓએ કુચા અને કારા-શહેર હાથ કર્યું

૯૬ રોમન સમ્રાટ, નર્વા ગાદીએ આવ્યો

૯૮ રોમન સમ્રાટ્ ટ્રાજન ગાદીએ આવ્યો

૯૯ ટ્રાજન રોમમા આવી પહોચ્યો

૧૦૦ ટ્રાજનને ત્યા હિંદી એલચી મડળ, બૌદ્ધ પરિષદ

૧૦૫ અરબસ્તાનમા પેટ્રાનું નબાટિયન રાજ્ય રોમનોએ ઉખેડી નાખ્યુ, પાર્થીયનો ઉદય.

૧૧૦ બીજો કડફિસિઝ મરણ પામ્યો

૧૧૬ ટ્રાજને મેસોપોટેમિયા જીતી ખાલસા કર્યું

૧૧૭ રોમન સમ્રાટ્ હેડ્રિયન ગાદીએ આવ્યો; તેણે મેસોપોટેમિયાનો કબજો છોડી દીધો.

૧૨૦ કુશાન કનિષ્ક ગાદીએ આવ્યો; તેના સંવતનું પહેલું વર્ષ.

૧૨૩ કનિષ્કનો સારનાથનો શિલાલેખ (વર્ષ ત્રીજું.)

૧૨૩–૬ હેડ્રિયનનો આથેન્સમાં નિવાસ.

૧૩૦–૫૨ કનિષ્કની ચીનાઈ તુર્કસ્તાનમાં જીતો.

૧૩૧–૧૩૬ હેડ્રિયનની યાહુદીઓ સાથે લડાઇ.

૧૩૮ કનિષ્કનો માણિક્યાલનો લેખ (વર્ષ ૧૮); રોમનસમ્રાટ્ એન્ટોનિયસપિયસ ગાદીએ આવ્યો.

૧૫૦ પશ્ચિમ હિંદના સુબા રૂદ્રદામનનો જુનાગઢનો લેખ.

૧૬૦ કનિષ્કનું મરણ; તેના આખા રાજ્યના સમ્રાટ્ તરીકે હુવિષ્ક ગાદીએ આવ્યો.

૧૬૧ રોમન સમ્રાટ્ માર્કસ ઓરિલિયસ ગાદીએ આવ્યો.

૧૬૨–૫ પાર્થિયન રાજા વોલોજીસીસ ત્રીજાને રોમનોએ હાર આપી.

૧૭૫ માર્કસ ઓરિલિયસની પૂર્વ દેશો પર સ્વારી.

૧૮૦ રોમન સમ્રાટ્ કોમોડસ ગાદીએ આવ્યો.

૧૮૨ વાસુદેવ કુશાન ગાદીએ આવ્યો.

૧૯૨–૩ રોમન સમ્રાટો પર્ટિનેક્ષ અને જુલિએનસ.

૧૯૩ રોમન સમ્રાટ્ સેપ્ટિમિયસ સેવરસ ગાદીએ આવ્યો.

૨૦૦ પાલ્મીરા રોમન સંસ્થાન થયું.

૨૧૧ રોમન સમ્રાટ્ કરાકાલા ગાદીએ આવ્યો

| | |
|---|---|
| ૨૧૬ | કરાકાલાની પાર્થિયા પર ચઢાઈ |
| ૨૧૭ | રોમન સમ્રાટ્ મેક્રિનસ ગાદીએ આવ્યો |
| ૨૧૮ | રોમન સમ્રાટ્ ઇલેગેબેલસ ગાદીએ આવ્યો |
| ૨૨૦ | વાસુદેવ કુશાનનું મરણ |
| ૨૨૦-૬૦ | પાછલા કુશાન રાજાઓ |
| ૨૨૨ | રોમન સમ્રાટ્ અલેગ્ઝાંડર સેવેરસ ગાદીએ આવ્યો |
| ૨૨૬ | અરદેશર અથવા પહેલા આર્ટેગઝર્ગીસે ઇરાનમાં સસાનિયન રાજ્યની સ્થાપના કરી |
| ૨૬૦ | સાપોર પહેલાએ રોમન સમ્રાટ્ વેલેરિયનનો પરાજય કર્યો. |
| ૨૭૩ | ઓરેલિયને પાલ્મીરા કબજે કર્યું |
| ૨૮૪-૩૦૫ | સમ્રાટ્ ડાયોક્લેશિયન |
| ૩૬૦ | કુશાનોની મદદથી બીજા સાપોરે અમિદાને સફળતાથી ઘેરો ઘાલ્યો |

श्री वरदराजस्वामी ग्राम मन्दिर, जयपुर



સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામનાં પત્ની
સ્મારક ગ્રંથમાળા નં. ૪

વિન્સેન્ટ સ્મિથ રચિત

# હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ

## ઉત્તરાર્ધ

ભાષાન્તરકર્તા
છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી, એમ. એ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ બી. એ.
આસિ. સેક્રેટરી અમદાવાદ

કિંમત એક રૂપિયો

સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામના પત્ની
સ્મારક ગ્રંથમાળા ફંડનો

# ઉપોદ્‌ઘાત

**સ્વ.** પ્રહ્લાદજી સેવકરામના પુત્ર ઇન્દુપ્રસાદ તથા તેમના બહેન કમળાલક્ષ્મીએ રૂા. ૫૦૦૦)ની રકમ સોસાઇટીને એવી શરતે સોંપી છે કે તેના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી પુસ્તકો વર્ષે અથવા તેથી [illegible] સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કરવું અને તે પુસ્તકમાં "સૌ. દીવાળીબાઈ તે સ્વ. પ્રહ્લાદજી સેવકરામના પત્ની સ્મારક ગ્રંથમાળા" એ નામ લખવું. તે પ્રમાણે સદરહુ ફંડમાંથી આજદિન સુધીમાં નીચેનાં પુસ્તકો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

| નં. | નામ | કિંમત |
|---|---|---|
| ૧ | ગ્રીક સાહિત્યના કરુણરસ પ્રધાન નાટકોની કથાઓ | ૦-૧૦-૦ |
| ૨ | જગતનો સંક્ષિપ્ત ઇતિહાસ | ૦-૧૨-૦ |
| ૩ | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ–પૂર્વાર્ધ | ૧-૦-૦ |
| ૪ | હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ–ઉત્તરાર્ધ | ૧-૦-૦ |

# અનુક્રમણિકા

થાય જ. તેમાં પણ તે પરદેશી અંગ્રેજ હોય અને સામ્રાજ્યવાદી હોય તો તો તેનાં લખાણ એ સામ્રાજ્યવાદનાં વલણથી દોરાયલાં જ થવાનાં. ડૉ. વિન્સેંટ સ્મિથ સમર્થ ઇતિહાસકાર હતો પણ સાથેસાથે સામ્રાજ્ય-વાદી હતો. અંગ્રેજ પ્રજાના સર્વ શ્રેષ્ઠ વર્ચસ્વમાં તથા દુનિયાની બીજી પ્રજાઓ પર સત્તા જમાવવાના તેના જન્મસિદ્ધ અધિકારમાં માનવા-વાળો હતો. આથી તેના બધા નિર્ણયો એકસરખા માનવા યોગ્ય નથી. એના આ પુસ્તકમાં કેટલાક એવા અગ્રાહ્ય મતાગ્રહો છે, જે વિવેકશીલ વાચક જોઈ ક્ષીરજલ ન્યાયે સ્વીકારવા એવી સૂચના છે.

ઇતિહાસકાર તરીકે પણ તેને હાથે કેટલીક ભૂલ થઈ છે. તે કેમ થવા પામી તે એક કોયડો જ છે. ડૉ. સ્મિથ પોતે લખે છે કે 'હાલના યુરોપીય લેખકો પુરાણોમાં આપેલી રાજવંશોની યાદીની પ્રામાણિકતાને જરા વધારેપડતા પ્રમાણમાં ઉતારી પાડવાનું વલણ બતાવે છે; પણ વધારે ઊંડા અભ્યાસથી જણાય છે કે તેમા ઘણી પ્રમાણભૂત અને કિંમતી ઐતિહાસિક પ્રણાલી સમાએલી છે.' પુરાણોની બાબતમાં આવો મત ધરાવતાં છતાં ડૉ. સ્મિથે પોતાનું પુસ્તક લખતાં પહેલાં પુરાણોનો --ખાસ કરીને વાયુ, મત્સ્ય, વિષ્ણુ, ભાગવત વગેરે રાજવંશોની સૂચિઓ આપનારાં પુરાણોનો પાકો અભ્યાસ કેમ ન કર્યો એ સમજાતું નથી. એ પુરાણોનો અભ્યાસ તેણે કર્યો હોત તો ગુપ્તવંશની પહેલા થઈ ગએલા નાગ તથા વાકાટકવંશોની હકીકત તે આપી શક્યો હોત. ડૉ. ફ્લીટે કરેલો ગુપ્તવંશના લેખોનો સંગ્રહ પણ તેણે જાતે ધ્યાનથી તપાસ્યો જણાતો નથી, પણ 'બાબા વાક્યં પ્રમાણમ્' એ ન્યાયે ડૉ. ફ્લીટના મતને મતું માર્યું જણાય છે. એણે એમ ન કર્યું હોત અને એ બધા લેખો જાતે કાળજીથી તપાસ્યા હોત તો ઇ.સ. ૧૫૦થી ઇ.સ. ૩૦૦ સુધીના દોઢસો વર્ષના ગાળાને તે હિંદના પ્રાચીન ઇતિ-હાસના 'અંધકારભર્યો યુગ' તરીકે વર્ણવત નહિ.

સદ્‌ભાગ્યે હવે હિંદમાં હિંદના ઇતિહાસના અભ્યાસીઓ સારા પ્રમાણમાં થવા લાગ્યા છે અને તેમની ધીરજ અને ખંતભરી મહે-

નનથી હિંદનો લુપ્ત ઇતિહાસ પાછો સજીવન થવાની આશા બંધાવા લાગી છે ડૉ. સ્મિથ હિંદના પ્રાચીન ઇતિહાસનો ઉદ્‌ગમ ઈસ પૂર્વે આશરે ૬૦૦માં થએલા શિશુનાગવંશથી કરે છે, પણ છેક મહાભારતના કાળ સુધી ઇતિહાસના ઝરણાને અનુસરવાનું શક્ય થઇ શકે એટલી સામગ્રી એકઠી થએલી છે

આ સંજોગોમાં એક હિંદી વિદ્વાન હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ લખવાનું કાર્ય ઉપાડી લે એમ અમે ઇચ્છીએ છીએ

છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી

# પ્રકરણ ૧૧ મુ

## ગુપ્તસામ્રાજ્ય અને પશ્ચિમના ક્ષત્રપો
## ચંદ્રગુપ્ત ૧લાથી કુમારગુપ્ત ૧લો.

### ઇ સ ૩૨૦ થી ૪૫૫

ચોથા મેંડામા ભૂલાયેલા ઇતિહાસ પરનો અંધારપિછોડો ઊંચ કાય છે ઇતિહાસ પટ પર ફરી પ્રકાશ પડવા માંડે છે અને હિંદનો ઇતિહાસ નાનાનાના રાજ્યોની નિરસ વિગતોની નોંધ મટી, એકચક્ર સત્તા નીચે રહેલા હિંદનો મળગ ઇતિહાસ બની વાચકને રોચક થાય છે

**ગુપ્તવંશની ઉત્પત્તિ ઈ સ ૩૦૮**

પાટલીપુત્ર કે તેની આસપાસના કોઈ શહેરમા 'ચંદ્રગુપ્ત' એ મગધ પદ્દીધારી કોઈ સ્થાનિક રાજા રાજ્ય કરતો હતો ઈ સ ૩૦૮-મા કે તેની આસપાસમા પ્રાચીન લિચ્છવીવંશની કુમારદેવી નામની રાજકન્યા જોડે તેનુ લગ્ન થયુ બૌદ્ધ સંપ્રદાયના શરૂઆતના ઇતિહાસમા કેટલાય યુગો પૂર્વે એ વંશ બહુ પ્રખ્યાતિ પામેલો હતો અજાતશત્રુના અમલથી માંડી કુમારદેવીના લગ્નના સમય સુધીના લગભગ આઠ મૈકાના લાંબા ગાળામા લિચ્છવીવંશનો ઇતિહાસ મોટે ભાગે લુપ્તપ્રાય થયેલો છે, જોકે ઈ સ ૧૧૧થી શરૂ થતા શકનો ઉપયોગ કરતો એક રાજવંશ નેપાલમા તેણે સ્થાપન કર્યાની નોંધ છે હવે આ લગ્નને કારણે એ વંશ અણચીંતવ્યો નજર આગળ ખડો થાય છે ચંદ્રગુપ્ત અને કુમારદેવીનુ લગ્ન એ મહાન રાજકીય અગત્યનો બનાવ નીવડયો, કારણકે તેનાથી મૌર્યવંશના યશની સ્પર્ધા કરે એવા નવા રાજવંશનો પાયો નખાયો એમ જણાય છે કે કુમારદેવીના મગધને લઈ ચંદ્રગુપ્તને જાણે પહેરામણીરૂપે લિચ્છવીવંશની અતિ કિંમતી કુમક મળી, જેને યોગે તે મગધ અને તેની આસપાસના પ્રદેશમા સર્વોપરી સ્થાન ધરાવતો થયો સભવ છે કે આ યાદગાર લગ્ન વખતે લિચ્છવીઓ એ પ્રાચીન પાટનગરના સ્વામી હતા અને એ લગ્નને

કારણે, તેની પત્નીનાં સગા જે સત્તા ભોગવતાં હતાં તેનો ચંદ્રગુપ્ત વારસ થયો. જૂના વખતમાં વૈશાલીના લિચ્છવીઓ પાટલીપુત્રના રાજાના પ્રતિસ્પર્ધીઓ હતા. તેમના અશાંત વેગને કાબૂમાં રાખવા માટે મગધના રાજાએ પાટલીપુત્ર વસાવ્યુ હતું એટલું જ નહિ પણ તેને કિલ્લેબંદીથી મજબૂત કર્યું હતું. પુષ્યમિત્રના અમલ પછી પ્રસરેલી અંધાધૂંધીના સમય દરમિયાન પાટલીપુત્રનો કબજો લઈ લિચ્છવીઓએ મગધના રાજા જોડેનો પોતાનો જૂનો હિસાબ ચૂકતે કર્યો.

એ તો નક્કી જ છે કે આ લગ્નસંબંધને કારણે ચંદ્રગુપ્ત તેના પિતા અને પિતામહની જેમ માત્ર એક સ્થાનિક રાજ્યનો રાજા ન રહ્યો, પણ તેની સત્તામાં એટલી બધી વૃદ્ધિ થઈ કે સાર્વભૌમ સત્તાના હકદારને જ શોભે એવી 'મહારાજાધિરાજ'ની ઉપાધિ ધારણ કરવામા તેને કાંઈ ગેરવ્યાજબીપણું ન જણાયું. પોતે, પોતાની રાણી તથા લિચ્છવીઓનાં નામ સાથેના તેણે સિક્કા પડાવ્યા તેનો પુત્ર અને વારસ હમેશાં ગર્વ સાથે પોતાને લિચ્છવીવંશની કુમારીના પુત્ર તરીકે વર્ણવતો. તેના તેજ નામધારી પૌત્રથી ઓળખાવા માટે ચંદ્રગુપ્ત ૧લાની સંજ્ઞાથી ઓળખાતા આ રાજાએ હાલ જ્યા અલ્લાહાબાદ છે તે ગંગા–યમુનાના સંગમ સુધીના ગંગાની ખીણના પ્રદેશ પર પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો અને પોતાના ટૂંકા અમલ દરમિયાન તિર્હુટ, દક્ષિણ બિહાર, અયોધ્યા તથા કેટલાક પડોશના પ્રદેશનો સમાવેશ કરતા, રસાળ અને વસ્તીવાળા મુલક પર રાજ્ય કર્યું. તેની સત્તા એટલી પ્રબળ હતી કે સર્વમાન્ય પ્રણાલી અનુસાર પાટલીપુત્રનો કબજો લઈ રાજ્યગાદી પર બેસતાં, તે મગધ મહારાજ્યની સત્તાનો વારસ જાહેર થયો ત્યારે પૌર્વાત્ય રૂઢિને અનુસરી પોતાના રાજ્યાધિરોહણની સાલથી નવો શક પ્રવર્તાવવામા એને કાંઈ જ વાધાભર્યું ન લાગ્યુ. એકએકથી બહુ દૂર આવેલા ઘણા દેશોમાં કેટલાક સૈકાઓ સુધી પ્રવર્તેલા આ ગુપ્તશકનુ પ્રથમ

**ઇ.સ. ૩૨૦. લિચ્છવી લગ્નસંબંધ; ચંદ્રગુપ્ત ૧ લો.**

વર્ષ ઈ સ ૩૨૦ના ફેબ્રુઆરીની ૨૬મી તારીખથી ૩૨૧ના માર્ચની ૧૦મી તારીખ સુધીનુ હતુ એટલે આ બે સાલમાની પહેલીને ચદ્રગુપ્ત ૧લાના રાજ્યાધિરોહણની સાલ લેખી શકાય

**ઈ સ ૩૩૦ થી કે ૩૩૫ સમુદ્રગુપ્ત**

ગાદીએ બેઠા પછી દસ કે પદર વર્ષે ચદ્રગુપ્ત ૧લો મરણ પામ્યો તે પહેલા પોતાની લિચ્છવીવશની રાણીથી થએલા પુત્ર સમુદ્રગુપ્તને તેણે પોતાનો યુવરાજ અને વારસ નીમ્યો હતો પિતાના પ્રેમપક્ષપાત અને પસદગી તદ્દન વ્યાજબી હતા એમ તે યુવાન રાજાએ બતાવી આપ્યુ યુદ્ધ તેમજ શાતિ સમયની સૌ કળાઓમા તેણે ખૂબ નિપુણતા બતાવી તેના આવા ગુણોને લઈ હિંદના મહાન યશસ્વી રાજાઓમા ઉચ્ચ સ્થાન પામવાનો પોતાનો હક્ક તેણે સિદ્ધ કર્યો

**તેની આક્રમણાત્મક પ્રકૃતિ**

ગાદીએ આવતા વાર જ સમુદ્રગુપ્તે પોતાના પડોશી રાજાઓને જીતી લઈ પોતાના મુલકનો વિસ્તાર વધારવાની મહત્ત્વાકાક્ષી અને આક્રમણાત્મક રાજનો ભાગ ભજવવાની શરૂઆત કરી પૂર્વના દેશોમા જાહેરમત આક્રમણાત્મક વિગ્રહોનો વિરોધી નહી અને પોતાની પ્રતિષ્ઠા વધારવાની કાળજીવાળો કોઈ રાજા પોતાના રાજ્યની સીમાઓમા શાતિથી ઠરી બેસવાનુ સાહસ ન કરે 'રાજ્યો જીતવા એ રાજાઓનો ધર્મ છે' એ સિદ્ધાત અનુસાર વર્તવા સમુદ્રગુપ્ત જરાયે અચકાયો નહિ અને ગાદીએ બેસતા વાર જ તેણે વિગ્રહોમા ઝપલાવ્યુ અને તેના અસાધારણ લાબા અમલ દરમિયાન તે તેમા જ રોકાયેલો રહ્યો

**લેખોમાથી મળતી માહિતી**

વિગ્રહોથી પરવારતા પોતાના પરાક્રમોની પ્રશસ્તિઓ લખવા સસ્કૃત કાવ્યકળામા કુશળ એક વિદ્વાન પડિતને તેણે રોક્યો, અને ૭ સદી પહેલા અશોકે ઊભા કરેલા અને તેના શાસનો જેની પર ખોદેલા હતા તેવા શિલાસ્તભો પર તે પ્રશસ્તિઓ ખોદી લખાવી

બ્રાહ્મણોની સર્વ વિદ્યા શીખેલો અને સનાતન હિંદુ ધર્માવલંબી સમુદ્ર-ગુપ્ત, યુદ્ધનો રસીઓ મહત્વાકાંક્ષી યોદ્ધો હતો. યુવાવસ્થામાં તેના પિતાની આજ્ઞાને અનુસરી તે બૌદ્ધ સાધુ વસુબંધુની શિક્ષામાં રસ લેતો થયો હતો. છતાં ધર્મની જીતને 'પરમજય' ગણનાર અશોકના અતિ નમ્ર અને શાંત નીતિ ઉપદેશને પડખે, પોતાના લોહી વહાવના વિગ્રહોની નિર્દય વડાઇઓ મૂકતા એને જરા ય થડકો લાગ્યો નહિ.

પોતાના પરાક્રમોની યાદદાસ્ત ભવિષ્યમાં રહે એ બાબતની સમુદ્રગુપ્તની ચિંતા નિષ્ફળ ન થઈ. તેના રાજકવિએ રચેલી તેના પરાક્રમોની નોંધો આજે પણ લગભગ પૂર્ણપણે કાળચક્રના સપાટા-માંથી બચી રહી છે અને બીજા અનેક હિંદી શિલાલેખો કરતાં વધારે ચઢીઆતી રીતે એના રાજ્યના બનાવોનો સમકાલીન વિગતવાર અહે-વાલ પૂરો પાડે છે. કમનસીબે એ લેખી શિલાદસ્તાવેજ પર સંવત્ લખેલો મળ્યો નથી, છતાં પણ તેનો સમય લગભગ ઇ.સ. ૩૬૦ કે તેથી થોડાક મોડો હશે એમ નક્કી કરી શકાય છે અને તેથી ઐતિ-હાસિક દષ્ટિએ તેના મૂલ્ય કરતા, ગદ્ય–પદ્યમાં લખાયેલા ચોકસ સમય, નિર્ણય તથા કર્તાની નોંધવાળી અગત્યની સંસ્કૃત કૃતિ તરીકે બહુ જ જાણવા જેવો છે. પુસ્તકાલયોમાં સચવાયેલાં પુસ્તકોનોજ મોટે ભાગે ઉપયોગ કરતા અભ્યાસીઓ ચોકસ સાલવારીવાળા મહાન ઐતિહાસિક લેખોની કિંમત પૂરી આંકતા થયા નથી, જોકે ઘણા વર્ષ પૂર્વે ડૉ. બુલ્હરે તો તે બાબત પર ખૂબ ભાર મેલ્યો હતો. પણ હરિ-સેનની એ પ્રખર કૃતિ જોડે અત્યારે તો એક ઐતિહાસિક લેખ તરીકે તેમાં સમાયેલી બાબતો પૂરતીજ આપણે લેવાદેવા છે. સંસ્કૃતના વિકાસમા એનું સ્થાન, તેમજ ભાષા અને સાહિત્યના માર્ગદર્શ કસ્તંભ તરીકેની તેની અગત્યનું વિવરણ તે તે વિષયના ખાસ અભ્યાસી માટે જ છોડવું જોઇએ.

પ્રશસ્તિનો લેખક તેના સ્વામીની ચઢાઇઓના ભૂગોળની દષ્ટિએ ચાર વિભાગ કલ્પે છે: (૧) દક્ષિણના અગિયાર રાજાઓ સામે, (૨)

**તેની વિવિધ ચઢાઇઓ**

ગંગાની ખીણના પ્રદેશમાં અથવા આર્યાવર્તના નામનિર્દેશ સાથેના નવ રાજાઓ સામે તેમજ બીજા નામનિર્દેશ વગરના રાજાઓ સામે, (૩) જંગલોમાં વસતી જંગલી જાતોના નાયકો સામે અને (૪) મોખરાના રાજ્યો તથા પ્રજાસત્તાક સ્વાધીન રાજ્યો સામે તેના બાહુબળની મર્યાદા બહારની અને અતિ દૂર આવેલી કેટલીક પરદેશી રાજસત્તાઓ સાથેના સમુદ્રગુપ્તના સંબંધની પણ તે સમજૂતિ આપે છે. એ કવિએ વર્ણવેલા દેશો, રાજાઓ અને લોકોમાંના દરેકની ચોકસ ઓળખ કરવાનું તો હાલમાં તદ્દન અસંભવિત છે, તેમજ કેટલીક પરચુરણ વિગતોની બાબતોના ખુલાસા માટે ભવિષ્યની શોધ અને તપાસ પર આધાર રાખવાનો રહે છે, તો પણ ગુપ્તસમ્રાટોમાં સૌથી ઉજ્જ્વલ કારકીર્દિવાળા આ સમ્રાટના મુલકનો વિસ્તાર તેમજ તેના વિવિધ રાજકીય સંબંધોની મર્યાદાઓ ઇતિહાસકારથી સમજી શકાય એટલું માહિતીભંડોળ તો મળી રહે છે. એ નોંધની વસ્તુ ઐતિહાસિક નહિ પણ સાહિત્યના સિદ્ધાંતોને અનુસરી ગોઠવાયેલી હોવાથી તેના અમલના બનાવોને ચોક્કસ સાલવારી ક્રમમાં આપવાનું બની શકે એમ નથી.

**ઉત્તર હિંદની જીત**

પણ આપણને એટલી તો ખાત્રી થાય છે જ કે આ હિંદી નેપોલિયને પ્રથમ પોતાની પાસે આવેલા રાજાઓ પર પોતાનું બાહુબળ અજમાવ્યું અને તેમ કરી તેણે પ્રથમ ગંગાની ખીણના 'હિંદુસ્તાન' નામથી ઓળખાતા પ્રદેશના રાજાઓને પોતાની સત્તા નીચે આણ્યા અને પછી દૂર દક્ષિણની ભયભરી ચઢાઇએ તે ચડ્યો. ઉત્તરના રાજાઓ જોડેનો તેનો વર્તાવ કડક અને કઠોર હતો. આપણને એવી માહિતી મળે છે કે તેમને બળજબરીએ ઉખેડી નાખવામાં આવ્યા હતા. આનો અર્થ એ થાય કે તેમ કરતાં તેમના મુલકોને વિજેતાએ પોતાના મુલકોમાં ભેળવી દીધા. તેના આપેલા નવ નામો પૈકી એકને તો

તદ્દન ખાત્રીથી ઓળખી શકાય છે. એ નામ ગણપતિનાગનું છે. તેની રાજધાની પદ્માવતી નગરી હતી. સીંધીઆ મહારાજ્યના રાજ્યમાં આવેલા હાલના જાણીતા શહેર નારવારની ઈશાને ૨૫ માઈલ પર આવેલું પદ્મપવાયા[1] ગામડું એ પ્રાચીન પદ્માવતીનું સ્થાન બતાવે છે.

સમુદ્રગુપ્તે દક્ષિણનાં રાજ્યોની ચઢાઈ કરવાનું કામ હાથમાં લેવાની હિંમત કરી તે પહેલાં ઉત્તર પ્રદેશની જીતો મોટે ભાગે પૂરી થઈ ગઈ હશે અને જીતાયેલા મુલકો વિજેતાના રાજ્યમાં ભળી એકરસ થઈ ગયા હશે. અસાધારણ યોજનાશક્તિ તેમજ વ્યવસ્થા અને અમલબજામણીની પ્રભુતાભરી શક્તિઓ વિના દક્ષિણની જીતનું કામ પાર પડી શકે એમ નહોતું.

**દક્ષિણ કોસલ અને જંગલી જાતો પર જીત**

પોતાની રાજધાનીથી બરાબર દક્ષિણમાં છોટાનાગપુરમાંથી કૂચ કરી દક્ષિણ હિંદ પર ચઢાઈ કરનારા આ રાજાએ મહાનદીની ખીણના પ્રદેશમા આવેલા દક્ષિણ કોસલના[2] રાજ્ય પર હલ્લો કર્યો અને તેના રાજા મહેન્દ્રને શિથલાવી પાડચો. ત્યાંથી આગળ વધતાં તેણે જંગલપ્રદેશના બધા નાયકોને જેર કર્યા. એ પ્રદેશો આજે પણ જંગલ છવાયેલા જ છે અને ઓરિસાના ખંડીઆ રાજ્યો તથા મધ્યપ્રાંતના વધારે પછાત ગણાતા ભાગ તેના જ બનેલા છે. એ નાયકોમા સૌથી આગળપડતો નાયક વ્યાઘ્રરાજ તેના ગુણને અનુરૂપ નામ ધરાવતો હતો. એ સિવાય ઇતિહાસમાં એને લગતી

1. પદ્મપવાયા સિંધુ અને પારાના સંગમના શિરોબિંદુએ આવેલું ગામડું છે. એ નામ પદ્માવતી ઉપરથી ઉપજેલું છે. અને સ્થાનિક પ્રણાલિકા તે પદ્માવતી હોવાની શાખ પૂરે છે. નાગવંશના સિક્કા ત્યાંથી મળી આવેલા છે અને તે ઉપરાંત ઈ.સ. ના પહેલા કે બીજા સૈકાના લેખવાળો [illegible] મળી આવેલો છે.

2. દક્ષિણ કોસલ મહાનદીની ખીણમાં આવેલ હતો અને ઉત્તર કોસલને [illegible] ઉત્તરે આવેલો હાલના અયોધ્યાનો પ્રદેશ.

બીજી કશી માહિતી મળતી નથી ચઢાઈને આ તબક્કે સેનાને ખાદ્ય-ખોરાકી પહોંચાડવાની તથા જોઈતો સરંજામ વહી જવાની મોટી અડચણ તેને નડી હશે કારણકે અપૂર્ણ રીતે તેમજ જૂની જંગલી ઢબના હથિયારથી સજ્જ થયેલી એ જંગલી જાતોની સેના, સારી રીતે સજ્જ થયેલી સેનાનો લશ્કરી દૃષ્ટિએ સામનો કરવા ભાગ્યે જ શક્તિમાન થઈ હશે

**દૂર દક્ષિણમાં જીત**

હિંદના પૂર્વ કિનારાને માર્ગે હજુ પણ વધારે દક્ષિણમાં કૂચ કરતાં સમુદ્રગુપ્તે કલિંગદેશની પ્રાચીન રાજ્યધાની પિષ્ટપુર જે હાલ ગોદાવરીના પ્રદેશમાં પીઠાપુરમને નામે ઓળખાય છે, તેના રાજાને હરાવ્યો, તેમજ મહેન્દ્રગિરિ તથા ગંજામમાં આવેલા કોટ્ટુરના[3] પર્વત દુર્ગો સર કર્યા કોલેરૂ સરોવરને કિનારે કિનારે આવેલા રાજા મંતરાજના મુલકને, તથા ગોદાવરી અને કૃષ્ણાનદી વચ્ચેના વેંગી પ્રદેશનો રાજા જે પલ્લવ હતો એમ માની શકાય, તેને તેણે વશ કર્યો મદ્રાસની નૈઋત્યે આવેલા કાંચી કે કાંજીવરમના રાજા વિષ્ણુગોપને તેણે જીત્યો અને તે તો પલ્લવ જ હતો પછી પશ્ચિમ તરફ ચડાઈ તેણે પાલક્કના ઉગ્રસેન નામના રાજાને તાબે કર્યો આ પાલક્ક ઘણુંખરૂં હાલના નેલોર જિલ્લામાં કોઈક આવેલું હશે

**ખાનદેશમાં થઈ પાછા ફરવું**

દક્ષિણ પ્રદેશના પશ્ચિમ ભાગમાં થઈ તે પોતાના પાટનગર તરફ આવવા પાછો વળ્યો, અને તેમ કરતાં માર્ગમાં તેણે દેવરાષ્ટ્ર અથવા હાલના મહારાષ્ટ્રના દેશને તેમજ એરંડપાલ અથવા ખાનદેશને જીતી લીધા

આ અદ્‌ભુત ચઢાઈ દરમિયાન વિકટ અને અજાણ્યા પ્રદેશોમાં

---

3 કોટ્ટુર મહેન્દ્રગિરિથી દક્ષિણ તથા અગ્નિકોણ વચ્ચેના ખૂણામાં ૧૨ માઈલ પર આવેલું છે પિષ્ટપુરના નિર્ણય માટે જુઓ ઇન્ડિયન એન્ટી ૩૦ (૧૯૦૧) પા ૨૬

એથી ત્રણ હજાર માઇલની કૂચ કરવાની હતી અને તેમ કરતાં ઓછામાં ઓછાં બે વર્ષ લાગ્યાં હશે. એ ચઢાઈ લગભગ ઈ.સ. ૨૫૦માં પૂરી થઈ હશે એવો નિર્ણય કરી શકાય એમ છે.

આ દક્ષિણનાં રાજ્યોને જાથુકનાં ખાલસા કરવાનો આ પ્રયત્ન નહોતો. વિજયી વિજેતા ટૂંક મુદત માટે તેમને પોતાને વશ વર્તાવી, પોતાની આણ મનાવી પાછો વળી ગયો. પણ એ વાત તો નક્કી છે કે તેણે દક્ષિણના કિંમતી ખજાના ખાલી કર્યા અને તેના પછી એક હજાર વર્ષે તેના જેવું જ લશ્કરી પરાક્રમ કરનાર મુસલમાન સાહસવીર મલેક કાપુરની પેઠે સોનાચાંદીની લૂંટથી લદાયેલો પાછો ફર્યો. દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખીલજીના સરદાર મલેક કાપુરે ૧૩૦૯ થી ૧૩૧૧ના અરસામાં સમુદ્રગુપ્તના સાહસકાર્યની પુનરાવૃત્તિ કરી અને તેનો હિંદુ પૂર્વગામી દક્ષિણમાં જેટલો ધસી ગયો જણાય છે તેનાથી પણ વધારે દૂર તે ધપ્યો. મલેક કાપુરે ઈ.સ. ૧૩૧૧ના એપ્રિલ માસમાં મદુરાનો કબજો લીધો અને તે સ્થિર થાણાનો આશ્રય લઇને રામેશ્વર સુધી પહોંચવામા તે સફળ થયો હતો. તે જગાએ તેણે એક મસીદ બાંધી. સોળમા સૈકામા ફેરિસ્તાએ તેનો ઇતિહાસ લખ્યો ત્યારે તો એ મસીદ હયાત હતી.

**કિંમતી લૂંટ, મલેક કાફુરની જોડ**

યોગ્ય લાયકાતથી પ્રાપ્ત કરેલી સામ્રાટ્ પદ્રીધારી સમુદ્રગુપ્તની અધિપતિ તરીકેની સત્તા જે જે મોખરાના રાજ્ય તથા પ્રજાસત્તાક રાજ્યોના રાજાઓ સ્વીકારતા હતા તેની દરબારી પ્રશસ્તિકારે આપેલી યાદી ઉપરથી પૂરતી ચોકસાઇથી તેનાં રાજ્યની સીમાઓ નક્કી કરવાનું સાધન ઇતિહાસકારને મળે છે, અને સાથેસાથે ચોથા સૈકામાં હિંદના રાજકીય વિભાગોનો પ્રકાર સમજવાનું પણ બની આવે એમ છે.

**ખંડીઆ મોખરાનાં રાજ્યો**

ભરતખંડની પૂર્વ બાજુએ બ્રહ્મપુત્રાના દોઆબમા સમતત, કામરૂપ

અથવા આસામ, અને દવાકના ખડીઆ રાજ્યો હતા દવાક એ ખરૂ જોતા વંગનો પર્યાયવાચી શબ્દ છે અને તે પશ્ચિમમા કરતોવ, પૂર્વમા મેઘના, દક્ષિણે ગંગા અથવા ઉત્તરે ખાસિ ટેકરીઓની વચ્ચે આવેલો હતો, અને તેમા ઢાકા તથા સુનારગામ એ બનેનો સમાવેશ થતો હતો એનાથી પશ્ચિમ તરફ આગળ વધતા નેપાલનુ પર્વતરાજ્ય આવતુ હતુ હાલની પેઠે તે વખતે પણ તે સાર્વભોમ સત્તાનુ આધિપત્ય સ્વીકારતુ હતુ છતા બીજી બધી વાતે પૂર્ણ સ્વાધીન હતુ અને સમ્રાટ્નો સીધા અધિકારનો પ્રદેશ હિમાલયની તળેટીમા જ પૂરો થતો હતો પશ્ચિમ હિમાલયની નીચલી હારોમા કરતીપુરનુ[1] રાજ્ય આવેલુ હતુ અને તેમા ઘણુ કરીને કુમાઓન, અલમોડા, ગઢવાલ અને કાંગ્રાનો સમાવેશ થતો હતો

**ગણ રાજ્યો**

પંજાબ, પૂર્વ રજપૂતાના, અને માળવા મોટે ભાગે સ્વાધીન પ્રજાતંત્ર[2] અથવા કાંઈ નહિ તો સમતંત્ર જેવી સંસ્થાની સત્તા નીચે હતા સતલજના બન્ને કિનારા પર યૌધેય ગણ વસેલો હતો જ્યારે મધ્ય પંજાબમા માદ્રકોનો વાસ હતો વાચનારને યાદ હશે કે ઍલેક્ઝાંડરના સમયમા એ પ્રદેશો એ જ રીત તે વખતે મલૉઈ, કથૉઈ અને

---

1 ફ્લીટ સૂચન કરે છે કે જાલંધર જિલ્લાના ‘કરતારપુર’ એ નામમા આ નામ હજુ હયાત છે શ્રી એચ ઍટકિન્સન કુમાઉન, ગઢવાલ અને ગઢિનખરના કતુરીયા રાજનો ઉલ્લેખ કરે છે (જ આર એ એસ ૧૯૧૮ પૃ ૧૮૮) જુઓ ગુપ્ત સામ્રાજ્યનો નકશો

2 આ વિષય માટે જુઓ કાશીપ્રસાદ જયસ્વાલનુ ‘રીપબ્લિક્સ ઇન મહાભારત’’ (જે એમ બી રીસ સો પુસ્તકમા પૃ ૧૭૩ ૮), આર સી મજુમદારનુ ‘‘કૉર્પોરેટ લાઇફ ઇન એન્શિયન્ટ ઇંડિયા’ (કલકત્તા, સુરેન્દ્રનાથ સેન, ૧૯૧૮), આર કે મુકરજી ‘‘લોકલ ગવર્મેન્ટ ઇન એન્શિયન્ટ ઇંડિયા (ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ ૧૯૧૯), અને ડી આર ભાંડારકરના કાર્માઇકલ લેક્ચર્સ ૧૯૧૮ની સાલના—કલકત્તા યુનિવર્સિટીએ પ્રસિદ્ધ કર્યા, ૧૯૧૯

ઉત્તરે ભવ્ય મઠ બાંધીને, તામ્રપટ પર લખેલો પોતાનો મનોરથ તેણે પૂરો કર્યો. એ મકાન ત્રણ માળ ઊંચું હતું અને તેમાં ૭ મોટા ઓરડા હતા. ત્રણ મીનારાઓથી તેને શણગારવામાં આવ્યું હતું અને ૩૦થી ૪૦ ફીટ ચોમેર ફરતા મજબૂત કોટથી તે રક્ષાયેલું હતું. ઊંચામાં ઊંચી કળાનો ઉપયોગ કરી, મોંઘા મોંઘા ઉમદા રંગોથી તેના શણગાર રચવામાં આવ્યા હતા અને સોના તથા ચાંદીમાં ઢાળેલી બુદ્ધની મૂર્તિ પર ખીચોખીચ હીરા મઢવામા આવ્યા હતા. ખુદ બુદ્ધ ભગવાનનાં અવશેષને સંઘરતા વધારાના સ્તૂપો પણ મઠની મુખ્ય ઇમારતને શોભે એવા હતા. સાતમા સૈકામાં જ્યારે હ્યુએન્તસાંગે એ મઠની મુલાકાત લીધી, ત્યારે એ ભવ્ય સ્થાનકમાં મહાયાન પંથની સ્થવિર શાખાના એક હજાર સાધુઓ રહેતા હતા, અને લંકાથી આવતા યાત્રીઓની તેઓ ખૂબ ખાતરબરદાસ કરતા ડના. એ મઠની જગા આજે એક મોટા ટીબાથી ઓળખાય છે.[૧]

**અશ્વમેધ યજ્ઞ**

એમ માનવા કારણ છે કે દક્ષિણમાંથી પાછા ફર્યા બાદ, પોતાની અનેકવિધ જીતોની ઊજવણીનો જાહેર સમારંભ કરવા અને પોતાની સત્તાના સાર્વભૌમપણાની જાહેરાત આપવા, પુષ્યમિત્રના સમય પછી ઉત્તર હિંદમાં બંધ પડી ગયેલી અને લાંબો સમય નહિ કરવામાં આવેલી એવી અશ્વમેધ યજ્ઞની વિધિને ફરી ચાલુ કરવાનો સમુદ્રગુપ્તે નિશ્ચય કર્યો. આ સમારંભ ઘટતા દબદબા સાથે અને બ્રાહ્મણોને

---

૧ સમુદ્રગુપ્ત સાથે મેઘવાહનનું સમકાલીનપણું એક ચીની પુસ્તક ઉપરથી સીલ્વેઈન લેવિએ શોધી કાઢેલું છે અને આ પહેલાં ઉલ્લેખેલા ગુપ્ત સાલવારી પરના એક લેખમાં તેમજ "ધ ઈન્સ્ક્રિપ્શન્સ ઑફ મહાનામન એટ બોધ ગયા" એમાં તે લેખકે ચર્ચા કરેલી છે (ઇન્ડિ. એન્ટિ. ૧૯૦૨ પૃ. ૧૯૨) પણ એ લેખો લખાયા ત્યારે હું ધારતો હતો તેના કરતાં મેઘવર્ણે મોડું રાજ્ય કરેલું છે. ઈ.સ. ૩૫૨ અને ૩૭૯ (તરજૂમો મહાવંશ ૧૯૧૨ પૃ. × × × ×)એની ખરી સાલ કાંઈક વહેલી હશે.

મહાદક્ષિણાઓના દાન સાથે વિધિ પુરઃસર કરવામાં આવ્યો, અને એમ કહેવાય છે કે તેમાં દક્ષિણાને અંગે કરોડો સોનાના સિક્કા વહેંચવામાં આવ્યા હતા. આ કાર્યપ્રસંગે ખાસ પડાવેલા અને વટતા લખાણ તથા હોમાવા માટે તૈયાર થઈ વેદી પાસે ઊભેલા યજ્ઞના ઘોડાની છાપવાળા સોનાના સિક્કા થોડીક સંખ્યામાં મળી આવ્યા છે. એ બનાવનું બીજું એક સ્મારક ઉત્તર અયોધ્યા પ્રાંતમાં જડી આવ્યું છે અને હાલ તે લખનૌના સંગ્રહસ્થાનમાં રાખ્યું છે. એ સ્મારક પથ્થરમાંથી કોરી કાઢેલા ઘોડાની ખડબચડી કોરી કાઢેલી આકૃતિ છે. તેની ઉપર ખોદેલા તૂટક દાનલેખના નિશાન છે. દેખીતી રીતે તે સમુદ્રગુપ્તને ઉદ્દેશીને હશે એમ લાગે છે.

**સમુદ્રગુપ્તની અંગત નિપુણતાઓ**

દરબારી પ્રશસ્તિમાંના રાજકવિના ખુશામતીયા કથનોને કાંઈક ટકા બાદ કર્યા વગર ભાગ્યે જ સ્વીકારી શકાય, તો પણ એ તો સ્પષ્ટ જ છે કે સમુદ્રગુપ્ત વિરલ કાર્યશક્તિ તથા અસાધારણ વિવિધ કુદરતી શક્તિઓ વાળો રાજ્યકર્તા હતો. રાજકવિએ પોતાના નાયકે સંગીતવાદ્યની કળામાં મેળવેલી નિપુણતાની યાદગાર કર્યાં છે. કેટલાક વિરલ સોનાના સિક્કા મળી આવેલા છે, જેમાં સમ્રાટ એક ઊંચી પીઠવાળા આસન પર નિશ્ચિંતપણે બેસી વીણા વગાડતો બતાવેલો છે. આ હકીકત રાજકવિએ તેના કરેલા કીર્તિગાનનું સમર્થન કરે છે. આ વિવિધ શક્તિ ધરાવતા રાજાની વિવિધ નિપુણતાઓમાં સંગીતને મળતી કાવ્યકલાની પણ ગણત્રી કરવામાં આવી છે. તેને પોતાને વિખ્યાત કવિરાજ તરીકે વર્ણવવામાં આવેલો છે અને ધંધાદારી કાવ્યો રચનાર કવિને યશ આપે એવાં અનેક કાવ્યો તેણે રચ્યાનું કહેવું છે. વળી આપણને એમ પણ કહેવામાં આવે છે કે તેને પંડિતોની સોબત બહુ પ્રિય હતી, અને તે પોતાની તીવ્ર તથા કસાયેલી અને ચોપડી બુદ્ધિનો ઉપયોગ પવિત્ર ધર્મશાસ્ત્રના [illegible]

વસુબંધુ તેનો કૃપાપાત્ર હતો. રાજકવિએ સમુદ્રગુપ્તનું જે ચરિત્રાલેખન કર્યું છે, તે જોતાં તેનાથી ય ચઢે એવા પક્ષપાતી અબુલફઝલે કરેલા અકબરના ચરિત્રાલેખનની યાદ આવે છે.

ધમાલીઆ જીવનમાંથી જે થોડો અવકાશ તેને મળતો હશે તેને દીપાવનારી આવી આવી કલાઓમાં સમુદ્રગુપ્તની કુશલતા વધારે હો કે ઓછી હો પણ એ તો સ્પષ્ટ જ છે કે તેની ઈશ્વરદત્ત શક્તિઓ કાંઈ સાધારણ નહોતી કે બહુ સારી રીતે તે હિંદી નેપોલિયન બિરૂદનો હકદાર થાય એવો પ્રતિભાશાલી નર તે હતો. કમનશીબે એના સમયના સિક્કા પરની એના મ્હોરાંની છાપ તેના મોના સિક્કાનો ખ્યાલ આપે એટલી સાફ નથી.

દૈવની અકળ ગતિથી જેણે લગભગ આખું હિંદ પોતાની એકચક્ર સત્તા નીચે આણ્યું હતું અને જેના રાજકીય સંબંધોનો વિસ્તાર દક્ષિણમાં લંકાદ્વીપથી માંડી ઉત્તરમાં ઓકસસ નદી સુધી પહોંચેલો હતો, એવા સંગીતવિશારદ, કવિ તથા યુદ્ધવીર આ મહાન રાજાનું નામ સુદ્ધાં હિંદના ઇતિહાસકારો આ પુસ્તકની પ્રસિદ્ધિ પૂર્વે જાણતા નહોતા. છેલ્લાં વીશ વર્ષ દરમિયાન થયેલા શિલાલેખ તથા સિક્કાઓના બારીક અને મહેનતુ અભ્યાસને પરિણામે એની લુપ્ત થયેલી કીર્તિનું ફરી જનતા સમક્ષ સ્થાપન કરી શકાયું છે. એની યાદગાર કારકિર્દીની વિગતવાર કથની હાલમાં આપવાનું બની શક્યું છે તે ધીરજભરી શોધખોળનાં પરિણામ રૂપ છૂટીછવાઈ હકીકતને એકસૂત્રમાં પરોવી લુપ્ત ઇતિહાસને પાછો મેળવવામા પુરાતત્ત્વના પ્રયત્નોની સફળતાના સુંદર દૃષ્ટાંતરૂપ છે. આ જ રીતે ટુકડેટુકડે મળતી માહિતીના નકશા ઉપરથી જ હિંદનો યથાર્થ પ્રાચીન ઇતિહાસ ઉપજાવી શકાય એમ છે.

**તેના ઇતિહાસની પુનઃ પ્રાપ્તિ**

સમુદ્રગુપ્તના મરણની ચોકસ સાલ જણાયેલી નથી, પણ એ તો નક્કી છે કે તે મોટી ઉમર સુધી જીવ્યો હતો અને લગભગ અર્ધી

મદીનું આબાદ રાજ્ય ભોગવવા ભાગ્યશાળી
ઈ સ ૩૭૫ થયો હતો પોતાના મરણ પહેલાં, પોતાનું રાજ્ય
શાંતિથી પોતાના વારસને પ્રાપ્ત થાય તેટલા
માટે તેનાથી બનતા બધા યત્ન તેણે કર્યા અને તે હેતુની સિદ્ધિને અર્થે, પોતાના અનેક પુત્રોમાંથી દત્તદેવી રાણીથી થયેલા પુત્રને તેણે યુવરાજ નીમી પોતાનો વારસ ઠરાવ્યો તેને તેણે આ ભવ્ય સામ્રાજ્યનો વારસ બનવા યોગ્ય માન્યો એ તદ્દન વ્યાજબી હતું

આવી રીતે વારસ તરીકે પસંદ કરવામાં આવેલો પુત્ર, તેની હયાતીમાં જ ઘણું કરીને યુવરાજ તરીકે રાજકારભારની ચિંતાઓમાં
તેનો ભાગીદાર બન્યો હતો જ તેણે ગાદી પર
ચંદ્રગુપ્ત બીજો આવતાં હિંદુ રિવાજને અનુસરી પોતાના દાદાનું
નામ ધારણ કર્યું ઇતિહાસમાં તેના દાદાથી
તેને ઓળખવા માટે તે ચંદ્રગુપ્ત બીજા તરીકે લખાયો તેણે વળી 'વિક્રમાદિત્ય'નું બિરૂદ ધારણ કર્યું હિંદની દંતકથાઓમાં બહુ જાણીતા થયેલા વિક્રમાદિત્યની કલ્પનાના આધારરૂપ જો કોઈ પણ રાજા હોય તો આ તેને માટે બીજા બધાઓ કરતા વધારે હક્કદાર છે તેના એ રાજ્યાધિરોહણની ચોક્કસ સાલ નોંધાયેલી મળતી નથી, પણ તે ઈ સ ૩૭૫ની લગભગમાં જ હોવી જોઈએ તે બાબતનો આખરી નિર્ણય કરનાર કોઈ સિક્કો કે લેખ જડે ત્યાં સુધી એ સાલને તેના રાજ્યાધિરોહણની લગભગ ખરી સાલ તરીકે સ્વીકારવી જોઈએ મળેલી માહિતીને આધારે તો એમ જ જણાય છે કે, કોઈ પણ જાતના વિરોધ કે તકરાર વગર તેને તેના પિતાની ગાદીનો વારસો મળ્યો હતો તે ગાદીએ બેઠો ત્યારે પુખ્ત ઉમરનો હતો તેના નિત્ય વિજયી પિતાએ તેને વારસામાં આપેલા વિશાળ રાજ્યનો વિસ્તાર કરવાની સ્થિતિમાં હતો તેણે તેના પિતાના દક્ષિણપથના વિજયનું આરંભ ચાલુ ન રાખ્યું, પણ તેને સ્થાને નૈઋત્ય દિશામાં રાજ્ય

૧ લિચ્છવીઓનો વંશ ને રાજા જેના સમુદ્રગુપ્તના સમયમાં ... નગ-

વિસ્તાર કરવાનું પસંદ કર્યું.

**માળવા, ગૂજરાત અને કાઠીઆવાડની જીત**

વિક્રમાદિત્ય ચંદ્રગુપ્તનું મોટામાં મોટું લશ્કરી પરાક્રમ, માળવા તથા ગૂજરાતમા થઈ, અરબી સમુદ્ર સુધી તેણે કરેલો રાજ્યવિસ્તાર છે. વળી કેટલાય સૈકાથી શકરાજાઓની સત્તા નીચે રહેલો સૌરાષ્ટ્ર નામથી ઓળખાતો કાઠીઆવાડનો દ્વીપકલ્પ પણ તેણે જીતી લીધો. કાઠીઆવાડમા રાજ્ય કરતા એ શકોને યુરોપીય અભ્યાસીઓ 'પાશ્ચાત્ય ક્ષત્રપો'ના નામથી ઓળખે છે. આ દૂરના દેશોનો પોતાના મુલકમાં ઉમેરો કરનારી ચઢાઈ કેટલાક વર્ષ ચાલુ રહેલી હોવી જોઇએ. તે ઈ. સ. ૩૮૮ થી ૪૦૧ સુધીમા થયાનુ જણાય છે. ૩૯૫ની સાલ એ જીત પૂરી થયાના સમયાંતરનું સરાસરી મધ્ય વર્ષ હશે. એ જીતને અંતે સમુદ્રગુપ્તના રાજ્યની મર્યાદા બહાર રહેલા માલવ તથા બીજી જાતિઓના મુલકો, તેના સામ્રાજ્યમાં દાખલ થઈ ગયા. સૌરાષ્ટ્ર અને માળવા ખાલસા થવાથી, રાજ્યમા અસાધારણ રસાળ અને ધનાઢ્ય મુલકો ઉમેરાયા એટલું જ નહિ, પણ એથી સાર્વભૌમ સત્તાનો પશ્ચિમ કિનારા પરનાં બંદરોએ પહોચવાનો માર્ગ ખુલ્લો અને બેદખલ થયો. આથી ચંદ્રગુપ્ત ૨ જો મિસર દેશની મારફત યુરોપ જોડે ચાલતા દરિયાઇ

---

વર્માનો ભાઈ રજપૂતાનાના પુષ્કરણનો રાજા ચંદ્રવર્મા હતો એવો નિર્ણય કરવામાં એમ.એમ. હરપ્રસાદ શાસ્ત્રી ખરા જણાય છે. (મંદસોર લેખ વિક્રમ સંવત ૪૬૧=૪૦૪-૫) તે ભાઇઓ માળવાના રાજા હતા (એપિ. ઇન્ડિ. XII ૩૧૭) પુષ્કરણ (પોખરણ અથવા પોકુરણ) જે ઉત્તર અક્ષાંશ ૨૬°.૫૫' અને પૂ. રેખાંશ ૭૦°૫૫'માં આવેલું છે તે એક જાણીતુ શહેર છે અને છેક ટોડના સમયમાં પણ તે મારવાડનું એક સૌથી સમૃદ્ધ અને સત્તા ધરાવતુ રાજ્ય હતુ (ઇન્ડિ. એન્ટિ. ૧૯૧૩૫. ૨૧૭-૯) પોખરણના ઠાકોરો તેમના પ્રાચીન રાજ્યપદની યાદ દેવડાવનારા અપવાદરૂપ ખાસ હક હજુ ધરાવે છે.

વેપારના સીધા સંબંધમાં આવ્યો, અને પરિણામે અલેક્ઝાંડ્રીઆના વેપારીઓના માલ જોડે આવતા યુરોપીય ખ્યાલોની અસર નીચે તેનો વિસ્તાર તથા પ્રચાર આવ્યા ગુપ્તયુગના સાહિત્ય, કળા તથા વિજ્ઞાન પર થયેલી પરદેશી અસરની સંક્ષિપ્ત ચર્ચા આગલા પ્રકરણમાં કરવામાં આવશે

**પશ્ચિમના ક્ષત્રપો**

'પાશ્ચાત્ય ક્ષત્રપો'માં બે તદ્દન ભિન્ન તથા એકબીજાથી ખૂબ અલગ પ્રદેશોમાં રાજ્ય કરતા વંશોનો સમાવેશ થાય છે મહારાષ્ટ્રના 'ક્ષહરાટ' ક્ષત્રપોનું પાટનગર પશ્ચિમ ઘાટોમાં ઘણું કરીને નાશિક આગળ હતું ઇ સ ની પહેલી સદીમાં કોઈક સમયે તેમણે તેમની સત્તા જમાવી હતી, અને આશરે ઈ સ ૧૧૯માં કે તેની આસપાસ આંધ્રરાજા ગૌતમીપુત્રે તેમનો નાશ કરી, તેમના મુલકને પોતાના રાજ્યમાં ભેળવી દીધો હતો શકરાજા ચષ્ટને માળવામાં ઉજ્જયિનીમાં ઈસુ પછીના પહેલા સૈકાના અંત ભાગમાં બીજા 'ક્ષત્રપ' વંશની સ્થાપના કરી હતી ચષ્ટાનના રાજ્યનો તેના પૌત્ર રુદ્રદામાએ ખૂબ વિસ્તાર કર્યો હતો એ રુદ્રદામાએ ઈ સ ૧૨૮ અને ૧૫૦ ની વચમાં ઘણું કરીને ઈ સ ૧૩૦ પહેલાં ગૌતમીપુત્રના પુત્ર પુલુમાયી પાસેથી થોડાં વર્ષ પહેલાં ગૌતમીપુત્રે 'ક્ષહરાટ' ક્ષત્રપો પાસેથી છીની લીધેલો તમામ પ્રદેશ લગભગ તમામ મુલક પોતાને કબજે કર્યો આથી રુદ્રદામાની સત્તા માત્ર સૌરાષ્ટ્રના દ્વીપકલ્પ ઉપર જ નહિ, પણ માળવા, કચ્છ, સિંધ અને કોંકણ તેમજ બીજા પ્રદેશો—ટૂંકામાં આખા પશ્ચિમ હિંદ પર જામી ચષ્ટાન તથા તેની પાછળ થનાર રાજાઓનું પાટનગર ઉજ્જયિની હતું તે બહુ પ્રાચીન નગરી હતી અને પશ્ચિમ કિનારાના બંદર તથા હિંદની અંદરના ભાગ વચ્ચેના વેપારના કેન્દ્રરૂપ હતી તે વિદ્યા અને સંસ્કૃતિના ધામ તરીકે પ્રખ્યાતિ પામેલી હતી અને વિલાયતના ગ્રીનીચની જેમ તેનાથી હિંદના રેખાંશો મપાતા હતા એ નગરી આજે પણ મોટું સમૃદ્ધ નગર છે અને તેમાં તેની

ભૂતકાળની મહત્તાનાં ઘણા સ્મારકો છે. એ નગરીનું પ્રાચીન નામ કાયમ રહેલું છે અને કેટલાક સમય સુધી તે સિંધીઆ મહારાજની રાજ્યધાની પણ હતી.

**છેલ્લા ક્ષત્રપનું પતન**

સમુદ્રગુપ્ત જાતે પશ્ચિમ હિંદની જીતનું કામ માથે લેવા શક્તિવાન થયો નહોતો. પણ આખા દેશને ચીરી તેણે કરેલી વિજયકૃત્યથી ખૂબ પ્રભાવિત થયેલા બીજા એક રૂદ્રદામાના પુત્ર ક્ષત્રપ રૂદ્રસેન તરફથી આવેલ એલચીમંડળને તેણે સત્કાર્યું હતું. પિતાએ પ્રાપ્ત કરેલા રાજ્ય અને ધનભંડારના કબજાથી બળવાન બનેલા ચંદ્રગુપ્ત બીજાએ પોતાના એ પશ્ચિમ હિંદમાં વસતા પ્રતિસ્પર્ધીને કચરી નાખી તે ક્ષત્રપની સત્તા નીચેના કિંમતી મુલકને પોતાના રાજ્યમાં ખાલસા કરવાનો નિશ્ચય કર્યો. કોઇ મહત્ત્વાકાંક્ષી રાજા પોતાના ધનાઢ્ય પડોશી જોડે આક્રમણાત્મક યુદ્ધ આદરે છે, ત્યારે તેના હેતુઓ શોધવા બહુ લાંબે જવું પડે એવું હોતુ નથી; પણ આપણને એટલી તો ખાત્રી થાય છે જ કે જાતિ, ધર્મ, અને આચારભેદને લીધે આ ગુપ્ત સમ્રાટને પશ્ચિમના એ અશુદ્ધ, પરદેશી રાજ્યકર્તાઓને દબાવી દેવાની ખાસ-અને પ્રબળ ઇચ્છા થઈ હતી. બૌદ્ધ અને જૈન સંપ્રદાયો તરફ સહિષ્ણુ આ વિક્રમાદિત્ય ચંદ્રગુપ્ત પોતે સનાતની હિંદુ હતો અને વૈષ્ણવ સંપ્રદાય પ્રત્યે અનુરાગ ધરાવતો હતો. આ કારણોને લઇ વર્ણવ્યવસ્થામાં નહિ માનનારા તેમજ તેની બહુ પરવા ન કરનારા પરદેશી રાજાઓનો બળ જબરીએ ઉચ્છેદ કરવામા તેને ખરેખર ખૂબ સંતોષ અને આનંદ થયા હશે. રૂદ્રસેન પર ચઢાઇ કરવામાં તેના હેતુ ગમે તે હો, પણ સત્યસિંહના પુત્ર ક્ષત્રપ રૂદ્રસિંહ પર ચઢાઇ તેણે કરી તેને પદભ્રષ્ટ કરી કતલ કર્યો, અને તેનો તમામ મુલક ખાલસા કરી નાખ્યો. નિંદક પ્રણાલીકથા કહે છે કે 'શત્રુના શહેરમાં પરસ્ત્રી જોડે પ્રીત કરવામાં રોકાયેલા શકરાજાને તેની પ્રેમપાત્રના વેશમા સજ્જ થયેલ ચંદ્રગુપ્તે મારી નાખ્યો.' પણ આ પ્રણાલીકથા યથાર્થ ઐતિહાસિક

ઘટના હોય એમ જણાતું નથી ક્ષત્રપોનો છેલ્લો ઉલ્લેખ ઈસ ૩૮૮ની સાલના અરસામા આવે છે, એ સાલ પછી થોડા જ સમયમા તેનો મુલક ગુપ્ત સામ્રાજ્યમા ભેળવી દેવામા આવ્યો હશે

ઘણા પાછળથી સ્થપાએલા મોગલવંશના રાજાઓ પેઠે, ગુપ્તવંશના આદ્ય સસ્થાપક સિવાયના બીજા બધા સમ્રાટો લાબા રાજ્ય ભોગવવા ભાગ્યશાળી થયા હતા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે લગભગ ચાળીસ વર્ષ રાજ્ય કર્યું અને ઈસ ૪૧૩ સુધી જીવતો રહ્યો હતો તેના અગત ચારિત્ર વિષે નહિ જેવી જ માહિતી છે પણ

**બીજા ચદ્રગુપ્તનું ચારિત્ર**

તેની કારકિર્દીની ખાત્રીદાર બીનાઓ પરથી સાબિત થાય છે કે તે એક મજબૂત અને જોરાવર રાજ્યકર્તા હતો અને વિશાળ મુલક પર સત્તા ચલાવવા તથા તેની વૃદ્ધિ કરવાની પૂરી લાયકાત ધરાવતો હતો પોતાના યુદ્ધપરાક્રમોની જાહેરાત આપતા મોટા મોટા પદો અને મહત્તા બતાવનાર ઇલ્કાબોનો તેને બહુ પ્રેમ હતો સિક્કાઓ પર પોતાની જાતને ઇરાનના આચાર મુજબ સિંહ જોડે લડતો અને તેમા સફળ થતો ચીતરવવાનું તેને બહુ ગમતું

એવા સૂચનો છે કે પાટલીપુત્ર જોકે હજુએ જાહેર રીતે પાટનગર ગણાતું હતું તો પણ સમુદ્રગુપ્તની મોટા વિસ્તાર પરની છતો પછી તે ગુપ્ત સમ્રાટોનું સામાન્ય નિવાસસ્થાન નહોતું રહ્યું એ વાત ખરી છે કે મૌર્ય સમ્રાટો, ગુપ્તોના કરતા મોટા વિસ્તાર-

**પાટનગર**

વાળા રાજ્યની વ્યવસ્થા એ પ્રાચીન પાટનગરથી કરવામા સફળ થયા હતા, તેમના સમયમા પણ પાટનગર રાજ્યના છેક પૂર્વ છેડા તરફ આવવાને કારણે અગવડતો પડતી જ હશે અને રાજદરબાર માટે કાઇ વધારે મધ્યસ્થ જગાના લાભ તો દેખીતા જ હતા લોકકથાના નાયક રામચંદ્રની નગરી અયોધ્યા, જેના ખડેરમાથી દક્ષિણ અયોધ્યા જિલ્લામા આવેલા હાલના ફૈઝાબાદ શહેર બાધવાનો કાટ

સાલ મળેલા છે તે પાટલીપુત્ર કરતાં વધારે અનુકૂળ સ્થાન હતું, અને એમ જણાય છે કે વખતો વખત એ નગરને સમુદ્રગુપ્ત તથા તેના પુત્રે રાજદરબારના મથક તરીકે પસંદ કર્યું હતું. સમુદ્રગુપ્તના પુત્રે તો ઘણું કરીને એ નગરમા ત્રાંબાના નાણાં પાડવાની ટંકશાળ ઊભી કરી હતી: એમ માનવાને કારણુ છે કે પાંચમાં સૈકામાં પાટલીપુત્રને સ્થાને અયોધ્યા ગુપ્ત સામ્રાજ્યનું મુખ્ય નગર હતું.

જે અશોકના સ્તંભ પર સમુદ્રગુપ્તે પોતાના રાજ્યના ઇતિહાસની નોંધ કોતરાવી લખાવી છે તે મૂળ પ્રખ્યાત કૌશાંબી નગરી આગળ ઊભો કરવામા આવ્યો હતો, એમ મનાય છે.

**કૌશાંબી**

એ કૌશાંબી નગરી ઉજ્જેનથી ઉત્તર હિંદ જતા ધોરી માર્ગ પર આવેલી હતી, અને એ તો નિઃસંદેહ વાત છે કે સમ્રાટ્‌ના નિવાસસ્થાન થવાનું માન તેને ઘણી યે વાર મળ્યુ હતું. પૂર્વના શાહી અમલ નીચે રહેતા દેશોમાં જે સ્થાન અમુક સમયે રાજાના દરબારનું સ્થાન હોય તે જ રાજ્યનું તે સમય માટે પાટનગર ગણાય.

સમુદ્રગુપ્ત તથા વિક્રમાદિત્ય જેવા યુદ્ધવીરોથી સારીપેઠે અવગણના પામેલું છતાં પાટલીપુત્ર, એમાંના બીજાના આખા અમલ દરમિયાન એક ભવ્ય અને આબાદ વસ્તીવાળું શહેર બન્યું

**પાટલીપુત્ર**

રહ્યું હતું, અને છઠ્ઠા સૈકામાં હુનોનો હુમલો થયો ત્યાં સુધી તેનુ ગૌરવ નષ્ટ થયું નહોતું. ચીની યાત્રી હ્યુએન્ત્સાંગ ઈ. સ. ૬૪૦ મા તેની પાડોશમાં રહેતો હતો, ત્યારે તે શહેરની પ્રાચીન જગા સેકડો ખંડિયેરોથી ઢંકાયેલી તેણે જોઈ હતી. તે આપણને કહે છે કે ગંગા કિનારે આશરે ૧૦૦૦ રહેવાસીઓ-વાળા કોટબંધી નાના ગામના ભાગ સિવાયનો, આ શહેરનો ઘણોખરો ભાગ વેરાન પડેલો છે. ઈ. સ. ૬૧૨ થી ૬૪૭ સુધીમાં જ્યારે હર્ષ સાર્વભૌમ રાજા તરીકે ઉત્તર હિંદ પર રાજ્ય કરતો હતો, ત્યારે તેણે એ પ્રાચીન પાટનગરની મરામત કરવાનો કાંઈ પ્રયત્ન કરવાને બદલે

થતી આવતી પાકી વંશવર્ણનની શૈલી ઉપરથી જણાઇ આવે છે કે પ્રવરસેન પહેલાના સમયમાં તો સંસ્કૃતમાં લેખો તથા દસ્તાવેજો લખવાની શૈલી લાંબી વપરાશથી સ્થિર થઇ હતી. સમુદ્રગુપ્ત તથા તેના અનુગામીઓ એ વાકાટક લેખન શૈલીને જ બરાબર અનુસરે છે.

કૌમુદી-મહોત્સવ વાચતાં જણાય છે કે આ જ સમયમાં સારી-પેઠે સામાજિક પુનરુજ્જીવન પણ થયુ હશે. વર્ણાશ્રમ વ્યવસ્થા પાછી સજીવન કરવામાં આવી. હિંદુઓની ધર્મચુસ્તતા ફરી સજીવન થઇ. કુશાનોના અમલ દરમિયાન હિંદુસમાજમાં પેઠેલા સડાઓને ધોઇ નાં-ખવા વાકાટકોના સમયનો હિંદુસમાજ ખૂબ મથી રહ્યો હતો. આ હિંદુત્વ શુદ્ધિની હીલચાલને પ્રવરસેને ખૂબ પોષી એટલું જ નહિ, પણ બહુ મોટા પ્રમાણમા પોતાના આખા સામ્રાજ્યમાં તેનો ફેલાવો કર્યો.

એ જ વાકાટકોના સમયમાં સ્થાપત્યમાં ગંગા અને યમુના રાષ્ટ્રીય ઉત્થાનની સંજ્ઞારૂપ બની ગયાં. સાતવાહનોના સમય સુધીનાં સ્થા-પત્યના પાઠોનો સમાવેશ કરતા મત્સ્યપુરાણમા શિવ, વિષ્ણુ કે બીજા દેવોના મંદિરો પર અલંકાર માટે ગંગા કે યમુનાની પ્રતિમાઓ મૂકવાનો કાંઇ જ ઇસારો નથી. કલાકૃતિ તરીકે ગંગા યમુનાની પ્રતિમાને સ્થાન અપાયુ તેનુ કારણ એની પાછળ રહેલો રાજકીય અર્થ અથવા સંકેત છે. ગગા તથા યમુનાની એ પૂજામાં ફરીવાર જ્યા વૈદિક સનાતન ધર્મ ચાલુ થયા એ ગગા તથા યમુનાની વચ્ચેના આંતરવેદી પ્રદેશની પરદેશી-ઓના હાથથી થએલી મૂક્તિનુ સૂચન છે. ભૂમરા તથા નચના આગળના મંદિરોમાં એ બે નદીઓની સૌંદર્યભરી પ્રતિમાઓ નાગ—વાકાટક સંસ્કૃતિ-ના પ્રતિબિંબ રૂપ છે. વાકાટકો ખરેખર બહુ સપ્રમાણ અને સુડોળ આ-દમીઓ હતા. વાકાટકોના અમલ નીચે પ્રતિમાવિધાન તથા હુબહુ ચિત્ર-વિધાન બહુ ચેતનવંતા બન્યાં હતાં. અજંટા તેમના સીધા અમલ નીચે હતું.—જાળીદાર બારી, ગવાક્ષ-છજ્જુ, ઉપસતા શિખરનો પ્રકાર, ગુંચળાવળતા નાગનો નાગપાસ; કોતરકામ તથા અલંકારવાળી બારસાખો, ચોખંડું મંદિર વગેરે એરન, ઉદયગિરિ, દેવગઢ તથા અજંટામા પૂરી

અભિવૃદ્ધિ પામતી સ્થાપત્યની વિવિધ પદ્ધતિઓના બીજ નચના આગળના વાકાટક મંદિરોમા જોવામા આવે છે

સિક્કાઓની બાબતમા પણ કુશાનોના રેખાવ્રડા સિક્કા પાડવાની પ્રથાનો ત્યાગ કરી તેમણે પહેલાની હિંદુ ઢબના સિક્કા પાડવાનુ શરૂ કર્યું આથી એમ નથી સમજવાનુ કે કુશાનોના જેવા સિક્કા પાડવાની કળા તેમનામા નહોતી, પણ દેશના દુશ્મન રૂપ અને જેને તેઓ અધમ મ્લેચ્છ ગણતા હતા તેના સિક્કાઓનુ અનુકરણ કરવાનો તેમને અણગમો હતો

વાકાટકોએ પોતાનુ રાજ્યતંત્ર ભારશિવો પાસેથી લીધુ હતુ અને આગળ જતા સમુદ્રગુપ્તે એ વાકાટકોનુ રાજ્યતંત્ર જ લીધુ હતુ એ બન્નેએ મૂળના ભારશિવોના રાજ્યતંત્રમા કેટલાક ફેરફાર દાખલ કર્યા હતા વાકાટકતંત્રમા તેમના સીધા અમલ નીચે એક મોટુ મધ્યસ્થ રાજ્ય હતુ તેમા બે પાટનગરો ર્હેતા, તથા તે ઉપરાત તેમના હાથ નીચે મખ્યાગધ પરપરાપ્રાપ્ત સુબાગીરિઓ ભોગવતા સુબા હતા આ સુબાઓ મોટે ભાગે સમ્રાટ્ના સગા અથવા લગ્નસબધથી જોડાએલા સગા હતા આ ઉપરાત મધ્યસ્થ અને સામ્રાજ્યસત્તા ભોગવતા રાજ્યનુ આધિપત્ય સ્વીકારતા સ્વતંત્ર ગણરાજ્યોનુ મડળ પણ એ તંત્રના ભાગ રૂપ હતુ ભારશિવોના સમયમા મધ્યસ્થ રાજ્ય અને ગણરાજ્ય મડળ એ બે સરખી કક્ષાના અગ હતા જ્યારે વાકાટકોના સમયમા મધ્યસ્થ રાજ્ય એ સૌથી વધારે અગત્યનુ અને આગળપડતુ અગ બની ગયુ હતુ

વાકાટકો ધર્મે ચુસ્ત શૈવ હતા રુદ્રસેન બીજાના અમલ દરમિયાન તેની પત્ની પ્રભાવતી ગુપ્ત તથા તેના સસરાના પ્રભાવ નીચે એક પેઢી સુધી વૈષ્ણવ ધર્મ ચાલ્યો, પણ ચદ્રગુપ્ત બીજાની અસર દૂર થતા, રાજકુટુબમા વળી પાછો મૂળનો જ શૈવધર્મ ચાલુ થયો વાકાટક સમયના મંદિરોના ખડિયેરો સ્પષ્ટરીતે શિવના સહારક રૂપના છે નાગ-વાકાટકોનુ વિશિષ્ટ લક્ષણ તેમની શિવભક્તિ છે જ્યારે ગુપ્તોનુ વિશિષ્ટ લક્ષણ તેમની વિષ્ણુભક્તિ છે

શ્રીમંત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળા નં ૬૯

# ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ

## ( વિભાગ પહેલો )

લેખક

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,
પુરાણ વિવેચન, ગુજરાતના તીર્થસ્થાનો વિગેરે ગ્રંથોના કર્તા

પ્રકાશક

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી એ.

આસિ સેક્રેટરી—અમદાવાદ

કિંમત એક રૂપિયો

श्रीमत्त महाराजाश्री सयाजीराव गायकवाड ग्रंथमाळानो

# ઉપોદ્ઘાત



વડોદરાના શ્રીમત મહારાજા સાહેબ શ્રીસયાજીરાવ ગાયકવાડ ખાસખેલ સમશેર બહાદુર સન ૧૮૯૨મા અમદાવાદ પધાર્યા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને રૂ ૫૦૦૦) બક્ષીસ કર્યાં છે માટે સોસાઈટીએ તેમને પોતાના મુરબ્બી (પેટ્રન) ઠરાવ્યા છે, અને તે રકમ તેમના નામથી જૂદી રાખી તેનુ વ્યાજ તેમને નામે ગ્રંથો રચાવવામા, ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામા અને ઉત્તેજન દાખલ ગ્રંથો ખરીદ કરવામા વાપરવાનો ઠરાવ કર્યો છે, તે પ્રમાણે આજ-સુધીમા નીચે પ્રમાણે પુસ્તકો "શ્રીમત મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે —

(૧) ગ્રીસ દેશનો ઈતિહાસ
(૨) વિધવાવપન અનાચાર
(૩) હિંદના મહારાણી અને તેમનુ કુટુંબ
(૪) ભાનુસુત ઉદ્ધવકૃત રામાયણ
(૫) કર્તવ્ય
(૬) બર્નિયરનો પ્રવાસ
(૭) ઔષધિકોષ, ભા ૧ લો
(૮) અકસ્માત વખતે મદદ અને ઈલાજ
(૯) હેન્રી ફૉસેટનુ જીવન ચરિત્ર
(૧૦) હિન્દની ઉદ્યોગ સ્થિતિ

(૧૧) મરાઠી સત્તાનો ઉદય

(૧૨) હિન્દુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભા. ૩ જો
(બ્રિટિશ રિયાસત—પૂર્વાર્ધ)

(૧૩) „ ભા. ૧ લો (મુસલમાની રિયાસત–પૂર્વાર્ધ)

(૧૪) „ „ „ „ (ઉત્તરાર્ધ)

(૧૫) મરાઠી રિયાસત—પૂર્વાર્ધ

(૧૬) „ „ —ઉત્તરાર્ધ

(૧૭) રોમનો ઈતિહાસ

(૧૮) મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ

(૧૯) ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ–વિભાગ પહેલો

ગુ. વ. સોસાઈટી
તા. ૧૫-૯-૧૯૩૭

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.

# પ્રસ્તાવના

ગુજરાતના ઇતિહાસના પાંચ મોટા વિભાગો સાધારણ રીતે પડે છે (૧) પૌરાણિક (૨) પ્રાચીન (૩) મધ્યકાલીન રાજપૂત (૪) મધ્યકાલીન મુસ્લીમ અને (૫) આધુનિક આ પ્રત્યેકના પેટા વિભાગો કેટલા અને કયા કયા એ નોંધવાની અથવા આ વિભાગવ્યવસ્થાની યોગ્યાયોગ્યતાની લાંબી ચર્ચા કરવાની જરૂર મને નથી લાગતી આ વિષયમાં ઐતિહાસિકોમાં ઐકમત્ય પણ નથી શ્રી વીન્સેન્ટ સ્મિથે ઈ સ ૧૨૦૦ સુધીના સમયને પ્રાચીન ગણેલ છે જો કે શ્રીહર્ષ પછીના સમયનું એનું નિરૂપણ તદ્દન ઉપલકીયુ છે શ્રી ચિંતામણી વૈદ્ય ઈ સ ૬૦૦થી મધ્યકાલીન ઇતિહાસનો આરંભ કરે છે, અને શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇએ મુસલમાનોએ ગુજરાત જીત્યુ ત્યારથી આધુનિક સમયનો આરંભ કર્યો છે શ્રી ગોવિંદભાઈની સમય ગણનાની અયોગ્યતા તો શ્રી હીરાલાલ ત્રિ પારેખે ' અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ' એ પુસ્તકની પ્રસ્તાવનામા દર્શાવી જ છે મેં આ પુસ્તકમા વલભીરાજ્યનો અન્ત અને અણહિલપુર પાટણની સ્થાપનાથી ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનો આરંભ માન્યો છે અને આ રીતે વિભાગ કરવા માટે ગુજરાતની ઐતિહાસિક પરિસ્થિતિમા વ્યાવર્તક લક્ષણો જોવા કારણો છે એમ મને લાગે છે

આ સમયની ઐતિહાસિક અગત્ય વિષે ટુકામા એટલુજ કહેવાનું છે કે આપણા દેશને ગુજરાત નામ સોલંકી સમયમા મળ્યુ છે એ ચોક્કસ છે વળી ગુજરાતની—ગુજરાતી ભાષા બોલનારી પ્રજાના પ્રદેશની સીમાઓ નક્કી થવામા અને એથી આગળ વધીને ગુજરાતની સાંસ્કારિક એકતા બંધાવામા સોલંકી રાજાઓના રાજ્યઅમલે ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે અને એ કારણથી સોલંકી સમયનો ઇતિહાસ એ ગુજરાતના સમગ્ર ઇતિહાસનું ઘણુ અગત્યનું પ્રકરણ છે.

સોલંકી સમયનો ઇતિહાસ એ ઐતિહાસિક દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસનું એક સ્વતંત્ર પ્રકરણ હોવા છતાં આ પુસ્તકમાં તો સોલંકી રાજ્યની સ્થાપના પ્હેલાંના ચાવડા સમય નામથી સાધારણ રીતે ઓળખાતા લગભગ બસ્સો વર્ષના ઇતિહાસનો પણ સમાવેશ કર્યો છે. અને વિ. સં. ૮૦૨ થી ૧૩૫૬ સુધીના એ આખા સમયને 'મધ્યકાલીન રાજપૂત સમય' એવું નામ આપ્યું છે.

આ દેશમાં જૂના સમયમાં આધુનિક પદ્ધતિના ઇતિહાસનું અસ્તિત્વ જ ન હોવાથી હાલના ઇતિહાસ લેખકને જૂના પ્રબન્ધો, તામ્રપત્રો, શિલાલેખો, સીક્કાઓ, તત્કાલીન સાહિત્યમાં જળવાઈ રહેલી પ્રકીર્ણ નોંધો, મુસાફરોએ લખેલાં પ્રવાસ વર્ણનો વગેરેમાંથી ઐતિહાસિક હકીકતોને તારવવી પડે છે એ પ્રસિદ્ધ છે. ગુજરાતના પ્રસ્તુત કાળના ઇતિહાસ માટે બીજાં સાધનો અંશતઃ ઉપલબ્ધ હોવા છતાં મુખ્ય ગણવા જેવાં તો બે છે (૧) ઉત્કીર્ણ લેખો અને (૨) ઐતિહાસિક મહાકાવ્યો, ચરિતો, નાટકો, ખડકાવ્યો વગેરે બધા પ્રકારોનો એકમાં સમાવેશ કરીને કહીએ તો પ્રબંધો. આમાંથી પ્રબંધોનું વિવરણ મેં ઐતિહાસિક મૂલ્યના નિરૂપણ સાથે 'ગુજરાતના મધ્યકાલીન રાજપૂત યુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો' એ શ્રી ફાર્બસ ગુજરાતી સભા આગળ ૧૯૩૨માં આપેલા વ્યાખ્યાનમા કરેલું છે. એટલે આ ઇતિહાસના ઉપોદ્ઘાતરૂપે એની પુનરૂક્તિ કરવાની મને જરૂર લાગતી નથી. જિજ્ઞાસુ, શ્રી ફા. ગુ. સભાવાળાં વ્યાખ્યાનનો ઉપયોગ કરી શકશે.

અને ઉત્કીર્ણ લેખોમાં કોઈ વિરલ લેખ હજી મળી આવવાના સંભવની ના ન પડાય છતાં અવિનષ્ટ ઉત્કીર્ણ લેખો મોટે ભાગે શોધાઈ તથા છપાઈ ગયા છે એમ કહેવામાં ખોટું નથી. વળી શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ ઇન્ડીઅન એન્ટીકવેરી, એપ્રીગ્રાફીઆ ઇન્ડીકા વગેરેમાંથી ગુજરાતના લેખોને જુદા તારવી 'ગુજરાતના ઐતિહાસિક

લેખો' નામથી એ સગ્રહને પ્રગટ કરવાનો ઉપક્રમ કર્યો છે, અને તેના બે ભાગો છપાઈ ગયા છે, તથા હુ ધારૂ છુ, ત્રીજો છપાય છે

આધુનિક કાળમા ગુજરાતના ઇતિહાસને લગતા પુસ્તકો લખવાના જે પ્રયત્નો થયા છે તેમા બે મુખ્ય અને વધારે પ્રસિદ્ધ છે (૧) રાસમાળા અને (૨) મુબઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ આમાથી રાસમાળાના કર્તાએ મુખ્ય આધાર જો કે પ્રબધચિંતામણિની, દ્વયાશ્રયની તથા રત્નમાળાની એમને મળેલી હાથપ્રતોનો લીધો છે પણ ભાટચારણોના ચોપડાઓમાથી મેળવેલી તથા તેઓને મોઢેથી સાભળેલી દતકથાઓનો પણ પુષ્કળ લાભ લીધો છે અને રાસમાળા નામથી જ પોતે કહેવા માગે છે તેમ દતકથાઓને, ચાળી જોવાનો શ્રી ફાર્બસ સાહેબે પ્રયાસ ન કરતા, યથાશ્રુત ઉતારી છે પછી મુબઈ ગેઝીટીઅર (ગ્ર ૧ ભા ૧)ના પ્રાચીન ઇતિહાસના લેખક પ ભગવાનલાલ ઇન્દ્રજીએ પ્રબધચિંતામણિનો સળગ આધાર લીધેલો હોવા છતા એ વખતે કીર્તિકૌમુદી જેવા એકાદ છપાયેલા તથા બાકીના હાથપ્રતરૂપે ઉપલબ્ધ અનેક પ્રબધોનો પુષ્કળ ઉપયોગ કર્યો છે વળી ઉત્કીર્ણ લેખોની મદદથી તથા ઐતિહાસિક દષ્ટિ વડે આ પ્રબધોમા ઉપલબ્ધ માહિતીને તથા રાસમાળા વગેરેમા સગ્રહીત દતકથાઓને ટચી જોવાનો તેમજ એ રીતે ચાળેલી માહિતી ઐતિહાસિક રૂપમા ગોઠવીને મૂકવાનો પ્રયાસ કર્યો છે પરિણામે ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ એજ એ વિષયમા પરમ પ્રમાણ એ સ્થિતિ ચાળીશ વર્ષથી આપણે ત્યા છે જો કે એ લખાયા પછી કેટલાક નવા ઉત્કીર્ણ લેખો મળ્યા છે એ વખતે હાથપ્રતો જ જેની ઉપલબ્ધ હતી તેમાના ઘણા ખરા પ્રબધોની ઓછી વધુ સશોધિત આવૃત્તિઓ છપાઈ ગઈ છે કોઈક પ્રબધો અને ઉત્કીર્ણ લેખો પણ નવા મળ્યા છે, અને પડોશી રાજ્યોના ઇતિહાસોનું જ્ઞાન ઘણુ વધ્યુ છે

સ્વ રણજીતરામ વાવાભાઈ આજે વીશ-એકવીશ વર્ષ પ્હેલા

ગુજરાતના ઇતિહાસ ઉપર વાત નીકળતાં એમણે કહેલું કે મુંબઈ ગેઝીટીઅર લઇને બેસવું અને જે વિશેષ માહિતી તે પછી જાણવામાં આવી હોય તે વડે સુધારાવધારા કરતા જવા. મનેય ત્યારે તો આટલું ઠીક પ્રમાણમાં થઈ શકે તો બસ છે એમ લાગતું હતું; પણ પ્રબંધોના તથા ગુજરાતના તેમજ સમકાલીન પડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખોનો જેમ જેમ હું અભ્યાસ કરતો ગયો તેમ તેમ ગુજરાતનો મધ્યકાલીન–ખાસ કરીને સોલંકી સમયનો ઇતિહાસ, મૂળ સાધનો ઉપરથી જ, એ સાધનોમાંથી ઉપલબ્ધ વસ્તુની, ઐતિહાસિક દૃષ્ટિથી વૈજ્ઞાનિક કસોટી કરીને, સ્વતંત્ર રીતે જ લખવાની આવશ્યકતા મનમાં દૃઢ ઠસી ગઈ. આવા વિષયોમાં છેવટના નિર્ણયો મુશ્કેલ જ છે. વળી નવાં સાધનો ભવિષ્યમાં પ્રાપ્ત થતાં આજે ગ્રાહ્ય લાગતા નિર્ણયો અગ્રાહ્ય ઠરે એવો યે સંભવ છે અને સમજફેર વગેરે કારણોથી ભૂલો થવાનો સંભવ તો હમેશાં છે. આ સ્થિતિમા પોતાના નિર્ણયોનાં કારણો આપવાની લેખકની ફરજ છે. અને ગુજરાતના ઇતિહાસ વિષે, તદ્વિદોનો સામયિકોમાં ઉહાપોહ અલ્પ પ્રમાણમાં જ થયેલો હોવાથી આ પુસ્તકમાં મારે પુરાતત્ત્વને લગતી ચર્ચા ઘણી વાર કરવી પડી છે અને ટિપ્પણીઓમાં મૂળ વચનો ઉતારવાં પડ્યા છે. એથી ઐતિહાસિક લખાણ કાંઇક કથળે છે એ હું કબુલ કરૂં છું. પણ વર્તમાન પરિસ્થિતિમાં એનો ઉપાય નથી.

વળી પ્રબંધો ઐતિહાસિક સાધનો હોવા છતાં ઇતિહાસના ગ્રન્થો નથી. એમા ઘણીનો દંતકથાઓ છે અને ભાટ ચારણોએ જાળવી રાખેલ વાતો તો દંતકથા જ છે. એ ઉપલબ્ધ દંતકથાઓમાંથી મળી શકે તેટલી ઐતિહાસિક હકીકત તારવવાનો પ્રયાસ મેં જરૂર કર્યો છે. પણ દંતકથાઓ આખી ઉતારી નથી. એ માટે તો રાસમાળા, પ્રબંધચિંતામણિ વગેરે ગ્રન્થો જ જોવાની તેના જિજ્ઞાસુને વિનતિ છે.

મેં મુંબઈ ગેઝીટીઅર તો મૂળ અંગ્રેજી જ વાપર્યું છે, રાસમાળાના ગુજરાતી અનુવાદની શ્રી. ફાર્બસ ગુજરાતી સભાએ પ્રકાશિત ત્રીજી

આવૃત્તિ વાપરી છે જ્યારે પ્રબધચિંતામણિનો શ્રી ફા ગુ સભાએ પ્રગટ કરેલો મારો અનુવાદ વાપર્યો છે બાકીના ગ્રન્થોના ઉલ્લેખો તે તે સ્થળે આપ્યા છે ઉલ્લિખિત સર્વગ્રન્થોની સૂચી તો બીજા ભાગને અન્તે છપાશે પણ સક્ષિપ્તાક્ષરોની સૂચી આ ભાગમા છાપી છે

ચાવડા, રાષ્ટ્રકૂટ અને પ્રતિહાર એ ત્રણની વશાવળીઓ આ ભાગમા છાપી છે, જ્યારે સમકાલીન રાજવશોની વશાવળીઓ બીજા ભાગના પરિશિષ્ટ રૂપે છાપી છે આખા ગ્રન્થની અનુક્રમણિકા પણ બીજા ભાગને અન્તે જ આવશે ખરી રીતે પુસ્તકના આ ભાગો સ્વાભાવિક નથી. ચાવડા સમય સોલકી સમયથી જુદો પડે છે પણ પછી સોલકી સમયનો ઇતિહાસ એ તો સળગ એક પ્રવાહ છે પણ અમુક સગવડ ખાતર સિદ્ધરાજ સુધીના પ્રકરણો આ પ્હેલા ભાગમા આપ્યા છે અને બાકીના પ્રકરણો બીજા ભાગમા બધાશે આ ભાગને લગતી અનુપૂર્તિ તથા શુદ્ધિ પત્રક આ ભાગના આરભમા જ છે

———o———

# અનુપૂર્તિ

## પ્ર. ત્રીજાની

પૃ. ૫૫માં, રત્નમાળાને અનુસરી રાસમાળા અને ગેઝીટીઅરના લેખકો પેઠે વનરાજનાં પિતા માતા તરીકે જયશિખરી અને રૂપસુંદરીનાં નામો લખ્યાં છે. પણ રત્નમાળામાં જળવાઈ રહેલી દંતકથાથી જુદી જાતની દંતકથા પણ મળે છે. શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલીના પ્રથમ ભાગમાં અં. ૪૮–૮ વંશાવલિઓ આદિમાં ચાવડા વંશની વશાવલિ આપી છે તેમાં "ચાઅ નામનો ચાહટગઢનો રાજા હોવાનું અને તેનાથી ચાવડા વંશ ચાલ્યાનું કથન છે. વળી ચાઅથી ૨૧મો બાગરાજ ચાહટગઢ છોડી જયપુર પાસે સેનગઢ આવ્યો, પછી ૨૫મો મહીપાલ સેનગઢથી આબુગઢ આવ્યો ૨૯મો જેતસી આબુગઢ છોડી ગાજણગઢ આવ્યો, ૩૧મો ભીમદેવ ગાજણગઢ છોડી ભિન્નમાલ આવ્યો અને ૩૫મો પરશરામ ભિન્નમાલનો રાજા હતો તેને છાડા રાઠોડે ખેડગઢથી આવી માર્યો અને ભિન્નમાલ પડાવ્યું તેની રાણી આંબેરના કછવાહા માનસિંહની દીકરી જશકુંવરબા ગર્ભવતી હતી તે નાશી ગુજરાતના જંગલમા આવી ત્યાં વનરાજ પુત્ર થયો."

ઉપરની વશાવળી ક્યારે, ક્યા, કોણે ઉતારી છે એ કશું નામાવલિમાં નથી. કદાચ મૂળ ચોપડામાં જ નહિ હોય. એટલે એની ઐતિહાસિક કિંમત એ રીતે આંકવાનું સાધન નથી. છતાં એમાં બે નવી વાત છે. (૧) વનરાજના બાપનું રાજ્ય પચાસરને બદલે અહીં ભિન્નમાળમાં કહ્યું છે. (૨) વનરાજનાં મા અને બાપનાં નામો ઉપર પ્રમાણે જશકુંવરબા અને પરશરામ આપ્યાં છે.

પણ અણહિલવાડના સ્થાપક વનરાજનાં માબાપ સંબંધી ગોટાળો આટલે જ અટકતો નથી. ગયે વર્ષે જ સિંધી જૈન ગ્રન્થમાળામાં ગુજરાતના પ્રખ્યાત પુરાવિદ મુનિશ્રી જિનવિજયજીએ સંપાદિત

પુરાતન પ્રબધસગ્રહ(પૃ-૧૨)મા વનરાજવૃત્તમા કહ્યુ છે કે " આબામણુમા ચાપોત્કટ જ્ઞાતિના ચડ અને ચામુડ નામના બે ભાઇઓ હતા તેઓને કોઈ જોષીએ કહ્યુ કે ચામુડની પત્નીના ગર્ભથી ચડનુ મરણ થશે એટલે તેની સગર્ભા પત્નીને તજી દીધી અને ત્યાથી એ પચાસર ગામ ગઈ" પછી પ્રબધચિંતામણિને અનુસરતી શીલગુણસૂરિએ વનરાજને ઉછેર્યાની વાત છે

ધર્મારણ્યમા વળી વનરાજની માનુ નામ અક્ષતા લખ્યુ છે વનરાજના માબાપના સાચા નામ વિક્રમની ૧૪ મી સદી પ્હેલા જ ભુલાઈ ગયા હતા એટલી હકીકત ઉપર પ્રમાણે જુદાજુદા નામો દતકથામા મળે છે એથી ચોક્કસ ઠરે છે પ્રબધચિંતામણિમા નામ જ નથી એનુ પણ કદાચ એજ કારણ હોય અને પ્ર ચિં ની એ અપૂર્ણતા કોઇને ખૂચનાથી પુરાતનપ્રબધમા ઉપરનો વૃત્તાન્ત લખાયો છે એમ મારૂ માનવુ છે કારણકે એમા એટલીજ વિશેષતા છે પણ રત્નમાળાવાળા નામો એ વૃત્તાન્ત લખનારના જાણવામા નહિ હોય તેમજ ફાર્બસ ગુજરાતી સભાના ચોપડાવાળી વશાવળી લખનારને રત્નમાળાવાળા તથા પુરાતન પ્રબધવાળા એકેય વૃત્તાન્તની ખબર નહિ હોય એમજ માનવુ યોગ્ય છે

આ વસ્તુસ્થિતિમાથી મારા મતે ઐતિહાસિક તારણ એટલુ જ નીકળે છે કે વનરાજના માબાપના સાચા નામોનો પત્તો અત્યારે લાગતો નથી ઉપરના ત્રણ નામોમાથી કયુ સાચુ એ નક્કી કરવા માટે કશુ જ સાધન અત્યારે આપણી પાસે નથી

(૨) વનરાજનો જન્મ પચાસરમા થયો હોવાની દતકથા પ્ર-ચિં-મા મળે જ છે ( જુઓ પૃ ૫૦), રત્નમાળા એને ટેકો આપે છે, પુરાતન પ્રબધમા જો કે વનરાજના બાપને આબ સણુનો વતની કહ્યો છે પણ વનરાજનો જન્મ તો પચાસરમા થયો એમજ કહ્યુ છે ફક્ત ફાર્બસ ગુજરાતી સભાવાળા ચોપડામા ભિન્ન માળનો રાજ

વનરાજના બાપને કહ્યો છે. પણ એમાંથી ભિન્ન માલમાં એક કાળે ચાવડા રાજ્ય હોવાની દંતકથાનું સૂચન થાય છે એથી વિશેષ અર્થ નથી નીકળતો. ભિન્ન માલને નહિ પણ પંચાસરને જ વનરાજનું જન્મસ્થાન શા માટે માનવું એ વિષયનો ઐતિહાસિક વિચાર પૃ. ૪૯–૫૦ માં કર્યો છે. એટલે અત્યારે તો એટલો જ નિશ્ચય થઈ શકે છે કે અણહિલપુર પાટણની સ્થાપના કરનાર વનરાજ ચાવડાનો જન્મ પંચાસરમાં કે તેની પાસેના જંગલમાં થયો હતો અને તેનાં માબાપનાં સાચાં નામો ભૂલાઈ ગયાં છે.

## પ્ર. ચોથાની

પ્રકરણ ચોથામાં પૃ. ૮૨–૮૩ માં કર્કનાં ત્રણ દાનપત્રોની નોંધ કરી છે. પણ એનું ચોથું દાનપત્ર વિ. સં. ૮૮૦ ( શક સં. ૭૪૬ ) નું મળ્યું છે. એ દાનપત્ર એ–ઈ–ગ્રન્થ ૨૨ પૃ. ૭૪ માં છપાયું છે. આ દાનપત્રમાં લાટેશ્વર કર્કરાજની અને અમોઘવર્ષ બન્નેની સહી છે. ગુજરાતી પત્રના સં. ૧૯૯૨ ના દીપોત્સવી અંક પૃ. ૧૩૪ માં શ્રી. ધનપ્રસાદ મુનશીએ આની નોંધ કરી છે.

## પ્ર૦ ૯માની

રાજા ભીમના એજ દાનપત્રોની નોંધ પ્ર. ૯માં કરી છે ( જુઓ પૃ. ૧૮૯ તથા પૃ. ૨૦૨ ) પણ સં. ૯૩નું એક તામ્રપત્ર ઈ. એ. ગ્ર. ૧૮ પૃ. ૧૦૮માં ભીમદેવના નામનું છપાયું છે. એ તામ્રપત્ર છપાવતી વખતે ૯૩નો આંકડો સિંહ સંવતનો છે એવું માનીને જે. એફ. ફ્લીટે એ તામ્રપત્રને ભીમદેવ બીજાનું ગણેલું. શ્રી. ફા. ગુ. સભા તરફથી પ્રકાશિત ગુ. ઐ. લે. માં પણ તેના ધોરણ પ્રમાણે એમજ ગણેલું છે. પણ પાછળથી આ લેખમાં ૧૦નો આકડો રહી ગયો છે, અને આ ભીમદેવ પ્હેલાનો તામ્ર લેખ છે, એવું અનુમાન લેખક અને દૂતકનાં નામો આ તામ્રપત્રમાં ભીમદેવ પ્હેલાના સં. ૧૦૮૬ના તામ્રપત્ર પ્રમાણે જોઈને ડા. હુલ્ઝે કર્યું છે ( જુઓ એ. ઈ. ગ્ર. ૧

પૃ ૩૧૭) તથા બુલ્હરે (ઇ એ ગ્ર ૬ પૃ ૨૧૩ )મા તેમજ પ ભગવાનલાલ ઈન્દ્રજીએ ( મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૬૩ ) કદાચ આવું અનુમાન કરીને આ તામ્રપત્રને ભીમદેવ પ્હેલાનુ માન્યુ છે

### ભીમ પ્હેલાનું ચોથુ તામ્રપત્ર

આ ઉપરાત વિ સ ૧૧૨૦ પૌષ શુકલપક્ષ પુનેમનુ ભીમદેવનું તામ્રપત્ર પાલણપુરમાથી મળ્યુ છે આ દાનપત્રથી ધાણુદાહાર પથકમા વરણાવાડગામની ત્રણ હળ જમીન જાનક નામના મોઢ બ્રાહ્મણને આપી છે આનો દૂતક છે મહાસાધિવિગ્રહિક ભોગાદિત્ય અને લેખક છે વટેશ્વરનો પુત્ર કેક્કાક ( આ તામ્રપત્ર એ ઈ ગ્ર ૨૧ ભા ૪ પૃ ૧૭૧મા છપાયુ છે )

## પ્ર૦ ૧૨માની

પ્રકરણ ૧૨ પૃ ૨૨૮ મા બર્બરક કે બાબરો તે રબારીઓ ભગ્વાડો વગેરે જગલી કોમની કોઈ ટોળીનો સરદાર હોવો જોઇએ એવુ ઐતિહાસિકોનુ અનુમાન છે એમ લખ્યુ છે આ અનુમાનને સિદ્ધરાજના સમકાલીન વાગ્ભટનું "બર્બરે શિપ્રા નદીના પાણીને બાધ્યુ હતુ" (વાગ્ભટાલકાર પરિચ્છેદ ૪ શ્લો ૧૫૨) એ કથન ચોખ્ખો ટેકો આપે છે

માળના ઉપરની ચઢાઇ વખતે બર્બર પાસે લસ્કરને ઉતરવા માટે શિપ્રા ઉપર સિદ્ધરાજે પૂલ બધાવ્યો હશે એમ લાગે છે

વાગ્ભટાલકારના આ શ્લોક તરફ દિ બ કેશવ હર્ષદ ધ્રુવે મારુ ધ્યાન ખેચ્યુ હતુ

પૃ ૨૪૫ ઉપર સ ૧૧૯૩ના વૈશાખ વદિ ૧૪ પ્હેલા સિદ્ધરાજે માળવા જીત્યુ હતુ એમ ગાળાના લેખના આધારે લખ્યુ છે હવે અમદાવાદની ગૂજરાત સભા આગળ જુલાઈ ૧૯૩૩મા આપેલા 'પ્રાચીન ગૂજરાતના સાસ્કૃતિક ઈતિહાસની સાધન સામગ્રી' એ

વ્યાખ્યાનમાં મુનિશ્રી જિનવિજયજીએ કહ્યું છે કે એક જૂના પુસ્તકની પુષ્પિકામાં સિદ્ધરાજને સં. ૧૧૯૨ના જેઠ માસમાં અવંતીનાથ બિરૂદ લગાડેલું છે. (જુઓ. પૃ. ૫૪) મેં આ પુષ્પિકા જોઈ નથી. પણ એ બરાબર હોય તો સં. ૧૧૯૨ના જ માર્ગશીર્ષ અને જેઠ વચ્ચે સિદ્ધરાજે માળવા જીત્યું એમ ઠરે.

## સિદ્ધરાજના સીક્કાઓ

બીજી એક વાત, ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઈતિહાસમાં પાટણના કોઈ રાજાએ પોતાના નામના સીક્કાઓ પાડયા હોય એમ દેખાતું નથી એવું મેં લખ્યું છે. (ગુ. ઈ. નાં પ્ર. સાધનો નામના નિબંધમાં), મુનિ શ્રીજિનવિજયજીએ ઉપર કહેલા અમદાવાદ સાહિત્ય સભા આગળના વ્યાખ્યાનમાં આજ મતલબનું કહેલું છે. (જુઓ પૃ. ૫૬) તથા શ્રી ર. ધ. જ્ઞાનીએ પણ એમજ કહ્યું છે. (જુઓ બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા ૧૯૩૪-૩૫ પુ. ૧ પૃ. ૫૮) અને શ્રી. ગિ. વ. આચાર્યે શ્રી શ્રીમજ્જયસિંહ અક્ષરો વાળા થોડા ત્રાંબાના કટકા શિવાય બારમા તેરમા શતકના ગુજરાતના રાજાઓના સીક્કા મળતા નથી એમ પ્હેલાં લખેલું (જુઓ વડોદરાની સાતમી ઓ. કો. નો રિપોર્ટ ૧૯૩૩ પૃ. ૬૯૫). છતાં શ્રી. આચાર્યે અને શ્રી જ્ઞાનીએ જ હમણાં નીચેની માહિતી આપી છે કે ન્યુમીસ્મેટીક સપ્લીમેન્ટ નં. ૭માં શ્રી. આર બર્ને સિદ્ધરાજના એક સોનાના સીક્કાની નોંધ કરી છે. જેમાં श्रीं सिद्धराजः એ રીતે શબ્દો છે અને બેં. એ. સો. ના જર્નલના ન્યુમેસ્મેટીક સપ્લેમેન્ટ નં. ૪૬માં લખનૌ મ્યુઝીઅમના કયુરેટરે એક સોનાના સીક્કાનું વર્ણન છાપવા મોકલ્યું છે, જેમાં સિદ્ધરાજ જયસિંહ એ રીતે આખું નામ છે. અલબત્ત આ વિરલ સીક્કાઓથી ગુજરાતના મધ્યકાલીન રાજપૂત રાજાઓના સીક્કાઓ નથી મળતા એ સામાન્ય વિધાનને કશો બાધ આવતો નથી.

———o———

# દક્ષિણના રાષ્ટ્રકૂટોનુ વંશવૃક્ષ*

(પ્ર. ચોથાના અનુસંધાનમા)

૧ દન્તિવર્મા પ્હેલો (વિ. સં. ૬૮૬ થી ૭૦૬)

૨ ઇન્દ્રરાજ પ્હેલો (વિ. સં. ૭૦૬ થી ૭૨૬)

૩ ગોવિન્દરાજ પ્હેલો (વિ. સં. ૭૨૬ થી ૭૪૬)

૪ કર્ક પ્હેલો[1] (વિ. સં. ૭૮૬ થી ૭૬૬)




* મું. ગે. ગ્ર. ૧ ભા. ૧, દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩ અને શ્રી. અ. તેકરનું રાષ્ટ્રકૂટસ એન્ડ ધેર ટાઇમ્સ એ ચારેય પુસ્તકોનો આધાર લઇ આ વંશવૃક્ષ તૈયાર કર્યું છે. કર્ક બીજા પ્હેલાના રાજાઓના દરેકના વીસ વીસ વર્ષ અટકળે મું. ગે. ના કર્તાને અનુસરીને મૂક્યા છે.

૧ આ વંશના ચોથા રાજા કર્ક પ્હેલાના બેજ પુત્રો દક્ષિણના એ વંશના લેખોમા કહેલા છે અને ડા. ભાંડારકરે દક્ષિણના પૂર્વ સમયના ઇતિહાસમા

૧૧ અમોઘવર્ષ પ્હેલો કે શર્વ શક ૭૩૬ (વિ. સં. ૮૭૦ થી ૯૩૩)

૧૨ કૃષ્ણરાજ બીજો કે અકાલવર્ષ (વિ. સં. ૯૩૩ થી ૯૬૬)

જગત્તુંગ (રાજ્ય નથી કર્યું)

૧૩ ઇન્દ્ર ત્રીજો પૃથિવીવલ્લભ નિત્યવર્ષ (શક ૮૩૬ વિ. સં. ૯૭૦ થી)

૧૪ અમોઘવર્ષ બીજો વિ. સં. ૯૭૩

૧૫ ગોવિન્દ ચોથો સાહસાંક ( વિ. સં. ૯૭૪ થી ૯૮૯)

૧૬ બડ્ડીગ કે અમોઘવર્ષ ત્રીજો (શક ૮૬૨ વિ. સ. ૯૯૬)

૧૭ કૃષ્ણ ત્રીજો (શક ૮૬૭ વિ. સં. ૧૦૦૧ થી ૧૧૧૨)

૧૮ ખોટ્ટીગ (શક ૮૯૩ વિ. સ. ૧૦૨૭–૨૮)

નિરૂપમ

કક્કલ કે કર્કરાજ બીજો શક ૮૯૪ વિ. સં. ૧૦૨૯ થી ૧૦૩૦ (ચાલુકય તૈલપે આ કર્ક પાસેથી માલખેડનું રાજ્ય લઈ લીધું)

---

એજ ગણ્યા છે. પણ પં. ભગવાનલાલે, ઉપર (મૂળ પૃ. ૬૯) લખ્યું છે તેમ અન્ત્રોલી છારોલીનું દાનપત્ર આપનાર કર્ક બીજાના દાદા ધ્રુવને કર્કનો એક પુત્ર માન્યો છે. અને અહી એ મતાનુસાર વંશવૃક્ષ આપ્યું છે. શ્રી. વિશ્વેશ્વરનાથરેઉએ એ સંબંધ સંભવિત ગણ્યો છે અને શ્રી. અલ્તેકર પણ એને અસંભવિત નથી ગણતા.

# ગુજરાતના રાષ્ટ્રકૂટોનું વંશવૃક્ષ

(પ્ર ચોથાના અનુસંધાનમાં)




* આ દાનપત્ર પ્રકરણ ચોથું લખાઇ ગયા પછી એ. ઇ ગ્ર. ૨૨ પૃ ૭૮ માં છપાયું છે જુઓ ગુજરાતી પત્રના ૧૯૯૨ ના દીવાળી અંકમાં શ્રી ધનપ્રસાદ ચં. મુન્શીનો લેખ પૃ ૧૩૮.

# કનોજના પ્રતિહારો *

(રાજેપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ. ૧૬૭ તથા આ ગ્રન્થનું પ્ર. ચોથું)

૧ નાગાવલોક કે નાગભટ્ટ વિ. સં. ૮૧૩
૨ કાકુત્સ્થ
૩ દેવશક્તિ
૪ વત્સરાજ (વિ. સં. ૮૪૦)
૫ નાગભટ્ટ બીજો (વિ. સં. ૮૬૪ થી ૮૯૦)
૬ રામભદ્ર (આ રાજાએ કનોજને રાજધાના બનાવી તે પ્હેલાં આ વંશની રાજધાની ભિન્નમાલમાં હતી.)
૭ ભોજ કે મિહિરભોજ (વિ. સં. ૮૯૬ થી ૯૪૬)
૮ મહેન્દ્રપાલ (વિ. સં. ૯૫૦ થી ૯૬૪)
૯ મહીપાલ (વિ. ૯૬૬ થી ૯૮૬)
૧૦ ભોજ બીજો (સં. ૯૮૭) આઠમાનો ભાઈ
૧૧ વિનાયકપાલ (સં. ૧૦૦૨) આઠમાનો ભાઈ
૧૨ મહેન્દ્રપાલ બીજો
૧૩ દેવપાલ (સં. ૧૦૦૪ મહીપાલનો પુત્ર)
૧૪ વિજયપાલ (સં. ૧૦૧૬ દેવપાલનો ભાઈ)
૧૫ રાજ્યપાલ
૧૬ ત્રિલોચનપાલ (૧૦૮૩)
૧૭ યશઃપાલ (૧૦૯૨)

---

* પ્રતિહાર-પડિહાર પછી કનોજમાં ગરડવાલ રાજાઓનું આધિપત્ય થયું અને તેઓ પાસેથી વિ. સં. ૧૨૮૩ માં કનોજ મુસલમાનોને હાથ ગયું.

# શુદ્ધિ પત્રક

અર્થની ભ્રાન્તિ થવાનો સંભવ નહિ એવી ઝીણી ઝીણી છાપ ભૂલો તો વાચનાર જાતે સુધારી લેશે એવી આશા છે એટલે મોટી અશુદ્ધિઓની અહીં યાદી આપી છે એમા પણ કોઈ નજર બહાર રહી ગઈ હોય તો વાચનાર ક્ષમા કરશે એવી આશા છે અર્થભ્રમજનક' અશુદ્ધિને ધ્યાન ખેંચવા કાળા ટાઇપમા મુકી છે

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨ | કાલીન | કાળની |
| ૬ | ૫ | માર્ય | મૌર્ય |
| ૭ | ટિ છેલ્લી | ૨ | ૪ |
| ૧૩ | ૨૨ | હાથપ | હાથમ |
| ૨૯ | ૧૧ | યાજ્ઞવલ્કયે | યાજ્ઞવલ્કય |
| ૩૯ | ૨ | મોગઠ | સોરઠ |
| ૪૬ | ૧૦ | કહેવા લાગ્યા | કહેવારા લાગ્યા. |
| ૪૭ | ૬ | વિ સ. ૭૮૮ | વિ સ ૮૮૬ |
| ૬૩ | ટિ ૨૫-૩ | વિ. સ. | ગુપ્ત સ |
| ૬૪ | ટિ ૫ | પૃ | પૃ ૧૯૭-૨૦૪ |
| ૬૫ | ૬ | વિ. સ. ૭૮૮ | વિ. સ ૭૮૬ |
| ૬૮<br>૬૯ | ૧૮<br>૧૧ અને ૧૮ | આન્ત્રોલી ચારોલી | આન્ત્રોલી ચારોલી |
| ૬૯ | ૨ | તામ્રપત્રમાં | તામ્રપત્રમા |
| ૭૪ | ૫ | શબ્દને | શબ્દનો |
| ૭૫ | ટિ ૩ ૫-૨ | પૃ-૨૨૨ | પૃ-૧૨૨ |
| ૭૬ | ૧૨ | ગાડના | ગાૈડના |
| ૭૬ | ટિ ૨ ૫-૩ | શદદિ | શુદિ |

| | | | |
|---|---|---|---|
| ૭૮ | ૯ | પોતાતા | પોતાના |
| ૭૮ | ૧૩ | જીતીતે | જીતીને |
| ૮૪ | ૧૭ | પાતાના | પોતાના |
| ૯૦ | ૧૨ | ૯૪૫ | ૯૪૪ |
| ૯૫ | ૩ | રજપૂતનાનો | રાજપૂતાનાનો |
| ૧૦૬ | ટિ. ૧ | મીડીવલ ઇન્ડીઆ | મીડીવલ હિન્દુ ઇન્ડીઆ |
| ૧૦૮ | ૮ | બાદ્ધધર્મ | બૌદ્ધધર્મ |
| ૧૦૯ | ૬ | નૈવેદ્ય વગેરે | નૈવેદ્ય વગેરેમાટે |
| ૧૨૮ | ૧૬ | વનરાજને | વનરાજના |
| | | હરાવનાર | બાપને હરાવનાર |
| ૧૫૩ | ૭ | વિ. સં. ૯૭૧ | વિ. સ. ૯૭૦ |
| ૧૫૯ | ટિ.–૧ | गुजर | गूर्जर |
| ૧૫૯ | ટિ. ૪ | त्यक्त | त्यक्त |
| ૧૮૫ | ટિ. ૧ પં–૨ | બ્રીગ | બ્રીગ્સ |
| ૨૧૫ | ટિ. ૧ | ગુ. અ. લે. | ગુ. ઐ. લે. |
| ૨૪૨ | ૬ | સલકાલીન | સમકાલીન |
| ૨૪૪ | ૯ | ગોકા | ગોગ્ગ |
| ૨૪૯ | ૧૧ | પાળવાના | માળવાના |
| ૨૫૧ | ૪ | ઉત્કીર્ણમાં | ઉત્કીર્ણલેખમાં |
| ૨૫૧ | ટિ. ૧ | प्रक्षिप्ता | प्रक्षिप्ता |



# ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ

## પૂર્વસ્થિતિ

**વૈદિકકાળમા આર્યો ગુજરાત સુધી પહોચ્યા નહોતા**

ગુજરાતની પ્રાગૈતિહાસિક કાળની સ્થિતિનો વિચાર પ્રાચીન ઇતિહાસના ગ્રન્થમા જ યોગ્ય, એમ ગણીને ઐતિહાસિક કાલીન પૂર્વ સ્થિતિનુ જ અતિ ઝડપી વિહગાવલોકન કર્યુ છે

વૈદિક સાહિત્યમા ગુજરાતના કોઈ ભાગનુ નામ મળતુ નથી એટલા જ ઉપરથી વૈદિક આર્યોને ગુજરાતની માહિતી નહોતી, એ પ્રદેશ કાંતો વસેલો જ નહતો, અથવા તો જગલોમા મૂળ વતની જગલી પ્રજા (કદાચ હાલના ભીલોના પૂર્વજો) અને કદાચ સિન્ધુ સસ્કૃતિવાળી પ્રજા જગલી પશુઓ સાથે રહેતી હશે, તેની વૈદિક આર્યોને ખબર નહોતી એમ જણાય છે અને વૈદિક આર્યો વૈદિક સમયના અતપર્યંત ગુજરાત સુધી પહોચ્યા જણાતા નથી કદાચ એજ કારણથી સૂત્રકાળમા સૌરાષ્ટ્રમા જનાર આર્યને ફરી સસ્કાર યોગ્ય ગણવામા આવતો હશે[1] પછી વૈદિકકાળના અન્તમા આર્યો ગુજરાત તરફ વળવા માડ્યા લાગે છે

**મહાભારતના સમયના આર્યો ગુજરાતથી પરિચિત હતા**

મહાભારતમા તથા પુરાણોમા સૌથી પ્હેલા મનુના પુત્ર શર્યાતીનો પુત્ર આનર્ત આ તરફ આવ્યાની કથા મળે છે આનર્તના પુત્ર રૈવત—જેના ઉપરથી ગિરનારનુ રૈવતગિરિ નામ પડ્યુ તેનુ રાજ્ય કુશસ્થલીમા હોવાનુ પુરાણો કહે છે[2] પછી ભગવાન કૃષ્ણના દોરવ્યા

---

१ सिन्धुसौवारसौराष्ट्रांस्तथा प्रत्यन्तवासिन ।
अङ्गवङ्गकलिङ्गांश्च गत्वा संस्कारमर्हति ॥

૨ જુઓ વાયુ પુ અ ૮૬ શ્લો. ૨૩ થી ૨૯ બ્રહ્માંડ પુ ૩-૬૧-૧૮ થી ૮૨ હરિવંશ ૧૦૬૮૨ થી ૧૧૬૫૭ તથા મારો યાદવોનુ કુળ—લેખ વસંત વર્ષ ૨૭ સં ૧૨ પૃ ૪૬૮-૪૭૫

યાદવો દ્વારકા આવ્યાની પૌરાણિક કથા મહાભારતમાં તથા પુરાણોમાં મળે છે.[1] આ યાદવો સુરાષ્ટ્રમાં ગયા હશે ત્યારે ત્યાં જંગલી મૂળ વતનીઓની વસ્તી હશે એમ પુરાણોનાં કથનો ઉપરથી લાગે છે.[2] છેવટ ભગવાન કૃષ્ણના દેહત્યાગ વખતે યાદવોની સ્ત્રીઓને ચોર લોકો લુંટી જાય છે એ કથન પણ ધ્યાનમાં રાખવા જેવું છે.[3] ટુંકામાં મને તો એમ લાગે છે કે આનર્ત-રૈવને તથા યાદવોએ સુરાષ્ટ્રમાં વસવાટ કરવાનો જે પ્રયત્ન કર્યો તે સફળ થયો નહિ.[4]

છતાં સુરાષ્ટ્રમાં તથા ગુજરાતમાં કાંઠા ઉપર વસતી આ દેશની મૂળ વતની જાતો સાથે પશ્ચિમ તરફના વહાણવટું કરનારા અનેક જાતના લોકોને કોઈક જાતનો વ્યાપારી સંબંધ હોય, કદાચ એ સંબંધને લીધે આ પરદેશી લોકોમાંના કેટલાક ગુજરાત અને સોરઠના કાંઠા ઉપર વસ્યા હોય; એ બે લોકો વચ્ચે સંકર પણ થયો હોય એમ કેટલાક માને છે.[5] વળી સિન્ધુ સંસ્કૃતિવાળી (અસુર ?) પ્રજાનાં થાણાં પણ ગુજરાતને કિનારે હોવાનો સંભવ છે.[6]

**અશોકના ગિરનારના શિલા લેખથી ઐતિહાસિક સમયનો ઉદય**

પણ આ અતિ પ્રાચીનકાળ ઉપરથી અંધાર પછેડો હજી ખસ્યો નથી. ઇતિહાસનો અરૂણોદય તો ગિરનાર ઉપરના અશોકના શિલા લેખથી જ થાય છે. એ લેખવાળા જ પથ્થર ઉપરના ક્ષત્રપ રૂદ્રદામાના લેખથી અશોકના પિતામહ ચંદ્રગુપ્ત મૌર્યે સોરઠ સુધીના પ્રદેશને

---

૧ મહાભારત સભા પર્વ. અ. ૧૪

૨ વાયુ પુરાણ સ્પષ્ટ કહે છે કે રૈવત બ્રહ્મા પાસે ગયો તે પછી પુણ્ય જન નામના રાક્ષસોએ કુશસ્થલીનો નાશ કર્યો.

हता पुण्यजनैः सर्वा राक्षसैः सा कुशस्थली ।

વાયુ પુ. અ. ૮૮ શ્લો. ૧

૩ જુઓ વિષ્ણુ પુ. અ. ૫ અ. ૩૮

૪ જુઓ પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૧૦૧ થી પ્રાચીન દ્વારકાપુરી નામનો મારો લેખ.

૫ જુઓ મુંબઈ ગેઝીટીઅર ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૧ ટિ. ૨

૬ જુઓ ખભાતનો ઇતિહાસ પ્ર. ચોથુ તથા પરિશિષ્ટ ૩

પોતાની સામ્રાજ્ય સત્તા નીચે આણ્યો તથા કોઈક રાજકીય વ્યવસ્થાની યોજના કરી એમ જણાય છે અને એ સમયથી એટલે કે વિ સ પૂર્વે ત્રીજા શતકથી ગુજરાતનો લગભગ સળગ ઈતિહાસ મળે છે.

પણ વિ સ પૂર્વે ત્રીજા શતકથી તે વિ સ ૮૦૦ સુધીના ઇતિહાસનુ આ પુસ્તકમા સ્થાન નથી છતા વિ સ ૮૦૦ પ્હેલા ગુજરાતની શી સ્થિતિ હતી એ ટુકામા પણ જોઈ લેવાથી પછીના બનાવો સમજવામા સગ્લતા થાય એમ ગણીને અહીં ટુકામા વિ સ ૮૦૦ પ્હેલાની રાજકીય ઉથલપાથલો ઉપર તથા રાજ્યવહીવટ સમધી તથા સામાજીક સ્થિતિ ઉપર એક ઉડતી નજર નાખી લેવાનુ યોગ્ય ગણ્યુ છે

મૌર્ય અશોક પછી વિ સ પૂર્વે ૧૭૦ ની આસપાસમા પશ્ચિમનો એટલે કે માળવા ગુજરાતનો પ્રદેશ અશોકના પૌત્ર શાલિશૂકને આધીન હોવાનુ તથા તેણે સુરાષ્ટ્ર સુધી જૈન ધર્મનો પહેલો પ્રચાર કર્યો હોવાનું યુગ પુરાણના અમુક વચનો ઉપરથી શ્રી કે હ ધ્રુવ અનુમાન કરે છે[1]

### શુગો અને યવનો

પછી એક તરફથી શુગોએ અને બીજી તરફથી બૅક્ટ્રીઆના યવનોએ વિ સ પૂર્વે ૧૨૦ ની આસપાસમા માળના ગુજરાતના કબજા માટે હરીફાઈ કરવા માડી યવન યુક્રેટીડીઝ, મીનેન્ડર (બૌદ્ધોના મિલિન્દ) અને એપોલોડોટસ (વિ સ પૂર્વે ૫૪થી૪૪)ના સીક્કાઓ કાઠીઆવાડમાથી મળ્યા છે અને કાઠીઆવાડ તથા કચ્છ તેઓને તાબે ગ્લા હોવાનુ પ ભગવાનલાલ ઈન્દ્રજી માને છે[2] એ વખતે માળવામા શુગ પુષ્પ મિત્રના સુબા તરીકે અગ્નિમિત્રનુ રાજ્ય હતુ એ પ્રસિદ્ધ છે[3]

---

1 જુઓ બીહાર અને ઓરીસા રીસર્ચ જર્નલ ગ્ર ૧૬ ભા ૧ પૃ ૩૮-૩૧

2 મુબઇ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ પૃ ૧૬

3 જુઓ માલવિકાગ્નિમિત્ર નાટકનો ગુજરાતી અનુવાદ મનનિકા સાથે.

પછી આન્ધ્રો અને શકો વચ્ચે માળવાના આધિપત્ય માટે યુદ્ધો થયાં. ગુજરાતમાં નાહપાન અને તેના જમાઈ ઉષવદત્તની સત્તા કેટલી હતી એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. અને એ જ રીતે એ શકને હાંકી કાઢનાર[1] શકારિ વિક્રમાદિત્ય એટલે કે શ્રી. કા. જયસ્વાલના કહેવા પ્રમાણે ગૌતમી પુત્ર શાતકર્ણીની સત્તા પણ અલ્પજીવી જણાય છે.

### ક્ષત્રપો

પણ એ પછી આવેલા ચષ્ટનના વંશના ક્ષત્રપોની સત્તા વિ. સં. ૧૩૪થી ૪૫૪ સુધી ગુજરાત કાઠીઆવાડ ઉપર ચાલુ રહી છે. આ ક્ષત્રપ સત્તાને ઘણું કરી સિંધમાંથી ઉતરી આવેલા આભીરોએ નબળી પાડી. પછી થોડા વખત માટે પુરાણોના હૈહયો કે કલચુરીઓએ ગુજરાતને ખાસ કરીને લાટને સર કર્યું જણાય છે. તેઓનો ત્રૈકુટક સંવત ગુજરાતના દક્ષિણી ચાલુક્યોએ તથા ગૂર્જરોએ વાપર્યો છે.[2]

### ગુપ્ત વંશની સત્તા

પણ ક્ષત્રપો પછી પ્રબલ સત્તા તો ગુપ્તોએ જ જમાવી એમ કહેવું પડશે. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે વિ. સં. ૪૫૫–૫૬ની આસપાસમાં ત્રૈકુટકોને તથા ઘણું કરી તેના સામંત તરીકે કાઠીઆવાડમાં રાજ્ય કરતા ક્ષત્રપોને મારીને આખા ગુજરાત ઉપર પોતાની સત્તા જમાવી.

અને રૂદ્રદામાએ પહેલાં એકવાર સમરાવેલા ગિરનાર આગળના સુદર્શન સરોવરને વિ. સં. ૫૧૩ માં સ્કંદ ગુપ્તે ફરી સમરાવ્યું તથા ત્યાં વિષ્ણુનું મંદિર બંધાવ્યું.[3]

હૂણોએ ગુપ્તોના આ સામ્રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યું પણ તેઓની સત્તા બે પેઢી કરતાં વધારે ટકી નહિ.

---

૧ જુઓ બીહાર અને ઓરીસ્સા રીસર્ચ જર્નલ પુ. ૧૬ માં શ્રી. કા. જયસ્વાલનો શકસાતવાહન ઈતિહાસ ઉપરનો લેખ.

૨ જુઓ મુંબઈ ગેઝીટીઅર ગ્ર. ૧ ભા. ૧ પ્ર. ૬ તથા ભા. ૨ પૃ. ૨૯૪ ગુપ્તો પછી પણ વિ. સં. ની સાતમી સદીના મધ્યમાંયે કલચુરી શંકરગણના તાબામાં લાટ હતું. જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૧૪ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૩૮

૩ જુઓ ગિરનારના અશોકવાળા શિલાલેખ ઉપર સ્કંદગુપ્તનો લેખ.

### વલભીમા મૈત્રકવશનુ રાજ્ય

વિ, સ ૫૬૦ની આસપાસમા કાઠીઆવાડમા વલભી (વળા)મા સેનાપતિ ભટ્ટાર્કથી ચાલેલા મૈત્રક વશે લગભગ અઢીસો વર્ષ સુધી (વિ સ ૫૬૦થી૮૨૧–૨૨ સુધી) રાજ્ય કર્યું

### લાટમા ગૂર્જરોનું રાજ્ય

આજ અરસામા પણ કાઈક પાછળથી શરૂ થયેલા ગૂર્જરવશની (વિ સ ૬૩૬ થી વિ સ ૮૬૪) સત્તા લાટમા હતી અને આ મૈત્રકો તથા ગૂર્જરોની સત્તામા ફાચર પેઠે વચ્ચે થોડો વખત (વિ સ ૬૮૮ થી ૭૯૬) દક્ષિણના ચાલુક્યો આવી ગયા[૧]

### ગૂજરાતમા એક પછી એક આવીને વસેલી અનેક જાતો

ઉપર ટુકામા વિ સ પૂર્વેના ત્રીજા શતકથી તે વિ સ ના નવમા શતક સુધીના લગભગ અગીઆરસો વર્ષની મોટી રાજકીય ઉથલપાથલોનો ફક્ત નામનિર્દેશ કર્યો છે પણ એટલાથીયે વિ સ ૮૦૦ પ્હેલા ગુજરાતનો સમાજ કયા તત્ત્વોથી બધાયો હતો એનો કાઈક ખ્યાલ આવશે પ્રાગૈતિહાસિકકાળમા કોણ જાણે ક્યારે વસેલા મૂળવતનીઓ અને કદાચ મોહેન્જોડેરોના વસવાટ સાથે વસેલા સિન્ધુ સસ્કૃતિના લોકો (અસુરો ?)થી માડીને યાદવો, મૌર્યો, ઈંગનીઓ, યવનો, શકો, ક્ષત્રપો, હૈહયો, હૂણો, મૈત્રકો, ગૂર્જરો, ચાલુક્યો વગેરે જુદા જુદા કેટલા વશના લોકો આવી ગયા[૨] ? આતો બધા રાજવશોના નામો છે, પણ જુદા જુદા રાજવશ સાથે બીજા કઈ કઈ જાતના લોકો આવ્યા હશે એ કહેવુ મુશ્કેલ છે છતા અનેક વિવિધ મૂળના અને વિવિધ સસ્કારના લોકો જૂનાકાળથી ગૂજરાતમા વસ્યા છે એટલી વાત તો તરત દેખાય છે અને વસ્તી વધતા જગલો અને જગલી પશુઓનો નાશ થઈને,

---

૧ જુઓ મુબઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ માના ચાલુક્યો તથા ગૂર્જરોવાળા પ્રકરણો.

૨ રુદ્રદામાના તરફથી આખા આનર્ત સુરાષ્ટ્રનો સુબો અને સુદર્શન સરોવર સમરાવનાર સુવિશાખ પહ્લવ (પાર્થીઅન) હતો જુઓ એ ઈ ગ્ર ૮ પૃ ૪૭

તેને ઠેકાણે ખેતીપ્રધાન આબાદ ગામડાંઓ વસી ગયાં. મૂળ જંગલી જાતોનો મોટોભાગ ઘીચ જંગલોમાં તથા ડુંગરાઓ ઉપર ધીમે ધીમે ચાલ્યો ગયો, છતાં મૂળવતનીમાંથી કોઈ કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યના દાસ તરીકે કે અતિશૂદ્ર તરીકે ગામડાંઓમાં રહ્યા પણ હશે.

માૈર્યસમય વિષે કશું જાણવાનાં સાધનો ઉપલબ્ધ નથી પણ ક્ષત્રપ સમયમા તો કાઠીઆવાડમાં અને જોકે ગુજરાતમાંથી નિશાનીઓ મળી નથી પણ ગુજરાતમાયે ઘણાં ગામડાંઓ વસ્યાં હોય એમ જણાય છે. ક્ષત્રપ રૂદ્રદામાના લેખમાં મૌર્યરાજા ચદ્રગુપ્તના સુબા પુષ્યગુપ્તે સુદર્શન નામનુ સરોવર કરાવ્યાનો અને અશોકના યવન સુબા તુષાષ્પે નહેરો ખોદાવી તેને શોભાવ્યાનો ઉલ્લેખ છે.[1] આવું તળાવ કરાવવાની ઈચ્છા તથા એ પ્રદેશમાં સુબાઓને નીમવાની જરૂર વસ્તીની સૂચક છે. પણ રૂદ્રદામાના શબ્દોમાંથી તેના પોતાના સમય માટે ઘણો વધારે અર્થ નીકળે છે. નગર, નિગમ અને જનપદનો અને પૌર તથા જાનપદજનનો એ ઉલ્લેખ કરે છે,[2] એ ઉપરથી જનપદ કહેવાય એવા મોટા પ્રદેશોમાં ગામડાં વસી ગયાં હતાં, નાનાં નાનાં પણ કોઈ કોઈ શહેરોયે હતાં અને હાલમાં અમદાવાદમાં ભરાય છે તેમ બજારો પણ ભરાતાં એવું દેખાય છે. રાજ્યને મળતા કરનો ઉલ્લેખ પણ છે.[3]

એ ક્ષત્રપ રાજા પ્રજાને (ખાસ) કર, વેઠ કે ભેટસોગાદ વડે પીડયા વગર રાજ્યના કોષમાંથી પૈસો ખરચીને સુદર્શનનું બાંધકામ કરાવ્યાનો ગર્વ લે છે.[4] આ જોતાં હાલના જેવા કર, વેઠ, નજરાણો વગેરે રાજ્યના

---

૧ मौर्यस्यराज्ञः चन्द्रगुप्त(स्य) राष्ट्रीयेण वैश्येन पुष्यगुप्तेन कारितमशोकस्य मौर्यस्य कृते यवनराजेन तुषाष्फेनाधिष्ठाय प्रणाळीभिरलकृतं ।

ગિરનારનો રૂદ્રદામાનો લેખ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૬.

૨ नगरनिगमजनपदानां — એજ

૩ यथावत्प्राप्तैर्बलिशुल्कभागैः । — એજ

૪ चापीडयित्वा करविष्टिप्रणयक्रियाभिः पौरजानपद जनं स्वस्मात्कोशात्महता घनौघेन — એજ

લાગાઓ એ કાળમા–અટાગસો વર્ષ પહેલા દાખલ થઈ ગયા જણાય છે ગો, બ્રાહ્મણનો તથા દાનનો ઉલ્લેખ કરે છે યુદ્ધના સાધનરૂપ ઘોડા, હાથી અને રથનો ઉલ્લેખ કરે છે[1]

**પ્રાન્તોમા સુબાઓ નીમવાનો રિવાજ**

રાજ્ય વ્યવસ્થાના અગ તરીકે દૂરના પ્રદેશમા સુબાઓ નીમવાનો રિવાજ મોર્ય સમયથી પ્રચલિત હોવાનુ એજ લેખ કહે છે અને રુદ્રદામાએ આનર્ત અને સુરાષ્ટ્ર બન્ને ઉપર એક જ અધિકારી નીમ્યો હતો આ સુબા જેવા પ્રાન્તાધિકારીને એ લેખમા અમાત્ય કહ્યો છે[2]

**ક્ષત્રપકાળમા સરસ્વતીકાઠો, સાબરમતીકાઠો, મહીકાઠો અને રેવાકાઠો વસેલા હતા**

આજ લેખમા પહેલીવાર શ્વભ્રનો ઉલ્લેખ જેનામા આવે છે અને એ ઉપરથી સાબરમતીકાઠો પણ એ વખતે વસ્યો હોય એમ લાગે છે ભરૂચ શહેર અને થોડો નર્મદા કે રેવાનો કાઠો એ વખતે વસેલો જ હતો અપરાન્તનો ઉલ્લેખ અશોકના ગિરનારના લેખમા તથા રૂદ્રદામાના આ લેખમા મળે છે[3] અને પુરાણો ઉપરથી સરસ્વતી કાઠો એટલે કે ઉપરના લેખનો આનર્ત, સાબરમતીકાઠો કે શ્વભ્ર, મહીકાઠો, અને રેવાકાઠો એ ભાગો થોડાઘણા પણ એ વખતે વસેલા હતા એમ દેખાય છે[4]

**ક્ષત્રપોના લેખો તથા સીક્કાઓ બ્હોળી વસ્તીના સૂચક છે**

ક્ષત્રપોના લેખો તથા સીક્કાઓ કાઠીઆવાડમા જુનાગઢ, અમરેલી,

---

૧ तुरगगजरथचर्यासिचर्मनियुद्धाद्या એજ

૨ पौरजानपदजनानुग्रहार्थं पार्थिवेन कृत्स्नानामानर्तसुराष्ट्राणां पालनार्थं नियुक्तेन अमात्येन એજ

૩ ગુજરાતના ઐતિહાસિક લેખો ન ૧ પૃ ૫ તથા લેખ ન ૬

૪ જુઓ —

भारुकच्छा समाहेया सहसारस्वतैस्तथा ।
कच्छीयाश्च सुराष्ट्राश्च आनर्ताश्चार्बुदैः सह ॥

મત્સ્ય પુ અ ૧૧૩ શ્લો ૫૧
વાયુ પુ અ. ૪૫ શ્લો. ૧૩૧

મુલવાસર, જસદણ, ગુંદા (હાલાર), અન્ધાઉ (કચ્છ), મેવાસા, વગેરે અનેક સ્થળેથી મળ્યા છે. એક લેખમાં લોકોએ તળાવ ખોદાવ્યાનો અને બીજા લેખમાં રસોપદ નામનાં ગામ પાસે કુવો ખોદાવ્યાનો ઉલ્લેખ છે.[1] વળી યવનરાજા યુક્રેટીડીસ (વિ. સ. પૂર્વે ૧૩૦)થી આરંભી અનેક રાજાઓના સીક્કાઓ મળ્યા છે; અને ક્ષત્રપોની તો આખી વંશાવળી જ સીક્કાઓની મદદથી ગોઠવી શકાઈ એટલા એ વંશના સીક્કાઓ મળી આવ્યા એ હકીકત એ વખતમાં એ પ્રદેશમાં વસ્તી અને વેપાર બહોળાં હોવાનું સિદ્ધ કરે છે.

**રૂદ્રદામાનો લેખ સંસ્કૃતમાં એ હકીકત સંસ્કૃતભાષા જ્ઞાનના પ્રચારની સૂચક છે**

રૂદ્રદામાનો ગિરનારનો લેખ સંસ્કૃત ભાષામાં છે એ પણ ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે, કારણ કે એ વખતમાં લેખો પ્રાકૃતમાં લખાતા. ગુપ્ત સમય પ્હેલાંના જે બે ચાર સંસ્કૃત લેખો મળ્યા છે તેમાંનો એક લાંબો લેખ આ રૂદ્રદામાનો છે. એ લેખ ઉપરથી ક્ષત્રપરાજા રૂદ્રદામાના દરબારમાં સસ્કૃતમાં લેખ લખવાની સલાહ આપે એવા બ્રાહ્મણ સંસ્કૃતિના પક્ષપાતી સલાહકારો હતા, તથા સારૂં સંસ્કૃત ગદ્ય લખનાર પંડિતો હતા એમ પણ માનવું પડશે.

અલબત્ત રૂદ્રદામાને તાબે સુરાષ્ટ્ર કચ્છ, શ્વભ્ર અને આનર્ત ઉપરાંત અવન્તી, અપરાન્ત, સિન્ધુ, સૌવીર વગેરે દેશો પણ હતા અને તેની રાજધાની ઘણું કરી ઉજ્જેનમાં હતી.[2]

**ગુપ્તો અને બ્રાહ્મણ સંસ્કૃતિ**

ક્ષત્રપો પછી ગુપ્તોના તાબામાં ગુજરાત ગયું. તેઓ બ્રાહ્મણ સસ્કૃતિ અને બ્રાહ્મણ ધર્મના પરમ અભિમાની હતા. ગુપ્તોની રાજધાની પાટલીપુત્ર અને અયોધ્યામાં હતી. ઈ. સ. ૪૦૦ ની આસપાસમાં ચંદ્રગુપ્ત બીજાએ માળવા જીતીને એ રસ્તે ગુજરાતમાં

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૭
૨ મુબઇ ગેઝીટીઅર ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૩૬

સુરાષ્ટ્રમાં જ્યાં જુદો નગરરક્ષક રાખવાની જરૂર પડે એવું ગિરિનગર એકજ શહેર હતું કે બીજાંયે હતાં એ જાણવાનું કાંઇ સાધન નથી પણ પર્ણદત્ત પોતાના પુત્રને જ ગિરિનગરમાં રાખે છે; એ જોતાં એ સૌથી અગત્યનું શહેર હતુ એટલુ તો નક્કી. સ્કંદગુપ્તના લેખ ઉપરથી જ એ શહેરમાં વેદનો પાઠ કરનારા ઘણા દ્વિજો રહેતા હતા, અને શહેરીઓ સમૃદ્ધ હતા;[1] એમ જણાય છે.

કાંઈ પણ શુભકામની શરૂઆતમાં દેવપૂજન, યજ્ઞાદિ તથા બ્રાહ્મણ પૂજન થતું, બ્રાહ્મણોને ધન આપવામા આવતુ અને રાજ્ય તરફથી શહેરીઓ (મહાજનો ?)ને માન આપવામા આવતુ[2]

અધિકારીઓના ગુણોમા ક્ષમા, પ્રભુતા, વિનય, નય, શૌર્ય, ધૈર્ય, દુષ્ટ અથવા અનાર્યોના નિગ્રહની શક્તિ, બ્રહ્મણ્યતા, દાનપરાયણતા અને પ્રજારંજકતા વગેરે ગણવામા આવ્યા છે.[3]

### એ પ્રાચીન આદર્શનું ઇતિહાસમાં સાતત્ય

આ રીતે ગુપ્તકાળમા શરૂ થયેલા કેટલાક રિવાજો હમણાં સુધી ચાલુ રહ્યા છે. એ કાળે જે આદર્શો ઘડાયા તે બ્રીટીશો આવ્યા ત્યાં સુધી આદર્શ તરીકે ચાલુ રહ્યા છે પછી એ આદર્શને અનુસરતું

---

૧ द्विजबहुशतगीतब्रह्मनिर्नष्टपापम् ।
नगरमपि च भूयात् वृद्धिमत्पौरजुष्टम् । એજ શ્લો. ૩૯

૨ आज्यप्रणामैर्विबुधानथेष्ट्वा
धनैर्द्विजातीनपि तर्पयित्वा
पौरान्तथाभ्यर्च्य यथार्हमानैः । શ્લો. ૩૪

૩ सरञ्जयां च प्रकृतीर्बभूव । શ્લો. ૨૩
ब्रह्मण्यभावेन परेण युक्तः
शुक्लः शुचिर्दानपरो यथावत् । શ્લો. ૨૪
क्षमा प्रभुत्वं विनयो नयश्च ।
शौर्यमार्यैतरनिग्रहश्च
अविस्मयो धैर्यमुदीर्णता च શ્લો. ૧૭-૧૮

આચરણ ઇતિહાસમા ભલે વિરલ જોવામા આવે પણ આદર્શ બદલાયો નથી જેના રાજ્યમા પ્રજામાથી કોઈ ધર્મથી વેગળો નહોય, કોઈ દુખી, દરિદ્ર, લોભી, દડવાયોગ્ય નહોય, એ આદર્શ રાજા ગણાતો[1]

મહાભારત અને વાયુપુરાણ જેવા કેટલાક પુરાણો ગુપ્ત સમયમા પ્રચારમા આવી ગયા હતા અને ઉપરના આદર્શો ઘડવામા તથા જીવનની બીજી અનેક બાબતોમા એ વખતના હિન્દુસમાજ ઉપર આ ગ્રન્થોની ભારે અસર હતી અને એ અસર અમુક પ્રમાણમા પછી પણ ચાલુ રહી છે એ આગળ દેખાશે

### વલભીસમયથી ગુજરાતમા રાજધાનીવાળા રાજ્ય અમલની શરૂઆત થઇ

વલભીના મૈત્રકોએ, ભરૂચના ગૂર્જરોએ તથા ગુજરાત ઉપર સત્તા જમાવનાર દક્ષિણના ચાલુક્યોએ ઉપર દર્શાવેલી ક્ષત્રપ અને ગુપ્તોની પરપરા ઘણે અશે ચાલુ રાખી છે પણ આ સમયમા વસ્તુસ્થિતિમા એક મોટો ફેરફાર થયો છે મૌર્યોને નામે ગુજરાત હતુ પણ મૌર્યો ગુજરાતના નહોતા ક્ષત્રપોની રાજધાનીયે ગુજરાત બહાર હતી એમ મનાય છે અને ગુપ્તો પાટલીપુત્ર કે અયોધ્યામાથી ગુજરાત કાઠીઆવાડ ઉપર સુબાઓ મારફત રાજ્ય કરતા હતા પણ મૈત્રકોએ ઈ સ ૫૦૦ની આસપાસમા વલભી (હાલનાવળા)મા રાજધાની સ્થાપી અને ગૂર્જરોએ લાટમા નાન્દીપુરીમા[2] સ્થાપી ગૂર્જરો તદ્દન નૂતન

---

1 तस्मिन्नृपे शासति नैव कश्चित्
द्धमादपेतो मनुज प्रजासु ।
आर्ता दरिद्री व्यसनी कदर्या
दण्ड्यो न वा यो नृपपीडित स्यात् ॥ એજ શ્લો ૬

2 ભરૂચની પૂર્વે ૩૮ મૈલ ઉપર આવેલી રાજપીપળારાજ્યની રાજધાની રૂપ નાદોદ તે નાન્દીપુરી એમ મુ [illegible] ને મા કહ્યુ છે પણ ડા બુહ્લરે ભરૂચના પૂર્વ દરવાજાથી બે મૈલ છેટે આવેલા જૂના કિલ્લાનેજ નાન્દીપુરી માનેલ [illegible] જુઓ મુ રે સ ૧ ભા ૧ પૃ ૧૧૩ તથા ઈ એ સ ૭ પૃ ૬૨

હોય એમ લાગતું નથી. તેઓ, પં. ભગવાનલાલ ઇન્દ્રજી ધારે છે, તેમ વલભીના મૈત્રકોને નહિ, પણ ભિન્નમાલના ગૂર્જરોને તાબે હોવાનો સભવ છે. અને થોડો વખત તેઓએ દક્ષિણના ચાલુક્યોની ઉપરી સત્તા કબુલ કરી લાગે છે. વલભીના મૈત્રકોએ પણ પહેલાં તો બીજાનું પરમસ્વામીપણું કબુલ કર્યું હતું.[૧]

પણ પાછળથી, જો કે તેઓ ચક્રવર્તી થઈ શક્યા નથી પણ પોતાની સ્વતંત્ર સત્તા મોટે ભાગે નભાવી શક્યા છે. આ રીતે ગુજ-રાતમાં રાજ્ય કરતા રાજવશોને બ્હારથી ગુજરાત કાઠીઆવાડ ઉપર ચડી આવી પોતાને દબાવનાર રાજવશો સામે લડવાનું કારણ મળ્યું. અને ધીમે ધીમે પ્હેલાં ગુજરાતના રાજવંશોમાં અને પછી અમુક પ્રમાણમાં ગુજરાતના લોકોમાં ગુજરાતનું મમત્વભર્યું અભિમાન જાગ્યું જે સોલકી સમયમાં પરિપકવ થયુ અને પછી સોલકી રાજાઓમાં ચક્રવર્તી થવાની મહત્ત્વાકાંક્ષા જાગી.

**ગુજરાતના સોલંકી રાજાઓમાં ચક્રવર્તીપદની મહત્ત્વાકાંક્ષા.**

ગુજરાતના સોલકી રાજાઓને ચક્રવર્તીપદની મહાભિલાષા વારસામાં નહોતી મળી એટલું ઉપરના ઐતિહાસિક દિગ્દર્શનથી દેખાય છે. અને ગુજરાત બ્હારના કાન્યકુબ્જ, માળવા, માન્યખેટ વગેરેના રાજવશોનું ધોરણ જોઈ ને કેવી રીતે તેઓમાં એ મહાભિલાષા જાગી એ આગળ પ્રસંગ આવતાં જોવાશે.

**પાટણ સ્થપાયા પ્હેલાંની ગુજરાતની ધાર્મિકાદિ સ્થિતિનું દિગ્દર્શન**

પણ અહી પાટણ સ્થપાયા પ્હેલાં આ દેશની રાજકીય, ધાર્મિક તથા સામાજીક સ્થિતિ કેવી હતી તેનું ટુંકામાં અવલોકન કરી લેવું એ પછીની સ્થિતિને તથા તેના ફેરફારોને સમજવા માટે જરૂરનું છે. મૌર્ય સમયથી ગુપ્ત સમય સુધીમાં ગુજરાતમાં વસ્તી વધતી જતી

---

૨ જુઓ વલભીદાનપત્રોમાં દ્રોણસિહના વિશેષણો. ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૭, ૧૯ વગેરે તથા મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૮૮ અને તેની ટિ. ૩

હતી એ ઉપર જોયુ હવે વલભી સમયમા તો વસ્તી ખૂબ વધેલી હોવાના પુષ્કળ પુરાવા મળે છે વલભીના રાજવંશનો કોઈ શિલાલેખ નથી મળ્યો એ આશ્ચર્ય છે પણ અમુક એકજ ધાટીના લગભગ ૮૫-૯૦ તામ્રપત્રો જુદે જુદે સ્થળેથી મળ્યા છે, અને વલભી વંશના ઇતિહાસનુ મુખ્ય સાધન આ તામ્રપત્રોજ છે

આ તામ્રપત્રોમા વલભીના જુદા જુદા રાજાઓએ આપેલા દાનોની નોધ છે દાનમા મુખ્યત્વે જમીન અપાયેલી છે દાનમા અપાયેલી જમીનના સ્થળ સબધી જે સૂચનો આ દાનપત્રોમા છે તેમાથી ઘણા ગામોના નામો મળે છે

પચાસેક લેખોમાથી આવા નામો તારવતા હસ્તવપ્રાહરણી (હાલનુ હાથબ), વલભી (હાલનુ વળા), સિંહગમક, વટગ્રામક, મહુવા, તાપસીય, તિનિશક, સિંહપુર[૧] (હાલનુ સીહોર ?) કુક્કટ (હાલનુ કૂકડ ઘોઘા તાલુકામા), જ્યેષ્ટાનક, હરિયાનક, વનાપદ, ભમ્બર, નગરક, ભદ્રણિકા વગેરે ૬૫-૭૦ ગામોના નામો મળે છે

કાઠીઆવાડ વલભી સમયમા ખૂબ વસેલુ હતુ

કેટલાક ગામો પાસે પાસે આવેલા દેખાય છે સામાન્ય રીતે કાઠીઆવાડનો પ્રદેશ તો ઘણો વસેલો હોય એવુ લાગે છે પણ ઘણો ગામોના નામો બદલાઈ ગયા છે અથવા મૂળદેશી નામોનુ આ દાનપત્રોના લેખકોએ એવુ સંસ્કૃત રૂપાતર કર્યું છે કે આ લેખોમા આવેલામાથી બહુ થોડા ગામો અત્યારે ઓળખી શકાય છે

મોટા શહેરોમા જૂના ગિરિનગર ઉપરાત વલભી રાજધાની હોવાથી મોટુ હોવુ જોઈએ, બીજુ હસ્તવપ્રાહરણ (હાથબ)નો ઉલ્લેખ

---

૧ વલભી તામ્રપત્રોમા સિંહપુરમા વસતા બ્રાહ્મણોને (જુઓ લેખ ન ૧૮) અને સિંહપુરનાથી નીકળેલા કિકટાપુત્રમા વસતા બ્રાહ્મણને (જુઓ લેખ ન ૬૨) દાન આપ્યાની નોધ છે હવે આ સિંહપુર એ જો સીહોર જ હોય તો પ્રબંધ ચિંતામણિમા સિંહપુર નામનો બ્રાહ્મણોનો અગ્રહાર સ્થાપ્યો (ભાષાન્તર પૃ ૧૫૨) એમ લખ્યુ છે તેનો અર્થ એ નામ નવુ જણાવ્યુ એમ નહિ પણ બ્રાહ્મણોને આપ્યુ એમ જ લેવો જોઈએ

આહરણુ, કે આહાર તરીકે વારંવાર આવે છે એટલે એ પણ જીલ્લા કે તાલુકાનું મુખ્ય ગામ હોય એમ લાગે છે. બીજાં એક દેટકાહારનો ઉલ્લેખ મળે છે, એટલે તે પણ તાલુકાનું ગામ હશે પણ તે ગામનો જ અત્યારે પત્તો લાગતો નથી.

વલભીદાનપત્રોનો મોટો ભાગ કાઠીઆવાડનાં ગામોનો ઉલ્લેખ કરે છે, પણ થોડામાં ખેડા જીલ્લાનાં ગામોનો યે ઉલ્લેખ છે. આ પ્રકારના લેખોમાં ખેટકને આહાર કહેલ છે અને તેમાં સિંહપલ્લિકા પથકમાં આવેલું દેસુર ક્ષિતિજ ગામ દાનમાં આપેલુ છે.[1] એ ઉપરથી હાલની પરિભાષામાં ખેટક જીલ્લો અને સિંહપલ્લિકા તાલુકો હોય એમ જણાય છે. મતલબ કે ખેટક (હાલનું ખેડા) પણ જીલ્લાનું ગામ હોઈને સારૂં ગામ હશે. આ શિવાય ફક્ત આનર્તપુરનો ઉલ્લેખ અનેક દાનપત્રોમાં મળે છે અને એ (હાલનું વડનગર) આનર્ત દેશનું મુખ્ય શહેર હોઇને તે યે મોટું હોવાનો સંભવ છે. વળી ભરૂચના ગૂર્જરોના વિ. સં. ૬૮૫–૬૯૦ના ઉત્કીર્ણ લેખો ઉપરથી ભરૂચ, નાન્દીપુરી, અક્રૂરેશ્વર (હાલનું અંકલેશ્વર) ને વિષય કહે છે માટે એ -અને જમ્બુસર મોટાં ગામો લાગે છે.[2]

### વિ. સં. ના સાતમા આઠમા શતકમાં ગુજરાત આખો સારી રીતે વસેલો હતો.

અને અંકલેશ્વરથી પણ દક્ષિણમાં આગળ જતાં શ્રાશ્રય શીલાદિત્યનાં નવસારીનાં વિ. સં. ૭૨૬ (ઈ. સ. ૬૭૦)નાં તામ્રપત્રમાં તાપીની દક્ષિણનાં નવસારી, અષ્ટગામ, કામરેજ, ઓસંભલા અને અલુરાનો ઉલ્લેખ મળે છે.[3] આ ઉત્કીર્ણ લેખોના પુરાવાથી ગુજરાત વિ. સં. ના સાતમા આઠમા શતકમાં સારી રીતે વસેલો જણાય છે. જો કે અમદાવાદ જીલ્લાનાં ગામોનો કાંઈક પાછળથી ઉલ્લેખ મળે છે પણ

૧ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન. ૭૨ વગેરે

૨ જુઓ ગૂર્જર રાજાઓના દાનપત્રો, પ્રાચીન લેખમાળા ન. ૭૯, ૮૦

૩ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો લેખ નં. ૧૦૩

એથી એ ભાગ નહિ વસ્યો હોય એમ માનવાનું કારણ નથી વળી બધા પ્રદેશો સરખા વસ્તીવાળા ન પણ હોય ચીનાઈ મુસાફર યુઆનચુઆંગે (વિ સં ૬૯૬) ભરૂચ રાજ્યની નોંધ લેતાં એ દેશને ખારવાળો અને ઉજ્જડ કહ્યો છે[1]

આ પ્રમાણે કોઈ પણ પ્રદેશમાં વસ્તી વધતાં એની વિભાગ વ્યવસ્થા થયા વગર રહે નહિ અને ઉત્કીર્ણ લેખોમાંથી ચાર વિભાગોનો ઉલ્લેખ મળે છે (૧) વિષય—વલભીલેખોમાં સુરાષ્ટ્રને વિષય કહેલ છે પાછળના સોલંકીલેખોમાં એને જ મંડળ કે દેશ કહેલ છે (૨) આહાર કે આહરણી એ હાલના જીલ્લાને મળતું લાગે છે આહારના અર્થમાં પાછળથી વિષય શબ્દ પણ વપરાયો છે (૩) પથક આ ન્હાના તાલુકાને મળતો વિભાગ છે એ પાછળના લેખોમાં પણ જોવામાં આવે છે અને કાઠીઆવાડમાં આજે પણ પથક શબ્દ તાલુકા કે જીલ્લાના અર્થમાં શિથિલ રીતે વપરાય છે (૪) સ્થલીએ નાનામાં નાનો વિભાગ છે એમાંયે એક કરતાં વધારે ગામોનો સમાવેશ થતો હશે એમ લાગે છે[2] એક પથકમાં કેટલાં ગામો હોવાં જોઇએ, એક આહાર (કે વિષય)માં કેટલા પથકો હોવા જોઇએ કે એક વિષય (મંડલ કે દેશ)માં કેટલા આહાર હોવા જોઇએ એ બાબતમાં કશો નિયમ હોય એમ લાગતું નથી[3] વલભી તામ્રપત્રોમાં તો ગામની સંખ્યાનો ક્યાંય નિર્દેશ જ નથી[4] કર્યો પણ પાછળના સોલંકીલેખોમાં આવાં સૂચનો મળે છે.

---

૧ જુઓ Beal's Buddhist Records Vol II 259

૨ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો નં ૬૫

૩ જો કે મનુએ તો એક ગામનો અધિપતિ, દશ ગામનો અધિપતિ, વીશ ગામનો અધિપતિ, સો ગામનો અધિપતિ અને હજાર ગામનો અધિપતિ એ રીતે દશના ગુણક વાળી વિભાગ વ્યવસ્થા સૂચવી [illegible] જુઓ મનુ અ. [illegible] શ્લો ૧૧૫ પણ વ્યવહારમાં એનો ભાગ્યેજ ઉપયોગ થતો હશે એમ લાગે છે.

૪ માત્ર એક લેખમાં कनाग्राम पोडशग्रामत्रिपयात पाती એ રીતે શબ્દો છે અને ભાષાંતરના એ જ શબ્દો મૂક્યા છે, કશો ખુલાસો કર્યો નથી. જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા ૧ પૃ ૧૧૦

પણ તેમાંયે કશો નિયમ દેખાતો નથી. જુદા જુદા દેશની જુદી જુદી રૂઢી હોય અને રાજવંશોએ તે તે રૂઢી સ્વીકારી હોય એવું લાગે છે.[1]

ઉપર પ્રમાણે વિષય, આહાર વગેરે વિભાગો તો રાજકીય વ્યવસ્થા માટે જ પાછળથી કર્યા હોવા જોઇએ. બાકી ગામો તો ગમે તેમ વસી ગયેલાં, આ ગામોમાં મુખ્ય વસ્તી તો ખેડુતોની જ હાલની પેઠે હશે. કણબી ( કુટુંબી ) નો ઉલ્લેખ અમુક લેખોમાં મળે છે.[2] અને ખેતીનાં ઓજારો બનાવવાં સુધારવાં વગેરે કામ માટે જરૂરનાં કુંભાર, સુતાર, લુહાર, ચમાર, મોચી વગેરે વસવાયાં પણ ઘણાંખરાં ગામોમાં હશે જ; જો કે એના ઉલ્લેખ માટે આ લેખોમાં સ્થાન જ નથી. પણ જ્યારે મુસાફરી માટે બળદ ગાડાં વપરાતાં હોય, લાકડાનાં મકાનો બંધાતાં હોય, તરવાર બાણ વગેરે હથીઆરો વપરાતાં હોય, જોડા પહેરાતા હોય,[3] પાણી ખેંચવાના કોશમાં ચામડું વપરાતું હોય, ત્યારે સુતાર, લુહાર, મોચી વગેરે વગર ચાલે નહિ એ સમજાય એવું છે. હજામતનો રિવાજ પણ તે કાળે હતો એટલે વાળંદો પણ હશે જ,[4] ધીરધારનો ધંધો કરનાર તથા પરચુરણ બજારી વસ્તુ વેચવા લેવાનો ધંધો કરનાર એકાદ નાનો વેપારી પણ ખરો. લોકો કપડાં પહેરતા[5] એટલું જ નહિ પણ ક્વચિત્ શીવેલાં કપડાંયે પહેરતા એટલે વણકરો તથા કોઈ કોઈ ગામોમાં વિરલ દરજીઓની વસ્તી પણ હશે, કારણ કે વધારે રિવાજ શીવ્યા વગરનાં કપડાં પહેરવાનો

૧ સોલંકીવંશના વખતની રૂઢિનો વિચાર એ વંશના વર્ણન પ્રસંગમાં કર્યો છે.

૨ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૫૫

૩ મારો આયુર્વેદના દાર્શનિક તથા સદ્‌વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ પૃ. ૭૩

૪ જુઓ પુરાતત્ત્વ પુ. ૧ અં. ૨ ક્ષૌર કર્મ ઉપરનો મારો લેખ

૫ કપડાં વણવાનું સૂચન તો વેદમા યે મળે છે.

હતો, એમ કાદમ્બરી, હર્ષ ચરિત વગેરે ગ્રંથો ઉપરથી લાગે છે ગામ બહાર મોટે ભાગે નેસડાઓમાં ગાયો, ઘેટાં વગેરે ઉપર જીવનાર ભરવાડ-રબારીની વસ્તી પણ ખરી કાલિદાસે રઘુવંશમાં નેસડા (ઘોષ) ના વૃદ્ધોનો ઉલ્લેખ કર્યો છે[1]

**વલભી સમયના બ્રાહ્મણો અને તેઓની પ્રવૃત્તિ**

ખેડુત સિવાયની ઉપર કહેલી બધી વસ્તી વિષે એ કાળના સાહિત્ય ઉપર આધાર રાખવો પડે છે, પણ બ્રાહ્મણો વિષે તો વલભી લેખોમાં પુષ્કળ ઉલ્લેખો મળે છે એ દાનપત્રોના દાનોના મુખ્ય અધિકારી જ બ્રાહ્મણો છે તેઓની ધાર્મિક પ્રવૃત્તિ આગળ જોવાશે વ્યાવહારિક પ્રવૃત્તિમાં ગિરિનગર (હાલનું જૂનાગઢ), સિંહપુર, આનર્તપુર (વડનગર) વગેરે નામોના બ્રાહ્મણોને વલભીના રાજાઓએ પોતાના રાજ્યમાં, ગામ આખા કે જમીનો દાનમાં આપી છે અને રાજ્યના હક્કો છોડી દઈને જાતે ખેડી કે ખેડાવી ભોગવવાના વંશપરંપરાના હક્કો આપ્યા છે જો કે આ લેખોમાં બ્રાહ્મણોની વિદ્યા વિષે ખાસ કાંઈ નોંધ જોવામાં આવતી નથી પણ પેટ ભરવાની આ રીતે નિશ્ચિંતતા થતાં પંચ મહાયજ્ઞ વગેરે ધાર્મિક કર્મકાંડમાંથી જે વખત બચતો હશે તેમાં અધ્યયન (ભણવું), અધ્યાપન (ભણાવવું)નું સ્મૃત્યુક્ત દ્વિજ કર્મ તેઓ કરતા જ હશે વળી આ લેખો સંસ્કૃતમાં છઠ્ઠા સાતમા શતકના બાણ, દંડી વગેરે પ્રસિદ્ધ કવિઓને અનુસરતી સમાસસંકુલ આડંબરી-ખાલી શબ્દસંભારવાળી શૈલીમાં લખેલા છે, એ ઉપરથી પણ રાજદરબારમાં સંસ્કૃતમાં એવું લખવાની શક્તિવાળા પંડિતો રહેતા હશે એમ અનુમાન થાય છે

**વલભી દાનપત્રોમાંથી પ્રાપ્ત થતી રાજ્યવહીવટને લગતી માહીતી**

આ ઉપરાંત વલભી લેખોમાંથી ઐતિહાસિક ઉપયોગની ઘણી મહત્ત્વની માહીતી રાજ્યનું મહેકમ, વસુલાતીખાતું, પોલીસખાતું, બાહ્ય વહીવટ વગેરે રાજ્ય વ્યવસ્થાને અને જરૂરના ખાતાઓના શિ[2]

1 રઘુવંશ સ. ૧ શ્લો ૪૫

૨

ભિન્ન અધિકારીઓ વિષે મળે છે. દાનપત્રમાં પોતે અમુક ગામ કે અમુક જમીન અમુકને દાનમાં આપેલ છે માટે રાજ્યના અમુક અમુક અધિકારી-ઓએ એ દાનના ભોગવટામાં વિઘ્ન ન આવે એવી રીતે વર્તવું એમ કહીને જે જે અધિકારીઓનાં નામો ગણાવેલ છે[1] તેના નીચે આપેલા વિવરણથી એ વખતની રાજ્યવહીવટ પદ્ધતિ સાધારણ રીતે સમજાઈ જશે.

### અધિકારીઓનાં નામો.

૧ **આયુક્તક** } આ બેય શબ્દોનો અર્થ રાજાએ નીમેલા જેવો
૨ **વિનિયુક્તક** } થાય છે એટલે કોઇ પણ ચાલુ કે ખાસ કામ પ્રસગે નીમાયેલો અધિકારી. શ્રી. અલ્તેકરે ગામડાનો હિસાબ રાખનાર અર્થ કર્યો છે.

૩ **દ્રાંગક**—દ્રંગનો અર્થ શહેર થાય છે એટલે દ્રાંગકનો અર્થ નગરરક્ષક પં. ભગવાનલાલે કર્યો છે અને શ્રી. વૈદ્ય તે માન્ય રાખ્યો છે.

૪ **મહત્તર**—મોટો. મરાઠી મ્હાતારા શબ્દ મહત્તરમાંથી નીકળ્યો છે. વલભી તામ્રપત્રોમાં તેનો અર્થ ગામના મુખી જેવો લાગે છે. કાઠીઆવાડનાં ગામડામાં હજી ગામનો જ માણસ મુખી તરીકે નીમાય છે.

૫ **ચાટભટ**—પં. ભગવાનલાલે ચાટ એટલે ચોર-ઠગ વગેરે અને ભટ એટલે ચોર પકડવા માટે રાખેલ સિપાઈ એવો અર્થ કર્યો છે પણ કોઈ કોઈ દાનપત્રોમાં ‘ અચાટ ભટ પ્રવેશ્ય ’ એવા શબ્દો છે[2] એ જોતાં ચાટ અને ભટ બેયનો રાજ્યના અધિકારીરૂપ

---

૧ આ નામો એકજ રૂઢીમા ઘણાંખરા વલભીતામ્રપત્રોમાં તથા એથી ઓછાં વધુ એ વખતનાં ગૂર્જર વગેરે બીજાં તામ્રપત્રોમાં મળે છે તેથી એના ખાસ ઉલ્લેખની જરૂર નથી. ગુજરાતના ઐતિહાસિક લેખોમાના ગમે તે લેખો જોવા.

૨ જુઓ. મહારાજ હસ્તીનું ખોહનું ગુ-સ-૧૯૧ નું તામ્રપત્ર. કો. ઈન્સ્ક્રી. ઇન્ડી. ગ્ર. ૩

અર્થ કરવો જોઇએ અને ફ્લીટે[1] ચાટ એટલે અમુક વખત માટેનો (irregular) પોલીસ અને ભટ એટલે કાયમી પોલીસ એવો અર્થ કર્યો છે ત્યારે શ્રી વૈદ્યે ચાટ એટલે નગરરક્ષક અને ભટ એટલે લશ્કરી સિપાઈ એવો અર્થ કર્યો છે

૬ ધ્રુવ—હિસાબ વગેરે રાખનાર તલાટી-કુલકર્ણી જેવો ગામડાનો કાયમી અમલદાર, હજી કચ્છમા ગામડાનુ આ કામ કરનાર અમલદારને નુ ક ધ્રુવ કહે છે એ કામ કરનારના વશજોની એ ઓડક થઈ પડી હશે, તેથી કચ્છ, કાઠીઆવાડ અને ગુજરાતના નાગર બ્રાહ્મણોમા, અને મોઢમા તથા બીજા વાણીઆઓમા ધ્રુવ જેવી ઓડક મળે છે

૭ અધિકરણિક —ન્યાયનુ કામ કરનાર અધિકારી, અધિકરણનો ન્યાયની અદાલત અર્થ થાય છે

૮ દડપાશિક—પોલીસનો વડો—જેના હાથમા અગ્ન અમનમા મુકવાનો અધિકાર હોય તે, જેલના ઉપરી માટે પણ આ શબ્દ વપરાય ખરો

૯ ચોરોદ્ધરણિક—ચોર પકડનાર, ચોરને પકડવા માટે આ દેશમા પહેલા બે રસ્તા પ્રચલિત હતા (૧) ચોરને પકડવા ચોર મોકલવો અને (૨) પગીદ્વારા ચોરનુ પગેરૂ પકડવાનો આ બીજો રસ્તો કાઠીઆવાડ ગુજરાતના રેતાળ પ્રદેશમા ઠીક કામ આપે છે હાલમા પણ ગામ દીઠ પગી હોય છે

શ્રી વૈદ્ય વરિષ્ટ પોલીસ અધિકારી એવો અર્થ કરે છે

૧૦ રાજસ્થાનીય—કેટલાકે રાજસ્થાનીયનો અર્થ રાજપ્રતિનિધિ—

---

૧ જુઓ કોર્પસ ઇન્સ્ક્રી ઇન્ડી. ગ્ર ૩ પૃ ૯૮ ટિ ૨ વળી આ ગ્રન્થમા ૫ ભગવાનલાલથી ગુ ગ્રે. ગ્ર ૧ ભા. ૧ પૃ ૮૧, ૮૨ અને શ્રી વૈદ્યથી મધ્યયુગીન ભારત ભા ૧ પૃ ૨૩૦ થી ૨૩૨ અને અલ્તેકરથી રાષ્ટ્રકૂટસ એન્ડ ધેર ટાઇમ્સના તે તે વિષયના પ્રકરણો સરખાવા

વાયસરોય જેવો કર્યો છે. શ્રી. વૈદ્ય સુબા કે તહસીલદાર જેવો અર્થ માને છે.

૧૧ **અમાત્ય**—મંત્રી-પ્રધાન કેટલીક વાર કુમાર શબ્દ જોડીને કુમારામાત્ય એ રીતે શબ્દ વપરાયેલ છે, તેનો શ્રી. વૈદ્ય કુમારનો અમાત્ય એવો અર્થ કરેલ છે.

૧૨ **અનુત્પન્નાદાન સમુદ્ગ્રાહક**—ચડી ગયેલો રાજહક્ક વસુલ કરનાર.

૧૩ **શૌલ્કિક**—ટોલ કે જકાત ખાતાનો ઉપરી.

૧૪ **ભોગિક કે ભોગોદ્ધરણિક**—રાજભાગ-મુખ્યત્વે જમીનના ઉત્પન્નનો સ્મૃતિવચનોને અનુસરી છઠ્ઠો કે તેથી વધારે ઓછો પણ ઠરાવેલો ભાગ ઉઘરાવવાના ખાતાનો ઉપરી. આ શબ્દ ભાગ બટાઇનો સૂચક છે.

૧૫ **વર્ત્મપાલ**—રસ્તાના ચોકીઆત. એક ગામથી બીજે ગામ જતા રસ્તા ઉપર અમુક અંતરે ચોકીઆતોની છાપરીઓ કાઠીઆવાડમાં ગાડાં રસ્તાઓ ચાલુ હતા ત્યાં સુધી હતી.

૧૬ **પ્રતિસરક**—ગામડાંમાં તથા ખેતરોમાં રાતની રોન ફરનારા ચોકીઆતો.

૧૭ **વિષયપતિ**—વિષય-જિલ્લાનો ઉપરી હાલના મામલતદાર કે કલેકટર જેવો.

૧૮ **રાષ્ટ્રપતિ**—વિષય કરતાં મોટા વિભાગનો ઉપરી કમિશનર-સુબો.

૧૯ **હસ્ત્યારોહ**—[૧] } ઘોડેશ્વાર અને હાથીનો શ્વાર
૨૦ **અશ્વારોહ**— }

ઉપર ગણાવેલા જુદા જુદા અધિકારીઓના અધિકાર વિષે લેખોમાં કશું સૂચન નથી. છતાં નામો ઠીક સૂચક છે અને ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર અને સંસ્કૃત સાહિત્યની મદદથી પુરાવિદોએ તેનો ઉપર

૧ મુંબઇ ગેઝીટીઅરમાં આ બે શબ્દો સામાન્ય રૂઢ અર્થમાં વપરાયેલા હોઈને ન આપેલા હોવાથી શ્રી. વૈદ્યે પણ નથી આપ્યા. છતાં કોઈ કોઈ લેખમાં છે દા. ત. લેખ નં. ૪૭ તેથી અહીં આપ્યા છે.

પ્રમાણે જે અર્થ બેસાર્યો છે તે ઉપરથી એ વખતની રાજ્યવહીવટની પદ્ધતિનો કાંઈક ખ્યાલ આવે છે

**જમીનની માપણી તથા તે ઉપરની રાજ્યની મહેસુલ**

વલભી તામ્રપત્રો જે બે પ્રદેશ—કાઠીઆવાડ અને ખેડાને લગતા મળ્યા છે તે બેય પ્રદેશોમા મહેસુલપદ્ધતિ જુદી જુદી હોય એમ લાગે છે

કાઠીઆવાડમા જમીનની માપણી પાદાવર્તથી થતી પાદાવર્તનો શબ્દાર્થ એક પગલા અને બીજા પગલા વચ્ચેની જગ્યા જેવો થાય, પણ વ્યવહારમા તો જમીન માપવા માટે પાદાવર્તની લબાઈ ચોક્કસ ઠરાવેલી હોવી જોઈએ કારણકે કવચિત્ ભૂપાદાવર્ત શબ્દ વાપર્યો છે. અને જમીન માપણી કરનાર અધિકારી—મોજણી કામદારને પ્રમાતૃ કહેલ છે આથી જુદી રીતે ખેડામા ઉત્પન્ન—પેદાશ ઉપરથી માપ થતુ દા ત પીઠક—મુડલો (?) ભરીને, અમુક પીઠક—મુડલા અનાજ જેમા વાવી શકાય તેટલી જમીન આપ્યાના ઉલ્લેખ છે[1] એતરોને પણ હાલમા ઘણે ઠેકાણે હોય છે તેમ જુદા જુદા નામો હતા એવુ લેખો ઉપરથી દેખાય છે મહેસુલની પદ્ધતિની વિગતો લેખોમા નથી પણ કેટલાક સૂચક શબ્દો મળે છે ખાસ દા ત. મહારાજ હસ્તીના ગોહના ઇ સ ૫૧૦ના તામ્રપત્રમા તથા ઈ સ ૫૭૧ના ધરસેનના વલભી તામ્રપત્રોમા સોદ્રંગ, સોપરિકર વગેરે શબ્દો મળે છે[2] આ ઉપરથી રાજ્ય તરફથી અનેક પ્રકારના કરો લેવાતા હોય એમ લાગે છે તેમાથી મુખ્ય જમીનના ઉત્પન્નનો જે રાજભાગ તેનું નામ ઉદ્રંગ એ આ તામ્રલેખોના અભ્યાસી ફ્લીટે નક્કી કર્યું છે.

**જમીનમહેસુલ સિવાયના કરો**

પછી ઉપરિકર એટલે વધારાનો કર પણ વધારાનો કોના ઉપર

---

૧ જુઓ લેખ ન ૭૩

૨ કોર્પસ ઇન્સ્ક્રી ઈન્ડી. ગ્ર ૩ પૃ ૧૧૨ તથા ગુજરાતના ઐતિહાસિક લેખો ન ૪૦

એ કશું સ્પષ્ટ નથી. પણ મનુએ ઝાડ, માંસ, મધ, ઘી, ગંધ, ઔષધિ, રસ, પુષ્પ, મૂળ, ફળ, પત્ર, ખડ, ચામડું, ઢાળ, માટીનાં ઠામ, વગેરે વસ્તુઓનો છઠ્ઠો ભાગ કર તરીકે રાજાએ લેવો એમ કહ્યું છે.[1] તે તેના વેચાણ ઉપર હશે? વાકાટક મહારાજ પ્રવરસેનના એક તામ્રપત્રમાં[2] પણ अपुष्पक्षीरसदोहः વગેરે શબ્દો છે એ જોતાં ફુલો અને દુધ ઉપર કર આપવો પડતો હશે અને આવા કરો તે ઉપરિકર એમ શ્રી. વૈદ્ય અર્થ કરે છે. આ ઉપરાંત વેઠના રિવાજનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે, અને વલભી તામ્રપત્રોમાં પણ (विष्टि)નો ઉલ્લેખ મળે છે. બીજો એક દશાપરાધનો ઉલ્લેખ મળે છે ઘણું કરી મનુએ અ. ૧૨ શ્લો. ૫ થી ૭ માં કહેલ કાયિક, વાચિક અને માનસિક—દશધાપાપ તેજ દશ અપરાધો અને તેવા અપરાધો કરનાર ગુન્હેગારો પાસેથી વસુલ કરાતો દંડ એવો અર્થ હોવો જોઈએ. એ દંડ વસુલ કરનાર અધિકારીનું નામ **દશાપરાધિક** આપ્યુંછે.[3] અને તે સાથે જેનો નિર્દેશ છે તે **અવલોકિક** ઉપરિકર વસુલ કરનારનું નામ હશે?

વલભી લેખોમાંથી ઉપર ગણાવ્યા તે ઉપરાંત નીચેના મોટા અધિકારીઓનાં નામો પણ મળે છે.

**દૂતક**—આવાં દાનો સંબંધી તથા બીજી રાજાજ્ઞાઓને અમલમાં મુકાવનાર માટે દૂતક શબ્દ વપરાયો છે. રાજા પોતે આજ્ઞા કરે તો દૂતકની જરૂર નહિ; નહિ તો મોટે ભાગે રાજાનો **પ્રતીહાર** આ કામ

---

૧ आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥
पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ।
मृण्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च ॥

મનુ, અ. ૭ શ્લો. ૧૩૧, ૧૩૨

૨ પ્રાચીન લેખમાળા લેખ નં. ૮૪ મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ. ૧૯૯

૩ ગુ. ઐ. લેખો નં. ૪૦

કરતો અથવા એવી જ મોટી પદવીનો બીજો અમલદાર કરતો એક લેખમા સામન્તશીલાદિત્યને દૂતક કહેલ છે એક ગૂર્જર લેખમા દૂતક તરીકે સેનાપતિ-બલાધિકૃત કામ કરે છે બીજા એક વલભી-તામ્રપટમા ખરગ્રહને દૂતક કહ્યો છે, જે સિંહાસનસ્થ રાજાનો ભાઈ છે અને પાછળથી વલભીની ગાદી ઉપર બેસે છે[1] ચક્રવર્તીનો પોતે મહાપ્રતીહાર હોવાનુ વલભી રાજા ધ્રુવસેન માન લીએ છે[2] એ ઉપરથી પ્રતીહારની પદવીની મહત્તા અટકળી શકાય છે

સન્ધિવિગ્રહાધિકૃત અને દિવિરપતિ—લેખક તરીકે ઘણા ખરા પ્રાચીન લેખોમા સંધિવિગ્રહાધિકૃત-પરરાષ્ટ્ર મત્રી (Foreign Minister) હોય છે કોઈ વાર મુખ્ય સેનાપતિ-મહાબલાધિકૃત પણ આ કામ કરે છે[3] જો કે વલભી તામ્રપત્રોમા પણ મોટે ભાગે તો લેખક તરીકે સંધિવિગ્રહાધિકૃત જ છે[4] લેખક સધિવિગ્રહાધિકારી હોવો જોઈએ એમ મિતાક્ષરા (૧, ૩૧૯-૨૦)મા કહ્યુ છે કેટલાક લેખોમા સધિવિગ્રહાધિકૃત સાથે દિવિરપતિ શબ્દ પણ મળે છે[5] દિવિરપતિ પદવીના ઉલ્લેખવાળુ વલભી તામ્રપત્ર પ્રસિદ્ધ કરતા બુલ્હર કહે છે કે આ શબ્દની સસ્કૃત વ્યુત્પત્તિ હુ નોધી શક્યો નથી પણ મુખ્ય કારકુન અથવા મત્રી (સેક્રેટરી) અર્થ થાય છે

અક્ષપટલિક—શ્રી હર્ષવર્ધન મહારાજાના હ સ ૬૩૧ના એક લેખમા, તથા બીજા લેખોમા, પણ અક્ષપટલિક નામના એક અધિકારીનુ નામ મળે છે[6] લેખમા મહાક્ષપટલાધિકરણના

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો ન ૨૩, ન ૬૪, તથા ન ૫૭ અને ગૂર્જર લેખ માટે પ્રાચીન લેખમાલા ભા. ૨ લેખ ન ૭૮

૨ જુઓ ગુ ઐ લેખો ન ૨૭

૩ જુઓ ટીપ ૧મા કહેલ ગૂર્જર લેખ

૪ જુઓ ગુ ઐ લેખો ન ૩૬, ૩૮, ૩૯ વગેરે

૫ એજ ન ૪૫ વગેરે

૬ પ્રાચીન લેખમાળા લેખ ન ૯૭

અધિકારી ઇશ્વરગુપ્તને મહારાજ કહેલ છે એ ઉપરથી એ ઉચી કોટીનો અધિકારી હશે એમ લાગે છે. પણ હર્ષચરિતમાં ગ્રામાક્ષપટલિકનો ઉલ્લેખ છે.[૧] એ જોતાં ગામડાંના અક્ષપટલનો અધિકારી તે ગ્રામાક્ષપટલિક અને એ આખા ખાતાનો સૌથી વડો અધિકારી તે મહાક્ષપટલિક એવો અર્થ બેસે છે. શ્રી. વૈદ્ય અક્ષપટલિક શબ્દ ઉપરથી હાલનો મરાઠી પાટીલ શબ્દ નીકળ્યો છે એમ ગણે છે. મતલબ કે ગામડાનો પટેલ તે અક્ષપટલિક[૨]. બીજો અર્થ દફતરખાતાનો ઉપરી એવો પણ થાય છે. પ્રબંધચિંતામણિમાં જ્યાં રાજકીય લખાણો થતાં હોય તે સ્થાનને અક્ષપટલ કહ્યું છે.[૩] પાછળના સોલંકી તામ્રપત્રોમાં લેખક અક્ષપટલિક હોય છે[૪] એ જોતાં પ્ર. ચિ. નો અર્થ તે કાળ માટે તો સાચો લાગે છે.

**મહાદંડનાયક**—વલભી રાજા ધ્રુવસેન પોતાને મહાદંડનાયક કહે છે.[૫] એ ઉપરથી એ ઉચી કોટીની પદવી હોવી જોઇએ પણ અહીં દંડનાયકનો અર્થ મોટો પોલિસ અમલદાર, મુખ્ય સેનાપતિ કે વાયસરોય કરવો? તે પ્રશ્ન છે.

આટલા બધા અધિકારો ગણાવ્યા છતાં વલભી તામ્રપત્રોમાંથી **પુરોહિત** રહી ગયો છે, પણ એ ધર્મશાસ્ત્રે કહેલો અધિકારી હોવો જ જોઈએ. અને ઈ. સ. ૪૯૦–૯૧ના ત્રૈકૂટક વ્યાઘ્રસેનના તામ્રપત્રમાં પુરોહિતનો ઉલ્લેખ છે જ[૬]. અલબત્ત પુરોહિતો દાનોમાં ડખલગિરિ ન કરે એ સમજાય છે.

### વલભીકાળના રાજાઓનો આદર્શ

આ બધા અધિકારીઓથી અને પોતે ચક્રવર્તીને પરાધીન ન

---

૧ હર્ષચરિત ઉચ્છવાસ ૭

૨ મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ. ૧૮૯, ૧૯૦

૩ પ્ર–ચિં–નવીન સંસ્કરણ પૃ. ૧૦૮

૪ ભીમદેવ બીજાનું સં. ૧૨૮૩નું દાનપત્ર, ઇ. એ. ગ્ર. ૬ નં. ૫

૫ ગુ. ઐ. લેખો નં. ૨૭

૬ ગુ. અ. લેખો નં. ૧૪

હોય એટલે કે જાતે સામન્ત કે મહાસામન્તરૂપ ન હોય તો સામન્તોથી વીંટાયેલો રાજા એ રાજ્યતંત્રનું પ્રધાન અંગ વલભી લેખોમાં મહાસામન્તરૂપ તથા પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર રૂપ એટલે તદ્દન સ્વતંત્ર બેય જાતના રાજાઓના ઉલ્લેખો મળે છે[1] આ રાજાઓનો આદર્શ–પુરાણો અને સ્મૃતિઓના વચનોને અનુસરી આ રાજાઓ પોતાને લોકપાલ જેવા લેખે છે સમુદ્રગુપ્તને અલાહાબાદના સ્તંભ લેખમાં[2] કુબેર, વરુણ, ઇન્દ્ર અને યમ જેવો કહ્યો છે વલભી તામ્રપત્રો[3]માં તો પોતે રૂપમાં કામદેવને, ગાંભીર્યમાં હિમાલયને અને સંપત્તિમાં કુબેરને ટપી જવાનો ગર્વ લે છે સાધારણ રીતે વલભી તામ્રપત્રોમાં રાજાના વિશેષણોમાં શબ્દાતુલતા ઘણી છે છતાં એમાંથી તેઓના આદર્શની કાંઈક ઝાંખી થાય છે રાજા શત્રુઓ સામે લડતા તથા તેના શસ્ત્રપ્રહારો સહન કરીને પણ પોતાનો પ્રતાપ દેખાડવા તૈયાર હોવો જોઈએ, એનો વૈભવ દીન અને અનાથોને પાળવામાં વપરાવો જોઈએ, મનુ વગેરેએ સ્થેલ વિધિ પોતે પાળે તથા પળાવે અને ધર્મરાજ પેઠે પ્રજા પોતપોતાના વર્ણાશ્રમધર્મને અનુસરે એવી વ્યવસ્થા રાખે,[4] એટલું તો એની ફરજમાં ખાસ દેખાય છે

## રાજાઓનો વિદ્યાપ્રેમ

વળી આ રાજાઓ વિદ્યા પ્રેમરસી પણ કાંઈક આતુર હશે એમ લેખો ઉપરથી લાગે છે રાજા ધ્રુવસેન પહેલો પોતાને શાસ્ત્રાર્થનો

---

૧ જુઓ ગુ ઐ લેખો ન ૨૩ તથા ૯૧

૨ જુઓ ફ્લીટના કોર્પસ ઇન્સ્ક્રી ઇન્ડી ન ૩ ન ૧

૩ જુ ગુ. ઐ. લેખો ન ૭૮

૪ ધ્રુવસેની દાનપત્રમાં મન્વાદિપ્રણીતવિધિવિધાનધર્મા અને વિહિત વિનયવ્યવહારપદ્ધતિ । (લેખ ન ૧૪) શબ્દો વાંચો એ ગુપ્તના એક શિલાલેખમાં વર્ણાશ્રમવ્યવસ્થાપનપ્રવૃત્તચક્રપ્રવર્તન (ગુ. ઐ. ન. ૮ પૃ ૨૧૦) વાંચો

જાણકાર કહે છે. ત્યારે પછીના કોઈ કોઈ સર્વ વિદ્યા મેળવ્યાનો દાવો કરે છે અને છતાં પોતે ન્હાનાં સુભાષિતથી પણ સંતુષ્ટ થાય છે એમ ઉમેરે છે.[૧] પોતે ખાસ શસ્ત્રઅસ્ત્ર વાપરવાની કેળવણી લીધાનો પણ કેટલાક ગર્વ લે છે, કેટલાક રાજ્યનીતિ અને વ્યાકરણ પણ શીખ્યાનું અભિમાન કરે છે. અને પ્રજા પાસેથી ઓછો (મૃદુ–ભારે ન પડે એવો) કર લેવાનો પણ કેટલાક દાવો કરે છે.[૨] જોકે કરના ઉપર જે પ્રકારો જોયા તેનો સરવાળો થતા તો લોકોને માથે ઠીક બોજો પડવો જોઈએ એમ લાગે છે. છતાં યુવાનચુઆંગ કરોને ભારે નથી ગણતા.[૩]

## ન્યાયનું ધોરણ

ન્યાયના ધોરણ બાબત આ લેખોમાં તો કશું ન જ હોય, સ્મૃતિઓમાથી અને નાટકો વગેરે સસ્કૃત સાહિત્યમાથી કાંઈક ખ્યાલ આવે છે. આ લેખોમાંથી તો "સર્વ સ્મૃતિઓએ રચેલા માર્ગનું સારી રીતે પરિપાલન કરવાથી પ્રજાના હૃદયને રજન કરીને જેણે રાજા નામને સાર્થક કર્યું છે."[૪] એ શબ્દોમાંથી જેટલો અર્થ નીકળે તેટલું મળે છે, પણ યુવાન ચુઆંગના કહેવા પ્રમાણે એના વખતમાં ભારે ગુન્હાઓ તો ભાગ્યે જ થતા. જોકે એક ગામથી બીજા ગામ વચ્ચેના મોટા રસ્તાઓ તથા જળમાર્ગો ગુપ્તસમય જેવા સલામત નહોતા. વચ્ચે લુંટાવાની બીક ખરી.[૫] ગુન્હેગારોને શિક્ષામાં જેલમાં પૂરવાની શિક્ષા સાધારણ હતી અને જેલમાં જનારની સ્થિતિ ઘણી ખરાબ હશે. યુવાન ચુઆંગ કહે છે કે તેઓને માણસમાં જ નહોતા ગણવામાં આવતા. સ્મૃતિઓને અનુસરી નાક, કાન, હાથ, પગ વગેરે અંગોનાચ્છેદની તથા દંડની બન્ને પ્રકારની સજા પ્રચલિત હતી.[૬] અદાલતમાં સાક્ષીઓનો

૧ ગુ. ઐ. લેખો નં. ૭૪

૨–૪ એજ

૩ વીન્સેન્ટ સ્મિથની અર્લીહિસ્ટરી ઓફ ઈન્ડીઆ. આ. ૩ પૃ. ૩૪૨૯

૫–૬ એજ

ઉપયોગ થતો જ પણ એ સાથે જળ, અગ્નિ વગેરે દિવ્યો અને શપથોનો પણ રિવાજ હતો [૧]

લશ્કરના અંગો

મોટા રાજાઓની એ વખતની મોટી વાસના ચક્રવર્તી થવાની અને એ માટે દિગ્વિજય એ એક સાધન શ્રીહર્ષ ઈ સ સાતમા શતકનો ચક્રવર્તી રાજા હતો તેણે વલભીના ધ્રુવસેનને પણ હરાવેલો. ચતુરંગ સેના અને રાજાનુ પોતાનુ અસાધારણ પરાક્રમ તથા વ્યવસ્થા કૌશલ એજ વિજયના એ વખતના મુખ્ય સાધનો સેનાના જૂના કાળથી ગણાતા ચાર અંગો–હાથી, ઘોડા, પાયદળ અને રથ, તેમાથી રથો એ વખતે વપરાશમાથી નીકળી ગયા હોય એમ હર્ષચરિતના તથા યુનાન ચુઆંગના વર્ણનથી દેખાય છે પછી હાથીઓનો લડાઈમાં ઉપયોગ ચાલુ હતો વલભી લેખોમા શત્રુની ગજઘટાનો ઉલ્લેખ સ્પષ્ટ મળે છે હર્ષચરિતમા પણ એનો સ્પષ્ટ ઉલ્લેખ છે પછી ઘોડેસ્વાર લશ્કરનો ઘણો ઉપયોગ થતો એ માટે અનેક જાતના ઘોડાઓ વપરાતા ઘોડાને સાચવનારા મોટે ભાગે ચાડાલો હશે એમ હર્ષચરિતના અમુક વચન ઉપરથી લાગે છે [૨] અને લશ્કરનુ છેલ્લુ અને મોથી મોટુ અગ તે પાયદળ હથીઆરમા ધનુષ્યબાણ પુષ્કળ વપરાતા, તરવાર અને ભાલાઓ પણ વપરાતા રાજા પોતે મોટેભાગે હાથી ઉપર બેસતા રાજકુટુંબ અને સામન્તલોકોના કુટુંબો પણ સ્વારીમાં સાથે રહેતા અને હાથી ઉપર અથવા બળદના ગાડામા તેઓ મુસાફરી કરતા ખોરાક, પાણી, દૂધ વગેરે સીધુસામાન વગેરેનો બંદોબસ્ત તો હોવો જ જોઈએ સાથે વૈદ્ય રાખવાનુ પણ સુશ્રુત જેવા વૈદ્યકગ્રથમા

૧ મનુ અ–૮ શ્લો ૧૧૦ થી ૧૧૬
દિવ્ય–હાથમા અગ્નિ ઉપડાવવો, પાણીમા અમુક વખત સુધી ડુબકી મરાવવી, અને જેને અગ્નિ ન બાળે કે પાણી ન મારે તે સાચો, એમ મનુ, યાજ્ઞવલ્ક્ય વગેરે લખે છે પણ ગમે તેવો સાચો માણસ આ દિવ્યની વાત કેમ કબુલ કરે તે સમજાતુ નથી

૨ જુઓ હર્ષચરિત ઉચ્છવાસ ૨

તથા અર્થશાસ્ત્રમાં કહ્યું છે. પ્રયાણ વખતે ભેરી, શંખ વગેરે વગાડવામાં આવતાં. હર્ષચરિતમાં આખા દિવસમાં આઠ કોશ (૧૬ મૈલ)ની મજલ કરવાનું વર્ણન છે.[૧] જ્યાં પડાવ નાખે ત્યાં શિબિરો ગોઠવવામાં આવતા. જોકે આ શિબિરો પાછળના મોગલોના આલીશાન તંબુઓ જેવા નહિ પણ સાદા, યુવાન ચુઆંગના કહેવા પ્રમાણે ઝાડની ડાળીઓ પાંદડાં વગેરેથી બનાવવામાં આવતા અને મુકામ ઉપડતાં બાળી નખાતા.[૨] લશ્કર મોટે ભાગે ક્ષત્રિયોનું બનેલું હશે એમ બાણના તથા યુવાન ચુઆંગના વર્ણનથી લાગે છે[૩] અને લશ્કરી નોકરોને તથા વહીવટીખાતાના ઉપર ગણાવેલા અધિકારીઓને પગારને બદલે અમુક જમીન આપવામાં આવતી એમ યુવાન ચુઆંગ કહે છે.[૪]

### સમૃદ્ધિ અને વેપાર ઉદ્યોગ.

ગુજરાત એ કાળમાં સામાન્ય રીતે સમૃદ્ધ અને સુખી હશે. જોકે વલભી શહેરની મોટાઈની એક પણ નિશાની અત્યારે મળતી નથી પણ યુવાનચુઆંગ (ઈ. સ. ૬૪૦) કહે છે કે વલભી દેશ લગભગ એક હજાર મૈલમાં હતો અને રાજધાનીનો ઘેરાવો પાંચ મૈલમાં હતો. જમીન, હવાપાણી અને લોકોની રીતભાત મહીકાંઠાના[૫] જેવાં હતાં. વસ્તી ઘીચ હતી. ધર્મસ્થાનો સમૃદ્ધ હતાં. સો કરતાં વધારે વેપારીઓ પાસે એક લાખ કરતાં વધારે દ્રવ્ય હતું.[૬] દૂર દેશાવરની કિંમતી અને

---

૧ હર્ષચરિત ઉપરથી ઉતારેલું મધ્યયુગીન ભારત ભા. ૧ પ્ર. ૯મું જુઓ.

૨ બીલ્સ રેકર્ડ્સ ગ્રં. ૨ પૃ. ૧૯૩.

૩ જુઓ હર્ષચરિત ઉચ્છ્વાસ છઠ્ઠો તથા વોટર્સ યુવાન ચુઆંગ ગ્રં. ૨ પૃ. ૧૭૧

૪ વીન્સેન્ટ સ્મિથની અર્લીહિસ્ટરી ઓફ ઇન્ડીઆ. આ. ૩ પૃ. ૩૪૨

૫ વોટર્સ ગ્રં. ૨ પૃ. ૨૪૨ થી ૨૪૮. મૂળમાં મોલાપ્પો શબ્દ છે એ વિષે પુષ્કળ ચર્ચા થઇ છે. મેં શિથિલ રીતે મહીકાંઠો અર્થ કર્યો છે, એ પ્રદેશ વલભી રાજા શીલાદિત્યને તાબે હતો. મોલાપ્પોની ચર્ચા માટે જુઓ વી. એ. સ્મિથની અર્લીહિસ્ટરી ઓફ ઈન્ડીઆ આ. ૩ પૃ. ૩૨૪ થી ૩૨૬ તથા પૃ. ૩૨૬ ની પાદનોધ.

૬ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૭૯

દુર્લભ વસ્તુઓનો મોટા જથ્થામા સગ્રહ કરવામા આવતો આનદપુર માટે એજ મુસાફર કહે છે કે દેશ ફળદ્રૂપ અને ઉત્પન્ન, હવાપાણી તથા લોકરિવાજ મહીકાઠાના જેવા સુરાષ્ટ્રદેશ પણ મહીકાઠાના રાજાને એટલે વલભીનેતાબે હતો તેની રાજધાની ગિરિનગર, ત્યાના લોકો વેપાર માટે સમુદ્રનો ઉપયોગ કરે છે, તથા ધનાઢ્ય અને ઉત્કર્ષયુક્ત છે એમ એજ ચીની યાત્રી કહે છે ભરૂચ વિષે પણ સમુદ્રના વેપારની એ મુસાફરે નોધ કરી છે [1]

સામાજીક વર્ણવ્યવસ્થા

યુવાનચુઆંગની આ ટુકી નોધથી પણ ગુજરાતની વસ્તી સમૃદ્ધ ખાસ કરીને પૈસાદાર વેપારીઓ વાળી હશે એમ લાગે છે ચાર વર્ણને હિસાબે આ વેપારીઓ વૈશ્ય વર્ણના હોવા જોઈએ યાજ્ઞવલ્કયે સ્મૃતિમા વ્યાજવટાવ, ખેતી, પશુપાલન અને વેપાર એટલા વૈશ્યના ધધા ગણ્યા છે [2] અને આપણે જે કાળની વાત કરીએ છીએ તે કાળે એજ સ્થિતિ હશે શૂદ્રના કર્મમા દ્વિજાતિની ચાકરી ઉપરાત ખેતી, [3] પશુપાલન મજુરી, ગાધીઆણુ, વગેરે દેવલસ્મૃતિમા ગણાવ્યા છે. વાળદ, કુભાર, ગોવાળ, વાઘી, મોચી, સોની, લુવાર, કડીઆ, દરજી આ બધાને પણ શૂદ્રમા ગણ્યા લાગે છે [4]

**બ્રાહ્મણ સાથમા પરસ્પર બેટી વ્યવહાર અને બેટી વ્યવહારની છુટ.**

ક્ષત્રિય વર્ણનો તથા બ્રાહ્મણ વર્ણનો આખા દેશમા એક જ સમુદાય એ વખતે હતો એમ જણાય છે ક્ષત્રિયો મૌર્ય, ગુપ્ત, મૈત્રક, મૌખરિ વગેરે વશ નામોથી પ્રસિદ્ધ હતા અને બ્રાહ્મણો અમુક ગામના, અમુક ગોત્રના તથા અમુક વેદ ભણનાર એ રીતે ઓળખાતા.

---

૧ જુઓ વોટર્સ ગ્ર ૨

૨ આચારાધ્યાય શ્લો ૧૨૯

૩ ખેતી વૈશ્યનો ધધો ખરો પણ શૂદ્રોએ ખેતી કરવા, પરિણામે પાછળથી કેટલાક પ્રદેશમા ખેતી શૂદ્રનોજ ધધો ઠરી ગયો '

૪ યા સ્મૃતિ આચારાધ્યાય શ્લો ૧૬૧ થી ૧૬૬ મનુ તો ધોબીને પણ ચમાર સાથે અન્ત્યજ ગણે છે

પણ રોટી વ્યવહાર તથા બેટી વ્યવહાર કોઈ પણ પ્રદેશના બ્રાહ્મણનો બીજા પ્રદેશના બ્રાહ્મણ સાથે થઈ શકતો અને બ્રાહ્મણમાં જે વ્યવહારની છુટ હોય તેમાં ક્ષત્રિયને તો શેનો જ બાધ હોય? પાછળથી પણ ક્ષત્રિયોએ તો લગ્ન વ્યવહારની ઘણી છુટ રાખી છે.

મનુ યાજ્ઞવલ્કય બ્રાહ્મણને પણ શ્રાદ્ધમાં તથા દેવ અને પિતૃઅર્થે તૈયાર કરેલા માંસ ભક્ષણની છુટ આપે છે. જો કે એ જ સ્મૃતિકારો ડુંગળી, બીલાડીનો ટોપ, લસણ વગેરે ખાવાની ના પાડે છે.[1] છતાં ધીમેધીમે અહિંસા તરફ તથા માંસના ત્યાગ તરફ વલણ વધતું જતું યાજ્ઞવલ્કયના જ શબ્દોમાં દેખાય છે.[2] એ જોતાં વલભી સમયમાં બ્રાહ્મણ વૈશ્યના ખોરાકમાંથી માંસ લગભગ નીકળી ગયું હોવાનો સંભવ છે.

## અનુલોમ વિવાહની છુટ

લગ્નવ્યવહારની બાબતમાં દરેક વર્ણ માટે પોતાના વર્ણની સ્ત્રી પ્રશસ્ત ગણી છે. જેની ઈચ્છા હોય તે પોતાથી ઉતરતા વર્ણની કન્યા સાથે પણ લગ્ન કરી શકે છે, એમ મનુ કહે છે. મતલબ કે શૂદ્ર જાતિનો પુરુષ શૂદ્ર જાતિની કન્યા સાથે લગ્ન કરી શકે, વૈશ્ય પુરુષ વૈશ્ય જાતિની તથા શૂદ્ર જાતિની કન્યા સાથે, ક્ષત્રિય ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ત્રણેયની કન્યા સાથે અને બ્રાહ્મણ ચારેય વર્ણની કન્યા સાથે પરણી શકે.[3] આ રીતે અનુલોમ વિવાહની મનુ છુટ આપે છે; પણ બ્રાહ્મણ પુરુષને ક્ષત્રિય કન્યાથી, કે ક્ષત્રિયને વૈશ્ય કન્યાથી એ રીતે તરતના નીચલા વર્ણની કન્યાથી ઉત્પન્ન પ્રજાને પુરૂષનાજ વર્ણનીપણ કાંઇક હલકી ગણવી એમ કહે છે. પણ યાજ્ઞવલકય તેથી જુદા પડીને આવી પ્રજાને પુરૂષના વર્ણની ગણવાની ના પાડે છે.[4] પછી બ્રાહ્મણ પુરુષથી વૈશ્ય કન્યામાં ઉત્પન્ન થયેલી પ્રજા તે અંબષ્ટ

---

૧ યાજ્ઞવલ્કય સ્મૃતિ આચારાધ્યાય શ્લો. ૧૭૯ તથા ૧૭૬.

૨ એજ શ્લો. ૧૮૦, ૧૮૧

૩ મનુ અ. ૩ શ્લો–૧૨, ૧૩

૪ મનુ અ–૧૦ શ્લો–૬, યાજ્ઞવલ્કય આ. શ્લો. ૯૧

અને શૂદ્ર કન્યામા ઉત્પન્ન થયેલી પ્રજા તે પારશવ એમ મનુ ભેદ પાડે છે

ત્યારે પાછળના શખ વગેરે બ્રાહ્મણથી ક્ષત્રિય કન્યામા થયેલ પ્રજા તે ક્ષત્રિય, અને ક્ષત્રિયથી વૈશ્યમા થયેલ તે વૈશ્ય એમ કહે છે[1] આ અનુલોમ વિવાહની વાત થઇ

પ્રતિલોમ વિવાહની પ્રજા અને અન્ત્યજો

પ્રતિલોમ વિવાહથી ઉત્પન્ન થયેલ પ્રજાને ક્ષત્તા, વૈદેહક આવૃત્ત, આભીર, આયોગવ, ચડાલ વગેરે નામો મનુ આપે છે. અને તેને અન્ત્યજ કે અન્ત્યજ જેવી ગણે છે આ બાબતમા વધારે ચર્ચાને માટે અહીં સ્થાન નથી[2] છતા આવા પ્રતિલોમ લગ્ન પણ થતા હશે એમ લાગે છે અને મનુ એક શ્લોકમા બ્રાહ્મણને શૂદ્ર સ્રી પરણવાની છુટ આપ્યા પછી નીચેના શ્લોકમા બ્રાહ્મણ ક્ષત્રિયને શૂદ્ર કન્યા પરણવાની ના પાડે છે તથા યાજ્ઞવલ્ક્ય તો પ્હેલેથી જ ચોક્ખી ના પાડે છે એ તો કહે છે કે બ્રાહ્મણથી ત્રણ જ સ્રી થઈ શકે, ક્ષત્રિયથી બે અને વૈશ્ય તથા શૂદ્રથી એક એક જ[3] છતા વલભીકાળમા નાગર વિદ્વાન બ્રાહ્મણોના વર્ગમા પરણેલી શૂદ્ર સ્રી હોવી એ નિન્દિત ન ગણાતુ હોય એમ કવિ બાણ જેવો પ્રતિષ્ઠિત બ્રાહ્મણ હર્ષચરિતમા પોતાના બે પારશવ ભાઈઓનો ઉલ્લેખ કરે છે એ ઉપરથી લાગે છે[4] અને મેત્રકના ગુહિલો

---

૧ મનુ અ-૧૦ શ્લો-૮, યા સ્મૃતિ આ શ્લો-૯૧ ઉપરની મિતાક્ષરા તથા સ્મૃતીના સમુચ્ચય (આનદાશ્રમ સસ્કરણ) ઔશનસ સ્મૃતિ પૃ ૪૭ શ્લો ૨૮

૨ આ વિષયની વધારે ચર્ચા માટે જુઓ વસત વર્ષ ૩૧ અક ૭-૮મા ચાલ્ર દ્દષ્ટિએ હરિજનનો પ્રશ્ન નામનો લેખ.

૩ જુઓ મનુ અ ૩ શ્લો-૧૪ થી ૧૭ અને યા. સ્મૃતિ આચારાધ્યાય શ્લો. ૫૬, ૫૭

૪ भ्रातरौ पारशवौ चन्द्रसेनमातृषेणो । હર્ષચરિત ઉ ૧

માળવાના પરમારો, મંડોરના પ્રતિહારો વગેરે અનેક રાજવંશોના મૂળ પુરુષોને બ્રાહ્મણ પુરુષથી ક્ષત્રિય કન્યામાં ઉત્પન્ન થયેલ, કે બ્રહ્મક્ષત્ર તે તે વંશના કેટલાક લેખોમાં કહ્યા છે.[૧] બ્રાહ્મ, આર્ષ વગેરે વિવાહ પ્રકારોનું તથા લગ્નવિધિઓનું વર્ણન સ્મૃતિઓ, ગૃહ્યસૂત્રો તથા કુમારસંભવ જેવાં કાવ્યોમાં મળે છે પણ એ ઉતારવાની જરૂર નથી લાગતી.

### વસ્ત્રો અને અલંકારો

જો કે કપડાં શીવવાની કળા એ કાળમાં જાણવામાં હતી પણ મોટે ભાગે પુરૂષો અને સ્ત્રીઓ વૈભવ અનુસાર બારીક અને રંગીન પણ શીવ્યા વગરનાં સુતરનાં, ઊનનાં કે રેશમનાં વસ્ત્રો પહેરતાં.[૨].

પુરૂષો–રાજાઓ પણ સાધારણ રીતે બે વસ્ત્રો એક નીચે ધોતીયું અને બીજું ઓઢવાનું પહેરતા, માત્ર બહાર જાય ત્યારે માથે કાંઈક વીંટે.[૩] સ્ત્રીઓ મોટે ભાગે, દક્ષિણી સ્ત્રીઓ પેઠે એક વસ્ત્ર વીંટતી અને છાતી ઉપર એકકટકો બાંધતી[૪]. વસ્ત્રોમાં આવી સાદાઈ છતાં એ કાળના લોકોને અલકારોનો ભારે શોખ હતો.[૫]

### વિધવા વિવાહની બન્ધી અને સતીનો રિવાજ.

ઉચ્ચા ગણાતા વર્ણમાં વિધવા વિવાહનો રિવાજ ન હતો અને સતી થવાનો રિવાજ હતો એમાં સંશય નથી.[૬] ગુલામો–દાસો રાખવાનો પણ રિવાજ હતો[૭] વેશ્યાઓ પણ હતી; એટલું જ નહિ પણ તેઓ ખાસ કલાઓ

૧ જુઓ મેવાડના ગુહિલો પૃ. ૮૭ થી ૯૩

૨ જુઓ હર્ષચરિત ઉ. ૪

૩ જુઓ ચરક સૂત્ર. અ. ૮

૪ જુઓ શાકુતલ તથા અજન્તાનાં ચિત્રો.

૫ જુઓ હર્ષચરિત ઉ. ૪. તથા વોટર્સયુવાન ચુઆંગ ગ્રં. ૨ પૃ. ૫૯ અને મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ. ૧૩૩

૬ જુઓ યા–સ્મૃ. આચારાધ્યાય શ્લો. ૮૬ ની ટીકામાં ઉતારેલાં વચનો.

૭ એજ શ્લો. ૧૬૬

જાણનાર ગણાતી[1] અને રાજાની આસપાસ આવી સ્ત્રીઓ રહેતી, એમ મનુના તથા બાણના શબ્દોથી જણાય છે[2]

### પ્રજામા કેળવણી

' બ્રાહ્મણો અને બૌદ્ધ સાધુઓમા વિશેષ પણ ક્ષત્રિયોમાયે ઠીક ઠીક લખવા વાચવાની કેળવણી હતી, એમ જણાય છે કેટલાક રાજાઓએ તો કાવ્ય નાટક રચવાની પણ પ્રવૃત્તિ કરી છે રાજા હર્ષની સસ્કૃત કૃતિઓ પ્રસિદ્ધ છે સગીત વગેરે કળાઓ પણ રાજાઓ શીખતા હશે એમ કવિરાજની પદવી ધારણ કરનાર સમુદ્રગુપ્તના અલાહાબાદના સ્તભ લેખથી તથા તેના સીક્કાઓથી જણાય છે સ્ત્રીઓમા પણ કેળવણી થોડી ઘણી હશે જ, રાજાઓની તથા સામન્તોની દીકરીઓ નૃત્યસગીત વગેરે કલાઓનો ખાસ અભ્યાસ કરતી એમ સસ્કૃત સાહિત્ય ઉપરથી લાગે છે[3]

### ધાર્મિક સ્થિતિ

વલભી લેખો ત્રણ ચાર અપવાદોને બાદ કરતા બ્રાહ્મણોને અપાયેલા દાનોના લેખો છે આ દાનો બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિ એ પાચ મહાયજ્ઞોના અનુષ્ઠાન માટે અપાયેલા છે, એનો અર્થ એટલો જ થાય કે આ બ્રાહ્મણો જ્યાસુધી આ પચમહાયજ્ઞોના અનુષ્ઠાનરૂપ પોતાનુ બ્રહ્મકર્મ કર્યા કરે ત્યાસુધી એમનુ પોષણ આ દાનોમાથી થયા કરે, પણ આ લેખોમા ગણાવેલા પચમહાયજ્ઞમા સ્મૃત્યુક્ત ઋષિયજ્ઞ કે બ્રહ્મયજ્ઞનો ઉલ્લેખ નથી અને 'ચરૂ'નો છે, એ

---

૧ જુઓ કામસૂત્ર ૧–૩–૧૨

૨ મનુ અ–૭ શ્લો ૨૨૪ અને હર્ષચરિત ૩–૨ *आसन्नवारविलासिनी प्रतियातनाभि प्रणम्यमानम्*

૩ કામસૂત્ર ૧–૩–૧૨ માલવિકાગ્નિમિત્ર અને તેની મનનિકા તથા હર્ષચરિત ઉ ૪મા રાજ્યશ્રીનુ વર્ણન–*राज्यश्रीरपि नृत्यगीतादिषु विदग्धासु कलासूपचीयमानपरिचया यौवनमारुरोह ।*

જરા વિચિત્ર છે.[1] આ સાદા પંચમહાયજ્ઞો શિવાયના વૈદિક સમયના મોટા યજ્ઞોનો પ્રચાર લગભગ બંધ થઈ ગયો હતો. શુંગરાજા પુષ્પમિત્ર, સમુદ્રગુપ્ત વગેરેએ અશ્વમેધ યજ્ઞ કર્યાના ઉલ્લેખો મળે છે,[2] પણ પછી સમુદ્રગુપ્તથી જ ચાલેલો બ્રાહ્મણોને ગાયો અને સુવર્ણના દાનનો[3] તથા જમીનનાં દાનનો પ્રવાહ જ જોરથી ચાલ્યો છે.

### પૂર્ત ધર્મનો અને શૈવ, વૈષ્ણવ, સૌર (સૂર્યભક્તિ) અને બૌદ્ધ ધર્મનો પ્રચાર

મતલબ કે વૈદિક યજ્ઞ ધર્મનો પ્રચાર નીકળી જઈને મહાભારત તથા પુરાણોમાં કહેલો પૂર્ત ધર્મ[4] તથા શિવ વિષ્ણુ વગેરે દેવોની ભક્તિનો ધર્મ જ આકાળમાં પ્રચલિત હોય એમ જણાય છે.

હર્ષચરિત (ઉ. ૮)માં દિવાકરમિત્ર નામના ભિક્ષુ પાસે શ્વેતાંબરો, આર્હતો, મસ્કરિ સાધુઓ, ભાગવત (વૈષ્ણવ) સાધુઓ, કપિલ મતના, જૈન, વેદાંતી સન્યાસીઓ, ધર્મશાસ્ત્ર જાણનારા, પૌરાણિકો, શૈવો લોકાયતિકો વગેરે અનેક ધર્મમાર્ગોના અનુયાયીઓ બેઠા હોવાનું બાણે વર્ણન કર્યું છે, અને એટલા જ ઉપરથી એ વખતે આ દેશમાં અનેક ધર્મમાર્ગો તે તે માર્ગના ભિક્ષુઓ અને ગૃહસ્થો સાથે પ્રચલિત હોય એમ જણાય છે. વલભી રાજાઓ મોટે ભાગે શૈવ ધર્મના અનુયાયી હોઈને પોતાને માહેશ્વર કહેવરાવે છે, પણ એ જ વંશનો મહારાજ ધ્રુવસેન પરમ ભાગવત (વૈષ્ણવ) છે અને તેનો જ નાનો ભાઈ ધરપટ્ટ પરમ આદિત્ય ભક્ત છે.[5] એ જ રીતે હર્ષના દાનપત્રમાં મહારાજા

---

૧ મનુ અ ૪ શ્લો. ૨૧

૨ જુઓ માલવિકાગ્નિ મિત્ર, અને સમુદ્રગુપ્તના અશ્વમેધના ઘોડાવાળા સીક્કાઓ, તથા તેના અનુયાયીઓના લેખો.

૩ જુઓ સમુદ્રગુપ્તનો અલાહાબાદનો લેખ. કૉ. ઇન્સ્ક્રી. ઇન્ડી. ગ્ર. ૩ નં. ૧

૪ वापीकूपतडागादि देवतायतनानि च ।
अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥

૫ જુઓ ગુ. ઐ. લેખો નં. ૩૯

રાજ્યવર્ધનને આદિત્ય ભક્ત, તેના પુત્ર આદિત્ય વર્ધનને પણ આદિત્ય ભક્ત, પૌત્ર પ્રભાકર વર્ધનને પણ આદિત્ય ભક્ત પણ તેના પુત્ર રાજ્યવર્ધનને પરમ સૌગત (બૌદ્ધ) અને શ્રી હર્ષને પોતાને પરમ માહેશ્વર કહેલ છે[૧] આવા બીજા પણ અનેક દાખલાઓ છે અને એથી ધર્મપાલન માટે લોકોમા કેવી છુટ હતી એ દેખાય છે, વળી હર્ષવર્ધન જાતે માહેશ્વર હોવા છતા બૌદ્ધ ધર્મ તરફ પોતે બૌદ્ધ હોય એવુ વર્તન રાખતા એ યુવાન ચુઆગના ગ્રન્થો કહે છે મતલબ કે રાજાઓ સર્વધર્મને પોષણ આપવાનુ પોતાનુ કર્તવ્ય માનતા એ જ રીતે વલભી વશના પરમ માહેશ્વર રાજા ધરસેને પુષ્પ, ગધ, ધૂપ, દીપ, તૈલાદિ ક્રિયાઓ બરાબર ચાલે અને દેશ દેશાતરથી આવતા ભિક્ષુઓને ચીવર (વસ્ત્ર) અન્ન, ઔષધ વગેરે મળે તથા વિહારમા કાઈ નુકશાન થાય તો સમાર કામ થઈ શકે એ માટે બપ્પપાદીય વિહારને દાન આપ્યુ છે[૨]

## મઠો અને મદિરો

એ કાળમા આ દેશમાં અનેક બૌદ્ધ મઠો તથા અનેક વૈષ્ણવ તથા શૈવમન્દિરો હોવાનું યુવાનચુઆગ કહે છે રત્નજડિત અલકારો ધારણ કરેલ સુવર્ણની મૂર્તિવાળુ સૂર્યનુ ભવ્યમન્દિર મુલતાનમા હોવાનુ વર્ણન તેણે કર્યું છે[૩] અને કાશીના શિવમન્દિર માટે એ કહે છે કે આ મદિરમા દરરોજ દશહજાર શિવભક્તો દર્શન માટે આવે છે. એ મદિરમા સત્તરહાથ ઉચી પુરૂષાકાર શિવમૂર્તિ છે વલભી માટે એ જ ગ્રન્થકાર કહે છે કે વલભીદેશમા સેકડો સઘારામો છે, જેમા છહજાર બૌદ્ધ સાધુઓ રહે છે, ઘણાખરા હીનયાન મતના છે, વળી સેકડો મદિરો દેવોના પણ છે સુરાષ્ટ્ર માટે એજ મુસાફર કહે છે કે ત્યા દશ સઘારામ અને ૧૦૦ મદિરો છે[૪] આ રીતે એ કાળે

---

૧ પ્રાચીન લેખમાળા ભા ૨ લેખ ન ૯૦

૨ ગુ ઐ લેખો ન ૮૫

૩ વોટર્સ યુવાન ચુઆન ગ્ર ૨ પૃ ૨૫૪

૪ એજ

ગુજરાત કાઠીઆવાડમાં શિવ, વિષ્ણુ અને સૂર્યનાં અનેક મંદિરો હોવાં જોઈએ, જો કે વલભી દાનપત્રોમાંથી એક જ એવું મળ્યું છે કે જેમાં મહાદેવનાં પૂજા ધૂપ, ગંધ વગેરે માટે શીલાદિત્ય પ્હેલાએ ઈ. સ. ૬૦૬માં દાન આપ્યાની વાત છે.[૧]

### એ કાળનાં બાંધકામની સ્થિતિ

પણ એ કાળે ગામડાનાં ઘરો માટીનાં અને શહેરનાં ઘરો તથા મંદિરો વગેરે ઈંટો તથા લાકડાનાં બનેલાં હોવાથી એ કાળનુ કોઈ મંદિર બચ્યું નથી. ગુજરાત બ્હાર એ વખતે ગુફામંદિરો તથા પથ્થરનાં મંદિરો બંધાવાં શરૂ થઈ ગયેલાં પણ ગુજરાતમાં તો છેક સિદ્ધરાજના વખત સુધી લાકડાંનાં મંદિરો હોય એમ પ્રબંધચિંતામણિ ઉપરથી જણાય છે.[૨]

### વિદ્યા કળાઓને રાજ્ય તથા સમાજનું ઉત્તેજન

આ બૌદ્ધ મઠોમાં તથા વૈષ્ણવ શૈવમંદિરો વગેરેમાં તથા તેની બ્હાર પણ ધાર્મિક તથા લૌકિક અનેક વિદ્યાઓનું ભારે ખેડાણ એ કાળે થતું હતું. વળી વિહારો અને મંદિરો બંધાવવાની પ્રવૃત્તિએ ચિત્રકળા, શિલ્પકળા અને સ્થાપત્ય કળાને અપૂર્વ ઉત્તેજન આપ્યું હતું. અજન્તા, એલીફન્ટા, અને એલોરા આ કાળનાં છે. અહીં ખેડાતી વિદ્યાઓ આ દેશના ગુરૂઓ પાસે ભણવા ચીનથી અનેક મુસાફરો આ દેશમાં આવતા હતા. યુવાન ચુઆંગનો દાખલો અદ્ભુત છે. વળી આ દેશના ધર્મપ્રચારની ઉગ્ર વાસનાવાળા સાધુઓ ધર્મ પ્રચાર માટે એક તરફથી મધ્ય એશીઆમાં અને ચીનમાં તો બીજી તરફથી, જાવા, કેમ્બોડીઆ વગેરે દક્ષિણના દ્વીપોમાં પણ જતા હતા.

બૌદ્ધ, જૈન, શૈવ, વૈષ્ણવ વગેરે ધાર્મિક પંથોમાંથી કોઈ પણ એક પંથના અનુયાયી હોવા છતાં લોકો અને રાજાઓ પણ વાવ, કુવા, તળાવ વગેરે ખોદાવવાનો, અન્નસત્રો તથા ધર્મશાળાઓ

૧ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૫૭

૨ પ્ર. ચિં. ગુ. ભાષાંતર પૃ. ૧૮૩

બધાવવાનો અને પશુઓ માટે તથા માણસો માટે કોઈક જાતની ઈસ્પીતાલો બધાવવાનો લોકહિતકારક ધર્મ-જેને સ્મૃતિઓ પૂર્ત કહે છે તેને ભૂલતા નહોતા[1]

રાજકીય, સામાજીક, આર્થિક તથા ધાર્મિક સ્થિતિની વધારે વિસ્તારવાળી કે વધારે વિગતવાર ચર્ચા તે તે વિષયના ખાસ ગ્રંથોમા જ શોભે[2] પણ આટલાથી એ વખતની સ્થિતિનો સામાન્ય ખ્યાલ જરૂર આવશે ટુંકામા ગુપ્તકાળમા વિદ્યા, કળા, સમૃદ્ધિ વગેરે બાબતમા ઉન્નતિનો સૂર્ય મધ્યાન્હે પોચી ગયો હતો શ્રી હર્ષના કાળમા એ સૂર્ય પશ્ચિમ તરફ ઉતરવા માડયો હતો પણ હજી બહુ નીચે નહોતો ગયો કેટલીક બાબતમા અધોગતિ શરૂ થઇ ચુકી હતી દા ત સસ્કૃત કાવ્ય નાટકની ઉત્તમોત્તમ રચનાનો કાળ ચાલ્યો ગયો હતો, એમા કૃત્રિમતા આવી ગઈ હતી વૈદ્યવિદ્યાની ઉન્નતિનો મધ્યાહ્ન પૂરો થયે તો ઘણો કાળ થઈ ગયો હતો પણ ગણિત વિદ્યા, ન્યાયશાસ્ત્ર, વગેરેનુ ખેડાણ આ કાળમાજ ઘણુ સારૂ થતુ હતુ સમર્થ તત્ત્વજ્ઞાની શકરાચાર્ય એ સમયની આખરમા જન્મ્યા છે ચિત્રના તથા શિલ્પના ઉત્તમ નમુનાઓ ઈ સ સાતમા શતકના મળે છે, મતલબ કે હજી આ દેશનીસસ્કૃતિની તેજસ્વી ભભક દેશની બ્હાર દૂર દૂર સુધી ફેલાતી હતી પણ તેની ગતિ નીચે ઉતરવા તરફ શરૂ થઈ ચુકી હતી

---

૧ જુઓ વીન્સેન્ટ સ્મિથની અર્લીહિસ્ટરી ઓફ ઇન્ડીઆ આ ૩ પૃ ૨૮૫, ૨૯૭ તથા ૩૪૪

૨ મારા વૈષ્ણવધર્મ તથા શૈવધર્મના ઇતિહાસોમા એ કાળમા વૈષ્ણવધર્મનુ અને શૈવધર્મનુ કેવુ સ્વરૂપ પ્રચલિત હતુ તેનુ નિરૂપણ મળશે અને અઘોરી પધ્ધતિની ચ ડિકા પૂજનો કાઈક ખ્યાલ કાદબરી તથા હર્ષચરિત ઉપરથી આવશે વળી ભિક્ષુઓમા જેમ ચારિત્ર્યશાળી અને વિદ્વાનો હતા તેમ ચારિત્ર્યહીન અને મૂર્ખાઓ પણ હતા. જુઓ હર્ષચરિત (૫-૬)મા પારાશરીનુ વર્ણન -

પાસેના દેશો હોવા જોઈએ એમ સિદ્ધ થાય છે હવે સુરાષ્ટ્ર કે સોરઠ (પ્રાકૃતમા સુરટ્ઠ) નામ ગિરનારની આસપાસના તથા ત્યાથી દરીઆકાઠા સુધીના પ્રદેશ માટે કેટલીકવાર, ત્યારે આખા કાઠીઆવાડ માટે પણ કેટલીકવાર વપરાયેલ છે ઉપરના લેખમા સુરાષ્ટ્ર અને આનર્ત બે જ નામો છે,[૧] ત્યારે યુવાનચુવાગ વલભીથી મોરને ભિન્ન ગણે છે[૨] મતલબ કે ગિરનારના લેખમા કાઠીઆવાડ આખાને સુરાષ્ટ્ર અને વડનગરની આસપાસના પ્રદેશને આનર્ત કહેલ છે, વળી આનર્તમા હાલના અમદાવાદની આસપાસના પ્રદેશનો કે સાબરમતી કાઠાનો સમાવેશ ત્યારે નહોતો થતો એમ શ્વભ્રનો જુદો ઉલ્લેખ એ લખમા છે એ ઉપરથી લાગે છે આ લેખમા લાટનો ઉલ્લેખ નથી પણ તેને બદલે અપરાન્ત છે અને અપરાન્ત એટલે મહીથી આરંભી છેક ગોઆ સુધીનો પશ્ચિમ કાઠો એમ પ ભગવાનલાલ ઇન્દ્રજીનો મત છે[૩]

લાટ—લાટ નામ ઇ સ ૧૫૦ પછી પ્રચારમા આવ્યુ હોવુ જોઈએ કારણ કે ઉપર કહેલા ગિરનારના લેખમા અપરાન્ત છે અને લાટ નથી વળી મહાભારત વગેરે પ્રાચીન સસ્કૃત ગ્રન્થોમા પણ લાટ નામ મળતુ નથી લાટનો જૂનામા જૂનો ઉલ્લેખ વાત્સ્યાયનના કામસૂત્રનો છે[૪] અને એ ગ્રન્થ વિદ્વાનોને બહુ મતે ઇ સ ત્રીજા શતકનો ગણાય છે[૫] આથી જૂનો ઉલ્લેખ તો એક જ મળે છે અને તે ટોલેમી (ઇ સ ૧૫૦)એ કરેલો 'લારિક' (Larike)નો ઉલ્લેખ સસ્કૃત લાટ કે લાટક જેવા શબ્દનુ આ પરદેશી ઉચ્ચારણ જણાય છે[૬] પણ ઇ સ છઠ્ઠા શતકમા વરાહમિહિર લાટ દેશનો ઉલ્લેખ

૧ જુઓ ગિરનારનો શિલાલેખ ગુ ઐ લેખો ન ૧

૨ વોટર્સનુ યુવાન ચુઆગ ગ્ર ૨ પૃ ૨૫૦

૩ જુઓ મુબઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ પૃ ૩૬ ટિ ૮

૪ કા. સૂ ૨-૫-૨૬ આમા અપરાન્ત અને લાટ બેયનો એક વાક્યમા ઉલ્લેખ છે

૫ જુઓ સ્ટડીઝ ઇન ધ કામસૂત્ર (૧૯૨૮)

૬ જુઓ મુબઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ પૃ. ૭ તથા ટિ. ૧

ઉત્તર ગુજરાત પણ લાટ દેશના નામથી ઓળખાતો પણ લાટમા રહીને ગુજરાત ઉપર રાજ્ય કરનાર રાજાઓએ પોતાની સત્તા નીચેના આખા પ્રદેશને આપેલુ એ નામ છે એ નામ એ સમયની આગળ પાછળ એ પ્રદેશ માટે નથી વપરાયુ સામાન્ય રીતે મહીથી નર્મદા કે બહુ તો તાપી સુધીના પ્રદેશનુ નામ લાટ, પ્રાચીનતર અપરાન્તનો તે એક ભાગ

અપરાન્ત પુરાણોમા અને મહાભારતમા[1] પણ પશ્ચિમના આ દરીઆકાઠાને અપરાન્ત નામ આપ્યુ છે ઉત્કીર્ણ લેખોમા પણ રૂદ્રદામાના ઉપર કહેલા લેખ પ્હેલા ઇ સ પૂર્વે ૨૫ લગભગના નાશકની ત્રીજી ગુફામા આવેલા વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના ૧૯ મા વર્ષના લેખમા સુરઠ (સુરાષ્ટ્ર) અને અપરાન્તનો ઉલ્લેખ છે[2] અને એથી પ્હેલા મૌર્ય અશોકના શિલાલેખમા પણ અપરાન્ત છે[3] એ જોતા ઇ સ પૂર્વે ત્રીજા શતકમા પશ્ચિમ કાઠાનો ઘણુ કરી મહીથી છેક ગોઆ સુધીનો ભાગ અપરાન્ત કહેવાતો હશે એમ લાગે છે પાછળથી લાટ, ઉત્તર કોકણુ અને દક્ષિણ કોકણ એ રીતે એના ત્રણ ભાગ પ્રસિદ્ધ થયા છે

સુરાષ્ટ્ર—મૂળ સુનનો દેશ, પછી સૌરાષ્ટ્ર જેવુ સસ્કૃતરૂપ થયુ એમ ગેઝીટીઅરમા લખ્યુ છે[4] પણ નાશકની ત્રીજી ગુફામાના વાશિષ્ઠી

---

૧ વિષ્ણુપુરાણ અ ૨ અ ૩ શ્લો ૧૬, મ આદિપર્વ અ ૨૧૮ તથા મ ભીષ્મપર્વ અને મત્સ્ય પુ અ ૧૧૩ શ્લો ૫૧, વાયુ પુ- અ ૪૫ શ્લો ૧૨૮

૨ જુઓ આ સ. વે ઈ ૨ ૪મા મૂળ લેખો અને મુ. ગે ગ્ર ૧૬ મા પ ભગવાનલાલ ઈન્દ્રજીનુ નાશકના લેખો સબધી લખાણ, ઉપર કહેલા લેખના સમય માટે જુઓ જ બી અને ઓ રી સો ગ્ર ૧૬ પૃ ૨૭૯

૩ હુલ્ત્ઝનુ ઇન્સ્ક્રીપ્સન્સ ઓફ અશોક ૧૯૨૫ ફૉકસીમીલ ૧૩

૪ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૬

પુત્ર પુલુમાયીના લગભગ ઈ. સ. પૂર્વે ૨૫ ના શિલાલેખમાં **સુરઠ** નામ મળે છે.[1] એ જોતાં **સુરાષ્ટ્ર** એ **સુરઠનું** જ સંસ્કૃત રૂપ છે એમ માનવું એ વધારે યોગ્ય લાગે છે. અને **મહારાષ્ટ્ર** નામ **મહારાઠ** અથવા **મહારાઠ્ઠી** કેઠી ઉપરથી નીકળ્યું છે, અને પ્હેલાં રટ્ટ–રઠ્ઠ અને પછી **મહારાઠ**–એ જાતિ વાચક નામ ઉપરથી **મહારાષ્ટ્ર નામ પડ્યું** છે એવો ડા. રા. ગો. ભાંડારકરનો મત[2] યથાર્થ હોય તો રઠ્ઠ જાતિને મહાને બદલે સુ લાગી **સુરઠ** થયું હોવું જોઈએ. પણ ડા. ભાંડારકરને આ વિચારણા વડે મરાઠા લોકો, રાષ્ટ્રકૂટ વંશ અને મહારાષ્ટ્ર દેશ બધાનો ખુલાસો મળી શક્યો છે. **સુરઠમાં** એ સ્થિતિ નથી અને સુરઠ જેવી કોઈ જાતિ વિષે જૂનો ઉલ્લેખ પણ મળ્યો નથી. શ્રી કાશીપ્રસાદ જયસ્વાલ તો કહે છે કે ગુજરાતના આભીરો એજ અશોકના લેખના રાષ્ટ્રીકો અને મહાભારતના યાદવો; એ સાચું હોય તો યાદવો સુરાષ્ટ્રમાં વસ્યા તે પછી તેના રાષ્ટ્રીક નામ ઉપરથીજ એ દેશ સુરાષ્ટ્ર કહેવાયો હોય એમ પણ સંભવે.[3]

**સુરાષ્ટ્રનો** ઉલ્લેખ મહાભારત ( ૨–૩૧–૧૧૬૬ વગેરે )માં, કૌટીલ્યના અર્થશાસ્ત્ર ( અ. ૧૧ )માં બૌધાયન ધર્મશાસ્ત્ર ( ૧–૨–૧૩ ) માં, પાતંજલ મહાભાષ્યમાં અને પાણિનીય શિક્ષા[4] માં મળે છે. રૂદ્રદામા ( ઇ. સ. ૧૫૦ ) ના ગિરનારના લેખમાં અને **સુરઠ રૂપે** નાશકના વાસિષ્ઠી પુત્ર પુલુમાયીના લેખમાં સુરાષ્ટ્રનો ઉલ્લેખ મળે છે, એ ઉપર નોંધ્યુંજ છે. પછી તો સ્કંદગુપ્તના ( ઇ. સ. ૪૫૬ )ના

---

૧ જુઓ ઉપર પૃ. ૪૧ ટિ. ૨

૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ સ. ૧૯૬૪ પૃ. ૨૦–૨૧

૩ જુઓ ઇ. એ. ૧૯૩૩ જુલાઇ અંક પૃ. ૧૨૯

૪ यथा सौराष्ट्रिका नारी तर्क्रं इत्यभिभाषते ( જુઓ વસંત વર્ષ ૩૧ અંક ૧૨ પૃ. ૩૦૯ )

ગિરનારના લેખમા અને વલભી વંશના અનેક તામ્રપત્રોમા[1] સુરાષ્ટ્રનો ઉલ્લેખ મળે છે

સુરાષ્ટ્રનો જૂનામા જૂનો પરદેશીએ કરેલો ઉલ્લેખ સ્ટ્રેબો (ઈ સ પૂર્વે ૫૦ થી ઈ સ ૨૦) નો સરાસ્ટસ (Saraostus) અને પછીનો પ્લીની (ઈ સ ૭૭) નો ઓરેટુરા (Oratura) છે ઇજીપ્તનો ભૂગોળશાસ્ત્રી ટૉલેમી (ઈ સ ૧૫૦) અને યુનાની ગ્રંથકર્તા પેરીપ્લસ (ઈ સ ૮૦) સુરાસ્ટ્રેને (Surastrene) કહે છે[2] ચીનાઈ મુસાફર યુઆનચુઆંગ (ઈ સ ૬૩૦ થી ૬૪૫) વલભી અને સુરાષ્ટ્રનું જુદા જુદા રાજ્ય તરીકે વર્ણન કરે છે[3] આમાનુ વલભી તે હાલનો ગોહીલવાડ–જિનપ્રભસૂરિ અને મેરૂતુંગનો વાલાક દેશ[4] અને સુરાષ્ટ્ર તે હાલનો સોરઠ પ્રાંત એમજ માનવુ યોગ્ય છે કાઠીઆવાડનો બાકીનો ભાગ આ બે રાજ્યોમા વહેંચાયો હશે, પણ કેવી રીતે તે આપણે જાણતા નથી અલબત્ત વલભી સમય દરમીઆન મોટે ભાગે સુરાષ્ટ્ર વલભીને તાબે હોવાનો સંભવ છે[5] અને વલભી તામ્રપત્રોમા તો ગોહીલવાડના ગામોને પણ સુરાષ્ટ્ર દેશમા આવેલા કહ્યા છે

આનર્ત—રુદ્રદામાના ગિરનારના લેખમા આનર્ત અને સુરાષ્ટ્ર એ દેશનામો પાસે પાસે મળે છે, એ બેય દેશોને એકજ અધિકારીને તાબે વર્ણવ્યા છે તથા વલભી દાનપત્રોના તો વડનગરના આનન્દ અને આનર્તપુર બેય નામો મળે છે[6] એ જોતા

1 જુઓ ગુ ઐ લેખો ન. ૧૫ તથા ન ૬૩

૨ જુઓ મુ ગે સ ૧ ભા. ૧ પૃ ૬–૭ પ્લીની વગેરેની તારીખો માટે વીન્સેન્ટ સ્મિથની અર્લીહીસ્ટરી ઓફ ઇન્ડીઆ-ના ગ્રંથકર્તાનો આધાર લીધો છે

૩ જુઓ રિ ૨.

૪ જુઓ મુ ગે સ ૧ ભા ૧ પૃ ૭ ટિ. ૨ અને વિવિધ તીર્થ કલ્પમા શત્રુંજય કલ્પ તથા પ્ર. ચિ નવીન સરકરણ પૃ ૧૧૫

૫ મુ ગે સ ૧ ભા ૧ પૃ ૯૩

૬ વલભી સ ૩૩૦ અને ૩૩૭ (ઇ સ. ૬૪૯ અને ૬૫૬) ના દાનપત્રો ગુ ઐ લેખો ન ૭૨ તથા ન ૭૬

ઉત્તર ગુજરાતનો વડનગરની આસપાસનો પ્રદેશ ઇ. સ. ના બીજા શતકમાં **આનર્ત** કહેવાતો હતો એમ જણાય છે. પણ કેટલાંક પુરાણોમાં અને મહાભારતમાં પણ કુશસ્થલી જેની રાજધાની હતી તે દેશનું નામ **આનર્ત** કહ્યું છે.[1] મહાભારતમાં અને પુરાણોમાં જ અન્યત્ર દ્વારકા અને પ્રભાસ બેયને **સુરાષ્ટ્ર**માં ગણ્યાં છે અને સુરાષ્ટ્ર અને આનર્ત બેયનો એક સાથે ઉલ્લેખ કર્યો છે[2] એ બધા ઉપરથી રૂદ્રદામાના લેખથી જુના કાળમાં સુરાષ્ટ્ર અને મધ્ય તથા ઉત્તર ગુજરાત બેયને સાથે લઇને એ સમગ્ર દેશ માટે **આનર્ત** નામ વપરાતું હશે એમ લાગે છે.[3]

ઉપરના વિવેચનથી ઈ. સ.ના આરંભની આસપાસમાં **સુરાષ્ટ્ર**, **આનર્ત** અને **અપરાન્ત** એ ત્રણ નામથી હાલના ગુજરાતના જુદા જુદા ભાગો ઓળખાતા હતા એમ નિશ્ચય થાય છે. (૧) **અપરાન્ત** તે મહીથી દક્ષિણનો કાંઠાનો પ્રદેશ (૨) **સુરાષ્ટ્ર** તે હાલનું કાઠીઆવાડ (૩) અને **આનર્ત** તે કાઠીઆવાડને સાથે લઇને મધ્ય તથા ઉત્તર ગુજરાતનો આખો પ્રદેશ પણ ખરો અને કેવળ ઉત્તર ગુજરાતનો ભાગ પણ ખરો. પુરાણોમાં **આનર્ત** નામ શિથિલ રીતે વપરાયું છે. પછી ઈ. સ. બીજા શતકમાં આનર્તનો જ સાબરમતી કાંઠાનો પ્રદેશ **શ્વભ્ર** કહેવાવા લાગ્યો અને વડનગરની આસપાસનો પ્રદેશ આનર્ત દેશ. પછી ઈ. સ. છઠ્ઠા સાતમા શતકમાં **શ્વભ્ર**નો વપરાશ નથી દેખાતો. કાઠીઆવાડના એ કટકાનાં બે નામ મળે છે; એક **વલ્લભી** અને બીજું **સુરાષ્ટ્ર**. **અપરાન્ત**નો મહીથી તાપી સુધીનો પ્રદેશ **લાટ** કહેવાવા માંડયો છે. અને તેની દક્ષિણનો પ્રદેશ કોંકણ. મધ્ય અને ઉત્તર ગુજરાતના પણ

---

૧ વિષ્ણુ પુ. અં. ૪ અ. ૧, વાયુ પુ. અ. ૮૬ શ્લો. ૨૪.

૨ મ. ૩-૮૮-૮૩૪૬, ૮૩૪૯; મત્સ્ય પુ. અ. ૧૧૩ શ્લો. ૫૧, વાયુ પુ. અ. ૪૫ શ્લો. ૧૩૧.

૩ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૬

એ વખતે બે ભાગ યુવાનચુઆગના વર્ણન ઉપરથી લાગે છે યુવાન-ચુઆગનુ મોલાપો એ વડનગર, ભરૂચ, કચ્છ, વલભી, મહી અને માળવાની વચ્ચેનો પ્રદેશ જેના ઉપર વલભીના ધ્રુવભટ્ટના કાકા શીલાદિત્ય રાજાનુ રાજ્ય હતુ એમ એ કહે છે[1] પણ ઇ સ સાતમા શતકમા હાલના ગુજરાતનો કોઈ ભાગ ગુજરાત નહોતો કહેવાતો એ ખાસ ધ્યાનમા રાખવાનું છે

**ગુજરાત નામનુ મૂળ**—ગુજરાત શબ્દ પ્રાકૃત ગુજ્જરરટ્ટ સસ્કૃત ગુર્જરરાષ્ટ્ર ઉપરથી નીકળ્યો છે અને ગુર્જરોનો દેશ એવો તે શબ્દનો અર્થ થાય છે એમ પ ભગવાનલાલ ઇન્દ્રજીએ લખ્યુ છે[2] પણ ગુજ્જરરટ્ટ કે ગુર્જરરાષ્ટ્ર જેવો શબ્દ જૂના સાહિત્યમા કે જૂના ઉત્કીર્ણ લેખોમા વપરાયેલો જોવામા આવતો નથી મહારાષ્ટ્ર, દેવરાષ્ટ્ર, સુરાષ્ટ્ર વગેરે શબ્દોના કેવળ સામ્યથી કલ્પેલો આ શબ્દ અવાસ્તવિક લાગે છે ખરી રીતે પ્રાકૃત ગુજ્જરત્તા-સસ્કૃત ગુર્જરત્રા ઉપરથી ગુજરાત શબ્દ નીકળ્યો છે એમ આ બેય શબ્દો જૂના સાહિત્યમા તથા ઉત્કીર્ણ લેખોમા મળે છે એ ઉપરથી હાલના ઘણા ખરા વિદ્વાનો માને છે અને તેજ યથાર્થ લાગે છે[3]

### જૂનો ગુર્જરત્રા દેશ

આ ગુજ્જરત્તા (સ.) ગુર્જરત્રા કે ગૂર્જર દેશ જેવુ નામ વિ

---

૧ જુઓ વીન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીઆ આ ૩ પૃ. ૩૨૮, ૩૨૯ ટિ ૧ તથા તેણેજ વોટર્સ યુવાનચુઆન ગ્ર ૧ ર મા આપેલી Itinerary પૃ ૩૪૧ તથા હીસ્ટરીમા આપેલો હર્ષનુ રાજ્ય દેખાડતો નકશો

૨ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૨

૩ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ ૫૬, ૧૩૧, ૧૩૨ વગેરે પણ બીજાઓ મૂળ શબ્દજ ગુર્જરાત અને એ ઉપરથી ગુજ્જરત્તા તથા ગુર્જરત્રા શબ્દો થયા હોવાનો તર્ક કરે છે જુઓ ગુજરાતી લૅગ્વેજ એન્ડ લીટરેચર ગ્ર ૨ પૃ ૧૮૮ થી ૨૦૧

સં. ના નવમા દશમા શતક સુધી હાલના ગુજરાત માટે નહોતું વપરાતું એટલું જ નહિ પણ વિ. સં. ના સાતમા શતકથી તે દશમા શતક સુધી ભિલ્લ માલ અને તેની આસપાસનો ઘણું કરી હાલના જોધપુર રાજ્યના ઉત્તર જીલ્લાઓથી આરંભી મારવાડનો ભાગ ગુર્જર દેશ કહેવાતો હતો.[૧]

**હાલના ગુજરાતને ગુજરાત નામ મળવાનું કારણ**

ગુર્જરજાતિ, જેનું મૂળ ચોક્કસ કહેવું મુશ્કેલ છે, તેનું રાજ્ય ઉપરના પ્રદેશમાં થવાથી એ પ્રદેશને વિ. સ. ૬૦૦ની આસપાસમાં ગુર્જરદેશ કે ગુજ્જરત્તા નામ મળ્યું અને એ પ્રદેશના રાજાઓ પણ ગુર્જર રાજા કહેવા લાગ્યા.[૨] અને એજ કારણથી રાષ્ટ્રકૂટ લેખો જેને ગૂર્જર કહે છે તે કાન્યકુબ્જના પ્રતિહાર રાજાના સામંત તરીકે મૂળરાજનો બાપ ઉપર કહેલા ગુર્જર પ્રદેશનો રાજા હોય અને તેને પણ રાષ્ટ્રકૂટો ગુર્જર કહેતા હોવાનો સભવ છે. પરિણામે મૂળરાજે અણહિલપુર પાટણનું રાજ્ય લીધા પછી હાલના ગુજરાતને ગુર્જરદેશ કે ગુજ્જરત્તા (સં.) ગુર્જરત્રા અને છેવટ ગુજરાત નામ મળ્યું, એમ મારૂ અનુમાન છે.[૩]

---

૧ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૩૩ના ઓકટોબર–ડીસેમ્બરના અંકમાં આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું નામનો મારો લેખ તથા પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ નામનો મારો લેખ. કૌમુદી ૧૯૩૪ના જાનેવારી–માર્ચમાં.

૨ એજ.

૩ જુઓ આજ ગ્રંથમાં પ્ર. ૬૪.

# પ્રકરણ ત્રીજુ

## ચાવડા સમય

### વિ સં ૮૦૨ થી ૯૯૮

#### પાટણ સ્થપાયા પ્હેલા ચાવડા વંશનું સ્થાન

ગુજરાતની ચાલુક્ય શાખાના રાજા અવનિજનાશ્રય પુલકેશીના નવસારીના ત્રૈકૂટક સવત્ ૪૯૦ (વિ સ ૭૯૪)ના તામ્રપત્રમા, સિન્ધુ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવોટક, મોર્ય અને ગૂર્જર વગેરે રાજ્યોને દાપી નાખીને દાક્ષિણાત્ય રાજાઓને જીતવાની ઈચ્છાથી દક્ષિણાપથમા પ્રવેશ કરવા ઈચ્છતા તાજિક (મુસલમાન) લશ્કરને નવસારી પ્રદેશમા તરવારના બળથી જીત્યાનો એ ચાલુક્કિ કુલનો રાજા ગર્વ લે છે[૧] આ તાજીક-મુસલમાન લશ્કર તે ખલીફ હશામ (હી સ ૧૦૫ થી ૧૨૫-વિ સ ૭૮૦ થી ૭૯૯) ના સિન્ધના સુબા જુનૈદનુ લશ્કર હોવુ જોઈએ કારણ કે તેણે પોતાના લશ્કરની લુટારૂ ટોળીઓ આસપાસના પ્રદેશમા- મારવાડ, મલીબ (માળવા?) બરૂસ (ભરૂચ) ઉજ્જૈન, અલબૈલમાન (ભિન્નમાલ?) અને જુઝ (ગુર્જર) ઉપર મોકલ્યાનુ મુસલમાન ઈતિહાસોમા નોધાયુ છે[૨] મુસલમાન લેખકે દેશના નામો નોધવામા ગડબડ કરી છે એ સ્પષ્ટ છે, પણ અવનિ-

---

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧ લેખ નં. ૧૦૬ પણ એમા છપાયેલા ભાગમાથી પુલકેશીના પરાક્રમ વર્ણનવાળો પ્રસ્તુત કટકો જે મુ ગ. ઐ ૧ ભા. ૧ પૃ ૧૦૯મા છપાયેલો છે તે છોડી દેવાયો છે તેમાના મૂળ શબ્દો નીચે પ્રમાણે છે —

वरलतारतरवारिदारितोदितसैन्धवकच्छेल्लसौराष्ट्चावोटकमौर्य गुर्जरादि राज्य

निर्जित ताजिकानीके

૨ ઇલીઅટ ગ્ર ૧ પૃ ૪૪૦-૪૧

જનાશ્રય જે મુસલમાન લશ્કરને હરાવ્યાનો ગર્વ લે છે તે આ જુનૈદની જ કોઈ ટોળી હોવી જોઈએ, અને હી. સં. ૧૦૬ વિ. સં ૭૮૦માં એ બનાવ બન્યો હોવો જોઈએ. પણ આ લેખમાં કહેલાં ચાવોટક એટલે કે ચાવડા ( સં. ચાપોત્કટ )નું રાજ્ય અને ગૂજરનું રાજ્ય ક્યાં હતાં ? અણહિલપુર પાટણ સ્થપાયા પ્હેલાંની આ વાત છે એ ભૂલવાનું નથી અને પાટણથી જુદું સ્થળ ચાવડાઓ માટે શોધવા જતાં ત્રણ નામ યાદ આવે છે.

**ચાવડા વંશની જૂની રાજધાની તરીકે ત્રણ સ્થળનો સંભવ.**

(૧) **પંચાસર**—વનરાજના પિતા જયશિખરી ચાવડાનું રાજ્ય પંચાસરમાં હતું એમ પ્રબંધ ચિંતામણિ, રત્નમાળ વગેરેમાં જળવાઈ રહેલી દંતકથા કહે છે.[૧] (૨) બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત નામનો જ્યોતિષનો ગ્રન્થ લખનાર બ્રહ્મગુપ્ત આચાર્ય શ્રી ચાપવંશ ( ચાવડા વંશ ) ના તિલકરૂપ વ્યાઘ્ર મુખરાજા જ્યારે રાજ્ય કરતા હતા ત્યારે શક સં. ૫૫૦ ( વિ. સં. ૬૮૫ )માં પોતે ગ્રન્થ રચ્યાનું કહે છે અને બ્રહ્મગુપ્તને ભિલ્લ માલકાચાર્ય કહેલા છે માટે ભિલ્લમાલમાં ચાપવંશનું રાજ્ય હતું એમ શ્રી. ગૌ. હી. ઓઝા કહે છે.[૨] (૩) શક સ. ૮૩૬ ( વિ. સં. ૯૭૦ ) ના ચાપવંશના રાજા ધરણીવરાહના વઢવાણથી અપાયેલા દાનપત્રથી વઢવાણમાં પણ ચાપવંશનું રાજ્ય હતું એમ ઠરે છે.[૩] હવે આ ત્રણમાંથી પુલકેશીના લેખમાં કહેલા ચાવડા કયાંના સમજવા ?

---

૧ જુઓ પ્ર. ચિં. નું ગુજરાતી ભાષાંતર પૃ. ૩૧ તથા ટિ. ૫૦ અને રાસમાળા ગુ. ભા. આ. ૩ પૃ. ૨૩

૨ श्री चापवंशतिलके श्री व्याघ्रमुखे नृपे ।
पंञ्चाशत्संयुक्तैर्वर्षशतैः पञ्चभिरतीतैः ॥
ब्राह्मःस्फुट सिद्धान्तः कृतो...ब्रह्मगुप्तेन ।

જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧. પૃ. ૫૬ તથા ૧૩૧.

૩ પ્રાચીન લેખમાલા લેખ નં. ૮.

વઢવાણનુ રાજ્ય કેટલા વખતથી ચાલતુ હતુ એ ચોક્કસ જાણવાનુ કાંઈ સાધન નથી આ દાનપત્ર સિવાય બીજે ક્યાય તેનો ઉલ્લેખ મળતો નથી અને દાનપત્રમા દાન આપનારે પોતાના પૂર્વજની ત્રણજ પેઢી નોધી છે વળી સૌરાષ્ટ્રનો જુદો નિર્દેશ પુલકેશીવાળા લેખમા છે અને એ વખતે વલભીનુ રાજ્ય હજી નાશ પામ્યુ નહોતુ વલભીમા એ વખતે શીલાદિત્ય પાચમો રાજ્ય કરતો હતો એના ખેડામાથી વ સ ૪૦૩ ( વિ સ ૭૭૮ ) મા અપાયેલા બે દાનપત્રો ગોડલમાથી મળ્યા છે[1] એ બધુ જોતા પુલકેશીના લેખમા જે સુરાષ્ટ્રનો ઉલ્લેખ છે તેથી આ વલભીનુ રાજ્ય સમજવુ જોઈએ અને લેખના ચાવડા રાજ્યને સુરાષ્ટ્રની બ્હાર શોધવુ જોઇએ એવો મારો મત છે હવે ભિલ્લમાલને બ્રહ્મગુપ્તના આધારે ચાવડાની રાજધાની ઠગવવા જતા યુવાન-ચુઆંગ ( વિ સ ૬૯૬ ) ભિલ્લમાલ (પી-લો-મો-લો)ને ગૂર્જર રાજ્યની રાજધાની કહે છે[2] એ નડે છે ચાવડાને ગૂર્જરવંશના માનીને જેક્સન આ મુશ્કેલીનો તોડ કાઢે છે[3] પણ ઉપર ઉતારેલા અવનિજનાશ્રય પુલકેશીના લેખમા ચાવડાને તથા ગૂર્જરને જુદા ગણ્યા છે એ પણ જેકસન કબુલ રાખે છે શ્રી ગૌ હી ઓઝા ભિલ્લમાલમા રાજ્ય તો ચાવડાનુ જહતુ પણ એ દેશ યુવાન ચુઆંગના વખતમા ગૂર્જર કહેવાતો હતો એમ તોડ કાઢે છે[4] પણ પોતે ભિલ્લમાલમા જ બ્રહ્મસ્ફુટ સિદ્ધાંત રચ્યો છે એવુ બ્રહ્મગુપ્તે કહ્યુ નથી અને તેઓને પાછળથી ભિલ્લમાલકાચાર્ય કહેવામા આવ્યા છે[5] એટલે એમના વચન ઉપરથી ભિલ્લમાલમા ચાપવંશનુ રાજ્ય માનવાની જરૂર મને નથી લાગતી ભિલ્લમાલમા તો ગૂર્જર રાજ્ય જ હોવાનો સભવ છે

---

૧ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ન ૯૩ તથા ૯૪

૨ જુઓ બીલ્સ બુદ્ધિસ્ટરેકર્ડસ ગ્ર ૨ પૃ ૨૭૦ તથા વૉટર્સ યુવાન-ચુઆંગ ગ્ર ૨ પૃ ૨૪૯

૩ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૪૬૭

૪ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ ૫૯

૫ જુઓ ભારતીય જ્યોતિ શાસ્ત્ર પૃ. ૨૧૭ની ટિપ્પણી.

દક્ષિણના ચાલુક્ય પુલકેશીના શક સં. ૫૫૬ ( વિ. સં. ૬૯૦ )ના શિલાલેખમાં જે ગૂર્જરો તાબે થયાનું લખ્યું છે તે પણ આ ભિલ્લમાલના જ ગૂર્જરો હોવા જોઇએ.[1]

**અવનિજનાશ્રય પુલકેશીના લેખવાળા ચાવડા તે પંચાસરના ચાવડા**

આ રીતે જોતાં મુસલમાનોએ જે ચાવડાઓને હરાવ્યાનું અવનિજનાશ્રય પુલકેશી કહે છે તે પંચાસરના ચાવડા હોવા જોઇએ; મતલબ કે ઉપરનો લેખ પચાસરના ચાવડાની દંતકથાને ટેકો આપે છે એવો પં. ભગવાનલાલ પેઠે મારો પણ મત છે.[2] આ પંચાસર કચ્છના રણની હદ ઉપર રાધનપુર સંસ્થાનમાં એક નાનાં ગામરૂપે હાલમાં પણ છે,[3] જૂના કાળમાયે એ બહુ મોટું નહિ હોય. કચ્છ અને ગુજરાત વચ્ચેના કચ્છના રણના કાંઠાના રાધનપુરની આસપાસના પ્રદેશને વઢીઆર કહે છે. એ વઢીઆર પ્રદેશમાં પંચાસર ગામમાં વનરાજનો જન્મ થયો હોવાનું પ્રબંધ ચિંતામણિ કહે છે.[4] પચાસરનું આ ચાવડા રાજ્ય એ વખતે અગત્યનું નહિ ગણાતું હોય, તેઓના તાબામાં વઢીઆર અને બહુ તો એને અડીને આવેલો કાઠીઆવાડ અને વીરમગામ જીલ્લાનો થોડો ભાગ હશે. ચાવડા નામનું મૂળ જાણવામાં આવ્યું નથી, પાછળથી એને ચાપોત્કટ જેવું ભપકાદાર રૂપ આપવામાં આવ્યું છે પણ મને તો ચલ્કય, ચલુકય વગેરે સોલંકીના મૂળ નામ જેવું ચાવડા પણ દેશી નામ લાગે છે. એ ગુજરાતી ચોર-ચોટ્ટા કે ચોરટાને ઘણું મળતુ છે એમ પં. ભગવાનલાલ કહે છે તે ઠીક ભાસે છે.

**નાની ઠકરાતના ઠાકોરો**

ઉપર નોંધેલા બે ઉત્કીર્ણ લેખો શિવાય તેઓનો પોતાનો કોઈ

---

૧ प्रतापोपनता यस्य लाटमालवगूर्जराः ।
પ્રાચીન લેખમાળા ભા. ૧ લેખ ન. ૧૬ શ્લો. ૨૨

૨. મુ. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૪૯

૩. હાલના પંચાસરની સ્થિતિ માટે વાંચો કુમાર અંક ૧૬૬ પૃ. ૭૫

૪. પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૧

લેખ મળ્યો નથી કે તેમને વિષે પણ વિ સ ૧૨૦૦ પહેલાના કોઈ લેખમા ઉલ્લેખ મળ્યો નથી આ ઉપરથી તથા એ વખતે ગુજરાતના મોટા ભાગ ઉપર બીજા રાજવંશોની સત્તા હતી એ જોતા ચાવડાઓ પંચાસરથી અણહિલવાડ સુધીના મુલકની કોઈ નાની ઠકરાતના ઠાકોર હોય એમ લાગે છે[1]

**જયશિખરી અને તેના પુત્ર વનરાજ સબધી દંતકથાઓ**

પ્રબંધચિંતામણિએ તો ફક્ત વનરાજના જન્મસ્થાન તરીકે, પંચાસરનો જ ઉલ્લેખ કર્યો છે પણ રત્નમાળામા વનરાજના બાપ જયશિખરી પંચાસરના રાજા હતા અને કાન્યકુબ્જના કલ્યાણકટકના ચાલુક્ય વંશી રાજા ભૂવડે તેના ઉપર ચડાઈ કરી અને લડાઈમા જયશિખરીને મારી નાખ્યો એવુ વર્ણન કર્યું છે, આ બનાવ ક્યારે બન્યો તેની તારિખ રાસ માળામા તથા તેને અનુસરીને મુંબઈ ગેઝેટીઅરમા વિ સ ૭૫૨ આપી છે[2] આ તારિખનુ મૂળ પ્ર ચિં. વગેરેમા સ ૮૦૨ના વનરાજે અણહિલપુર પાટણની સ્થાપના કરી ત્યારે તે પચાસ વર્ષનો હતો એમ કહ્યું છે,[3] અને રત્નમાળામા જયશિખરી ઉપર કહેલી લડાઈમા મરાયો ત્યારે તેની રાણી રૂપસુંદરી સગર્ભા હતી અને તેણે જે પુત્રને જન્મ આપ્યો તે વનરાજ સ. ૭૫૨ વૈશાખ સુદ પુનમને દિવસે જન્મ્યો એમ કહેલુ છે,[4] તે જણાય છે કે સંવત્ ૮૦૨માથી પચાસ વર્ષ બાદ કરતા પણ ઉપરની તારિખ આવી રહે છે અને રત્નમાળાએ એ રીતે જ ઉપજાવી હશે એવો મારો તર્ક છે વળી રત્નમાળામા ભૂવડ સાથેના જયશિખરીના યુદ્ધનુ વિસ્તારથી વર્ણન આપ્યુ છે[5] પણ એ વર્ણન કલ્પિત છે અને

---

1 મુ ગે વ ૧ ભા. ૧ પૃ ૧૫૦

2 રાસમાળા ગુ. ભા આ. ૩ પૃ ૨૮ તથા મુ ગે વ ૧ ભા. ૧ પૃ ૧૫૦

3 પ્ર ચિં. ગુ. ભા. પૃ ૩૫

4 निधनानीतवत्सरगान, घतसमदोहपचाशदनान ।
ऋतु एव वगाह शव मुत्रताधि वैशाखलाभ तिथिपूर्णमा नि ॥ ८,३१

5 રત્નમાળા ગુ. ભા. આ ૩ પૃ ૨૯થી ૩૮

એ લડાઈની તારિખ માનવા માટે પણ કશો સ્વતંત્ર આધાર નથી. વળી દંતકથામાં તારિખ સૌથી ઓછી વિશ્વસનીય વસ્તુ હોય છે. જયશિખરીએ પોતાના સાળા શૂરપાળ સાથે પોતાની રાણી રૂપસુંદરીને જંગલમાં મોકલી દીધી અને ત્યાં તેણે વનરાજ નામના પુત્રને જન્મ આપ્યો, એ દંતકથામાં પણ કેટલો સત્યાંશ છે તે નક્કી કરવાનું કાંઈ ઐતિહાસિક સાધન નથી.

કલ્યાણ કટક એજ કનોજ

જો કે પં. ભગવાનલાલે તો કનોજ પ્રદેશમાં કોઈ કલ્યાણકટક નામનું શહેર જ નથી એમ કહેલું છે, અને તે સાચું છે પણ ગૂર્જરો વિષે લખેલા લેખમાં કલ્યાણ અને મહોદય પર્યાય છે અને કટક એ સ્કંધાવાર—છાવણીનો પર્યાય હોવાથી કલ્યાણ કટક એ 'મહોદય સ્કંધાવાર' જેવા ઉત્કીર્ણ લેખોમાં વપરાયેલા શબ્દોનો પર્યાય કરે છે માટે કનોજ દેશની રાજધાનીરૂપ જે કનોજ શહેર તે જ કલ્યાણ કટક એવું શ્રી. દે. રા. ભાંડારકરે કરેલું કથન મને તો ઠીક લાગે છે. આ રીતે કલ્યાણ કટકની મુશ્કેલી તો દૂર થાય છે.[1] પણ વિ. સં. ૭૫૨માં તથા તેની આગળ પાછળ કનોજમાં ચાલુક્ય વંશની સત્તાનો કે ભૂવડ નામના કોઈ રાજાનો પત્તો લાગતો નથી. એ વખતે અને તે પછી પણ—ઘણું કરી વિ. સં. ૭૪૬થી૭૯૬ સુધી કનોજમાં કવિ ભવભૂતિ અને વાક્પતિના આશ્રયદાતા યશોવર્માનું રાજ્ય હતું, એટલું આપણે રાજતરંગિણી વગેરે ઉપરથી જાણીએ છીએ.[2] ત્યારે આ દંતકથાનું મૂળ શું હશે ? ખરી વાત એમ લાગે છે કે જે સમયમાં આ બનાવો બન્યાનું કહેવામાં આવે છે તે પછી

૧. જુઓ પ્રાચીન ગૂર્જરદેશ અને ગૂર્જર જાતિ નામનો મારો લેખ. કૌમુદી ૧૯૩૪ જાનેવારી તથા જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૮

'કાન્યકુબ્જમાં કલ્યાણકટકે,' પહેલાં વિદ્વાનોને ઠીક મુઝવેલા; જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૨૪ ટિ. ૨ તથા ૨૫ ટિ. ૧ અને સું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૫૦

૨. જુઓ ડફની ક્રોનોલોજી પૃ. ૫૮ તથા ૬૨

### વનરાજના ઉછેર સંબંધી દંતકથા

વનરાજને ઝાડને બાંધેલી ઝોળીમાં સુવારી તેની માતા લાકડાં વીણતી હતી, ત્યાં જૈનાચાર્ય શીલગુણ સૂરિએ ઝોળીમાં રહેલા બાળકનાં ચિહ્નો જોઇને, એ જૈનધર્મનો પ્રભાવક થશે એવી આશાથી તે બાળકની મા પાસેથી બાળકને માગી લીધો અને માની આજીવિકા માટે બંદોબસ્ત કર્યો. પણ શીલગુણસૂરિએ જેને વનરાજ નામ આપેલું એવો એ બાળક આઠ વર્ષનો થતાં, ઉંદરોથી દેવની પૂજાનાં સાધનોનો નાશ થતો જોઇને તે સાધનોના રક્ષણનું કામ ગુરૂએ તેને સોંપ્યું. એટલે વનરાજે તો ઉંદરોનો નાશ કરવા માડયો. ગુરૂએ તેની આવી જૈનધર્મ વિરૂદ્ધ અને રાજધર્મને અનુકૂળ પ્રવૃત્તિ જોઇને તેને પાછો તેની માને સોંપી દીધો. વગેરે કથા પ્રબંધચિંતામણિમાં છે.[૧] પણ પં. ભગવાનલાલ ઇંદ્રજી કહે છે તેમ જૈનોનું મહત્ત્વ વધારવા જૈનોએ જ ઉપજાવી કાઢેલી આ બધી કથા છે.[૨] રત્નમાલામાં આવી કોઈ વાત નથી, અને ધર્મારણ્યમાં જુદો જ વૃત્તાંત છે; તેમાં વનરાજની માનું નામ અક્ષતા લખ્યુ છે; અને આ રાણીથી ધર્મારણ્યક્ષેત્રમાં—જ્યાં મોઢ બ્રાહ્મણો તપ કરતા હતા ત્યાં જ જન્મેલા વનરાજને મોઢ બ્રાહ્મણોએ મોટો કર્યો એમ કહેલુ છે.[૩]

### વનરાજનો ધાડપાડુનો ધંધો

વનરાજ જુવાનીમાં આવતાં તેના મામા સાથે નાના ગામડામાં રહીને ચોરનો કે ધાડપાડુનો ધંધો કરવા લાગ્યો. આ ધંધો કરતાં તેને કેવી રીતે જામ્બ નામના શૂરવીર વાણીઆનો મેળાપ થયો એ પ્ર. ચિં. માં વર્ણવ્યું છે,[૪] પણ એ તો લોકવાર્તા લાગે છે. વનરાજે

૧. પ્ર. ચિ. ગુ. ભા. પૃ. ૩૧, ૩૨

૨. મું. ગે. પૃ. ૧૫૧. ગેઝેટીઅરની ટિ. માં જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાં આને મળતી દંતકથા કોઈ બીજા રાજા વિષે કહી છે, એમ લખેલું છે.

૩. જુઓ પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૨ ટિ. ૫૭

૪. પ્ર. ચિ. ગુ. ભા. પૃ. ૩૩.

માટે એક જાતના [illegible] ... નામ ઉપરથી અનહિલપુર નામ [illegible] દંતકથા જ [illegible] પ્ર. ચિ. [illegible] અનહિલ [illegible] રાજા શ્રી [illegible] ચિ. [illegible] નામ [illegible] છે.[2] [illegible] રાજપૂતોમાં પ્રચલિત [illegible] નક્કી થઈ શકે.

## પાટણની સ્થાપનાની તારીખ

અનહિલપુર પાટણની સ્થાપનાની તારીખ પ્રબંધચિંતામણિમાં સંવત ૮૦૨ વૈશાખ સુદિ બીજને સોમવાર આપેલ છે. પ્ર. ચિં. ના કર્તાથી ભિન્ન[3] મેરુતુંગના વિચારશ્રેણીમાં સંવત ૮૦૨ વૈશાખ સુદિ બીજને સોમ એ રીતે તારીખ આપેલ છે. વિચારશ્રેણી સિવાય બાકીના ગ્રંથોમાં સં. ૮૦૨ જ આપેલ છે પણ તિથિવારમાં ફેર છે જેમકે. ધર્મારણ્યમાં અષાઢ સુદ ૩ ને શનિવાર આપેલ છે. પાટણના ગણપતિ મંદિરની મૂર્તિનીચેના લેખમાં સં. ૮૦૨ ચૈત્ર સુદિ બીજ ને ગુરુવાર લખેલ છે. રાસમાળામાં ઉતારેલા એક કવિતમાં સં. ૮૦૨ મહા વદિ ૭ ને શનિવાર છે અને રાજવંશાવલીમાં સં. ૮૦૨ ફાગણ સુદિ બીજને સોમ આપેલ છે. આ જુદીજુદી તિથિઓમાંથી પ્ર. ચિં. માં તથા ધર્મારણ્યમાં આપેલાં તિથિવાર મળી રહે છે એમ શ્રી. મોદીએ તદ્વિદ પાસે ગણિત કરાવી નક્કી કર્યું છે.[4] અને શ્રી. મોદી

---

૧. પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૪, ૩૫. આવી જ દંતકથા અમદાવાદ વિજયનગર વગેરે અનેક શહેરોની સ્થાપનાની બાબતમાં પ્રચલિત છે. જુઓ એજન ટિ. ૫૯

૨. ગુજરાતના ઐતિહાસિક લેખો લેખ ન. ૮૨

૩. જુઓ ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ આગળ મુનિશ્રી જિનવિજયજીનું વ્યાખ્યાન, ૧૯૩૩-૩૪ સભાનો ગ્રન્થ પૃ. ૩૧

૪. જુઓ પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૫ ટિ. ૬૦ તથા કાન્તમાળામાં શ્રી. રામલાલ ચુનીલાલ મોદીનો લેખ પૃ. ૧૫૭

પેઠે સવત્ ૮૦૨મા અણહિલપુર પાટણની સ્થાપના થઈ છે એવો મારો પણ મત છે ગેઝીટીઅરના કર્તા વિચારશ્રેણીનુ ૮૨૧નુ વર્ષ વનરાજના રાજ્યાભિષેકનુ વર્ષ માનવાનો મત આપે છે, પણ વિચાર શ્રેણીમા સ ૮૨૧મા અણહિલવાડની સ્થાપના કરી એમ સ્પષ્ટ શબ્દો છે[1] માટે એ તારિખને ભૂલભરેલી જ માનવી પડશે ગેઝીટીઅરના કર્તા વનરાજના રાજ્યાભિષેક માટે સ ૮૨૧ની તારિખ માનવાના પક્ષમા દલીલ કરે છે કે વનરાજ પચાસ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો અને ૧૦૯ વર્ષ જીવ્યો તથા ૬૦ વર્ષ રાજ્ય કર્યું એમ પ્ર ચિ- મા તથા વિચારશ્રેણીમા સેયમા કહ્યુ છે, હવે વનરાજ વિ સ ૭૭૬મા જન્મ્યો અને સ ૮૨૧મા તેનો રાજ્યાભિષેક થયો એમ માનીએ તો રાજ્યાભિષેક વખતે એની ઉમ્મર પચાસની નજીક સુમાલીશની હોય વળી ૬૦ વર્ષનો રાજ્યકાળ અને ૧૦૯ વર્ષનુ આયુષ્ય એય ગેઝીટીઅરના કર્તાને ઘણા લાબા લાગે છે અને તેથી વનરાજનો કુલ આયુષ્ય કાળ જ ૭૦ વર્ષનો માની સ ૮૦૬ સુધી વનરાજે રાજ્ય કર્યું હતુ એમ તેઓ ઠરાવે છે[2] શ્રી રામલાલ મોદીએ આની વિરૂદ્ધ પ્રબધોના કથનના સમર્થનમા દલીલો કરી છે[3] પણ આ બાબતમા નિર્ણાયક પુરાવા ન મળી આવે ત્યા સુધી તર્કબાજી નકામી છે ચાવડા વશના કુલવર્ષ ૧૯૬ મના પ્રબધોને તથા આધુનિક ઇતિહાસ લેખકોને માન્ય છે અને વનરાજના રાજ્યનો આરભ વિચારશ્રેણીને અનુસરી વિ સ ૮૨૧મા માનનાર પ ભગવાનલાલ, શ્રી ગૌ હી ઓઝા, શ્રી. વીન્સેન્ટ સ્મિથ વગેરે બધાને મૂળરાજનો રાજ્યારભ સ ૮૨૧મા ૧૯૬ ઉમેરીને વિચારશ્રેણી પેઠે વિ સ ૧૦૧૭મા માનવો પડ્યો છે.

---

૧ तदनु सवत् ८२१ वर्षे वशाख शुदि २ सोमे चाउडावशोत्पन्न वनराज श्री अणहिल्लपुरमस्थापयत् । तत्र च ६० वर्षाणि राज्य भुक्त । ગવર્નમેન્ટ સગ્રહની પ્રત તથા રાજકોટની પ્રત

૨ મુ ગ ગ્ર ૧ ભા ૧ પૃ ૧૫૨

૩ જુઓ ચાવડા વશાવળી ભા સા રિપોર્ટ, ઈ વિ પૃ ૨૧ થી ૩૩

### વનરાજનો રાજ્યકાળ સં. ૮૦૨ થી ૮૬૨

આઠ વર્ષ પહેલાં આ માન્યતા વિરુદ્ધ કોઈ પ્રબળ પુરાવો મળ્યો ન હતો પણ સાંભરમાંથી મળી આવેલો સિદ્ધરાજનો એક લેખ ઈ. સ. ૧૯૨૯માં ઈન્ડીઅન એન્ટીક્વેરીમાં છપાયો છે.[1] તેમાં મૂળરાજના રાજ્યારંભનું વર્ષ સં. ૯૯૮ આપેલું હોવાથી હવે અણહિલપુર પાટણની સ્થાપનાની તથા વનરાજના રાજ્યાભિષેકની તારીખ સં. ૮૦૨ જ માનવી જોઈએ એમ નક્કી લાગે છે. અને ઉપર વનરાજના જન્મની તારીખ સ. ૭૮૦ કલ્પી છે એટલે પ્રબંધોને અનુસરી એનો રાજ્યકાળ ૬૦ વર્ષનો માનવામાં પણ વાંધો નથી.

### વનરાજ સંબંધી પ્રબંધોએ આપેલી કથાઓ

પોતાની દુઃખી સ્થિતિમાં પોતાના ઉપર ઉપકાર કરનારનો ગાદી ઉપર બેઠા પછી વનરાજે કેવો બદલો વાળ્યો એનું વર્ણન પ્રબંધોમાં મળે છે. વનરાજે પોતે બ્હેન માનેલી શ્રીદેવી પાસે તિલક કરાવ્યું[2], જમ્બને મહામાત્ય બનાવ્યો[3], અને અણહિલપુર પાટણમાં પંચાસર પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું, પંચાસરથી પાર્શ્વનાથની મૂર્તિ લઈ આવી તેમાં પધરાવી અને પોતાની આરાધક મૂર્તિ ઉભી કરાવી. પંચાસર પાર્શ્વનાથ નામનું જૈનમંદિર અત્યારે પાટણમાં છે, અને એનો ઉલ્લેખ સોલંકી સમયમાં મળે છે, પણ એ મંદિર વનરાજના સમયનું તો ક્યાંથીજ હોય ? પણ સોલંકી સમયનુંયે નથી. વનરાજની મૂર્તિનું ચિત્ર રાસમાળામાં[4] છાપ્યું છે અને ગેઝીટીઅરમા તેના અલંકારો પહેરવેષ

---

૧ જુઓ ઇન્ડીઅન એન્ટીક્વેરી ૧૯૨૯ ડીસેમ્બર પૃ. ૨૩૪ તથા પ્ર. ચિ. ગુ. ભા. પૃ. ૪૦

૨ આ શ્રીદેવીને વનરાજે શા માટે બ્હેન માની તે પ્ર. ચિ. (પૃ ૩૩) મા વર્ણવ્યું છે. એ બ્હારવટીઆ વર્ગની સામાન્ય દંતકથા લાગે છે. (જુઓ પૃ. ૩૩ની ટિ. ૫૩)

૩ જમ્બ પ્રબંધ માટે જુઓ પ્ર. ચિ. પૃ. ૩૩

૪ રાસમાળા ગુ. ભા. પૃ. ૪૨

વગેરેનુ વિગતવાર વર્ણન કર્યા પછી એ વિગતો ઉપરથી એ મૂર્તિ સોલકી સમયની હશે એવુ અનુમાન કર્યું છે[1]

### વનરાજના અનુયાયીઓ

વનરાજના અનુયાયીઓના નામો, તેનો અનુક્રમ અને દરેકનો રાજ્યકાળ એ બધી બાબતમા જુદા જુદા ગ્રન્થોમા એટલો બધો હેરફેર જોવામા આવે છે કે કોઈ બાબત ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નથી અને સ્વતંત્ર બાહ્યપુરાવો હજી સુધી મળ્યો નથી ચાવડાવંશના કુલ ૧૯૬ વર્ષના રાજ્યકાળ દરમીયાનનો કોઈ પણ ચાવડા રાજ્યકર્તાનો ઉત્કીર્ણ લેખ મળ્યો નથી પ્ર ચિ ની અમુક પ્રતોમા કુલ સાત જ નામો આપ્યા છે ત્યારે બીજી પ્રતોમા અને વિચારશ્રેણીમા આઠ નામો છે વળી દરેક રાજાના રાજ્યકાળના વર્ષ, માસ, તિથિ, વાર અને નક્ષત્ર પણ અમુકપ્રતમા આપેલ છે[2] છતા જ્યોતિષની ગણત્રી કરતા એ સિવાય ભાગ્યે જ કોઈ નો મેળ બેસે છે[3] શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ ગણિતની મદદથી તથા પ્રબધોની પરસ્પર તુલનાથી આ વંશાવળીને શુદ્ધ કરવાનો પ્રયાસ કર્યો છે પ્ર ચિ ની જુદી જુદી પ્રતોની એ વંશાવળી ઉપરાત (૧) સુકૃત સકીર્તન, (૨) સુકૃત કીર્તિ કલ્લોલિની, (૩) વિચારશ્રેણી, (૪) કુમારપાલ પ્રબંધ, (૫) ધર્મારણ્ય, (૬) રત્નમાળ, (૭) મિરાતે અહમદી, (૮) પ્રવચન પરીક્ષા, (૯) રાજાવલી કોષ્ટક તથા (૧૦) ભાટચારણોના ચોપડાઓ આ બધામા આ વંશાવળી મળે છે અને પહેલા બે ગ્રન્થો સિવાય બાકીના બધામા રાજ્યકાળના વર્ષો પણ આપ્યા છે પહેલા બે ગ્રન્થો પ્ર ચિ પહેલા લગભગ પોણોસો વર્ષ રચાયેલ છે (વિ સ ૧૨૮૨થી ૮૫ની લગભગ) બાકીના પ્ર ચિ પછી રચાયેલા છે કુમારપાલ પ્રબધ સ. ૧૪૯૨મા અને મિરાતે અહમદી તો અઢારમા શતકના મધ્યમા

---

૧ બુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૫૩
૨ પ્ર ચિ મૂળ પૃ ૨૨ની ટિ.
૩ ચાવડાઓની વંશાવળી પૃ ૪૦ બા સા ૫ રિપોર્ટ

હવે સુકૃત સંકીર્તનમાં, સુકૃતકીર્તિ કલ્લોલિનીમાં, વિચારશ્રેણીમાં અને પ્ર. ચિ. ની અમુક પ્રતમાં ચાવડાવંશમાં આઠ રાજાઓ થઈ ગયા માન્યા છે તથા કુલ ૧૯૬ વર્ષ માટે સાત કરતાં આઠ હોવાનો વધારે સંભવ; એમ ગણી એ આઠ નામો કબુલ કરીને તથા વનરાજનો રાજ્યકાળ ગેઝીટીઅરમાં સં. ૮૨૧થી ૮૩૬ માન્યો હોવાથી વનરાજ અને તેના પુત્ર ક્ષેમરાજ વચ્ચે ૮૩૬થી ૮૬૨ સુધી માટે જેનું નામ નથી જળવાયું એવા એક રાજાને ગેઝીટીઅરમાં વધારે ગોઠવ્યો છે. રા. રા. ગોવિન્દભાઇએ પ્રાચીન ગુજરાતમાં એજ વશાવળી આપી છે. પણ આ વંશાવળી વિષે શ્રી. રામલાલ ચુનીલાલ મોદીએ સારો ઉહાપોહ કરેલો હોવાથી અને સ્વતન્ત્ર પુરાવો ન મળે ત્યાંસુધી કેવળ તર્કથી માથાકુટ કરવી નકામી છે એમ ગણીને નીચે શ્રી. મોદીને અનુસરી ચાવડાવંશની વશાવળી ઉતારી છેઃ—[1]

ચાવડાવંશની વંશાવળી

| રાજાનું નામ | ક્યાંથી ક્યાં સુધી | રાજ્યકાળ |
|---|---|---|
| ૧ વનરાજ | વિ. સં. ૮૦૨ થી ૮૬૧ | ૫૯ |
| ૨ યોગરાજ | ,, ૮૬૧ થી ૮૭૦ | ૯ |
| ૩ રત્નાદિત્ય | ,, ૮૭૦ થી ૮૭૩ | ૩ |
| ૪ વૈરિસિંહ | ,, ૮૭૩ થી ૮૮૪ | ૧૧ |
| ૫ ક્ષેમરાજ | ,, ૮૮૪ થી ૯૧૩ | ૨૯ |
| ૬ ચામુંડ | ,, ૯૧૩ થી ૯૪૪ | ૩૧ |
| ૭ રાહડ કે ઘાઘડ | ,, ૯૪૪ થી ૯૭૧ | ૨૭ |
| ૮ ભૂવડ | ,, ૯૭૧ થી ૯૯૮ | ૨૭ |

અને રાજાઓનો પરસ્પર સબંધદર્શક વંશવૃક્ષ.

---

૧ ચાવડા વંશની વંશાવળી સંબંધી આધુનિક ઉહાપોહ માટે જુઓ રાસમાળા ગુ. ભા. આ. ૩ પૃ. ૩૬થી ૩૮, મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૫૩ થી ૧૫૫, પ્ર. ચિં. ગુ. ભા. પૃ ૩૮ પરિશિષ્ટ ૧લું, અને શ્રી. રા. ચુ. મોદીનો ભા. સા. પરિષદના રિપોર્ટમાં છપાયેલો ચાવડા વંશાવળી નામનો લેખ.




### ક્ષેમરાજ સંબંધી દંતકથા

વનરાજના અનુયાયીઓમાંથી ફક્ત ક્ષેમરાજ વિષે એક દંતકથા પ્ર. ચિં. માં આપી છે, તેનો સાર એવો છે કે એક વખત ક્ષેમરાજ હજી કુંવર હતો ત્યારે તેણે રાજા યોગરાજને વિનંતિ કરી કે "બીજા દેશના રાજાના વહાણો પવનના તોફાનથી ધમડાઇને શ્રી સોમેશ્વર પાટણમાં આવી ચડ્યાં છે તેમાં એક હજાર તેજસ્વી ઘોડા, એકસો પચાસ હાથી, અને બીજી વસ્તુઓ કરોડોની સંખ્યામાં છે મહારાજા હુકમ કરે તો એ બધું લુંટી લઇએ" રાજાએ ના પાડી, છતાં ત્રણે કુંવરોએ રાજા ઘરડા થવાથી ઘેલા થઈ ગયા છે એમ ગણીને પોતાના મુલકના સીમાડા ઉપર લશ્કર સાથે છુપાઈ રહી બધું લુંટી લીધું, અને બાપ આગળ હાજર કર્યું રાજા કાંઈ બોલ્યા નહિ ત્યારે ક્ષેમરાજ કુંવરે પૂછ્યું કે "આ સારૂં કર્યું કે નઠારૂં?" તેના જવાબમાં રાજાએ કહ્યું કે "બીજા રાજ્યોના રાજાઓ

૧ પ્ર. ચિં. માં અને તેને અનુસરી સુ. ને માં આ ક્ષેમરાજને વૈરિસિંહનો ભાઈ કહેલ છે પણ વિચારશ્રેણીમાં દીકરો કહ્યો છે, અને ધર્મારણ્યમાં પણ (ધર્મારણ્યમાં વળી વૈરિસિંહને પાટ રત્નાદિત્યનો દીકરો કહ્યો છે)

બધાં રાજ્યોની પ્રશંસા કરતી વખતે ગૂર્જરદેશમાં ચોરોનું રાજ્ય છે એમ મશ્કરી કરે છે, આપણા એલચી આ વાત પત્રદ્વારા જણાવે છે ત્યારે આપણા પૂર્વજો વિષે કાંઈક ગ્લાનિ થઈને દુઃખ થાય છે. આ પૂર્વજોનું કલંક બધાય લોકોના હૃદયમાંથી ભૂલાઈ જાય તો બધા રાજાઓની હારમાં આપણે પણ રાજા કહેવાઈએ, પણ થોડા ધનના લોભથી તમે આ પૂર્વજોનું કલંક વિસ્તારીને તાજું કર્યું છે."[1]

આ દંતકથાની વિગતો કલ્પિત હોવાનો સંભવ છે પણ એ ઘણી સૂચક છે. ચાવડા નામ ચોરના પર્યાય જેવું છે એવું ઉપર સૂચન કર્યું છે તેને તથા આ ચાવડાઓ નાના ઠાકરડા હતા એ અનુમાનને પ્ર. ચિં. ના 'રાજાની હારમાં નહોતા ગણાતા', 'રાજા નહોતા કહેવાતા' એ શબ્દો ટેકો આપે છે.

વનરાજે પાર્શ્વનાથ પંચાસરનું તથા કંઠેશ્વરીનું મંદિર બંધાવ્યું, યોગરાજે ભટ્ટારિકા યોગીશ્વરીનું બંધાવ્યું, અને ભૂયડે ભૂયડેશ્વર મંદિર બંધાવ્યું એટલાં કામો પ્ર. ચિં. આ રાજાઓનાં ગણાવે છે.[2]

આ ચાવડાઓનો કેવી રીતે નાશ થયો તેનો વિચાર મૂળરાજની રાજ્યપ્રાપ્તિના પ્રસંગમાં કર્યો છે. ચાવડાઓને શ્રી. જેકસન ભિલ્લમાલના તથા વઢવાણના ચાપ સાથે સબંધવાળા અને તે કારણથી ગૂર્જરવંશના અને ભિલ્લમાલના ગૂર્જરના સામંત ગણે છે.[3]

ચાવડાઓ જેવા ન્હાના ઠાકોરો સ્વતંત્ર નહિ પણ સામંત જ હોવા જોઈએ; એ દેખીતું છે. અને બધું જોતાં મોટે ભાગે પ્રતિહાર રાજાઓના અને તેઓ તદ્દન નબળા પડયા પછી રાષ્ટ્રકૂટોના સામંત હોવા જોઈએ એવો સંભવ છે.[4]

---

૧ પ્ર. ચિં. ગુ. ભા. પૃ. ૩૬, ૩૭

૨ એજન પૃ. ૩૭

૩ સું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૫૫

૪ જુઓ પ્રકરણ ચોથું

# પ્રકરણ ચોથું

# રાષ્ટ્રકૂટો અને પ્રતિહારો

## વિ સ ૮૦૨ થી ૯૯૮

### વિ સ ૮૦૦ ની આસપાસમા ગુજરાતની રાજકીય સ્થિતિ

ગણુ કરી વિ સ ૭૮૦મા પચાસગ સિંધની આરબ લશ્કરી ટોળીને હાથે પડયુ ત્યારે દક્ષિણ ગુજરાતમા નવસારી પ્રદેશમા દક્ષિણના ચાલુક્યોનુ રાજ્ય હતુ એ અવનિજનાશ્રય પુલકેશીના ઉપર ઉલ્લેખેલા નવસારીના તામ્રપત્રથી ચોક્કસ જણાય છે[1] સુરાષ્ટ્ર અને ખેડા ઉપર વલભીના મૈત્રકવશી રાજા શીલાદિત્ય પાચમાનુ રાજ્ય હતુ[2] ઉપર કહેલી આરબ ટોળીએ સુરાષ્ટ્રને પણ લુટયુ હોવાનુ પુલકેશીના તામ્રપત્રમા કહ્યુ છે, પણ એ લુટથી વલભીરાજ્યને ઘણુ નુકશાન થયુ લાગતુ નથી કારણ કે દીવો જેમ ઠરતા જોરથી ઝબકે તેમ તેમ વલભીના છેલ્લા બે રાજાઓએ ખાસ જોર કર્યું જણાય છે શીલાદિત્ય છઠ્ઠાએ ગુ સ ૪૪૧ (વિ સ ૮૧૬)મા ગોદ્રાની વિજય છાવણીમાથી દાન આપ્યુ છે અને તેના અનુયાયી શીલાદિત્ય સાતમાએ ગુપ્ત સ ૪૪૭ (વિ સ ૮૨૨)મા વડનગરની વિજય છાવણીમાથી દાનપત્ર આપ્યુ છે,[3] મતલબ કે વિ સ ૮૨૨ પછી બે ચાર વર્ષની અદર જ નાશ પામ્યા પહેલા વલભીની હકુમત સુરાષ્ટ્ર ઉપર, ખેડા ઉપર, વડનગર પ્રદેશ ઉપર અને ગોધ્રા ઉપર પણ હતી.

ભરૂચની આસપાસના લાટ પ્રદેશ ઉપર એ વખતે ગૂર્જરેશ્વરના

---

૧ જુઓ પૃ ૯૭ ટિ ૧

૨ જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો લેખ ન ૯૪ એ શીલાદિત્ય પાચમાનુ ગુપ્ત સ ૪૦૩ (વિ સ ૭૭૮)નુ તામ્રપત્ર છે અને ન ૯૫ એ શીલાદિત્ય છઠ્ઠાનુ વિ સ ૪૪૧ (વિ સ ૮૧૬)નુ છે

૩ એજન ન ૯૫, ન ૯૬

રાજા જયભટ્ટ ત્રીજાનું રાજ્ય હતું,[1] આ જયભટ્ટ વલભી રાજાને હરાવ્યાનો ગર્વ કરે છે, પણ એ વિજય કદાચ ચાલુક્ય પુલકેશીના સામંત તરીકે મેળવેલો હોવાનો સંભવ છે. આ ગૂર્જર રાજાને પણ હરાવી આરબ ટોળીએ ભરૂચ લુંટયું હતું પણ એ પોતાનો સામત હોવાથી પુલકેશીએ તેનો ઉલ્લેખ નથી કર્યો. વિ. સં. ૭૯૨ પછી આ ગૂર્જરોનું નામનિશાન ક્યાય દેખાતુ નથી.[2] પણ એક બીજા ગૂર્જરોનો ઉલ્લેખ અહી કરવો જોઈએ. યુવાન ચુઆંગે (વિ. સં. ૬૯૬) ગૂર્જર રાજ્યની ભિલ્લમાલ રાજધાની હોવાની નોંધ કરી છે,[3] અને યુવાન ચુઆંગના સમય પછી પણ ભિલ્લમાલમાં ગૂર્જરોનું રાજ્ય હોવાનો સંભવ છે. પણ રાષ્ટ્રકૂટના તથા બીજા ઉત્કીર્ણ લેખોમાં ગૂર્જર સબંધી જે ઉલ્લેખો છે તે ગૂર્જર વશના સૂચક છે કે ગૂર્જર દેશના તે કહેવું મુશ્કેલ છે અને એ વિષયમાં પુરાતત્ત્વજ્ઞોમાં ચાલેલી વાદાવાદિનો હજી છેડો આવ્યો નથી,[3] તેથી અહી ગૂર્જરદેશનું સૂચન છે એમ ગણીને આગળ ચાલવું ઠીક છે. ભરૂચના સામત દદ્દ પ્હેલા (વિ. સં. ૬૩૬)થી જયભટ્ટ ત્રીજા (વિ. સં. ૭૯૨) સુધીના ગૂર્જરરાજાઓ એ ભિલ્લમાલના ગૂર્જરની શાખારૂપ અને શરૂઆતમા તેના સામંત પણ હશે, એમ પંડિતો માને છે.[4] છેલ્લા બે ત્રણ રાજાઓએ ઉપર કહ્યું તેમ ચાલુક્યની સામત-પદવી પણ સ્વીકારી હોવાનો સંભવ છે. પછી વિ. સં. ૮૧૩માં ભરૂચમાં નાગાવલોકના સામત ચાહમાન (ચોહાણ) વશના ભર્તૃવૃદ્ધની સત્તા હતી એમ તેણે ભરૂચમાંથી આપેલા અને હાંસોટમાંથી મળેલા એક દાનપત્રથી જણાય છે[5] હવે ચાહમાન ભર્તૃવૃદ્ધે પોતે જ

---

૧ જયભટ્ટનાં વિં. સં. ૭૯૨ તથા વિ. સ. ૭૯૨ના બે તામ્રપત્રો મળ્યાં છે. જુઓ ગુજરાતના ઐ. લે. ભા. ૨ નં. ૧૧૭, ૧૧૮ તથા મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ ૧૧૭

૨ એજન પૃ. ૧૧૭

૩ જુઓ પ્રાચીન ગૂર્જરદેશ અને ગૂર્જર જાતિ નામનો મારો લેખ. કૌમુદી ૧૯૩૪ માર્ચ

૪ એજન.

૫ જુઓ સુરતની સા.દ્રુ.પ.નો રિપોર્ટ તથા એ. ઈ. ગ્રં. ૧૨ પૃ. ૧૨

ભરૂચના ગૂર્જર રાજાને માર્યો કે કોઈ બીજાએ માર્યો અને એ બીજાને ભર્તૃવૃદ્ધે કે તેના માલીક નાગાવલોકે માર્યો એ પ્રશ્ન છે એ ગમે તેમ હો પણ વિ સ ૮૦૦ની આસપાસમા રાષ્ટ્રકૂટોએ માળવા અને લાટ ચાલુક્યો પાસેથી જીતી લીધા હોવાનો પુરાવો રાષ્ટ્રકૂટોના ઉત્કીર્ણ લેખોથી મળે છે, મતલબ કે તાજીક (આરબ) લશ્કરને પાછુ કાઢનાર પુલકેશીના હાથમા વિ સ ૭૯૪નુ દાનપત્ર લખાયા પછી પૂરા દશ વર્ષ પણ સત્તા રહી નથી

ઉપરની ટુકી નોધ ઉપરથી પરાકાર પડશે એ વખતે અને તે પછીની વીશીમા સુરાષ્ટ્ર, ખેડા વગેરે વલ્લભીના હાથમા, ભરૂચ અને તેની આસપાસનો પ્રદેશ ચાલુક્યોના સામત તરીકે ગૂર્જરોના હાથમા, નવસારી અને તેની દક્ષિણનો પ્રદેશ ચાલુક્યોના હાથમા અને ભિલ્લમાલ અને તેની આસપાસનો ગૂર્જર દેશ ઘણુ કરી પાછળથી પ્રતિહાર કહેવરાવનાર વશના—નાગાવલોકના પોતાના કે તેના પૂર્વજના હાથમા હતો, એમ સ્થિતિ જણાય છે વડનગર અને તેની આસપાસનો પ્રદેશ ઘણુ કરી ભિલ્લમાલને તાબે હશે, અને સ ૮૨૨મા વલભીના રાજાએ તેના ઉપર વિજય મેળવ્યો હતો

## રાષ્ટ્રકૂટ વશનુ મૂળ

ચાલુક્યો પાસેથી નવસારીનો પ્રદેશ અને ગૂર્જરો પાસેથી ભરૂચ પડાવી લેનાર તથા પાછળથી ગુજરાતના ઘણા ભાગ ઉપર પોતાની ઓછી વત્તી સત્તા જમાવનાર રાષ્ટ્રકૂટોએ ગુજરાતમા આવ્યા પહેલા દક્ષિણમા પોતાની સત્તા જમાવી હતી આ રાષ્ટ્રકૂટ વશના મૂળ વિષે પુષ્કળ ચર્ચા થઈ છે[1] એ વશના પાછળના લેખોમા દા ત નવસારીમાથી મળેલા (શક સ ૮૩૬) વિ સ ૯૭૧ના તથા વિ

---

1 રાષ્ટ્રકૂટના મૂળ વિષે છેલ્લી ચર્ચા માટે તથા અહીં જે મૂળ સૂચવ્યુ છે તે સિવાયના બીજા વિકલ્પોના ખડન માટે જુઓ શ્રી અલ્તેકરનુ રાષ્ટ્રકૂટસ એન્ડ ધેરટાઇમ્સ ૧૯૩૮ પૃ ૧૫ થી ૨૬

સ. ૯૨૭ (શક સં. ૭૯૩)ના દાનપત્રોમાં[1] રાષ્ટ્રકૂટોને ચંદ્રવંશી યાદવ વંશના કહ્યા છે. હલાયુધ પણ તેઓને સાત્યકિના વંશના કહે છે.[2] પણ કનોજના ગહડવાલ રાજાઓ જેઓ ઘણું કરી દક્ષિણના રાષ્ટ્ર-કૂટોમાંથી નીકળ્યા છે તેઓ પોતાને સૂર્યવંશી કહે છે, તથા મારવાડના રાઠોડો પણ પોતાને સૂર્યવંશી કહે છે એ ઉપરથી શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉપણ રાષ્ટ્રકૂટોને સૂર્યવંશી ઠરાવવાનો પ્રયાસ કરે છે. પણ આ સૂર્યવંશ ચંદ્રવંશનો ઝગડો પૌરાણિક કલ્પના માત્ર છે એમ એ પોતેજ કહે છે.[3] અને વિ. સ. ૯૭૦ (ખરી રીતે સ. ૯૨૭ જોઈએ) પ્હેલાંનાં એ વંશનાં તામ્રપત્રોમાં ક્યાંય સૂર્યવંશ કે ચંદ્રવંશનો ઉલ્લેખજ નથી એમ એ પોતેજ કબુલ કરે છે.[4] માટે એ મિથ્યા ઝઘડાથી દૂર રહી એ વંશનું મૂળ જોઈએ. ગુફાઓમાંથી મળેલા પ્રાચીન શિલાલેખોમાં ભોજ, રાઠી, રાષ્ટ્રીક જેવાં નામો મળે છે.[5] અને મહારાષ્ટ્રમાં પ્રાચીન મરાઠાઓ પોતાને મહારાઠી એટલે મોટા રાઠી કહેતા પણ દેશના બીજા ભાગોમાં રાઠી અથવા રાઠ નામ વપરાતું હતુ. આવી રાઠ કે રઠ જાતિઓનો એક સમૂહ (કૂટ)તે રઠકૂટ (સં–રાષ્ટ્રકૂટ--રાઠોડ) એમ ડા. રા. ગો. ભાંડારકર કહે છે.[6] અને ઉત્તર હિંદમાં પોતાને રાઠોડ કહેવરાવનાર અને દક્ષિણમાં પોતાને રટ્ટ કહેવરાવનાર જાતોની નિશાનીઓ ઇ. સ. પાંચમા શતકના મધ્યમાં મળે છે; આ રટ્ટ અને રાઠોડ બેય જાતિ નામો છે અને કૂટ એટલે નેતા કે નાયક અર્થાત્ રટ્ટ જાતિના નાયકો–રાજાઓ તે રાષ્ટ્રકૂટ અને તેઓ સંબંધી દંતક-

---

૧ જુઓ ઇ. એ. ગ્ર. ૧૨ પૃ. ૨૨૪, તથા એ. ઇ. ગ્રં. ૧૮ પૃ. ૨૩૫

૨ ભારત કે પ્રાચીન રાજવંશ તૃતીય ભાગ પૃ. ૫ ટિ. ૧

૩ એજન પૃ. ૫ થી ૧૦

૪ એજન પૃ. ૪૫૫ તથા પૃ. ૫.

૫ રાષ્ટ્રીકનો પ્રાચીનતમ ઐતિહાસિક ઉલ્લેખ અશોક શિલા લેખ પાંચમામા છે.

૬ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૭૯, ૮૦

થાઓ જોતા તેઓ મૂળ હિંદુ થઈ ગયેલા પરદેશી કે સંસ્કૃત પ્રચાર પ્હેલાની દાક્ષિણાત્ય જાતિના હોવા જોઈએ,[૧] એમ પં ભગવાનલાલ ઈન્દ્રજી કહે છે પણ ઉત્તરના રાઠોડની પાચમા શતકની દંતકથા માટે ટૉડ રાજસ્થાનનો જે આધાર પંડિતજીએ લીધો છે તેમા કશો માલ નથી, અત્યારે તો દક્ષિણના રાષ્ટ્રકૂટના કોઈ વંશજે કનોજમા રાજ્ય સ્થાપ્યુ હોવાનો[૨] સંભવ મનાય છે પણ કૂટનો જે નેતા જેવો અર્થ પં ભગવાનલાલે કર્યો છે તેને શ્રી જેક્સને ટેકો આપ્યો છે[૩] અને રટ્ટ તથા મહારટ્ટ બેયને અશોકના શિલાલેખના રાષ્ટ્રિક સાથે જોડવામા અત્યારે તો વાંધો નથી લાગતો[૪] રાષ્ટ્રકૂટ રાજા ઈન્દ્ર ત્રીજો પોતાને રટ્ટકુલની લક્ષ્મીનો ઉદય કરનાર કહે છે[૫] તથા ચિરૂરના અમોઘવર્ષ પ્હેલાના લેખમા રટ્ટરગોદ્ભવ કહેલ છે[૬] ટુકામા બધુ જોતા એમ લાગે છે કે જેને અશોકના લેખમા રાષ્ટ્રીય કે રાષ્ટ્રીક કહેલ છે અને જેઓ પોતાને રટ્ટ કે રડ્ડી કહે છે તેના કોઈ ટોળાએ—ટોળાના નાયકોએ જ્યારે દક્ષિણમા રાજ્ય જમાવ્યુ ત્યારે તેઓ પોતાને સંસ્કૃતમા રાષ્ટ્રકૂટ કહેવા માડ્યા

### દક્ષિણમા રાષ્ટ્રકૂટવંશના રાજ્યનો આરંભ

કન્હેરી ગુફાના એક શિલાલેખ ઉપરથી તથા રાષ્ટ્રકૂટવંશના પાછળના લેખોનો વિચાર કરીને ડા ર ભાંડારકર અનુમાન કરે છે કે આશરે ઈ સ ત્રીજા શતકના અન્તથી તે છઠ્ઠા શતકના આરંભ સુધી દક્ષિણમા રાષ્ટ્રકૂટ વંશના રાજાઓની ઠકરાતો હશે[૭]

૧ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૧૯
૨ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૩ પૃ ૮૬ ટિ ૧
૩ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૩૧
૪ એજન
૫ ઈ એ ગ્ર ૧૨ પૃ ૨૨૮
૬ એજન પૃ ૨૨૦
૭ દક્ષિણનો પૂર્વ સમયનો ઈતિહાસ પૃ ૭૯, ૮૭ તથા રાષ્ટ્રકૂટકસ એન્ડ ધેરટાઈમ્સ પૃ ૨૭

પણ પછી ચાલુક્યો દક્ષિણમાં સર્વોપરિ થઈ પડયા. ચાલુક્યોની આ સત્તાનો રાષ્ટ્રકૂટ વંશના દંતીદુર્ગરાજાએ વિ. સં. ૮૦૪થી ૮૧૦ની વચ્ચે અન્ત આણ્યો અને પોતે દક્ષિણમાં સાર્વભૌમ પદપ્રાપ્ત કર્યું[1] આ દંતીદુર્ગના સામનગઢના વિ. સં. ૮૧૦ (શકસં. ૬૭૫)ના દાનપત્રમાં લખ્યું છે કે તેના હાથીઓ મહી અને મહાનદી રેવા (નર્મદા) સુધી પોચ્યા છે,[2] અને તેના એલુરાના દશાવતાર મંદિરના વિ. સં. ૮૦૬ (ઇ. સ. ૭૫૦) ના લેખમાં તેણે માળવા અને લાટજીત્યાં હોવાનું કહ્યું છે[3] પણ ગુજરાતમાં રાષ્ટ્રકૂટોનો પગ પેસારો તે પ્હેલાં થયેલો. આ દન્તીદુર્ગના પિતા ઇન્દ્ર પ્હેલાએ રાક્ષસવિધિથી ચાલુક્ય કુંવરી ભવનાગા સાથે લગ્ન કર્યા હોવાનું સન્જન દાનપત્રમાં કહ્યું છે.[4] આ બનાવ વિ. સ. ૭૭૮ (ઈ. સ. ૭૨૨)ની આસપાસમાં બન્યો હોવાનુ શ્રી અલ્તેકર અનુમાન કરે છે.[5] પણ એ વખતે ખેડા હજી વલભી રાજાને તાબે હતુ તે આપણે ઉપર નોંધ્યું છે. ઇન્દ્ર ખેડામાં ચાલુકય રાજાના સામત તરીકે ગયો હશે એમ પણ શ્રી. અલ્તેકરનું અનુમાન છે.[6] એ ગમે તેમ હો પણ રાષ્ટ્રકૂટોની ગુજરાતમા રાજસત્તા હોવાનું સૂચન તો પ્હેલવ્હેલું (શક સં. ૬૭૯) વિ. સં. ૮૧૩ના જમ્બુસરના બ્રાહ્મણને સુરતથી દશમલ છેટે આવેલા સ્થાવર પલ્લી એટલે હાલના અન્ત્રોલી ચારોલી ગામના દાનના લેખવાળા કર્ક બીજાના આન્ત્રોલી ચારોલી (સુરત) માથી મળેલા તામ્રપત્રમાં મળે છે.[7]

---

૧ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૦૨. ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૨૬,

૨ ઇ. એ. ગ્ર. ૧૧ પૃ. ૧૧૧ જુઓ એ લેખનું નીચેનુ વચન—

महीं महानदींरेवारोधोभित्तिविदारणम्

૩ જુઓ મુંબઈ આર્કીઓલોજીકલ સર્વેસેપરેટ ન. ૧૦ પૃ. ૯૨ થી ૯૬

૪ જુઓ એ. ઇ. ગ્ર. ૧૮ પૃ. ૨૩૫

૫ રાષ્ટ્રકૂટસ એન્ડ ધેરટાઇમ્સ પૃ. ૩૧

૬ એજન પૃ. ૩૨

૭ જર્નલ મું. એશીઆટીક સોસાઈટી ગ્ર. ૧૬ પૃ. ૧૦૫

## ગુજરાતનો કક્ક બીજો વિ સં ૮૧૩

આ તામ્રપત્રયા નીચે પ્રમાણે વંશાવળી આપી છે –

કક્ક (ઇ સ ૬૯૦ થી ૭૧૦ લગભગ)
ધ્રુવ ( „ ૭૧૦ થી ૭૩૦ „ )
ગોવિંદ ( „ ૭૩૦ થી ૭૫૦ „ )

અને પછી કક્ક (બીજો) (શક ૬૭૯–ઈ સ ૭૫૭) વિ સ ૮૧૩ આ કક્કને સામંત યોગ્ય, સમધિગત પંચમહા શબ્દનું બિરૂદ લગાડેલુ છે પણ સાથે સાથે પરમ ભટ્ટાર્ક મહારાજ પણ કહેલ કે દન્તીદુર્ગના ઉપર નોંધેલા વિ સ ૮૧૦ના તામ્રપત્રનો અને આ તામ્રપત્રનો સમય લગભગ એક છે, એ ઉપરથી પં ભગવાનલાલ અનુમાન કરે છે કે ઉપરના આન્ત્રોલી ચારોલી દાનપત્રમા જે કક્ક પ્હેલો છે તે દન્તીદુર્ગનો દાદો કક્ક પ્હેલો હોવો જોઈએ દક્ષિણના રાષ્ટ્રકૂટનુ વંશવૃક્ષ પરિશિષ્ટમા જોવાથી એનો સમય બરાબર સમજાશે[1]

દક્ષિણના રાષ્ટ્રકૂટોના વંશવૃક્ષમા જે ચોથો રાજા કર્ક પ્હેલો છે તેને એજ પુરુષ હોવાનુ દક્ષિણના લેખોમા કહેલુ છે અને તેવી દક્ષિણના પૂર્વ સમયના ઇતિહાસ (પૃ ૧૨૪)ના તથા ભા ત કે પ્રાચીન રાજવંશ ભા ૩મા ઇન્દ્ર અને કૃષ્ણ એ જ નોંધ્યા છે પણ પં ભગવાનલાલે ઉપર કહ્યુ છે તેમ આન્ત્રોલી ચારોલીનુ દાનપત્ર આપનાર કર્ક બીજાના દાદા ધ્રુવને કર્ક પ્હેલાનો ત્રીજો પુત્ર માન્યો છે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ ટિપ્પણી (ભા ૩ પૃ ૭૦ ટિ ૧)મા એ સબંધને અસંભવિત ગણ્યો છે અને શ્રી અન્તેકર પણ એને અસંભવિત નથી ગણતા પણ અનિશ્ચિત ગણે છે છતા ગુજરાતની આ શાખાને દક્ષિણની

[1] ગુજરાતના રાષ્ટ્રકૂટો અમુક વખત દક્ષિણથી સ્વતંત્ર રહ્યા છે તો અમુક વખત એને તાબે રહીને ગુજરાતમા રાજ્ય કર્યું છે એ સ્થિતિમા દક્ષિણના રાષ્ટ્રકૂટોના વંશવૃક્ષનો પરિચય આ ભાગનો વૃત્તાન્ત સમજવા માટે આવશ્યક છે

મૂળ શાખા સાથે કોઈક જાતનો સંબંધ હોવો જોઇએ એમ તો કહે જ છે (જુઓ પૃ. ૧૧ થી ૧૩). બેય શાખામાં ગરૂડમુદ્રાનુ તથા નામોનુ સામ્ય છે એ ઘણુ સૂચક છે એમ તો તેઓ પણ ગણે છે.

દન્તીદુર્ગ પોતાના હાથીઓ મહી અને નર્મદા સુધી પોચ્યાનો અને લાટ જીત્યાનો ગર્વ કરે છે એ ઉપર નોંધ્યુ છે. એના સામનગઢના અમુક શબ્દો ઉપરથી પ. ભગવાનલાલે ખેડા જીલ્લો (માતર તાલુકો) પણ દન્તીદુર્ગના તાબામાં હોવાનું અનુમાન કર્યું હતુ પણ મૂળ લેખના શબ્દો જોતાએ બરાબર નથી લાગતુ[1] ખેડામાં તો દન્તીદુર્ગના વખતમાં વલભી રાજાની સત્તા હોવાનો સંભવ વલભી તામ્રપત્રો ઉપરથી ઉપર નોંધ્યો છે. પણ લાટમાં રાષ્ટ્રકૂટની સત્તા ચોક્કસ જણાય છે અને દન્તીદુર્ગએ વંશનો મહાપરાક્રમી રાજા હતો એ જોતાં ગુજરાતનો કર્ક બીજો તેનો સામત હોવાનો સંભવ છે. વળી કર્ક સુવર્ણ વર્ષના વડોદરામાથી મળેલા વિ. સ. ૮૬૮ (ઈ. સ. ૮૧૨)ના તામ્રપત્રમાં[2] પોતાની વંશાવળી કહેતાં એ દક્ષિણની રાષ્ટ્રકૂટ વશાવળી જ નોધે છે અને ગુજરાતના આ કર્કને નોધતો જ નથી એ ઉપરથી પણ કર્ક સામંત હોવાના અનુમાનને ટેકો મળે છે.

## દન્તીદુર્ગ પછી તેનો કાકો કૃષ્ણ

આ દન્તીદુર્ગ અપુત્ર મરણ પામ્યો અને તેની ગાદી ઉપર તેનો કાકો કૃષ્ણ બેઠો.[3] આ કૃષ્ણ વિષે વડોદરાના ઉપર કહેલા દાનપત્રમાં કહ્યું છે કે "તેણે અવળે[4] રસ્તે ચડેલા પોતાના વંશના માણસનું

---

૧ મૂળ લેખમા मातृभक्तितः प्रतिग्राम એ રીતે શબ્દો છે मातृभुक्तेः હોત તો ગેઝીટીઅરના લેખકે કાઢયો છે તેવો માતર તાલુકાનો અર્થ નીકળી શકત. લેખ માટે જુઓ. ઇ. એ. ગ્ર. ૧૧ પૃ. ૧૧૨

૨ જુઓ પ્રા. લે. મા. ભા. ૧-લેખ નં. ૫

૩ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૦૩

૪ यो वश्यमुन्मूल्य विमार्गभाजं राज्य स्वयं गोत्रहिताय चक्रे ।
પ્રા. લે. મા. લે. નં. ૫ શ્લો. ૮

ઉન્મૂલન કરીને પોતે જ કુળના હિત માટે રાજ્ય કર્યું", આ શબ્દોનો દન્તીદુર્ગના મરણ પછી ગુજરાતના સ્વતંત્ર ધણી થવા ઈચ્છતા કર્કને કૃષ્ણે જડ મૂળથી ઉખેડી નાખ્યો એવો અર્થ પં ભગવાનલાલે કર્યો છે[1] કર્કનો કે એના વંશવારસનો આ સમય પછી પત્તો લાગતો નથી એ વાત ખરી છે પણ કર્કનો નાશ કરનાર અને એ સાથે થોડા વખત માટે રાષ્ટ્રકૂટ સત્તાને પણ ગુજરાતમાંથી દૂર કરનાર તો નાગાવલોક હોય એમ મને લાગે છે અને એ કારણથી વડોદરાના દાનપત્રના શબ્દોનો અર્થ ડા ભાંડારકર પેઠે દક્ષિણની રાષ્ટ્રકૂટ ગાદીના કોઈ હકદારને લાગુ પડે છે એમ મારું પણ માનવું છે[2]

ભરૂચમાં ભર્તૃવૃદ્ધ વિ સં ૮૧૩

કર્કને ગુજરાતમાંથી ઉખેડી નાખનાર આ નાગાવલોક કનોજના

---

૧ મું ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૨

૨ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૧૦૩ આ વિષય ઉપર ઘણી ચર્ચા ચાલી છે ફ્લીટ, વીન્સેન્ટ સ્મિથ વગેરેએ દન્તીદુર્ગને ગાદી ઉપરથી ઉઠાડી કૃષ્ણે રાજ્ય પચાવી પાડ્યું એવો અર્થ કર્યો છે (ઓક્સફર્ડ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ પૃ ૨૨૬) પણ ડા રા ભાંડારકર એમ નથી માનતા ડા દે રા ભાંડારકર, ડા સુખઠણકર, અને અલ્તેકર પણ દંતીદુર્ગને ઉઠાડી મુક્યાની વાત કૃષ્ણના પોતાના વિ સં ૮૨૮ (શ સ ૬૯૨)ના લેખમાં કાંઈ ન કહેલું હોવાથી નથી સ્વીકારતા પણ શ્રી ચિ વૈદ્ય સ્વીકારે છે (જુઓ એ ઇ ગ્ર ૧૪ પૃ ૧૨૫ ગ્ર ૧૩ પૃ ૨૭૫ તથા હીસ્ટરી ઓફ મીડીવલ હિન્દુ ઇન્ડીઆ ગ્ર ૨ પૃ ૧૯૫ તથા ૩૫૨-૫૩) કરડાના ૧૦૨૯ ના તામ્રપત્રમાં દન્તીદુર્ગ અપુત્ર મરણ પામ્યાનું અને પછી તેનો કાકો ગાદીએ બેઠાનું કહ્યું છે (તસ્મિન્નપુત્રે નૃ ચ તત્પિતૃવ્ય । જુઓ પં પ્રા લે મા ભા ૧ લેખ નં ૯) પણ એ બસ્સો વર્ષ પછીનો લેખ હોવાથી કેટલાક એના ઉપર વિશ્વાસ નથી મુકતા શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ, દન્તીદુર્ગને દીકરો હોય અને તેને કૃષ્ણે દબાવ્યા હોય અથવા પં ભગવાનલાલ કહે છે તેમ ગુજરાતનો કર્ક વડોદરાના દાનપત્રમાં ઉદ્દિષ્ટ હોય એ બેય સંભવ મુકે છે (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૩ પૃ ૩૧ અને ટિ ૩)

પ્રતિહાર વંશનો મૂળ પુરૂષ હોવાનો[1] તથા એનું રાજ્ય એ વખતે ભિલ્લમાલમાં હોવાનો સભવ છે. પાછળથી આ પ્રતિહાર વંશના રાજાઓ તથા દક્ષિણના રાષ્ટ્રકૂટો વચ્ચે લાટ અને માળવાના ધણીપણા માટે કાયમ આ રસાકસી ચાલ્યા કર્યાનાં સૂચનો એ બેય વશના લેખોમાં મળે છે. આ રસાકસીનો આરંભ વિ. સં, ૮૧૩ની આસપાસમાં રાષ્ટ્રકૂટ દન્તીદુર્ગના સામંત કર્ક અને ભિલ્લમાલના નાગાવલોક વચ્ચે અથવા નાગાવલોકના સામંત વચ્ચે થયેલી લડાઈથી થયો હશે એવું મારૂ અનુમાન છે. અને એ લડાઈમાં નાગાવલોકનો વિજય થતાં તેના ભરૂચના સામત ભર્તૃવૃદ્ધે વિ. સ. ૮૧૩માં ભરૂચમાંથી દાન આપ્યુ.[2] જેનું તામ્રપત્ર હાસોટમાંથી મળ્યું છે. એમાં નાગાવલોક પ્રવર્ધમાન વિજય રાજ્ય વખતે દાન આપ્યુ એમ લખ્યું છે. હવે હર્ષનાથના મંદિરના વિ. સં. ૧૦૩૦ના લેખમાં સાંભરના ચોહાણ વશના મૂળ પુરૂષ રાજા ગૂવકને જે નાગાવલોક રાજાની સભાનો વીર કહ્યો છે.[3] એ નાગાવલોક બીજાને પણ ગ્વાલીઅરની પ્રશસ્તિમાં નાગભટજ કહ્યો છે.[4] એ જોતાં નાગાવલોક અને નાગભટ પર્યાય લાગે છે. વળી

---

૧ ગ્વ લીઅરથી મળેલી કનોજના પ્રતિહાર રાજા ભોજદેવ પ્હેલાના સમયની પ્રશસ્તિમા આ નાગાવલોકનું નાગભટ નામથી નીચે પ્રમાણે વર્ણન આપ્યું છે—

तद्वंशे प्रतिहारकेतनभृति त्रैलोक्यरक्षास्पदे
देवो नागभटः पुरातनमुनेर्मूर्ति र्बभूवाद्भुतम् ।
येनासौ सुकृतप्रमाथिवलेच्छम्लेच्छाधिपाक्षौहिणी-
क्षुन्दानस्फुरदुग्रहेतिरुचिरैर्दोर्भिश्चतुर्भिर्बभौ ॥

આર્કીઓ લોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ, એન્યુઅલ રિપોર્ટ ૧૯૦૩–૪ પૃ. ૨૮, શ્લો. ૪

૨ સુરતની સા. ૫ નો રિપોર્ટ, તથા એ. ઇ ગ્ર. ૧૨ પૃ. ૨૦૨

૩ आद्यः श्री गूवकाख्यः प्रथितनरपतिश्चाहमानान्वयो भूत्
श्री मन्नागावलोकप्रवरनृपसभालब्धवीरप्रतिष्ठः ॥

એ. ઇ. ગ્ર. ૨ પૃ, ૧૨૧

૪ જુઓ ગ્વાલીઅરની પ્રશસ્તિ શ્લો. ૮

ચોહાણો એના સામતો હતા એ પણ હર્ષનાથના લેખથી સિદ્ધ થાય છે એટલે નાગાવલોક કે નાગભટ પહેલાએ રાષ્ટ્રકૂટને હરાવી ભરૂચનુ રાજ્ય પોતાને તાબે લઈ ત્યા ચોહાણ ભર્તૃવૃદ્ધને સામત નીમ્યો હોય એમ હાસોટના તામ્રપત્રથી જણાય છે ગ્વાલીઅરની પ્રશસ્તિમા આ નાગાવલોકે બલોચમ્લેચ્છને હરાવ્યા નો ઉલ્લેખ છે તે સિંધમાથી ઉતરી આવેલ કોઈ આરબ ટોળાને, કદાચ વિ સ ૮૧૩ (ઇ સ ૭૫૭)મા સિંધથી નીકળેલી ટોળાને લક્ષીને જ હોવુ જોઇએ આ આરબ ટોળીઓ કોઈવાર ફાવી જતી હશે તેમ કોઈવાર માર પણ ખાતી હશે એમ અવનિજનાશ્રય પુલકેશીના તથા ગ્વાલીઅરની પ્રશસ્તિના કથનથી જણાય છે

આ નાગાવલોકની કે તેના સામતની સત્તા લાટ દેશ ઉપર કેટલો વખત રહી હશે એ જાણવાનુ કાઇ સાધન મળ્યુ નથી, પણ વિ સ ૮૧૩ પછી પચાસેક વર્ષ સુધી રાષ્ટ્રકૂટના દાનપત્રો ગૂજરાતમાથી મળતા નથી. એટલે ઉપર કહેલા નાગાવલોકના અનુયાયીઓની સત્તા એ કાળ દરમીયાન લાટ ઉપર અને પાટણ ઉપર પણ હોવાનો સભવ છે. વળી વિ સ ૮૨૨ પછી તરતમા પ્ર ચિ-ની તથા એલબીરૂનીએ આપેલી દતકથા પ્રમાણે વિ સ ૮૨૨થી ૮૨૬ (ઇ સ ૭૬ થી ૭૭૦) વચ્ચે વલભીના એક અસતુષ્ટ પ્રજાજને રજે મનસુરના આરબ સરદારને પૈસા આપીને તેની પાસે વલભી ઉપર દરીઆ રસ્તે રાતમા હુમલો કરાવ્યો અને તેને પરિણામે એ શહેરનો તથા ત્યાના લોકોનો નાશ થયો[1]

વલભીનો નાશ વિ સ ૮૨૪થી ૮૩૪ વચ્ચે

એલબીરૂનીએ આ હુમલાની તારીખ આપી નથી પણ વિ સ ૮૦૬ (ઇ સ ૭૫૦) સુધી મનસુરની સ્થાપના થઈ નહોતી[2]

1 સચાઉનુ એલબીરુની ગ્ર ૧ પૃ ૧૯૩, મુ ૨ ગ્ર ૧ ભા ૧ પૃ ૯૮
2 જુઓ ઇલીઅટ ગ્ર ૧ પૃ ૩૬૨ ટિ ૧ તથા ૪૪૨-૩ તથા મુ ગ્રં ૫ ૯૫

અને વલભીનું છેલ્લું દાનપત્ર વિ. સ. ૮૨૨ (ઇ. સ. ૭૬૬)નું મળ્યું છે. વળી સિંધના આરબ ઇતિહાસ લેખકો વિ. ૮૧૩ (ઇ. સ. ૭૫૭) માં ખલીફ અલ્મનસુરે અમરૂબીન જમાલને વહાણોના કાફલા સાથે બરડા ઉપર મોકલ્યાનું લખે છે. વીશ વર્ષ પછી એક બીજો કાફલો મોકલ્યાનું પણ તેઓ લખે છે. ઈલીઅટે મૂળના અરબ્બી શબ્દને પર્યાય 'બરડા' કર્યું છે પણ વલભ પણ થઇ શકે એવો મત ગેઝીટીઅરના લેખકે આપ્યો છે.[1] આમાંના પહેલા હુમલા વખતે તો વલભીનો નાશ થયો નથી કારણ કે તે પછીના સમયનું તામ્રપત્ર મળે છે માટે વિ. સ. ૮૧૪થી ૮૩૪ વચ્ચે વિ. સં. ૮૨૪ની આસપાસમા સિંધના આરબ લેખકોએ ન નોંધેલો હુમલો વલભી ઉપર આવ્યો હોય અથવા બીજા વિ સ. ૮૩૪ના હુમલા વખતે વલભીનો પુરેપુરો નાશ થયો હોય. જિન પ્રભસૂરિના તીર્થકલ્પમાં વલભીના નાશ માટે વિ સ. ૮૫૦ની સાલ આપી છે[2]

## નાગાવલોકના વંશજોને તાબે ગુજરાત હોવાનો સંભવ

વલભીનો આ રીતે નાશ થવાથી અને આરબોતો નાશ કરીને લુંટ લઇને પાછા ગયા હોવાથી વિ. સ. ૮૨૪થી ૮૪૦ વચ્ચે ગુજરાતનો ઘણો ખરો ભાગ ઉપર કહેલા નાગાવલોકના વંશજોને તાબે હોય એમ અનુમાન થાય છે. આ નાગાવલોકની રાજધાની ભિલ્લમાલમાં હોવાનું તથા એને તાબે ઉત્તરમાં મારવાડથી દક્ષિણમા ભરૂચ સુધીનો બધો મુલક હોવાનું તજજ્ઞો અનુમાન કરે છે[3]

## પ્રતિહારવંશી વત્સરાજ વિ. સં ૮૪૦

ઉપર કહેલા નાગાવલોક પછી તેનો ભત્રીજો કકુત્સ્થ કે કક્કુક ગાદી ઉપર બેઠો, પછી તેનો નાનો ભાઈ દેવરાજ કે દેવશક્તિ જે પરમ

---

૧ એજન પૃ. ૯૫ તથા ટિ ૪

૨ પ્ર. ચિં મૂળ પૃ. ૧૭૮ ટિ * તથા તેનુ ગુ. ભા પૃ. ૨૨૯ તથા ટિ. ૯, ૧૦

૩ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૯ અ. ૩ પૃ. ૩૨૦

ભાગવત હતો તે બેઠો અને તે પછી તેનો પુત્ર વત્સરાજ ગાદી ઉપર બેઠો. આ વત્સરાજ પરાક્રમી રાજા હતો એનો સમય ચોક્કસ જાણવાનું સાધન છે શક સં ૭૦૫ (વિ સં ૮૪૦)માં દિગમ્બર જૈન આચાર્ય જિનસેને હરિવંશ પુરાણ લખ્યું છે તેમાં લખ્યું છે કે શક સં ૭૦૫ માં જ્યારે ઉત્તર દિશામાં ઈન્દ્રાયુધનું રાજ્ય હતું, કૃષ્ણનો પુત્ર વલ્લભ દક્ષિણ દિશાનું રક્ષણ કરતો હતો, પૂર્વમાં અવન્તીનો રાજા હતો અને પશ્ચિમ (મારવાડ-ગુજરાત)માં વત્સરાજનું રાજ્ય હતું ત્યારે આ પુસ્તક પૂરું કર્યું છે[1] આ શ્લોકોક્ત ઉત્તર દિશાનું રાજ્ય તે કનોજનું રાજ્ય, પશ્ચિમનું તે ભિલ્લમાલનું અને દક્ષિણનું તે રાષ્ટ્રકૂટ વંશનું અને વલ્લભ તે કૃષ્ણનો પુત્ર ગોવિંદ બીજો એમ વિદ્વાનોનો તર્ક છે[2] મતલબ કે આ વત્સરાજની વિ સં ૮૪૦માં ગુજરાત ઉપર સત્તા હતી એમ ચોક્કસ જણાય છે

કૃષ્ણ વિ સં ૮૧૩ અને ગોવિંદ બીજો વિ સં ૮૨૯

પણ આ વત્સરાજ ગુજરાતનું સામ્રાજ્ય સુખે ભોગવી શક્યો હોય એમ લાગતું નથી કારણકે પહેલા કહેલા રાષ્ટ્રકૂટ વંશના દન્તીદુર્ગ પછી તેનો કાકો કૃષ્ણ લગભગ વિ સં ૮૧૩ (ઇ સ ૭૫૭)માં ગાદી ઉપર બેઠો અને વિ સં ૮૨૯ (ઇ સ ૭૭૩)માં તેનો પુત્ર ગોવિંદ બીજો બેઠો[3] એ બેના વખતની કોઈ નિશાની ગુજરાતમાંથી મળી નથી અને એ સમયમાં ઉપર જોયું તેમ નાગાવલોકની તથા તેના વંશજોની સત્તા ગુજરાત ઉપર હોય એમ જણાય છે, એટલે

---

૧ शाकेष्वब्द शतेषु सप्तसु दिशं पंचात्तरेषूत्तरां पातीन्द्रायुधनाम्नि कृष्णनृपजे श्री वल्लभे दक्षिणां । पूर्वां श्रीमदवन्तीभूभृति नृपे वत्सादिराजऽपरां सौराणामधिमण्डलं जययुते वीरे वराहे वति ॥

દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૨૫૨ ટિ

૨ જુઓ ના પ્ર. ૫ ભા ૯ અ ૩ પૃ ૩૨૨ તથા દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૨૫૨

૩ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૧૦૫થી૧૦૬ તથા મુ ને પ્ર. ૨ ભા ૧ પૃ ૨૨૨ રાષ્ટ્રકૂટ એન્ડ ધેરટાઇમ્સ પૃ ૯૮

રાષ્ટ્રકૂટોની સત્તા એ વખતે ગુજરાતમાં નહિ રહી હોય એમ જ માનવું યોગ્ય છે. પણ રાષ્ટ્રકૂટ વંશે ગુજરાતનો લોભ છોડી દીધો હતો એવું તો નહોતું જ અને સં. ૮૩૬માં આ ગોવિંદ બીજાને ગાદી ઉપરથી ઉઠાડી મુકી જાતે ગાદી ઉપર બેસનાર તેના નાના ભાઈ કલિ વલ્લભ કે ધ્રુવ[1] ધારાવર્ષે ગુજરાત ઉપર ફરી રાષ્ટ્રકૂટ સત્તા સ્થાપી હોય એમ જણાય છે.

### ધ્રુવ નિરૂપમ લગભગ વિ. સં. ૮૩૬થા૮૫૦

આ ધ્રુવ ધારાવર્ષકે નિરૂપમ પરાક્રમી રાજા હતો. દક્ષિણ હિંદમાં કાંચી અને ચેરના રાજાઓને હરાવી છેક રામેશ્વર સુધી તેણે પોતાનો વિજયડંકો વગાડ્યો હતો. એ ધ્રુવ વિષે એના પુત્ર ગોવિંદ ત્રીજાનાં વાણીદીડોરી અને રાંધણપુરનાં વિ. સં. ૮૬૪ (ઈ. સ. ૮૦૮)નાં તામ્રપત્રોમાં લખ્યુ છે કે તેણે ગાડના રાજાની લક્ષ્મી સહેલાઈથી હાથમાં આવી જવાથી મત્ત થઈ ગયેલા વત્સરાજને અપ્રતિબલ સૈન્યવડે મારવાડની વચ્ચે ખરાબ સ્થિતિમાં મુકી દઈને તેની પાસેથી ગૌડ દેશને જીતીને તેણે મેળવેલાં ચદ્ર જેવાં બે શ્વેત છત્રો ખુચવી લીધાં.[2] આ વત્સરાજ તે ઉપર કહેલો પશ્ચિમનો નાગાવલોકના વંશનો વત્સરાજ. આ રીતે વત્સરાજને મારવાડમાં હરાવીને ગુજરાતનું રાજ્ય રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવે પાછુ લીધું એ બનાવ કયારે બન્યો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ વિ. સં. ૮૬૪ (ઇ. સ ૮૦૮)નાં ઉપર કહેલાં તામ્રપત્રોમાં આ હકીકતનો ઉલ્લેખ છે અને વિ. સં. ૮૫૦નું ગોવિંદ ત્રીજાનું

---

૧ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૦૬–૧૦૭ ઇ–એ ગ્રં ૬ પૃ. ૬૫ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૨, રાષ્ટ્રકુટ એન્ડ ધેરટાઈમ્સ પૃ. ૫૨

૨ हेलास्वीकृतगौडराज्यकमलामत्त प्रवेश्याचिराद्
दुर्मार्ग मरुमध्यमप्रतिवलैर्यो वत्सराज बलैः ।
गौडीय शरदिन्दुपादधवल छत्रद्वय को(के) वल
तस्मान्नाहृत तद्यशोपि ककुभाप्रांते स्थित तत्क्षणात् ॥
ઇં. એ. ગ્રં ૧૧ પૃ. ૧૫૭; ગુ. ઐ. લે. ભા. ૨ નં. ૧૨૧ અને નં. ૧૨૨

દાનપત્ર મળ્યુ[1] છે એ જોતા વિ સ ૮૪૫ની આસપાસમા આ બનાવ બન્યો હોય એ સભવિત છે

### ગોવિંદ ત્રીજો વિ સ ૮૫૦ થી ૮૭૦

ઉપર કહેલ તામ્રપત્રોમા જ કહેલુ છે કે પોતાના પુત્ર ગોવિંદની કૃષ્ણ જેવી અલૌકિક શક્તિઓ જોઇને તેને જ પોતાનુ પૃથ્વીનુ સામ્રાજ્ય આપવા માડયુ પણ તેણે માત્ર તો આ કંઠી (कण्ठिका)[2] બસ છે એમ કહીને ના પાડી મયૂરખડી કે મોરખડ (નાસિક) મા ગોવિંદની રાજધાની હતી એ જોતા કંઠિકા એટલે વલસાડની ઉત્તરનો પ્રદેશ વિવક્ષિત હશે એમ પ ભગવાનલાલ તર્ક કરે છે પણ મૂળલેખના શબ્દો જોતા એ અર્થ ખોટો લાગે છે વળી એ જ ગ્રથકર્તા તર્ક કરે છે કે ગુજરાતના ગોવિંદના વિ સ ૮૮૩ (ઈ સ ૮૨૭)ના કાવીના દાનપત્રમા સ્તભ અને બીજા રાજાઓથી પોતાના રાજ્યને માથે ભય ઝઝુમતુ જોઇને ધ્રુવે ગોવિંદને પોતાના જીવતા જ રાજ્યાભિષેક કર્યો એમ કહેલુ છે એ જોતા ધ્રુવે દક્ષિણની સત્તા પોતાના હાથમા રાખીને ગુજરાતનુ રાજ્ય ગોવિંદને સોંપી દીધુ હોય એવો સભવ છે આ સ્તભને ખભાત સાથે સબધ હોવાનો પ ભગવાનલાલે તર્ક કર્યો છે અ તેકર સ્તભને ગોવિંદનો મોટો ભાઈ કહે છે[3]

એ ગમે તેમ હો પણ ઉપર કહેલા વાણી ડીંડોરી અને રાધણપુરના તામ્રપત્રો સ્પષ્ટ કહે છે કે ગોવિંદ ત્રીજાએ (સ્તભની અધ્યક્ષતા નીચે ?) એકઠા થયેલા બાર રાજાઓને હરાવ્યા ગૂર્જરો ભયનો માર્યો ભાગી ગયો, તે પાછો સ્વપ્નમા યે દેખાયો નહિ,[4] અને માલવરાજ

---

1 એ ઇ અ ૬ પૃ ૧૦૫

2 આ કણ્ઠિકા શબ્દનો ટીકામા પહેરવાની માળા-કંઠી-અર્થ શ્રી અલ્તેકરે કર્યો છે (પૃ ૫૨) અને તે જ ઠીક લાગે છે

3 મુ ૧ મ ૧ ભા ૧ પૃ ૧૨૩ અને રાષ્ટ્રકૂટ્સ એન્ડ ધેર ટાઇમ્સ પૃ ૬૨

4 એ ઈ ગ્ર ૬ પૃ ૨૩૯ જુઓ નીચેનો શ્લોક ૧૫

स समक्षमनुवीक्ष्य य द्वारदृतु पतन्त्यनस्मुर्जरा

नष्ट क्वापि भया तथा न समर स्वप्नेऽपि पश्यतया ।

તાબે થયો. આ ગૂર્જર રાજા કોણ હશે તે કહી શકાતું નથી એમ પં. ભગવાનલાલે લખ્યું છે પણ એ વત્સરાજનો અનુયાયી નાગભટ્ટ હોવાનો સંભવ છે કારણ કે એ ગોવિંદ ત્રીજાનો સમકાલીન હતો.[1] ગૂર્જર રાજા ભાગી ગયા પછી માળવાના રાજાને નમાવ્યો; માળવેથી ગોવિંદ વિંધ્યા તરફ ગયો ત્યાં પૂર્વમાળવાના રાજા મારશર્વે તેની આધીનતા સ્વીકારી અને ખંડણી ભરી, ત્યાંથી વળતાં શ્રીભવન (ગુજ-રાતમાં આવેલું સરભોણ ? ભરૂચના આમોદ તાલુકાનું)મા ગોવિંદે ચોમાસું ગાળ્યું. ચોમાસું પુરૂં થયા પછી ગોવિંદ વિજય કરવા માટે દક્ષિણમાં છેક તુગભદ્રા સુધી ગયો અને જતાં જતાં ગુજરાતનું રાજ્ય પોતાના ભાઈ ઇન્દ્રને સોંપતો ગયો હશે.[2] અને આ ઇન્દ્રથી રાષ્ટ્રકુટોની ગુજરાત શાખા શરૂ થાય છે. અનેક તામ્રપત્રોમાં ઇન્દ્રને તેના ભાઈ ગોવિંદે લાટેશ્વર મડલ આપ્યું એમ કહેલું છે.[3] ગુજરાતનાં બીજાં તામ્રપત્રોમાં ઇન્દ્રે ગુજરાત જીતીને લીધું, કાંઈ તેના ભાઇએ આપ્યું નહોતું એમ દેખાડવાની ઇચ્છાથી ગોવિંદના અનુયાયી તરીકે શર્વઅમોઘ વર્ષ (વિ સં. ૮૭૦)નું નામ લીધા પછી શર્વનો કાકો ઇન્દ્ર (ગુજરાતનો) રાજા હતો એમ કહેલું છે.[4]

### ઈન્દ્ર વિ. સં. ૮૬૪ થી ૮૬૮

ગોવિંદ ત્રીજાએ પોતાના ભાઈ ઇન્દ્રને લગભગ વિ. સ. ૮૫૬ અને ૮૬૪ વચ્ચે ગુજરાતનું રાજ્ય સોંપ્યું અને વિ. સ. ૮૬૮

---

૧ એ ઈ. ગ્ર. ૯ પૃ. ૨૬ ટિ. ૪

૨ જુઓ શકસં. ૭૩૦ના રાધણપુરના તામ્રપત્રનો હવાલો આપીને પં. ભગવાનલાલે ઉપર પ્રમાણે તર્ક કર્યો છે. પણ મૂળ લેખમા એવા તર્ક માટે કશો આધાર નથી. અલબત્ત ટિ. ૩મા ઉતારેલા શબ્દો ઉપરથી ઉપરનું અનુમાન ખેંચી શકાય ખરૂ

૩ शास्ता वभूव........तद्दत्तलाटेश्वरमडलस्य
શક સ. ૭૩૪ (વિ. સ. ૮૬૮)નું તામ્રપત્ર પ્રા. લે. મા. ભા. ૧ લેખ નં. ૫

૪ જુઓ શક સ. ૭૮૯ (વિ. સં. ૯૨૪)નું ધ્રુવરાજનું તામ્રપત્ર શ્લો. ૨૪ એજન લેખ ન. ૪

(શક સ ૭૩૪)નુ તો તેના પુત્ર કર્કનુ વડોદરાનુ દાનપત્ર મળ્યુ છે એ જોતા ઇન્દ્રનો રાજ્યકાળ ઘણો ટુકો લાગે છે કર્કના વિ મ ૮૬૮ના એક દાનપત્રમા ઇન્દ્રને આખા લાટેશ્વર મડળનો રાજા કહ્યો છે,[1] અને બીજા એજ સાલના છપાયેલા દાનપત્રના એક શ્લોકમા કહ્યુ છે કે લડવા સામે આવેલા ગૂર્જરેશ્વરની પાછળ પડીને તેને ઇન્દ્રે નસાડયો અને શ્રી વલ્લભે (શર્વ કે અમોઘવર્ષ) જેના વૈભવને છિન્નભિન્ન કરી નાખ્યો હતો એવા અને ડરી ગયેલા ઘણા દક્ષિણાપથના મહા સામન્તોને તેણે આનન્દથી રક્ષણ આપ્યુ[2] આનો એક અર્થ એવો થાય કે ઇન્દ્રે દક્ષિણના સમ્રાટ્થી કોઈક કારણે અસતુષ્ટ સામતોને પોતાના પડખામા લીધા અને ગુજરાતનુ રાજ્ય જમાવ્યુ પણ અલતેકરે આ સામતોનો પોતાના ભાઈ સાથે મેળ કરી આપ્યો એમ અર્થ કર્યો છે જે ગૂર્જરેશ્વરને નસાડયાનુ ઉપરના શ્લોકમા કહ્યુ છે તે ભિલ્લમાલનો નાગભટ્ટ કે નાગાવલોક બીજો હોવો જોઇએ

**નાગભટ્ટ બીજો લગભગ વિ સ ૮૬૪ થી ૮૯૦**

આ નાગભટ્ટ બીજાનો વિ મ ૮૭૨નો એક શિલાલેખ જોધપુર રાજ્યના બીલાડા પરગણાના બુચકલા ગામમાથી મળ્યો છે[3] આ

---

૧ शास्ता प्रतापप्रथित पृथिव्या सर्वस्य लाटेश्वरमण्डलस्य ।

વડોદરાના અમુદ્રિત દાનપત્રમાથી મુ ગે પ્ર ૧ ભા ૨ પૃ ૧૨૪ ટિ ૧ મા ઉતારેલ

૨ વડોદરાના વિ સ ૮૬૮ (શ સ ૮૧૨)ના છપાયેલા દાનમા ઉપર કહેલી હકીકત નીચેના શ્લોકમા કરી છે

यनैकेन च गुर्जरेश्वरपतिर्योद्धु समभ्युद्यत
शौर्य प्राद्धतकधरो मृग इव क्षिप्र दिशो ग्राहित ।
भीतासहतदक्षिणापथमहासाम तचक्र यतो
रक्षामाप विलुप्यमानविभव श्री वल्लभेनादरात् ॥ શ્લો ૨૪

ઇ એ ગ્ર ૧૨ પૃ ૧૫૮ થી ૧૬૨
પ્રા લે મા. લેખ ન ૫ નુ અ લે નં ૧૭૩

૩ જુઓ એ. ઈ ગ્ર ૯ પૃ ૧૯૯, ૨૦૦

નાગભટ્ટે જ કનોજના રાજા ચક્રાયુધને જીતીને પોતાના વંશની ગાદી કનોજમાં સ્થાપી[1] હવે વડોદરાના દાનપત્રમાં ગૂર્જરેશ્વરને ઇન્દ્રે નસાડયાનું કહ્યું છે, પણ ભોજની ગ્વાલીઅર પ્રશસ્તિમાં આન્ધ્ર, સૈન્ધવ, વિદર્ભ, કલિંગ અને બગના રાજાઓને આ નાગભટ્ટે જીતેલા હોવાનું તથા આનર્ત, માલવ, કિરાત, તુરુષ્ક, વત્સ અને મત્સ્ય વગેરે રાજાઓના ગિરિદુર્ગો બળાત્કારથી તેણે પોતાને આધીન લીધાનું કહ્યું છે.[2] ગ્વાલીઅરની પ્રશસ્તિ પાછળથી લખાઈ છે અને વડોદરાનુ દાનપત્ર લગભગ સમકાલીન છે, એ જોતાં નાગભટ્ટ ગુજરાતમાં ફાવ્યો નહિ અને કનોજમાં ફાવ્યો એમ જ માનવું યોગ્ય છે. પ્રભાવક ચરિત નામના જૈન ગ્રથમાં જે આમ કે નાગાવલોક રાજાની વાત છે તે આ નાગભટ્ટ એમ ગણીને શ્રી. ગૌ. હી. ઓઝા નાગભટ્ટ બીજાનો મરણકાળ એ ગ્રંથને આધારે વિ. સં. ૮૯૦ ભાદ્રપદ સુદિ ૫ માને છે.[3]

### કર્ક વિ સં. ૮૬૮ થી ૮૭૮

ઇન્દ્ર પછી તેનો પુત્ર કર્ક લાટ મડલનો સ્વામી થયો. તેણે સુવર્ણવર્ષ તથા પાતાલમલ્લનાં બિરૂદો ધારણ કર્યાં હતા. કર્કે દક્ષિણના મુખ્ય રાષ્ટ્રકૂટ વંશની સાર્વભૌમ સત્તા કબુલ રાખી હતી. એનાં ત્રણ તામ્રપત્રો મળ્યાં છે. (૧) શક ૭૩૪ (વિ. સં. ૮૬૮ )નું વડોદરાનું દાનપત્ર, (૨) શક ૭૩૮ (વિ. સ. ૮૭૨ )નુ નવસારીનું અને શક ૭૪૩ ( વિ. સં ૮૭૭ )નું સુરતનું. વડોદરાના દાનપત્રમાં આ કર્ક વિષે લખ્યું છે કે ગૌડના તથા બંગના રાજાઓના વિજયથી ફુલાઈ ગયેલા ગૂર્જરેશ્વરથી હારી ગયેલા માળવાના રક્ષણ માટે લંબાયેલા દિશાઓની ભોગળ જેવા જેના હાથને લીધે સ્વામી રાજ્યનું ફળ

૧ જુઓ ભોજની ગ્વાલીઅર પ્રશસ્તિ. શ્લો. ૯

૨ એજન શ્લો. ૮ તથા ૧૧. રિપોર્ટ ઓફ ધી આ. સ. ઈ. ૧૯૦૩–૪ પૃ. ૨૮૧

૩ નિ. પ્રેસમાં મુદ્રિત પ્રભાવક ચરિતમાં બપ્પભટ્ટિ પ્રબધ શ્લોક ૭૨૫ નાગરી પ્રચારિણી પત્રિકા ભા ૯ અ. ૩ પૃ. ૩૨૩–૩૨૪

ભોગવે છે[1] કનોજનો આ સ્વામી તે તો દક્ષિણનો રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ત્રીજો હોવો જોઈએ પણ ગૌડ અને મગાળાનો વિજય કરે એવો ગૂર્જરેશ્વર કોણ તે ગેઝેટીઅરના કર્તાને સૂઝ્યુ નથી[2] પણ કનોજના પ્રતિહાર વંશની વંશાવળી હવે પુરી મળી જવાથી તથા ગ્વાલીઅરની ઉપર કહેલી પ્રશસ્તિમા નાગભટ્ટે વંગપતિનો વિજય કર્યો હોવાનુ સ્પષ્ટ કથન હોવાથી[3] વડોદરાના દાનપત્રનો ગૂર્જરેશ્વર તે આ નાગભટ્ટ જ એમ નિ સદેહ સમજી શકાય છે

કર્કના વિ સ ૮૬૮ના વડોદરાના તામ્રપત્રમા દક્ષિણની મુખ્ય શાખામા ગોવિંદ પછી રાજા અમોઘવર્ષનુ નામ નથી અને વિ સ ૮૭૨ (ઈ સ ૮૧૬)ના નવસારી તામ્રપત્રમા નામ છે એ ઉપરથી વિ સ ૮૬૮ અને ૮૭૨ વચ્ચે અમોઘવર્ષ ગાદીએ આવ્યો હશે, એમ જણાય છે ફ્લીટે સીરુરના ઉત્કીર્ણ લેખ ઉપરથી અમોઘવર્ષનુ રાજ્યારભનુ વર્ષ (ઈ સ ૮૧૪) વિ સ ૮૭૦ માન્યુ છે તે બરાબર લાગે છે[4]

પહેલા તો કેટલાક રાજાઓ તથા સામતોના વિરોધને લીધે ૭ વર્ષની બાળક ઉમરના અમોઘવર્ષને ગાદીએ બેસવામા મુશ્કેલી પડી હોય અને પછી કર્કની મદદથી ગાદી મળી હોય એમ લાગે છે કારણ કે ધ્રુવ પહેલાના વિ સ ૮૯૧ (શક સ ૭૫૭)ના તથા ધ્રુવ બીજાના વિ સ ૯૨૩ (શક સ ૭૮૯)ના દાનપત્રોમા પરસ્પર મળી જઈને જેણે જુદા જુદા મડળો દબાવી દીધેલા એવા ઉદ્ધત

1 गौडेन्द्रवङ्गपतिनिर्जयदुर्विदग्ध-
सद्गूर्जरेश्वरदिगर्गलतां गतस्य ।
नीत्वा भुजं विहतमालवरक्षणार्थं
स्वामी तथान्यमपि राज्यफलानि भुङ्क्ते ॥
પ્રા. લે. મા. લેખ ન ૫ શ્લો. ૨૭

2 મું ગે સ ૧ ભા ૧ પૃ ૧૨૪

3 ગ્વાલીઅર પ્રશસ્તિ શ્લો. ૧૦ निर्जित्य वङ्गपतिं

4 મું ગે. સ ૧ ભા ૧ પૃ ૧૨૮

સામંતોને પોતાના બાહુબળથી જીતીને જેણે અમોઘવર્ષને રાજગાદી ઉપર સ્થિર કર્યો એવા શબ્દો કર્ક વિષે લખેલા છે.[1]

કર્કના વિ. સં. ૮૬૮ના વડોદરાના દાનપત્રમાં વટપદ્રક (હાલના વડોદરા)ના દાનનો ઉલ્લેખ છે.[2] આ વટપદ્રક એ વડોદરા જ એમાં પણ શકા નથી કારણકે આસપાસનાં ગામોમાં, પૂર્વમાં જમ્બુવાવીકા તે હાલનું જમ્બુવાડા, પશ્ચિમમાં અંકોટ્ટ તે હાલનું આકોટા, અને ઉત્તરમાં વગ્ઘાચ્છ ગામ કહ્યું છે તે હાલનું વાઘોડીઆ હોવાનો સંભવ છે. આ દાનપત્રનો લેખક દુર્ગભટનો પુત્ર મહાસાંધિ વિગ્રહાધિકૃત નેમાદિત્ય છે, અને દૂતક રાજપુત્ર શ્રીદન્તીવર્મા છે. આ રાજકુમાર દન્તીવર્મા તે કર્કનો પુત્ર હોવો જોઈએ. દાન વલભીમાંથી નીકળેલા બ્રાહ્મણને આપેલું છે.

કર્કનું વિ. સં. ૮૭૨ (શક સ. ૭૩૮)નું નવસારીનું દાનપત્ર ખેડાથી અપાયેલું છે અને મહી તથા નર્મદા વચ્ચે આવેલા શમીપદ્રક ગામનું દાન અપાયું છે. દાનલેનાર બાદામી (બીજાપુર)નો દક્ષિણી બ્રાહ્મણ છે. એ ગોબ્બડ્ડિ ઉર્ફે પં. વલ્લભરાજ નામના બ્રાહ્મણને ચૌદ વિદ્યા જાણનાર કહ્યો છે. આ દાનપત્રનો દૂતક ભટ (યોદ્ધો) દ્રોણમ્મ છે.[3]

કર્કનું વિ. સં. ૮૭૭ (૭૪૩)નું સુરતનું દાનપત્ર[4] વંકીકાના કાંઠા ઉપરની છાવણીમાંથી અપાયું છે. આ વંકીકા તે વલસાડ પાસેની

---

૧ स्वेच्छागृहीतविषयान्दृढसगभाजः

प्रोध्धृतदृप्ततरशोल्किकराष्ट्रकूटान् ।

उत्खातखड्गनिजवाहुवलेन जित्वा

योमोघवर्षमचिरात्स्वपदे व्यधत्त ॥२९॥

ઇ. એ. ગ્ર. ૧૪ પૃ. ૧૯૯, શ્લો. ૨૦ પ્રા. લે. મા. ભા. ૧ લેખ નં. ૪ શ્લો. ૨૯

૨ પ્રા. લે. મા. લેખ ન. ૫

૩ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૫, જ. બો. બ્રે. એ. સો. ગ્ર. ૨૦ પૃ. ૧૩૫

૪ આ દાનપત્ર પચાસ વર્ષ પહેલાં પં. ભગવાનલાલ પાસે હતું અને હમણાં પ્રો. અલ્તેકરે એ. ઈ. માં છાપવા મોકલ્યું છે એમ પોતે ઓઝા અભિનંદન ગ્રંથ (વિ. ૩ પૃ. ૪)માં કહે છે.

વાડી ખાડી હશે, એમ પ ભગવાનલાલ તર્ક કરે છે[1] આમા નાગમારિકા (નવસારી) નજીક અમાપાટક ગામનુ એક ખેતર આપ્યાનું કથન છે આ દાનપત્રનો લેખક દુર્ગભટ્ટનો પુત્ર માધિ વિગ્રહાધિકૃત નાગયણુ છે ગૂજરાતના રાષ્ટ્રકૂટ રાજાએ તાપીની દક્ષિણે આપેલુ આ પહેલુ દાન છે એ ઉપરથી પ ભગવાનલાલ અનુમાન કરે છે કે અમોઘવર્ષને ગાદીએ બેસનામા મદદ કર્યા બદલ તેણે ઉત્તર કોકણનો પ્રદેશ જે હાલમા તાપીની દક્ષિણના ગુજરાતનો ભાગ છે તે કર્કને આપ્યો હશે

ઉપર વડોદરાના દાનપત્રમાથી કર્કને દન્તીવર્મા નામનો પુત્ર હોવાની નોંધ કરી છે હવે ગુજરાતના રાષ્ટ્રકૂટ વંશના છેલ્લા રાજા કૃષ્ણના શક સ ૮૧૦ના લેખમા એના પિતાનુ નામ દન્તીવર્મા આપેલુ હોઈને, એ લેખનુ લખાણુ ગડબડીયુ હોવાથી તથા દન્તીવર્માનો શક સ ૭૮૯નો જે લેખ પાછળથી મળ્યો છે તે એમને ઉપલબ્ધ ન હોવાથી પ ભગવાનલાલે વંશાવળીમા કાંઈ ભૂલ હોવાનો સભવ સ્વીકાર્યા છતા આ દન્તીવર્માનો પુત્ર જ કૃષ્ણને ગણ્યો છે[3] પણુ પાછળથી મળી આવેલા શક ૭૮૯ના લેખ પ્રમાણે એ કૃષ્ણનો પિતા દન્તીવર્મા તો અકાલવર્ષનો પુત્ર અને ધ્રુવરાજ બીજાનો ભાઈ ઠરે છે અને કર્કને જે દન્તીવર્મા નામનો પુત્ર હતો તે પિતા જીવતા મરી ગયો હશે કારણકે કર્ક પછી એનો પુત્ર ધ્રુવ પહેલો ગાદી ઉપર બેસે છે પણ વચના કેટલાક વર્ષો ગોવિંદે ગુજરાતમા સત્તા ભોગવી છે

---

૧ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૫

૨ એજન

૩ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૫-૧૨૬

શક સ ૮૧૦નુ ગુજરાતના કૃષ્ણ અકાલવર્ષનુ દાનપત્ર ઇ એ ગ્ર. ૧૩ (પૃ ૬૫)મા પ્રગટ કરતા ડા ફ્લીટજે મુ ગે ના લેખકનુ અનુમાન ભૂલભરેલુ હોવાનુ દર્શાવેલુ અને દન્તીવર્માનુ શક સ ૭૮૯નુ દાનપત્ર (જેનો આગળ વિશેષ નિર્દેશ આવે છે) એ ઈ ગ્ર ૬ (પૃ ૨૮૫)મા પ્રગટ કરતા ડા. દેવદત્ત ભાડારકરે ડા ફ્લીટજીનો મત યથાર્થ હતો એમ સિદ્ધવત્ દર્શાવ્યુ છે.

## ગોવિંદ પ્રભૂત વર્ષ વિ. સં. ૮૮૩થી ૮૮૯

આ ગોવિંદના કાવીદાનપત્રના એક પતરામાં શક સં. ૭૪૯ (વિ. સં. ૮૮૩)ની સાલ છે.[1] આ તામ્રપત્રમાં ગોવિંદ વિષે કાંઈ વિગતો નથી પણ દાન ભરૂચમાંથી અને કાપીકા (કાવી–ભરૂચની ઉત્તરે વીશ મૈલ) નજીક કોટિપુરમાં જયાદિત્ય નામના સૂર્ય મન્દિરને અપાયું છે. દાનપત્રનો લેખક અવલોકિતનો પુત્ર યોગેશ્વર છે અને દૂતકભટ્ટ કુમુદ છે. આ દાનપત્રમા ગોવિંદ ગાદીએ બેઠા હોવાનું સૂચન નથી તેમજ શક સં. ૭૩૫ (વિ. સં. ૮૬૯) નુ તોરખેડામાંથી કર્ક જીવતાં ગોવિંદે આપેલુ તામ્રપત્ર મળ્યુ છે,[2] એ ઉપરથી પં. ભગવાનલાલ ધ્રુવની બાલ્યાવસ્થા દરમીયાન એના પાલક તરીકે ગોવિંદે રાજ્ય કર્યું હશે એવુ અનુમાન કરે છે.[3] મેજર ડફ ગોવિંદે કર્ક પાસેથી રાજગાદી પડાવી લીધી હશે પણ તરત કર્કે અમોઘવર્ષની મદદથી પાછી લઈ લીધી હશે એમ અટકળ કરે છે.[4] શ્રી. વિશ્વેશ્વરનાથરેઉ કદાચ એ બે ભાઈઓ સાથે રાજ્યકરતા હશે એવો તર્ક કરે છે.[5] અને શ્રી. અલ્તેકર કલ્પના કરે છે કે દક્ષિણના બાળરાજા અમોઘ વર્ષને મદદ કરવા માટે કર્કને લાંબા વખત સુધી ગુજરાત બ્હાર રહેવું પડયું એટલે તેણે પોતાના ભાઈને ગુજરાતમાં પ્રતિનિધિ નીમ્યો હશે.[6]

## ધ્રુવ પહેલો વિ. સં. ૮૯૧થી ૯૨૨

વડોદરાના શક સં. ૭૫૭ (ઇ. સ. ૮૩૫, વિ. સં. ૮૯૧)ના દાનપત્રમા[7] ધ્રુવ ઉર્ફે નિરૂપમ અને ધારાવર્ષને રાજા કહેલો છે. ધ્રુવ

---

૧ ઇ. એ. ગ્રં. ૫ પૃ. ૧૪૮

૨ એ. ઇ. ગ્રં. ૩ પૃ. ૫૪

૩ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૨૬

૪ ડફની ક્રોનોલોજી પૃ. ૭૨

૫ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૭૩

૬ રાષ્ટ્રકૂટસ એન્ડ ધેર ટાઇમ્સ પૃ. ૮૦, ૮૧ તથા ઓઝા અભિનંદન ગ્રન્થ વિ. ૩ પૃ. ૫

૭ ઈ. એ. ગ્ર. ૧૪ પૃ. ૧૯૬, પ્રા. લે. મા. લેખ નં. ૬૨

ઉમ્મરે પહોચતા તેનો કાકો ગોવિંદ જીવતો હોવા છતા ગાદીએ બેઠો હશે કે ગોવિંદ મર્યા પછી ગાદીએ બેઠો હશે એ નક્કી કહેવુ મુશ્કેલ છે આ દાનપત્ર ખેડા નજીક મર્ત મગલામાથી અપાયુ છે, અને બદરસિદ્ધિ (બોરસદ) ગામનો યોગનામનો બ્રાહ્મણ જેને ગોવિન્દરાજે જ્યોતિષકની પદવી આપેલી તેને અપાયુ છે આ દાનપત્રનો લેખક દુર્ગભટ્ટનો પુત્ર સંધિવિગ્રહાધિકારી નાગયણ છે અને દૂતક શ્રી દેવરાજ છે

ધ્રુવરાજે પોતાના પિતાની દક્ષિણના રાષ્ટ્રકૂટના સામંતપદે રહેવાની નીતિ છોડી દીધી હોય એમ પં. ભગવાનલાલ નીચેના કારણથી અનુમાન કરે છે શક સં ૮૩૨ (વિ સં ૯૬૬)ના કપડવંજના દાનપત્રમા વલ્લભે એટલે કે અમોઘવર્ષે લશ્કર મોકલીને કહિન (મુબઈથી ખભાત સુધીના પ્રદેશ)ને ઘેરો ઘાલીને બાળ્યાનુ કથન છે, એમ તેઓ કહે છે પણ મૂળ લેખ જોતા તેમા કાંટા જેવા શત્રુ રાજાઓને બાળ્યાનુ કથન છે[1] આ ચઢાઈ વખતે, ધ્રુવ બીજાના બગુમરાના શક સં ૭૮૯ (વિ સં ૯૨૩)ના દાનપત્ર[2] પ્રમાણે વલ્લભ કે અમોઘવર્ષે મ્હોકલેલાના લશ્કરને નમાડતા ઘાયલ થઈને રણભૂમિ ઉપર ધારાવર્ષ ઉર્ફે ધ્રુવ પ્હેલો મરણ પામ્યો

## અકાલવર્ષ વિ સં ૯૨૩

ધ્રુવ પછી તેનો પુત્ર અકાલવર્ષ ઉર્ફે શુભતુંગ ગાદી ઉપર બેઠો. ધ્રુવ બીજાના શક સં ૭૮૯ (વિ સં ૯૨૩)ના બગુમરાના દાનપત્રમા લખ્યુ છે કે પોતાના પિતા ધ્રુવના રણભૂમિ ઉપર મરણ પછી, વલ્લભના લશ્કરથી તથા ફરી ગયેલા અને દુષ્ટ અનુજી વર્ગથી

---

૧ મું ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૬ મૂળ લેખ માટે જુઓ એ ઈ. ગ્ર ૧૮ પૃ ૫૨ શ્લો ૯ ગુ ઐ લે નં ૧૦૨

नृपान्यान्कण्टकाभान्सपदि विघटिता वेष्टयित्वा ददाह ।

૨ ઈ. એ. ગ્ર ૧૨ પૃ ૧૮૦થી ૧૮૪, પ્રા લે મા લેખ નં ૯ શ્લો ૩૨

रणशिरसि खड्गापातवल्लभदंड पराङ्मुखीकृत्य ।

वल्लभराजनृपदेह स्वर्गमगादेक एवासौ ॥

દબાયેલા પણ પિતૃ પરંપરાથી પ્રાપ્ત લાટ મંડલનો કુળના આલંબન રૂપ એ અકાલવર્ષ સ્વામી થયો.[1]

### ધ્રુવ બીજો વિ. સં. ૯૨૩ થી ૯૪૦

અકાલવર્ષ પછી ધ્રુવ બીજો ઉર્ફે ધારાવર્ષ નિરૂપમ ગાદી ઉપર આવ્યો. એનાં બે તામ્રપત્રો મળ્યાં છે. જેમાંથી શક ૭૮૯ (વિ. સં. ૯૨૩)ના બગુમરા તામ્રપત્રનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. બીજું વડોદરાનુ દાનપત્ર શક સ. ૭૯૩ (વિ. સ. ૯૨૭)નું છે, જે ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ લખાયો ત્યારે કયાંય છપાયું નહોતુ પણ પં. ભગવાનલાલ પાસે હતું અને તેમણે બ્રીટીશ મ્યુઝીઅમને આપેલું.[2] આ બે તામ્રપત્રોમાં ધ્રુવે પોતાના વીફરેલા બન્ધુવર્ગને શાન્ત કર્યાનું લખ્યું છે. પણ ધ્રુવની સામે કેવળ બન્ધુવર્ગની જ આફત નહોતી પણ "એક તરફ શ્રી વલ્લભ (રાષ્ટ્રકૂટની મુખ્ય શાખાનો રાજા) વિમુખ થઈ બેઠો હતો, બીજી તરફથી પ્રબલ ગૂર્જરોનું સૈન્ય ચડી આવ્યું હતું, ત્યારે બાન્ધવો ફરી ગયા હતા અને છેવટ ન્હાનો ભાઈ પણ ફરી ગયો હતો છતાં એ બધું નિરૂપમ (ધ્રુવ બીજા)ની તરવારના અદ્ભુત સ્ફુરણ આગળ શાંત થઈ ગયું."[3]

---

૧ वल्लभदण्डक्रान्त विघटितदुष्टानुजीविवर्गेण ।
पितृपर्यागतमचिरान्मण्डलमध्यासित येन ॥

એજન શ્લો. ૩૪

૨ જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૨૭ ધ્રુવના ભાઈ દન્તીવર્માના પણ શક ૭૮૯ના એક અમુદ્રિત દાનપત્રની નોંધ જ. બો. બ્રે. રો. એ. સો. ગ્રં. ૧૮ પૃ. ૨૫૫મા કરી છે. આ દાનપત્ર હવે છપાઈ ગયું છે.

૩ इतो भिमुखमापतत्प्रवलगूर्जराणां वल ।
इतो विमुखवल्लभो विकृतिमागता वान्धवाः ।
इतो नुजविकुर्वित शममगात् समस्त भया- ॥
दहो स्फुरणमद्‌भुतं निरुपमेन्द्र खड्गस्य ते ॥

ઈ. એ. ગ્ર. ૧૨ પૃ. ૧૭૯, પ્રા. લે. મા. લેખ ન. ૪ શ્લો. ૩૭

અને પછીના જ શ્લોકમાં કહ્યું છે કે "અતિ બળવાન તથા પોતાના જ કુળના એ જેનું બળ વધાર્યું છે એવા ગૂર્જર સૈન્યને આ એકલા નૃપ બીજાએ રમતમાં પાછું કાઢ્યું "[1] આ ગૂર્જરો ક્યાંના એ ગેઝીટીઅરના લેખકને સ્પષ્ટ થયું નહોતું ટિપ્પણીમાં માળવા અને ગુજરાત વચ્ચેના આ ગૂર્જરો હોય અથવા મહીની ઉત્તરના ભિન્નમાલના ગૂર્જરો હોય, અથવા ચાવડા પણ હોય એવો વિકલ્પ દર્શાવ્યો છે છતાં ભિન્નમાલના ગૂર્જરો હોવા તરફ ટિપ્પણી લેખકનું વલણ છે પણ ઉપર બતાવ્યું છે તેમ નાગાવલોકના રત જ કાન્યકુબ્જના પ્રતિહારો જ અહીં ગૂર્જર શબ્દથી વિવક્ષિત છે[2] આ અનુમાનમાં લગીરે સંદેહનું કારણ હોય તો એનું આ બહુમરા તામ્રપત્ર સ્પષ્ટ નિરાકરણ કરે છે એમ મને લાગે છે કારણ કે એ જ તામ્રપત્રમાં આગળ ચાલતાં લખ્યું છે કે જેનું તેજ દિશાઓમાં વ્યાપી ગયું છે એવો મિહિર પણ ધારાવર્ષ (ધ્રુવ બીજા) ની ઉન્નતિ જોઈને હારથી કાળું થયેલું મોઢું લઈને નાશ થઈ ગયો[3] આ શ્લોકમાં મિહિરના સૂર્ય અર્થ ઉપર અને ધારાવર્ષના મૂસળધાર વરસાદ અર્થ ઉપર શ્લેષથી રચના કરી છે પણ કહેવાની મુખ્ય વાત ધારાવર્ષે એટલે ધ્રુવ બીજાએ મિહિરને હરાવ્યાની છે આ મિહિર ક્યાંનો રાજા? એ કોઈ કાઠીઆવાડનો મ્હેર-મેર રાજા હશે કારણકે વલભીના પતન પછી કાઠીઆવાડમાં મેર લોકો જોરમાં આવેલા

---

[1] गूर्जरबलमतिबलवत्तरमुपचितं वृद्धिं च कुलेन।
एकाकिनैव विहितं पराङ्मुखं लीलया येन॥

એજન શ્લો ૩૮

[2] જુઓ પ્રાચીન ગૂર્જર દેશ તથા ગૂર્જર જાતિ નામનો મારો નિબંધ.

[3] धारावर्षसमुन्नतिं मुदितमालोक्य कृष्णास्या युतो
धामव्याप्तदिगन्तरोऽपि मिहिरः सद्यस्तदा हान्वितः।
यातः शापितान पराभवतमाम्यास्तानन किं पुनः॥

એજન શ્લો ૪૨

એમ પં. ભગવાનલાલનો તર્ક છે.[1] અને ગૂર્જરો વિષે ખાસ નિબંધો લખનાર જેક્સનની તથા શ્રી. દેવદત્ત ભાંડારકરની તો નજરમાંથી આ ઉલ્લેખ છટકી ગયો લાગે છે.[2] પણ આ મિહિર તે કાન્યકુબ્જનો પ્રતિહાર રાજા મિહિરભોજ. કનોજના પ્રતિહાર વંશનો આ ભોજ અતિ પરાક્રમી રાજા હતો. એણે વિ. સં. ૮૯૬થી ૯૪૬ સુધી રાજ્ય કર્યું છે એટલે એ ધ્રુવ બીજાનો સમકાલીન હતો. ઉપરના શ્લોકમાં મિહિરના તેજને દિશાઓમા વ્યાપ્ત કહ્યું છે, તે ખોટું નથી. તેણે કનોજના રાજ્યનો ખૂબ વિસ્તાર કર્યો હતો. એના રાજ્યને સામ્રાજ્ય કહી શકાય એમ શ્રી. વી. સ્મિથ કહે છે.[3]

આ રાજા મિહિર ભોજનું વિ. સં. ૯૦૦નું ગુર્જર ભૂમિના ડેંડવાનક વિષયના ઉલ્લેખવાળું દાનપત્ર મળ્યું છે, એ ઉપરથી જોધપુર રાજ્યનો ડીડવાના પરગણાવાળો ભાગ એ વખતે ગુર્જરત્રા (ગુજરાત) કહેવાતો હતો[4] અને તે પ્રદેશ કનોજના મિહિરભોજને તાબે હતો, એટલું ચોક્કસ. ત્યાંથી લાટનો વિજય કરવા આ મિહિરભોજે લશ્કર મોકલ્યું હોય અને તેનો ધ્રુવ બીજાએ પરાભવ કર્યો હોય એમ જણાય છે.

ધ્રુવ બીજાની ઉપર જણાવેલી આફતોમાં એને સહાય કરનાર તરીકે નાનાભાઈ ગોવિન્દરાજનું નામ આ બગુમરા તામ્રપત્રે આપ્યું

---

૧ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧, પૃ. ૧૨૭

૨ શ્રી. ડીસ્કલકરે (ભાવનગર સાહિત્ય પરિષદ્ રિપોર્ટ ઇ. વિ. પૃ. ૭૫) તથા શ્રી. ગૌ. હી. ઓઝાએ આ ઉલ્લેખ પકડયો છે. (જુઓ ના. પ્ર. પ. ભા. ૯ અ. ૩ પૃ ૩૨૪)

૩ અર્લીહિસ્ટરી ઓફ ઈન્ડીઆ આ. ૩ પૃ. ૩૭૯

૪ ઉક્ત દાનપત્ર માટે એ. ઇ. ગ્રં. ૫ પૃ. ૨૧૧ અને ગુર્જરત્રા દેશની વધારે ચર્ચા માટે જુઓ પ્રાચીન ગૂર્જરદેશ તથા ગૂર્જર જાતિ-નિબંધ. કૌમુદી ૧૯૩૪ જાનેવારી.

છે આ દાનપત્રનો દૂતક પણ એ ગોવિન્દરાજ છે[1] હવે બગુમરા દાનપત્રવાળુ દાન નર્મદામા સ્નાન કરીને ભરૂચમાથી આપ્યુ છે દાનમા પાગાહણક ગામ જોઝભા નામના બ્રાહ્મણને અપાયુ છે આ પાગાહણક તે સુરત અને નવસારી જીલ્લાના બલેસર તાલુકાનુ બગુમરાથી બાર મૈલ દૂર આવેલુ પથાવણુ હોવુ જોઈએ એની પશ્ચિમે બ્રાહ્મણસ્થાનરૂપ જે મોતક ગામનો નિર્દેશ કરવામા આવ્યો છે તે મોતાળા બ્રાહ્મણોનુ દાનનુ મોતા ગામ ધ્રુવ બીજાના વડોદરાના દાનપત્રનું પણ દાન ભરૂચથી અપાયુ છે અને દાનમા કપાલેશ્વર મહાદેવને મહીના દક્ષિણકાંઠાના કોલ્લુવલ્લી અને નક્કભજ્જ નામના બે ગામો અપાયા છે હવે બગુમરાના (વિ સ ૮૭૩)ના તામ્રપત્રમા દક્ષિણમા છેક નવસારી પાસે આવેના બલેસર તાલુકાનુ ગામ દાનમા આપેલુ છે ત્યારે તે પછી ચાર જ વર્ષે લખાયેલા વડોદરાના દાનપત્રમા ધ્રુવનો મુલક ભરૂચ અને મહી નદી વચ્ચે હોવાનુ કહ્યુ છે, એ જોતા વિ સ ૮૭૦થી ૮૭૭ વચ્ચે ભરૂચની દક્ષિણનો મુલક દક્ષિણના ગર્જરોના તાબામા ચાલ્યો ગયો હશે એમ પં ભગવાનલાલ તર્ક કરે છે[2] અને દક્ષિણના રાષ્ટ્રકૂટ અમોઘ વર્ષ પહેલાનું શક ૭૯૩ (વિ સ ૯૨૭)નું સંજાનનું દાનપત્ર મળ્યુ છે તે જોતા એમનો તર્ક સાચો લાગે છે[3]

## ધ્રુવરાજ દન્તીવર્મા

ધ્રુવરાજ બીજા પછી એના ભાઈ દન્તીવર્માનુ નામ મળે છે એનુ શક સં ૭૮૯નુ તામ્રપત્ર મળ્યુ છે અને એના ભાઈ ધ્રુવ બીજાનું

---

1 જુઓ કપડવંજ દાનપત્રના છે આ બે શ્લોક—

श्रीमच्चन्द्रगुप्ता गुप्ता ... रणे यन ।
निर्जित्य ... राज्य निहित स्थिरं ... ॥

— — — — ।

... निरवद्यमविदित शासन दूतकोऽत्र ॥

2 ... ૧ ... ૧૨૩

3 ... ૧૩૦

શક સં. ૭૯૩નું તામ્રપત્ર મળ્યું છે તથા દન્તીવર્માના દાનપત્રમાં ધ્રુવરાજ બીજાએ પણ સહી કરી છે એ જોતાં દન્તીવર્માએ યુવરાજ તરીકે દાન આપ્યું હશે જો કે એ પોતાને મહાસામન્તાધિપતિ કહે છે. આ દાનપત્રમાં અપરિમિત વર્ષ જેવું બિરૂદ દન્તીવર્માએ ધારણ કર્યું છે અને એક બૌદ્ધ વિહારને દાન આપ્યુ છે.[1] હમણાં ધ્રુવ બીજાનું શક સં. ૮૦૬ નું નવું દાનપત્ર હાંસોટમાથી મળ્યું છે, જેનાં ભીમેશ્વર સંગમતીર્થમાં સ્નાન કરીને બ્રહ્મદત્ત ભિક્ષુને કાપિલ્ય તીર્થના બૌદ્ધ-વિહારમાં ધૂપદીપાદિ માટે એક ગામનુ દાન કરેલું છે. આ દાનપત્રથી શક સં. ૮૦૬ (વિ. સ. ૯૪૦) સુધી છેક નવસારી પ્રાન્ત સુધીના પ્રદેશ ઉપર ધ્રુવ બીજાની સત્તા હતી એમ સિદ્ધ થાય છે.[2] મતલબ કે અમોઘ વર્ષે દબાવેલો મુલક ધ્રુવ બીજાએ પાછો હાથ કરી લીધો હતો.

## અકાલવર્ષ કૃષ્ણ વિ. સં. ૯૪૫

આ પછીનો અને છેલ્લો ગુજરાતનો રાષ્ટ્રકૂટ રાજા ઉપર કહેલા ધ્રુવ બીજાના ભાઈ દન્તીવર્માનો પુત્ર અકાલવર્ષ કૃષ્ણ હતો. આ રાજાનું શક સં. ૮૧૦ ( વિ. સં. ૯૪૪ )નું બગુમરાનું દાનપત્ર મળ્યું છે.[3] પણ દાનપત્રની રચના એટલી ખરાબ છે અને કર્ક પછીના વંશાવળીના શ્લોકોનો પાઠ એટલો ગડબડીઓ છે કે એની તારિખ શિવાય એની કોઈ વિગત માનવામાં સલામતી નથી લાગતી એમ પં. ભગવાનલાલે

૧ એ. ઇ. ગ્ર. ૬ પૃ. ૨૮૭

પૃ. ૮૬ ટિ ૨ માં ડા. ભાંડારકરે દન્તીવર્માના જે દાનપત્રની જ. બો. બ્રે. રો. એ. સો.મા નોધ કર્યાનું મું. ગે.ની ટિપ્પણી ઉપરથી નોધ્યુ છે તે જ આ દાનપત્ર.

૨. આ દાનપત્ર વિષે એક નોધ શ્રી. ધનપ્રસાદ મુનશીએ પ્રસ્થાન પુ. ૧૯ અં. ૫ માં છપાવેલ છે. હજી સુધી એ દાનપત્ર ક્યાય છપાયેલ નથી. મે એ પતરાં શ્રી. ધનપ્રસાદ મુનશી પાસે જોયા છે.

૩ ઈ. એ. ગ્ર. ૧૩ પૃ. ૬૫

કહ્યુ છે અને બીજા વિદ્વાનો તેને ટેકો આપે છે[1] આ દાનપત્રનુ દાન ભરૂચ નજીક અંકલેશ્વરથી અપાયુ છે દાનમા કવિઠસાઢી (હાલનુ કોસાદ જે સુરતથી ચાર મૈલ છેટે છે) એ બ્રાહ્મણોને અપાયુ છે આ ગામને કોંકણ વિષયના વરીઆવી ગામના એંકસો સોળગામના વિભાગમા આવેલુ કહ્યુ છે આ વરીઆવી સુરતની ઉત્તરે બે મૈલ ઉપર છે દાનપત્રનો લેખક કલુકનો પુત્ર જજ્જક છે અને દૂતક મહત્તમ સર્વાધિકારી બ્રાહ્મણ ઓલેપ્પક છે[2] આ દાનપત્રથી ઉપર શક સ ૮૦૬ ના દાનપત્રથી કાઢેલા અનુમાનને ટેકો મળે છે[3] પણ ગુજરાતની રાષ્ટ્રકૂટ શાખાનુ આ છેલ્લુ દાનપત્ર છે શક સ ૮૦૬ (વિ સ ૯૪૮) પછી આ ગુજરાતની રાષ્ટ્રકૂટ શાખાનુ નામનિશાન ક્યાય દેખાતુ નથી અને શક સ ૮૩૨ (વિ સ ૯૬૬)મા દક્ષિણની મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાના રાજા કૃષ્ણ અકાલવર્ષના સામન્ત પ્રચંડે આપેલા ખેડા જીલ્લાના ગામના દાનનુ તામ્રપત્ર કપડવંજમાથી મળ્યુ છે, એ તામ્રપત્રમા કૃષ્ણરાજે પ્રચંડના પિતા ધવલપ્પને ગુજરાતનો દંડપતિ નીમ્યાનુ કહેલુ છે[4] વળી શક સ ૮૩૬ (વિ સ ૯૭૦) મા કૃષ્ણ અકાલવર્ષના પૌત્ર ઇન્દ્ર નિત્યવર્ષે લાટ વિષયનુ નવસારી નજીકનુ ગામ દાનમા આપેલુ તેના બે દાનપત્રો બગુમરામાથી મળ્યા છે[5] આ ઉપરથી શક સ ૮૧૦ અને ૮૩૨ વચ્ચે ઘણુ કરી

---

૧ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૮, ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૩ પૃ ૪૬ ઓઝા અભિનંદન ગ્રન્થ વિ ૩ પૃ ૬

૨ એજન, પ્રા લે મા ભા ૨ નં ૭૭

૩ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૮

૪ એપીગ્રાફીઆ ઇન્ડીકા ગ્ર ૧ પૃ ૫૨

૫ આ તામ્રપત્રો પં ભગવાનલાલ પાસે હતા અને ડા રા ભાંડારકરે જર્ બો બ્રં રૉ એ સો ગ્ર ૧૮ પૃ ૨૫૩મા જે બે દાનપત્રો છપાવ્યા છે તેજ લાગે છે (મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૮ ટિ ૨) જુઓ ગુ ઐ લે ભા ૨ નં ૧૩૩-૧૩૪

કાન્યકુબ્જના પ્રતિહારો (જેને રાષ્ટ્રકૂટ લેખો ગૂર્જર કહે છે)ને હાથે ગૂજરાતના રાષ્ટ્રકૂટ વંશનો તદ્દન નાશ થઈ ગયેલો અને શક સં. ૮૩૨માં માન્યખેટના કૃષ્ણે ગર્જના કરતા ગૂર્જરોને હરાવીને ફરી રાષ્ટ્રકૂટ સત્તા ખેડા અને લાટમાં સ્થાપી હોય એમ જણાય છે.[1]

## ગુજરાતના રાષ્ટ્રકૂટો સ્વતંત્ર ન હતા

ગુજરાતની આ રાષ્ટ્રકૂટ શાખામાં પ્હેલી શાખાનો શક સં. ૬૭૯માં દાન આપનાર કર્ક બીજો જ પોતાને પરમ ભટ્ટાર્ક મહારાજ કહે છે, જ્યારે બીજી શાખાના રાજાઓ, જેનાં તામ્રપત્રો મળ્યાં છે તે પાંચે ય (પ્હેલા ઇન્દ્રનું તો તામ્રપત્ર જ નથી મળ્યું) પોતાને મહાસામન્તાધિપતિ કહે છે, એ જોતાં તેઓ તદ્દન સ્વતંત્ર રાજ્યકર્તા થયા હોય એમ લાગતું નથી.

## માન્યખેટનો કૃષ્ણ અકાલવર્ષ વિ. સં. ૯૪૪થી ૯૭૦

ઉપર જોયું તેમ જ્યારે વિ. સં. ૯૪૪માં ગુજરાતમાં અકાલવર્ષ રાજ્ય કરતો હતો ત્યારે દક્ષિણમાં માન્યખેટની ગાદી ઉપર રાષ્ટ્રકૂટની મુખ્ય શાખાનો એ જ નામનો કૃષ્ણ અકાલવર્ષ ગાદી ઉપર હતો.[2] આ કૃષ્ણ અકાલવર્ષે શક સ. ૮૩૨ (વિ. સં. ૯૬૬) પ્હેલાં ગર્જના કરતા ગૂર્જરોને હરાવીને ખેડા જીલ્લાથી નવસારી સુધીનો ગુજરાતનો

---

૧ પં. ભગવાનલાલે અને શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉએ દક્ષિણના રાષ્ટ્રકૂટોએ ગુજરાતના રાષ્ટ્રકૂટ વંશનો નાશ કર્યો એમ લખ્યું છે (જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૨૮ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૭૫) પણ મારો મત કાન્યકુબ્જના પ્રતિહારો (ગૂર્જરો)ને હાથે ગુજરાતની રાષ્ટ્રકૂટ શાખાનો નાશ થયો એમ છે અને તે મેં સકારણ ઉપર દર્શાવ્યો છે.

૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૧૩–૧૪ તથા ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૪૬

ભાગ પોતાને તાબે લીધો હોય એવું એના પૌત્ર ઇન્દ્ર નિત્યવર્ષના તથા ગોવિંદ ચોથાના તામ્રપત્રોના ગર્જનાવી જણાય છે[1]

ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજાઓને તેઓની લગભગ પોણોસો વર્ષની કારકીર્દિમા એક તરફથી જેને તેઓ ગૂર્જર કહે છે તે કનોજના પ્રતિહાર રાજાના લશ્કરો દબાવતા, તો બીજી તરફથી દક્ષિણની મુખ્ય રાષ્ટ્રકૂટ શાખાનુ ચાલુ દબાણ રહેતુ આ બે દબાણો વચ્ચે આ રાષ્ટ્રકૂટ રાજાઓ આટલો વખત ટકી ગયા એ જ નવાઈ છે પણ છેવટ આ બે બળ વચ્ચે એ દબાઈ ગયા અને માન્યખેટના રાષ્ટ્રકૂટ કૃષ્ણ અકાલવર્ષે ગુજરાતને ગૂર્જરના હાથમા ગયેલુ જોઈને આ તરફ ખાસ નજર દોડાવી

કનોજના પ્રતિહાર રાજવંશની ગુજરાત ઉપર સત્તા

આ ગૂર્જરો તે દક્ષિણના રાષ્ટ્રકૂટો સામે ગૂજરાતના રાષ્ટ્રકૂટ —બગુમરા દાનપત્રના દાતા કૃષ્ણે પોતાની મદદે બોલાવેલો કોઈ મહાયક રાજા હશે એમ પ ભગવાનલાલે તર્ક કર્યો છે[2] પણ આ ગૂર્જરો તે

---

૧ ઇન્દ્રના તામ્રપત્રનુ આ સબધી મૂળવચન નીચે પ્રમાણે છે

धारासारिणी सेन्द्रचापवलये यस्यत्यमब्दागमे ।

गर्जद्गूर्जरसगरव्यतिकर जार्णा जन शसति ॥

મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૮ ટિ ૮

અને ગોવિંદ ચોથાના શક સ ૮૫૨ ના તથા સ ૮૫૫ (વિ સ ૯૮૯)ના દાનપત્રનુ નીચેનુ વચન જોવા જેવુ છે

तस्मादकालवर्षो नृपतिरभूद् यत्पराक्रमत्रस्तं

सय समण्डलाग्र खेटकमहितं परित्यक्तम् ॥

એ ઇ ગ્ર ૭ પૃ ૩૮ શ્લો ૧૩ તથા પ્રા લે મા. લેખ ન ૬ શ્લો. ૧૦

આ વચન શક સ ૮૯૧ના કરડા દાનપત્રમા હોવાનુ મુ. ગે. (પૃ. ૧૨૮ તથા પૃ ૧૨૯)મા લખ્યુ છે તે તો ચરતચૂક લાગે છે ખરી રીતે એ ગોવિંદ ચોથાના શક સ ૮૫૫ના દાનપત્રમા મળે છે

૨ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૨૯

કાન્યકુબ્જના પ્રતિહારો જ એમ હવે માનવામાં શકાનું બીલકુલ કારણ નથી.

ગુજરાતનો પ્રદેશ પોતાને તાબે લેવા માટે રાષ્ટ્રકૂટો પેઠે જ છેક વિ. સ. ૮૧૩થી મૂળ પ્રાચીન ગૂર્જર દેશના અને પાછળથી કાન્ય-કુબ્જના રાજા થયા હોવા છતાં રાષ્ટ્રકૂટ લેખો જેને ગૂર્જર કહે છે તે નાગાવલોકના વંશના રાજાઓનો પ્રયત્ન ચાલુ હતો. વિ. સ. ૮૧૩માં એ પ્રયત્ન પુરેપુરો સફળ થઈને ભરૂચ નાગાવલોકને તાબે ગયેલું પણ ખરૂં પરતુ એ વિજય લાબો ટકયો નહિ. અને ભિલ્લમાલના રાજાઓએ પણ પાછળથી કનોજ તરફ દૃષ્ટિ લબાવી. પરિણામે ઉપર જોયું તેમ સુરતની અને ભરૂચની આસપાસનો પ્રદેશ, વડોદરા–ખેડાનો પ્રદેશ અને છેક રાધણપુર અને વડનગર સુધીનો પ્રદેશ ગોવિંદ ત્રીજા (વિ. સ. ૮૫૦થી ૮૭૦) ના સમયથી રાષ્ટ્રકૂટોના હાથમાં રહ્યો હતો.

### નાગભટ્ટ બીજો વિ. સં. ૮૬૪થી ૮૯૦

અને એ વખતે એ આખો પ્રદેશ લાટ મડલ કહેવાતો.[૧] પણ કનોજના રાજાઓએ ગુજરાતની આશા છોડી નહોતી, અને નાગભટ્ટે (વિ. સં. ૮૬૪થી ૮૯૦) આનર્ત્તના ગિરિદુર્ગને તાબે કર્યાનું ગ્વાલી-અરની પ્રશસ્તિમાં કહ્યું છે.[૨] એ જોતાં કદાચ કાઠીઆવાડને નાગભટ્ટે પોતાને તાબે લીધું હોય.

---

૧ જુઓ આપણા દેશને ગુજરાત નામ કયારે મળ્યું નામનો મારો લેખ બુદ્ધિપ્રકાશ પુ. ૮૦ અ. ૪ પૃ. ૩૨૮ તથા તેમા ઉદાહરેલું ગોવિંદ ચોથાનું ખંભાતનું દાનપત્ર એ. ઈ. ગ્ર. ૭ પૃ. ૪૦ તથા ગ્વાલીઅરનો લેખ -એ. ઈ. ગ્ર. ૧ પૃ. ૧૫૬

૨ જુઓ ઉપર પૃ. ૮૦ ટિ. ૨ પ્રસ્તુત શ્લોકમા નીચે પ્રમાણે શબ્દો છે.

आनर्तमालवकिराततुरुष्कवत्स–
मत्स्यादिराजगिरिदुर्गहठापहारैः । શ્લો. ૧૧

ભોજની ગ્વાલીઅર પ્રશસ્તિ રિ. આ. સ. ઓફ ઈન્ડીઆ ૧૯૦૩–૪ પૃ. ૨૮૧

## ભોજ વિ સ ૮૯૬થી ૯૪૬

નાગભટ્ટ પછી તેના પુત્ર રામચદ્રને તથા પૌત્ર ભોજ (વિ ૮૯૬થી ૯૪૬)ને તાબે રજપૂતનાનો ઘણો ભાગ હતો અને તેના પુત્ર તથા પૌત્રના સામતના તામ્રપત્રો છેક કાઠીઆવાડમાથી મળ્યા છે એ જોતા ભોજને તાબે પણ કાઠીઆવાડનો મોટો ભાગ હોવાનો મત વીન્સેન્ટ સ્મિથ સ્વીકારે છે[1] પણ શ્રી ગૌ હી ઓઝાને કાઠીઆવાડમાથી મળેલ ભોજદેવના એક શિલાલેખનો ફોટો શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ ડીસ્કલકરે મોકલ્યો હતો એ જોઈને શ્રી ઓઝાજી કાઠીઆવાડ ભોજને તાબે હોવાનુ નિશ્ચિત માને છે[2]

### મહેન્દ્રપાલ કે મહેન્દ્રાયુધ વિ સ ૯૫૦થી ૯૬૪

ભોજના અનુયાયી મહેન્દ્રપાલ (વિ સ ૯૫૦થી ૯૬૪)ના સમયના બે તામ્રપત્રો ઉના (કાઠીઆવાડ)માથી મળ્યા છે તેમાથી વિ સ ૯૫૦ના તામ્રપત્રમા પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર મહેન્દ્રાયુધદેવના પ્રસાદથી જેને પચ મહાશબ્દ[3] મળ્યા છે એવા મહા સામન્ત ચાલુક્ય વશના અવનીવર્માના પુત્ર બલવર્માએ નક્ષીસપુર[4] ચોરાશીનુ જયપુર નામ કૃષ્ણગીરીકા નદીને કાઠે આવેલા તરૂણાદિત્ય નામના સૂર્યમન્દિરને આપ્યાનો લેખ છે અને બીજા વિ સ ૯૫૬ના દાનપત્રમા ઉપરના મહેન્દ્રપાલદેવના મહાસામન્ત ચાલુક્યકુળના અવનિ વર્મા બીજાએ કોઈ યોગે સુરાષ્ટ્ર મડળના નક્ષીસપુર ચોરાશીનુ અમ્બુલક ગામ ઉપરના જ મન્દિરને આપ્યાનો લેખ છે[5]

---

૧ અર્લીહિસ્ટરી ઓફ ઈન્ડીઆ આ ૩ પૃ ૩૬૮

૨ ના પ્ર પ. ભા ૯ અ ૩ પૃ ૩૨૫

૩ પચ મહાશબ્દના વિવેચન માટે જુઓ પ્ર વિ ગુ ભા પૃ ૨૯૯ ટિ ૪

૪ નક્ષીસપુર નામ જયપુર નામકે કૃષ્ણગીરીકા નદીનો પત્તો ફીલદોર્ન વગેરેને લાગ્યો નથી

૫ ઉપરના બેય લેખ માટે તથા તે ઉપરના વિવેચન માટે જુઓ એ. ઈ ન ૯ પૃ ૬થી ૧૦

આ બલવર્મા અને અવનિવર્માના કુટુંબ વિષે નીચે પ્રમાણે હકીકત બીજા દાનપત્રમાં આપી છે. ચાલુક્ય વંશમાં કલ્લ અને મહલ્લ નામના બે ભાઈઓ મોટા રાજાઓ થઈ ગયા. (શ્લો. ૩) કલ્લને રાજેન્દ્ર નામે પુત્ર હતો અને તેનો પુત્ર બાહુકધવલ થયો. તેણે ધર્મ[1] નામના રાજાનો પરાભવ કર્યો હતો તથા કર્ણાટકના સૈન્યને હરાવ્યું હતુ. તેનો પુત્ર અવનિવર્મા થયો. તેના પુત્ર બલવર્માએ વિષઢનો પરાભવ કર્યો હતો, અને જજ્જપ આદિ રાજાઓનો નાશ કરી પૃથ્વી ઉપરથી હૂણવંશને નષ્ટ કર્યો. આ બલવર્માએ વિ. સં. ૯૫૦નું દાનપત્ર આપ્યું છે. તેનો પુત્ર અવનિવર્મા બીજો ઉર્ફે યોગ જેણે બીજું દાનપત્ર આપ્યું છે તેણે [2]યક્ષદાસ આદિ રાજાઓના દેશ ઉપર આક્રમણ કરી તેઓની સેનાનો પરાજય કર્યો અને ધરણીવરાહને હરાવ્યો. આ વર્ણનમાં કર્ણાટકના સૈન્યને હરાવ્યાનું કહ્યું છે તે કાન્યકુબ્જના રાજાઓ અને રાષ્ટ્રકૂટો વચ્ચે થયેલી અનેક લડાઈઓમાથી એકાદને ઉદ્દેશીને હશે. અને અવનિવર્મા બીજાએ હરાવેલો ધરણીવરાહ તે તો વઢવાણનો ચાપવંશી રાજા ધરણીવરાહ જ. ચાલુક્ય વંશનો આ બાહુકધવલ મિહિરભોજનો સામન્ત હશે એમ કીલહોર્ન તર્ક કરે છે. એનો પુત્ર બલવર્મા અને પૌત્ર અવનિવર્મા ભોજના અનુયાયી મહેન્દ્રપાલના મહાસામન્તો હતા. અને આ અવનિવર્મા બીજાએ હરાવેલો ધરણી-વરાહ તે મહેન્દ્રપાલના અનુયાયી મહીપાલનો સામંત હતો એમ એ પોતે હડાળાના દાનપત્રમાં કહે છે.[3]

---

૧ આ ધર્મ કોણ તે ચોક્કસ કહેવાતું નથી. બંગાલના ધર્મપાલ શિવાય બીજો ધર્મ પ્રસિદ્ધ નથી. દે. રા. ભાંડારકર એ ધર્મપાલ ઉદ્દિષ્ટ ધારે છે. જુઓ. ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ નોર્ધર્ન ઇન્ડીઆ ન. ૪૧

૨ ઉપરના લેખોના વિષઢ, જજ્જપ હૂણ, તથા યક્ષદાસનો પત્તો લાગતો નથી.

૩ હડાળાનું દાનપત્ર ઇ. એ. ગ્ર. ૧૨ પૃ. ૧૯૦માં તથા પ્રા. લે. મા. ન. ૮માં છપાયું છે.

### મહીપાલ વિ સ ૯૬૬થી ૯૮૬

મહેન્દ્રપાલ પછી બેત્રણ વર્ષ સુધી તેનો પુત્ર ભોજ બીજો ગાદી ઉપર રહ્યો અને પછી મહીપાલ કનોજના સિંહાસન ઉપર બેઠો આ મહીપાલના વખતનુ વિ સ ૯૭૦નુ હડાળા ( કાઠીઆવાડ )માથી દાનપત્ર મળ્યુ છે તેમા ચાપવશના રાજા ધરણીવરાહ વિષે લખ્યુ છે કે જેણે બધા ( પાચેય ) મહાશબ્દો પ્રાપ્ત કર્યા છે એવા મહાસામન્ત ધરણીવરાહે રાજાધિરાજ પરમેશ્વરશ્રી મહીપાલદેવના પ્રસાદથી પોતાના દાદાના નામથી ઓળખાતા અડ્ડાણક દેશ પર તથા બીજા દેશ ઉપર રાજ્ય કરતા વઢવાણમાથી આમર્દક સપ્રદાયના શ્રી શિવદેવાચાર્યના પુત્ર મહેશ્વરાચાર્યને કચ્છિકાસ્થલી સમધમાળુ વિંકલ નામનુ ગામ શક ૮૩૬ ( વિ સ ૯૭૦ )મા આપ્યુ છે આ ધરણીવરાહના મોટાભાઈનુ નામ ધ્રુવભટ, પિતાનુ પુલકેશિ, દાદાનુ અડ્ડુક અને પરદાદાનુ વિક્રમાર્ક હતુ દાનપત્રનો લેખક પાર્થિલનો પુત્ર સાધિવિગ્રહિક મહિન્દક છે[1]

### કૃષ્ણ અકાલવર્ષ ચાલુ

ઉપરના પુરાવાઓથી કાઠીઆવાડનો ઘણો ખરો ભાગ છેક નાગભટ્ટ (વિ સ ૮૬૪ થી ૮૯૦ )ના સમયથી કનોજના રાજાઓને તાબે હોય એમ જણાય છે, જો કે ચોક્કસ પુરાવો નથી મળતો પણ કદાચ અણહિલપુર-પાટણના ચાવડાઓ પણ એનાજ સામત હશે પણ ગુજરાતનો બાકીનો ભાગ તો મિહિરભોજ, મહેન્દ્રપાલ અને મહીપાલના સમયમા પણ રાષ્ટ્રકૂટોને જ આધીન રહ્યો હોય એમ તામ્રપત્રો ઉપરથી જણાય છે કારણ કે ધરણીવરાહનુ દાનપત્ર વિ સ ૯૭૦ મા અપાયુ તે પ્હેલા ચાર વર્ષે શક સ ૮૩૨ (વિ સ ૯૬૬ )મા લખાયેલુ રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ અકાલ વર્ષના સામત પ્રચડનુ દાનપત્ર કપડવજમાથી મળ્યુ છે[2] તેમા લખ્યુ છે કે એ વખતે ખેટક

---

૧ ઈ એ સ ૧૨ પૃ ૧૯૨, ૧૯૪ પ્રા લે મા લેખ ન ૮

૨ એ ઈ ગ્ર ૧ પૃ પર વધા મુ ગે ગ્ર ૧ પૃ ૧૨૯ પ્રા લે મા સા ૨ લેખ ન ૮૯

ઘ

(ખેડા) હર્ષપુર વગેરે મંડલનાં ૭૫૦ ગામોનો મહા સામંત પ્રચંડ હતો અને દંડ નાયક ચંદ્રગુપ્ત હતો. આ પ્રચંડને બ્રહ્મવક (?) કુળનો કહ્યો છે. અને પ્રચંડના ચાર પૂર્વ પુરુષોનાં નામો દાનપત્રમાં આપ્યાં છે અને તે બધાં અગુજરાતી—કાનડી જેવાં લાગે છે. પ્રચંડના પૂર્વજો સ્વતંત્ર રાજાઓ નહિ પણ રાષ્ટ્રકૂટના મોટા અધિકારીઓ હશે. પ્હેલા પૂર્વજનું કુંબડી નામ શુદ્ધ કાનડી છે. એના પુત્રનું નામ દેગડી, દેગડીના પુત્રનું નામ રાજહંસ અને તેના પુત્રનું નામ ધવલપ્પ છે. આ ધવલપ્પને પ્રચંડ અને અકકુવ નામના બે પુત્રો હતા. આ ધવલપ્પે "શત્રુઓએ લઈ લીધેલું મંડલ શત્રુને મારીને પોતાના ધણીને પાછું આપ્યુ" એમ એ દાનપત્ર (શ્લો. ૧૬)માં કહેલું છે. ગોવિંદ ચોથાના શક સં. ૮૫૨ (વિ. ૯૮૬)ના દાનપત્રમાં "અકાલ વર્ષના શત્રુઓએ તેના પરાક્રમથી ડરીને ખેટક મંડલ છોડી દીધું" (જુઓ પૃ. ૯૩ ટિ: ૧) એ રીતે કહેલુ છે તે આ ધવલપ્પના પરાક્રમને ઉદ્દેશને જ હશે. અને એ શત્રુઓ તે ગર્જના કરતા ગૂર્જરો હોવાનું તો ઈન્દ્રનાં વિ. સં. ૯૭૦ ના દાનપત્રથી સ્પષ્ટ જણાયું છે દાનપત્રોનાં આ બધાં કથનોને મેળવતાં એમ જણાય છે કે મહેન્દ્રપાલના વખતમાં ખેડા જીલ્લો પણ રાષ્ટ્રકૂટના હાથમાંથી પ્રતિહાર રાજાના હાથમાં ચાલ્યો ગયો હશે. મહેન્દ્રપાલનો સામંત બાહુક ધવલ કર્ણાટકના સૈન્યને હરાવ્યાનો દાવો કરે છે તે આ રીતે બેસે છે. પણ ખેડા જીલ્લો લાંબો વખત પ્રતિહાર રાજાના હાથમાં રહેવા પામ્યો નહિ કારણ કે ઉપર કહેલા કપડવજના દાનપત્રમાં કહ્યું છે તેમ ધવલપ્પે વિ. સં. ૯૯૬ પ્હેલાં ખેડા જીલ્લો મહીપાલના હાથમાંથી પાછો લઈ લીધો પછી ફક્ત કાઠીઆવાડ પ્રતિહાર રાજાના હાથમાં રહ્યો. ધવલપ્પે ખેડા જીલ્લો પાછો જીતી આપ્યો હોવાથી જ કદાચ કૃષ્ણ અકાલવર્ષે ખેટક મંડલનો વહીવટ તેને સોંપ્યો હશે. આ દાનપત્રમાં "હર્ષપુર અધષ્ટિમાન્તઃપાતિ કર્પટવાણિજ્ય ચતુરાશિતીકા પ્રતિબદ્ધ સૂરિ દ્વાદશકાન્તઃપાતિ વ્યાઘ્રાસા ગામ" એક બ્રહ્મભટ્ટને દાનમાં અપાયું છે.

આ લેખમાનું હર્ષપુર તે હાલનુ પરાતીજ પાસે આવેલુ હરસોલ કર્પટ વાણિજ્ય તે કપડવજ અને બાવ્રાસા તે હાલનુ નાયકવાડી ગામ વાચામા વળી આ લેખ ઉપરથી ૭૫૦ ગામનો હરસોલ જીલ્લો, તેની અંદર ૮૪ ગામનો કપડવજ તાલુકો અને તેમા પાછો બાર ગામનો પેટા તાલુકો એવી ગવર્મેન્ટ માટેની વિભાગ વ્યવસ્થા દેખાય છે

ઈન્દ્રનિત્ય વર્ષ વિ સ ૯૭૦

કૃષ્ણ અકાલ વર્ષ જગત્તુગ નામનો પુત્ર હતો જે ગાદી ઉપર બેઠો હોય એમ જણાતુ નથી પણ આ જગત્તુગને ચેદીના રાજા શકરગણની કુવરીથી ઈન્દ્ર ઉર્ફે નિત્યવર્ષ નામે પુત્ર થયો શક સ ૮૩૬ વિ સ ૯૭૦ ના ઈન્દ્રના બેવ નવસારી દાનપત્રોમા[1] એ પોતાને પોતાના દાદાનો અનુયાયી કહે છે આ નવસારી દાનપત્રોમા લખ્યુ છે કે ઈન્દ્ર પોતાના પટ્ટબંધ (રાજ્યાભિષેક) માટે માન્યખેટથી જ્યારે કુરુન્દક[2] ગયો ત્યારે તેણે સુવર્ણનુ તુલાદાન કર્યું હતુ તથા તુલામાથી ઉઠયા વગરજ સાડીબાવીસ લાખ દ્રમ્મ અને પ્રથમના રાજાઓએ વિચ્છિન્ન કરેલા સાડાચારસો ગામો બ્રાહ્મણોને આપ્યા હતા, એ વખતે લાટ દેશાન્તર્ગત કર્માણેજ્ય પાસેના તેન અને ઉગરા ગામ પણ આપ્યા આ કર્માણેજ્ય (હાલનુ કામરેજ), ઉગરા વગેરે ગામો નવસારી છે તામા બારડોલી (જેને લેખમા વારપલ્લીકા કહ્યુ છે) ની આસપાસ છે આ દાનપત્રમાના 'દેલ્લોન્મૂલિત મેરુ" વિશેષણ ઉપરથી ઇન્દ્રે કાઠીઆવાડના મેર લોકોને દબાવ્યા હોયાને તર્ક

---

૧ જ બો બ્રે રો એ સો સ ૧૮ પૃ ૨૫૩ થી ૨૬૧ અને એ ઈ સ ૯ પૃ ૨૪

૨ આ કુરુન્દક તે કૃષ્ણા દરવાના બાંધકથી સાત મૈલ પર આવેલ કુરુન્દ દેવ કે જ્યાર સાળવિક રીતે કૃષ્ણા અને પચ નદીઓનો સગમ થાય છે તે કુરુન્દવાડ હોય (જુઓ ઈ એ સ ૧ ભા ૧ પૃ ૧૩૦ ટિ ૩)

પં. ભગવાનલાલે કર્યો છે.[1] ઇન્દ્રના દાનની ઉપરની વિગતોમાં અતિશયોક્તિની ગંધ છે પણ બાવીશ લાખ દ્રમ્મ આવો મોટો રાજા આપે એમાં કશું અશક્ય નથી અને સાડાચારસો ગામોમાંનાં ઘણાં ખરાં તો પ્હેલા અપાયેલાં હતાં. આ બાબતમાં નીચેનો દાખલો ઘણો સૂચક છે. ધ્રુવ બીજાના વિ. સં. ૯૨૩ ના બગુમરા દાનપત્રમાં લખ્યું છે કે ધ્રુવ પ્હેલાએ ત્રેન્ન નામનું ગામ પ્હેલાં દોટ્ટી નામના બ્રાહ્મણને આપ્યું હતું. એ દોટ્ટીના પુત્ર નેન્નપના પુત્ર જોજિભાને ધ્રુવ બીજાએ બગુમરા દાનપત્રવાળુ[2] દાન આપ્યું અને તેજ નેન્નપના પુત્ર સિદ્ધભટ્ટને આ ઇન્દ્રે ફરી ત્રેન્ન ગામનું દાન આપ્યું છે. મતલબ કે ધ્રુવ પ્હેલા (વિ. સ. ૮૯૧ થી ૯૨૨) એ જે ગામ આપેલું તે પાછળથી બ્રાહ્મણના હાથમાંથી લુપ્ત થયેલું તે આ ઇન્દ્રે મૂળદાન લેનારના પૌત્રને પાછુ આપ્યું.

વિ. સ. ૯૭૦ પછી માન્યખેટના રાષ્ટ્રકૂટોના હાથમાં ગુજરાત કેટલો વખત રહ્યું એનું અનુમાન કરવા માટે પ્હેલાં તો કોઇ જાતની નિશાનીઓ મળી નહોતી પણ શક ૮૯૪ (વિ. ૧૦૨૮)માં પશ્ચિમી ચાલુક્ય રાજા તૈલપ્પને હાથે માન્યખેટના રાષ્ટ્રકૂટ વંશનો ઉચ્છેદ થયો ત્યાં સુધી દક્ષિણ ગુજરાત તેઓને તાબે રહ્યું હોવાનો સંભવ માનવામાં આવ્યો હતો. કારણકે પડોશી ઉત્તર કોંકણના શિલાહાર રાજાઓ રાષ્ટ્રકૂટનું ઉપરીપણું છેવટ સુધી કબુલ રાખતા હતા એમ ઉત્કીર્ણ લેખોથી જણાય છે, અને દક્ષિણ ગુજરાતની સ્થિતિ ઉત્તર કોંકણને મળતી હોય એ સભવિત છે. પણ પં. ભગવાનલાલના ઉપરના અનુમાનને[3] પાછળથી પુરાવાઓનો પ્રબળ ટેકો મળ્યો છે.

વિ. સ. ૯૭૦ માં અલમસુદી ખંભાત ગયો ત્યારે ત્યાં માનખેડાના બલ્હારા (વલ્લભ) રાજાનો પ્રતિનિધિ બ્રાહ્મણ રાજ્ય કરતો

---

૧ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૩૦

૨ જુઓ પ્રા. લે. મા. લેખ નં. ૪ તથા મું. ગે. ગ્ર. ૧ ભા. ૬ પૃ. ૧૩૨

૩ એજન પૃ. ૧૩૧

હોવાનું તે કહે છે.[1] અને ગોવિંદ ચોથાના શક સં ૮૫૨ (વિ સં ૯૮૬)ના ખંભાતના તામ્રપત્રમાં[2] તેના પિતા ઇન્દ્રે મહોદય ઉપર ચડાઈ કરી મહીપાલને હરાવ્યો હતો એમ કહેલું છે વળી કાનડી ભાષાના કવિ પંપે વિ સં ૯૯૮ પહેલા રચેલા વિક્રમાર્જુન વિજય કે પંપભારત નામના કાવ્યમાં ચોલના ચાલુક્ય રાજા અરિકેસરીનો પિતા નરસિંહ બીજો જે રાષ્ટ્રકૂટોનો સામંત હતો તેણે ગૂર્જર રાજા મહીપાલને હરાવી તેની રાજ્ય લક્ષ્મી છીનવી લીધી તથા એનો પીછો પકડી પોતાના ઘોડાઓને ગંગાના સંગમ ઉપર સ્નાન કરાવ્યું[3] એવું વર્ણન કર્યું છે આ ગૂર્જર રાજા મહીપાલ તે વટવાણનો ચાવડો રાજા ધરણીવરાહ જેનો સામંત હતો તે કનોજનો રાજા મહીપાલ જ[4] ઉપર જોયું છે તેમ કૃષ્ણ અકાલવર્ષના સામંત વત્સરાજે મહીપાલના હાથમાંથી પહેલા ખેડા લઈ લીધું, અને પછી ઇન્દ્ર નિત્યવર્ષે વિ સં ૯૭૧–૭૨માં મહીપાલનો ઠેઠ તેની રાજધાની સુધી પીછો પકડયો, જેમાં તેનો સામંત નરસિંહ સાથે હોવાથી તેની પંપભારતમાં ઉપર કહી તે પ્રશંસા કરેલી જણાય છે આ રીતે નબળી પડેલી કાન્યકુબ્જની સત્તા પાછી જોરમાં આવી જ ન શકી રાષ્ટ્રકૂટોએ પ્રતિહારોને સત્તા વધારવા ન દીધી[5]

પરિણામે ગુજરાતમાંથી પ્રતિહારોની સત્તા ઉઠી ગઈ સુરાષ્ટ્રમાં કે ગુજરાતમાં તેના જે સામંતો એ વખતે હતે તે સ્વતંત્ર થઈ ગયા હશે[6]

---

૧ મું . અં ૧ પૃ ૧૩૨ ટિ. તથા પૃ ૫૧૮

૨ એ. ઇ. ગ્રં ૭ પૃ ૩૮ યેનેદ હિ મહોદયારિનગરં નિર્મૂલમુન્મૂલિતમ્ (શ્લોક ૧૯)

૩ સોલંકિઓનો પ્રાચીન ઈતિહાસ પૃ ૨ ૭

૪ ઇ એ. ગ્ર ૧૨ પૃ ૧૯૨

૫ જુઓ (ઈ. સ ૬૪૦) વિ સં ૯૯૬ નું રેહલીનું તામ્રપત્ર પ્રા. લે. ના. ના. ૩ લેખ નં ૧૫૬

૬ જુઓ પ્રકરણ છઠ્ઠું

## ગોવિંદ વિ. સં. ૯૮૬

અને લાટ જ નહિ પણ ખેડા પ્રદેશ સુદ્ધાં છેક શક સં. ૮૫૨ (વિ. સં. ૯૮૬)માં માન્યખેટના રાષ્ટ્રકૂટોને તાબે હતો એમ ઇન્દ્ર-નિત્યવર્ષના પુત્ર ગોવિંદ ચોથાના ઉપર ઉલ્લેખેલા ખંભાતના દાનપત્રથી ચોક્કસ જણાય છે. કારણ કે આ ગોવિંદે લાટદેશાન્ત ર્વર્તિ ખેટક મડલમાં કાવી પાસે આવેલું કેવંજ્જ (હાલનું કીમોજ) ગામ દાનમાં આપ્યું છે. અને પછી છેક ૧૦૦૬ માં પણ આ ખેડા પ્રદેશ ઉપર રાષ્ટ્રકૂટોની સત્તા હતી એ છઠ્ઠા પ્રકરણમાં જોશું.

દાન કરવામા આ ગોવિંદ પોતાના પિતા ઇન્દ્રનિત્યવર્ષથી સવાયો નીકળ્યો. તેના ખભાતના તામ્રપત્રમાં લખ્યું છે કે[1] "પોતે ગોદાવરી કાઠે કપિત્થ ગામમાં તુલાપુરૂષ દાન કરતી વખતે બ્રાહ્મણોને બલિ, ચરૂ, વૈશ્વદેવ અને અતિથિ તર્પણ માટે ત્રણ લાખ સુવર્ણ સાથે છસ્સો ગામો દાનમા આપ્યાં છે તથા દેવકુલો (મદિરો)ના જીર્ણોદ્ધાર, મંદિરોમાં ગન્ધ, પુષ્પ, દીપ નૈવેદ્ય તથા સાધુઓને વસ્ત્રાદિ માટે ચાર લાખ સુવર્ણ, ૩૨ લાખ દ્રમ્મ અને આઠસો ગામો આપ્યાં છે."[2]

---

૧ એ. ઇ. ગ્ર. ૭ પૃ. ૪૦ અને ગુ. ઐ. લે. ન. ૧૩૫

૨ અહી મૂળમા षट्शतानि अग्रहाराणां सुवर्णलक्षत्रयसमेतानि એ રીતે શબ્દો છે તેનો શ્રી અલ્તેકર જેની ઉપજ ત્રણ લાખ સુવર્ણ જેટલી થાય તેવાં છસ્સો ગામ અને જેની ઉપજ ચાર લાખ સુવર્ણ થાય તેવાં આઠસો ગામ એવો અર્થ કરે છે. (જુઓ રાષ્ટ્રકૂટસ એન્ડ ઘેરટાઇમ્સ પૃ. ૨૧૯) પણ એ અર્થ મને પૂરેપૂરો ગળે ઉતરતો નથી.

# પ્રકરણ ૫ મુ

## વિ સ ૮૦૦ થી ૧૦૦૦ સુધીના સમયમાં ગુજરાતની સામાજીક ધાર્મિક વગેરે સ્થિતિ

આ પ્રકરણમા જે સમયનો વિચાર કર્યો તે વિ સ ૮૦૦થી ૧૦૦૦ સુધીના સમય દરમીયાન કાઠીઆવાડ, ગુજરાત અને લાટનો સમસ્ત પ્રદેશ રાષ્ટ્રકૂટ લેખો જેને ગૂર્જર કહે છે તે પ્રતિહારો અને રાષ્ટ્રકૂટો વચ્ચે વહેચાયેલો રહ્યો છે અને જો કે આ બેય રાજ્યો ગુજરાત માટે આ સમય દરમીયાન લડયા કર્યા છે છતા ગુજરાતનો મોટો ભાગ વધાર વખત સુધી એક અથવા બીજી રીતે રાષ્ટ્રકૂટ સત્તા નીચે રહ્યો છે

### ઉત્તર હિંદનીતત્કાલીન રાજકીય સ્થિતિ વિષે મુસ્લીમ લેખકો

જે વખતની આપણે વાત કરીએ છીએ એ વખતે ઉત્તરમા કનોજનું અને દક્ષિણમા માલખેડના રાષ્ટ્રકૂટો (જેને આરબ લેખકો બલ્હારા કહે છે તે)નું એ રીતે બે સામ્રાજ્યો હતા બન્નેના લશ્કરી બળ વગેરની આરબ લેખકો પ્રશસા કરે છે

આરબ વેપારી સુલેમાને સિલ્સિલાતુત્તવારીખ નામનુ પુસ્તક હિજરી સન ૨૩૭ (વિ સ ૯૦૮)ના લખ્યુ છે તેમા એ લખે છે કે 'દુનીઆમા ચાર મોટા બાદશાહ છે તેમા પહેલો આરબ દેશ (બગદાદ)નો ખલીફ, બીજો ચીનનો રાજા, ત્રીજો યૂનાનનો અને ચોથો બલ્હારા આ બલ્હારા જાણીતા બધા રાજાઓમા વધારે પ્રસિદ્ધ છે હિન્દના બીજા રાજાઓ એને માન આપે છે આરબો પર તેઓ પોતાના લશ્કરને તથા નોકરોને નિયમિત પગાર આપે છે એ દારુ નથી પીતા એની પાસે ઘણી સમૃદ્ધિ અને ઘણા હાથીઓ અને ઘોડાઓ છે કાકણથી ચીનની સીમા સુધી એનું રાજ્ય છે. એના નાણાના તાતારી નામ ચાલે છે, જેનું વજન આરબી દરમથી

દોઢું છે. અને જેના ઉપર રાજ્યાભિષેક સંવત લખેલો હોય છે. બલ્હારા રાજાઓ આરબો તરફ માયાળુ દૃષ્ટિ રાખે છે. બલ્હારા એ રાજાઓનું બિરૂદ છે."

ઇબ્નખુદદિબાહ હિજરી સન ૩૦૦ (વિ. સં. ૯૬૮)માં લખે છે કે "હિંદુસ્થાનમાં સૌથી મોટા રાજા બલ્હારા છે."

અલમસઉદી હિજરી સન ૩૩૨ (વિ. સં. ૧૦૦૦)માં લખે છે કે "વર્તમાનકાળના હિંદુ રાજાઓમાં સૌથી મોટા અને પ્રતાપી રાજા માનકીર (માલખેડ)નો બલ્હારા છે. બીજા ઘણા રાજાઓ એને પોતાનો સરદાર સમજે છે. એની પાસે ઘણી મોટી ફોજ છે. એ લોકોની ભાષાનું નામ કીરીયા (કાનડી) છે. માનકીર મોટું શહેર છે.

ઇબ્નહૌકલ (વિ. સં. ૧૦૦૦ થી ૧૦૩૩) લખે છે કે બલ્હારા રાજાઓ પાસે મુસલમાનો પણ મોટા મોટા અધિકારો ભોગવે છે અને તેઓ ઉપર રાજાની પૂરી કૃપા છે.[૧]

**આરબ લેખકોના કહેવા પ્રમાણે ગુજરાત ઉપર રાષ્ટ્રકૂટ સત્તા**

આરબ મુસાફરોનાં આ થોડાં અવતરણોથી પણ રાષ્ટ્રકૂટોની સત્તા એ કાળે કેવી મોટી હતી એ દેખાય છે. ગુજરાત તો રાષ્ટ્રકૂટોનું જ છે એમ આરબોએ માનેલું હતુ. અલઇદ્રીસી (ઈ. સં. ૧૧૦૦) ઘણું કરી અલજૌહરી (ઇ. સ. ૯૫૦)માંથી ઉતારો કરીને નેહરવાલા (અણહિલવાડ)ને બલહારાની[૨] રાજધાની કહે છે.

---

૧ આરબ ઉલ્લેખો માટે જુઓ, ઇલીઅટ ગ્રં. ૧ પૃ. ૫ થી ૩૪ સુધી. મું. ગે. ગ્રં. ૧ ભા ૧ પૃ. ૫૨૫–૨૬ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૧૪ થી ૧૭ તથા મીડીવલ હિન્દુ ઈન્ડીઆ ગ્ર. ૨ પ્ર. ૧૨

૨ રાષ્ટ્રકૂટ રાજા દન્તીદુર્ગે ચાલુકય રાજા વલ્લભ કીર્તિવર્માને જીતીને વલ્લભરાજ બિરૂધ ધારણ કર્યું, ત્યારથી એ વંશના ઘણા રાજાઓએ એજ બિરૂદ ધાર્યું અને આ પરદેશીઓએ તો એ બિરૂદથીજ રાષ્ટ્રકૂટોને સંબોધ્યા છે. જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઈતિહાસ પૃ. ૧૨૩ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૫૨૫ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૧૭.

આરબો આ રાષ્ટ્રકૂટ રાજાઓની રાજ્યપદ્ધતિને ઉદાર ગણે છે તેઓના રાજ્યમા મીલ્કત સલામત હતી અને ચોરી કે લુટનુ ભય નહોતુ, પરદેશીઓ તરફ ખાસ રહેમ નજર રહેતી[1] એમ તેઓ કહે છે

ગૂર્જરેશ વિષે મુસ્લીમ ઇતિહાસ લેખકો

આરબ વેપારી સુલેમાન (ઈ સ ૮૫૧)ના કહેવા પ્રમાણે બલ્હારા પછી મોટા રાજ્ય તરીકે ગણતરીમા લેવા જેવુ રાજ્ય તે જુઝ્ર (અર્થાત્ ગૂર્જરનુ મતલબ કે કનોજનુ)નુ આ રાજ્યનુ ઘોડેસ્વાર લશ્કર હિંદુસ્તાનમા સર શ્રેષ્ઠ હતુ તેઓનો દેશ ઘણો સમૃદ્ધ હતો આ રાજાઓ હમેશા બલ્હારા સાથે લડયા કરતા અને આરબો તરફ એનુ વર્તન મિત્રતા ભર્યુ નહોતુ[2] આરબો સિંધમાથી રજપૂતાનામા લૂટફાટ કરવા વારવાર ઉતરી આવતા એ હકીકત ધ્યાનમા લેવાથી આરબો સાથે કનોજના રાજ્યને મિત્રતા કેમ નહોતી તે સમજાશે

આ સમયની વિદ્યા કળા

રાષ્ટ્રકૂટ સમયમા વિદ્યા અને કળા પણ ઘણી ઉન્નત સ્થિતિમા હતા પુરાણો ત્યાના ઘણા તો વહેલા થયા હતા, પણ આધુનિક પુરાણોનો ઘણો ભાગ આ સમય દરમીયાન રચાયો છે અને હિંદુ પ્રજા ઉપર પૌરાણિક ધર્મ આ સમય દરમીયાન ઘણી અસર કરી છે. આ સમય દરમીયાન થઈ ગયેલા સંસ્કૃત ગ્રંથકારોની નોંધ કરવાની જરૂર નથી પણ રાષ્ટ્રકૂટ રાજાઓમાના પણ કેટલાક વિદ્વાન હતા અમોઘવર્ષે રચેલો પ્રશ્નોત્તર રત્નમાલિકા નામનો ગ્રંથ એનો સારો દાખલો છે

કનોજના પ્રતિહારો પણ વિદ્વાનોના મોટા પોષક હતા મહેન્દ્રપાલ (વિ સ ૯૫૦ થી ૯૬૪) અને મહીપાલ (વિ સ. ૯૬૬ થી ૯૮૬) ના ગુરુ અને આશ્રિત કવિ રાજશેખરનો દાખલો બસ છે

1 મુ ન સ ૧ ભા ૧ પૃ ૫૨૬
2 એલ્લન, મીડીવલ હિન્દુ ઈન્ડીઆ ભા. ૧ પૃ. ૧૨

રાષ્ટ્રકૂટ રાજ્ય દરમીયાન થયેલાં કલાકાર્યોમાં સૌથી અગ્રગણ્ય એલાપુર (એલોરા)નું કૈલાસ મન્દિર છે.

### એ સમયનાં સુખ સમૃદ્ધિ

આ સમયે હિંદુસ્તાનની પ્રજા અત્યંત સુખી હતી. એ વખતના જેવા સુખમાં પ્હેલાંયે કોઈ વખત નહોતી અને પછી પણ નથી આવી એમ શ્રી. ચિં. વૈદ્ય કહે છે.[1] હુ પોતે વિદ્યા-કળા અને હિતાર્થી પરિશ્રમની દૃષ્ટિએ ગુપ્તકાળને સૌથી વધારે ઉન્નત માનું છું, અલબત્ત સમૃદ્ધિની વૃદ્ધિ સાથે વિલાસી વૃત્તિના પ્રવેશની શરૂઆત ગુપ્તકાળમાં જ થઈ ગઈ હતી. પ્રસ્તુતકાળ પણ ખૂબ સમૃદ્ધિમાન હશે એમ માનવામા વાંધો નથી પણ અનેક દિશામાં આ દેશની બુદ્ધિ શક્તિ એ વખતે યે નીચે ઉતરવા માંડી હતી એટલું નિઃસદેહ છે. પણ સાહિત્ય, સામાજિક સ્થિતિ, ધર્મ, કળા વગેરેની સવિસ્તર ચર્ચા તો તે તે વિષયના સ્વતત્ર પુસ્તકમાં જ શોભે એટલે અહીં તો અતિ ટુંકામાં **પૂર્વસ્થિતિ** પ્રકરણમાં લોકસ્થિતિનું જે વર્ણન કર્યું છે તેમાં થયેલા ફેરફારનુ સૂચન માત્ર કરીને જ અટકવું યોગ્ય છે.

### ભાષા

સંસ્કૃત ભાષા તો ઘણા કાળથી બોલાતી બધ પડી હતી. મહારાષ્ટ્રી, શૌરસેની વગેરે પ્રાકૃત ભાષાઓ પણ વપરાશમાં નહોતી. અને આધુનિક હિંદી, મરાઠી, ગુજરાતી વગેરે ભાષાઓનો હજી ઉદય જ થયો નહોતો. મારા ધારવા પ્રમાણે કોઈક જાતની અપભ્રશ, પુસ્તકોમાં મળે છે તેથી જુદી જાતની અપભ્રંશ ભાષા જ્યા હાલમાં હિંદી, મારવાડી અને ગુજરાતી બોલાય છે ત્યા એ કાળે બોલાતી હોવાનો સંભવ છે; પણ આ વિષયમાં વધારે ચોક્કસ કાંઈ કહી શકાય એટલી શોધખોળ થઈ નથી.

### વસ્તી

ગુજરાત આ સમય દરમીયાન ખૂબ વસી ગયો હતો. ઇબ્ન-

1 હીસ્ટરી ઓફ મીડીવલ ઈન્ડીઆ ભા ૫ પ્ર. ૮

કોડલ (૪ સ ૯૬૮) કહે છે તેમ ગામડાઓ પાસે પાસે હતા, જમીનની ખેડ પુષ્કળ થતી વેપાર પણ ઘણો ચાલતો[1] ખભાતની વાત કરતા અલઇદ્રીસી કહે છે તેમ સર્વ દેશોનો માલ ગુજરાતના બદરોમા આવતો અને ગુજરાતનો માલ ત્યાથી સર્વત્ર ચડતો[2]

## ઉચા વર્ણનો ખોરાક અને પહેરવેષ

રાષ્ટ્રકૂટ રાજ્ય વિશાળ, ખૂબ વસ્તીવાળુ, વેપાર રોજગારવાળુ અને ફળદ્રુપ હતુ લોકો મોટે ભાગે વનસ્પતિ આહારી હતા[3] અને અલમસુદી (વિ સ ૧૦૦૧) કહે છે કે ઉચા વર્ણના હિન્દુઓ જેઓ પીળા તાતણા (જનોઈ) પહેરે છે તેઓ તો ખાસ માસને અડતા નથી દારૂ પણ લોકો તથા રાજાઓ પીતા નથી એમ સુલેમાન કહે છે[4]

ઉત્સવને દિવસે બલ્હારા રાજાઓ સોનાનો મુગટ અને કીમતી વસ્ત્રો પહેરતા રાજાઓની પરિચર્યામા રહેતી સ્ત્રીઓ પણ કીમતી વસ્ત્રાભૂષણ પહેરતી, હાથમા સોનાની વીંટીઓ વગેરે અને પગમા રૂપાના ઘરેણા પહેરતી તથા વાળ ઓળતી[5] પુરુષો પણ માથે મોટા વાળ રાખતા, મોઢે હજામત કરાવતા અને માથે પાઘડી પહેરતા પુરુષો પૂર્વસ્થિતિમા વર્ણવ્યુ છે તેમ સાધારણ રીતે બે ધોતીયાથી કામ ચલાવતા, અને સ્ત્રીઓ એક સાડી પહેરતી અને બહાર જતો વખતે એ ઉપર ઉત્તરીય નાખતી[6] પણ

---

૧ ઇલીઅટ ગ્ર ૧ પૃ ૩૪ અને ૨૯

૨ એજન ગ્ર ૧ પૃ ૮૬, ૮૭

૩ અલઇદ્રીસી ઇલીઅટ ગ્ર ૧ પૃ ૮૫

૪ ઈલીઅટ ગ્ર ૧ પૃ ૯ તથા મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૫૩૦

૫ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૫૨૯

૬ હાલમા દક્ષિણી સ્ત્રીઓનો વેષ આવો દેખાય છે પણ ગુજરાતી સ્ત્રીઓનો જેથી જુદો પડે છે મુસ્લીમ લેખકો દક્ષિણના પહેરવેષનુ વર્ણન કરે છે એમ માનવુ કે હજાર વર્ષ ઉપર ગુજરાતમા અને દક્ષિણમા સ્ત્રીઓનો પહેરવેશ સરખો હતો એમ માનવુ ?

નૃત્ય કરતી વખતે લેંઘા જેવું કાંઈક પહેરતી. જોડા પહેરવાનો રિવાજ હતો પણ ઘણા લોકો ઉઘાડે પગે ફરતા. ( જુઓ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ પૃ. ૫૧–૫૨ )

## ધાર્મિક સ્થિતિ

પૂર્વસ્થિતિ વર્ણવતાં જે ધાર્મિક સ્થિતિનું વર્ણન કર્યું છે તેમાં મહત્ત્વનો કહેવાય એવો એકજ ફેરફાર થયો છે, અને તે બૌદ્ધ-ધર્મનો લોપ છે. વિ. સ. ના સાતમા આઠમા શતકમાં આ દેશમાં અને ગુજરાતમાં પણ બૌદ્ધધર્મનો સારો પ્રચાર હતો. વલભી રાજાઓએ બૌદ્ધ વિહારોને દાનો આપ્યાં છે. પણ વિ. સં. નવમા દશમા શતકમાં ભારત વર્ષમાં બીજે–ખાસ કરીને બિહાર અને બંગાળામાં ભલે બૌદ્ધધર્મ હજી ચાલતો હોય પણ ગુજરાતમાથી તેનો લગભગ લોપ થઈ ગયો દેખાય છે. લગભગ કહેવાનું કારણ એટલું જ છે કે દન્તીવર્માએ બૌદ્ધ મઠને દાન આપ્યાનો દાખલો નોંધ્યો છે એ જોતાં ક્યાંક ક્યાંક બૌદ્ધ મઠો હજી ચાલુ રહ્યા હોય એ સંભવ છે. બાકી વેપારી સુલેમાન જુઝ્રનો મુખ્ય ધર્મ બૌદ્ધ ગણે છે[1] તેતો બૌદ્ધ, હિંદુ અને બ્રાહ્મણ ધર્મ વચ્ચેનો ભેદ ન સમજવાનું પરિણામ લાગે છે. અને ઈબ્નખુર્દાદબાહ ( ઇ. સં. ૯૧૨ ) હિંદુસ્તાનમાં બેતાલીશ ધર્મો હોવાનું કહે છે[2] તે તો વૈષ્ણવાદિના પેટા ભેદો ન સમજવાનું પરિણામ છે વિષ્ણુપૂજા, શિવપૂજા, ભગવતી શક્તિપૂજા અને સૂર્યપૂજા પ્હેલાં પેઠે જ પ્રચલિત હોવાના ઉત્કીર્ણ લેખોમાથી પુરાવા મળે છે. સૌથી વધારે જેનાં તામ્રપત્રો આ સમયમાં મળ્યા છે તે રાષ્ટ્રકૂટ રાજાઓએ પણ વલભી રાજાઓ પેઠે પંચમહાયજ્ઞ માટે બ્રાહ્મણોને જમીનોનાં તથા ગામોનાં દાનો આપ્યાં છે. નવસારીનાં ઈન્દ્રનિત્યવર્ષના ઉપર સવિસ્તર નોંધેલા દાનપત્રમાં તો સુવર્ણદાન, સાડીબાવીશ લાખ દ્રમ્મ

---

૧ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૫૩૦

૨ એજન તથા ઈલીઅટ ગ્ર. ૧ પૃ. ૧૭

નામના સીક્કાઓનુ દાન અને માડા ચારગો ગામોનુ દાન એ રીતે ત્રણ પ્રકારનુ દાન અપાયુ છે[૧]

અને ગોવિંદ ચોથાના ખભાતના ઉપર ઉલ્લેખેલા દાનપત્રમા બ્રાહ્મણોને બલિચરુ, વૈશ્વદેવ, અતિથિ પૂજા માટે ઘસો ગામો સાથે ત્રણ લાખ સુવર્ણ અને મદિરોના જીર્ણોદ્ધાર તેમજ ગધ, પુષ્પ, દીપ, નૈવેદ્ય વગેરે ચાર લાખ સુવર્ણ ૩૨ લાખ દ્રમ્મ અને આઠસો ગામો આપ્યાનુ કહેલુ છે[૨] આ ઉપરથી ગષ્ટ્રકૂટોની દાન પ્રવૃત્તિ કેટલી વધી ગયેલી એનો કાંઈક ખ્યાલ આવશે વળી આ યુગના છેલ્લા સમય દરમીયાન બ્રાહ્મણોને બલિ ચરુ વગેરે માટે દાન આપવા સાથે મન્દિરોને દાન આપવાની પ્રથા ચાલુ થઈ ગઈ દેખાય છે

વિ સ ૯૭૦ ના હડાલાના દાનપત્રમા આમર્દક સપ્રદાયના શ્રી મહેશ્વરાચાર્યને દાન આપ્યાનો ઉલ્લેખ છે, એ ઉપરથી વિ સ. ના દશમા શતકમા સામાન્ય પૌરાણિક શિવભક્તિનો જ નહિ પણ એક પ્રકારના શૈવસપ્રદાયનો પણ પ્રચાર હતો એમ જણાય છે પણ જૈનધર્મનુ જે જોર પાછળના સોલકી સમયમા જોવામા આવે છે તેની કાંઈ નિશાની હજી દેખાતી નથી

એ સમયનો રાજ્ય વહીવટ

ગાજ્ય વહીવટનુ પૂર્વસ્થિતિમા વલભી તામ્રપત્રો તથા એ સમ-

૧ અને શક સ ૮૯૯ વિ સ ૧૦૨૯ ના કકરાજના તામ્રપત્રમા અમોઘવર્ષે તામ્રશાસનોથી અનન્ત ગામો આપ્યાનુ તથા અનેક શિવાલયો ઉભા કર્યાનુ લખ્યુ છે—

दत्त्वा ताम्रनमस्यशासनगतान्ग्रामान तांस्तथा ।
अर्थैरर्थिमनोरथाधिकतरै कृत्वा कृतार्थं जगत्
व्याप्ता येन शिवालयैर्निरवधि पुण्यापवर्गप्रदैः ॥

પ્રા. લે ના ભા ૧ લેખ ન ૬ શ્લો ૧૫

૨ આ દાનપત્રના શબ્દોનો શ્રી જનતેકરે સારી રીતે અર્થ કર્યો છે. તે માટે જુઓ ઉપર પૃ ૧૦૨ ટિ. ૨

યનાં બીજાં તામ્રપત્રો ઉપરથી જે વર્ણન કર્યું છે તેમાં ખાસ ફેરફાર થયો હોય એમ જણાતું નથી. રાષ્ટ્રકૂટ તામ્રપત્રોમાં પણ એ જ રાષ્ટ્રપતિ, વિષયપતિ વગેરે અધિકારીઓનો ઉલ્લેખ મળે છે. અલબત્ત પાછળનાં તામ્રપત્રોમાં વલભી તામ્રપત્રો પેઠે, બધા અધિકારીઓનાં નામો લખવાને બદલે એક બે નામ લખી આદિ ઉમેરીને પતાવી દીએ છે. વિષય, આહાર વગેરે દેશ વિભાગો પણ એના એ જ છે. પણ એક એક મોટા વિભાગમાં સાડાસાતસો જેટલાં ગામોનો પણ સમાવેશ થતો હશે એમ હર્ષપુર અધષ્ટિમનો પ્રચડના કપડવંજના દાનપત્રમાંનો ઉલ્લેખ ઉપર નોંધ્યો છે તેથી જણાય છે.

### વલભીથી રાષ્ટ્રકૂટની ખાસ ભિન્નતા

રાજ્યવહીવટ શિવાયની બીજી રાજ્યપદ્ધતિમાં પણ ખાસ ફેર પડયો હોય એમ જણાતું નથી, પણ એક બે બાબતમાં વલભી સમયથી આ સમય ખાસ જુદો પડે છે. વલભી કે લાટનાં ગૂર્જર રાજ્ય કરતાં રાષ્ટ્રકૂટ રાજ્યની સત્તા ઘણા મોટા પ્રદેશ ઉપર હતી; અને એ મહત્તાની પ્રતીતિ આપણને બે બાબતમાં થાય છે (૧) વલભી રાજાઓ કરતાં રાષ્ટ્રકૂટ રાજાઓએ મોટાં દાનો આપ્યાં છે અને (૨) વલભી રાજાઓએ કોઇ યુદ્ધો કર્યા હશે તો એનાં મોઘમ સૂચનો જ દાન-પત્રોમાં મળે છે, જ્યારે રાષ્ટ્રકૂટોનો તો બધો સમય લડાઈઓમાંજ ગયો દેખાય છે. સામાજીક બાબતમાં જોઈએ તો બ્રાહ્મણો ક્ષત્રિય કન્યાને અને શૂદ્ર કન્યાને પણ પરણી શકતા અને તેની પ્રજાને બ્રાહ્મણ ઘરમાં સ્થાન મળતું એ સમય ચાલ્યો ગયો છે. છતાં વર્ણાતર લગ્નના દાખલાઓ મળે છે. લગ્ન વિષયમાં ક્ષત્રિયોની છુટ તો જૂના કાળથી પ્રસિદ્ધ છે અને સર્વ કાળમાં ચાલુ રહી છે, પણ પ્રસ્તુત કાળમાંયે બ્રાહ્મણો ક્ષત્રિય કન્યા પરણી શકતા એ કવિ રાજશેખરે ચોહાણ કન્યા અવન્તી સુન્દરી સાથે કરેલાં લગ્નથી જણાય છે.[૧]

૧ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ પૃ. ૪૮

## સામાજીક સ્થિતિ

વળી આજની માફક જુદા જુદા વર્ણો વચ્ચે સ્પર્શાસ્પર્શનો બાધ કે ખાવાપીવાનો બાધ નહોતો અલબીરૂની લખે છે કે ચારે વર્ણના લોકો એકઠા રહે છે અને એક બીજાના હાથનું ખાય છે અને વ્યાસસ્મૃતિ એને ટેકો આપે છે[1] અને ખાનાપીવાની તથા લગ્નની આટલી છૂટછાટ હોય ત્યાં સુધી નાતોના વાડાઓ બંધાઈ ન શકે અને વસ્તુત એ કાળ સુધી બંધાયા નહોતા વળી "સ્ત્રી અને શૂદ્રે ભણાય નહિ[2]" એ નિયમ હજી અમલમા આવ્યો નહતો ઉપર ઉલ્લેખેલ કવિ રાજશેખરની પત્ની અવંતિ સુંદરી વિદુષી હતી અને રાજશેખર તો સ્પષ્ટ કહે છે કે "પુરુષોની માફક સ્ત્રીઓ પણ કવિ હોય, સંસ્કાર આત્મામા પડે છે, તેથી ત્યા સ્ત્રી પુરુષનો ભેદ નથી રાજાઓ અને મંત્રીઓની પુત્રીઓ, વેશ્યાઓ વગેરે શાસ્ત્રોમા નિષ્ણાત અને કવયિત્રી હોય છે"[3] ઇંદુલેખા, મારુલા, મોરિકા, વિજ્જિકા, શીલા, સુભદ્રા, પદ્મશ્રી, લક્ષ્મી વગેરે સ્ત્રીઓએ[4] સંસ્કૃતમા કાવ્યો રચ્યા છે

વળી એ વખતે પડદાનો રિવાજ નહતો હર્ષની માતા તથા બેન રાજસ્થાનીઓને મળતા એમ બાણના અને યુઆન ચુઆંગના વર્ણનથી જણાય છે[5] અબુઝૈદ (૪ મ ૯૧૬) પણ રાજદરબારમા તથા જાહેર સ્થાનોમા દેશી પરદેશીઓ સામે રાજ રાણીઓ પણ ખુલ્લે મોઢે આવતી એમ કહે છે[6]

સતીની પ્રથા પ્હેલેથી હતી અને આ કાળમા ચાલુ રહી હતી.

---

૧ नापितान्वयमित्राधसीरिणो दासगोपकाः ।
शूद्राणामप्यमीषां तु भुक्त्वान्नं नैव दुष्यति ॥

૨ स्त्री शूद्रौ नाधीयताम्

૩ કા મી પ્ર (ન સ ) બા ૨ પૃ ૮૦-૮૫

૪ પ્રાચીન ભારતીય સંસ્કૃતિ પૃ ૬૦

૫ જુઓ વોટર્સ યુઆન ચુઆંગ ગ્ર ૧ પૃ ૨૮૮-૮૯

૬ પ્રાચીન ભારતીય સંસ્કૃતિ પૃ ૬૦, ઇલીઅટ ગ્ર ૧ પૃ ૧૧

એમ જ દાસપ્રથા જૂના કાળથી ચાલુ હતી. લોકોમાં વહેમો પણ જાતજાતના હતા.

### બ્રાહ્મણોનું સમાજમાં સ્થાન

એ વખતના સમાજમાંયે બ્રાહ્મણોએ વિદ્યા અને બુદ્ધિથી પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી હતી. અબુઝૈદ (ઈ. સ. ૯૧૬) કહે છે કે હિંદુઓમાંથી બ્રાહ્મણો ધર્મ અને વિદ્યામાં ડૂબેલા રહે છે, બ્રાહ્મણોમાં વળી કેટલાક કવિઓ તરીકે, કેટલાક જોષી તરીકે, કેટલાક દાર્શનિક તરીકે અને કેટલાક શકુન જોનાર તરીકે રાજાઓના દરબારમાં રહે છે.[1]

એ જ ગ્રન્થકર્તા ઉમેરે છે કે લોકોને પુનર્જન્મની તથા પરલોકની એટલી ખાત્રી છે કે માણસો ઘરડાં થતાં પોતાને અગ્નિમાં કે પાણીમાં નાખી દેવાનુ પોતાનાં સગાંઓને કહે છે.[2] જે બ્રાહ્મણો રાજદરબારમાં કવિ વગેરે તરીકે સ્થાન ન મેળવી શકે અથવા પચમહાયજ્ઞ માટે દાન ન મેળવી શકે તેઓ ખેતી, શસ્ત્ર ધારણ વગેરે વૈસ્ય કે ક્ષત્રિયનું કર્મ કરી શકતા. એ જ રીતે ક્ષત્રિય વૈસ્યને પણ બ્રાહ્મણ શિવાયના ઇતર વર્ણનો ધંધો કરવાની છુટ હતી.[3]

જીવનનો આદર્શ હજી જૂનો જ છે પણ મહાભારતનું સ્થાન એ સમયમાં મોટી સંખ્યામાં બ્હાર આવેલા પુરાણોએ લેવા માંડયું હતું.

### ગુજરાત ઉપર રાષ્ટ્રકૂટ સત્તાની અસર

આ સમયનો ગુજરાતના સામાજીક જીવનને સૌથી વધારે અસર કરનારો બનાવ તે રાષ્ટ્રકૂટ સત્તાને પરિણામે દક્ષિણની--મહારાષ્ટ્રની વસ્તીનો ગૂજરાતમાં ફેલાવો થયો એ છે. રાષ્ટ્રકૂટ રાજાઓએ મહારાષ્ટ્રી અને કાનડી બ્રાહ્મણોને દાનો આપ્યાં અને તેઓને સુરત તથા ભરૂચના જીલ્લાઓમાં વસાવ્યા. એ ઉપરાંત રાષ્ટ્રકૂટોના લાંબા

૧ ઇલીઅટ ગ્ર. ૧ પૃ. ૧૦

૨ એજન

૩ જુઓ મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ પૃ. ૩૯

રાજ્ય દરમીયાન લશ્કરમાં રહીને તથા રાજ્યવહીવટને અંગે પણ ઘણા મહારાષ્ટ્રી—કર્ણાટકી માણસો ગુજરાતમાં આવી વસ્યા હશે. અને એ વખતે હજી જ્ઞાતિના વાડાઓ બંધાયા નહોતા એટલે એ બધા દક્ષિણી કુટુંબો ગુજરાતમાં પ્હેલાં આવેલી ગૂર્જર, મૈત્રક વગેરે પ્રજા સાથે ભળી જતાં જે પ્રજા થઈ તે હાલની લાટની વસ્તી આ રીતે લાટને દક્ષિણી સંસ્કારો અને દક્ષિણી લોહી પણ આપવાનું મહાકાર્ય આ રાષ્ટ્રકૂટ વંશ દરમીયાન બણુ થયું જણાય છે પ્રાચીનતરકાળમાં થોડો વખત આન્ધ્ર રાજાઓની સત્તા ગુજરાત ઉપર રહી હતી અને થોડો વખત દક્ષિણના ચાલુક્યોએ ગુજરાતમાં સત્તા ભોગવી છે પણ એ ટુંકી સત્તાએ સમાજ ઉપર ઝાઝી અસર ભાગ્યે જ કરી હશે દક્ષિણની ખરી અસર તો રાષ્ટ્રકૂટ સમય દરમીયાન વિ સ ના નવમા તથા દશમા શતકમા થઈ છે અને મુખ્યત્વે લાટ ઉપર—મહીથી આરંભી વલસાડ સુધીના કાંઠાના પ્રદેશ ઉપર આ અસર ખાસ જોવામાં આવેછે રાષ્ટ્રકૂટોની સત્તા ખેડાજીલ્લા ઉપર કે થોડો વખત વડનગર ઉપર પણ રહી હતી પરંતુ એ ભાગ ઉપર દક્ષિણી સંસ્કારની અસર થઈ નથી

## ગુજરાતમાં મુસ્લીમો અને પારસીઓનો પ્રથમ પ્રવેશ

વળી વિ સ ના આઠમા શતકનાજ (ઈ સ ૭૧૨ માં) આરબોએ સિંધ જીત્યું હતું અને સિંધના મુસલમાન હાકેમોની લુંટારૂ ટોળીઓ મારવાડ, ગુજરાત વગેરે આસપાસના પ્રદેશમાં નીકળી પડતી હોવાનું વર્ણન ઉપર આવી ગયું છે દરીઆ રસ્તે આવીને પણ કોઈ મુસલમાનો કાંઠા ઉપર વસ્યા હોય એ સંભવિત છે

આ જ અરસામાં આરબોના ત્રાસમાંથી બચેલા અને ઈરાનથી નાસી છુટેલા પારસીઓ સંજાન બંદરે ઉતર્યા અને તેઓને જાદી રાણાએ આશ્રય આપ્યો એમ કહેવાય છે[1] આ જાદી રાણો તે ગુજરાતનો

---

[1] મુંબઈની આકામી સા ૫ નો રિપોર્ટ પૃ ૫

ચાલુક્ય રાજા વિજયાદિત્ય અને ઈ. સ. ૭૧૬માં પારસીઓ સંજાન આવ્યા એવી અટકળ પ્હેલાં કરવામાં આવી હતી પણ ખરી રીતે ઈ. સ. ૯૩૬માં પારસીઓ આવ્યા છે અને જાડીરાણો તે ઉત્તર કોંકણના શિલાહાર વંશનો રાજા વજ્જદદેવ એમ હાલમાં શોધખોળ પછી નક્કી થયું છે.[૧]



૧ જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૩ અં. ૩ પૃ. ૨૮૭–૨૮૮માં ડા. એરચ્ જહાંગીર તારાપોરવાળાનું વ્યાખ્યાન

પ્રકરણ ૬ ઠું

## સોલંકી વંશની ઉત્પત્તિ તથા મૂળરાજના પૂર્વજો

સોલંકી વંશના આરંભથી અણહિલપુરની ગાદીનો પ્રતાપ વધવા માંડે છે, અને એ ત્રણ પેઢીમાં એટલો જોરમાં આવે છે કે અણહિલપુરના રાજાઓ એટલે ગુજરાતના રાજાઓ અને તેઓનો વૃત્તાન્ત એટલે ગુજરાતનો વૃત્તાન્ત એવી માન્યતા એ વખતમાં જ બંધાઈ જાય છે આ પ્રદેશને ગુજરાત કે ગુર્જરદેશ જેવું નામ પણ આ સમયમાં જ મળે છે[1] ગુજરાતે જાહોજલાલીની ટોચ પણ આ સમય દરમીયાન જોઈ છે ટુંકામાં ગુજરાતનું સ્વતંત્ર વ્યક્તિત્વ સોલંકી રાજાઓના રાજ્યકાળમાં જ ખીલ્યું છે

સોલંકીવંશના પહેલા રાજા મૂળરાજદેવના વખતથી જ સમકાલીન રાજવંશો સાથે ગુજરાતના રાજાઓ શત્રુ કે મિત્ર તરીકે સંબંધમાં આવતા જોવામાં આવે છે અને એ રીતે ભારતના મધ્યકાલીન ઇતિહાસમાં ગુજરાત પોતાનું જુદું સ્થાન મેળવે છે ગુજરાતનું આવું જુદું સ્થાન આ સમય પહેલા નહોતું એ આગલા પ્રકરણોમાં આપણે જોયું છે ગુજરાત બ્હારના પ્રદેશમાં—થોડા વખત લાટમાં પણ, રાજધાની રાખીને રાજ્ય કરતા રાષ્ટ્રકૂટ વંશને તાબે ગુજરાતનો મોટો ભાગ અને થોડો ભાગ ભિન્નમાલ કે કનોજમાંથી રાજ્ય કરતા પ્રતિહારોને તાબે ઘણા વર્ષો દરમીયાન હતો, પણ ગુજરાતના સોલંકી રાજાઓ સ્વતંત્ર છે, તેઓની રાજધાની ગુજરાતમાં છે અને ત્યાંથી બીજા પ્રદેશ ઉપર સામ્રાજ્ય જમાવવા તેઓ પ્રયત્ન કરે છે.

### સોલંકી વંશની ઉત્પત્તિ

સોલંકી વંશનો પહેલો રાજા મૂળરાજદેવ પોતાને ચૌલુકિક વંશનો

---

૧ જુઓ પ્રકરણ બીજું

કહે છે.[1] એ જ વશના બીજા એક લેખમાં એ વંશનું નામ ચૌલ્લિક અને અન્યત્ર ચાલુકિક પણ મળે છે[2] પરંતુ મોટા ભાગના લેખોમાં, પાછળના પ્રબન્ધકારોએ મુખ્યત્વે વાપરેલુ ચૌલુકચ રૂપ જોવામાં આવેછે.[3]

ચૌલુકચ કે ચૌલુકિક નામ શી રીતે પડ્યુ? આ વંશ મૂળ ક્યાંથી નીકળ્યો? હાલમા તો સોલંકી રજપૂતો તથા તેની એક શાખા રૂપ વાઘેલા રજપૂતો પોતાને અગ્નિવંશી કહે છે અને વશિષ્ઠ ઋષિએ આબુ પર્વત ઉપર અગ્નિકુંડમાંથી પોતાના મૂળ પુરૂષ ચૌલુકચ કે ચાલુકચને ઉત્પન્ન કર્યો છે એમ કહે છે.[4] પરંતુ તેઓના અનેક જૂના શિલાલેખો, તામ્રપત્રો, પ્રબધો મળે છે તેમાં ક્યાંય તેઓને અગ્નિવંશી નથી કહ્યા. પણ એ જુદી જુદી રીતે, આ આ વંશની મૂળ ઉત્પત્તિ જુદા જુદા ગ્રન્થોમાં તથા લેખોમાં વર્ણવેલી જોવામાં આવે છે.

**(૧) સોલંકી કે ચૌલુકચ મૂળપુરૂષની ચુલુકથી ઉત્પત્તિ**

કાશ્મીરનો કવિ બિલ્હણ જેને દક્ષિણના પશ્ચિમી સોલંકી રાજા વિક્રમાદિત્ય છઠ્ઠાએ વિદ્યાપતિની પદવી આપી પોતાની પાસે

---

૧ चौलुकिकान्वयो महाराजाधिराज मूलराजदेवः

વિ. સ. ૧૦૪૩નું દાનપત્ર ઇ. એ. ગ્ર. ૬ ગુજરાતના સનઓના લેખો નં. ૨

૨ चौल्लिकराजवंशतिलक—०

વિ. સ. ૧૦૩૩નું ચામુંડનું અપ્રસિદ્ધ દાનપત્ર. અને चालुकिककुलक-मलिनी—એ રીતે ત્રિભુવનપાલ અને જયસિંહના કડીના દાનપત્રોમાં ચાલુકિક રૂપ મળે છે

૩ જુઓ સં. ૧૨૬૫નું ભીમદેવના વખતનું તામ્રપત્ર (ઈ. એ. ગ્રં. ૧૧ પૃ. ૨૨૦) વિ. સં. ૧૨૭૩ની શ્રીધરનીદેવપાટણ પ્રશસ્તિ એ. ઈ. ગ્રં. ૨ પૃ. ૪૩૭. વસ્તુપાલ તેજપાલના મંદિરોના ગિરનારના તથા આબુના લેખો. (પ્રાચીન જૈન લેખ સગ્રહમાં લેખાક ૩૮–૧ તથા ૬૫). સં. ૧૩૧૭નું બીસલદેવનું દાનપત્ર ઈ. એ. ગ્ર. ૬ પૃ. ૨૧૦.

૪ જુઓ સોલકિયોકા પ્રાચીન ઇતિહાસ પૃ. ૩

ગાય્યો હતો તેણે વિક્રમાંકદેવ ચરિત કાવ્યમાં પોતાના આશ્રયદાતાના વંશના મૂળ પુરુષની ઉત્પત્તિ નીચે પ્રમાણે લખી છે—"એક વખત બ્રહ્મા સંધ્યાવંદન કરતા હતા, ત્યાં ઇન્દ્રે આવીને હાથ જોડીને કહ્યું કે પૃથ્વી ઉપર અધર્મ ઘણો વધી ગયો છે, અને દેવોને યજ્ઞભાગ મળતો નથી માટે ધર્મદ્રોહીઓનું નિવારણ કરે એવા વીરપુરુષ ઉત્પન્ન કરવાની જરૂર છે ત્યારે બ્રહ્માએ સંધ્યાર્જલિ માટે પાણીથી ભરેલા પોતાના ખોબા ઉપર ધ્યાન દૃષ્ટિ કરી અને તે ખોબામાંથી ત્રણેય લોકની રક્ષા કરી શકે એવો એક વીર પુરુષ ઉત્પન્ન થયો અને તેમાંથી ગંગાના પ્રવાહ પેઠે વંશ ચાલ્યો આ વંશમાં ક્રમશ હારીત અને માનવ્ય નામના ક્ષત્રિયો થયા આ વંશના ક્ષત્રિયો પ્હેલા અયોધ્યામાં રાજ્ય કરતા હતા અને ત્યાંથી વિજય કરતા કરતા દક્ષિણમાં આવ્યા"[૧] કવિ બિલ્હણે ચૌલુક્યની વ્યુત્પત્તિ ચુલુક-(ખોબા)માંથી કરવાની સાદી બુદ્ધિ ચલાવી બ્રહ્માના ખોબામાંથી મૂળ પુરુષની ઉત્પત્તિની કલ્પના કરી છે અને આ કલ્પના ઠીક ચાલી છે ગુજરાતના સોલંકી રાજા કુમારપાલના સમયની વિ સ ૧૨૦૮ની વડનગર પ્રાકાર પ્રશસ્તિમાં,[૨] એ જ સમયના ચિત્તોડના કિલ્લાના લેખમાં[૩], ખંભાતના કુંતનાથના મંદિરના હ સ તેરમી સદીના લેખમાં,[૪] દ્વયાશ્રયની અભયતિલકગણિની ટીકામાં, વસંતવિલાસમાં, વસ્તુપાલ તેજપાલ—

---

૧ જુઓ વિક્રમાંક દેવચરિત સ ૧ શ્લો ૩૮થી ૬૪

૨ वेधा सन्ध्या नमस्यन्नपि निजचुलुके पुण्यगाम्बुपूर्ण । सद्यो वीर चुलुक्याह्वयमसृजदिम

(પ્રા લે મા ભા ૧ પૃ ૧૮૧ શ્લો ૨)

૩ सन्ध्याम्भश्चुलुकेपि पकजभुवा सृष्टश्चुलुक्याह्वया वीर

ચિતોડનો લેખ સોલંકિયોકા પ્રાચીન ઇતિહાસ પૃ ૧૧ ટિ

૪ यातुर्विधातु पुरा, सन्ध्यामश्चुलुकाद्भटोऽभवदसि दैत्यै सम कम्पयन्

ભાવનગરનો કલેકશન ઓફ પ્રા એન્ડ સ ઇન્સ્ક્રીપ્શન્સ પૃ ૨૨૪

પ્રશસ્તિમાં તથા પ્રબંધ ચિંતામણિમાં[1] આ વંશની ઉત્પત્તિની આ જ કલ્પના મળે છે.

આ ચુલુક (ખોબા)માંથી ચૌલુક્ય મૂળ પુરૂષની ઉત્પત્તિની કલ્પના જરા જુદી રીતે પણ ક્વચિત્ મળે છે. લાટદેશના સોલંકી રાજા ત્રિલોચનપાલના શક સં. ૯૭૨ (વિ. સ. ૧૧૦૭)ના તામ્રપત્રમાં લખ્યું છે કે "દૈત્યોની કનડગતને પરિણામે ઉત્પન્ન થયેલ ચિન્તારૂપ મન્દરાચળના મન્થનમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો. તેણે બ્રહ્માને પ્રણામ કરીને પૂછ્યું કે દેવ, મને શી આજ્ઞા છે? ત્યારે બ્રહ્માએ પ્રસન્ન થઈ ને જવાબ આપ્યો કે હે ચૌલુક્ય, તું કન્યાકુબ્જ (કનોજ)માં રાષ્ટ્રકૂટ (રાઠોડ)ની કન્યા સાથે લગ્ન કરી લે, તેમાંથી તને જે સંતતિ થશે તે ચૌલુક્ય નામથી પ્રસિદ્ધ ક્ષત્રિયો થશે."[2]

અને બિલ્હારી (જબલપુર જીલ્લામાં)માંથી મળેલા સંવત વગરના વિ. સ. ૧૦૫૦ની આસપાસના કલચુરીવંશી રાજા યુવરાજદેવ બીજાના સમયના લેખમાં "ભારદ્વાજ (દ્રોણ) મુનિએ પોતાનું અપમાન કરનાર દ્રુપદને શાપ આપવા માટે ચુલુક (ખોબા)માં લીધેલા જળમાંથી સાક્ષાત્ વિજયની મૂર્તિરૂપ એક પુરૂષ ઉત્પન્ન થયો, જેમાંથી ચૌલુક્ય વંશ ચાલ્યો એ રીતે ચૌલુક્યની ઉત્પત્તિ આપી છે."[3]

---

૧. જુઓ પ્ર. ચિં. ગુ. અ. પૃ. ૪૨ તથા તેની ટિ. ૬૯

૨ कदाचिद्दैत्यखेदोत्थ चिन्तामन्दरमन्थनात् ।
विरिञ्चेश्चुलुकाम्भोधे राजरत्नं पुमानभूत् ॥
देव किं करवाणीति नत्त्वा प्राह तमेव सः ।
... ... ... ... ...
कन्याकुब्जे महाराज राष्ट्रकूटस्य कन्यकां
लब्ध्वा सुखाय तस्यां त्वं चौलुक्याप्नुहि सततिम् ॥

ઈ. એ. ગ્ર. ૧૨ પૃ. ૨૦૧; પ્રા. લે. મા. ભા. ૧ પૃ. ૨૮

૩ अथाक्षेपात्तेन द्रुपदविपदर्थोद्धतधिया
यदात्तं शापाम्भस्तरलितकरावद्धचुलुकम् ।

રાજાના રાજ્યકાળના ૩૨ મા વર્ષ (શક સં. ૯૭૫ વિ. સં. ૧૧૦૯) ના તામ્રપત્રમાં પણ આજ રીતે વંશાવળી આપી છે.[1] તેમ જ ઉપર કહેલા રાજરાજના પિતા વિમલાદિત્યના રાજ્યકાળના આઠમા વર્ષ (શક સ. ૯૪૦ વિ. સં. ૧૦૭૪)ના તામ્રપત્રમાં;[2] ચોડ ગગ રાજ-રાજના તેકિ ગામમાંથી મળેલા શક સં. ૧૦૦૮ (વિ. સં. ૧૧૪૨)ના દાનપત્રમાં;[3] વીરચોડનાં શક સં. ૧૦૧૨ અને ૧૦૧૪ (વિ. સં. ૧૧૪૬ અને ૧૧૪૮)નાં બે તામ્રપત્રોમાં[4] અને રાજા મલ્લપદેવના શક સં. ૧૧૨૪ (વિ. સં. ૧૨૫૮)ના તામ્રપત્રમાં[5] લગભગ રાજ-રાજના તામ્રપત્રવાળી વંશાવળી પ્રમાણે વશાવળી આપી છે.

સોલકી રાજા કુલોત્તુંગ ચોડદેવ બીજાના શક સં. ૧૦૬૫ (વિ. સં. ૧૧૯૯)ના તામ્રપત્રમા સોલકિયોને ચદ્રવશી માનવ્યગોત્રી તથા હારીતીના વશ જ કહ્યા છે.[6] આ લેખમાં માનવ્ય અને હારીતી કોણ હતા એ કહ્યું નથી પરતુ પશ્ચિમી સોલકી રાજા જયસિંહ બીજાના શક સં. ૯૪૭ (વિ. સ. ૧૦૮૧)ના લેખમાં તેઓનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે. બ્રહ્માથી સ્વાયંભુવ મનુ ઉત્પન્ન થયા તેના પુત્ર માનવ્યના વશજ માનવ્યગોત્રી કહેવાયા માનવ્યના

---

तत्प्रभृतिष्वविच्छिन्नसतानेष्वयोध्यासिंहासनासीनेष्वेकोनषष्टिचक्र वर्तिषु, त-द्वंश्यो विजयादित्यो नामराजा विजिगीषया दक्षिणापथ गत्वा।

ઈ. એ. ગ્ર. ૧૪ પૃ. ૫૦ થી ૫૫

સોલકિયોકા પ્રાચીન ઇતિહાસ પૃ. ૫

૧ એ. ઈ. ગ્ર. ૪ પૃ. ૩૦૩ થી ૯

૨ એ, ઈ. ગ્ર. ૬ પૃ. ૩૫૧-૫૮

૩ એજન પૃ. ૩૩૬-૪૪

૪ સાઉથ ઇન્ડીઅન ઇન્સ્ક્રીપ્શન્સ ગ્ર. ૧ પૃ. ૫૩-૫૭ તથા એ. ઇ. ગ્રં. ૫ પૃ. ૭૬-૯૪

૫ એ. ઇ. ગ્રં. ૪ પૃ. ૨૩૧-૩૮

૬ ઇ. એ. ગ્ર. ૧૪ પૃ. ૫૬ સોલકિયોકા પ્રાચીન ઇતિહાસ પૃ. ૬ની ટિ.

પુત્ર હરીત તેનો પંચશિખિ હારીતી થયો અને તેના પુત્ર ચાલુક્યથી જે વંશ ચાલ્યો તે ચાલુક્યવંશ કહેવાયો[૧]

આ ઉપરાંત પણ કેટલાક ઉત્કીર્ણ લેખોમા તથા સોલંકી રાજા કુલોત્તુંગ ચોડદેવ (રાજેન્દ્રચોલ) પહેલાના વૃત્તાન્ત સબંધી કલિંગત્તુ પરણિનામના તામીલભાષાના કાવ્યમા આ વંશના મૂળ પુરૂષને ચંદ્રવંશી કહેલો છે[૨]

દક્ષિણના સોલંકીવંશની ચંદ્રવંશી હોવાની માન્યતાને ગુજરાતનાં સોલંકીવંશ સંબંધી લખાણોમાથી પણ થોડો ટેકો મળે છે પ્રસિદ્ધ જૈન આચાર્ય હેમચન્દ્ર રચિત દ્વ્યાશ્રય મહાકાવ્યના નવમા સર્ગમા સોલંકી રાજા ભીમદેવના દૂત સાથે ચેદીના હૈહય રાજા કર્ણદેવના વાર્તાલાપનુ લખાણથી વર્ણન કર્યુ છે, જેમા ભીમને ચંદ્રવંશી કહીને ચંદ્રવંશના પુરૂરવા વગેરે રાજાઓની મહત્તા ગાઈ છે[૩] જિનહર્ષગણિ રચિત વસ્તુપાલ ચરિતમા પણ આ જ પ્રમાણે ભીમને ચંદ્રવંશી કહેલ છે[૪]

પણ ગુજરાતના લખાણોમા સોલંકીઓ ચંદ્રવંશી હોવાનો નિર્દેશ વિરલ છે મોટે ભાગે તો ઉપર કહ્યુ છે તેમ બ્રહ્માના ચુલુકમાથી ચૌલુક્યની ઉત્પત્તિની કલ્પના ગુજરાતમા લોકપ્રિય થઈ છે.

સોલંકીવંશની ઉપર કહેલી બેય પ્રકારની ઉત્પત્તિની કલ્પના ઐતિહાસિક મૂલ્ય વગરની છે

પણ અહીં એક બીજી હકીકત ઉપર ધ્યાન દેવાની જરૂર છે

---

૧ કાનડી ઇન્સ્ક્રીપ્શન્સ નં ૧ પૃ ૪૮, મુંબઈ ગેઝીટીઅર ગ્રં ૧ ભા ૨ પૃ ૩૩૯

૨ સોલંકિયોંકા પ્રાચીન ઇતિહાસ પૃ ૭-૮ તથા તેની ટિપ્પણીઓ

૩ સર્ગ ૯ શ્લોક ૯૦ થી ૫૮, નીચેના શ્લોકમા ચંદ્રવંશનો સ્પષ્ટ નિર્દેશ છે

अभूनि मानव पार्थिव हलर्लोनि चंदयशो ।

શ્લોક ૪૨

४ धन्यानामप्यग्रे पुनरपि द्वाभ्यां ॥ १-७२

આ ચાલુક્ય કે ચૌલુક્યવંશની ચંદ્રથી ઉત્પત્તિની કે ચુલુકથી ઉત્પત્તિની, વિ. સં. ના અગીઆરમા–બારમા શતકના પંડિતોએ કલ્પના ચલાવી છે; તે પ્હેલાં લગભગ પાંચસો વર્ષથી દક્ષિણમાં ચાલુક્યોનું રાજ્ય હતું અને અમુક વખત તો તેણે ભારે જાહોજલાલી પ્રાપ્ત કરી હતી.[1] પણ એ પાંચસો વર્ષના ગાળામાં ચુલુકમાથી કે ચંદ્રમાંથી ઉત્પત્તિની વાત ક્યાંય મળતી નથી. આ રાજાઓને એ વંશના જૂના લેખોમાં માનવ્યગોત્રના હારીતી પુત્ર કહ્યા છે. તેમની કુલદેવતા સાત માતાઓ હતી, કાર્તિકેયદેવ તેમની ઉત્કૃષ્ટ સ્થિતિનું કારણ હતા અને ભગવાન નારાયણે વરાહના ચિહ્નવાળો ધ્વજ તેઓને આપ્યો હતો એવું વર્ણન છે.[2] ચંદ્રવંશની કે ચુલુકોત્પત્તિની કલ્પના પાછળથી પૌરાણિક કથાઓના જોર પછી ચાલેલી છે. ચુલુકોત્પત્તિની કલ્પનાને અનુકૂળ થવા જૂના ચલુક્યનું પાછળથી ચૌલુક્ય થયું છે અને ચંદ્રવંશી કે સૂર્યવંશી થવાનો મોહ મધ્યકાલીન રાજાઓને લાગતાં પંડિતોએ ઉપર કહી છે તેવી આ તથા બીજા વંશોની વંશાવળીઓ જોડી છે અને ચુલુક (ખોબા)ને પડતો મુકી ચાલુક્ય પર્વતનો આશ્રય લીધો છે.[3] આ બન્ને કલ્પનાઓનો પરસ્પર વિરોધ, બીજા પણ અનેક રાજવંશોની ઉત્પત્તિ માટે પ્હેલા નહિ પણ પાછળથી આવો જ ચંદ્રવંશી કે સૂર્યવંશી થવાની ખેંચતાણ અને પરિણામે લખાણોમાં

---

૧ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પ્રકરણ ૧૦

૨ એજન પૃ. ૮૧–૮૨ તથા એ વંશના જૂના લેખના નીચેના શબ્દો:—

श्रीमतां सकलभुवनसस्तूयमानमानव्य सगोत्राणां हारीतीपुत्राणां मातृगणपरिपालितानां स्वामिमहासेनपादानुध्यातानां भगवन्नारायणप्रसाद समासादितवरवराहलाञ्छनेक्षणवशीकृताराातिमण्डलाना मश्वमेधावभृथस्नान पवित्रीकृतवपुषां चलुक्यानां........

પ્રા. લે. મા. પ્ર. ભા. પૃ. ૨૧૨, ૨૧૩

૩ જુઓ વિમલાદિત્યનો રણસ્તુતિ દાનલેખ એ. ઇ. ગ્ર. ૬ લેખ નં. ૩૬

પણ સોલંકીઓ અયોધ્યામાંથી આવ્યાની આ કલ્પના પણ ૫૦૦ વર્ષ પછી ચાલેલી હોઈ ને ઐતિહાસિક મહત્ત્વ વગરની છે. એમાં વિ. સ.ના બારમા શતકમાં પ્રચલિત માન્યતા જ કહેલી છે. એવો ડા. ભાંડારકર પેઠે મારો પણ મત છે.[1] અને શ્રી. ચિ. વૈદ્ય "આ લોકો અયોધ્યા તરફથી આવ્યા કે મહારાષ્ટ્રનાજ વતની હતા એ નિર્ણય થઈ શકતો નથી, છતાં અયોધ્યા તરફથી મૂળ પુરૂષ આવ્યો હોય એટલી વાત એ કથામાંથી માનવા જેવી છે એમ કહે છે."[2]

**સોલંકીઓ ગુર્જર હોવાની કલ્પના પણ નિર્મૂળ છે.**

આ ઉપરાંત આધુનિક ઇતિહાસશોધકોએ પૃથ્વીરાજ રાસામાં સોલકીવંશને પડિહાર (પ્રતિહાર), ચોહાણ અને પરમાર સાથે અગ્નિવંશી કહેલ છે અને તેમાંથી પડિહાર ગૂર્જર જાતિના હોવાનું આધુનિક ઐતિહાસિક શોધખોળથી જણાય છે માટે સોલંકી વગેરે પણ ગૂર્જર જાતિના જ હોવા જોઈએ અને ગૂર્જર જાતિ ઉત્તરમાથી આવી છે વગેરે તર્કપરંપરા ચલાવી છે. પણ પૃથ્વીરાજ રાસાને વેદ-વાક્ય માનવાનું કારણ નથી. સોલંકીવંશના કોઈ લેખમાં એ વંશને અગ્નિવંશી કહ્યો નથી અને સોલંકીઓ ગૂર્જર જાતિના હોવાનો સ્વતંત્ર પુરાવો તો બીલકુલ નથી, એ મેં અન્યત્ર સવિસ્તર દર્શાવ્યું છે.[3] શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા માનવ્ય ગોત્રના ક્ષત્રિયનાં હારીતી ગોત્રની બ્રાહ્મણ કન્યા સાથેનાં લગ્નની જે પ્રજા તે ચાલુક્યવંશ એ રીતે આ વંશને બ્રહ્મક્ષત્ર ગણે છે.[4] મને તો ખરી વાત એમ લાગે છે. કે ચલુકય, ચિરિકય, ચલ્કય, ચલિકય, ચુલુકય કે ચાલુક્ક જેવા દેશી

---

૧ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૮૨

૨ મધ્ય યુગીન ભારત ભા. ૧ પૃ. ૧૭૪–૧૭૯

૩ ગૂર્જર જાતિ અને સોલકી વગેરેનું ગૂર્જરપણું એ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ મારો પ્રાચીન ગૂર્જરદેશ અને ગૂર્જર જાતિ નામનો લેખ. કૌમુદી ૧૯૩૪ જાનેવારી–માર્ચ

૪ મેવાડના ગુહિલો પૃ. ૭૬ થી ૮૦

નામની અટકવાળુ આ કોઈ મહારાષ્ટ્રી કુળ હશે હારીતી પુત્ર નામ જોઇને થી ચિં વૈદ્ય અટકળ કરે છે તેમ પ્રાચીન સાતવાહન વંશ સાથે આ કુટુંબને કાંઈક સબંધ હોય તો એ પણ સંભવિત છે[1] વળી ચૌલુક્ય એ તો પાછળથી સંસ્કૃત પંડિતોએ બનાવેલુ સંસ્કૃતરૂપ છે અને હાલમા રાજપૂતાના ગુજરાતમા સોલંકી અને દક્ષિણમા સોલુખી નામ પ્રચલિત છે હાલના સોલંકીઓ તથા સોલુખીઓ આ પ્રાચીન ચાલુક્યો કે ચૌલુક્યોના વંશજો છે એમ માનવામા કે વાંધો લાગતો નથી[2]

## દક્ષિણના અને ગુજરાતના સોલંકીવંશની એકતા

દક્ષિણનો જયસિંહથી ચાલેલો ચાલુક્ય રાજવંશ અને ગુજરાતનો મૂળરાજથી ચાલેલો ચૌલુક્ય રાજવંશ એક જ જાતિની શાખાઓ હોવી જોઇએ એવો એક જ નામ ઉપરથી ઇતિહાસકારોનો સામાન્ય મત છે[3] પણ કોઈ કોઈ વિદ્વાનનો જૂના વખતમા જુદો મત પણ પડયો છે ખરો ડા ફ્લીટે કહેલુ કે આ વંશના જૂના લેખોમા ચલુક્યરૂપ મળે છે, અને તેનપ બીજાથી શરૂ થતા રાજવંશના લેખોમા ચાલુક્યરૂપ મળે છે માટે એ બે વંશો જુદા હોવા જોઇએ પણ આ સામે ડા ભાન્ડારકરે જૂના લેખોમા પણ ચાલુક્યરૂપ મળતુ હોવાના દાખલા આપ્યા છે અને ચ અને ચા અક્ષરના ભેદ ઉપર ભાર મુકવાની જરૂર નથી કારણકે આ મૂળ દેશી શબ્દના જુદાજુદા સંસ્કૃતરૂપો છે એવો નિર્ણય આપ્યો છે[4] અને આજ દલીલ ગુજરાતના ચાલુક્યવંશને પણ લાગુ પડે છે પણ ડા બુહલરે એક બીજી દલીલ કરી છે તેણે દક્ષિણના ચાલુક્યોનું ચિહ્નવરાહ છે અને ગુજરાતના ચાલુક્યોનુ

૧ ચાલુક્યોની રાજધાની બાદામીમા હતી એ ઉપરથી તેઓ દ્રાવિડ અથવા કાનડી હોવાની કેટલાકોની માન્યતા થી. ચિં. વૈદ્યને કબુલ નથી. (મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ ૧૦૫)

૨ એજન પૃ ૧૦૪ તથા પૃ ૧૬૩

૩ મુંબાઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા. ૧ પૃ ૧૫૬

૪ અર્લીહીસ્ટરી ઓફ ધ ડક્કન (કલેક્ટેડ વર્કસ ઓફ સર ભાંડારકર ગ્ર. ૩) પૃ ૬ ટિ ૧

નંદી છે એ હકીકત ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું છે.[1] પણ ગુજરાતમાં આવ્યા પછી અથવા દક્ષિણમાંથી નીકળ્યા પછી આ વંશના મૂળ પુરુષોએ શૈવ ધર્મ સ્વીકાર્યો અને તેના ચિહ્ન તરીકે નન્દીનું ચિહ્ન રાખ્યું એમ માનવાથી ઉપરના ચિહ્ન ભેદનો પૂરો ખુલાસો થઈ શકે છે.

## સોલંકીઓ ગુજરાતમાં ક્યાંથી આવ્યા?

સોલંકીઓ દક્ષિણમાંથી ક્યારે અને કેવી રીતે આવ્યા એની ચોક્કસ માહીતી મળતી નથી. ડા. બુલ્હરે તો[2] ઉત્તરમાંથી લગભગ કનોજ તરફથી ગૂજરાતમાં આવ્યા એવો મત આપ્યો છે અને તે મતને પં. ભગવાનલાલે સંભવિત ગણ્યો છે.[3] પણ ટિપ્પણીમાં વળી મૂળરાજના પૂર્વજોની રાજધાની મનાતું કાન્યકુબ્જ તે જૂનાગઢનું જૂનું નામ કર્ણકુબ્જતો ન હોય! [4]એવો મુદ્દો ઉઠાવ્યો છે.

## મૂળરાજના પૂર્વજો સંબંધી દંતકથાઓ

હવે પ્રબંધ ચિંતામણિમાં કાન્યકુબ્જના રાજા ભૂયડ કે ભૂયગડ દેવના વંશમાં મુંજાલદેવના પુત્ર રાજનો પુત્ર તે મૂળરાજ એમ મૂળરાજ દેવની વંશાવળી આપી છે.[5] અને રત્નમાળામાં આ ભૂયડ અને પંચાસરના ચાવડા રાજા વનરાજને હરાવનાર ભૂયડ એયને એક ગણેલ છે અને રત્નમાળા તથા જિન મંડનગણિના કુમારપાલ પ્રબંધમાં ભુયડનો કર્ણાદિત્ય, તેનો ચંદ્રાદિત્ય, તેનો સોમાદિત્ય, તેનો ભુવનાદિત્ય અને તેના રાજ, બીજ

---

૧ ઇ. એ. ગ્રં. ૬ પૃ. ૧૮૨ શ્રી. ચિ. વૈદ્ય વળી દક્ષિણના ચાલુક્યોનું માનવ્ય ગોત્ર હતું અને ગુજરાતનાનું ભારદ્વાજ ગોત્ર અત્યારે મનાય છે (જો કે સોલંકી લેખોમાં ગોત્રનો ઉલ્લેખ જ કરાય નથી.) માટે ગુજરાતના સોલંકીઓ જુદા કુળના છે એમ કહે છે: હી. મી. હ. ગ્રં. ૩ પૃ. ૧૯૪.

૨ ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૧૮૨

૩ મુંબઈ ગેઝીટીઅર ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૫૬

૪ એજન, ટિ. ૧ તથા બર્જેસનું કાઠીઆવાડ અને કચ્છ પૃ. ૧૫૬

૫ પ્ર. ચિ. ગુ. અ. પૃ. ૩૦ અને પૃ. ૪૨ તથા ટિ. ૭૭

તથા ૬૩૬ વર્ષ પુરો એ રીતે વંશાવળી આપી છે[1] જયસિંહસૂરિએ વળી એક ત્રીજી જ લાંબી વંશાવળી આપી છે, તે તો વિચારમાં લેવા યોગ્ય જ નથી[2] પણ રત્નમાળાની તથા કુમારપાલપ્રબંધની વંશાવળીમાં પણ વિશ્રામ રાખવાનું કારણ દેખાતું નથી કારણકે જયશિખરીનું મરણ વનરાજના જન્મ પહેલા રત્નમાળાની દંતકથાને પ્રમાણ માનતાં વિ. સં. ૭૫૨ની આસપાસમાં થયું હોવું જોઇએ એ વખતે કાન્યકુબ્જમાં કોણ રાજા હતો તે ચોક્કસ જણાયું નથી પણ તે પછી પ્રાચીન વર્ષે કવિ ભવભૂતિના આશ્રયદાતા યશોવર્મા કાન્યકુબ્જના રાજા હતા અને તે પછી વજ્રાયુધ, ઇન્દ્રાયુધ અને ચક્રાયુધ થયા છે.[3] એ જોતાં રત્નમાળા તથા કુ. પ્ર. વાળાં નામો કલ્પિત જણાય છે વળી જયશિખરીના મરણ પછી પચાસ વર્ષે અણહિલપાટણની ગાદી ઉપર વનરાજ બેઠો અને તેના વંશના છઠ્ઠા કે આઠમા રાજાના[4] વખતમાં જયશિખરીને મારનાર ભૂયડના પાંચમો પુરુષ રાજ પાટણ આવ્યો એમ પ્રબંધો કહે છે તે પણ મનાવું કઠણ છે કાન્યકુબ્જની ગાદી ઉપર ખરી રીતે એટલા વખતમાં લગભગ બાર-તેર રાજાઓ થઈ ગયા છે[5] પં. ભગવાનલાલ પણ રત્નમાળાવાળી મૂળરાજની વંશાવળીને દેખીતી રીતે ખોટી માને છે[6] પ્રબંધચિંતામણિમાં કર્ણાદિત્ય વગેરે નામો નથી આપ્યાં પણ મૂળરાજના દાદાનું નામ ભુવનાદિત્યને બદલે મુંજાલ

1 એજન દિ. ૯૦

2 એજન, છતાં જયસિંહસૂરિએ શાહિ પહેલા કાનિકબ્યાલ નામ આપ્યું છે અને ચાલુક્યના અપ્રસિદ્ધ દાનપત્રમાં વ્યાલકાન્તિ નામ મળે છે એ હકીકત ઉપર પુરાવિદ જિનવિજયજીએ અમદાવાદના બારમા ગુજરાતી સાહિત્ય [illegible] સંમેલનના ઇતિહાસ વિભાગના પ્રમુખપદેથી કરેલા ભાષણમાં ધ્યાન ખેંચી જયસિંહ સૂરિની વંશાવળીમાં પણ કેટલાક વિચારણીય મુદ્દાનો સંભવ દર્શાવ્યો છે

3 જુઓ મારો પ્રાચીન ગુર્જર દેશ અને ગૂર્જરજાતિ લેખ. કૌમુદી ૧૯૩૮

4 વનરાજની વંશાવળીની ચર્ચા માટે જુઓ પ્રકરણ ત્રીજું

5 જુઓ નાગરી પ્ર. પ. ભા. ૯ નં. ૩ મા. લે. ૧૧

6 મુંબઈ ગેઝીટીઅર ભા. ૧ ભા—૧, પૃ ૧૫૭

આપ્યું છે. પણ તેને યે બીજા કોઈ સ્વતંત્ર પુરાવાનો ટેકો નથી, એટલે સંદિગ્ધ ગણવું પડશે. મૂળરાજના એક પૂર્વજનું નામ વ્યાલકાન્તિ હતું એવો પણ પુરાવો છે.[૧]

## મૂળરાજનો પિતા રાજ કે રાજિ પ્રતિહાર સમ્રાટનો સામંત હોવાનો સંભવ

મૂળરાજના પિતાનું નામ રાજ કે રાજી હતું એ ચોક્કસ છે. કારણ કે દ્વયાશ્રયમાં એ નામ વારંવાર આપ્યુ છે.[૨] એટલું જ નહિ પણ મૂળરાજના પોતાના વિ. સં. ૧૦૪૩ના લેખમાં છે. પછી એના બે કાકાઓનાં નામો પ્રબધોમાં બીજ અને દડુક કે દડક્ક આપ્યાં છે. આ નામો દ્વયાશ્રયમાં મળે છે અને જો કે કોઈ ઉત્કીર્ણ લેખમાં હજી સુધી નથી મળ્યાં પણ સાચાં હોવાં અસંભવિત નથી.[૩] પરંતુ કાપડીના વેષમાં યાત્રાર્થે રાજ, બીજ અને દંડ ફરતા ફરતા, સોમનાથથી પાછા વળતાં પાટણ આવ્યા એમ જે પ્રબધોમાં કહ્યું છે તે[૪] કલ્પિત કથા જ લાગે છે. કારણકે મૂળરાજે પોતે પોતાના પિતા રાજિને મહારાજાધિરાજ કહેલ છે.[૫] આ મહારાજાધિરાજ રાજિ કયાંનો રાજા હતો એ વિષે ઉત્કીર્ણ લેખોમાંથી કશું સૂચન મળતું નથી. પ્રબંધો રાજિ કે રાજને કાન્યકુબ્જ (કનોજ)ના રાજાનો વંશજ કહે છે.[૬] પણ

૧ જુઓ પૃ. ૧૨૯ ટિ. ૨

૨ દ્વયાશ્રય સ. ૪ શ્લોક ૬૩

૩ સ. ૩ શ્લોક ૯૯ તથા તે ઉપરની ટીકા.

૪ પ્ર. ચિં. પૃ. ૪૩

૫ વિ. સં ૧૦૪૩નું મૂળરાજનુ તામ્રપત્ર ( ઈ. એ. ગ્રં. ૬ પૃ. ૧૯૧ )

૬ પ્ર. ચિં માં કાન્યકુબ્જમાં કલ્યાણ કટક નગરને ભૂયદેવની રાજધાની કહી છે. (પૃ. ૩૦ ) આ કલ્યાણ કટક એ મહોદય સ્કધાવર ( મહોદય કાન્યકુબ્જના પર્યાય તરીકે પ્રસિદ્ધ છે. ) નો પર્યાય છે અને એ રીતે જોતાં કાન્યકુબ્જ તે આખા પાંચાલ દેશનું નામ અને કલ્યાણકટક તે કનોજ રાજધાનીનું નામ એવો શ્રી. દે. રા. ભાંડારકર તર્ક કરે છે તે યથાર્થ લાગે છે ( જુઓ. જ. બો. બ્રં. રો. એ. સો. ગ્રં. ૨૧ પૃ. ૪૨૭–૪૨૮ )

કાન્યકુબ્જમાં એ કાળે એટલે કે વિ. ની દશમી સદીમાં પડિહારો (પ્રતિહારો)નું રાજ્ય હતું અને આ રાજ કે રાજિ તો ચૌલુક્ય વંશનો છે એ નિ.સંદેહ છે. આ બાબતમાં મારૂં અનુમાન તો એવું છે કે દક્ષિણના ચાલુક્ય રાજા પુલકેશી બીજાએ લાટ, માલવ અને ગૂર્જરને વિ. સં. ૬૯૦ પ્હેલાં નમાવ્યા હતા અને વિ. સં. ૭૧૧ થી ૭૯૬ સુધી દક્ષિણ ગુજરાત તેના વંશજોને આધીન હતો. ધીમેધીમે તેઓએ છેક ખેડા અને પરાંતીજ સુધી પોતાની સત્તા પ્રસારી હોવાનો સંભવ છે.[1] એ સાચું હો કે ન હો પણ નવસારી જીલ્લો લગભગ એક શો વર્ષસુધી ચાલુક્યોની સત્તા નીચે રહ્યો હોવાનું ચોક્કસ છે. આ ચાલુક્ય સત્તા દરમીયાન ગુજરાતમાં ચાલુક્ય સામંતો પણ નીમાયા હશે અને તેમાંના કેટલાક રાષ્ટ્રકૂટ રાજ્યકાળમાં ચાલુ રહ્યા હશે. હવે રાષ્ટ્રકૂટ અને પ્રતિહારો વચ્ચે ગુજરાત માટે હરિફાઈ ચાલ્યા કરતી હતી[2] અને કોઈ વખત રાષ્ટ્રકૂટ જીતે તો કોઈ વખત પ્રતિહાર જીતે એમ બન્યા કરતું. એટલે પ્રતિહાર સામ્રાજ્યમાં જે વખતે ગુજરાતનો અમુક ભાગ આવ્યો ત્યારે ગુજરાતમાં તે સ્થળે ઠકરાત ભોગવતા ચાલુક્ય સામંતોએ પણ કાન્યકુબ્જની ઉપરી સત્તા સ્વીકારી હોય એ બનવા જોગ છે. આ તર્કને નીચેની હકીકત ટેકો આપે છે. કાન્યકુબ્જનો પ્રતિહાર રાજા ભોજદેવ કે આદિ વરાહ ઘણો પરાક્રમી રાજા હતો. તેણે પચાસ વર્ષ સુધી રાજ્ય કરી પોતાના પરાક્રમોથી મોટું સામ્રાજ્ય જમાવ્યું હતું. રાજપૂતાનાનો મોટો ભાગ એને આધીન હતો,[3] માળવા અને કાઠીઆવાડ પણ તેને તાબે હોવાનો સંભવ છે[4] અને તેણે જ સોલંકી

---

૧ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૦૨ થી ૧૦૭ તથા મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૦૮ થી ૧૧૨ (નં. ૧૦૨વાળો લેખ પ્રમાણભૂત નથી મનાતો એટલું અહીં નોંધવું જોઈએ)

૨ જુઓ પ્રકરણ ચોથું પૃ. ૯૫

૩ વીન્સેન્ટ સ્મિથની અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિઆ આ. ૩ પૃ. ૩૭૯

૪ જુઓ પ્રકરણ ચોથું પૃ. ૯૫

બાહુક ધવલને સુરાષ્ટ્રનું મહાસામન્ત પદ આપ્યું હશે. સુરાષ્ટ્રના આ સોલંકીવંશી સામન્તના પૌત્ર બલવર્માનું વિ. સં. ૯૫૦નું અને પ્રપૌત્ર અવનિવર્માનું વિ. સં. ૯૫૬નું એમ બે દાન પત્રો ઉનામાંથી મળ્યાનું આગલા પ્રકરણમાં નોંધ્યું જ છે.[૧] એ જ રીતે ભરૂચમાં મૂળરાજના સમયમાં સોલંકીવંશના બારપ્પનું રાજ્ય હતું જે વિષે વિશેષ વિવેચન આગળ આવશે. ઉપર કહેલા સોલંકી સામન્તો જેવો જ એક સામન્ત મૂળરાજનો પિતા રાજિ હોય તો એ સંભવિત છે. અને પ્રબંધો મૂળરાજના પૂર્વજોને કાન્યકુબ્જના કહે છે[૨] એ ઉપરથી મૂળરાજનો પિતા રાજિ કાન્યકુબ્જના પ્રતિહાર રાજા મહેન્દ્રપાલ કે મહીપાલનો સામન્ત હશે એવું મારૂં અનુમાન છે.

**રાજિ ભિન્નમાલની આસપાસના પ્રદેશનો રાજા હોવાનો સંભવ.**

આ સોલંકી સામન્ત કયા પ્રદેશનો મહારાજાધિરાજ હશે એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી પણ રાજપૂતાનામાં ભિન્નમાલની આસપાસનો જે પ્રદેશ ગુર્જરત્તા—ગુજરાત કહેવાતો હતો તે પ્રદેશનો એ સામન્ત હશે એમ મારૂં અનુમાન છે.[૩] કારણ કે મૂળરાજની સત્તા અણહિલપુર પાટણમાં સ્થિર થયા પછી પડોશી રાજાના ઉત્કીર્ણ લેખમાં એને ગૂર્જરેશ્વર કહેલો છે.[૪] હવે એ વખતે અણહિલપુર પાટણની આસપાસનો પ્રદેશ ગુજરાત કહેવાતો નહતો. મૂળરાજ પોતે એ પ્રદેશને સારસ્વતમંડલ કહે છે.[૫] એટલે મૂળરાજના પૂર્વજો ગુર્જરત્રા કે ગૂર્જર દેશના રાજા હોવાથી પડોશી રાજાએ

---

૧ શ્રી. ગૌ. હી. ઓઝા તો આ સોલંકી સામંતનો વંશજ મૂળરાજ હશે એમ કહે છે. (જુઓ ના. પ્ર. પ. ના. ભા. ૯ અં. ૩ પૃ. ૩૨૭)

૨ જુઓ ઉપર પૃ. ૧૨૮

૩ જુઓ મારો લેખ—આ પ્રદેશનું ગુજરાતનામ કયારે પડયું? બુદ્ધિપ્રકાશ ઓક્ટો. ડીસે. ૧૯૩૩

૪ જુઓ વિ. સં. ૧૦૫૩ નો હથુંડીનો લેખ શ્લો. ૧૦

૫ જુઓ વિ. સં. ૧૦૪૩ નું મૂળરાજનું દાનપત્ર.

મૂળરાજને ગૂર્જરેશ્વર, કહ્યો છે એમ મારુ ધાર્યુ છે આ રીતે મૂળ સ્થાન છોડયા પછી પણ એ સ્થાનના આધિપત્યથી મળેલુ બિરુદ ઘણા કાળ સુધી ચાલુ રહ્યાના મધ્યકાલીન ઇતિહાસમા બીજા પણ દાખલાઓ છે કાન્યકુબ્જના રાજાઓના પૂર્વજો મૂળ ગૂર્જરદેશના રાજા હોવાથી કાન્યકુબ્જના રાજા થયા પછી, પણ તેઓને તેના રાષ્ટ્રકૂટ વાત્રુઓ ગૂર્જર કે ગૂર્જરેશ્વર કહે છે[1] અને કાલંજર હાથમાથી ગયા છતા, ચેદીના રાજાનો વશ જ કલ્યાણનો રાજા થયા પછી પણ પોતાને કાલંજર પુરવરાધીશ્વર કહે છે[2] આ રીતે મૂળરાજને તથા તેના વશજોને પ્હેલા પડોશીઓએ અને પછી તેના આશ્રિતોએ ગૂર્જરેશ કહેવા માડ્યા અને એ રીતે વિ સ ના ૧૧ મા ૧૨ મા શતકવી ગૂર્જરેશને આધીન આ પ્રદેશ પણ ગૂર્જર મડળ, ગૂર્જરદેશ કે ગુર્જરત્રા–ગુજરાત કહેવાવા લાગ્યો[3]

ઉક્ત વિ સ ના સાતમા શતકથી દશમા શતક સુધી રાજપૂતાનાનો ભિન્નમાલની આસપાસનો પ્રદેશ ગૂર્જરદેશ કે ગુર્જરત્રા (ગૂર્જરત્રા) કહેવાતો હતો તે બધ થઇને ૧૬ મા બારમા શતકમા હાલનો ગુજરાત ગૂર્જરદેશ કહેવાવા લાગ્યો તેનુ કારણ શોધતા મને મૂળરાજનો પિતા રાજિ કાન્યકુબ્જના મહા સામત તરીકે પ્રાચીન ગૂર્જરદેશનો રાજા હોવો જોઈએ એમ લાગે છે[4] પ્રસગોના સર્વ કથનો આ અનુમાનને અનુકૂળ ▪ અને ભીમસેનના રાજ્ય સમયમા ભિન્ન-

---

૧ જુઓ મારો પ્રાચીન ગૂર્જરદેશ તથા ગૂર્જર જાતિ નામનો લેખ.

૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૧૫૩

૩ જુઓ આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યુ નામનો મારો લેખ બુદ્ધિપ્રકાશ પુ ૮૦ અ ૮

૪ વીન્સેન્ટસ્મિથ તો મૂળરાજના પિતાનુ રાજિનામ એ કનોજના મહીપાલનુ બિરુદ હશે એવો તર્ક કરે છે (અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડીઆ આ. ૩ પૃ ૩૮૧ ટિ ૩) પણ તેને કશો આધાર નથી.

માળમાંથી અઢાર હજાર ગૂર્જરોએ ઉચાળો ભર્યાની વાત કહેવાય છે.[1] વળી માળવા રસ્તે આ ગૂર્જરો પોતાનાં ગાડાંઓ સાથે ખાનદેશમાં ઉતર્યાની દંતકથા ખાનદેશના ગુજરોમાં જળવાઈ રહી છે.[2] એ પણ ગુજરાતના આ સોલંકીવંશનો મૂળ પુરૂષ ભિન્નમાલથી આવ્યો હોવાના અનુમાનને ટેકો આપે છે.[3]

ઉપર સવિસ્તર દર્શાવેલાં કારણોથી હું મૂળરાજના પિતા રાજિને પ્રાચીન ગુજરત્તાનો રાજા માનું છું. એને વિષે વિશેષ કાંઈ જાણવામાં આવ્યું નથી. ઉપર ઉતારેલી પ્રબંધચિંતામણિની દંતકથા ઉપરાંત રત્નમાળામાં રાજિને મધ્યમ કદનો, રૂપાળો તથા બહુ પાતળો નહિ તેમજ જાડો નહિ એવો વર્ણવ્યો છે, રાસમાળા (પૃ. ૫૫)માં એ વર્ણન ઉતાર્યું છે પણ મને એ કલ્પિત લાગે છે.

---

૧ ઇ. એ. ગ્ર. ૧૯ પૃ. ૨૩૩ જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૪૬૯

૨ જુઓ ખાનદેશ ગેઝીટીઅર ગ્રં. ૧૨ પૃ. ૩૯ એજન.

૩ શ્રીમાળી બ્રાહ્મણ અને વાણીઆ મૂળ શ્રીમાલ (ઉર્ફે ભિન્નમાળ)ના એ તો નામજ કહી આપે છે. એ ઉપરાત ઓસવાળો પણ મૂળ ભિન્નમાળના છે એમ ત્યાના ભાટો દાવો કરે છે. (મું. ગે. ગ્રં. ૧ પૃ. ૪૬૪) અને આ બધા સોલંકી વખતમા ધીમે ધીમે ગુજરાતમાં આવ્યા છે.

# પ્રકરણ ૭ મું.

## મૂળરાજ દેવ

## વિ સં ૯૯૮ થી ૧૦૫૩

### મૂળરાજનો પિતા રાજિ કનોજનો સામંત

મૂળરાજ દેવનો પિતા રાજિ પ્રાચીન ગુર્જરત્રા દેશનો રાજા હોવો જોઈએ એવો તર્ક ઉપર કર્યો છે પણ એ સ્વતંત્ર રાજા હોવાનો સંભવ થોડો છે, કાન્યકુબ્જના પ્રતિહાર રાજાઓનો સામંત હોવાનો વધારે સંભવ છે પણ આ બાબતમાં વધારે ચોક્કસ અનુમાન કરવા માટે કાંઇ સાધન નથી

### મૂળરાજના જન્મની દંતકથા

મૂળરાજના જન્મ સંબંધમાં પ્રબંધચિં મા આપેલી દંતકથાનો સાર એવો છે કે ભુવનાદિત્યના પુત્રો રાજ, બીજ અને દંડક નામના ત્રણ ભાઇઓ સોમનાથની યાત્રા માટે ગયેલા ત્યાંથી પાછા વળતાં અણહિલપુર પાટણ આવ્યા અને કાપડીના વેષમાં રહેના રાજની ઘોડેસ્વારીની કુશળતા જોઈને, તેને મોટા કુળનો ધારીને પાટણના ચાવડા રાજા સામંતસિંહે તેને પોતાની લીલાદેવી નામની બહેન પરણાવી, આ લીલાદેવી ગર્ભાવસ્થામાં હતી ત્યાં એકાએક તેનું મરણ થતાં તેનું પેટ ચીરીને જીવતા બાળકને બહાર કાઢ્યું આ બાળક મૂળ નક્ષત્રમાં જન્મેલું હોવાથી તેનું મૂળરાજ નામ પાડવામાં આવ્યું[૧]

---

૧ જુઓ પ્ર ચિં ગુ ભા ૧ ૬૨-૬૩

રાસમાળામાં રત્નમાલાને તથા જિનમંડન ગણિના કુમારપાલ પ્રબંધને અનુસરી રાજના બાપનું નામ ભુવનાદિત્ય આપ્યું છે ને ઉપરાંત પણ આ દંતકથાના પાઠાંતર માટે જુઓ રાસમાળા ૧ ભા આ ૩ ૧ ૫૫ તથા તે ઉપર ટિ ૨

સામંતસિંહે આ મૂળરાજને દત્તક લીધો એમ રાસમાળામાં લખ્યું છે પણ પ્ર–ચિં. માં નથી કહ્યું. પ્ર–ચિં. માં તો એમજ કહ્યું છે કે "આ બાલક બાલસૂર્ય જેવો હોવાથી સહુને વહાલો થઈ પડયો અને પરાક્રમી હોવાથી મામાનું સામ્રાજ્ય વધારવા લાગ્યો."

## મૂળરાજની રાજ્યપ્રાપ્તિ સંબંધી દંતકથા

"પણ મામો સામતસિંહ જ્યારે દારૂ પીને મત્ત બની જાય ત્યારે મૂળરાજનો રાજ્યભિષેક કરે અને ભાન આવે ત્યારે તેને ગાદી ઉપરથી ઉઠાડી મુકે. આ રીતે હમેંશાં પોતાની મશ્કરી થતી જોઇને મૂળરાજે પોતાનાં માણસોને તૈયાર રાખી, એક વખત ઉન્મત્ત મામાએ ગાદીએ બેસાર્યો ત્યારે તેને મારીને પોતે સાચે જ રાજા થઈ પડયો.

સં. ૯૯૮ માં મૂળરાજને રાજ્યાભિષેક થયો."[૧]

પ્ર–ચિં. માંથી ઉપર ઉતારેલી મૂળરાજના જન્મ તથા રાજ્ય પ્રાપ્તિ સંબધી દતકથા ઉતારીને મુંબઈ ગેઝીટીઅરના લેખક કહે છે કે આ દંતકથામાં આપેલી મુખ્ય હકીકતો એટલે કે મૂળરાજનો બાપ ચાવડા રાજાની છોકરીને પરણેલો, તેને મૂળરાજ નામે પુત્ર થયો અને તે મૂળરાજ મામાને મારીને ગાદીએ બેઠો એટલી વાત માનવા જેવી છે. બાકી રાજ, બીજ, દંડક કાપડી વેષે ફરતા હતા તથા ઘોડે સ્વારીમાં રાજની હુશીઆરી જોઈને તેને કન્યા આપી વગેરે કથા તો ભાટોની સાધારણ ઢબની કલ્પિત કથા છે.[૨] એ દંતકથાનાં પાઠાંતરો જોતાં એ તો દેખીતી જ કલ્પિત લાગે છે પણ ગેઝીટીઅરના લેખક જે વાત માનવા જેવી કહે છે તેનો પણ કેટલોક ભાગ સૂક્ષ્મ ઐતિહાસિક પરીક્ષણથી કલ્પિત જણાય છે.

---

૧ પ્ર. ચિં. પૃ. ૪૩–૪૪

રાસમાળા મુખ્યત્વે રત્નમાળાને અનુસરે છે, જ્યારે મુંબઇ ગેઝીટીઅર મુખ્યત્વે પ્ર. ચિં. ને અનુસરે છે. એ બેમાં વધારે વિશ્વસનીય પ્ર. ચિં. જ છે એમાં સદેહ નથી.

૨ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૫૭

મૂળરાજનો પિતા રાજિ રાજાધિરાજ હતો એમ તો મૂળરાજ પોતે જ કહે છે,[1] અને એ પ્રાચીન ગુજરાતનો રાજા હતો એમ મેં અટકળ કરી છે. પછી રાજિ છેલ્લા ચાવડા રાજાની બેનને[2] પરણ્યો હોય એમાં જો કે કશું અસંભવિત નથી અને પ્ર૦ ચિં૦ ના ઉપર ઉતારેલા કથનને તે પહેલા લખાયેલા સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિ કલ્લોલિની જેવા ગ્રંથો મૂળરાજને છેલ્લા ચાવડા રાજાનો ભાણેજ કહીને ટેકો આપે છે.[3] પણ દ્વયાશ્રયમાં એ બાબતમાં કશું સૂચન નથી અને મૂળરાજના ઉત્કીર્ણ લેખો નીચે દર્શાવ્યું છે, તેમ એની વિરુદ્ધ જાય છે.

મૂળરાજની માનું નામ પ્ર૦ ચિં૦ માં તથા કુમારપાલ પ્રબંધમાં લીલાદેવી આપ્યું છે પણ દ્વયાશ્રયમાં મૂળરાજને 'ચડિકા માત' કહેલ છે અને ટીકાકારે તેનો અર્થ 'ચાઉલ દેવી જેની માતા છે' એવો કર્યો છે એટલે મૂળરાજની માનું નામ પણ સંદિગ્ધ માનવું પડે.[4]

## મૂળરાજ સોલંકીવંશનો પહેલો રાજા

મૂળરાજ અણહિલપુર પાટણનો રાજા હતો એટલું તો તેણે પોતે વિ૦ સં૦ ૧૦૫૧માં અણહિલ પાટકમાંથી દાન આપ્યું છે,[5]

---

૧ જુઓ વિ૦ સં૦ ૧૦૪૩નું મૂળરાજનું દાનપત્ર

૨ વિચારશ્રેણીમાં મૂળરાજને છેલ્લા ચાવડા રાજાનો દૌહિત્ર કહ્યો છે તે તો ભૂલ જ છે

૩ पदेऽस्य तस्याजनि भागिनेय
श्चौलुक्यवंशार्णवपूर्णचन्द्रः ।
श्री मूलराज ..., सु० सं० स० २ श्लो० १
स्वर्लीय श्रयति स्म तस्य पदवीं चौलुक्यलक्ष्मीन्दिरो—
भागिनेय हिमवद्विजिष्णुमहिमा श्री मूलराजो नृपः ।
सु० की० क० श्लो० २३

૪ દ્વયાશ્રય સ૦ ૧ શ્લો૦ ૧૮૮

૫ જુઓ વિ૦ સં૦ ૧૦૫૧નું બલેરા દાનપત્ર એ૦ ઈ૦ ગ્રં૦ ૧૦ પૃ૦ ૭૮

એથી નિઃસંદેહ ઠરે છે. મૂળરાજે પોતે જ એ રાજ્ય મેળવેલું અને એના વંશનો એ પ્હેલો રાજા હતો એ પણ એ વંશનાં તામ્રપત્રોથી ચોક્કસ જણાય છે, કારણ કે સોલંકીવંશનાં તામ્રપત્રોમાં મૂળરાજથીજ વંશાવળી શરૂ કરવામાં આવી છે અને તેમાં મૂળરાજને "સોલંકી કુળ રૂપી કમલિનીનો વિકાસ કરનાર સૂર્ય" કહ્યો છે.[1]

**મૂળરાજે પાટણની ગાદી પરાક્રમથી મેળવીછે.**

પણ મૂળરાજને અણહિલપુર પાટણની ગાદી કેવી રીતે મળી એ વિષે પ્ર–ચિ. માં આપેલી જે દંતકથા ઉપર ઉતારી છે,[2] તેમાંથી છેલ્લા ચાવડા રાજાનો એ ભાણેજ હતો અને દારૂડીઆ મામાએ એના રાજ્યાભિષેકની વિડંબના કરવાથી મૂળરાજે મામાને મારી નાખી ગાદી લઈ લીધી એટલું તાત્પર્ય નીકળે છે. છેલ્લા ચાવડા રાજા સામતસિંહે સાત જ વર્ષ રાજ્ય કર્યું હોવાનું પ્ર–ચિં. માંજ કહ્યું છે એ જોતાં એ સામતસિંહે જ પરણાવેલી બેનનો દીકરો મામાને મારી શકે એવડો મોટો થવાનો સંભવ નથી એવો વાંધો આ દંતકથા સામે લેવામાં આવ્યો છે,[3] પણ પ્ર–ચિં. ની બીજી પ્રતના તથા વિચારશ્રેણી વગેરેના પાઠને[4] તેમ જ સુકૃત સંકીર્તનના "તેણે પૃથ્વી ઉપર લાંબો વખત રાજ્ય કર્યું"[5] એ શબ્દોને અનુસરી ચાવડા

---

૧ જુઓ ત્રિભુવનપાલ, ભીમદેવ અને જયન્તસિંહનાં કડીના દાનપત્રોના चालुक्यकुलकमलिनीविकासनैकमार्तंड શબ્દો ઇ. એ. ગ્રં. ૬

૨ ભાટોમા વળી લીબુ ઉછાળ રાજ્ય આપવાનું મામાએ વચન આપેલું વગેરે થોડા ફેરવાળી દંતકથા ચાલે છે જે રાસમાળામા ઉતારી છે જુઓ પૃ. ૫૭ ટિ. ૧ પણ એનુંયે તાત્પર્ય તો ઉપર આપ્યું છે તેજ છે.

૩ જુઓ પ્ર. ચિ. ગુ. પૃ. ૩૮ તથા રાસમાળા પૃ. ૫૫ ટિ. ૧

૪ જુઓ પ્ર. ચિ. મૂળ પૃ. ૨૨ ટિ. તથા ગુ. ભા. પૃ. ૩૮ પરિશિષ્ટ (ख)

૫. चिरमयमवनिं शशास भास्वत् સુ. સ. ૧ શ્લો. ૪૧

ડા. બુલ્હરે અરિસિંહ નામના પુસ્તકમાં આ કથન ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું છે.

વંશાવળીમા આપણે છેલ્લા ચાવડા રાજાનો રાજ્યકાળ ૨૭ વર્ષ જેટલો લાબો માન્યો છે એટલે એ વાંધો તો ટકતો નથી

પણ મૂળરાજે ચાવડા રાજા પાસેથી જ પાટણનુ રાજ્ય લીધુ હતુ એમ મૂળરાજના પોતાના કે એની નજીકના એ વખતના કોઇ ઉત્કીર્ણ લેખમા લખેલુ હજી સુધી મળ્યુ નથી હેમચદ્રે પણ કાંઈ લખ્યુ નથી પણ હેમચન્દ્રના તથા સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન કવિ શ્રીપાલે વિ સ ૧૨૦૮ મા લખેલી વડનગર પ્રાકાર પ્રશસ્તિમા "મૂળરાજે, ચાવડા રાજાઓની રાજ્યલક્ષ્મીને પોતાની દાસી બનાવીને, વિદ્વાનો, બાન્ધવો, વિપ્રો વગેરેને ભોગ્ય બનાવી" એમ લખ્યુ છે[1] એટલે તેણે કોઇ ચાવડા રાજા પાસેથી પાટણનુ રાજ્ય લીધુ છે એટલુ માનવામાં વાંધો નથી "ચાવડાઓ પુષ્કળ દારૂ પીતા હતા અને તેથી યાદવો પેઠે તેઓનુ રાજ્ય ગયુ" એમ પ્રબન્ધ પહેલા વિ સ ૧૨૨૯ થી ૧૨૩૧ વચ્ચે લખાયેલા મોહ પરાજય નાટકમા કહ્યુ છે[2] એટલે દંતકથાના એ અંશને પણ ઐતિહાસિક વજનદાર માનવો પડશે

પણ છેલ્લા ચાવડા રાજાને કાંઇ સતાન નહતુ માટે તેણે પોતાના ભાણેજ મૂળરાજને દત્તક લીધો હતો એમ ધર્મારણ્યમા આપેલી દંતકથા કહે છે, ત્યારે ચાવડાના ભાટ લોકો કહે છે કે સામતસિંહને અહિપત નામનો છોકરો હતો અને મૂળરાજે સામતસિંહને માર્યો

---

૧ यथापोत्कटराजराज्यकमलां स्वच्छन्दवन्दीकृता ।
विद्वद्बान्धवविप्रवन्दिनृतकव्यूहोपभोग्या व्यधात् ।

પ્રા લે મા ભા ૨ લેખ ન ૯૫ શ્લો ૫

૨ જુઓ મોહ પરાજય અ ૪ પૃ ૧૦૮–૧૦ રત્નમાળે છેલ્લા ચાવડા રાજાને અવિવેકી કહ્યો છે અને ધર્મારણ્યે ખાઉધરા ( बहुमोदक भक्षी ) તથા કામી ( आसक्तो योषितां वृन्द . तथा कामसेवापरायण ) કહ્યો છે, આ. સ. ૫ નો રિપોર્ટ ૪ વિ પૃ ૩૯

ત્યારે એક વર્ષના એ છોકરાને લઈને એની મા પોતાને પિયર તણોત (સિંધ અને મારવાડની વચ્ચે રણમાં) ભાગી ગઇ, અને હાલમાં માણસાના ચાવડા દરબાર એ વંશના છે.[૧] પણ આ દંતકથાને કશો આધાર નથી.

## મૂળરાજ ચાવડાનો ભાણેજ હોવાનો સંભવ નથી.

મૂળરાજે પોતાના મામાને મારીને ગાદી લીધી એ વાત જ પ્ર–ચિં. પ્હેલાંના કોઇ ગ્રંથમાં નથી; અને મૂળરાજ પોતે "પોતાના બાહુ બળથી સારસ્વત મંડળ પોતે મેળવ્યું છે." એમ કહે છે, વળી એજ લેખમાં "રાજહંસ પેઠે જેના બેય પક્ષ વિશુદ્ધ છે" એમ પણ કહે છે.[૨] અહી બેય પક્ષ એટલે માતૃકુળ અને પિતૃકુળ એવો અર્થ હોવાનો સંભવ છે; હવે જો મામાનું કુળ દારૂડીયું હોય અને પોતે મામાને મારીને ગાદીએ બેઠો હોય તો મૂળરાજ પોતાના પિતૃકુળની કોટિમાં માતૃકુળને મુકે નહિ. માટે મૂળરાજ છેલ્લા ચાવડા રાજાનો ભાણેજ હોવાની માન્યતા સુકૃત સંકીર્તનના વખતથી ચાલતી આવેલી હોવા છતાં ખોટી હોય એમ મને તો લાગે છે. ટુંકામાં પ્રબંધોની આ વિષયની દંતકથાઓમાંથી મૂળરાજે અણહિલપુર પાટણના ચાવડા રાજાને હરાવીને તથા મારીને પાટણનું રાજ્ય મેળવ્યું એટલી જ ઐતિહાસિક હકીકત નીકળે છે.[૩] ચાવડાઓ દારૂડીઆ હોવાથી સ્હેલાઇથી હારી ગયા હશે. બાકી મૂળરાજનું મોસાળ ચૌલુક્ય જેવા જ

---

૧ જુઓ રાસમાળા પૃ. ૫૪ તથા તેજ પૃ. ૭૫૨ ટિ. ૧

૨ निजभुजोपार्जितसारस्वतमडलः ।
तथा राजहंस इव विमलोभयपक्षः ।
વિ. સં. ૧૦૪૩નું દાનપત્ર ઈ. એ. ગ્રં ૬ પૃ. ૧૯૧–૧૯૨

૩ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી "પ્ર. ચિં. અને ભાટોના ચોપડા શિવાયના કોઇ ગ્રંથમાં મામાને માર્યાનું વિધાન નથી" એમ કહે છે ખરા પણ રત્નમાળ મૂળરાજને કપટી, સ્વાર્થી તથા વિશ્વાસઘાતી કહે છે તથા

ઉચા કુળમા હતો પણ એ ચોક્કસ જાણવાનું કોઈ સાધન નથી અને એની ખબર ન હોવાથી જ પાછળથી ચાવડાનો ભાણેજ મૂળરાજ હોવાની માન્યતા ચાલી હશે

મૂળરાજ સ ૯૯૮મા પાટણની ગાદીએ બેઠો

વળી મૂળરાજે પોતાનુ બાપીકુ રાજ્ય—ઘણુ કરી ભિન્નમાલ, શા માટે છોડ્યુ એ જાણવાનુ પણ કોઈ સાધન નથી પણ તેણે સ. ૯૯૮ મા પાટણ જીતી ત્યા પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો એટલુ પ્ર ચિ વગેરેમા જળવાઈ રહેલ દંતકથા તથા સિદ્ધરાજના સાભરના લેખથી ચોક્કસ જણાય છે[1] આ વિજયથી મૂળરાજના હાથમા કેટલો પ્રદેશ આવ્યો એ નક્કી થવુ મુશ્કેલ છે, પણ એ પોતે સારસ્વત મડળ કહે છે અને સારસ્વત મડળ[2] એટલે સરસ્વતીના કાઠાનો પ્રદેશ—તે સિદ્ધપુર પાટણથી આગળી સરસ્વતી અને રૂપેણ નદી વચ્ચેનો કચ્છના રણ સુધીનો પ્રદેશ હોવાનો સભવ છે

---

'ધર્મારણ્યમા 'मूलदेन हतोराजा निर्वंशो' नृपतिस्तस ॥ અ ૬૬ શ્લો ૯૬–૯૭ એ રીતે મામાને માર્યાનું સ્પષ્ટ કથન હોવાથી એ દંતકથા માનવાનો મત દર્શાવે છે (જુઓ બા સા ૫ રિપોર્ટ ઠ વિ પૃ ૨૯) પણ રત્નમાળ અને ધર્મારણ્ય બેયનુ મૂળ પ્ર ચિ મા આપેલી દંતકથા જ હોવાનો સભવ છે અને એનો આધાર ઉપર દર્શાવેલી શકાને દૂર નથી કરી શકતો

૧ જુઓ ચાવડા સમય પ્ર ૩ મા પાટણની સ્થાપનાનો વિચાર પૃ ૫૮ ટિ ૧

૨ જૂના કાળમા આ રીતે નદીના નામ ઉપરથી તેના કાઠાના પ્રદેશના નામો પાડવાનો રિવાજ દેખાય છે—

माहेकच्छा 'सम्राहेया 'सहसारस्वतैस्तथा ।

वायु पु अ ४५ श्लो १३१ मत्स्य पु अ ११३ श्लो ५१ હાલમા પણ સાબરકાંઠા, મહીકાંઠા, રેવાકાંઠા વગેરે નામો પ્રચલિત છે

### મૂળરાજના રાજ્યની હદ.

ચાવડાઓને તાબે, વઢીઆર નામથી ઓળખાતો કચ્છ અને ગુજરાત વચ્ચેનો કચ્છના રણ કાંઠાનો પ્રદેશ તથા સરસ્વતીના કાંઠાનો પ્રદેશ–બીજી રીતે પચાસરથી પાટણ કે સિદ્ધપુર સુધીનો પ્રદેશ હતો[૧] અને મૂળરાજે પરાક્રમ કરીને જે પ્રદેશ મેળવ્યો તે પણ એટલો જ.

### મૂળરાજના આરંભનાં વર્ષોમાં ખેડા વગેરે ગૂજરાતનો ભાગ રાષ્ટ્રકૂટના પરમાર સામંતને તાબે હતો

વિ. સં. ૯૯૮માં મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે એ કોઈ મોટા રાજાનો સામત હતો કે સ્વતંત્ર હતો એ જાણવાનું કાંઈ સાધન નથી. પણ એક નાના રાજ્યનો એ રાજા હતો એટલું ચોક્કસ. છેલ્લા ચાવડા રાજાને હરાવવાથી એને કેટલું રાજ્ય મળ્યું હશે એ ઉપર અટકળ્યું છે. મૂળરાજ મહત્ત્વાકાંક્ષી સાહસિક વીરપુરૂષ હતો એમ એની પાછલી કારકીર્દી ઉપરથી તથા એના સંબધી દંતકથાઓ ઉપરથી જણાય છે છતાં લાંબા કાળસુધી પોતાના રાજ્યનો વિસ્તાર એ વધારી શકયો હોય એમ લાગતું નથી. કારણ કે વિ. સં. ૧૦૦૫નાં પરમાર વંશના સીયકનાં દાનપત્રો હરસોળ ( જી. પ્રાંતિજ )માંથી મળી આવ્યાં છે.[૨] અને તેમાં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી. અકાલવર્ષ દેવ પૃથ્વીવલ્લભના મહામંડલિક ચૂડામણિ મહારાજાધિરાજ સીયકે પોતાના[૩] ભોગવટાના મોડાસા જીલ્લા (મોહડવાસ વિષય)માં આવેલાં કુંભાપાટક અને સીહકા નામનાં ગામો દાનમાં

૧ જુઓ મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૫૦

૨ આદાનપત્રોની નકલ શ્રી. દત્તાત્રય બા. ડીસ્કલકરે પુરાતત્વ પુ. ૨. પૃ. ૪૪–૪૫ ઉપર પ્રગટ કરી છે. અને તેની નીચે એનું વિવેચન કર્યું છે. એ પછી એ. ઈ. ગ્રં. ૧૯ પૃ. ૨૪૧ મા પણ આ તામ્રપત્રો પ્રગટ થયાં છે.

૩ આ લેખમાં તથા બીજા આવા લેખોમાં સ્વભુજ્યમાન શબ્દ વપરાયો હોય છે.

આપેલા છે આ દાનની વિગત દર્શાવતા એ લેખમા લખ્યુ છે કે આ ગીયક ખેટક મડલનો અધિપતિ હતો અને તેણે યોગરાજનો પરાભવ કરીને પાછા વળતા મહી નદીના કાઠા ઉપરતલ દઇને રહ્યો હતો ત્યારે સ ૧૦૦૫ માવવદિ અમાવાસ્યાને બુધવારે શિવનાથને પૂજીને આનદપુરના નાગર ગોવર્ધનના પુત્ર લલ્લોપાધ્યાયને કુભાપાટક ગામ અને તેના પુત્ર નિન્નાદીક્ષિતને સીહકા નામનુ ગામ દાનમા આપ્યુ છે[૧]

આ દાનપત્ર મૂળરાજના ઇતિહાસ માટે ઘણુ ઉપયોગી છે આ દાન પત્રમા આપેલી હકીકતની મદદથી ચોથા પ્રકરણમા ગુજરાતનો ઇતિહાસ જ્યા અધુરો મુકયો હતો ત્યાથી આ પ્રકરણના સમય સાથે તેને જોડવાનુ સાધન મળે છે વિ સ ૯૦૭ મા રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણ બીજા અકાલ વર્ષના સામત પ્રચડે કપડવજમાથી દાન આપ્યુ ત્યારે ખેટકમડળના સાતસો પચાસ ગામનો એ પ્રચડ મહા સામત હતો આ સામત પદ એના કે એના વશના હાથમા ક્યા સુધી રહ્યુ તે જાણવાનુ કાઈ સાધન નથી પણ ખેટકમડળ અને ઘણુ કરી લાટમડળ પણ રાષ્ટ્રકૂટ રાજાઓને તાબે શક સં. ૮૫૨ ( વિ સ. ૯૮૬ ) સુધી હતા એમ ચોથા પ્રકરણમા જોયુ છે. અને વિ સ ૯૮૬ મા ખેડાના ગામનું દાન આપનાર ગોવિન્દ ચોથા સાહસાક (વિ સ ૯૭૫ થી ૯૯૦)ના અનુયાયી બડ્ડિગ (અમોઘ વર્ષ ત્રીજો વિ સ ૯૯૧ થી ૯૯૬)ના વખતનો જો કે કોઇ લેખ મળ્યો નથી પણ તે પછી કૃષ્ણરાજ ત્રીજા ઉર્ફે અકાલ વર્ષ પૃથ્વી વલ્લભ (વિ સ ૯૯૬ થી ૧૦૨૩)[૨]ના વખતનુ ઉપલુ

૧ પુરાતત્વમા બાપને અપાયેલા દાનના પત્રાની સપૂર્ણ નકલ આપી ■ અને પુત્રને અપાયેલા દાનપત્રમા દાન લેનારના નામફેર સિવાય આજ શબ્દો છે એમ શ્રી દીક્ષકરે નોધ્યુ છે (પૃ ૮૮)

૨ આ રાષ્ટ્રકૂટ રાજાઓના વિશેષ વૃત્તાન્ત માટે જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ ૧૧૫ થી ૧૧૮ અથવા ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૩ પૃ ૫૨ થી ૬૦

દાનપત્ર છે. એ દાનપત્ર ઉપરથી એ વખતે મહારાજા સીયક ખેટકમંડલનો મહામંડલેશ્વર હતો એમ સાબીત થાય છે. રાષ્ટ્રકૂટ રાજાઓની સત્તાના કાળમાં એક વખત કપડવંજ સુધીનો ખેડા-જીલ્લાનો ભાગ પણ લાટ મંડલમાં ગણાતો પણ પાછળથી રાજ્ય-વહીવટની સગવડ ખાતર એના બે વિભાગ પાડવામાં આવ્યા હોય એમ જણાય છે (૧) જંબુસરથી છેક નવસારી સુધીનો પ્રદેશ એ લાટ મંડલ અને (૨) હાલનો ખેડાજીલ્લો તથા અમદાવાદ જીલ્લો; અને ગાયકવાડી કડી પ્રાંત અને મહીકાંઠા એજન્સી એ બધાનો કેટલોક ભાગ એ બધો પ્રદેશ એ ખેટક મંડલ.

બીજું મોડાસા વિષયનાં બે ગામો દાનમાં આપ્યાનું આ લેખમાં કહ્યું છે તેમાંથી કુંભાપાટકનો પત્તો નથી લાગ્યો પણ લેખનું સીહકતે હાલનું અમદાવાદથી પ્રાન્તિજ જતી લાઈનના તળોદ સ્ટેશનથી પૂર્વમાં પચીશ મૈલ છેટે ધનુસુરા પાસે સીકા નામે છે.[૧] આ દાનપત્રમાં મહારાજા સીયક પોતાને ખેટક મંડલનો અધિપતિ કહે છે અને મોડાસા વિષયનાં ગામો દાનમાં આપે છે એ જોતાં મધ્ય ગુજરાતનો એ બધો ભાગ વિ. સં. ૯૬૭થી ૯૮૬ સુધીમાં હતો તેમજ ૧૦૦૫માં પણ રાષ્ટ્રકૂટ-રાજાઓને તાબે હોય એમ નિશ્ચય થાય છે.

**મધ્ય ગુજરાત સં. ૧૦૨૬ સુધી પરમાર રાજા સીયકને તાબે.**

આ પછી આ રાજા સીયકના વિ. સં. ૧૦૨૬ના દાનપત્રનું એક પત્રુ અમદાવાદમાંથી મળ્યું છે[૨] પણ એ દાનપત્રના બે પત્રાંમાંથી પાછલું પત્રું હોવાથી એમાંથી કાંઈ માહીતી મળી શકતી નથી એટલે વિ. સં. ૧૦૨૬માં પણ આ સીયક રાજા રાષ્ટ્રકૂટનો સામંત હતો કે પાછળથી સ્વતંત્ર થયો હતો તે કાંઈ જણાતું નથી, પણ આ દાનપત્ર ગુજરાતમાંથી મળ્યું છે એટલા જ ઉપરથી સીયકના હાથમાં મધ્યગુજરાતનો કેટલોક ભાગ હોવાનો સંભવ મનાય.

૧ પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૪૪. ટિ. ૫

૨ જુઓ પુરાતત્ત્વ પુ. ૩ પૃ. ૧૪૫ તથા એ. ઈ. ગ્રં. ૧૯ પૃ. ૧૭૮.

આ રીતે ઘણું કરી વીશ પચ્ચીશ વર્ષની ગુજરાતના કેટલાક ભાગ ઉપરની સત્તા દરમીયાન આ પરમાર સીયકે કરેલા કોઈ કામો વિષે માહીતી મળતી નથી. માન ૧૦૦૫ના દાનપત્રમા પોતે યોગરાજ ઉપર ચડી જઈને તેને હરાવ્યાનુ કથન મળે છે. આ યોગરાજ કોણ હતો, કયા વશનો તથા કયા પ્રદેશનો રાજા હતો વગેરે કશુ લેખમા આપ્યુ નથી. છતા એ દાનપત્ર છપાવતા શ્રી ડીસ્કલકરે આ યોગરાજ, ચાવડાવશનો વાચ. પછી થયેલો, જેનુ નામ વિચારશ્રેણીમા નથી આપ્યુ તે રાજા અથવા જેને મૂળરાજે માર્યો તે સામતસિંહ જ એવો પાતા વગરનો તર્ક કર્યો છે[1] અને શ્રી રામલાલ ચુનીલાલ મોદીએ આ યોગરાજ તે કનોજના મહેન્દ્રપાલનો સામત અવનિવર્મા બીજો ઉર્ફે યોગ વખતે હોય એમ કહ્યું છે[2] પણ અવનિવર્માનુ દાનપત્ર છેક વિ સ ૯૫૬નુ મળ્યુ છે અને તેના પુત્રનુ સ ૯૫૦નુ મળ્યુ છે (પૃ ૯૫ જુઓ) એટલે એ, તે પછી પચાસ વર્ષ સુધી જીવતો હોય અને સીયકની સામે લગભગ સો વર્ષનો એ યોગ થયો હોય એ વસ્તુ સભવિત નથી લાગતી

આ ઉપરાત આ લેખમા દાન લેનારને આનદપુરનો નાગર કહ્યો છે. નાગર જ્ઞાતિ નામનો આ સૌથી પ્હેલો ઉલ્લેખ છે, વળી એ લેખના લેખકનુ નામ કાયસ્થ ગુણધર આપ્યુ છે

### માળવાનો પરમાર રાજા સીયક

હવે દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાનો સામત અને ગુજરાતમા દાન આપનાર આ સીયક કોણ હતો એ જોઈએ. કવિ પરિમલ કે પદ્મગુપ્તના નવસાહસાક ચરિત ઉપરથી તથા માળવાના જે પ્હેલા દાનપત્રો રાજા મુજ (ઉર્ફે વાક્પતિરાજ)ના મળે છે તે ઉપરથી માળવાના પરમાર

---

૧ પુરાતત્ત્વ પુ ૨ પૃ ૮૬

શ્રી રામલાલ ચુનીલાલ મોદી પણ ડીસ્કલકરના આ તર્કને નિરર્થક કલ્પના ગણે છે બા સા ૫ નો રિપોર્ટ ૭ વિ પૃ ૨૯

૨ એજન

રાજવંશના મૂળ પુરૂષ શ્રી કૃષ્ણરાજદેવના પૌત્ર અને મુંજના પોતાના પિતા આ સીયક હોય એમ નક્કી થાય છે.[૧] પણ આ સીયકનું રાજ્ય ક્યાં હતું? માળવામાં હોવાનો સંભવ થોડો છે. કારણકે માળવા વિ. સં. ૧૦૦૩માં કનોજના મહેન્દ્રપાલ બીજાને તાબે હતું એમ પ્રતાપગઢથી મળી આવેલા શિલાલેખથી જણાય છે. એ વખતે કનોજના રાજા તરફનો માળવાનો તત્રપાલ (સુબો) મહાસામંત, મહાદંડનાયક માધવ (દામોદરનો પુત્ર) હતો. અને તે ઉજ્જેનમાં રહેતો હતો એવું એ લેખમાં કહ્યું છે.[૨] પણ આ માધવ કયા વંશનો હતો એ આ લેખમાં કહ્યું નથી. પછી કનોજના મહેન્દ્રપાલની સત્તા ક્યારે નરમ પડી અને સીયકે માળવા ક્યારે લીધું એ ચોક્કસ જાણવાનું સાધન નથી પણ વિ. સં. ૧૦૩૦માં ચાલુક્ય રાજા તૈલપ બીજાએ માલખેડના રાષ્ટ્રકૂટ રાજવંશનો અંત આણ્યો તે પહેલાં જે કૃષ્ણ ત્રીજાનો એ સીયક સામંત હતો તેના ભાઈ ખોટ્ટિગ (વિ. સં. ૧૦૨૭ થી ૧૦૨૯)ના સમયમાં વિ. સ. ૧૦૨૯માં જ સીયકે રાષ્ટ્રકૂટ રાજાની ધુસરી ફગાવી દીધી એટલુ જ નહિ પણ માલખેડને લુટયું એમ તેના સમકાલીન કવિ ધનપાલે પાઇયલચ્છી નામના પ્રાકૃતકોષના અંતમાં "માળવાના રાજાએ વિ સં. ૧૦૨૯માં માલખેડ લુટયું ત્યારે ધારાના ધનપાલે પોતાની બ્હેન સુંદરી માટે આ કોષ રચ્યો" એમ સ્પષ્ટ લખ્યું છે[૩]

---

૧ જુઓ મુંજનુ વિ. સ. ૧૦૩૧નુ દાનપત્ર પ્રા. લે. મા. ભા. ૧ નં. ૨ તથા ૧૦૩૬નું દાનપત્ર એજન નં. ૫૭ તથા ઇ. એ. ગ્રં. ૧૪ પૃ. ૧૫૯ તથા નવસાહ સાક્ચરિત ઉપર બુલ્હર તથા ઝેકેરીનો લેખ. ઈ: એ. ગ્રં. ૩૬ પૃ. ૧૪૯, પ્ર. ચિ. પૃ ૬૧ પરિશિષ્ટ (ઘ). માળવાના પરમારોની વંશાવળી માટે પરિશિષ્ટ ૨.

૨ જુઓ એ. ઇ ગ્ર. ૧૪ પૃ. ૧૮૨-૮૪, ના. પ્ર. પ. ભા. ૯ અં. ૩ પૃ. ૩૨૬.

૩ विक्कमकालस्स गए अउणत्तीसुत्तरे सहस्सम्मि ।
मालवनरिंद धाडीए लडिय मन्नखेडम्मि ॥

આ પાઈયલચ્છી નામમાળા પં ખેચરદાસે સશોધિત કરી પ્રગટ કરી છે.
વળી જુઓ ભા. પ્રા. રાજવંશ ભા. ૩ પૃ: ૬૧.

અને માળવાના પરમારવંશના રાજા ઉદયાદિત્યની ઉદયપુર પ્રશસ્તિ એને ટેકો આપે છે,[1] એથી નક્કી થાય છે કે પહેલા એટલે ૧૦૦૫થી ૧૦૨૯ વચ્ચે કનોજના સામતને હરાવી તેની પાસેથી માળવા છીની લઈ ઉજ્જૈનમાં સીયકે પોતાનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ હશે, એમ માનવુ યોગ્ય છે પછી માનખેડના રાષ્ટ્રકૂટ ખોટ્ટિગને હરાવી એનાથી પણ સ્વતંત્ર થઈ પોતે પરમેશ્વર પરમભટ્ટારક મહારાજાધિરાજ થયો હશે આ રીતે માળવામાં પરમાર રાજા સીયકે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ તે પહેલા અમુક વખત સુધી રાષ્ટ્રકૂટ રાજાના સામંત તરીકે તેણે ગુજરાતમા રાજ્ય કર્યું હતુ એ દેખાતુ છે એ સમય દરમીયાન તેણે પોતાના પુત્ર મુંજના નામથી મોઢેરા પાસે ધર્મારણ્યમા મુંજપુર ગામ વસાવ્યુ હોય કે પછી મુંજે મૂળરાજને દબાવ્યો ત્યારે તેણે વસાવ્યુ હોય ગમે તેમ પણ મુંજપુર નામનુ એક જૂનું ગામ મુંજે વસાવ્યાની દંતકથા મળે છે[2]

મૂળરાજ શરૂઆતમા સ્વતંત્ર રાજા ન હોવાનો અભાવ

અણહિલપુર પાટણનો રાજા મૂળરાજ ઉપર જોયુ તેમ વિ સં ૯૯૮મા ગાદીએ બેઠો ખરો પણ પોતાના રાજ્યની હદ વધારવા માટે વિ સં ૧૦૩૦ સુધી એ કાંઈ કરી શક્યો હોય એમ લાગતુ નથી એનુ પહેલુ દાનપત્ર ૧૦૩૦ ભાદ્રપદ સુદિ ૫નુ મળ્યુ છે જેમા ગભૂતા વિષયના પાતંક ગામની એક હળ જમીન વરુણકાચાર્યને

---

१ श्री द्वारदर इति सोहितदवलक्ष्मीं
जग्राह वा युधि नगादसमप्रताप ॥ श्लो १२
પ્રા લે મા ભા ૧ લેખ ન ૪૮

૨ જુઓ ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પૃ ૨૭૩ તથા ૩૪૩ મુંજપુર વસાવ્યાની તારીખો જુદી જુદી દંતકથાઓ જુદી જુદી આપેલી છે તે જોતા એના ઉપર વિશેષ ભરોસો મુકાય એમ નથી

'પ્રથમ વંશ પરમાર પૂર્વી પરમારાં તણી' રાસમાળા પૃ ૧૮૬ ફિ નોટ વગેરેનો પણ ઉપર કહેલી પરથી સત્તાનો ખ્યાલ થાય છે

દાનમાં આપ્યાની નોંધ છે.[1] આ તામ્રપત્રમાં મૂળરાજને 'સમસ્ત રાજાવલી સમલંકૃત મહારાજાધિરાજ કહેલ છે." અને પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર જેવા ખાસ સ્વતંત્રતાસૂચક શબ્દો નથી. તથા આ પછી ૧૩ વર્ષે અપાયેલા વિ. સ. ૧૦૪૩ના દાનપત્રમાં પણ સાદા "ચૌલુકિકાન્વય મહારાજાધિરાજ" એટલા જ શબ્દો છે. જોકે 'સમધિગત પંચ મહાશબ્દ' એ ખાસ સામંતપદસૂચક શબ્દો નથી છતાં આ ઉપરથી મૂળરાજ સ્વતંત્ર ન થઈ શકયો હોય—કદાચ માળવાના રાજા સીયકનું અને પછી તેના પુત્ર મુંજનુ કોઇક જાતનું ઉપરીપણુ તેણે કબુલ કર્યું હોય એમ માનવું યોગ્ય દેખાય છે. અને આવું અનુમાન કરવા માટે બીજું પણ કારણ છે. માળવાના રાજા સીયકના અનુયાયી મુંજનો રાજ્યકાળ વિ. સ. ૧૦૩૦થી ૧૦૫૧ મનાય છે.[2] હવે સીયકનું ગુજરાતમા જે આધિપત્ય હતુ તે એનું મરણ થતાં પૂરૂં થયું ગણીને મૂળરાજ, પોતે જો પ્હેલાં સીયકનું ઉપરીપણું કબુલ રાખ્યું હોય તો એ ફેંકી દેવા તથા સીયકના તાબાની પોતાની હદની નજીકનો મુલક દબાવવા પ્રયત્ન કરે અને મુંજ પોતાને વારસામાં મળેલી સત્તા બીલકુલ ઓછી ન થાય એટલું જ નહિ પણ ઉલટી વધે એવો પ્રયત્ન કરે એ એ કાળનો સામાન્ય રવૈયો હતો. અને વસ્તુતઃ એમ જ બન્યું જણાય છે.

### માળવાના મુંજે મૂળરાજને હરાવ્યો.

કારણ કે ગોડવાડ જીલ્લાના બીજાપુરથી બે મૈલ દૂર આવેલા જૈન મદિરમાથી મળી આવેલા વિ. સં. ૧૦૫૩ ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના લેખમાં એ રાજા વિષે કહેલું છે કે "જ્યારે મેવાડના મદરૂપ

૧ સ્વ. હરિહર્ષદ ધ્રુવને પાટણના ગોસાઈનારાયણ ભારતી પાસેથી આ તામ્રપત્ર મળ્યું હતુ અને વીએના ઓરીએન્ટલ જર્નલ ગ્ર. ૫ પૃ. ૩૦૦ માં એની નોંધ (નકલ નહિ) છપાઇ છે. હાલમાં આ તામ્રપત્રનો પત્તો નથી.

૨ વિ. સં. ૧૦૨૯ માં સીયક ગાદી ઉપર હતો એમ ઉપર ઉતારેલા પાઇયલચ્છીના હસ્તલેખથી જણાય છે. અને ૧૦૩૧ નું મુંજનું દાનપત્ર મળ્યું છે. (પ્રા. લે. ...

આઘાટ (આહડ) ને મુજરાજે ભાગ્યુ, અને મોટી લડાઈ થઇ તેમા શ્રી માણુ (કોઇક રાજા જેનુ નામ પુરૂ નથી વચાતુ તે) તથા ગુર્જરેશ હરણીયા પેઠે ભાગી ગયા ત્યારે તેઓના લશ્કરને આ ધવલે આશ્રય આપ્યો"[૧] (શ્લો ૧૦) આ શ્લોકનો મુજ તે તો ઉપર કહેલો માળવાનો રાજા એ નિ સંદેહ છે જેનુ નામ નથી ઉકલતુ ને મેવાડનો રાજા ખોમાણુ હોવો જોઈએ એમ કીલહોર્ને તર્ક કર્યો છે, અને શક્તિકુમાર હોવો જોઇએ એમ પોતે ગોઠવેલી મેવાડની વંશાવળી અનુસાર શ્રી ગૌ હી ઓઝાનુ માનવુ છે[૨] અને એજ શ્લોકમા કહેલો ગુર્જરેશ્વર તે સોલકી મૂળરાજ એવુ પુરાતત્ત્વજ્ઞો માને છે તથા એજ લેખના શ્લો ૧૨ મામા મૂળરાજ નામ મળે છે (જો કે ત્યા તેને ગુર્જરેશ્વર નથી કહ્યો) એ ઉપરથી આ અનુમાનને ટેકો મળે છે. માળવાના કોઈ લેખમા મુજના આ પરાક્રમનો સ્પષ્ટ ઉલ્લેખ જો કે મળતો નથી, પણ તેના સમકાલીન કવિ પરિમલના નામથી ક્ષેમેન્દ્રના ઔચિત્ય વિચાર ચર્ચા નામના ગ્રન્થમા ઉતારેલા બે શ્લોકોમા માળવાના રાજાના હાથે ગુર્જર રાજાની હાર થયાનો સ્પષ્ટ નિર્દેશ મળે છે[૩] ગૂજરાતના કે મેવાડના લેખોમા અથવા પ્રબધોમા તો આ બનાવનો ઉલ્લેખ ન હોય એ સમજાય એવુ છે પણ ઉપર કહેલો લેખ એક સમકાલીન તટસ્થ રાજાનો હોવાથી એમા આપેલી હકીકત યથાર્થ માનવા તરફ વિદ્વાનોનું વલણ રહે એ સ્વાભાવિક છે

---

૧ मकृत्वाघाट घटामि प्रकटमिव मद मेदपाटे भटाना जन्य राजन्यजन्य जनयति जनताज रण मुजराजे । (श्री) माणे (प्र) णष्टे हरिण इव भिया गुर्जरेशे विनष्टे तत्सैन्याना स (श) रण्यो हरिरिव शरणो यःसुराणां बभूव ॥ श्लो १० प्रा जै स लेखाक ३१८

૨ એ ઈ અ ૧૦ પૃ ૧૭ થી ૨૦ તથા રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ ૪૩૫ ટિ. ૨

૩ आहार न करोति नाम्बु पिबति क्षैण न ससेवते
शेते यत्सिकतासु मुक्तविषयश्चन्द्रातप सेवते ।

## મૂળરાજ મુંજનો સામંત હોવાનો સંભવ.

ગુજરાતના ઇતિહાસ ઉપર પણ આ લેખથી સારો પ્રકાશ પડે છે. પોતાના પિતા સીયકથી પણ વધારે પરાક્રમી મુંજે—ઘણું કરી ગાદીએ બેઠા પછી થોડા વખતમાં જ માથું ઉંચું કરતા મેવાડના તથા ગુજરાતના રાજ્ય ઉપર ચડાઈ કરી હશે અને તેમાં હારી જવાથી મૂળરાજે તે પછી કેટલાંક વર્ષો સુધી સ્વતંત્ર થવાનો કે મુલક વધારવાનો વિચાર માંડી વાળ્યો હશે એમ જણાય છે. મેવાડ તો લગભગ બસ્સો વર્ષો સુધી ઉપલા ઘામાંથી ઉઠયું જ નહિ. મુંજના કબજામાં આવેલો મેવાડનો પ્રદેશ એના અનુયાયીઓને પણ આધીન હોવાના પુરાવા છે.[૧]

## મૂળરાજે રાજ્યની આંતરવ્યવસ્થા કરી.

પણ મૂળરાજે મુંજનું ધ્યાન બીજે—દક્ષિણ તરફ રોકાતાં સ્વાધીનતા મેળવી લીધી હતી એ આગળ ચાલતાં જોશું. પણ તે પ્હેલાં પરાધીન સમયમાં મૂળરાજે પોતાના નાનકડા રાજ્યની આંતર-વ્યવસ્થામાં જ બધું ધ્યાન આપ્યું હોય એવો સંભવ છે. ચાવડા વંશનું એક પણ તામ્રપત્ર ન મળેલું હોવાથી એની રાજ્યવ્યવસ્થા વિષે કાંઈ પણ જાણી શકાતુ નથી અને દંતકથા તો "બીજાં રાજ્યોમાં ચાવડા રાજ્યની ગણત્રી ચોરોના રાજ્ય જેવી હતી" એમ કહે છે[૨]

---

त्वत्पादाब्जरजः प्रसादकणिकालोभोन्मुखस्तन्मरौ
मन्ये मालवसिंह गुर्जरपतिस्तीव्रं तपस्तप्यते ॥
मग्नानि द्विषतां कुलानि समरे त्वत्खड्गधाराकुले
नाथास्मिन्निति वन्दिवाचि बहुशो देव श्रुतायां पुरा ।
मुग्धा गूर्जरभूमिपालमहिषी प्रत्याशया पाथसः
कान्तारे चकिता विमुञ्चति मुहुः पत्युः कृपाणे दृशौ ॥

ઔચિત્ય વિચારચર્ચા પૃ. ૧૩૬-૧૩૭.

૧ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ. ૪૩૭.
૨ પ્ર. ચિ. પૃ. ૩૭

એટલે મૂળરાજને ચાવડાવંશ તરફથી રાજ્યવ્યવસ્થાનો ખાસ વારસો નહિ મળ્યો હોય એમ માનવામાં હરકત નથી પણ મૂળરાજનો પિતા રાજિ કાન્યકુબ્જનો સામંત હતો એવી આપણે અટકળ કરી છે એટલે મૂળરાજે કાન્યકુબ્જના પ્રતિહાર વંશની રાજ્ય પદ્ધતિ જોઈ હશે અને તે જ ગુજરાતમાં દાખલ કરી હોય અથવા વલભીના રાજવંશમાં તથા ગુજરાતના જ ગૂર્જર તથા રાષ્ટ્રકૂટ વંશમાં પ્રચલિત રાજ્યપદ્ધતિના અનુભવીઓનો લાભ લીધો હોય, એ ગમે તેમ હોય પણ એ જમાનાની સર્વમાન્ય રાજ્ય પદ્ધતિને અનુસરી તેણે સાન્ધિ વિગ્રહિક વગેરે અધિકારીઓની ગોઠવણ કરી હતી એમ વિ સં ૧૦૩૦ ના તામ્રપત્રમાં તેના દૂતક તરીકે સાન્ધિ વિગ્રહિક જયનું અને લેખક તરીકે કેલનું નામ મળે છે એ ઉપરથી જણાય છે વલભી તામ્રપત્રોમાં દૂતક અને લેખક બેય અધિકારીઓનો ઉલ્લેખ મળે છે મૂળરાજે જ્યારે સાંધિ વિગ્રહિકની યોજના કરી છે ત્યારે બીજા મંત્રીઓની પણ યોજના કરી હોવી જોઈએ જ

## યુવરાજ ચામુંડ

વળી વિ સં ૧૦૩૩ નું મૂળરાજના પુત્ર ચામુંડનું દાનપત્ર સાક્ષરશ્રી કેશવ હર્ષદ ધ્રુવને મળી આવ્યું છે (જે હજી ક્યાંય છપાયું નથી) એ ઉપરથી એ વખતે ચામુંડને યુવરાજ પદનો અભિષેક કરવામાં આવ્યો હતો એમ સિદ્ધ (શ્લો ૨) થાય છે આ ઉપરાંત દંતકથાઓમાં કે બીજા કોઈ દાનપત્રોમાં મૂળરાજની રાણીનું નામ નથી આપ્યું ત્યારે આ તામ્રપત્રમાં ચામુંડે પોતાની માતું માધવી નામ લખ્યું છે આ માધવી ચોહાણ કુળના ભોજરાજની દીકરી હતી એમ પણ એ જ લેખમાં કહ્યું છે આ ચોહાણ કુળનો ભોજ ક્યાંનો રાજા હતો તેનો ચોહાણ કુળની જે વંશાવળીઓ મળે છે તેમાંથી પત્તો લાગતો નથી એટલે કોઈ દટાયો હોવાનો સંભવ છે

પણ વિ સં ૧૦૩૦ ના તથા ૧૦૩૩ ના ઉપર કહેલા બે લેખોથી એટલું સમજી શકાય છે કે મૂળરાજ એ વખતે મોટી ઉમરનો

હોવો જોઈએ. વળી વિ. સં. ૯૯૮ માં ગાદી ઉપર બેસતી વખતે જાતે પરાક્રમ કરી શકે એવડો એટલે ૨૦–૨૫ વર્ષનો હોય તો ૧૦૩૦ માં ૫૨–૫૫ વર્ષનો હોય અને એ વખતે એનો પુત્ર ચામુંડ યુવરાજ પદને લાયક સ્વતંત્ર રીતે પોતાની સહીથી દાન આપે એવડો એટલે પચ્ચીશેક વર્ષનો હોય એ સંભવિત છે. મૂળરાજે એ વખતે પ્રસિદ્ધ ક્ષત્રિય કુળ સાથે લગ્ન સંબંધ બાંધ્યો અને પોતાના રાજ્યની સાંધિવિગ્રહિક વગેરે મંત્રીઓ નીમીને યોગ્ય વ્યવસ્થા કરી એ મોટું કામ કર્યું. યુવરાજ ચામુંડ-નો બાલાર્ક નામનો જુદો લેખક હતો એમ તેના દાનપત્રથી સમજાય છે.

## સોરઠ ઉપરની ચડાઈની ચર્ચા.

આ રીતે મૂળરાજે શરૂઆતનાં વર્ષોમાં આંતરવ્યવસ્થામાં વધારે ધ્યાન આપ્યું હશે એમ માનવું યોગ્ય છે. પણ પછી ક્યારે પોતાના રાજ્યની સીમાઓ વધારવા માટે મૂળરાજે પ્રયત્નો આરંભ્યા એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. ઉત્કીર્ણ લેખના જે એક બે ચોક્કસ પુરાવા મળે છે તે મૂળરાજના રાજ્ય કાળના છેક છેવટના વર્ષોના છે. એટલે પ્રબંધાત્મક સાધનોનો સાવચેતાથી પણ ઉપયોગ કર્યા વગર છુટકો નથી: પ્રબંધોમાં મૂળરાજના જીવનના જે ત્રણ ચાર પ્રસંગો વર્ણવ્યા છે તેમાં કાલાનુક્રમ નથી આપ્યો. પ્રબંધોમાં સૌથી જૂના દ્વયાશ્રયમાં મૂળરાજના વર્ણનમાં પહેલું જ સુરાષ્ટ્રના ગ્રાહરિપુ ઉપરની ચડાઈનું વર્ણન છે. હેમચન્દ્રે કુલ ચાર સર્ગોમાં આ સુરાષ્ટ્ર ઉપરની ચડાઈનું વિસ્તારથી વર્ણન કર્યું છે.[૧] પણ સુરાષ્ટ્ર ઉપરની ચડાઈનો ઉલ્લેખ આ વંશના કોઈ ઉત્કીર્ણ લેખમાં નથી મળતો એટલું જ નહિ પણ દ્વયાશ્રય પછી લખાયેલા સુ. સં., સુ. કી. ક. કી. કૌ. તથા પ્ર. ચિં. વગેરેમાં તેનો બીલકુલ ઉલ્લેખ જ નથી.

---

૧ દ્વયાશ્રયને અનુસરીને આ લડાઈનું વર્ણન રાસમાળામાં આપેલું છે અને નીચે ટિપ્પણીઓમાં ભાષાંતરકારે દ્વયાશ્રયના મણિલાલ નભુભાઇએ કરેલા ભાષાંતરમાંથી પુષ્કળ ઉતારો કર્યો છે (જુઓ પૃ. ૬૧ થી ૮૨) અને મુંબઇ ગેઝીટીઅરમાં તેનો સાર આપ્યો છે. (પૃ. ૧૬૦).

વળી એક તરફથી શાકંભરીનો ચોહાણ રાજા વિગ્ર ૧
તરફથી મૂળરાજને રાજ્યક્ષેત્રમાંથી એક વખત નસાડન
રાજા મુંજ અને ત્રીજી તરફથી માલખેડના વિશાળ સા
તૈલપનો સામત લાટનો બારપ મૂળરાજ તરફ તાકીને બેઠા હોય એ સ્થિતિમા વચલો પ્રદેશ પોતાને તાબે લીધા વગર મૂળરાજ અણહિલપુરથી સોરઠમા વામનસ્થળી જેટલે દૂર ચડી જાય એ અસભવિત જ નથી વઢવાણ વિ સ ૯૭૧મા ચાવડા રાજાને તાબે હતુ એ ભૂલવાનુ નથી પઠાનાડેથી હુમલો થવાની બીકે મૂળરાજને શાકંભરીના રાજા સાથે કોઇક જાતનુ સમાધાન કરવાની જરૂર પડ્યાનુ મેરૂતુંગનુ કથન આપણે આગળ જોયુ વળી સુરાષ્ટ્રના વિજયનો જશ સોલકી વશના ઉત્કીર્ણ લેખોમા તથા પ્રબંધોમા મૂળરાજને નહિ પણ સિદ્ધરાજને આપવામા આવ્યો છે અને તે ઐતિહાસિક વિચારણાથી યથાર્થ દૂર છે મતલબ કે મારા મત પ્રમાણે સુરાષ્ટ્ર ઉપરની ચડાઇનુ હેમચંદ્રે કરેલુ લાબુ વર્ણન કલ્પિત છે પછી કાઠીઆવાડની દિશામા પાટણના રાજ્યની સરહદ ઉપર કદાચ વઢવાણના ચાવડા રાજા ધરણીવરાહના કોઈ વશજ સાથે કે કોઈ બીજા ઠાકરડા સાથે નાની લડાઈ થઇ હોય અને તેને હેમચંદ્રે સુરાષ્ટ્ર ઉપરની ચડાઈનુ મોટુ રૂપ આપ્યુ હોય તો જુદી વાત.

ઉપરના જ કારણથી કચ્છના રાજા લાખા સાથેની લડાઈનુ પણ હેમચન્દ્રનુ વર્ણન હુ કલ્પિત ગણુ છુ અને મેરૂતુંગના વર્ણનને સભવિત કોટિમા મુકુ છુ

કચ્છના લાખા સાથે યુદ્ધની કથા

કચ્છનો રાજા લાખો સુરાષ્ટ્રના ગ્રાહરિપુનો મળતીયો હતો અને જમ્બુમાલી[1] નદીને કાંઠે ગ્રાહરિપુ સાથે થયેલી લડાઈમા

---

૧ રાસમાળાના ભાષાંતર કર્તા આ લડાઈ કાઠીઆવાડમા આટકોટ પાસે થઈ હતી અને ત્યા લાખાકુલાણી તથા તેના સાથીઓના પાળીઆ છે એમ કાઠીઆવાડ ગેઝીટીઅરને આધારે કહે છે (પૃ ૭૮ ટિ. ૩) પણ આ વાતને ગેઝીટીઅર કાર પણ દંત કથા કહે છે અને પાળીઓ અમુકનો હોવાની માન્યતાની તે ઉપર લેખ ન હોય તો પુરાવા તરીકે કાંઇજ કિંમત નથી.

હો. મૂળરાજે લાખાને માર્યો એમ હેમચન્દ્રે કહ્યું છે. ત્યારે પ્ર. ચિ. માં જુદી રીતે કચ્છમાં ૭૪ કપિલકોટને ઘેરો ઘાલ્યા પછી ત્યાં આગળ થએલા યુદ્ધમા મૂળરાજે લાખાને માર્યો એવુ વર્ણન છે.[1] પ્ર. ચિ. ના કર્તા પાસે દ્વયાશ્રય હોવા છતાં તેણે એથી જુદી જાતનું વર્ણન લખ્યું અને સોમેશ્વર વગેરેએ મૌન રાખ્યું એ ઘણું સૂચક છે. વળી મૂળરાજનો રાજ્યપ્રદેશ કચ્છના નાના રણને અડીને હોવાથી એ બે રાજાઓ વચ્ચે કોઈક કારણથી વેર જાગે અને મૂળરાજ કચ્છના રાજાને હરાવે કે મારે એ તદ્દન સંભવિત હોવાથી પ્ર. ચિ.નું વર્ણન વધારે વિશ્વસનીય ગણવા યોગ્ય છે. કચ્છના રાજાનું હેમચદ્ર, મેરૂતુંગ વગેરેએ લાખો કે લાખો ફુલાણી નામ આપ્યું છે[2] અને જોકે એ માટે સ્વતંત્ર પુરાવો કચ્છના ઇતિહાસમાંથી નથી મળ્યો પણ એ માનવામાં વાંધો નથી લાગતો. મેરૂતુગના કહેવા પ્રમાણે "કચ્છના રાજા લાખા ફુલાણીએ અગીઆર વાર[3] મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડ્યો, પછી એક વખત લાખો કપિલ કોટના કિલ્લામાં હતો ત્યારે મૂળરાજે તેને ઘેરો ઘાલ્યો અને કયાંક હલ્લો કરવા ગયેલા લાખાના માહેચ નામના અતિ સાહસિક સેવકને રસ્તામાં ઘેરીને મૂળરાજે તેની પાસે હથીઆર મુકાવી તેને જવા દીધો. છેવટ માહેચ આવી મળ્યા પછી લાખો લડાઇ કરવા બ્હાર પડ્યો અને લડાઇમાં શૂરતાથી લડતા લાખાને મૂળરાજે માર્યો." પ્ર. ચિ. મા આપેલી વિગતો

---

૧ જુઓ. પ્ર. ચિ. ગુ. ભા. પૃ. ૪૯ થી ૫૨.

૨ લાખાની ઉત્પત્તિની લોકકથા પ્ર. ચિ. (પૃ. ૪૯)મા આપી છે. કચ્છના રાજા સાથે વેરનું સ્વાભાવિક કારણ સરહદની નિકટતા હોવાનું ઉપર અનુસાન કર્યું છે. પણ ભાટોએ કલ્પેલું કારણ રાસમાળામા આપ્યું છે. (જુઓ પૃ. ૯૨).

૩ પ્ર. ચિ. ના લેખકને અગીઆરની સંખ્યા ખાસ પસંદ છે. સિદ્ધરાજના સૈન્યને પણ આભીરોના રાણા નવઘણે અગીઆર વાર હરાવ્યું હતું એમ એ કહે છે (જુઓ પૃ. ૧૩૪)

સાચી માનવાની જરૂર નથી[૧] લાખાએ અગીઆર વખત મૂળરાજના સૈન્યને ત્રાસ પમાડયો હતો એમ કહે છે, પણ છેલ્લી લડાઇ પહેલા એકાદ વખત બેયના સૈન્યો વચ્ચે ભેટો થયો હોય એ સભવિત છે. અમે તેમ પણ કચ્છના ગાર્ સાથેની લડાઇનો ઉલ્લેખ બધા પ્રબધોમા મળતો હોવાથી એ બનાવ ઐતિહાસિક હોય એમ મને લાગે છે[૨]

પછી મૂળરાજ સામે ગ્રાહરિપુના મળતીઆ તરીકે લડનારાઓમા સિન્ધુનો રાજા હતો એમ દ્વયાશ્રય (સ ૪ શ્લો ૮૯)મા કહ્યુ છે, અને મૂળરાજે સિન્ધુરાજને હરાવ્યો હતો એમ સુ કી ક (શ્લો ૨૪) અને વ તે પ્ર (શ્લો ૬)મા કહ્યુ છે મૂળરાજના વખતમા સિન્ધમા તો આરબોનુ રાજ્ય હતુ, અને અહીં જો કોઈ આરબ સરદાર વિવક્ષિત હોત તો તુરૂષ્ક કે એવા કોઈ નામથી તેનો ઉલ્લેખ કર્યો હોત મતલબ કે આ સિન્ધુરાજ તે કોઇ હાલના રાધણપુર કે પાલણપુર સસ્થાનના રણકાઠાના ભાગનો ઠાકરડો હોય તો એને મૂળરાજે માર્યો હોવાનો સભવ છે નહિ તો એ વર્ણન પણ કલ્પિત માનવુ પડશે

## લાટના સામત બારપ્પ સાથેનુ યુદ્ધ

દ્વયાશ્રય (સ ૬)મા આ ઉપરાત લાટના રાજા દ્વારપ કે બારપ્પ સાથેના યુદ્ધનુ વર્ણન છે આ યુદ્ધનો તથા એમા મૂળરાજે લાટના રાજાને હરાવ્યાનો ઉલ્લેખ પાછળના પણ ઘણા ખરા પ્રબધોમા મળે છે

---

૧ દા ત લાખો મર્યા પછી તેના શબને મૂળરાજે પગ અડાડયો અને લાખાની માએ "તારો વશ લૂતારોગથી મરણ પામશે એવો શાપ આપ્યો" એમ મેરૂતુગ કહે છે (પૃ ૫૦) અને કુમારપાલ પ્રબધમા તેણે એનો ઉપયોગ કર્યો છે.

૨ દ્વયાશ્રય (સ ૫ શ્લો ૧૨૭)મા લાખાને મૂળરાજે માર્યાની વાત છે એ ઉપર કહ્યુ છે પછી કી કૌ સ ૧ શ્લો ૪ મા કહ્યુ છે કે—

सपराये स्वपत्रिणा। महेच्छकच्छभूपाल लक्ष लक्षीचकार य ॥

અને સુ સ (સ ૨ શ્લો ૬) વ તે પ્ર (શ્લો, ૬) અને સુ કી ક. (શ્લો. ૨૪)નો કી કૌ ને ટેકો છે ખાટો મૂળરાજે ભાલાથી લાખાને માર્યો એમ કહે છે (જુઓ રાસમાળા પૃ ૮૧ ટિ)

કીર્તિકૌમુદીકાર કહે છે કે "અસાધારણ પરાક્રમી મૂળરાજે લાટના રાજાના પાછા ન હઠે એવા સેનાપતિ બારપને મારીને તેની પાસેથી હાથીઓ લીધા.[૧]" સુકૃતસંકીર્તનમાં આને મળતા જ શબ્દો છે પણ તેણે "બારપને કાન્યકુબ્જના રાજાનો દંડનાથ" કહ્યો છે[૨] પરંતુ એ તો એ કવિની શરતચુક છે. મેરૂતુંગ પણ કી-કૌના કર્તાપેઠે બારપને તિલંગદેશના રાજાનો સેનાપતિ કહે છે.[૩] હવે આ બારપ લાટનો રાજા હતો અને મૂળરાજના વખતમાં જ હતો એટલું એના પૌત્ર કીર્તિરાજના શક સ. ૯૪૦ (વિ. સં. ૧૦૭૫)ના બલેસરના દાનપત્રથી તથા તેના વૃદ્ધ પ્રપૌત્ર ત્રિલોચનપાલના શક સં. ૯૭૨ના એરથાણના લેખથી ચોક્કસ જણાય છે[૪] વિ. સં. ૧૦૭૫માં કીર્તિપાલ જીવતો હોય તો એનો દાદો વિ. સં. ૧૦૩૦–૧૦૪૮ની આસપાસમાં વિદ્યમાન હોય એ તદ્દન સંભવિત છે. વળી આ બારપ્પ સ્વતંત્ર રાજા હોય એમ મને નથી લાગતું. લાટપ્રદેશ અને ખેડાપ્રદેશ પણ માન્યખેટના રાષ્ટ્રકૂટોને તાબે વિ. સં. ૧૦૨૬ કે ૨૮ સુધી હોવાનો સંભવ આપણે ઉપર જોયો છે, પછી ચાલુક્યતૈલપે રાષ્ટ્રકૂટ સત્તાનો નાશ કરીને વિ. સં. ૧૦૩૦માં માન્યખેટ (માલખેડ)માં ચાલુક્ય રાજ્યની સ્થાપના કરી[૫] ત્યારે આ તૈલપના હાથમાં રાષ્ટ્રકૂટ સત્તા નીચે રહેલો પ્રદેશ

---

૧ लाटेश्वरस्य सेनान्य मसामान्यपराक्रमः ।
दुर्वारं वारपं हत्वा हास्तिकं यः समग्रहीत् ॥

स. २ श्लो. ३

२ विजित्य यः संप्रति कन्यकुब्ज–
महीभुजो वारपदण्डनाथम् ।

स. २ श्लो. ५

૩ પ્ર. ચિ. પૃ. ૪૪

૪ જુઓ વી. ઓ. જ. ગ્રં ૭ પૃ. ૮૮માં કીર્તિરાજનું તથા પ્રા. લે. મા. લેખ નં. ૭ માં છપાયેલું ત્રિલોચનપાલનું દાનપત્ર.

૫ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૩ પૃ. ૬૩

આવ્યો હોય અને તૈલપે લાટમંડલ ઉપર આ બારપ્પ નામના ચાલુક્ય સરદારને નીમ્યો હોય એ મતલબ છે જો કે ઉપર કહેલા બારપ્પના વંશના બે લેખોમાં તેને તૈલપનો સામંત સ્પષ્ટ કહ્યો નથી પણ ત્રિલોચનપાલના લેખમાં તેને માત્ર રાજા કહ્યો છે અને કીર્તિપાલના લેખમાં મહામંડલેશ્વર કહ્યો છે અને એ વખતની ઐતિહાસિક પરિસ્થિતિ જોતાં એ ચાલુક્ય તૈલપનો મહામંડલેશ્વર હોય એ જ બંધ બેસે છે મતલબકે પ્ર ચિં મા તેને તિલંગ દેશના તૈલપ નામના રાજાનો સેનાપતિ કહ્યો છે[1] તેને બીજી ઐતિહાસિક સામગ્રીનો પુરો ટેકો છે. હવે બારપ્પે મૂળરાજ ઉપર શા માટે હલ્લો કર્યો તે કાંઈ પ્ર ચિ મા કે કી કો વગેરેમા તો કહ્યુ નથી અને દ્વયાશ્રયમાં જે લગાણથી વર્ણન કર્યું છે[2] તે દેખીતુ જ કલ્પિત લાગે છે ખરી વાત તો એમ લાગે છે કે મૂળરાજે ખેડાનો પ્રદેશ દબાવવા માંડ્યો હશે અને એ પ્રદેશ ઘણા વખતથી માન્યખેટને તાબે હોવાથી માન્યખેટના રાજા તૈલપનો સામંત સામે થયો હશે પ્ર ચિ મા બારપ્પ મૂળરાજ ઉપર ચડી આવ્યો એમ જ કહ્યુ છે મૂળરાજને આ લડાઈથી ખરેખર કેટલો લાભ થયો તે કહી શકાતુ નથી પણ ભરૂચ કે તેની આસપાસનો પ્રદેશ એ પછી પચાસેક વર્ષ પણ બારપ્પના વંશના હાથમા હતો એમ ઉપર ઉલ્લેખેલા ત્રિલોચનપાલના લેખથી જણાય

---

૧ પ્ર ચિ પૃ ૪૬

૨ દ્વયાશ્રયમા બારપ્પ સાથેની લડાઈનુ કારણ નીચે પ્રમાણે દર્શાવ્યુ છે. ' એક વખત મૂળરાજની સભામા જુદા જુદા રાજાઓ તરફથી આવેલી ભેટોની તપાસ થતી હતી ત્યા લાટ દેશના દ્વારપ્પે (બારપ્પે) મોકલેલો કુલક્ષણો હાથી જોઇને પોતાના પુત્ર ચામુંડની સલાહથી મૂળરાજે લાટ ઉપર ચડાઈ કરી તેમા મૂળરાજ પોતે સાબરમતી સુધી આવી પાછા રહ્યો અને ચામુંડે આગળ જઇ લાટના રાજાને હરાવી મારી નાખ્યો " (જુઓ દ્વયાશ્રય સ ૬ શ્લો ૧૬ થી ૮૮) આથી ઉલટુ પ્ર ચિ મા બારપ્પે મૂળરાજ ઉપર ચડાઇ કરી એમ કહ્યુ છે (જુઓ પૃ ૬૮)

છે. આ સ્થિતિમાં મૂળરાજે કદાચ ખેડાનો કેટલોક ભાગ પોતાને તાબે લઇને સંતોષ માન્યો હોય એ સંભવિત છે.[1]

### ચોહાણ રાજા વિગ્રહરાજ સાથે લડાઈ.

આ લાટ ઉપરની ચડાઈનો સમય કોઈએ આપ્યો નથી પણ તૈલપે માન્યખેટ વિ. સં. ૧૦૩૦ માં લીધું એ જોતાં ૧૦૩૦ પછી આ યુદ્ધ થયું હશે. હવે પ્રબંધચિંતામણી કહે છે કે જે વખતે બારપ્પે મૂળરાજ ઉપર ચડાઈ કરી એ વખતે મૂળરાજ ઉપર સાંભરનો રાજા ચડી આવ્યો હતો[2] એટલે મૂળરાજે બેમાંથી એક સાથે લડાઇ ચાલતી હોય ત્યા બીજો પછવાડેથી હલ્લો કરેતો ? એનો મંત્રીઓ સાથે વિચાર કરી થોડો વખત કંથાદુર્ગમાં ભરાઈ બેસવાનું પસંદ કર્યું, પણ છેવટ સાહસિક વૃત્તિથી સાભરના રાજાના તંબુમાં પેસી જઇ "તૈલપ રાજાના સેનાપતિને હું શિક્ષા કરી લઉ ત્યાં સુધી તમારે મારા ઉપર પાછવાડેથી હલ્લો ન કરવો" એવી વિનતિ કરી અને પછી તો "મૂળરાજે બારપ્પને હરાવ્યો એ જોયું એટલે શાકંભરીનો રાજા પાછો ભાગી ગયો"[3]

હવે શાકભરીનો રાજા ચડી આવ્યાનો પ્ર–ચિં-શિવાય દ્વયાશ્રય માં કે બીજા કોઈ પ્રબંધમાં ઉલ્લેખ નથી. પણ રણથભોરના ચોહાણ વંશી વીર પુરુષ હમ્મીરનું હમ્મીર મહાકાવ્ય નામનુ કાવ્ય વિ. સં. ૧૪૮૦ ની આસપાસમાં લખનાર નયચદ્રસૂરિએ લખ્યું છે કે

---

૧ મૂળરાજે બારપના લશ્કર ઉપર તુટી પડી તેને હરાવી તેની પાસેથી દશહજાર ઘોડાઓ તથા અઢાર હાથીઓ લુંટી લીધા એમ પ્ર. ચિ. મા લખ્યું છે (પૃ. ૪૬) લાટ જીતવાની વાત નથી કરી પણ ચડી આવેલા દુશ્મનને હરાવ્યો એટલુંજ કહ્યું છે, એ યાદ રાખવાનું છે.

૨ પ્ર. ચિ પૃ. ૪૮

૩ જુઓ પ્ર. ચિ. પૃ. ૪૬; વિ. સ. ૧૦૪૩ ના તામ્રપત્રના ત્ર્યમ્બક इव विहिताचलाश्रय: શબ્દોમા ઉપર પ્રમાણે કથકોટના કિલ્લામા આશ્રય લીધો હોવાનું સૂચન બુલ્હરે કહ્યું છે.

" ચોહાણ રાજા વિગ્રહરાજે લડાઇમા મૂળરાજને મારીને ગૂર્જર દેશને જર્જરિત કરી દીધો "[1]

આ ચોહાણ વિગ્રહરાજ મૂળરાજનો સમકાલીન હતો એટલી વાત સાચી છે કારણ કે વિ સ ૧૦૩૦ નો એનો હર્ષનાથના મદિરનો શિલાલેખ મળ્યો છે[2] પણ નયચદ્રસૂરિ અને મેરુતુંગસૂરિ બેમાથી કોને સાચો માનવા ? ૫ ભગવાનલાલ તો ધારે છે કે મૂળરાજને ચોહાણ રાજાએ હરાવ્યો હશે પણ એ તાબે થઈ જતા ચોહાણ રાજા પાછો ગયો હશે, અને રાસમાળાના કર્તાએ " મૂળરાજે કાઈક લાલચ આપીને અજમેરના લશ્કરને પાછુ કાઢયુ " એમ લખ્યુ છે[3] પ્ર ચિ ના વર્ણનમાથી પણ મૂળરાજની જીત થઈ હોય એવો તો અર્થ નથી જ નીકળતો ચડી આવેલો રાજા મેઘુગ કહે કે તેમ પાછો જાય એ તો સભવિત નથી અને નયચદ્રસૂરિના શબ્દો સ્પષ્ટ છે એ જોતા તેના નહીને (નિહત્ય)' શબ્દનો 'હરાવીને' અર્થ કરવો એજ યોગ્ય છે અને હમ્મીર મહાકાવ્ય કરતા વધાર વિશ્વસનીય પૃથ્વીરાજ ચરિતમા કર્તા 'મૂળરાજને કથાદુર્ગમા નસાડી મૂક્યો" એટલુ જ કહ્યુ છે અને એજ ખરુ જોતા સાચુ જણાય છે[4]

હવે મૂળરાજનુ જે સાચુ પરાક્રમ કોઇ પ્રબધ કર્તાએ નથી વર્ણવ્યુ તથા રાસમાળાના તેમજ ગેઝીટીઅરમા પણ નીચેના લેખોની

---

૧ श्री मूलराज समर निहत्य यो गुर्जर जर्जरतामनैषीत् ।

हम्मीर महाकाव्य स २ श्लो ९

નયચદ્રસૂરિના સમય માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૪૪૯.

૨ એ ઇ ગ્ર ૨ પૃ ૧૨૧

૩ મુબઈ ગેઝીટીઅર પૃ ૨૫૯ અને રાસમાળા પૃ ૫૯

૪ જુઓ —

त्यक्त तपस्विना (स्वच्छ) यशोगुरुनितीव च ।
गुर्जर मूलराजस्तु कथादुर्गमगाद् विराट् ॥

પૃથ્વીરાજ વિજય સ ૫ શ્લો ૫૧

ખબર ન હોવાથી નથી વર્ણવાયું પણ જેની માહીતી તથા યથાર્થતાની ખાત્રી એ સમકાલીન ઉત્કીર્ણ લેખો આપે છે તે જોઈએ.

### મૂળરાજે ધરણીવરાહને હરાવ્યો.

વિ. સ. ૧૦૫૩ ના જે ધવલના લેખનો ઉપર ઉલ્લેખ આવી ગયો છે તે લેખના બારમા શ્લોકમાં લખ્યુ છે કે "પ્રબળ સૈન્યવાળા અને દર્પાંધ મૂળરાજે મદાંધ હાથી ઝાડને ઉખેડી નાખે તેમ જે ધરણી વરાહ-રાજાને ઉખેડી નાખ્યો હતો તે શરણે આવેલાને ધવલે આશ્રય આપ્યો"[૧]

આ શ્લોકમાં કહેલો મૂળરાજ તે પાટણનો સોલંકી મૂળરાજ જ એમા તદ્વિદોને સંદેહ નથી પણ એ મૂળરાજે ગાદી ઉપરથી ઉખેડી નાખેલો ધરણીવરાહ કોણ? ઉપરનો લેખ છપાવનાં ડા. કીલહોર્ને આ ધરણીવરાહ જુનાગઢનો કોઈ ચૂડાસમાવંશી હશે એવો આધાર વગરનો તર્ક કર્યો છે.[૨] વઢવાણનો ચાપોત્કટ ધરણીવરાહ અહી વિવક્ષિત હોય એવો પણ બીજો તર્ક થાય પરતુ એ ધરણીવરાહ છેક વિ. સં. ૯૭૦માં વિદ્યમાન હતો.[૩] એટલે એને પણ વિચારમાંથી બાદ કરવો પડશે. મુનિ જિનવિજયજી પરમાર વંશનો કોઈ રાજા ધારે છે.[૪] જ્યારે પ. વિશ્વેશ્વરનાથ રેઉતો આબુના પરમારોની વશાવળીમાં (૪થા) કૃષ્ણરાજ અને (૬ઠ્ઠા) મહીપાલકે દેવરાજ વચ્ચે જે નામ ખુટે છે તે નામ ધરણીવરાહ હતું એમ કિરાડુના તથા વસંતગઢના લેખોની મદદથી સિદ્ધ કરે છે અને મૂળરાજે જેને ઉખેડી નાખ્યો તે આ આબુનો પરમાર ધરણીવરાહ જ એવું નક્કી કરે છે. આબુનો ધરણીવરાહ જ

---

૧ यं मूलादुरमूलयद् गुरुबल. श्री मूलराजो नृपं दर्पान्धो धरणीवराह नृपति यद्वद्द्विपः पादप । आयातं भुवि कांदिशीकमभिको यस्तशरण्यो दधौ ।
પ્રા. જૈ. લે. સં. લેખાંક ૩૧૮ શ્લો. ૧૨

૨ એ. ઇ- ગ્ર. ૧૦ પૃ. ૧૭

૩ જુઓ પૃ. ૯૬–૯૭

૪ પ્રા. જૈ. લે. સં. પૃ. ૨૦૪

ગોડવાડના ગષ્ટ્રકૂટ ધવલને શરણે જાય, વઢવાણનો રાજા ન જાય એ પં રેઉજીની દલીલ પણ યોગ્ય જણાય છે[1]

**આબુના ધરણીવરાહે મૂળરાજનુ સામતપદ કબુલ કર્યું**

આ રીતે મૂળરાજે આબુના પરમાર રાજાને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો ખરો પણ ભાગ્યાના બેરૂ ગોડવાડના રાષ્ટ્રકૂટ રાજા ધવલે જેમ એક વખત મૂળરાજને મદદ કરી હતી તેમ આ વખતે ધરણીવરાહને મદદ કરી પરિણામે એને આબુનુ રાજ્ય તો પાછુ મળ્યુ હશે પણ મૂળરાજની આધીનતા સ્વીકારવી પડી એમ લાગે છે આબુના રાજાઓ, આ રીતે મૂળરાજના વખતથી જ ગુજરાતના સામત થયા છે[2] મૂળરાજની સુરાષ્ટ્ર ઉપરની ચડાઇના કદિપતવર્ણનમા હેમચદ્ર મૂળરાજના પક્ષમા આબુનો રાજા તથા શ્રીમાલનો રાજા હોવાનુ કહ્યુ છે અને આ શ્રીમાલનો રાજા તે અર્બુદેશ્વર (આબુનોજ રાજા) એમ ટીકાકાર અભયતિલકગણિ કહે છે[3] તે બીજા ઐતિહાસિક પુરાવાથી યથાર્થ લાગે છે[4]

ભિનમાલમા જ મૂળરાજના પિતાનુ રાજ્ય હોવાનુ ઉપર અનુમાન કર્યુ છે એ ભિનમાલને કોઇક કારણથી મૂળરાજે છોડયુ ખરૂ પણ એ ઉપર એની નજર તો હોય જ અને આ રીતે પરમાર ધરણીવરાહને હરાવવાથી ભિનમાલ અને આબુના પ્રદેશ ઉપર પાછુ એનું સ્વામીત્વ થયુ આ બનાવ ક્યારે બન્યો? મુજે પાછલા વર્ષોમા માલખેડના તૈલપ સાથે શત્રુતા કર્યાનું અને છેવટ ગોદાવરી ઓળગીને તૈલપ સાથે લડવા જતા ત્યાંજ પકડાઇને મુંજ મરણ પામ્યાનુ પ્ર

1 બા પ્રા રાજ્વશ ભા ૧ પૃ ૭૨

2 ઉદર પૃ ૭૨

3 દ્વયાશ્રય સ ૫ શ્લો ૪૩-૪૫ અને ૯૫ ઉપરની ટીકા

4 જુઓ બાલકૃ પ્રાચીન રાજ્વશ પ્ર ભા પૃ ૯૮ તથા મુ ો ન

5 ભા ૧ પૃ ૪૩૨, ઉપર કહેલા ધરણીવરાહના પ્રપૌત્ર કૃષ્ણરાજનો વિ સ ૧૧૧૭ નો લેખ ભિનમાલથી મળ્યો છે

ચિ. માં વર્ણન છે.[1] અને બીજાં ઐતિહાસિક સાધનોથી તે વર્ણનનો મુખ્ય મુદ્દો યથાર્થ ભાસે છે. હવે મુંજથી એકવાર હારેલો તથા ઘણું કરી તેની આધીનતામાં રહેલો મૂળરાજ ઉપર પ્રમાણે દક્ષિણની લડાઈમાં મુંજ રોકાયેલો હોય ત્યારે જ કાંઈક સાહસ કરી શકે એ સ્વાભાવિક છે. વળી વિ. સં. ૧૦૪૩ ના તામ્રપત્રમાં ફક્ત રાજાધિરાજ જેવી સાદી પદવી જ વાપરી છે ત્યારે વિ. સં. ૧૦૫૧ ના તામ્રપત્રમાં સ્વતંત્ર રાજાને યોગ્ય "પરમ ભટ્ટાર્ક મહારાજાધિરાજ પરમેશ્વર" જેવાં બિરૂદો છે. એ જોતાં ૧૦૪૩ અને ૧૦૫૧ વચ્ચે અને વિજય પછી તરત જ દાન આપવાની સામાન્ય પ્રથા જોતાં તથા મુંજની સ્થિતિનો વિચાર કરતા વિ. સં. ૧૦૪૯ કે ૫૦ ના મૂળરાજે આબુના રાજાને હરાવ્યો હશે એમ મારૂં અનુમાન છે.

## મૂળરાજ સ્વતંત્ર રાજાધિરાજ

ઉપર કહેલા બલેરાના દાનપત્રમાં પ. મ. પ. મૂળરાજદેવે વિ. સં. ૧૦૫૧ માઘ સુદિ ૧૫ ને દિવસે પોતાની માલીકીના સત્યપુર મંડલમાં આવેલુ વરણકગામ ચંદ્રગ્રહણના પર્વમાં ભગવાન અંબિકાપતિને પૂજીને માતાપિતાના તથા પોતાના પુણ્ય અને યશની અભિવૃદ્ધિ માટે કાન્યકુબ્જ (કનોજ)થી નીકળેલા અને સર્વ વિદ્યા પારંગત તપોનિધિ શ્રી દુર્લભાચાર્યના પુત્ર શ્રી દીર્ઘાચાર્યને આપ્યું છે.[3]

આ તામ્રપત્ર મૂળરાજના ઇતિહાસમાં બહુ ઉપયોગી છે. આ તામ્રપત્રમાં ઉપર કહ્યું છે તેમ પ્હેલીજવાર સ્વતંત્રતાસૂચક પ. મ. પ. બિરૂદ વપરાયેલ છે. બીજું વિ. સં. ૧૦૩૦ માં ગભૂના વિષયના પાલજ્ય ગામની જમીન દાનમાં અપાયલી છે. આ ગભૂતા તે હાલનું

---

૧ પ્ર. ચિ. મા મુંજરાજ પ્રબધ પૃ. ૫૬ થી ૬૦

૨ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૧૦૦ તથા તેની ટિ. ૧ માં આપેલા ઉલ્લેખો.

૩ એ. ઈ. ગ્રં. ૧૦ પૃ. ૭૬. ગુજરાતના ઐ. લે. નં. ૧૩૮

આબૂ અને ગભૂતા વિષય કે પથક તે કડી જીલ્લાનો વાડાવલી વિભાગ હોવો જોઈએ એમ ડા બુલ્હરે તર્ક કર્યો છે[१] અને વિ સ ૧૦૮૩ ના તામ્રપત્રમા મોઢેરા અર્ધાષ્ટમનુ કમ્બોઈકા (હાલનુ કંબોઈ) ગામ દાનમા આપેલુ છે[२] આ બેય પ્રદેશો પાટણથી બહુ દૂર નથી પણ આ ત્રીજા તામ્રપત્રનુ સત્યપુર તે જોધપુર રાજ્યનુ સાચોર અને વરણક તે જ્યાથી આ પતરા મળ્યા છે તે બલેરા ગામ

મતલબ કે વર્ધીપથક (કે વઢીઆર), તેને અડીને આવેલો ગભૂતાપથક, અને સારસ્વત મડલ જેમા મોઢેરા અર્ધાષ્ટમ આવી જતા હશે એટલો પ્રદેશ પ્હેલા મૂળરાજને તાબે હતો તેમા આ સત્યપુર મડલ નામનો પાટણની ઉત્તરનો પ્રદેશ ઉમેરાયો હોવાનુ ઉપરના દાનપત્રથી જણાય છે મૂળરાજને ઉપર કહેલા આબુના રાજા ઉપરના વિજયથી ઘણો લાભ થયો છે એક તો તેણે આબુની સત્તા નીચેનો સારસ્વત મડલને અડીને આવેલો ભાગ જેને એ સત્યપુર મડલ કહે છે તે ખાલસા કર્યો એ ભાગના ગામનુ દાન આપ્યુ છે એથી એ ચોક્કસ થાય છે અને આબુ તથા ભિન્નમાલના પરમાર રાજાને સામત બનાવ્યો જેથી પોતાની ઉત્તર દિશા સુરક્ષિત થઈ

વિ સ ૧૦૫૧મા ઉપરનુ દાનપત્ર આપ્યુ ત્યારે મૂળરાજ ઘણો વૃદ્ધ હશે જોઈએ અને ૧૦૫૩મા તો એનો દેહાત થયો એમ પ્રબંધો કહે છે[३] એટલે મૂળરાજના પચાવન વર્ષ જેટલા લાબા રાજ્યકાળના જેટલા રાજકીય બનાવો વિષે ઉત્કીર્ણ લેખોમા કે

---

૧ ઇ એ ન ૧૫ પૃ ૧૮૮

૨ ઇ એ ન ૬ પૃ ૧૯૨ બુલ્હરના તામ્રપત્રોમાનુ પ્હેલુ ગુજરાતના ઐ લે લેખ ન ૧૩૭

૩ પ્ર ચિ પૃ ૫૨ તથા તે ઉપર ટિ ૯૦, બુ'હર અને સુબધ ગેઝી ટીઅરના લેખક મૂળરાજના અન્ત માટે વિ સ ૧૦૫૨-૫૩ની સાલ કબુલ કરે છે જુઓ ઈ એ ગ્ર ૬ પૃ ૨૧૩ અને મુ ગે પૃ ૧૬૨

પ્રબંધોમાં કાંઈપણ સૂચન જળવાઇ રહ્યું છે તેનું અવલોકન આપણે કર્યું. હવે મૂળરાજનાં બીજાં કામોનું ટુંકામાં અવલોકન કરી લઇએ.

### મૂળરાજની શિવભક્તિ અને તેણે બંધાવેલાં મંદિરો

મૂળરાજ પરમ શિવભક્ત હતો એટલું તો એના દાનપત્ર ઉપર નંદીની છાપ મળી છે અને તેણે ભગવાન શંકરને પૂજીને એ દાનો શૈવ આચાર્યોને અને એક શૈવ મન્દિરને આપેલ છે એથી ચોક્કસ થાય છે. વળી મૂળરાજે વર્દ્ધિવિષય (વઢીઆર)મા આવેલા મડલી ગામમાં સ્થાપેલા મૂલનાથને વિ. સં. ૧૦૪૩મા દાન આપ્યું છે. એ જોતાં પ્રબંધચિંતામણિમાં મૂળરાજે મંડલી ગામમાં મૂલેશ્વરનું મદિર કરાવ્યાનું કહ્યું છે[1] તેને મૂલરાજના આ તામ્રપત્રનો ટેકો છે. મૂળરાજ કદાચ વારવાર આ મડલી ગામમાં[2] પોતે સ્થાપેલા શંકરનાં દર્શન કરવા જતો હશે પણ પ્ર. ચિ., સુ. સ. (સ. ૨ શ્લો. ૩) અને વ. વિ. (સ. ૩ શ્લો. ૬)માં દર સોમવારે સોમેશ્વરની યાત્રા કરવા મૂળરાજ જતો એમ લખ્યું છે તે તો દેખીતું અસંભવિત છે.

આ ઉપરાત પાટણમાં મૂળદેવસ્વામીનું મદિર કરાવ્યું તથા ત્રિપુરૂષપ્રાસાદ મંદિર બધાવ્યું, અને તેના ચિન્તાયક (મઠપતિ) તરીકે કંથડી નામના સરસ્વતીને કાઠે રહેતા એક તપસ્વીના શિષ્યની કેવી રીતે યોજના કરી તે સબંધી અને ખાવાપીવામાં ખૂબ મોજશોખથી રહેવા છતાં નિષ્કપટ બ્રહ્મચર્ય પાળતા તે કકરોલે મૂળરાજની રાણીના શરીરમા કોઢ ઉત્પન્ન કર્યાની તથા મટાડયાની ચમત્કાર પૂર્ણ કથા પ્ર. ચિ. માં આપેલી છે[3] પણ એ વાર્તાનો ઇતિહાસમાં કશો ઉપયોગ

---

૧ પ્ર. ચિ. પૃ. ૪૭

૨ આ મડલી ગામ તે વઢીઆર પ્રદેશમાં જ પંચાસર પાસે આવેલું માંડલ ગામ. ડા. બુલ્હરે એ ગામ જઇ તપાસ કરી હતી પણ તેને ત્યાં આ મૂલેશ્વર મહાદેવના મદિરની કાંઈ નિશાની ન મળી. (ઈ. એ. ગ્ર. ૬ પૃ. ૧૯૧–૯૨)

૩ પ્ર. ચિ. પૃ. ૪૬ થી ૪૯

ત્રિપુરૂષ ધર્મસ્થાન કે ત્રયીદેવગૃહ નામનું શંકરનું મદિર મૂળરાજે પાટણમાં બધાવ્યાનું સુ. સ. (સ. ૨ શ્લો. ૪) તથા સુ. કી. ક. (શ્લો. ૨૩)માં પણ કહ્યું છે.



સિદ્ધપુરના રૂદ્રમહાલયનો ભગ્નાવશેષ (પૃ ૧૬૮ સામે)

નથી. બાકી ત્રિપુરુષધર્મસ્થાન પાટણમાં તેરમા શતકમાં હતું અને તે મૂળરાજે બંધાવેલું મનાતું હતું એટલું ચોક્કસ. મૂળરાજને, પોતાના મોસાળ પક્ષના માણસોને કતલ કરી નાખીને ગાદી મેળવેલી તેનો પાછલી અવસ્થામાં પસ્તાવો થતાં તે સિદ્ધપુર જઈ રહ્યો અને ત્યાં તેણે રુદ્રમાળ મંદિર બંધાવવા માંડ્યું પણ તે પુરું કરવા તે જીવ્યો નહિ એમ રાસમાળા (પૃ ૬૧-૮૮)માં વર્ણવ્યું છે પણ વિ. સં. ૧૦૪૩માં મૂળરાજે સરસ્વતીમાં નાહીને શ્રી સ્થલના રુદ્રમહાલયદેવને પૂજીને દાન આપ્યું છે એ દાનના શબ્દો જોતાં રુદ્રમહાલયનું મંદિર એ વખતે પુરું થઈ ગયેલું હતું એટલું જ નહિ પણ મૂળરાજ પહેલાંનું એ હતું એમ લાગે છે. મૂળરાજે પોતે બંધાવ્યું હોત તો 'સ્થાપિત' કે એ મતલબના શબ્દો તામ્રપત્રમાં હોત.

પ્ર. ચિં. (પૃ ૪૬)માં મૂળરાજ વસહિકા નામનું એક જૈન ધર્મસ્થાન પણ મૂળરાજે પાટણમાં બંધાવ્યાનું વર્ણવ્યું છે અને તેના પુત્ર ચામુંડે વીરગણિ નામના જૈન સાધુનો આચાર્ય મહોત્સવ મોટા આડંબરથી કર્યો હોવાની પણ દંતકથા છે[1] પણ ઉપર કહ્યું તેમ મૂળરાજ પરમ શિવભક્ત હોવાથી તેણે જૈન ધર્મસ્થાન ઊભું કર્યું હોવાની ખબર નથી એમ ગેઝેટીઅરમાં તર્ક કર્યો છે,[2] તેમ પાટણના કોઈ જૈન ગૃહસ્થે કે જૈનસંઘે મૂળરાજના નામથી જૈનમંદિર બાંધ્યું હોય તો એ ખબર છે. વળી મૂળરાજના પુત્રરાજ ચામુંડે બધા ધર્મોનું સન્માનવૃત્તિથી પાલન કરવાના જૂના કાળથી ચાલ્યા આવતા રાજધર્મને અનુસરી જૈન મંદિરને ધૂપ, દીપ, માળા વગેરે માટે એક ખેતર દાન આપ્યાનું વિ. સં. ૧૦૩૩ના તેના હમણાં છપાયેલા દાનપત્રમાં કહ્યું છે,[3] એ હકીકત ઉપરના તર્કને ટેકો આપે છે.

---

૧ જૈ. સા. ઈ. પૃ. ૧૨૮

૨ મુંબઈ ગેઝીટીઅર ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૬૧

૩ ભા. વિ. ૧ પૃ. ૯૦ ગુજરાતને મળેલું નવું દાનપત્ર સં. ૧૦૩૩ નું લેખક શ્રી મુનિ જિનવિજયજી પૃ. ૯૭ (જુઓ ભારતના ઈતિહાસ સંમેલનમાં મુનિજીએ આપેલું વ્યાખ્યાન.)

### ઉત્તર પૂર્વના બ્રાહ્મણોનું ગુજરાતમાં આવવું

મૂળરાજે કુરુક્ષેત્ર, નૈમિષારણ્ય, કનોજ, પ્રયાગ, કાશી, ગંગાદ્વાર, ગૌડ વગેરે દેશોથી વિદ્વાન, કર્મનિપુણ બ્રાહ્મણોને ગુજરાતમાં તેડાવીને તેઓને સિદ્ધપુર, સીહોર, ખભાત વગેરે ગામો દાનમાં આપ્યાં એવી દંતકથા છે અને સ્થળ માહાત્મ્યોમાં એ દંતકથા નોંધાયેલી પણ મળે છે.[1] છતાં જે ત્રણ દાનપત્રો અત્યાર સુધીમાં મળ્યાં છે તેમાંનું એક શૈવ મન્દિરને અને બે શૈવ આચાર્યોને અપાયાં છે. વળી શીહોર કે ખભાત મૂળરાજના તાબામાં હોય એમ માનવું મુશ્કેલ છે. એટલે આ દંતકથાને વિશેષ વજન આપવા જેવું નથી લાગતું. છતાં મૂળરાજે કનોજથી નીકળેલા શૈવ આચાર્યને દાન આપ્યું છે એ જોતાં તેના તેડાવવાથી કે પોતાની મેળે ઉત્તરમાંથી તથા કનોજ વગેરે પ્રદેશથી બ્રાહ્મણોનો આવરો મૂળરાજના વખતથી શરૂ થયો હોય અને તેઓ-માંથી કોઈને મૂળરાજે દાનો આપ્યાં હોય એ સંભવિત છે.

### મૂળરાજનું દાતાપણું

ત્રણ દાનપત્રો અત્યાર સુધીમાં મળ્યાં માટે મૂળરાજે ત્રણજ દાનો આપ્યાં હશે એમ તો કહેવાય જ નહિ. દરેક રાજવંશનાં અનેક દાનપત્રો નષ્ટ થઈ ગયાં હોવાનો સંભવ છે. અને મૂળરાજની દાતા તરીકે પ્રશંસા તો બધા પ્રબંધકારો કરે છે. હેમચંદ્ર કહે છે[2] કે "મૂળરાજ બ્રાહ્મણોનો અને સાધુઓનો પૂજક હતો અને યાચકોની મોટી આશાઓ પુરતો." સોમેશ્વર કહે છે કે "તેણે દાનોથી દારિદ્ર્ય જીતી લીધું હતું,"[3] પ્ર. ચિ. તો "બલિરાજાથી જન્મેલી ત્યાગ રૂપી

---

૧ જુઓ રાસમાળા પૃ. ૯૦–૯૧ તથા મુંબઇ ગેઝીટીઅર પૃ. ૧૬૧. શ્રી. ગૌ. હી. ઓઝા પણ આ દંતકથાને સ્વીકારે છે, અને મૂળરાજે રૂદ્રમહાલયની પ્રતિષ્ઠા માટે તેડાવેલા ઉત્તરના આ બ્રાહ્મણોની સંખ્યા એક હજારની હોવામાં ઔદીચ્ય સહસ્ર નામનું મૂળ જુએ છે. (જુઓ પ્રસ્થાન વર્ષ ૧૦ અં. ૮ પૃ. ૧૮૮)

૨ દ્વયાશ્રય સ. ૧ શ્લો. ૧૮૧–૧૮૪

૩ दानोपहतदारिद्र्य शौर्यनिर्जितदुर्जनं ।

કી. કૌ. સ. ૨ શ્લો. ૫

વસને મૂળરાજરૂપી દાતામા ફળ આવ્યા" એમ કહે છે[1] અને વિ સ ૧૦૪૩ના દાનપત્રમા "દાનના જળથી ભીના હાથવાળો" મૂળરાજને કહ્યો છે[2]

## દાન વ્યવસ્થા માટે અધિકારીની નીમણૂક

ઘણા દાનો કરનારને દાનોની વ્યવસ્થા માટે ખાસ અધિકારી રાખવો પડે એ સ્વાભાવિક છે જૂના કાળમા આવા અધિકારીઓ રાખવાનો રિવાજ હતો જ અને વિ સ ૧૨૭૩ની પ્રભાસપાટણની શ્રીધર પ્રશસ્તિમા તેના નાયક શ્રીધર નામના નાગર બ્રાહ્મણના મૂળ પુરુષ ઉમાભટ્ટ નામના જોષીના આશીર્વાદથી મૂળરાજે શત્રુરાજાઓને મારીને વિશાળ રાજ્ય ભોગવ્યુ અને તેના માધવ, લૂલ અને ભાભ નામના ત્રણ દીકરાઓને મૂળરાજે વાવ, કુવા, તળાવો, મઠો, મદિરો, સત્રાલયો વગેરેની દેખરેખનું કામ સોંપ્યુ હતુ એમ લખ્યુ છે[3] અલબત્ત બસો–સવાબસો વર્ષ પછી રચાયેલ પ્રશસ્તિની વિગતો કવિકલ્પિત હોવાનો સભવ છે પણ પછીના શ્લોકમા માધવ મૂળરાજનો મિત્ર તથા મહામત્રી હતો અને તેને ચામુડે કન્હેશ્વર નામના ગામનુ દાન

---

૧ પ્ર ચિ પૃ ૫૨ શ્લો ૨૭

૨ दानतोयार्द्रीकृतकर — ૧૦૪૩નું દાનપત્ર

૩ यदीयाशीर्वादैर्नरपतिश्चापन्यजनक
भुनक्ति स्मायस्स निहतरिपुराज्य चिरतरम् ।
विहत्य क्ष्मापालानणहिलपुरे मूलनृपति
प्रभुत्व तत्पुत्र त्रय इव गुरुतार्थव्यवसितम् ॥ શ્લો ૮

वापीकूपतडागकुट्टिमकटप्रासादसत्रालयान्
सौवर्णध्वजतोरणारणपुरग्रामाग्रहानकयान् ।
कीर्तिश्रीगुरुत्वप्रदाप्रपाति श्री मूलराजप्रभि
र्गम्भागुनिर्भ्यधापयत्र चौलुक्यभूपामने ॥ શ્લો ૧૦

કર્યું હતું એમ કહ્યું છે.[૧] એ જોતાં આ માધવ ધર્માદાખાતાનો મંત્રી હોવાનો સંભવ લાગે છે.

### મંત્રીમંડળ અને તામ્રપત્રોની વિગતો.

મૂળરાજના મત્રી મંડળમાં બીજા કોણ કોણ હતા? મૂળરાજનાં તામ્રપત્રોમાં પાછળનાં તામ્રપત્રો પેઠે મહામાત્યનું નામ નથી આપ્યું, એટલે સીધો પત્તો નથી લાગતો. તામ્રપત્રને છેડે લેખક તરીકે ૧૦૩૦ ના તામ્રપત્રમાં કેલ નામ છે જ્યારે બીજાં તામ્રપત્રોમાં કાયસ્થ જેજજના પુત્ર કાચનનું નામ છે. દૂતકનું નામ ૧૦૪૩ના તામ્રપત્રમાં તો નથીજ, જ્યારે છેલ્લા તામ્રપત્રમાં મહત્તમ શિવરાજનુ નામ દૂતક તરીકે છે. દૂતક તરીકે સાંધિ વિગ્રહિકનો ઉલ્લેખ ૧૦૩૦ના તામ્રપત્રમાં જ છે પછીનામાં નથી. ધોરણ પ્રમાણે મૂલરાજસ્ય એ રીતે મૂળરાજની સહી બેય તામ્રપત્રોમાં છે.

### પુરોહિત નાગર બ્રાહ્મણ સોલ

શ્રીધર પેઠે તેનાજ સમકાલીન કવિશ્રી સોમેશ્વરે પોતાની વંશાવળી આપતાં નગર (વડનગર)ના રહેવાસી ગુલેવાકુળના શ્રીસોલશર્મા નામના પોતાના કુટુંબના મૂળ પુરૂષને "શ્રી મૂળરાજે આગ્રહ કરીને પોતાનો પુરોહિત નીમ્યો હતો એમ કહ્યું છે."[૨] મૂળરાજના વંશના ઘણા રાજાઓએ આ સોલના વંશના નાગર બ્રાહ્મણોને પુરોહિત બનાવ્યા છે.

---

૧ प्रीत्या ग्रामवरं ददौ निजपितुर्मित्राये कन्हेश्वर
यः श्री माधवनामधेयकृतिने तस्मै महामन्त्रिणे ॥ એજન શ્લો. ૧૨
એ. ઈં. ગ્ર. ૨ પૃ. ૪૩૭

૨ सोलः सलीलमवनीमवतामसौ वः
सौवस्तिकोस्त्विति वरं स्मरता स्मरारेः ।
श्री गुर्जरक्षितिभृता किल मूलराज...
देवेन दूरमुपरुध्य पुरोदधे यः ॥
સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૮

પુરોહિતનું મંત્રીમંડળમાં મોટું સ્થાન હતું એ એ જમાનાના ઉત્કીર્ણ લેખોથી દેખાય છે, અને આ ઇતિહાસમાં પણ આગળ ચાલતાં પુરોહિતનો કાર્ય પ્રદેશ દેખાશે. આ ઉપરાંત ભીમદેવ પ્હેલા એ અર્બુદના દંડપતિ તરીકે નીમેલા વિમલ મંત્રીનો પિતા વીરમહત્તમ પણ મૂળરાજનો કોઈક પ્રકારનો મંત્રી હતો એમ આબુ ઉપરના વિ. સં. ૧૨૦૨ના એક લેખથી જણાય છે.[1]

વળી દ્વયાશ્રયમાં જમ્બક અને જેહુલના નામો મળે છે. અને તેના ટીકાકારના કહેવા પ્રમાણે જમ્બક મહામંત્રી અને જેહુલ ખેરાલુનો રાણક તથા મહા પ્રધાન હતો (જુઓ સ–૨ શ્લો. ૫૬). નામો કદાચ સાચાં નહોય પણ પદવીઓ સાચી માનવામાં વાંધો નથી.

મૂળરાજનું મંત્રીમંડળ આવડુંજ હતું એમ આથી માની લેવાની જરૂર નથી. પણ ન્હાનું–હજી ઉગતું રાજ્ય એટલે પુરોહિત, દાનાધ્યક્ષ, લેખક, સાન્ધિવિગ્રહિક, એવાદ બે–બેગળુના ગણ્યા જેવા સામંતો અને મહામંત્રી એટલાનુંજ મંત્રીમંડળ રચ્યું હોય એ સંભવિત છે.

મૂળરાજના પોતાના લેખોમાં માત્ર 'સમસ્ત રાજપુરૂષોને કહે છે' એટલાજ વાક્યો છે પણ વલભી દાનપત્રો ઉપરથી એ કાળમાં રાજ્યતંત્રના જે જે અધિકારો હોવાનું પ્હેલા પ્રકરણમાં વર્ણન કર્યું છે તેજ મોટે ભાગે મૂળરાજના વખતમાં ચાલુ હોવાનો સંભવ છે.

## મૂળરાજનું ચારિત્ર્ય

મૂળરાજ વિષે રત્નમાળમાં લખ્યું છે[2] કે 'તે નિર્દય, કપટી, પોતાનું ધાર્યું કરનાર, સ્યામ વર્ણ અને કામદેવનો ગુલામ હતો. તે લડાઇમાં કુશળ ન હતો પણ છેતરીને દુશ્મનોને મારતો તથા પૈસો

---

૧ જુઓ પ્રાચીન જૈન લેખ સંગ્રહ અવલોકન પૃ. ૧૪૫ તથા બુદ્ધિપ્રકાશ ૧૯૨૯ જાનેવારીમાં છપાયેલા 'વિમલ પ્રબંધ ને વિમલવસહી' નામના લેખમાં પૃ. ૮ ની ટિ. ૧ માં છપાયેલો લેખ.

૨ રાસમાળા પૃ. ૫૬

જમીનમાં દાટી રાખતો, પણ ચાવડાઓના શરીરના બાંધા સંબંધી વર્ણન કલ્પિત છે એમ રત્નમાળાના કર્તા પોતેજ કહે છે.[૧] અને સોલકીઓ સંબંધી આવાં વર્ણનો પણ કલ્પિતજ દેખાય છે. મૂળરાજ લોભી તો નહોતો જ; ઉલટું મેરૂતુંગ વગેરે લેખકો એના દાનીપણાની ખાસ પ્રશસા કરે છે અને તે એના દાનપત્રોથી સાચી ઠરે છે.

ખરી રીતે મૂળરાજ દાની, મહા પરાક્રમી, બુદ્ધિશાળી, કુશળ રાજ્યકર્તા અને સોલકી વશની પાછલી મહત્તાનો ઉંડો અને મજબૂત પાયો રોપનાર હતો એમ એનાં કાર્યોને ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં દેખાય છે. શાકંભરીના ચોહાણ રાજા સાથે એને વેર થાય છે ત્યારે એણે એજ વશની બીજી શાખા—એટલે નડૂલના ચોહાણો સાથે મૈત્રી સંબધ બાંધ્યો જણાય છે. મૂળરાજ ચોહાણ રાજાની કન્યાને પરણ્યો હતો એ ચામુંડના લેખ ઉપરથી પ્હેલાં નોંધ્યું છે. એ નડૂલના ચોહાણની કન્યા હોવાનો સંભવ છે. વળી નડૂલના ચોહાણ વશના સુંધાના લેખમાં બલિરાજાએ મુંજરાજના લશ્કરને હરાવ્યું હતું,[૨] એમ લખ્યું છે. આનો અર્થ વિચારતાં શ્રી. વિશ્વેશ્વરનાથરેઉ કહે છે તેમ[૩] માળવાના મુંજ રાજાએ મેવાડ ઉપર ચડાઈ કરી એ વખતે અથવા ગૂર્જરેશ મૂળરાજને દબાવ્યો એ વખતે રાષ્ટ્રકૂટ ધવલની સાથે રહીને આ ચોહાણ રાજા મુંજ સામે લડ્યો હશે, એમ લાગે છે. મારા ધારવા પ્રમાણે એ વખતથી નડૂલના ચોહાણો સાથે

---

૧ लिखो कल्पनाग्रथर्तें वुद्धिभेद

રત્નમાળ, બીજું રત્ન.

૨ જુઓ સુંધાનો લેખ શ્લો. ૭

गांभीर्यधैर्यसदन व (ब) लिराजदेवो
यो मुंजराज (ब)लमगमचीकरत्तम् ।

એ. ઈ. ગ્રં. ૯ પૃ. ૭૦

૩ भारतके प्राचीन राजवंश भा. १ पृ. २८६

ગુજરાતના રાજાઓનો મૈત્રી સબંધ બંધાયો અને ઘણીવાર તો નડૂલના ચોહાણોએ ગુજરાતના રાજાનુ સામત પદ સ્વીકાર્યું છે તે આગળ જોશુ

## સોલકી વશનો મજબુત પાયો નાખનાર મૂળરાજ

ટુકામા રાસમાળાના કર્તાએ એ વખતે ઉપલબ્ધ ઐતિહાસિક સાધનોની ખામીને લીધે, દતકથાને આધારે, મૂળરાજે ગુજરાતનો મોટો ભાગ સોરઠથી-નર્મદા અને સહ્યાદ્રિના ઘાટ સુધીનો ભાગ પણ પોતાને તાબે કરી લીધો હતો એમ માન્યુ છે[1] અને શ્રી ગૌ હી ઓઝા જેવાએ વગર તપાસ્યે સ્વીકારી લીધુ છે તે તો ભૂલ છે પણ સોલકી વશના રાજ્યનો પાછળથી જે મોટો વિસ્તાર થયો તેનો પાયો -વિસ્તાર થઈ શકે તથા ખમી શકે એવો મજબૂત પાયો મૂળરાજે નાખ્યો એમ કહેવુ જ યોગ્ય છે અને મૂળરાજ અણહિલ પાટણની એક નાનકડી ઠકરાતનો ધણી હતો એ યાદ રાખવામા આવે તો માલવપતિમુજ, શાકભરીપતિ વિગ્રહરાજ અને દક્ષિણના ચાલુક્ય રાજા તૈલપ જેવા ત્રણ દિશાના ત્રણ બળવાન પ્રતિપક્ષીઓ સામે ટકી રહીને તેણે ભાવિ સામ્રાજ્યનો પાયો નાખ્યો એમાજ એની દીર્ઘદષ્ટિ અને ખરી રાજ્ય કુશળતા મને દેખાય છે એ પરાક્રમી અને સોલકી રાજ્ય સ્થાપનાના આચાર્ય મૂળરાજે વૃદ્ધ અવસ્થામા બધુ છોડી દઇને શ્રીસ્થળ ( સિદ્ધપુર )ના જે દેવની ભક્તિ આખી જીદગી સુધી કરી હતી તે દેવની ભક્તિ કરતા શ્રીસ્થળમા જાતે પોતાના શરીરને અગ્નિમા હોમીને દેહત્યાગ કર્યો એમ હેમચદ્ર વગેરે પ્રબધ લેખકો કહે છે[2]

---

૧ રાસમાળા પૃ ૮૮, તથા પ્રસ્થાન વર્ષ ૧૦ અ ૮ પૃ ૧૮૭ મા છપાયેલો શ્રી ગૌ હી ઓઝાનો લેખ જુઓ

૨ દ્વયાશ્રય સ ૬ શ્લો ૧૦૭, વસતવિલાસ સ ૩ શ્લો ■ પ્ર ચિ ■ ૫૧-૫૨ વગેરે

પ્રકરણ ૮ મું

# ચામુંડ, વલ્લભરાજ અને દુર્લભરાજ.

## વિ. સં. ૧૦૫૩ થી ૧૦૭૮

### ચામુંડ મોટી ઉમ્મરે ગાદીએ બેઠો.

ચામુંડને યૌવરાજ્યાભિષેક તો, વિ. સં. ૧૦૩૩ પ્હેલાં મૂળરાજે જ કરેલો હોવાનું મૂળરાજના પ્રકરણમાં જોયું છે. વીશ વર્ષની ઉમ્મરે તેને યૌવરાજ્યાભિષેક થયો હોય તો ગાદીએ બેસવા ટાણે તેની ઉમ્મર ચાળીશની ઉપર હોવી જોઈએ. આ ચામુંડ રાજા વિષે પ્રબંધોમાંથી વિશ્વાસપાત્ર મનાય એવું ખાસ કાંઈ મળતું નથી. અને તેનો ગાદીએ બેઠા પછીના સમયનો ઉત્કીર્ણ લેખ તો મળ્યોજ નથી. પ્ર. ચિં. માં વિ. સ. ૧૦૫૩ થી તેર વર્ષ સુધી ચામુંડે રાજ્ય કર્યું એટલુંજ ફક્ત લખેલું છે.[૧]

### માળવા તરફ વલ્લભનું પ્રયાણ.

દ્વયાશ્રયના ટીકાકારે આ ચામુંડ વિષે લખ્યું છે કે[૨] "ચામુંડરાજ અતિ કામથી વિકળ થઈ ગયો હતો એટલે વાચિણી (કે ચાચિણી) દેવી નામની તેની બેને તેને રાજગાદી ઉપરથી ખસેડી તેના પુત્ર વલ્લભને ગાદી ઉપર બેસાર્યો. એટલે અભિમાનથી ચામુંડ આત્મસાધના માટે કાશી જવા નીકળ્યો. ત્યાં રસ્તામાં માળવાવાળાઓએ તેને લુંટયો અને તેનાં છત્ર ચામરાદિરાજચિહ્નો લઈ લીધાં એટલે તેણે પાટણ પાછા આવી પોતાના પુત્ર વલ્લભને કહ્યું કે "તું મારો પુત્ર હો તો માળવાવાળા પાસેથી મારાં છત્રાદિ પાછાં લાવ." પરિ-

---

૧ પ્ર. ચિ. પૃ. ૫૨

૨ દ્વયાશ્રય સ. ૭ શ્લો. ૩૧ ઉપરની ટીકા જુઓ. રાસમાળા પૃ. ૯૭ માં ટીકાકારનું કથન ઉતારવામા કાઇક ગડબડ થઇ છે.

ણામે વલ્લભ ઘોડાઓ સાથે કટકો (શત્રુઓ)ને કાપી નાખના ઉપડ્યો" "પણ વલ્લભને રસ્તામા જ દૈવના કોપથી જેને વૈદ્યો ન ઓળખી શક્યા તથા દવાઓ જેને ન જીતી શકે એવો રોગ લાગુ પડ્યો" અને દ્વયાશ્રયના ટીકાકારના કહેવા પ્રમાણે "આ શીતળા રોગથી વલ્લભ મરણ પામ્યો"[1] દ્વયાશ્રયમા ઉપર પ્રમાણે માળવાવાળાએ ચામુંડના છત્રાદિ લઇ લેવાનુ લખ્યુ છે ત્યારે પ્ર ચિં મા દુર્લભરાજ પોતાના ભત્રીજા ભીમને ગાદી ઉપર બેસારી વાગણસી જવા નીકળ્યો ત્યા તેને માળવાના રાજા મુંજે "છત્ર ચામરાદિ રાજચિહ્નો મુકીને બાવાના વેષે આગળ જવુ હોય તો જાવ" એમ કહ્યુ એટલે તેણે પોતાને થયેલા આ અપમાનના ખબર ભીમને આપી, બાવાને વેષે તીર્થમાં જઈ દેહત્યાગ કર્યો એમ લખ્યુ છે[2] હવે આ બન્ને વર્ણનો એકજ પ્રસગના છે એ તો દેખીતુ છે મેરૂતુગે માળવાના રાજાનુ નામ મુંજ લખ્યુ છે તે તો ભૂલજ છે કારણ કે મુંજ તો ૧૦૫૩ પહેલા મરણ પામ્યો હતો મુંજ પછી માળવાની ગાદી ઉપર સિન્ધુરાજ બેઠો હતો અને તેણે લાટ જીત્યાનુ નવસાહસાંકચરિત (સ ૧૦ શ્લો ૧૭)માં કહ્યુ છે એ જોતા તેણે ચામુંડને કનડ્યો હોય એ સભવ છે

હવે ચામુંડના વર્ણન પ્રસગમાં ગુજરાતનો કવિ શ્રીપાલ વિ સ. ૧૨૦૮ની વડનગર પ્રશસ્તિમા લખે છે કે "ચામુંડના હાથીઓના મદની દૂરથીજ ગધ આવતા સિન્ધુરાજ ભાગી ગયો"[3] આજ બનાવનુ વર્ણન કરતા આડા ત્રણસો વર્ષ પછી લખનાર જયસિંહ

---

૧ દ્વયાશ્રય સ ૭ શ્લો ૬૩ તથા ૬૮ તથા તેની ટીકા

૨ પ્ર ચિં પૃ ૫૩

३ सूनुस्तस्य बभूव भूपतिलकश्चामुण्डराजाह्वयो
यद्‌गन्धद्विपदानगन्ध पवनाघ्राणेन दूरादपि ।
विभ्रश्यन्मदगन्धभग्नकरिभि श्रीसिन्धुराजस्तथा
नष्ट क्षोणिपतिर्यथास्य यशसां गन्धोऽपि निर्नाशित ॥
વડનગર પ્રશસ્તિ શ્લો ૬ પ્રા લે મા લેખાક ૪૫

સૂરિએ “ સિન્ધુરાજને ચામુંડ રાજે લડાઈમાં મારી નાખ્યો. ”[1] એમ શ્રીપાલના ઉપરના કથનમાંથી વધારે પડતો અર્થ કાઢી મૂળ શ્લોકના નષ્ટઃ (ભાગ્યો) નો ખોટો અર્થ કરી લખી નાખ્યું છે. અને તેના ઉપર આધાર રાખી શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ પણ ચામુંડે સિન્ધુરાજને માર્યો એમ લખે છે.[2] પણ જયસિંહ સૂરિના કુ. ચ. ની પ્હેલાં લખાયેલા પ્ર. ચિ. માં તથા દ્વયાશ્રયની ટીકામાં માળવાના રાજાએ ગુજરાતના રાજાને કનેડયાનું કથન છે. અને ગુજરાતના રાજાએ માળવાના રાજાને માર્યો હોવાનું બીલકુલ સૂચન નથી અને એ બેય ગ્રન્થકારો કરતાં જૂના શ્રીપાલના કથનમાંથી પણ ચામુંડે માળવાના રાજાને માર્યો તો શું પણ હરાવ્યાનો અર્થ પણ નીકળતો નથી. ગમે તે કારણથી સિન્ધુરાજનું લશ્કર ગુજરાતમાં આગળ ન વધતાં પાછું ફરી ગયું એટલોજ અર્થ શ્રીપાલની આલંકારિક ભાષામાંથી નીકળે છે. આ રીતે બધાં પ્રમાણોનો વિચાર કરતાં જયસિંહ સૂરિના કથનમાં કશું ઐતિહાસિક સત્ય નથી એવો મારો મત થયો છે.[3]

## માળવાના સિન્ધુરાજનું પાછા ફરવું

જુદા જુદા પ્રબધોનાં કથનોનો ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતાં નીચે પ્રમાણે બનાવો બન્યા હોવાનો સભવ મને લાગે છે. પ્હેલાં ચામુંડને માળવાના સિન્ધુરાજે કનેડયો અને પછી તેનો પુત્ર વલ્લભરાજ કાંઈક વધારે લશ્કર વગેરે લઈ સિન્ધુરાજ સામે ગયો ત્યાં

---

૧ रेजे चामुण्डराजोथ यश्चामुण्डवरोद्धुरः ।
सिन्धुरेन्द्रमिवोन्मत्तं सिन्धुराजं मृधेऽवधीत् ॥
જયસિંહસૂરિનું કુ. ચ. સ. ૧ શ્લો. ૩૨

૨ રાજા ભોજ. પૃ. ૩૨

૩ પાછળના પ્રબંધકારો ઐતિહાસિક ચોકસાઈની વૃત્તિ જ તેઓમાં નહોવાથી જૂનાં કથનોમાં આવા ફેરફારો વૃત્તાન્તને આકર્ષક બનાવવા માટે વારંવાર કરે છે.

સિન્ધુરાજ ગમે તે કારણથી માળવા તરફ પાછો ફર્યો અને વલ્લભરાજ રસ્તામાંજ શીતળાથી મરણ પામ્યો.

"ચામુંડ પીળા રંગનો, ખાવાપીવાનો તથા કપડાનો શોખીન તેમજ બગીચાનો શોખીન હતો" એમ રત્નમાળામાં લખ્યું છે પણ તે ગ્રન્થના આવા વર્ણનોમાં વિશ્વાસ મુકવાનું કારણ દેખાતું નથી. એ ઉપર કહ્યું જ છે. ચામુંડે દુર્લભરાજને ગાદીએ બેસાર્યા પછી શુક્લતીર્થમાં જઈ અનશન વ્રતથી દેહ ત્યાગ કર્યો એમ દ્વયાશ્રય[1] (સ. ૭ શ્લો. ૫૮)માં કહ્યું છે. વિ. સં. ૧૦૬૬માં ચામુંડ મરણ પામ્યો.

વલ્લભરાજ સં. ૧૦૬૬

ચામુંડને ત્રણ પુત્રો હતા. વલ્લભરાજ, (૨) દુર્લભરાજ અને (૩) નાગરાજ. વલ્લભરાજ પિતા જીવતાંજ રાજ્ય કરતો હતો. અને જીવતાંજ મરણ પામેલો તથા ચામુંડે દુર્લભરાજને ગાદીએ બેસાર્યા પછી દેહ ત્યાગ કર્યો એમ દ્વયાશ્રયમાં વર્ણન છે. જ્યારે પ્રબંધ ચિંતામણિમાં તેણે ૭ મહિના રાજ્ય કર્યું એમ કહ્યું છે. મોલકી વંશના અમુક ઉત્કીર્ણ લેખોમાં ચામુંડ પછી વલ્લભરાજનું અને પછી દુર્લભરાજનું નામ છે, જ્યારે નાગરાજનું[1] નામ નથી. એ જોતાં વલ્લભરાજ થોડો વખત પણ પિતાના મરણ પછી જીવ્યો હોય હોય એવો અભ્ર મને લાગે છે.[1] આ વલ્લભે પિતાની આજ્ઞાથી માળવા તરફ કરેલી ચઢાઈનું વર્ણન દ્વયાશ્રયમાંથી ઉપર[2] ઉતાર્યું છે. વડનગર પ્રાકાર પ્રશસ્તિમાં, સુ. સં. વગેરેમાં તથા પ્ર. ચિં. ની અમુક પ્રતોમાં પણ તેનો ઉલ્લેખ મળે છે.[2] પણ[2] વણ કરી ચામુ-

૧ જુઓ વિ. સં. ૧૨૦૮ની વડનગર પ્રાકારપ્રશસ્તિ શ્લો. ૭ (પ્રા. લે. મા. ભા. ૧ નં. ૪૫) તથા વિ. સં. ૧૨૮૦નું જયતસિંહનું તામ્રપત્ર ઈ. એ. પ્ર. ૬ પૃ. ૧૬. એ કે. મુ. નં. (પૃ. ૧૬૨) મા નોંધ્યું છે તેમ કેટલાક તામ્રપત્રોમાં વલ્લભનું નામ નથી.

૨ વડનગર પ્રાકારપ્રશસ્તિ શ્લો. ૭ તથા પ્ર. ચિં. પૃ. ૫૨ ટિ. ૬૦ સુ. સં. સ. ૨ શ્લો ૧૪ કી. કૌ. સ. ૨ શ્લો ૧૦ અને સુ. કી. ક. શ્લો ૩૨

જીવતાં બનેલા બનાવનુંજ એ વર્ણન છે, અને એ ચડાઈમાં કદાચ રસ્તામાંજ વલ્લભરાજ શીતળાથી મરણ પામ્યો અને દ્વયાશ્રય ( સ. ૭ શ્લો. ૫૨ ) કહે છે તેમ એના સેનાપતિને કે પ્ર. ચિ. કહે છે તેમ (ચામુંડના સરદાર તરીકે ) દુર્લભરાજને જંગલ ઓળંગી પાછા ફરવું પડયુ હોય એમ જણાય છે. આ વલ્લભરાજને જગઝંપન નામનું બિરૂદ ( એ.વાઘની પેઠે શત્રુઓ ઉપર તડાપ મારતો માટે એમ એક લેખક કહે છે. ) મળ્યું હતું એમ પ્રબધોમાં કહેલું છે.[1] રત્નમાળામાં કહેલું છે કે[2] " વલ્લભરાજ ધાટે ઠીંગણો અને પ્રબળ બુદ્ધિવાળો હતો, પાપ કર્મથી દૂર રહેતો, તેને આખે શરીરે તલ હતા, તેને રાજ્યનો ઘણો લોભ હતો." રત્નમાળનાં આ પ્રકારનાં વર્ણનની ઐતિહાસિક કિંમત કાંઈ નથી એ કહેલુંજ છે.

વલ્લભરાજ પછી-દુર્લભરાજ પાટણની ગાદી ઉપર બેઠો અને તેણે સં. ૧૦૬૬થી ૧૦૭૮ સુધી સાડા અગીઆર વર્ષ રાજ્ય કર્યું એમ પ્ર. ચિં. કહે છે.[3] આ દુર્લભરાજે પાટણમાં દુર્લભ સરોવર બંધાવ્યું. હતું એમ એજ ગ્રથમાં કહેલુ છે.[4] અને આ દુર્લભ સરોવર પાટણની ખાઇની આગળ હતું એમ વસંતવિલાસ (સ. ૬ શ્લો. ૪૬)માં કહેલું છે.

---

૧ જુઓ પ્ર. ચિ. પૃ. ૫૨ ટિ. ૯૦ ૨ રાસમાળા પૃ. ૯૭

૩ ચામુંડે ૧૦૫૩ થી ૧૦૬૬ એ રીતે તેર વર્ષ રાજ્ય કર્યું, વલ્લભરાજે ૭ માસ રાજ્ય કર્યું અને દુર્લભરાજે સાડાઅગીઆર વર્ષ રાજ્ય કર્યું એમ પ્ર. ચિ. (પૃ. ૫૨)માં કહ્યુ છે અને જિનમંડનગણિનો કુમારપાલ-પ્રબંધ, પ્રવચન પરીક્ષા વગેરે ગ્રથો પ્ર. ચિં. ને અનુસરે છે. પણ વિચારશ્રેણીમાં ચામુંડે ૧૦૫૨થી ૧૦૬૬ સુધી ચૌદ વર્ષ અને દુર્લભરાજે ૧૦૬૬ થી ૧૦૭૮ સુધી બાર વર્ષ રાજ્ય કર્યું એ રીતે રાજ્યકાળ આપ્યો છે. (જુઓ. પ્ર. ચિ. પૃ. ૫૨ ટિ. ૯૦)

૪ પ્ર. ચિ. ની એક પ્રતમા તો ચામુંડે પાટણમાં ચંદનાથદેવ તથા ચાચિણેશ્વરના મંદિરો કરાવ્યાં અને દુર્લભરાજે પોતાના ભાઇ વલ્લભરાજના શ્રેય માટે મદનશંકરપ્રાસાદ તથા દુર્લભસરોવર કરાવ્યા, તેમજ પાટણમાં ઘટિકાગૃહ, હાથીખાનું, દાનશાળા તથા સાત માળનું ધવલગૃહ કરાવ્યું એમ લખેલું છે. (જુઓ પૃ. ૫૨ ટિ. ૯૦)

### દુર્લભરાજનું લાટ ઉપર આક્રમણ

આ દુર્લભરાજના કોઇ પરાક્રમનું વર્ણન સુ મ, કી કૌ, પ્ર ચિ વગેરેમાં તો નથી પણ વડનગર પ્રાકાર પ્રશસ્તિમાં દુર્લભરાજે લાટનો ભંગ કર્યાનું લખ્યું છે[1] અને મને આ કથનમાં કાંઇક ઐતિહાસિક તત્ત્વ દેખાય છે ગષ્ટ્રકૂટોના રાજ્યકાળમાં ખેડા જીલ્લો લાટ મંડલમાં ગણાતો એ પહેલાં જોયું છે હવે પાટણનો રાજા પોતાની સરહદ વધારવા ઈચ્છે ત્યારે ખેડા જીલ્લા ઉપર તેની નજર જાય એ સ્વાભાવિક છે અને આ ખેડા જીલ્લાના કોઇ પ્રદેશમાજ ચામુંડ અને સિન્ધુરાજ સામસામા થયા વગર પાછા ફરી ગયા, પછી વલ્લભ રસ્તામાં મરી ગયો અને દુર્લભે સિન્ધુરાજના મરણ પછી, ખેડાનો કાંઇક પ્રદેશ દબાવ્યો અને સિન્ધુરાજથી હારેલા લાટના રાજાએ એ સહન કરી લીધું એમ આખી ઐતિહાસિક સ્થિતિ મને લાગે છે લાટના ત્રિલોચનપાલના ઉત્કીર્ણ લેખમાં "પોતાની જે જમીન બળવાન શત્રુઓએ દબાવેલી તેનો બારપના પુત્ર ગોગિરાજે ઉદ્ધાર કર્યો" એમ લખ્યું છે, તેનો પણ અર્થ આ રીતે બંધ બેસે છે[2]

**દુર્લભરાજ નડૂલના ચોહાણ મહેન્દ્રની બેનને પરણ્યો હતો**

આ દુર્લભરાજ મરૂદેશના રાજા મહેન્દ્રની બેન દુર્લભદેવીને મહેન્દ્રે કરેલા સ્વયંવરમાં જઈને પરણ્યો હતો એમ દ્વયાશ્રયમાં કહ્યું છે અને આ મરૂદેશ એટલે નડૂલ દેશ એમ દ્વયાશ્રયના ટીકાકાર કહે છે[3]

---

૧ यस्य क्रोधपरायणस्य किमपि भ्रूवल्लरी भंगुरा
सद्यो दर्शयति स्म लाटवसुधाभंगस्वरूपं फलम् ।
પ્રા લે મા ભા ૧ લેખ ન ૪૫ શ્લો ૮

૨ आत्मभूरुद्धृता यन विष्णुनेव महीयसा ।
बलिभि सा समाक्रान्ता दानवैरिव वैरिभि ॥
પ્રા લે મા ભા ૧ ન ૭ શ્લો ૧૦

૩ દ્વયાશ્રય સ. ૭ શ્લો ૬૬ થી ૧૦૬ સુધી.

હવે દુર્લભરાજના સમયમાં મહેન્દ્ર નડૂલનો રાજા હોવાનો સંભવ સુંધાના વિ. સં. ૧૩૧૯ના લેખથી[1] તથા ઉપર વારવાર ઉલ્લેખેલા રાષ્ટ્રકૂટ ધવલના વિ. સં. ૧૦૫૩ના લેખથી જણાય છે. એ જોતાં દ્વયાશ્રયનું સ્વયંવરનુ વર્ણન ભલે કલ્પિત હોય પણ દુર્લભરાજ મહેન્દ્રની બેનને પરણ્યો હતો એ હકીકત માનવામાં વાંધો નથી.[2]

આ દુર્લભરાજનું પુરોહિતપણુ મૂળરાજના પુરોહિત શ્રીસોલશર્માના પૌત્ર મુંજ કરતા, અને આ મુંજના પિતાલલ્લ ચામુંડના પુરોહિત હતા એમ સોમેશ્વર કહે છે.[3] વળી જૈન આચાર્ય જિનેશ્વરસૂરિ માન સાથે દુર્લભરાજની સભામાં જતા એવી જૈનશ્રુતપરંપરા વિ. સં. ના બારમા શતક જેટલી જૂની છે.[4]

પ્રબધકારો દુર્લભરાજને "ન્યાય પરાયણ તથા પરસ્ત્રી ઉપર તેમજ દ્વિજોના ધન ઉપર હાથ ન નાખનારો કહે છે."[5]

---

૧ સુંધાનો લેખ શ્લો. ૯ એ. ઈ. ગ્રં. ૯ પૃ. ૭૦

૨ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૨૮૭

૩ સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૧૧ થી ૧૪

૪ જુઓ જિનદત્તસૂરિ વિરચિત સુગુરપારતન્ત્ર્યમ્ શ્લો. ૧૦ અપભ્રંશ કાવ્યત્રયી ભૂમિકા પૃ. ૧૦–૧૩ તથા મૂળ પૃ. ૧૦૮ તથા દ્વયાશ્રય સ. ૭ શ્લો. ૬૪ ઉપરની ટીકા.

૫ જુઓ સુ. સં. સ. ૨ શ્લો. ૧૫, કી. કૌ. સ. ૨ શ્લો. ૧૪ તથા વડનગર પ્રાકાર પ્રશસ્તિ શ્લો. ૮

કી. કૌ. મા નીચે પ્રમાણે શબ્દો છે:—

सर्वथानुपभोग्येषु यस्य सौभाग्यभासिनः ।
न करः परदारेषु द्विजसारेषु चापतत् ॥

# પ્રકરણ ૯ મું

## ભીમદેવ પ્હેલો

### વિ સ ૧૦૭૮થી ૧૧૨૦[1]

ભીમદેવ પ્હેલો દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર હતો એમ દ્વયાશ્રય કહે છે[2] આ નાગરાજ દુર્લભરાજ સાથેજ નાડોલના ચોહાણ રાજા મહેન્દ્રની બેનના સ્વયંવરમા ગયો હતો અને મહેન્દ્રે નાગરાજને પોતાની નાની બેન લક્ષ્મી પરણાવી હતી એમ દ્વયાશ્રયમા કહેલુ છે[3] દ્વયાશ્રયમા તો નાગરાજ જીવતા દુર્લભરાજે તથા નાગરાજે ભીમનો રાજ્યાભિષેક કર્યો અને પછી એ બેય સ્વર્ગ ગયા એમ લખ્યુ છે પણ તે મુમ્બઈ ગેઝીટીઅરના લેખક કહે છે તેમ સભવિત નથી લાગતુ[4]. વળી નભર દુર્લભરાજ પ્હેલા નાગરાજ મરી ગયો હોવાનો કે પ્ર ચિ જેના પ્રથમા નાગરાજનુ નામજ નથી એ ઉપરથી પણ ભીમના જન્મ પછી એ તરત મરી ગયો હોય એવો સભવ લાગે છે ઉત્કીર્ણ લેખોની વશાવળીમા દુર્લભરાજ પછી ભીમનુજ નામ આવે છે એ જોતા નાગરાજ ગાદી ઉપર નથી બેઠો, એ તો ચોક્કસ છે

---

૧ પ્ર ચિ મા તથા વિચારશ્રેણીમા ઉપર પ્રમાણે ભીમનો રાજ્યકાળ આપ્યો છે જિન મ ડનગણિ અને પ્રવચન પરીક્ષાનો લેખક એને અનુસરે છે (જુઓ પ્ર ચિ પૃ ૧૧૨ તથા ટિ ૮) પણ પ્ર ચિ ની અમુક પ્રતમા ૧૦૭૭ થી ૪૨ વર્ષ ભીમના રાજ્યકાળના કહ્યા છે, એકાદ પ્રતમા પર વર્ષ પણ કહ્યા છે (મૂળ પૃ ૮૬ ટિ ૪)

૨ દ્વયાશ્રય સ ૭ શ્લો ૧, પ્ર ચિ પણ ભીમદેવને દુર્લભરાજના ભાઈનો પુત્ર કહે છે, તેની અમુક પ્રતમા દુર્લભરાજનો પુત્ર ભીમને કહ્યો છે તે તો ભૂલ છે (પ્ર ચિ પૃ ૫૩ ટિ ૮૧)

૩ જુઓ સ ૭ શ્લો ૧૧૩

૪ મુ ગે પૃ ૧૬૩

## મહમુદ ગઝનવીની સોમનાથ ઉપર ચડાઇ.

## (ઇ. સ. ૧૦૨૪) વિ. સં. ૧૦૮૦

ભીમદેવના રાજ્ય સમયનો પહેલો બનાવ મહમુદ ગઝનવીની સોમનાથ ઉપરની ચડાઈનો ગણવો પડશે. ભીમદેવને ગાદી ઉપર બેઠયે બેજ વર્ષ થયા હતાં, ત્યાં આ ભયંકર વટોળીઓ દેશ ઉપર ફરી વળ્યો. દ્વયાશ્રય, પ્ર. ચિ. વગેરે કોઇ પ્રબંધોમાં તો મહમુદની આ ચડાઈનુ વર્ણન તો શું પણ ઉલ્લેખ નથી. ફક્ત જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાં સ્વલ્પ ઉલ્લેખ છે તે અપવાદને બાજુ ઉપર રાખીને મુસલમાન તવારીખોમાંથી આ બનાવનું ટુંકુ વર્ણન ઉતારવું પડશે. થાણેશ્વર, મથુરા, કનોજ, કાલંજર વગેરે સ્થળોનો લુંટ સાથે નાશ કર્યા પછી મહમુદે ઇ. સ. ૧૦૨૪ (વિ. સં. ૧૦૮૦)માં સોમનાથનું દેવળ લુંટયું તથા તોડયુ. આ બનાવનું ઇબ્ન અસીરે (ઈ. સ. ૧૧૬૦થી ૧૨૨૯) કરેલુ વર્ણન મુંબઈ ગેઝીટીઅરમાં અને તેમાંથી અહી ઉતાર્યું છે.[૧] ઇબ્ન-અસીર કહે છે કે સોમેશ્વરની મૂર્તિ ( લિંગ ? ) હિંદની મૂર્તિઓમાં મોટામાં મોટી હતી. પ્રત્યેક ગ્રહણ વખતે હિંદુઓ સોમનાથની યાત્રા કરતા.[૨] એ વખતે ત્યાં એક લાખ યાત્રાળુઓ એકઠા થતા. પુનર્જન્મની માન્યતાને અનુસરી મરણ પછી બધા જીવો સોમનાથમાં એકઠા થાય છે એમ હિંદુઓ માને છે. તેના પૂજારીઓને કીમતી ભેટો મળે છે. મદિરને દશ હજાર ગામો દાનમા મળેલાં છે,[૩] મદિરમાં અતિશય ઉંચી જાતનું અને જેની કિંમત ન ગણી શકાય એવું જવાહીર

---

૧ જુઓ. મું. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૬૫ થી ૧૬૮, ઈલીઅટ અનેડા ઉસન ગ્ર. ૨ પૃ. ૪૬૮ આ ગ્રથમાં તારિખ ઈ. અલ્ફી. તબકાત ઇ-અકબરી, તબકાત-ઇ-નાસીરી અને રૌઝતુસ-સફ્રામાંથી ઉતારા આપ્યા છે.

૨ ગ્રહણને ખાસ પુણ્યકાળ ગણવામાં આવે છે. આજે પણ શ્રદ્ધાળુઓ ગ્રહણ વખતે તીર્થસ્થાનમાં જાય છે. અને જૂના વખતમાં રાજાઓએ ગ્રહણ વખતે તીર્થસ્થાનમાં જઇને પવિત્ર નદીમાં સ્નાન કર્યો પછી દાનો કરેલા છે.

૩ દશ હજારનો આંકડો ચોક્કસ ગણવાની જરૂર નથી.

ગઢ લઈ લીધો. બીકના માર્યા તે લોકો હારી ગયા. મહમુદે એ ગઢને તાબે કર્યો, લોકોને મારી નાખ્યા અને ત્યાંની મૂર્તિઓને તોડી નાખી પછી એનું લશ્કર પાણી લઈને અણહિલવાડ તરફ ઉપડયું.[1] અણહિલવાડનો ભીમ નામનો રાજા એકદમ ભાગી ગયો. શહેરના લોકો પણ ભાગી ગયા અને રાજા પોતાની જાતને બચાવવા તથા યુદ્ધની તૈયારી કરવા કયાંક કિલ્લામા ભરાઈને બેઠો. મહમુદ તો સોમનાથ તરફ ઉપડયો. રસ્તામાં ઘણા ગઢો આવ્યા, જેનાં મંદિરોમાં રહેલી મૂર્તિઓ સોમનાથના દેવની પાર્ષદરૂપ ગણાતી હતી. મહમુદે આ શહેરોનો નાશ કર્યો, લોકોને મારી નાખ્યા, અને શેતાન મૂર્તિઓને તોડી નાખી અને પાણી વગરના રણમાં થઈને સોમનાથ પાટણ તરફ ધસી ગયો. આ રણમાં એની સામે વીશ હજાર માણસો થયાં. તેઓના સરદારે નમતું ન આપ્યું. મહમુદે આ લોકોને હરાવી નસાડી મુકયા તથા તેનો માલ લુંટી લીધો. ત્યાંથી મહમુદ દેવલવાડા ગયો.[2] અહીંથી સોમનાથ બે દિવસને રસ્તે હતું. દેવલવાડાના લોકો સોમનાથને ભરોસે ગામમાં ભરાઈ રહ્યા. પણ મહમદે ગામ ભાગ્યું, લુંટયું અને લોકોને મારી નાખ્યા અને પછી સોમનાથ ઉપર કુચ કરી. ઈ. સ. ૧૦૨૫ના જાનેવારી ત્રીશ અને ગુરૂવારે સોમનાથ પોચતાં મહમુદે દરીઆ કાંઠે બાંધેલો મજબુત ગઢ જોયો. દરીઆનુ પાણી ગઢની દિવાલ સાથે પછડાતું હતુ.[3] ગઢની દિવાલ ઉપરથી લોકો હસતા હતા. અમારો સોમનાથ તમારાં એકે એક માણસનો નાશ કરી નાખશે એમ તેઓ

---

૧ મહમુદે મુલતાનથી ભાવલપુર, બીકાનેર અને અજમેર (ખરી રીતે સાંભર જોઇએ કારણકે અજમેર ત્યારે સ્થપાયું ન હતું) રસ્તે ગુજરાતમાં પ્રવેશ કર્યો જણાય છે. (મું. ગે. પૃ. ૧૬૬ ટિ. ૧)

૨ આ દેવલવાડા તે ઉના પાસેનું દેલવાડા હોવું જોઇએ. મહમદ અણહિલવાડથી મોઢેરા, માંડલ થઇને કચ્છનું નાનું રણ પાટણી બન્નણા આગળ ઓળંગી, ઝાલાવાડ, ગોહેલવાડ અને બાબરીઆવાડ થઈ દેલવાડે પોચ્યો જણાય છે. (મું. ગે. પૃ. ૧૬૬ ટિ. ૨)

૩ જૂના દેવળની ભાગેલી ભીંતો ઉપર દરીઆનું પાણી આજે પણ પછડાય છે

વહેતા હતા શુક્રવારે મુસલમાનોએ ગઢ ઉપર હલ્લો કર્યો મુસલમાનોના બાણોના ભારે મારાથી હઠીને હિંદુઓ ગઢ છોડીને અંદર ભરાઈ ગયા મુસલમાનો સીડીઓ મુકી ગઢ ઉપર ચડી ગયા અને ઉપર ચઢીને જયનાદ કર્યો છતા એ વખત સુધીમા મુસલમાનોની ખુવારી એટલી મોટી થઈ હતી કે પરિણામ અનિશ્ચિત હતુ પછી રાત પડી અને યુદ્ધ બંધ રહ્યુ બીજે દિવસે સવારમા લડાઈ શરૂ થતા મુસલમાનોએ એવુ જોર કર્યુ કે હિંદુઓએ શહેર છોડીને સોમનાથના મંદિરનો આશ્રય લીધો મંદિરના દરવાજા આગળ ભયંકર રક્તપાત થયો હિંદુઓ વારવાર સોમનાથ આગળ જઈ જય આપવા માટે પ્રાર્થના કરવા લાગ્યા અને છેવટ બધા બહાર આવીને લડતા લડતા કપાઈ મુઆ કેટલાક હોડીઓમા બેસી દરીઆ માર્ગે નાસી જવાનો પ્રયાસ કર્યો પણ મુસલમાનો તેઓની પાછળ પડવા, પરિણામે એમાથી કોઈ કપાઈ ગયા તો કોઈ ડુબી મુઆ કુલ પચાસ હજાર હિન્દુઓ કપાઈ મુઆ મુસલમાનોની ખુવારીનો સાચો આકડો તો મુસલમાન લેખક શેનો આપે ?

### સોમનાથના મંદિરનુ મુસ્લીમ લેખકોએ કરેલુ વર્ણન

સોમનાથનુ જે દેવળ મહમુદે તોડયુ તેનુ વર્ણન મુસલમાન લેખકોએ નીચે પ્રમાણે આપ્યુ છે આ દેવળ મો વર્ષ પહેલા બધાયુ હતુ એમ એટમીરની કહે છે [1] ભા૦ બૃહસ્પતિની સોમનાથ પ્રશસ્તિમા આપેલી દતકથામા તો શ્રીકૃષ્ણે સોમનાથનુ લાકડાનુ મદિર બધાવ્યુ હતુ એમ કહ્યુ છે પણ મહમુદે જે તોડયુ તે મૂળ વલભી વખતમા બધાયુ હશે એમ મારો તર્ક છે અને મહમુદ આવ્યો તે પહેલા સો વર્ષ તેનો જીર્ણોદ્ધાર થયો. જો મહમુદે સોમનાથનુ જે મદિર તોડયુ તે મદિર એ વખતની પદ્ધતિ પ્રમાણે પથ્થર અને ઇંટની ઉભણી ઉપર બાધેલુ લાકડાનું

1 જુઓ સચાઉ ગ્ર ૨ પૃ ૧૦૩ ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિ માટે જુઓ ભાવનગર પ્રાચીન શોધ સગ્રહ ભ ૯૮ માર ગુજરાતના તીર્થસ્થાનો પૃ ૪૨

મંદિર હતું. કારણ કે મુસલમાન લેખકો લાકડાના છપ્પન થાંભલાઓ ઉપર મંદિર ઉભું હતું એમ કહે છે. મૂર્તિ અંધારા ઓરડામાં અર્થાત્ ગર્ભગૃહમાં હતી. સભા મડપના થાંભલાઓમાં કીમતી રત્નો જડયાં હતાં. સોમનાથનું લિંગ જમીનની બ્હાર પાંચ હાથ ઉંચું હતું અને તેનો ઘેરાવો ત્રણ હાથનો હતો.[1] મંદિરના ગર્ભગૃહમાં રાત દિવસ રત્નજડિત દીપમાળાઓ બળ્યા કરતી. બસ્સો મણ વજનની સોનાની સાંકળો મંદિરમાં લટકતી હતી જેમાં ઘંટો ટીંગાડેલા હતા. મંદિરની તેજુરીમાં સોના રૂપાની મૂર્તિઓ તથા રત્નજડિત મુખવટા હતા. મંદિરમાંથી વીશલાખ દીનારનો માલ મહમુદને મળ્યો.

[2]સોમનાથના વિજય પછી મહમુદને અણહિલવાડનો રાજા ભીમદેવ ખંદહ[3]તના ગઢમાં ભરાઇ બેઠો હોવાના ખબર મળ્યા. એ ગઢ સોમનાથથી ૨૪૦ મૈલ દૂર હતો, મહમુદ તરત એ તરફ ગયો અને રણ ઓળાગી ગઢ લઇ લીધો અને દુસ્મનોને નસાડી મુકયા. ખંદહતથી મહમુદ સિંધ તરફ ગયો, અને ત્યાંથી ઈ. સ. ૧૦૨૬ માં પાછો ગઝની પોચ્યો.

**મહમુદ જેમ આવ્યો હતો તેમ પાછો ગયો.**

મહમુદે ગુજરાતનો વિજય કર્યા પછી તેનું શું કરવા ધાર્યું હતું અને શું થયું તે હવે જોઈએ. રૌઝતુ–સ–સફાના કહેવા પ્રમાણે સોમ-

---

૧ સોમનાથના લિંગના ઉપલા થોડા ભાગને મહમુદે ભાંગી નાખ્યો અને બાકીનો ભાગ તેના અલંકારો વગેરે સાથે ગઝની મોકલ્યો, એનો એક કટકો ગઝનીની મસીદ આગળ લોકો તેના ઉપર પગ મુકીને ચાલે એ રીતે રાખ્યો. એમ એલબીરૂની કહે છે (સચાઉ ગ્ર. ૨ પૃ. ૧૦૩)

૨ સોમનાથથી મહમુદના પાછા ફરવાને લગતો આ વૃત્તાન્ત ઇલીઅટ ગ્ર. ૨ પૃ. ૨૪૯ ઉપરથી આપ્યો છે મું. ગે. પૃ. ૧૬૭

૩ આ ખંદહત કે ખંદબનો ચોક્કસ પત્તો લાગ્યો નથી પણ કચ્છનું કંથકોટ હોવાનો સંભવ ડા. બુલ્હરે માન્યો છે. (જુઓ મું. ગે. પૃ. ૧૬૭ ટિ. ૩) કે. હી. ઈ. ગ્ર ૩ માં ખંદબ એટલે શંખોદ્ધાર બેટ એમ લખ્યું છે (જુઓ પૃ. ૨૫) મને તો બુલ્હરની કલ્પના ઠીક લાગે છે.

નાથ જીત્યા પછી મહમુદે ત્યાં સ્થાયી થવાનો વિચાર કર્યો હતો એમ કહેવાય છે. ગુજરાતના વિશાળ ફળદ્રુપ પ્રદેશથી તથા સનાતી સોનાની ખાણો વગેરે લાભોથી તેનું મન આકર્ષાયું હતું પણ તેના સરદારોએ અનેક લડાઇઓ લડીને શત્રુઓ પાસેથી મેળવેલા ખુરાસાનને છોડી ન દેવાની સલાહ આપી. પછી ગુજરાતના પ્રદેશ ઉપર કોઇ હાકેમ નીમી જવાનો વિચાર કર્યો પણ પરદેશથી લાંબા વખત સુધી આ દેશ હાથમાં ન રાખી શકાય અને દેશી કોઇ યોગ્ય મળ્યો નહિ એટલે મહમુદ જેમ આવ્યો હતો તેમ વટોળીઆ પેઠે ચાલ્યો ગયો [1].

મહમુદની આ ચડાઇનો કે તેણે સોમનાથ ભાંગ્યા તથા લુટ્યાનો કોઇ પ્રબંધકારે ઉલ્લેખ નથી કર્યો એ ઉપર કહ્યું જ છે, પણ હેમચન્દ્રે સિન્ધુ દેશ ઉપર ભીમદેવે ચડાઇ કર્યાનું વિસ્તારથી વર્ણન કર્યું છે [2] દ્વયાશ્રયનો વિસ્તાર તો મહાકાવ્યના લેખકને અનુસરતો કલ્પિત છે પણ એના મૂળમાં મુસલમાનો સાથેનો કોઈ વિગ્રહ સૂચિત હોય તો કયો એ પ્રશ્ન છે. હેમચંદ્ર સિન્ધુ દેશના રાજાને હમ્મુક કહે છે, અને આ હમ્મુકને હરાવ્યો તથા કેદ પકડ્યો એમ હેમચન્દ્રે લખ્યું છે. પ્રબંધકારો હમ્મુક મુસલમાનોને કહે છે. કયા મુસ્લીમ

---

૧ ફીરીસ્તા વળી સોમનાથને નહિ પણ અણહિલપુર પાટણને રાજધાની બનાવવાનો વિચાર કર્યો હતો એમ કહે છે (જુઓ બ્રીગનો અંગ્રેજી તરજુમો ગ્ર ૧ પૃ ७४) મહમુદ પાટણમાં ઘણો વખત રહ્યો હતો એમ ગઝની મસ્જીદથી સંભવિત જણાય છે રસ્તામાં મસ્જીદો બાંધવાના બાદશાહે હુકમો આપ્યા હોય એ સંભવિત છે (જુઓ મુ ગે પૃ ૧૬૮ ટિ ૧) મહમુદને ગઝની પાછા ફરતા રસ્તામાં પરમદેવ નામનો મોટો રાજા આડો પડવાની બીક લાગવાથી સિંધમાંથી મુલતાન રસ્તે ગયો અને માર્ગમાં પાણી વગર એના માણસોની બહુ ખુવારી થઈ વગેરે વર્ણન તબકાત-ઇ-નાસીરી, ફીરીસ્તા, વગેરેમાં મળે આ વાતોમાં સોમનાથના નાશનું વેર વાળવા કોઇ હિન્દુઓએ ભોમીઆ બની મહમુદને આડે રસ્તે દોર્યો વગેરે વાતો સામાન્ય હતી કયા જણાય (જુઓ મુ ગે પૃ ૧૬૮ ટિ ૨)

૨ દ્વયાશ્રય સ. ૮ શ્લો. ४० ૧૨૫

હલ્લાને ભીમદેવે હરાવ્યો એ શોધવું રહ્યું. મહમુદના પાછા ફરવા વખતે પરમદેવ નામનો રાજા આડો પડવાનો હતો અને તેથી જ મહમુદ બીજે રસ્તે ગયો અને હેરાન થયો, એમ ફીરીસ્તા વગેરે કહે છે.[1] આ પરમદેવ તે આબુનો પરમાર રાજા એમ ગેઝીટીઅરના લેખકે તર્ક કર્યો છે, સાંભરનો ચોહાણ રાજાએમ કેમ્બ્રીજ હીસ્ટરીના લેખકે કલ્પના કરી છે[2] પણ શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ અણહિલપુરનો ભીમદેવ જ અહીં વિવક્ષિત ધારે છે.[3] અને ભીમદેવની બીકે જો મહમુદનું લશ્કર બીજે રસ્તે ગયું હોય, કદાચ એનાં સૈન્યના કોઈક પાછલા ભાગને ભીમને હાથે માર ખાવો પડ્યો હોય તો હેમચંદ્ર એનું ઉપર પ્રમાણે જ વર્ણન કરે એ સંભવિત છે. પણ આ કલ્પના કરતાં વધારે સયુક્તિક ખુલાસો એક વિદ્વાને હમણાં શોધી કાઢ્યો છે.

**મુસલમાનોને હરાવવામાં ભીમે દીલ્હીના રાજાને આપેલો સાથ.**

વિ. સં. ૧૦૯૯ (ઈ. સ. ૧૦૪૩)માં મુસલમાન સુબાને હરાવી દીલ્હીના રાજાએ બીજા હિંદુરાજાઓની મદદવડે પંજાબનાં હાંસી થાણેશ્વર વગેરે કેટલાંક થાણાંઓ પાછાં લીધાં હોવાનું ફીરીસ્તામાં લખ્યું છે.[4] દીલ્હીના રાજાને મદદ કરનાર આ હિન્દુ રાજાઓ તે ગુજરાતનો ભીમ, માળવાનો ભોજ, નડુલનો ચોહાણ અણહિલ, દક્ષિણનો ચાલુક્ય સોમેશ્વર અને ઘણું કરી કલચુરી કર્ણ હોવાનું તે તે રાજાએ તુરુષ્ક વિજય કર્યો હોવાના ઉલ્લેખો ઉત્કીર્ણ લેખોમાં મળતા હોવાથી શ્રી. ધીરેન્દ્રચંદ્ર ગંગુલીએ વ્યાજબી અનુમાન કર્યું છે.[5] ફીરીસ્તાનુ સ્પષ્ટ કથન જોતાં હેમચન્દ્રે કહેલો હમ્મુક વિજય તે વિ. સં. ૧૦૯૯ માં ઉત્તર હિંદના રાજાઓએ સંપી જઈને મુસલમાનો ઉપર મેળવેલા આ વિજયને જ

---

૧ જુઓ આગલા પાનાની ટિ. ૧

૨ મું. ગે. પૃ. ૧૬૮ ટિ. ૨ કે. હી. ઇ. ગ્ર. ૩ પૃ. ૨૬

૩ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૧૧૭.

૪ બ્રીગ્સ ફીરીસ્તા ગ્ર. ૧ પૃ. ૧૧૮ કે. હી. ઈ. ગ્ર. ૩ પૃ. ૨૬

૫ વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સનો રિપોર્ટ પૃ. ૫૩૬–૫૩૭.



સોમનાથના મંદિરનો ભગ્નાવશેષ (પૃ. ૧૮૭ સામે)

લાગુ પડે છે નડૂલનો અણહિલ ભીમની માને જ હોવાનો સભવ છે[1]

ભીમદેવ પાછો આવ્યો અને તેણે સોમનાથનુ પથ્થરનુ
નવુ મદિર બધાવ્યુ

મહમુદ ગઝનવી ઉપર પ્રમાણે વટોળીઆ કે મહામારી પેઠે આવ્યો અને પુષ્કળ વિનાશ કરી ચાલ્યો ગયો એટલે ભીમદેવ ભાગીને કથકોટના કે જ્યા ભરાઈ બેઠો હતો ત્યાંથી પાછો આવ્યો, લોકો મહમુદને તથા તેણે કરેલા વિનાશને ભુલી પણ ગયા અને ગુજરાતનો ઇતિહાસ મહમુદની સ્વારી જેવો બનાવ બન્યો જ ન હોય તેમ પોતાને ચાલુ ચીલે પાછો ચાલવા માડ્યો

ભીમદેવના ૪૨ વર્ષના રાજ્યકાળના બનાવો કાળાનુક્રમમા તો કોઈ પ્રબધકારે આપ્યા નથી પણ વિ સ ૧૨૨૫ની ઉપર ઉલ્લેખેલી ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમા ભીમે સોમનાથનુ પથ્થરનું મદિર બધાવ્યુ હતુ એમ કહ્યુ છે તેનો સબધ અહીં જોડી શકાય છે મહમુદે લાકડાનું મદિર તોડી ફોડી નાખેલુ હોવાથી ભીમદેવ તેના ગયા પછી થોડા વખતમા જ લાકડાના મદિરની જગ્યાએ નવુ પથ્થરનું મદિર બધાવી તેમા નવી લિંગ પ્રતિષ્ઠા કરી હશે

ભીમદેવના સમયનાં બીજાં મદિરો.

ભીમદેવના વખતથી ગુજરાતમા ઉત્તમ કારીગરીવાળા પથ્થરના મદિરો બધાવા માડ્યા છે સોમનાથના મદિર ઉપરાંત મોઢેરાનુ સૂર્ય મદિર પણ આ વખતમા જ બધાયુ છે[2] પરતુ આ વખતનુ સર્વ શ્રેષ્ઠ અને જેની તારિખ ચોક્કસ રીતે જાણવામા આવી છે એવુ મદિર તો આબુ ઉપર વિમળ મત્રીએ બધાવેલુ વિમલ વસહિકા નામનુ જૈન મદિર છે

---

1 આ અનુમાનના રોચક વિષય માટે જુઓ સુધાનો લેખ જે ઇ. એ ૬ ૧ ૭૨

2 જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભાગ... પૃ ૧૯૨ મા મોઢેરાના સૂર્ય મદિરનું વર્ણન

## વિમલમંત્રી

આ વિમલ ભીમદેવનો મંત્રી હતો એમ તેણે બંધાવેલા મંદિરને પાછળથી વિ. સં. ૧૩૭૮ માં જેમણે સમરાવ્યું તેણે કોતરાવેલા લેખમાં લગભગ એ અરસામાં લખાયેલા તીર્થ કલ્પમાં તથા વિમલ સંબંધી અનેક પ્રબંધોમાં કહેલું છે.[૧]

આ વિમલ મંત્રી પોરવાડ વંશનો હતો અને અણહિલપુર પાટણમાં જન્મ્યો હતો. તેના પૂર્વજો નિર્ધનતાને કારણે શ્રીમાળનગર છોડી ગાભૂમા આવી વસ્યા હતા અને તેના પૂર્વજ નિન્ન (કે નીનુ) અને લહધર વનરાજના સમકાલીન હતા. લહધર તો દંડનાયક હતો એમ હરિભદ્રસૂરિએ રચેલા નેમીનાથ ચરિત્ર (સં. ૧૨૧૬) ની, ચંદ્રપ્રભ ચરિત્ર (વિ. સં. ૧૨૨૩) ની અને મલ્લીનાથ ચરિત્રની પ્રાન્ત પ્રશસ્તિઓમાં અને વિમલ પ્રબંધમાં કહ્યું છે તેને તો ભ્રમપૂર્ણ દંત કથા માનવી પડશે. કારણ કે નિન્નનો પૌત્ર અને વિમલનો પિતા વીરમહત્તમ મૂળરાજનો મંત્રી હતો[૨] અને એ વખતમાં મંત્રીપદ વંશ પરંપરાથી મળતું એ ધોરણને અનુસરી આ વિમલ ભીમનો મંત્રી થયો હશે.

---

૧ જુઓ પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખ નં. ૧૩૨, જિન પ્રભસૂરિના તીર્થ કલ્પમાં અર્બુદ કલ્પ, જિનહર્ષના સં. ૧૪૯૭ માં લખાયેલા વસ્તુપાલ ચરિતનો આઠમો પ્રસ્તાવ, સં. ૧૫૦૩ માં સોમધર્મે રચેલ ઉપદેશ સપ્તતિકાનો ચતુર્થ ઉપદેશ, સં. ૧૫૧૭ માં રત્નમંદિર ગણિએ રચેલ ભોજ પ્રબંધ અધિકાર બીજો, સં. ૧૫૬૮ માં લાવણ્ય સમયેલખેલ વિમલ પ્રબંધ વગેરે.

૨ જુઓ આબુનો સં. ૧૨૦૨ નો ઉત્કીર્ણ લેખ જે આખો નીચે ઉલ્લિખિત બુદ્ધિપ્રકાશના અંકમાં ઉતાર્યો છે. આ વીર મહત્તમનો મૂળરાજના વર્ણનમા ઉલ્લેખ કર્યો છે. વીર મહત્તમના બે પુત્રો (૧) નેઢ અને (૨) વિમલ હતા એમ પ્રાચીન જૈન લેખ સંગ્રહ અવલોકન પૃ. ૧૪૫ માં કહ્યું છે. શ્રી. ગૌ. હી. ઓઝાએ વિમલ પ્રબંધનું ઐતિહાસિક અવલોકન કરીને એમા કેટલું ઐતિહાસિક તત્ત્વ છે તે સુધા નામના હિંદી માસિકમાં સ્પષ્ટ તારવ્યું છે. (જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૨૯ જાનેવારીમા 'વિમલ પ્રબંધ અને વિમલશાહ નામનો લેખ.)

એટલે વિમલ પ્રબંધમાં તથા રત્ન મંદિર ગણિના ભોજ પ્રબંધમાં વિમલ કેવી રીતે મંત્રી થયો તે સંબંધી જે વર્ણન આપ્યું છે,[1] તે કલ્પિત લાગે છે બાકી મુનિ ન્યાય વિજયજી કહે છે તેમ તેના પૂર્વજો ક્ષત્રિય વંશના હોવાથી તેનામાં ક્ષત્રિય ગુણો હોવાનો તથા પ્રબંધકારો કહે છે[2] તેમ તેણે બાણ ફેંકવાની તથા બીજી પણ યુદ્ધ વિદ્યાની સારી તાલીમ લીધી હોવાનો સંભવ છે વિ સં ૧૦૮૮માં આ વિમલ મંત્રીએ વિમલ વસતિ બંધાવેલ છે માટે તે પ્હેલાંજ તેણે મંત્રીપદ મેળવ્યું હશે ટુંકામાં વિ સં ૧૦૮૨માં મહમુદ ગયા પછી તરતજ ગુજરાતના રાજા પ્રજાની ચાલુ જીવન ચર્યા પૂર્વવત્ શરૂ થઈ ગઈ દેખાય છે.

### ભીમની દાન પ્રવૃત્તિ

વિ સં ૧૦૮૬માં ભીમદેવે કચ્છ મંડલમાં આવેલા ઘડહિડકા દ્વાદશક ( બાર ગામનો તાલુકો )નું મસૂરી ગામ ભગવાન ભવાની પતિને પૂજીને આચાર્ય મંગલશિવના પુત્ર ભટ્ટારક આજપાલને દાનમાં આપેલું છે આ દાનપત્રનો લેખક કાયસ્થ કાંચનનો પુત્ર વટેશ્વર છે અને દૂતક મહા સાંધિવિગ્રહિક શ્રીચંડ શર્મા છે દાનપત્રમાં શ્રી ભીમદેવની સહી છે[3] આ દાનપત્રનો લેખક વટેશ્વર, મૂળરાજના વિ સં ૧૦૪૩ના તથા ૧૦૫૧ તામ્રપત્રોના લેખક કાંચનનો પુત્ર છે એ હકીકત પણ એ વખતમાં અધિકારો વંશપરંપરાથી મળતા હતા એમ સાબીત કરે છે આ લેખનો ચંડશર્મા તે વસ્તુપાલ તેજપાલનો પૂર્વજ ચંડપ હશે કે બીજો તે નક્કી કરવું મુશ્કેલ છે,

### ભીમની યુદ્ધ પ્રવૃત્તિ—આબુના પરમાર સામંત ધન્ધુક સાથે થયેલી ખટપટ

આ રીતે દાન પ્રવૃત્તિ સાથે ભીમદેવે આ અરસામાં યુદ્ધ પ્રવૃત્તિ

---

૧ ભાવનગરની સા પ્ર રિપોર્ટ જૈન ભા૰ પૃ. ૬૮ અને વિમલ પ્રબંધ ખંડ છઠ્ઠો

૨ એજન તથા રત્નમંદિર ગણિનો ભોજ પ્રબંધ.

૩ ઇં એ ગ્રં ૬ પૃ. ૧૯૩ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૧૩૯

પણ આદરી દીધી હતી એમ વિમલ વસતિ બંધાવવાનો પ્રસંગ કેવી રીતે આવ્યો તેનું જે વર્ણન મળે છે તે ઉપરથી લાગે છે.[૧] આબુના રાજાને મૂળરાજે જ હરાવ્યો હતો અને ઘણું કરી તે વખતથી આબુના રાજાઓએ ગુજરાતના રાજાઓનું સામંતપદ સ્વીકાર્યું હતુ એવી અટકળ એ પ્રસંગે કરી છે. હવે ભીમના વખતમાં આબુ–ચંદ્રાવતીનો રાજા ધન્ધુક નામે પરમાર હતો; તેણે ગમે તે કારણથી ભીમદેવથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો હશે, પરિણામે ભીમદેવે તેને દબાવ્યો એટલે તે માળવાનો રાજા ભોજ જે એ વખતે ચિત્તોડમાં રહેતો હતો તેને શરણે ગયો અને ભીમદેવે આ વિમલને દંડનાયક બનાવી ચંદ્રાવતી મોકલ્યો. અને વિમલ મંત્રીએ ચંદ્રાવતી જઈ રાજા ધન્ધુકને સમજાવી તેના ઉપરનો ગુર્જરેશ્વર ભીમનો કોપ, તેની ભક્તિ વડે દૂર કરાવ્યો તથા ધન્ધુકને પાછો ચદ્રાવતીમાં સ્થાપ્યો.[૨]

## વિમલ વસતિ બંધાયાની તારિખ

આ રીતે ગુર્જરેશ્વર સાથે ચદ્રાવતીના રાજાનો મેળ કરાવ્યા પછી કુળદેવી અંબિકાએ રાતે સ્વપ્નમાં કરેલી સૂચનાને અનુસરી આબુ ઉપર વિ. સં. ૧૦૮૮માં વિમલ વસતિ નામનું આદિનાથનું મંદિર

---

૧ चंद्रावतीपुरीशः समजनि वीराग्रणीर्धन्घुः ॥
श्री भीमदेवस्य नृपस्य सेवाममन्यमानः किल घघुराजः ।
नरेशरोषाच्च ततो मनस्वी धाराधिप भोजनृप प्रपेदे ॥
ततश्च भीमेन नराधिपेन प्रतापभूमिर्विमलो महामतिः
कृतोर्बुदे दंडपतिः सतां प्रियः ॥
પ્રાચીન જૈન લેખ સંગ્રહ નં. ૧૩૨ શ્લો. ૫, ૬ અને ૮

૨ राजानकश्री धांधुके क्रुद्धं श्रीगुर्जरेश्वरं
प्रसाद्य भक्त्या त चित्रकूटादानीय तद्गिरा
વિવિધ તીર્થ કલ્પમાં અર્બુદ કલ્પ.



આબુનું વિમલ વસતિ (પૃ ૨૯૦ સામે)

બંધાવ્યું[1] આ મંદિર બંધાવવામાં આઠ ક્રોડ સુવર્ણનું વિમલ મંત્રીએ ખર્ચ કર્યું એમ પ્રબંધો કહે છે એ આંકડો અક્ષરશઃ માનવાની જરૂર નથી, બાકી એવી કારીગરીવાળું મંદિર બંધાવતાં ઘણું ખર્ચ થયું હશે એટલું તો દીવા જેવું સ્પષ્ટ છે

વિમલ વસતિ બનાયાની આ સાલ અને એ સંબંધી આ હકીકત જો કે મંદિર બનાયા પછી લગભગ ત્રણસો વર્ષે લખાયેલ છે પણ એ સાલમાં સંદેહનું કારણ દેખાતું નથી અને ઉપર જેટલી હકીકત આપી છે તેટલી પણ વિશ્વસનીય જણાય છે ચંદ્રાવતીનો રાજા ધંધુક ભીમદેવનો સમકાલીન હતો એટલું તો એના પુત્ર પૂર્ણપાલનો વિ સં ૧૦૯૯ નો લેખ વસંતગઢમાંથી મળ્યો છે એથી સિદ્ધ થાય છે[2] અને ચિત્તોડનો ભાગ મુંજે જીતેલો એ આપણે જોયું છે અને ભીમના વખતમાં તે ભોજને તાબે હતો એમ શ્રી ગૌ હી ઓઝા પણ બીજા ઐતિહાસિક પ્રમાણોથી માને છે[3]

---

૧ वैक्रमे वसुवाशाश्रिते ऽब्दे भूरिरैव्ययात् ।
तत्प्रासादं सविमलवसत्याह्वं व्यधापयत् ॥ એજન
कथा यदा न निशि दण्डनायक
समादिदेश प्रयता किलाम्बिका ।
इहाचलेत्र पुरु सद्म सुन्दर
युगादिभर्तुर्निरपायमाश्रय ॥
श्री विक्रमादित्यनृपाद् व्यतीत
ष्टाशीतियाते शरदां सहस्र ।
श्रीआदिदेव शिखरे बुंदस्य
निवेशि (शि) त श्रीवि (वि) मलेन वन्दे ॥
વિમલ વસતિની પ્રશસ્તિ શ્લો ૧૮–૧૧
પ્રા જૈ લે સંગ્રહ ન ૧૩૨

૨ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૭૩

૩ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ ૪૭૭

**વિમલમંત્રી વિષે પ્રબંધોની દંતકથાઓ.**

આ વિમલ મંત્રી વિષે પ્રબંધોમાં આ ઉપરાંત બીજી કેટલીક વાતો મળે છે. દા. ત. વિમલ મંત્રીએ બાર પાદશાહોને જીતીને તેમની પાસેથી બાર છત્રો લીધાં હતાં, બંગાળામાં રોમનગરના સુલતાનપર ચઢાઈ કરી તેને જીત્યો હતો, કઠ્ઠાના બ્રાહ્મણ રાજાપર આક્રમણ કરી તેને કેદ કર્યો હતો, ભીમદેવથી રીસાઈને તે ચન્દ્રાવતી ચાલ્યો ગયો હતો અને છેવટે ભીમદેવે તેને છત્ર ચામરાદિ રાજચિહ્નો આપી મનાવ્યો વગેરે પણ તે મોટે ભાગે કલ્પિત જણાય છે.[1] વિમલ મંત્રી ખરી રીતે ભીમદેવથી રીસાઈને નહિ પણ વિમલ વસતિનો લેખ કહે છે તેમ તેણે દંડનાયક કરીને મોકલવાથી ચંદ્રાવતી ગયો હતો.

**ભીમદેવનાં માળવા સાથેનાં યુદ્ધો.**

ભીમદેવ માળવાના રાજા ભોજનો સમકાલીન હતો અને ગુજરાતનો ઘણો ભાગ એક કાળે માળવાના રાજાને તાબે હતો એ જોતાં માળવાનો રાજા ગુજરાતની ધીમે ધીમે પણ વધતી જતી સત્તાને સહન ન કરી શકે એ સ્વાભાવિક છે. ભીમદેવે પૂર્વ દિશામાં પોતાના રાજ્યની હદ કેવી રીતે વધારવા માંડી એની વિગતો જાણવાનું કાંઈ સાધન નથી પણ માળવાના રાજા ભોજ સાથે ભીમને એક કરતાં વધારે લડાઈઓ થઈ હોય એવું પ્રબંધોના વર્ણનથી જણાય છે.

**માળવાના સેનાપતિએ પાટણ ભાંગ્યું.**

પ્ર. ચિં. માં લખ્યુ છે કે[2] સિન્ધુ દેશનો વિજય કરવામાં ભીમ રોકાયો હતો ત્યારે રાજા ભોજે [3]કુલચન્દ્રને સેનાપતિ બનાવીને

---

૧ જુઓ જૈન સાહિત્યનો ઈતિહાસ ટિ. ૨૨૪, ૨૨૫, ૨૨૬ તથા ૨૩૧ ભા. સા. ૫ નો રિપોર્ટ જૈન વિભાગ પૃ. ૬૪, ૬૫, રત્ન મંદિર ગણિનો ભોજ પ્રબંધ અધિકાર બીજો તથા 'વિમલ પ્રબંધ અને વિમલ મંત્રી' ઉપર શ્રી. ગૌ. હી. ઓઝાના સુધામા છપાયેલા લેખનો ૧૯૨૯ જાનેવારીના બુદ્ધિપ્રકાશમાં છપાયેલો અનુવાદ.

૨ જુઓ પ્ર. ચિ, ૭૫ તથા રત્નમંદિર ગણિનો ભોજ પ્રબંધ બીજો અધિકર.

૩ આ કુલચન્દ્ર દિગંબર હતો એમ પ્ર. ચિ. કહે છે.

અણહિલપુર પાટણ જીતવા મોકલ્યો, અને તે કુલચન્દ્રે અણહિલપુર ભાંગીને રાજમહેલના દ્વાર આગળ કોડીઓ દાટીને જયપત્ર લીધું. ગુજરાતની આ હારની વાત મેરુતુંગ પહેલાના કોઈ પ્રબંધકારે કે પ્રશસ્તિકારે લખી નથી. પણ માળવાની ઉદયપુર પ્રશસ્તિમાં એનો ઉલ્લેખ મળે છે.[1] અને મેં ઉપર અટકળ કરી છે તેમ ભીમદેવ પૂર્વ તરફ સરહદ વધારવાનો પ્રયાસ કરવા માંડતાં ભોજે તેને માઠી રીતે દબાવ્યો હોય એમ સંભવ લાગે છે. ભોજ એ સમયનો મહાપ્રતાપી રાજા હતો.

હવે પ્ર. ચિં. માં સિન્ધુદેશની ચઢાઈ કરવામાં ભીમ રોકાયો હતો ત્યારે ભોજે પોતાના સેનાપતિને પાટણ જીતવા મોકલ્યો એમ લખ્યું છે એ બરોબર હોય તો એ બનાવ વિ. સં. ૧૦૮૯ની આસપાસમાં બન્યો હોય, જો કે પ્ર. ચિં. માં એવી ચોકસાઈ દેખાતી નથી.

### ભીમ અને ભોજનો મૈત્રી સંબંધ

ભોજથી હાર્યા પછી ભીમે તેની સાથે સારો મૈત્રીસંબંધ રાખ્યો હોય એમ લાગે છે. ડામર નામનો ભીમનો સાન્ધિવિગ્રહિક એટલે કે એલચી હમેશાં ભોજના દરબારમાં રહેતો એમ પ્ર. ચિં. માં વર્ણન છે.[2] આ ડામર જેને દ્વ્યાશ્રયમાં દામોદર કહ્યો છે[3] તેની ચતુરાઈની ઘણી વાતો પ્ર. ચિં. માં તથા તેને અનુસરીને રત્નમંદિરગણિના ભોજપ્રબંધમાં પણ મળે છે. આ બેય પ્રબંધોમાં ડામરે પોતાની ચતુરાઈથી ભોજને ગુજરાત ઉપર ચઢાઈ કરતાં એકદ વખત રોક્યો હતો એટલું જ નહિ

---

૧ चेदीश्वरेन्द्ररथ(तोग्ग)ल(भीममु)ख्यान्
कर्णाटलाटपतिगुर्जरराट् तुरुष्कान् ।
यद्भृत्यमात्रविजितानवलोक्य

પ્રા. લે. મા. ભા. ૧ નં. ૪૮ શ્લો. ૨૦

૨ જુઓ પ્ર. ચિં. નો ભીમભોજ પ્રબંધ તથા રત્નમંદિરગણિના ભોજપ્રબંધનો બીજો અધિકાર. પ્ર. ચિં. ની એક પ્રતમાં આ ડામરને નાગર કહ્યો છે.

૩ દ્વ્યાશ્રય સ. – શ્લો. ૨૬

પણ યુક્તિથી ભોજ પાસેથી ભીમને ભેટો મોકલાવી હતી એમ કહ્યું છે.[૧] એક વખત તો ભીમ છુપા વેષમાં ભોજનાદરબારમાં ડામર સાથે આવી ગયો હતો એમ પણ પ્રં. ચિ. માં વર્ણન છે.[૨] પ્રબંધોનો આ બાબતનો વિસ્તાર તો દેખીતી રીતે કલ્પિત છે પણ ભીમનો એલચી ભોજ સાથે મૈત્રીસંબંધ જાળવી રાખવાનો પ્રયત્ન કરે એ તદ્દન સ્વાભાવિક છે. એ તો એની ફરજ હતી. એટલે ડામરને ઐતિહાસિક પુરૂષ માનવામાં તથા ભોજનાદરબારમાં એલચી તરીકે રહીને તેણે ગુજરાત અને માળવા વચ્ચે મૈત્રીસંબંધ જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો હશે એટલું માનવામાં વાંધો નથી.[૩]

### ભોજની વૃદ્ધાવસ્થામાં માળવા ઉપર શત્રુઓનું આક્રમણ

પણ વૃદ્ધાવસ્થામાં ભોજ રાજાની શક્તિ નબળી પડી હોય કે વિદ્વાનોને દાનો આપી આપીને ખજાનો ખાલી થઈ ગયો હોય–ગમે તેમ હોય, પણ ભોજને વૃદ્ધાવસ્થામાં એના શત્રુઓએ દબાવી દીધો હોય એમ દેખાય છે. ભોજે જે અનેક રાજાઓને હરાવ્યાનું ઉદયપુર પ્રશસ્તિમાં કહ્યું છે તેમા ચેદીના રાજાનું, કર્ણાટકના રાજાનુ અને ગુજરાતના રાજાનું નામ છે. ચેદીનો રાજા તે ગાંગેયદેવ (વિ. સ. ૧૦૮૭થી ૧૦૯૮), અને કર્ણાટનો રાજા તે ચાલુક્ય વિક્રમાદિત્ય પાચમો (વિ. સં. ૧૦૬૫થી ૧૦૭૪) કે એનો પુત્ર જયસિંહ (વિ. સં ૧૦૭૪થી ૧૦૯૬) હોવાનો સભવ છે.[૪] આ ત્રણેય રાજાઓ ભોજની વૃદ્ધાવસ્થામાં ભોજને દબાવવા માટે મળી ગયા હોય એમ જુદા જુદા ઉલ્લેખો

---

૧ પ્ર. ચિ. પૃ. ૭૨થી૭૪; રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ અધિકાર બીજો.

૨ પ્ર. ચિ. પૃ. ૭૬–૭૭ પૃથ્વીરાજ રાસામા પૃથ્વીરાજ જયચંદ્રના દરબારમા છુપે વેષે જાય છે એવું વર્ણન કરેલું છે, તે સરખાવો.

૩ એક ડામરના ત્રણ સુભાષિતો વલ્લભદેવની સુભાષિતાવલિમાં મળે છે.

૪ આ રાજાઓના સમય માટે જુઓ. ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૪૫ તથા ૧૧૩ અને હીસ્ટરી ઓફ મીડીવલ ઇન્ડીઆ ગ્ર. ૩ પૃ. ૨૫૫–૫૬

ઉપરથી લાગે છે ચેદી (હાલનો મધ્યપ્રાંતનો પ્રદેશ જેની રાજધાની જબલપુર પાસે તેવર–ત્રિપુરીમાં હતી)ના રાજા ગાંગેયદેવના પુત્ર કર્ણદેવે ભોજ રાજાને કેવી રીતે દબાવ્યો એની કથા વિસ્તારથી પ્ર ચિં મા આપી છે, અને માળવાના રાજવંશની જ નાગપુર પ્રશસ્તિના શબ્દો એને ટેકો આપે છે[1] એ પ્રશસ્તિમા સ્પષ્ટ કહ્યુ છે તેમ કર્ણરાજા સાથે કર્ણાટનો રાજા મળ્યો હતો આ કર્ણાટનો રાજા તે સોમેશ્વર હોવો જોઈએ એમ વિક્રમાંકદેવ ચરિતમાં "સોમેશ્વરે ધારા લીધી" એમ લખ્યુ છે,[2] તથા કુવલયાનન્દમા ઉદાહરેલા એક સુભાષિતમા કુન્તલના રાજાએ માળવાની સ્ત્રીઓના આંસુ વહેવરાવ્યાનુ વર્ણન કર્યું છે[3] તેથી સ્પષ્ટ થાય છે મતલબ કે પ્ર ચિં મા જો કે કર્ણાટના રાજાનુ નામ લખ્યુ નથી પણ ભોજની રાજધાનીને મુખ્યત્વે ચેદીના કર્ણના અને કર્ણાટકના સોમેશ્વરના સૈન્યોએ ઘેરી હોય અને પ્ર ચિં. કહે છે તેમ કર્ણના બોલાવવાથી જૂનું વેર યાદ કરીને ભીમે પણ ગુજરાત બાજુથી ભોજને દબાવ્યો હશે એમ જણાય છે

પ્ર ચિં ની વિગતો કલ્પિત હોવા છતા ચેદીનો રાજા કર્ણ, કર્ણાટનો રાજા સોમેશ્વર અને ગુજરાતનો રાજા ભીમ ત્રણેયે મળી ભોજની વૃદ્ધાવસ્થામા એને દબાવ્યો અને હારીને રણભૂમિમા કે પ્ર. ચિં. કહે છે તેમ ગઢમા ભરાઈ રહીને, ગમે તેમ પણ ભોજ મરણ પામતા ધારાનગરીને આ લોકોએ લૂંટી,[4] એટલી વાત ઐતિહાસિક

---

૧ પ્ર. ચિં પૃ ૧૦૨ થી ૧૦૬

येनाद्धृत्यमहार्णवोपमनिलत्कर्णाटकर्णप्रभु
मुर्वीपालकदर्थितां भुवमिमां श्रीमद्उदयादित्यम् ।

નાગપુર પ્રશસ્તિ–પ્રા. લે. મા. ભા ૨ ન ૧૧૬ શ્લો ૩૨

૨ વિક્રમાંકદેવ ચરિત્ર ■ ૧ શ્લો ૯૬

एवम् दरीता यदनन धारा

૩ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૧૧૯

૪ પ્ર ચિં પૃ ૧૦૫

હકીકત લાગે છે, કારણ કે માળવાના જ એક કરતાં વધારે લેખોમાં એનો ઉલ્લેખ છે.[1]

## ધારાની લુંટમાંથી ભીમને મળેલો ભાગ

પણ ભીમદેવને આમાં શો લાભ થયો? અર્ધું રાજ્ય આપવાનું કહીને ભીમદેવને કર્ણે બોલાવ્યો હતો એમ પ્ર. ચિ. કહે છે. છતાં છેવટ ધારાનગરી હાથમાં આવતાં બધી સમૃદ્ધિ કર્ણે લઈ લીધી અને ભીમના એલચી ડામરે કર્ણને દબાવ્યો ત્યારે તેની પાસેથી શ્રી નીલકંઠ મહાદેવ, ચિન્તામણી નામના ગણપતિ વગેરે દેવમૂર્તિઓ અને તેને લગતી સામગ્રી લઈ ને ભીમને સંતોષ માનવો પડ્યો એમ પ્ર. ચિ. માં લખ્યું છે.[2] અને માળવાના લેખોમાં તો ગુજરાતના રાજાનો ઉલ્લેખ જ નથી. એ જોતાં માળવાના વિજયનો વધારે લાભ કર્ણને મળ્યો જણાય છે. કદાચ વધારે પરાક્રમ પણ તેણે જ કર્યું હશે. છતાં ભીમે જમીનનો કંઈ લાભ નહિ લીધો હોય એમ હું નથી માનતો. મેરૂતુંગે ભલે દેવમૂર્તિઓને અર્ધારાજ્ય કરતાં વધારે કીમતી ગણી પણ ભીમદેવે એમ નહિ ગણ્યું હોય અને ગુજરાતનો પૂર્વ તરફનો ખેડા જીલ્લાનો તથા પંચમહાલનો માળવા ગુજરાત વચ્ચે આવેલો ભાગ જે ઘણા વખતથી માળવાના રાજાને તાબે હતો[3] તે આ વખતે

---

૧ तत्रादित्यप्रतापे गतवति सदनं स्वर्गिणां भर्गभक्ते ।
व्याप्ता धारेव धात्री रिपुतिमिरभरैर्मौललोकस्तदाभूत् ॥

પ્રા. લે. મા. ભા. ૧ ન. ૪૮ શ્લો. ૨૨

તથા આગલા પાનાની ટિ. ૧મા ઉતારેલો નાગપુર પ્રશસ્તિનો શ્લોક જુઓ.

૨ પ્ર. ચિ. પૃ. ૧૦૪ તથા ૧૦૫.

૩ વિ. સં. ૧૧૦૩ નું ભોજદેવના સંગમખેટ (સંખેડા)ના સામંત જસોરાજનું દાનપત્ર તિલકવાડા (વડોદરા રાજ્ય)માથી મળ્યું છે. (જુઓ. પ્રો. ટ્રા. ઓફ ધ ફર્સ્ટ ઓરીએન્ટલ કોન્ફરન્સ પૂના પૃ. ૩૨૪) એ ઉપરથી ઉપરના અનુમાનને ટેકો મળે છે.

ભીમદેવે પોતાને તાબે કરી લીધો હશે એમ હું ધારું છું[1]

દ્વયાશ્રયમાં માળવા સાથેના એકેય પ્રસંગનું વર્ણન નથી પણ સિન્ધુપતિને હરાવ્યા પછી ભીમે ચેદીપતિ તરફ પ્રયાણ કર્યું અને ચેદી નજીક આવ્યા પછી પોતાના દૂત દામોદર (પ્ર ચિં નો ડામર)ને મોકલ્યો અને તેણે "ભીમના તમે શત્રુ છો કે મિત્ર?" એમ ચેદીપતિ કર્ણને પૂછ્યું અને જવાબમાં હાથીઓ, ઘોડાઓ, સોનું અને ભોજની સ્વર્ણમંડપિકા કર્ણ પાસેથી ભેટરૂપે લઈ મૈત્રી સંબંધ સ્થિર કર્યો એવું વર્ણન છે[2] દ્વયાશ્રયનું આ વર્ણન ઉપરના જ બનાવનું કલ્પિત વર્ણન હોય એવું દેખાય છે ભોજનું મરણ વિ સ ૧૧૧૦ કે ૧૧૧૧માં થયું હોવાનું એના અનુયાયી જયસિંહના લેખથી જણાય છે[3] અર્થાત્ માળવા ઉપરની ચઢાઈનો બનાવ એ અરસામાં બન્યો હશે

## નડૂલના ચોહાણ રાજાઓ સાથેનો સંબંધ

આબુ અને માળવા જેવા પડોશી રાજ્યો સાથેના ઝગડાઓની નોંધ પૂરી થઈ હવે ત્રીજા નડૂલ તરફ દૃષ્ટિ નાખી જોઈએ મૂળરાજ અને દુર્લભરાજનો નડૂલના ચોહાણ રાજાઓ સાથેનો સંબંધ આપણે જોયો છે પણ પછી ગમે તે કારણથી નડૂલના રાજાઓ સાથે ભીમદેવને

---

૧ માળવાના રાજા ભોજ ઉપરની ભીમની ચડાઈનું કોઈક પ્રકારનું વર્ણન વડનગર પ્રાકારપ્રશસ્તિ (શ્લો ૬), સુ સં (સ ૨ શ્લો ૧૮), કી કૌ (સ. ૨ શ્લો ૧૭), વ વિ (સ. ૩ શ્લો ૧૫) વ તે પ્ર (શ્લો ૧૬) વગેરેમાં કોઈક પ્રકારે મળે છે જુઓ—

धाराधवस्साधनैश्चतुरैस्तद्राजिनि माधिता
क्षिन नाथस्यवर्तिनवरा धार्तव दो विस्मय ॥

૧ પ્રા. પ્ર. પ્રા. લે ના. બા ૧ ન ૮૫ શ્લો ૬

૨ દ્વયાશ્રય સ ૯ શ્લો ૧૭થી ૬૪

૩ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ ૧૨૪

ઝગડો થયો છે. દુર્લભરાજના સાળા મહેન્દ્રના પુત્ર અણહીલ અને પૌત્ર અહિલ વિષે સુંધાના લેખમાં લખ્યું છે કે "તેણે ગૂર્જરરાજા ભીમની સેનાને હરાવી."[૧] આ કાકો ભત્રીજો બેય એક જ યુદ્ધમાં ભીમના લશ્કર સામે લડ્યા હોવાનો સંભવ છે. બીજું એ વંશનો આશ્રિત કવિ તો એને જ વિજય મળ્યો હતો એમ કહે પણ અણહિલ પછી નડોલની ગાદી ઉપર બેસનાર બાલપ્રસાદ તો ભીમનો સામંત હોય એમ જણાય છે. તેણે ભીમને સમજાવીને રાજા કૃષ્ણદેવને કેદમાંથી છોડાવ્યો હતો એમ સુંધાના લેખમાં લખ્યું છે;[૨] એ જોતા કદાચ વિમળમંત્રીએ ચદ્રાવતી ઉપર ચડાઈ કરી ત્યારે નડોલ ઉપર પણ એનું લશ્કર ચડી ગયું હોય અને તેને અહિલ અણહિલે હરાવ્યું હોય એ સંભવિત છે[૩] પણ છેવટ તો ગુજરાતના રાજાના સામતપદથી જ નડ્ડુલના રાજાને સંતોષ માનવો પડયો હોય એમ લાગે છે. આ બાલપ્રસાદે ભીમદેવના કેદખાનામાંથી છોડાવેલો કૃષ્ણદેવ તે આબુનો રાજા કૃષ્ણદેવ બીજો હોવો જોઈએ એમ પ્રો. કીલહોર્ન અટકળ કરે છે તે યથાર્થ છે.[૪] આ કૃષ્ણદેવના મોટા ભાઈ પૂર્ણપાલનો લેખ વિ. સ. ૧૧૦૨નો મળ્યો છે. અને કૃષ્ણદેવનો પ્હેલો લેખ ૧૧૧૭નો

૧ गूर्जराधिपतिभीमभूभुजः
सैन्यपूरमजयद्रणेषु यः । શ્લો. ૧૩
भीमक्षोणिपतिगजघटा येन भग्ना रणेषु ॥ શ્લો. ૧૪

૨ भीमक्ष्माभृच्छरणयुगलीमर्दनव्याजतो यः
कुर्वन् पीडामतिबलतया मोचयामास कारा-
गाराद्भूमिपतिमपि तथा कृष्णदेवाभिधानम् ॥ શ્લો. ૧૯

સુંધાનો લેખ. એ. ઇ. ગ્રં. ૯ પૃ. ૭ શ્લોક ૧૮

૩ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૨૯૮

૪ એજન પૃ. ૨૯૯.

મળ્યો છે[1] એ જોતા વિ સ ૧૧૦૨ પછી ગમે તે કારણથી ભીમદેવે આબુ ઉપર ચડાઈ કરી હોય તથા એના રાજા કૃષ્ણદેવને કેદ કર્યો હોય એમ જણાય છે તથા છેવટ નડોલના રાજા બાલપ્રસાદના વચ્ચે પડવાથી ભીમદેવે તેની પાસે સામતપદ કબુલ કરાવી તેને છુટો કર્યો હશે આ કૃષ્ણદેવથી-કિરાડૂની પરમાર શાખા ચાલી છે

પડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખોમા મળી આવતા આવા છુટક ઉલ્લેખો જોતા ગુજરાતના પ્રબધ લેખકોએ કેટલા ઓછા બનાવોની નોધ લીધી છે તે સમજી શકાય છે

## ભીમદેવનુ મત્રીમડળ

ભીમદેવના મત્રીમડળમા એના વિ સ ૧૦૮૬ના લેખમાથી કાચનનો પુત્ર વટેશ્વર લેખક હતો તથા ચડશર્મા સાધિવિગ્રહિક હતો એટલી માહીતી મળે છે ભીમે જે વિમલમત્રીને ચદ્રાવતીનો દડપતિ કરીને મોકલ્યો હતો તે વિમલમત્રી વિષે વિમલપ્રબધ વગેરેમા ઘણી વાતો લખાયેલી છે પણ તેમા ઐતિહાસિક અશ કેટલો થોડો છે એ ઉપર જોયુ છે[2] ડામર કે દામોદર ભીમનો સાધિવિગ્રહિક હતો એમ પ્રબધો કહે છે અને ખર્ચખાતાનો અમાત્ય એક શ્રી ગાદિત્યનામનો જૈન હતો એમ એક જૈનગ્રથની પ્રશસ્તિમા કહેલુ છે[3]

ભીમદેવનુ પુરોહિત પદ દુર્લભરાજના પુરોહિત સુજના પુત્ર

૧ જર્નલ પૃ ૭૮

૨ રત્નમદિર ગણિના ભોજપ્રબધમા તો માળવા ઉપર ભીમે એક વખત ચડાઈ કરી ત્યારે વિમલ સાથ હતો એક વર્ણન છે પણ મોટા વિમલ મત્રીનુ નામજ નથી લખ્યુ

૩ भार्यातत्र सिरिश्र धामरयाह्वयेहया ।
व्ययकरणराजाख्या नृपते भीमेश्वरस्य

જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૨૩૩

સોમને મળ્યું હતું,[1] મૂળરાજના નાગર મંત્રી માધવનો પૌત્ર જ્ઞાલ ભીમદેવનો મિત્ર હતો એમ શ્રીધરપ્રશસ્તિમાં કહ્યું છે.[2]

આ ભીમદેવના મંત્રીનો વિ. સં. ૧૧૧૯નો લેખ આબુમાંથી મળ્યાનું નોંધાયું છે.[3] પણ લેખની વિગતો નથી મળી.

## મૂળરાજે સ્થાપેલા રાજ્યને ભીમે વિસ્તાર્યું

મૂળરાજે સ્થાપેલા ગુજરાતના રાજ્યને વિસ્તારવાનું ખરેખરૂં કામ ભીમે કર્યું છે. મૂળરાજે જીતેલો ઉત્તરનો આબુ સુધીનો પ્રદેશ ભીમે પોતાને તાબે રાખ્યો એટલું જ નહિ પણ નડૂલના રાજાને સામંત બનાવ્યો તથા પૂર્વમાં ભોજ જેવા એ વખતના ભારત પ્રખ્યાત પરાક્રમી રાજા સામે વારંવાર લડીને તથા છેવટ ચેદીના કર્ણને મદદ કરીને ગુજરાતની એ તરફની સરહદ વધારી સિદ્ધરાજના માલવવિજય માટે રસ્તો કરી આપ્યો એ ભારે કામ કર્યું.

## ભીમના સમયમાં સ્થાપત્ય કળાની પરમઉન્નતિ થઈ

જે સ્થાપત્યકળા ગુજરાતનું ગૌરવ ગણાય છે તેને ભીમના વખતમાં સારૂં ઉત્તેજન મળ્યુ છે. વિમલવસતિ, મોઢેરાનું સૂર્યમન્દિર, અને સોમનાથનું પથ્થરનું પ્હેલું મંદિર ભીમદેવના વખતમાં બંધાયાં છે. ભીમદેવની રાણી ઉદયામતીએ સહસ્રલિંગથી પણ વધારે શોભાયમાન રાણીની વાવ બંધાવી હતી એમ પ્ર. ચિ. મા કહ્યુ છે[4] એજ હાલની રાણીની વાવ એમ મનાય છે. હાલમાં તો ત્યાં થોડા કોતર કામ વાળા પથ્થરોવાળો એક ખાડો જ રહ્યો છે.

---

૧ સુરથોત્સવ શ્લો. ૧૫-૧૬

૨ શ્રીધર પ્રશસ્તિ શ્લો. ૨૪, એ. ઈ. ગ્રં. ૨ પૃ. ૪૩૭

૩ એ. ઈ. ગ્રં. ૯ પૃ. ૧૪૮

૪ જુઓ પૃ. ૧૧૨

## ભીમની રાણીઓ

ભીમદેવને ઉદયામતી નામની એક રાણી હતી જેનો પુત્ર કર્ણ ભીમ પછી ગાદી ઉપર બેઠો છે. આ ઉપરાંત બઉલાદેવી કે બકુલાદેવી નામની એક વેશ્યાને ભીમે અંતઃપુરમાં બેસારી હતી અને તેને ક્ષેમરાજ કે હરિપાલ નામે પુત્ર થયો.[1] આ ક્ષેમરાજ કે હરિપાલ કર્ણ કરતાં મોટો હતો એમ પણ પ્રબંધો કહે છે.[2] આ બે ઉપરાંત ભીમને મૂળરાજ નામનો એક કુંવર હતો એમ પ્ર. ચિ. કહે છે.[3] પ્ર. ચિ. માં આ મૂળરાજકુંવર સંબંધી એવી દંતકથા આપી છે[4] કે એક વખત ગૂર્જર-દેશમાં વરસાદની તાણ પડવાથી ખેડુતો રાજ્યનો આપવાનો ભાગ આપી શક્યા નહિ એટલે તે લોકોને રાજના રાજભાગ વસુલ કરનારા માણસો પાટણ લઈ આવ્યા. પછી એક દિવસે સવારમાં જે ઠેકાણે રાજભાગ ન આપી શકવા માટે આ ખેડુતોને કનડવામાં આવતા હતા ત્યાં મૂળરાજકુમાર જઈ ચડ્યો અને તેઓની સ્થિતિ જોઈ તેને પોતાના પાસવાનો પાસેથી આખી સ્થિતિ જાણી લીધી. પછી તેઓ ઉપર દયા આવવાથી જેની આંખમાં આંસુ આવી ગયાં છે એવા મૂળરાજકુમારે ઘોડા ફેરવવાની કુશળતાથી ભીમદેવને ખુશી કરીને વરદાનમાં એ

---

1 પ્ર. ચિ. પૃ. ૧૬૩ તથા ટિ. ૩. પ્ર. ચિ. ની આ વાત માનવા જેવી નથી એમ શ્રી રામલાલ ચુનીલાલ મોદી કહે છે (જુઓ કૌમુદી જાનેવારી ૧૯૩૫ પૃ. ૯૨ ટિ. ૧) પણ જો એ વાત સાચી ન હોય તો મેરુતુંગ જેવો જૈન લેખક કુમારપાલનો પ્રપિતામહ વેશ્યાનો પુત્ર હતો એમ લખે ખરો? અને એમાં [illegible] દોષ તો નથી જ.

2 જુઓ દ્વયાશ્રય સ. ૯ શ્લો. ૭૦-૭૧ તથા પ્ર. ચિ. ટિ. ૩ માં આપેલા ફકરાઓ.

3 જુ. ન. (પૃ. ૧૧૯) ના આ મૂળરાજની માને ભીમદેવની મોટી રાણી કહેલ છે. પણ આધાર તે જણાવ્યું નથી.

4 પ્ર. ચિ. પૃ. ૧૧૦-૧૧૧.

કણબીઓ પાસેનો રાજભાગ છોડી દેવાનું માગ્યું. અને રાજાએ રાજભાગ છોડી દીધો. પછી બીજે વર્ષ વરસાદ સારો થતાં એ ખેડુઓ આગલા વર્ષનો પણ રાજભાગ આપવા આવ્યા પણ રાજાએ રાખ્યો નહિ એટલે આગલે વર્ષે રાજભાગની કનેડગતમાંથી ખેડુઓને જે દિવસે છોડાવ્યા તે પછી ત્રીજે દિવસે મૂળરાજ તેઓની સનોષ દષ્ટિ (નજર)ની અસરથી મરી ગયો હોવાથી, તેના શ્રેય અર્થે ખેડુઓએ આપવા આણેલી આગલી બાકીમાં રાજ્ય કોશમાંથી દ્રવ્ય ઉમેરી શ્રી ભીમે નવો ત્રિપુરૂષપ્રાસાદ કરાવ્યો.[1]

### ભીમનું ઉદીચ્ય બ્રાહ્મણને દાન

ભીમ પ્હેલાની દાતા તરીકે ખાસ ખ્યાતિ નથી. પણ વિ. સં. ૧૦૮૬ વૈશાખ સુદ ૧૫ના એક તામ્રપત્રમાં "ઉદીચ્ય બ્રાહ્મણ- ભલ્લભદ્રના પુત્ર વાસુદેવને અમુક જમીન દાનમાં આપી છે.[2] આ દાનપત્રથી ઉદીચ્ય બ્રાહ્મણો ભીમદેવના વખતમાં ગુજરાતમાં હતા એમ સિદ્ધ થાય છે અને મૂળરાજના વખતમાં ઉદીચ્યો ગુજરાતમાં આવ્યા હોવાની દંતકથાને કાંઈક આધાર મળે છે, એ ખાસ નોંધવા જેવું છે.

---

૧ મૂળરાજ પ્હેલાએ ત્રિપુરૂષપ્રાસાદ બંધાવ્યો એમ પ્ર. ચિ. એક વખત કહે છે અને બીજી વખત મૂળરાજે કુમારના શ્રેય માટે ત્રિપુરૂષપ્રાસાદ બંધાવ્યો હોવાનું કહે છે. મૂળરાજ નામના મળતાપણાથી દંતકથામાં ગડબડ થઇ જણાય છે.

૨ ગુ. ઐ. લે. નં. ૧૪૦

# પ્રકરણ ૧૦ મુ

## કર્ણદેવ પહેલો

### વિ સ ૧૧૨૦થી ૧૧૫૦[1]

ક્ષેમરાજ, કે હરિપાલ મોટા હોવા છતા કર્ણને ગાદી મળવાનું કારણ આપતા હેમચન્દ્ર કહે છે કે ભીમે ક્ષેમરાજને રાજ્ય લેવા કહ્યુ પણ તેણે તપશ્ચરણની ઈચ્છા બતાવી અને રાજ્ય લેવાની ના પાડી એટલે ભીમે તથા ક્ષેમરાજે કર્ણનો રાજ્યાભિષેક કર્યો, અને ભીમ સ્વર્ગમા ગયો પછી ક્ષેમરાજ સરસ્વતી પાસે તીર્થમા તપ કરવા ગયો અને કર્ણે તેની સેવા માટે ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને દધિસ્થળી આપ્યુ[2]

આ રીતે ક્ષેમરાજે તપ કરવા માટે રાજ્યની ના પાડી એમ હેમચન્દ્ર કહે છે પણ તેઓએ તો ક્ષેમરાજની મા બકુલાવતી વેશ્યા હતી એ વાત જ નથી નોંધી એ હકીકત પ્ર ચિં માજ આપી છે અને એ હકીકતનો વિચાર કરતા વેશ્યાના પુત્રને ગાદી આપવાનું ભીમે અથવા તેના સલાહકારોએ યોગ્ય ન ગણ્યુ હોય એ વધારે સભવિત લાગે છે પરિણામે ક્ષેમરાજ તથા તેના પુત્ર દેવપ્રસાદને દેથળી ગામ રાખીને સતોષ માનવો પડ્યો[3]

**ભીમે શરૂ કરેલુ રાજ્યવિસ્તારનુ કામ કર્ણે ચાલુ રાખ્યુ**

દ્વયાશ્રયમા તો કર્ણના કોઈ પણ પરાક્રમનુ વર્ણન કરેલુ નથી. અને પ્ર ચિં મા ફક્ત આશાપલ્લીના આશા ભીલને હરાવ્યાનુ જ

---

૧ પ્ર ચિં મા તથા વિચારશ્રેણીમા કર્ણનો રાજ્યકાળ ઉપર પ્રમાણે આપ્યો છે (જુઓ પ્ર ચિં પૃ ૧૧૬ ટિ ૧૮) અને તેજ સર્વમાન્ય છે

૨ જુઓ દ્વયાશ્રય સ ૯ શ્લો ૭૩ થી ૭૭ ક્ષેમરાજ જ્યા તપ કરવા ગયો તે તીર્થસ્થાન એટલે દધિસ્થળી (દેથળી) પાસેની મ ડુકેશ્વરની જગ્યા એમ દ્વયાશ્રયનો ટીકાકાર કહે છે દધિસ્થળી પાટણથી આઠ ગાઉ ઉપર સિદ્ધપુર પાસે આવેલુ છે

૩ ક્ષેમરાજે બળવો કર્યો હશે એમ શ્રી રા ચુ મોદીએ તર્ક કર્યો છે. (ઓઝા અભિનદન ગ્રન્થ વિ ૩ પૃ ૧૫) પણ એ તર્ક માટે કાઇ આધાર નથી.

કર્યું છે,[1] જેનો કર્ણના રાજ્યકાળના અંતમાં વિચાર કરશું. પણ આ ગ્રન્થો ઉપરથી દેખાય છે તેવો કર્ણનો રાજ્યકાળ પરાક્રમ શૂન્ય નથી એટલુંજ નહિ પણ ગુજરાતના રાજ્યને વિસ્તારવાનું મૂળરાજે આરંભેલું તથા ભીમે ચાલુ રાખેલું કાર્ય કર્ણે ઘણી સારી રીતે આગળ વધાર્યું છે એમ એના પોતાના ઉત્કીર્ણ લેખોથી તથા પડોશી રાજ્યના ઇતિહાસમાંથી મળતા ઉલ્લેખોથી દેખાય છે.

### માળવા સાથેના યુદ્ધમાં કર્ણની હાર.

ભોજના મરણ સાથે માળવા સાથેનો કલહ કાંઈ શાંત થયો નહોતો. ચેદીના રાજાએ જ્યારે ધારાનગરી પોતાને તાબે લઈ લીધી ત્યારે ભોજનો વારસ જયસિંહ વિંધ્યાચળ તરફ ભાગી ગયો હશે અથવા વાંસવાડા અને મેવાડ માળવાને તાબે હોવાથી ત્યાં જઈ રહ્યો હશે. ગમે તેમ પણ માળવાનો અમુક ભાગ એને તાબે હતો એમ વિ. સ. ૧૧૧૨ તથા ૧૧૧૬ના માળવાના લેખોથી જણાય છે.[2] જયસિંહના અનુયાયી ઉદયાદિત્યને તો કુંતલના વિક્રમાદિત્યે જ ધારાની ગાદી મેળવવામાં મદદ કરી હોય એમ વિક્રમાંક દેવચરિતના કથનથી નક્કી થાય છે.[3] બીજી તરફથી સાંભરના ચોહાણ રાજા વિગ્રહરાજ ત્રીજાની મદદથી ઉન્નતિ પ્રાપ્ત કરીને તથા તેણે આપેલો ઘોડો લઇને ઉદયાદિત્યે ગુજરાતના કર્ણને હરાવ્યો એમ પૃથ્વીરાજ ચરિતમાં લખ્યું

---

૧ પ્ર. ચિ. પૃ. ૧૧૫-૧૧૬

૨ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ. ૧૨૯ તથા સ. ૧૧૧૨ નો જયસિંહનો લેખ.

૩ વિક્રમાંક દેવચરિતમાં જો કે ઉદયાદિત્યનું નામ નથી આપ્યું પણ એ શ્લોકાર્ધ નીચે પ્રમાણે છેઃ—

स मालवेन्दुं शरणं प्रविष्टं
मकण्टके स्थापयति स्म राज्ये । સ. ૩ શ્લો. ૬૭

છે.[૧] આ કથન માળવાના કે ગુજરાતના આશ્રિત કવિનું નથી પણ એમના પડોશી, ચોહાણના આશ્રિત કવિનું છે એટલે તેને વિશ્વસનીય ગણવું પડશે. ત્રણસો વર્ષ પછી હમ્મીર મહાકાવ્યમાં આજ પ્રસંગનું વર્ણન કરતાં નયચંદ્રસૂરિએ ઘણી ગડબડ કરી મૂકી છે. પહેલું તો હમ્મીર મહાકાવ્યમાંથી, ઉદયાદિત્ય ઉડીજ ગયો છે. અને ચોહાણ રાજા દુ:શલે કર્ણને મારી નાખ્યો અને તેની રાજલક્ષ્મીને પોતે પરણ્યો એમ સ્પષ્ટ લખ્યું છે,[૨] આ હમ્મીર મહાકાવ્યમાં દુર્લભ અને દુ:શલ એ એકજ રાજાના નામ: હોવા છતાં એમને જુદા ગણવાની અને દુર્લભ પછી દુ:શલને, ગાદી ઉપર બેસારવાની પણ ભૂલ કરી છે,[૩] એ જોતાં બનાવ બન્યા પછી ઘણે વખતે લખતાં આવી અતિશયોક્તિ એ કવિ કરે એમાં કાંઈ નવાઈ નથી. ચતુર્વિંશતિ પ્રબંધના કર્તાએ વળી, દુસલદેવે ગૂર્જરત્રાના રાજાને બાંધીને અજયમેરુ (અજમેર)માં તેની પાસે છાશ વેચાવી એમ લખ્યું છે.[૪] પાછળથી ચાલેલી દંતકથાઓ

---

૧ मालवेनोदयादित्येनास्मादवाप्यतोमति ।
जिगाय गूर्जरं कर्णं तमश्च प्राप्य मालवं ॥

પૃથ્વીરાજ વિજય સ ૫ શ્લો ૭૬ તથા ૭૮

દુર્લભ ઉર્ફે દુ:શલે કર્ણને હરાવ્યો એમ પૃથ્વીરાજ વિજય ઉપરથી ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ માં કહ્યું છે પણ પૃથ્વીરાજ વિજય મૂળ જોતાં તેમાં શ્લો ૬૯-૭૦ માં દુર્લભરાજની વાત છે પછી શ્લો ૭૧માં તેના ભાઈ વિગ્રહરાજનો ઉલ્લેખ છે અને ૭૨ થી ૭૮ સુધીના શ્લોકો આ વિગ્રહરાજ સંબંધીજ છે. પછી ૭૯માં શ્લોકમાં તે વિગ્રહરાજના પુત્ર પૃથ્વીરાજનો ઉલ્લેખ છે એટલે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉની સરત ચૂક થઈ જણાય છે.

૨ જુઓ હમ્મીર મહાકાવ્ય સ ૨ શ્લો ૩૧

૩ જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૨૩૪

૪ ફાર્બસ સભાવાળું ચતુર્વિંશતિ પ્રબંધનું સંસ્કરણ પૃ ૨૬૦ અજમેર કોણે બંધાવ્યું એ બાબતમાં ઘણા મતો પ્રચલિત છે પણ વધારે સંભવ પૃથ્વીરાજ વિજય (સ ૫) માં કહ્યા પ્રમાણે ઉપરના દુર્લભના ભાઈ વિગ્રહરાજ ત્રીજાના પૌત્ર અજયદેવે વસાવ્યું હોવાનો છે. (ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૨૩૬)

માંથી ઈતિહાસ તારવવો મુસ્કેલ તો છે જ પણ ચતુર્વિંશતિ પ્રબંધ અને હમ્મીર મહાકાવ્ય બેય કરતાં સવાસો દોઢસો વર્ષ જેટલા જૂના કાળમાં લખાયેલા ગુજરાતના બે પ્રબંધોમાં માળવા સાથે કર્ણને થયેલા વિગ્રહનું થોડું પણ સૂચન છે, જ્યારે શાકંભરીના ચોહાણ સાથે વિગ્રહ થયાનું તો બીલકુલ સૂચન નથી. અને ઉપરના બધા ગ્રન્થો કરતાં જૂના કાળમાં ચોહાણ કુળના રાજાની પ્રશંસા અર્થે લખાયેલ પૃથ્વીરાજ વિજયમાં માળવાના રાજા ઉદયાદિત્યે કર્ણને હરાવ્યો અને અને ચોહાણ રાજાએ તો તેને મદદ કરી એમ કહેલું છે; માટે એજ વિશ્વસનીય ઠરે છે. પૃથ્વીરાજ વિજયમાં વિગ્રહ રાજના વખતમાં આ બનાવ બન્યાનું લખ્યું છે એટલે દુર્લભ કે દુઃશલે કર્ણને મારી નાખ્યાનું કથન તો તદ્દન ખોટું જ છે.

ગુજરાતના પ્રબંધોમાંથી ફક્ત સુકૃત સંકીર્તનમાં "માળવાના રાજાને લશ્કરથી જીતીને નીલકંઠની મૂર્તિ કર્ણ લઈ આવ્યો"[1] એ રીતે કથન છે પણ આમાં તો સુ. સં. ના કર્તાની શરતચૂક લાગે છે. કારણકે નીલકઠની મૂર્તિ આણ્યાનો યશ ભીમને પ્ર. ચિં. મા આપ્યો છે. અને સોમેશ્વરે સુરથોત્સની પ્રશસ્તિમાં માળવાના રાજાના પુરોહિતે માળવાની જમીનને સોલકી લશ્કરથી ઘેરાઈ ગયેલી જોઈને તેના નાશ માટે એક કૃત્યા ઉત્પન્ન કરી પણ સોલકીના પુરોહિત શ્રીઆમશર્માના મંત્ર બળથી પાછી ફરેલી એ કૃત્યાએ માળવાના પુરોહિતને જ મારી નાખ્યો,[2] એ રીતે માળવા સાથે કર્ણને થયેલા વિગ્રહનું સૂચન કર્યું છે. આ બન્ને કથનોમાંથી ગુજરાતના રાજાનો વિજય થયો હોય

---

૧ जित्वा बलै र्मालवभूमिपाल
मानीतवान्यः किल नीलकण्ठम् । सु. सं. स. २ श्लो. २३

२ धाराधीशपुरोधसा निजनृपक्षोणीं विलोक्याखिलां
चौलुक्याकुलितां तदत्ययकृते कृत्या किलोत्पादिता ।
मन्त्रैर्यस्य तपस्यतः प्रतिहता तत्रैव त मान्त्रिक
सा संहृत्य तडिल्लता तरुमिव क्षिप्र प्रयाता क्वचित् ॥
सुरथोत्सव प्रशस्ति श्लो. २०

એવુ દેખાતુ નથી અને પૃથ્વીરાજ વિજયનું સ્પષ્ટ કથન જોતા આ વિગ્રહમા કર્ણ હાર્યો હશે એમજ માનવુ યોગ્ય છે આ વિગ્રહમા શાકંભરીના ચોહાણપેઠે નડૂલના ચોહાણ રાજાએ પણ માળવાના રાજાને મદદ કરી હશે એમ લાગે છે, નાગણકે સુધાના લેખમા પૃથ્વીપાલે ગૂર્જરપતિ કર્ણના સૈન્યને હરાવ્યુ હતુ[1] એમ કહેલુ છે આ પૃથ્વીપાલના પિતા જેન્દ્રરાજના સમયનો વિ સં ૧૧૩૨નો એક લેખ મળ્યો છે એ જોતા ૧૧૩૨ પછી પૃથ્વીપાલ ગાદી બેઠો ઉપર હોવો જોઈએ પણ પિતાની હયાતીમા માળવાને મદદ કરવા ગયેલા લશ્કરના સેનાપતિ તરીકે કુંવર પૃથ્વીપાલ ગયો હોય એ અસંભવિત નથી એટલે માળવાના રાજા ઉદયાદિત્યે કર્ણને જે યુદ્ધમા હરાવ્યો તે યુદ્ધ વિ સં ૧૧૨૦ પછી થયેલુ એમા તો સંદેહજ નહિ પણ ૧૧૩૨ પછી જ થયુ હશે એમ માનવાની જરૂર નથી

નડૂલના ચોહાણને ફરી વશ કર્યો

આ નડૂલના ચોહાણોનો ગુજરાતના રાજાઓ સાથે મૈત્રી સબંધ હતો એટલુજ નહિ પણ ગુજરાતનુ સામતપદ પણ તેઓએ કબૂલ કર્યું છે, છતા આ પ્રસગે નડૂલના ચોહાણે શા માટે ગુજરાતના રાજા સામે યુદ્ધ કર્યું એ સમજાતુ નથી પણ એ પછી કર્ણેજ પૃથ્વીપાલ પાસે કે તેના ભાઈ અને અનુયાયી જોજલદેવ પાસે ગુજરાતનું સામતપદ કબુલ કરાવ્યું હોય એમ જોજલદેવ કે યોજક વિષે સુંધાના લેખમા જ એ યોજક "પોતાની શક્તિથી શ્વેત છત્ર સાથે અણહિલપુરમા રમતો હતો" એ રીતે કહેલુ છે[2] એ

---

१ पृथ्वीपाल इति भुव क्षितिपतिस्तस्याग्रजन्माभवत्
प्रत्यक्षोदनिधि [illegible] गूर्जरपते कर्णस्य सैन्यापह । શ્લો. ૨૨

२ श्रीयोजको भूपतिरस्य बन्धु
विपक्षमोघप्रबलप्रताप ।
श्वेतातपत्रेण विराजमान
श्रकत्याणहिल्लाख्यपुरेपि रेमे ॥ એજન શ્લો ૨૩

આ યોજક કે જોજલના વિ સં ૧૧૪૭ના બે લેખો મળ્યા છે (જુઓ એ. ઇ [illegible] ૧૧ પૃ ૨૬-૨૮, ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ. ૨૮૧)

ઉપરથી મોટા શક્તિશાળી સામતો જ અણહિલપુરમાં સાથે શ્વેતછત્ર રાખીને ફરી શકતા હશે એમ જણાય છે.

### કર્ણે કરેલો લાટનો વિજય.

કર્ણના રાજ્યકાળના આરંભમાં જ તેને માળવાના રાજાએ આપેલી હારથી કર્ણ ઉત્સાહશક્તિમાં હારી ગયો હોય એમ જણાતું નથી. મૂળરાજના વખતથી લાટના રાજાઓ સાથે અણહિલપુરના રાજાને વૈર ચાલ્યા કરતું હતું પણ અણહિલપુરના રાજાઓ લાટને તાબે કરી શક્યા નહોતા. શક સં. ૯૭૨ (વિ. સં. ૧૧૦૬–૦૭)નું એરથાણનું ત્રિલોચનપાલનું દાનપત્ર મળ્યું છે.[૧] એટલે ભીમના વખતમાં લાટના રાજાઓ સ્વતંત્ર હતા એમ દેખાય છે. પણ કર્ણે લાટને પૂરેપૂરૂં તાબે કર્યું હોય એવું એના વિ. સં. ૧૧૩૧ (શક સં. ૯૯૬)ના નવસારીના તામ્રપત્રથી ચોક્કસ કરે છે. એ તામ્રપત્રમાં લખ્યું છે કે "ચૌલુક્ય કુળના પરમ ભટારક મહારાજાધિરાજ કર્ણદેવના રાજ્યમાં તેના સેવક (તત્પાદપદ્મોપજીવી) અને મહામંડળેશ્વર સોલંકી-વંશના જ દુર્લભરાજે લાટ દેશના નાગસારિકા વિષયમાં આવેલા નડોદપટ્રકમાંનું ધમડાછા ગામ દાનમાં આપ્યું છે." અને એ દાનપત્ર સાથે મળેલા બીજાં તામ્રપત્રદ્વારા કર્ણરાજાએ એ દાનને કબૂલ રાખ્યું છે.[૨]

આ તામ્રપત્ર કર્ણના ઈતિહાસ માટે બહુ ઉપયોગી છે. કોઈ પ્રબંધમાં કર્ણના આ લાટ દેશના વિજયનું સૂચન નથી. જ્યારે આ તામ્રપત્રથી કર્ણે લાટનો વિજય કર્યાનું તથા લાટની વ્યવસ્થા માટે જુદાજુદા અધિકારીઓ પણ નીમી દીધાનું નક્કી જણાય છે.[૩] ઉપર

૧ પ્રાચીન લેખમાળા લેખ નં. ૭

૨ જુઓ સુરતની સાહિત્ય પરિષદ્‌ના રિપોર્ટમાં છપાયેલાં તામ્રપત્રો. અથવા ગુ. ઐ. લે. ભાગ ૨ નં. ૧૪૧–૧૪૨

૩ સુરતની સા. પ. ના રિપોર્ટમાં આ તામ્રપત્રોમાંની જાણવા જેવી હકીકત તારવતા એ રિપોર્ટના લેખકે ભીમદેવ પ્હેલાના વખતમા આ પ્રદેશ પાટણના રાજ્ય પ્રદેશ સાથે જોડાયો હતો. એવું અનુમાન દોર્યું છે પણ એવા અનુમાન માટે તામ્રપત્રોમાથી બીલકુલ આધાર મળતો નથી. અને બીજો સ્વતંત્ર પુરાવો પણ નથી.

કહેલા ત્રિલોચનપાલના તામ્રપત્રમા સુરતની ઉત્તરે આવેના ઓગપાડ તાલુકાનુ ગામ દાનમા અપાયુ છે ત્યારે કર્ણના આ દાનપત્રમા સુરતની દક્ષિણમા આવેલા નવસારી તાલુકાનુ ગામ દાનમા અપાયુ છે

કર્ણના દાનપત્રમા "વિજયમાન નાગસારિકા વિષય" એ રીતે શબ્દો છે તે ઉપરથી હુ તો કર્ણે તરતમા જ એ પ્રદેશનો વિજય કર્યો હતો એમ ગણુ છુ મતલબ કે વિ સ ૧૧૩૧ પહેલા કર્ણે લાટનો વિજય કર્યો હશે કર્ણના પત્રામા ગુજરાતના ધોરણને અનુસરી વિક્રમ સવત વપરાયો છે, જ્યારે તેના સામત દુર્લભરાજના તામ્રપત્રમા લાટની જુની રૂઢીને અનુસરી શક સવત વપરાયો છે

કર્ણના દાનપત્રનો લેખક કાયસ્થ વટેશ્વરનો પુત્ર કેકાક છે અને દૂતક મહાસાધિવિગ્રહિક ભોગાદિત્ય છે

### મીનલદેવી સાથે લગ્ન

પ્રબધોમા કર્ણના મીનલદેવી સાથેના લગ્નની કથા ખાસ વિસ્તારથી આપી છે અને એનુ કારણ એમ લાગે છે કે ગુજરાતના રાજાને દક્ષિણના કોઈપણ રાજા સાથે આ પહેલો સબધ થયો અને કદાચ આ લાટનો વિજય જ તેનું કારણ હશે વળી સિદ્ધરાજના સમયથી જૈન ધર્મનું જોર વધ્યુ એટલે જૈન લેખકોને સિદ્ધરાજની માનુ લગ્ન મહત્ત્વનુ લાગે ગમે તેમ પણ એ લગ્નની કથા વિસ્તારથી કહેવાનુ હેમચન્દ્ર તથા મેરુતુગે યોગ્ય ધાર્યુ છે બેય લેખકોએ આપેલા વૃત્તાન્તમા કેટલીક તફાવત છે, તે આગળ જોશુ પણ કર્ણાટકના રાજા જયકેશીની મીનલદેવી નામની દીકરી પોતાની ઈચ્છાથી કર્ણને પરણી એટલો પ્ર ચિં ની તથા દ્વયાશ્રયની વાતનો સાર છે[1] દ્વયાશ્રયે[2]મા જયકેશીને કર્ણાટકનો નહિ પણ[3] ચંદ્રપુરનો કાદબવશનો રાજા કહ્યો છે

---

૧ જુઓ દ્વયાશ્રય સ ૯ શ્લો ૮૯ થી ૧૫૦ તથા પ્ર ચિં પૃ ૧૧૨-૧૧૩

૨ દ્વયાશ્રય સ ૯ શ્લો ૮૮, ૧૦૦ તથા શ્લો ૧૫૩

૩ આ ચદ્રપુર તે ઉત્તર કાનડામા ગોકર્ણ પાસે આવેલુ ચાદવડ હોવુ

આ કાદમ્બવંશી જયકેશી જેના બાપનું નામ પ્ર. ચિં. માં શુભકેશી આપ્યું છે, તે ગોઆના કાદમ્બવંશી બીજા રાજા શષ્ઠદેવકે છત્ર (ઉર્ફે શુભકેશી)નો પુત્ર જયકેશી પહેલો હોવો જોઈએ એવું મુંબઈ ગેઝેટીઅરમાં અનુમાન કર્યું છે તે બરાબર લાગે છે.[1] આ જયકેશી કર્ણાટકનો રાજા નહોતો પણ કર્ણાટકના રાજા ત્રિભુવન મલ્લ વિક્રમાદિત્યનો મિત્ર અને સામંત તથા કોંકણનો રાજા હતો અને તેની રાજધાની ગોઆમાં હતી.[2] આ જયકેશીનો શક સં. ૯૭૪ (વિ. સં. ૧૧૦૮ નો લેખ મળ્યો છે અને ૧૧૩૬માં તે મરણ પામ્યો.[3] એ કર્ણનો સમકાલીન હતો એમાં સંદેહ નથી.

આ મીનળદેવીના લગ્ન કેવી રીતે થયાં તે વિષે પ્ર. ચિં. માં નીચેની દંતકથા આપી છે કે તેના સાંભળતા કોઈએ સોમેશ્વરનું નામ લીધું કે તેને પોતાના પૂર્વ જન્મનું એવું સ્મરણ થઈ આવ્યું કે "પૂર્વ જન્મમાં પોતે બ્રાહ્મણી હતી. અને સોમનાથની યાત્રા યે જતાં [4]બાહુલોદ-

---

જોઇએ એમ મું. ગે. (પૃ. ૧૭૧ ની ટિપ્પણી ૨ )મા તર્ક કર્યો છે. ફ્લીટ બેલગામ જીલ્લાનું ચાદગડ ગામ ધાર્યું હતુ (મું. ગે. ગ્રં. ૧ ભા. ૨ પૃ. ૫૬૮) પણ ગોવાના સાલસેટ પરગણાનું પરોડા નદી કાઠે આવેલું ચન્દોરગામ એમ એચ. એમ. મારેસના કદમ્બકુલ નામના ઇ સ. ૧૯૩૧માં બહાર પડેલા પુસ્તક (પૃ. ૧૬૯) મા નક્કી કર્યું છે. જયકેશીના પૂર્વજોનું રાજ્ય આ ચન્દ્રપુરમાંજ હતું. એના પિતાના એક તામ્રપત્રમા ચન્દ્રપુરનો સ્પષ્ટ ઉલ્લેખ છે.

( સદર પૃ. ૩૯૦ )

પછી જયકેશીએ ગોવા જીતી લઈ તેને પોતાની રાજધાની બનાવી. (જુઓ કદમ્બકુલ પૃ. ૧૭૯ તથા કૌમુદી ૧૯૩૫ ના જાન્યુઆરીમા શ્રી રા. ચુ. મોદીનો લેખ પૃ. ૭૫ ) આ કાદમ્બ વંશની વંશાવળી માટે જુઓ પરિશિષ્ટ

૧. મું ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૦ ટિ. ૫.

૨ જુઓ દક્ષિણનો પૂર્વસમયનો ઈતિહાસ પૃ. ૧૩૭. વિક્રમાંક દેવ ચરિત સ. ૫ શ્લો ૧૦, ૧૮, ૨૪.

૩ ફ્લીટનુ કેનેરીઝડીનેસ્ટીઝ પૃ ૯૧ તથા કદમ્બકુલ પૃ. ૧૬૬

૪. આ ભોળાદ તે કાઠીઆવાડની સરહદ ઉપર ધોળકાથી દક્ષિણ પશ્ચિમે વીસેક માઇલ છેટે આવેલું ગામ છે. ત્યાથી બે અઢી ગાઉ છેટે અને મોટીબોર

ભોળાદ આગળ ગુજરાતના રાજા તરફથી સોમનાથના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર પોતે ન આપી શકવાથી આગળ ન જઇ શકી અને એ કર આવતા જન્મમા માફ કરાવવાની પ્રતિજ્ઞા લઇને અન્નજળ ત્યાગી પોતે મરણ પામી હતી" આવુ સ્મરણ થઈ આવતા મીનળદેવીએ ગુજરાતના રાજાને જ પરણવાની હઠ લીધી એટલે જયકેશીએ પોતાના પ્રધાનો મારફત શ્રી કર્ણને આ વાત જણાવીને મીનળદેવીનો સ્વીકાર કરવાની માગણી કરી, પણ કર્ણે તે કદ્રુપી છે એમ સાભળીને ના પાડી છતા મીનળદેવીએ હઠ ન છોડવાથી તેના પિતાએ જાતે વરી લેવા મીનળદેવીને પાટણ મોકલી ત્યા તેને છુપી રીતે જોતા એ કદ્રુપી છે એમ જોઇને કર્ણ તેના તરફ તદ્દન ઉદાસ થઈ ગયો પરિણામે મીનળદેવીએ પોતાની આઠે સખીઓ સાથે અગ્નિમા પડીને બળી મરવાનો નિશ્ચય કર્યો અને તેઓની વિપત્તિ ન જોઈ શકવાથી રાજમાતા ઉદયામતી પણ તેઓની સાથે બળી મરવા તૈયાર થયા આ મોટી આપત્તિમાથી ઉગરવા કર્ણને મીનળદેવી સાથે લગ્ન કરવા પડ્યા

દ્વયાશ્રયમા મીનળદેવીના પૂર્વ જન્મ સબધી ઉપરની કથા આપી નથી પણ કર્ણનુ ચિત્ર જોઇને મીનળદેવી કર્ણને પરણવા તૈયાર થઇ અને મીનળદેવીનુ ચિત્ર જોઇને કર્ણ ખુશ થઈ ગયો પછી મીનળદેવી

---

ગામથી એક માઇલ છેટે ભેટડીઆ બાપુ નામની જૂની સૂર્યમન્દિરના ખડેરવાળી જગ્યા છે, અને તેની પાસે દાણી માતાની જગ્યા છે જેને વાટીને કાઠીઆવાડમા જવાનો ચોરી પગરસ્તો છે આ જગ્યાએ દાણ લેવામા આવતુ એમ લોકો કહે છે. પ્ર ચિં નુ બાહુલોદ તે ભોળાદ નહિ પણ શુક્લતીર્થ પાસે મ ભેડ ભાલોદ હશુ કારણ કે એ કર દક્ષિણના યાત્રાળુઓ પાસેથી લેવાતો એવી દલીલ શ્રી રા ચુ. એ દીએ કરી છે પણ એ કર દક્ષિણના યાત્રાળુઓ પાસેથી જ લેવામા આવતો કે મીનળદેવી પૂર્વ જન્મમા પણ દક્ષિણમા જન્મી હતી એવુ પ્રમ ચોમા કહ્યુ નથી આજે જેમ અનેક તીર્થસ્થાનોમા મુડકા વેરો લેવાય છે તેવો આ મુડકા વેરો સોમનાથ જવાના ધોરીમાર્ગ ઉપર આવેલ ભોળાદ પાસે લેવાય એ જ સ્વાભાવિક છે ઉત્તર તરફથી આવનાર યાત્રાળુના રસ્તામા તો શુક્લતીર્થ આવે જ નહિ, એ ધ્યાનમા લેવાથી શ્રી રા ચુ મોદીની દલીલનુ પોકળપણુ સમજાશે

પોતાના પિતાએ કર્ણને મોકલેલી હાથીઓ વગેરેની ભેટો સાથે પાટણ આવી ત્યાં કર્ણે તેને છૂપી રીતે જોઇ અને 'કર્ણને નહિ પરણાય તો બળી મરીશ' એવી પ્રતિજ્ઞા તેણે કરી છે એમ તેની સખીઓ પાસેથી સાંભળી કર્ણ તેને પરણ્યો એવું વર્ણન છે. આ બન્ને વર્ણનોમાં મીનળદેવી પાટણ આવ્યા પછી લગ્ન થયાં એટલી વાત તો સમાન છે. કર્ણ સાથે લગ્ન ન થાય તો બળી મરવાની પ્રતિજ્ઞા મીનળદેવીએ કરી હતી[1] એમ પણ દ્વયાશ્રયમાં કહ્યુ છે. પણ આવી આકરી પ્રતિજ્ઞા મીનલદેવીને શા માટે લેવી પડી! એનો ખુલાસો તો પ્ર. ચિ. માં આપેલો વૃત્તાન્ત માનવાથીજ થઈ શકે છે. પણ મીનળદેવી કદ્રુપી હતી અને તે કારણથી કર્ણે ના પાડી એવું મીનળદેવી જીવતાં કે તેના મરણ પછી પણ તેના દીકરાના કહેવાથી, તેના રાજ્યમાં રહીને, ગ્રંથ લખનાર શી રીતે લખી શકે? મતલબ કે એ બાબતમાં પ્ર. ચિં. નું વર્ણન, પૂર્વ જન્મના સ્મરણની દંતકથા (જે મીનળદેવીએ સોમનાથનો કર માફ કરાવ્યા પછી જોડાઇ હશે) બાદ કરતાં, સંભવિત જણાય છે.

વળી મીનળદેવીના પ્રપિતામહ ગુહલ્લદેવ બીજાએ તથા દાદા ષષ્ઠદેવ બીજાએ સોમનાથની જાત્રા કર્યાના પુરાવા છે અને તેના પિતા જયકેશીએ ઉત્તર કોકણ જીતીને લાટ સુધી સ્વારી કરી હતી એવો પણ ઉલ્લેખ છે (જુઓ કદમ્બ કુલ પૃ. ૧૭૧, પૃ. ૧૭૬ તથા પૃ. ૧૮૦) એ જોતાં બાલ્યાવસ્થામાં વૃદ્ધો પાસેથી દાદાની તથા પરદાદાની સોમેશ્વરની જાત્રાઓની તથા ગુજરાતના રાજા તરફથી લેવાતા મુંડકાવેરાની વાતો સાંભળીને બાળક મયણલ્લાદેવીના મનમાં ગુજરાતના રાજાની રાણી બનવાનો તથા એ વેરો કાઢી નાખવાનો કોડ જાગ્યો હોય એ સંભવિત છે અને પ્રબંધકારો તેને ઉપર ઉતારી છે તેવી દંતકથાનું રૂપ આપે એ પણ સ્વાભાવિક છે.

આગળ ચાલતાં પ્ર. ચિં. ના કર્તા કહે છે કે કર્ણે મીનળદેવીને પરણ્યા છતાં 'પછી તેના ઉપર નજર પણ ન કરી.'[2] આ સ્થિતિમાં

---

૧. જુઓ દ્વયાશ્રય સ. ૯. શ્લો. ૧૬૧.
૨. પ્ર. ચિં. પૃ. ૧૧૪.

મુંજાલ મંત્રીએ કેવી રીતે રસ્તો કાઢયો, એનું વર્ણન પ્ર ચિં મા મળે છે તેમા લખ્યું છે કે 'એક વખત કોઈ હલકી સ્ત્રીમા કર્ણના મનનું આકર્ષણ થયુ એની મુંજાલ મંત્રીને ખબર પડતા એ હલકી સ્ત્રીનો વેષ પહેરાવી મીનળદેવીને કર્ણ પાસે એકાતમા મોકલી દીધી પરિણામે મીનળદેવીને ગર્ભ રહ્યો ' રાજાને પાછળથી મુંજાલ મંત્રી પાસેથી સાચી વાતની ખબર પડી, અને આ રીતે મીનળદેવીને જે પુત્ર થયો તેનુ નામ જયસિંહ[1] પ્ર ચિં ની આ વાત કેટલે અંશે સાચી હશે તે કહેવુ મુશ્કેલ છે બાકી એ વખતના રાજાઓના મનનું હલકી સ્ત્રીમા આકર્ષણ કે આ જાતની અંતઃપુરની ખટપટમા મંત્રીઓનું પડવુ, એ બેય વાત ન બનવાજોગ નથી

કર્ણે આશાભીલને હરાવી કર્ણાવતી સ્થાપી

કર્ણના બેલા પરાક્રમ તરીકે પ્ર ચિં મા આશાભીલને હરાવ્યાની વાત નીચે પ્રમાણે લખી છે[2] હાલમા જ્યા અમદાવાદ છે ત્યા એ વખતે આશાપલ્લી[3] નામનુ નાનુ ગામ હતુ આ આશાપલ્લીના ૭ લાખ ભીલોના સરદાર આશાભીલને જીતીને ત્યા કોછરબ નામની દેવીનું મંદિર કરાવ્યુ,[4] કર્ણસાગર તળાવથી શોભાયમાન કર્ણેશ્વર મહાદેવનુ મંદિર બંધાવ્યુ અને કર્ણાવતી શહેર સ્થાપીને ત્યા પોતે રાજ્ય કરવા માડ્યુ[5]

---

૧ પ્ર ચિં પૃ ૧૧૮-૧૧૫, જિનમંડનગણિએ તથા ચારિત્રસુંદરગણિએ પ્ર ચિં ને અનુસરીને આ વાત લખી છે

૨ પ્ર ચિં પૃ ૧૧૫ ૧૧૬

૩ આશાપલ્લીના સ્થાનની ચર્ચા માટે જુઓ પ્ર ચિં નુ ભાષાતર— પૃ ૧૧૫ ટિ ૧૧૬ તથા ગુજરાતનુ પાટનગર અમદાવાદ પ્ર ૨

૪ આ વર્ણન ઉપરથી તો કર્ણસાગર તળાવ આશાપલ્લી પાસે હોવુ જોઈએ એમ લાગે છે પણ ત્યા એનો પત્તો લાગતો નથી અને ઉત્તર ચાણસ્મા તાલુકામા કંબોસણ ગામ પાસે એક કર્ણસાગર પૂરાયેલુ પડ્યુ છે (જુઓ ગુજરાતનું પાટનગર-અમદાવાદ પૃ ૧૧ ટિ ૨) કર્ણસાગર નામના બે તળાવો હોવાનો પણ સંભવ છે

૫ પ્ર. ચિં પૃ ૧૧૬

વળી રાસમાળા (આ. ૩ પૃ. ૪૦૪)માં આપેલી હરપાળ મકવાણાની દંતકથા આ કર્ણના સમયની છે એમ ભાષાન્તર કર્તા રણછોડભાઈ ઉદયરામ પેઠે માનીને શ્રી. રા. ચુ. મોદી કાઠીઆવાડનો ઝાલાવાડ પ્રાન્ત બર્બરને હરાવી કર્ણે લીધો એમ ગણે છે,[1] પણ એ દંતકથા કોઈ જૂના પ્રબંધમાં મળતી નથી, કયા કર્ણ વિષે છે એ પણ સંદિગ્ધ છે અને એમાં અસંભવિત તત્ત્વો પુષ્કળ હોવાથી એમાં કાંઈ પણ ઐતિહાસિક સત્ય હોય એમ માનવું મુશ્કેલ લાગે છે.

મૂળરાજે ઉત્તરદિશામાં ગુજરાતના રાજ્યની સીમા વધારી, ભીમે પશ્ચિમમાં વધારી અને કર્ણે દક્ષિણમાં લાટ જીતીને ગુજરાતની હદ ખૂબ લંબાવી દીધી પણ એથી સંતુષ્ટ બેસી ન રહેતાં પશ્ચિમમાં અમદાવાદ સુધીનો પ્રદેશ ભીલના ત્રાસથી મુક્ત કરી પોતાના દીકરા જયસિંહ માટે સુરાષ્ટ્રવિજયનો રસ્તો મોકળો કર્યો.

કર્ણે આ પરાક્રમ ક્યારે કર્યું ? કર્ણાવતી ક્યારે સ્થાપ્યું ? પ્ર. ચિ. મા તો જયસિંહને રાજ્યાભિષેક કર્યા પછી આશાપલ્લીમાં વસતા આશાભીલને હરાવ્યો એમ કહ્યું છે અને પ્ર. ચિ. ના કથનને વધારે સ્પષ્ટ કરતાં જિનમંડનગણિ અને ચારિત્રસુંદરગણિ કહે છે કે બેય રાજાઓએ એક સ્થળે રહેવું યોગ્ય નથી એમ ગણીને કર્ણ આશાપલ્લી ગયો, અને કર્ણાવતી સ્થાપીને રહ્યો.[2] પણ દ્વયાશ્રયમાં તો જયસિંહને ગાદીએ બેસાર્યા પછી તરત કર્ણ હરિસ્મરણ કરતો કરતો સ્વર્ગમાં ગયો એમ લખ્યું છે[3] એ જોતાં કર્ણાવતીને જુદી રાજધાની કર્ણે બનાવી એવી પ્ર. ચિ. વગેરેની માન્યતા ખોટી લાગે છે.[4] પણ

---

૧ જુઓ ઓઝા અભિનન્દન ગ્રન્થ વિ ૩ પૃ. ૧૮

૨ કુમારપાલ પ્રબંધ પૃ. ૫ કુમારપાલ ચરિત સ. ૧-૧-૨ શ્લો. ૨૯

૩ દ્વયાશ્રય સ. ૧૧ શ્લો. ૧૧૧

૪ શ્રી. રા. ચુ. મોદી કર્ણાવતીને જુદી રાજધાની બનાવી અને અણહિલવાડની પ્રજાનો વિરોધ શમાવવા બાળક સિદ્ધરાજનો ત્યાં રાજ્યાભિષેક કર્યો હશે એમ કહે છે. (જુઓ કૌમુદી. ૧૯૩૫ જાન્યુઆરી પૃ. ૭૪).

કર્ણના રાજ્યકાળના છેલ્લા સમયમા આ બનાવ બન્યો હશે એમ માનવામા વાંધો નથી

### કર્ણનું સૂનકનુ તામ્રપત્ર

કર્ણના બે ઉત્કીર્ણ લેખો મળ્યા છે તેમાથી એકની નોંધ પ્હેલા કરી છે બીજો વિ સ ૧૧૪૮ વૈશાખ સુદિ ૧૫ સોમવારનુ સૂનકનુ તામ્રપત્ર છે[1] આ તામ્ર લેખવી ત્રૈલોક્યમલ્લ શ્રી કર્ણદેવે અણહિલપાટકમાથી આનંદપુર પ્રતિબદ્ધ ૧૨૬ ગામના રાજપુરુષોને સંબોધીને લવુઆબી નામના ગામની ચાર હળ જેટલી જમીન ઠક્કુર મહાદેવાએ કરાવેલી વાપી (વાવ) માટે આપી છે જ્યાથી આ દાનપત્ર મળ્યુ છે તે સૂનક ગામ પાટણથી અગ્નિ કોણમા ૧૫ મૈલ પર અને ઊંઝા રેલ્વે સ્ટેશનથી પશ્ચિમે પાચ મૈલ આગળ છે અને ડાભી એ સૂનકથી એક મૈલ છેટે છે આમા કહેલ વાપી તે સૂનક ગામને વાયવ્ય છેડે છે લેખમા વાપી કહેલ છે પણ લાગે છે તે તળાવ આ તામ્રપત્રનો લેખક છે કાનસ્ય વટેશ્વરનો પુત્ર આક્ષપટલિક કક્ક, અને દૂતક છે મહાસાંધિવિગ્રહિક શ્રી ચાહિલ શ્રી કર્ણદેવસ્ય એ રીતે દાનપત્રમા સહી છે

### ત્રૈલોક્ય મલ્લબિરુદ

આ તામ્રપત્રમા કર્ણે ત્રૈલોક્યમલ્લબિરુદ ધારણ કર્યું છે લાટના વિજયથી દક્ષિણના ચાલુક્ય રાજાઓના આહવમલ્લ, ભૂલોકમલ્લ, વગેરે બિરુદો જોઈને કર્ણે પણ આવુ બિરુદ ધારણ કર્યું હશે એમ લાગે છે

### મંત્રીમંડળ

ઉપરના દાનપત્રમા કહેલા મંત્રીઓ ઉપરાંત વિમલવસતિ બંધાવનાર વિમલમંત્રીના ભાઈ મંત્રી નેઢનો પુત્ર ધવલક કર્ણનો મંત્રી હતો એમ શ્રી હરિભદ્રસૂરિ (જે કુમારપાલના સમકાલીન હતા) રચિત મલ્લિનાથચરિત નામના પ્રાકૃત કાવ્ય (અ ૩)મા લખ્યુ છે[2] અને પ્ર ચિં મા

૧ જુઓ એ ઈ ગ્ર ૧ પૃ ૩૧૭ અને ગુ ઐ લે ન ૧૪૩

૨ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૨૯ જાનેવારી પૃ ૧૦

આ હરિભદ્રસૂરિ અને તેના મલ્લિનાથચરિત નામના કાવ્ય માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૨૭૯

કર્ણના જે મુંજાલ મંત્રીનો ઉલ્લેખ છે તેણે સં. ૧૧૪૬ પ્હેલાં કર્ણનું મહામાત્યપદ[1] પ્રાપ્ત કર્યું હતુ એમ એક જૈન ગ્રંથની પુષ્પિકા ઉપરથી નક્કી થાય છે. અને કાશ્મીરક કવિ બિલ્હણે કર્ણસુંદરી નાટિકામાં કર્ણના મહામાત્ય તરીકે સંપત્કર (પ્ર. ચિ. માં જેને સાન્તુમંત્રી કહેલ છે)નુ નામ આપેલ છે.[2]

કર્ણનો પુરોહિત તો મૂળરાજના પુરોહિતનો વંશજ આમશર્મા હતો, એ પ્હેલાં માળવાના વિગ્રહની ચર્ચામાં નોંધ્યું છે

## કર્ણનાં કાર્યો

કર્ણના કાર્યોમાં કર્ણાવતી શહેરની સ્થાપના અને ત્યાં જ કર્ણ સાગરતળાવ અને કર્ણેશ્વરનુ મંદિર બધાવવાની વાત પ્ર. ચિં. માંથી ઉતારી છે. એ ઉપરાત એ જ ગ્રંથમા લખ્યુ છે કે પાટણમાં કર્ણરાજાએ કર્ણમેરૂપ્રાસાદ કરાવ્યો.[3] આ કર્ણમેરૂપ્રાસાદનો ઉલ્લેખ સિદ્ધરાજપ્રબંધમાં પણ પ્ર. ચિં. કારે કર્યો છે.

---

૧ 'સં. ૧૧૪૬માં કર્ણદેવના રાજ્યમા મહામાત્ય મુંજાલની વસતિમાં રહીને પાટણમા તાડપત્ર ઉપર હરિભદ્રસૂરિકૃતયોગ દૃષ્ટિ સમુચ્ચયની સટીક પ્રત લખાઈ." (જુઓ પી. રિ. ગ્રં. ૫. પરિશિષ્ટ ૧ પૃ ૨૯)

જૈન સાહિત્યનો ઇતિહાસ. પૃ. ૨૧૯

૨ આ કર્ણસુંદરી નાટિકામા રાજા કર્ણને કથાનાયક બનાવીને વિદ્યાધરેન્દ્રની કન્યા કર્ણસુંદરી સાથે તેના લગ્નનું વર્ણન કરેલું છે, જે બધું કલ્પિત છે પણ તેમા ગર્જન નગરના રાજાને સિન્ધુને કાઠે હરાવ્યાનું કથન છે એ ઉપરથી કર્ણને સિન્ધની કોઇ મુસલમાન ટોળી સાથે યુદ્ધ થયું હોય એવો સભવ લાગે છે. આ કર્ણસુન્દરી નાટિકાનો પ્રયોગ મહામાત્ય સપત્કરે શ્રી શાન્ત્યુત્સવ ગૃહમાં પ્રવર્તાવેલા શ્રી આદિનાથના યાત્રા મહોત્સવ પ્રસગે થયો હતો. આ સાન્તુ મત્રીએ બિલ્હણ કવિને આશ્રય આપ્યો હશે એમ કર્ણસુન્દરીમાં જિનેશ્વરની સ્તુતિથી મગલાચરણ કર્યું છે તેથી અટકળ થાય છે.

જુઓ કર્ણસુન્દરી નાટિકાનો આરંભ તથા જૈનસાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૨૦

૩ પ્ર. ચિ. પૃ. ૧૧૬

રત્નમાળામા કર્ણને રૂપાળો, મધ્યમ શરીરનો, કામી, હલકી ટેવોવાળો અને પશ્ચાત્તાપ કરનારો કહ્યો છે આમાથી કર્ણના રૂપના બીજા પ્રબધોમા પણ વખાણ કરેલા છે એટલે એટલી વાત માનવા યોગ્ય લાગે છે કી કો મા તેને કામદેવ જેવો રૂપાળો કહ્યો છે[1] સુ સ મા પણ એના જ કર્ણના રૂપના વખાણ છે[2] અને બીજા પ્રબન્ધકારોએ પણ તેમા સાથ પુર્યો છે[3] રત્નમાળામા કર્ણને કામી, હલકી ટેવોવાળો તથા પશ્ચાત્તાપ[4] કરનારો કહ્યો છે તે કદાચ પ્ર ચિ મા આપેલા મીનળદેવીવાળા પ્રસગને લઈને જ કહ્યો

---

१ आकारेण तु रम्येण मूर्त्या मृगलक्ष्मभूमदृक् ॥ श्लो २०॥
विना कर्णेन तेन स्त्रीनेत्राणां न रति यत्रचित् ॥ श्लो २१॥
कीर्तिकौमुदी स २

२ श्री कर्णदेवोऽथ नृपस्त्रिलोकविलोकनीयद्युतिराशिरासीत् ।
सु स स २ श्लो २०

૩ જુઓ પ્ર ચિ પૃ ૧૧૬ ટિ ૧૮મા આપેલા ઉતારો

૪ હલકી સ્ત્રીના વેષમા આવેલી મીનળદેવી સાથે સગ કર્યા પછી કર્ણને પશ્ચાત્તાપ થયો અને શાસ્ત્રજ્ઞોએ બતાવેલુ, તપાવેલી ત્રાબાની પુતળીને ભેટવાનુ પ્રાયશ્ચિત કરવા તૈયાર થયેલા કર્ણને મુજાલ મત્રીએ ખરી વાત જણાવી દીધી, એમ પ્ર ચિ (પૃ ૧૧૫)મા વર્ણન છે

# પ્રકરણ ૧૧ મું

# લોક સ્થિતિ

મૂળરાજે સારસ્વતમંડલ જીત્યું એ વાતને કર્ણના મરણ વખતે દોઢસો વર્ષ થઈ ગયાં, એ દોઢસો વર્ષના ગાળામા આ દેશના સમાજમાં કેવા ફેરફારો થયા છે તે ટુંકામાં જોઈ લઈએ. આ વાંચતાં પૂર્વ સ્થિતિમા આપેલું વર્ણન તથા ચાવડા સમયના અંત વખતે કરેલું ટુંકું વર્ણન વાચનાર તાજાં કરી લેશે એવી આશા છે. કારણ કે અહી ફેરફારો જ નોંધ્યા છે.

## જ્ઞાતિઓ

સામાન્ય રીતે વિ. સં. ૧૦૦૦માં સમાજની જે સ્થિતિ હતી તેજ સ્થિતિ ૧૧૫૦માં જોવામાં આવે છે. મોટા સામાજીક ફેરફારમાં આ સમય દરમીયાન નાતોના વાડા બંધાવા માંડ્યા છે એ છે. નાગર જ્ઞાતિનો વિ. સ ૧૦૦૫ના સમયના લેખમાં અને ઔદીચ્યનો ૧૦૮૬ના ભીમના દાનપત્રમાં ઉલ્લેખ મળે છે એ ઉપર નોંધ્યું છે આ સમય પછીનાં સો દોઢસો વર્ષ દરમીયાન તો રાયકવાળ, પોરવાડ, શ્રીમાળી, મોઢ વગેરે અનેક જ્ઞાતિઓનાં નામો પ્રચલિત હોવાના પુરાવા મળે છે એ જોતાં આ સમય દરમીયાન જ જૂના ચાર વર્ણોના જ્ઞાતિઓરૂપ પેટા વિભાગો બંધાવા માંડ્યા જણાય છે. પણ ભિન્નભિન્ન જ્ઞાતિઓના ઉલ્લેખો ઉત્કીર્ણ લેખોમા તથા પ્રબંધો વગેરેમાં આ પછીના સમય દરમીયાન મળે છે. આ રીતે સમાજનું વલણ સંકોચ તરફ હોવાથી લગ્નવ્યવહારની જે છુટ વિ. સં. સાતમા આઠમા શતક સુધી હતી તે ખાસ કરીને બ્રાહ્મણોમાં તો તદ્દન બંધ થઈ ગઈ હોવી જોઈએ.

લેખક તરીકે કાયસ્થનો ઉલ્લેખ ઉપરના લેખોમાં જોવામાં આવે છે અને એ સમયના બીજા રાજવંશોના લેખોમા પણ લેખક તરીકે કાયસ્થનું નામ મળે છે. આ કાયસ્થો પોતાને ક્ષત્રિય ગણે છે. જો કે હાલમાં શ્રી દેવદત્ત ભાંડારકરે કાયસ્થો અને નાગરોને મૂળ એક જાતના

ગણુવાનો પ્રયત્ન કર્યો છે[1] કાયસ્થો લેખક તરીકે જ પ્રખ્યાત થયા છે વળી આટલા જૂના કાળમા પણ ગૌડ કાયસ્થ જેવો ઉલ્લેખ મળે છે[2]

### બાળલગ્નનો પ્રચાર

બાળલગ્નનો રિવાજ હિંદુઓમા હોવાનુ, એલ્બીરૂની (ઈ સ ૧૦૩૦) નીચેના શબ્દોમા કહે છે[3] 'હિંદુઓ નાની ઉમરે લગ્ન કરે છે અને એ કારણુથી પોતાના બાળકોના લગ્નની ગોઠવણુ માબાપો કરે છે " બાળવિવાહનુ વિધાન કરતી પરાશરસ્મૃતિ વિગેરે સ્મૃતિઓ તો આ કાળ પહેલા જ પ્રચારમા આવી ગઇ હતી દ્વિજમા પુનર્વિવાહનો સામાન્ય રિવાજ નહોતો, એલ્બીરૂની કહે છે કે એક સ્ત્રી બીજી વાર વિવાહ નથી કરી શકતી[4] તેઓ કાતો તપસ્વીનુ જીવન ગાળે છે નહિ તો બળી મરે છે રાજાઓની સ્ત્રીઓ જો વૃદ્ધ ન હોય તો બળી મરે છે[5] પણ આ સતી થવાનો રિવાજ આ સમયમા નવો નથી થયો એલ્બીરૂનીએ નોંધ્યો છે એટલા જ કારણુથી અહીં ઉલ્લેખ કર્યો છે

### રાજ્યવહીવટ

જે રાજકીય અધિકારીઓના નામો અને કાર્યોનુ વલભી સમયના લેખોની મદદથી પૂર્વ સ્થિતિમા વર્ણન કર્યું છે તેમા આ સમય દરમીયાન ખાસ ફેરફાર પડ્યો હોય એવુ દેખાતુ નથી ગૂર્જર વગેરેના જે થોડા લેખો મળ્યા છે તેમા જો કે જુદાજુદા અધિકારીઓના નામો આપ્યા નથી પણ એનો જ પ્રચાર હતો એમ એ સમયના બીજા રાજવંશોના લેખોથી દેખાય છે જૂના ધમડાછાના ઉપર વારવાર

૧ જુઓ શ્રી દે રા ભાંડારકરનો લેખ ... એ. ૧૯૩૨ પૃ ૯૨ થી ૫૫ તથા ૬૧ થી ૭૨

૨ જુઓ એ. ઈ ભ ૧૭ પૃ ૯ ઉપર ઈ સ. ૧૦૦૦ નો લેખ

૩ સચાઉ ભ ૨ પૃ ૧૫૫

૪ પ્રસિદ્ધ જૈન મંત્રીઓ વસ્તુપાલ તેજપાલ વિધવાના પુત્ર હતા એ દાખલો સામાન્ય રિવાજનો નથી

૫ સચાઉ ભ ૨ પૃ ૧૫૫

ઉલ્લેખેલા તામ્રપત્રમાં જો કે મંત્રી, પુરોહિત, સેનાપતિ અને અક્ષપટલિક એ ચાર અધિકારીઓનો જ નામથી ઉલ્લેખ કર્યો છે અને એ ઉપરાંત પાછળના સમયનાં લખાણોમાં ભીમના મત્રી વિમળ માટે દંડનાયકની પદવીનો નિર્દેશ મળે છે. પણ એ પદવી તો વલભી દાનપત્રોમાં તથા તેથીય પ્રાચીન ભીટામાથી નીકળેલી ઈ. સ. ચોથા શતકની વાકાટક-સીલોમાં મળે છે.[1]

પણ આ સમયનાં બીજા રાજવંશોનાં તામ્રપત્રોમાં મહાદેવી, મહારાજપુત્ર, મહામત્રી કે મહામાત્ય, પુરોહિત, મહાધર્માધ્યક્ષ, મહા-સાન્ધિવિગ્રહિક, મહાક્ષપટલિક, મહાસામન્ત, મહાસેનાપતિ, મહાપ્રતિહાર, દૌઃસાધ્યસાધનિક, રાજસ્થાનીય, મહાકુમારામાત્ય, મહામુદ્રાધિકૃત, ઉપરિક (કે બૃહદુપરિક), મહાભોગિક, મહાપીલુપતિ, ચૌરોદ્ધરણિક, દાણ્ડિક, દંડપાશિક, પ્રાન્તપાલ, કોટ્ટપાલ, અંગરક્ષક, આયુક્તકવિનિયુક્તક, હસ્ત્યશ્વોષ્ટ્ર નૌબલવ્યાપૃતક, વડવાગોમહિષાજાવિકાધ્યક્ષ, દૂતપ્રેષણિક, ગૌલ્મિક, શૌલ્કિક, વિષયપતિ, ગ્રામપતિ, તરિક અને ચાટભટ એટલાં નામો મળે છે.[2] આમાં કેટલાંક વલભી દાનપત્રોમાં નહોતાં એવાં નવાં પણ છે. પરંતુ આટલાં બધા નામો તો કોઈક જ તામ્રપત્રમાં મળે છે. અને ગુજરાતનાં તામ્રપત્રોમાથી કોઈમાં નથી મળતાં. મોટે ભાગે તો 'યથાસંબદ્ધ' કે 'સમસ્ત' રાજપુરુષો એવા મોઘમ શબ્દોથી જ પતાવે છે. પણ એ તો લખાણમાં સંકોચ વૃત્તિનું પરિણામ છે. બાકી રાજ્યમાં અધિકારીઓની ગોઠવણ વિશે વલભી તામ્રપત્રો ઉપરથી જે ચિત્ર આપણે જોયું તેમાં મહત્ત્વનો ફેર થયો દેખાતો નથી.

### તામ્રપત્રોનું સંસ્કૃત

પણ તામ્રપત્રોના પ્રસંગમા એક બીજી બાબત ખાસ ધ્યાન

---

૧ જુઓ જર્નલ ઓફ ધી બી. એન્ડ ઓ. રીસર્ચ સપ્ટેમ્બર ૧૯૩૩ પૃ. ૨૯૯.

૨ જુઓ વિ. સં. ૧૧૦૮ નું હૈહય કર્ણદેવનું દાનપત્ર (એ. ઈ. ગ્રં. ૧૧ પૃ. ૧૪૫), બીજું. બલ્લાલસેનનું નૈહત્તિ દાનપત્ર (એ. ઈ. ગ્રં. ૧૪ પૃ. ૧૫૯) અને ત્રીજું મદનપાલનું દાનપત્ર (જ. બ. રો. એ. સો. ગ્રં. ૬૯ પૃ. ૧૧)

ખેંચે છે વલભી તામ્રપત્રોમા જે લાંબા સસ્કૃત સમાસોવાળી રચના મળે છે તે આ મોડાની તામ્રપત્રોમા નથી દેખાતી એ વખતે બીજા રાજ્યોમા પણ સસ્કૃતમા તામ્રપત્રો લખવાનો રિવાજ હોવાથી ગુજરાતના તામ્રપત્રો પણ સસ્કૃતમા લખાયા છે ખરા પણ વલભી તામ્રપત્રોના લેખકોને લાંબુ સંસ્કૃત લખવાની જે હોંશ દેખાય છે, તે આ તામ્રપત્રોમા નથી આ ગુજરાતના તામ્રલેખો ઘણા ટુંકા અને માત્ર આવશ્યક વ્યવહારુ હકીકત કહેનારા છે આ ઉપરથી એ વખતે ગુજરાતમા સસ્કૃત વિદ્યાનો પ્રચાર ઓછો થઈ ગયો હતો એમ અનુમાન કાઢીએ તો એની વિરુદ્ધ કોઈ પુરાવો દેખાતો નથી. પાછળથી વિ ના તેરમા ચૌદમા શતકમા નાગર બ્રાહ્મણોએ લાંબી પ્રશસ્તિઓ લખી છે ખરી અને સિદ્ધરાજ–કુમારપાળના વખતમા હેમચન્દ્રાચાર્ય તથા તેના શિષ્યમંડળદ્વારા વિદ્યાની જે જાગ્રતી ગુજરાતમાં આવી તેનુ અવલોકન તો યોગ્ય પ્રસગે થશે

## ધાર્મિક સ્થિતિમા થયેલો ફેરફાર

વલભી તથા રાષ્ટ્રકૂટ તામ્રપત્રોમાં મુખ્યત્વે બ્રાહ્મણોને બલિ, ચરૂ, વૈશ્વદેવ માટે દાનો અપાયા છે ત્યારે જે થોડા ચૌલુક્ય દાનપત્રો મળ્યા છે તેમા એ વાત જ નથી આ દાનપત્રોના દાનો જૈન આચાર્યોને, શૈવ મન્દિરોને કે જૈન મન્દિરોને અપાયેલ છે જ્યાં ધર્મના બ્રાહ્મણને આપ્યુ છે પણ ત્યા યે બલિચરૂ વૈશ્વદેવનો ઉલ્લેખ નથી તામ્રપત્રોમાથી નીકળતી આ માહિતી મોટી ઐતિહાસિક હકીકતની સૂચક છે વિ સ. ૧૦૦૦ પહેલા સમાજના બ્રાહ્મણના બલિચરૂ વૈશ્વદેવનુ જે સ્થાન હતુ તે પછી નથી રહ્યુ બ્રાહ્મણને દાન આપવામા આવે છે, પણ તે એ બ્રાહ્મણ છે એટલા જ માટે, બલિચરૂ વૈશ્વદેવ એ કરે એ માટે નહિ. બાકી નાનો મોટો પ્રસાદ તો મંદિરો, વાવો, તળાવો કોટ બંધાવવા તથા [illegible] તરફ વળ્યો છે પ્રાચીન વૈદિક ધર્મને ઠેકાણે નવ્ય-[illegible] પતધર્મ આવ્યો છે ઉજ[illegible] મૂળરાજ આદિ ચૌલુક્ય રાજાઓ

૧ પૂર્વની વ્યાખ્યા માટે જુઓ પૃ ૩૮ ટિ [illegible]

જો કે શૈવ છે અને શૈવ મન્દિરો તથા શૈવ આચાર્યોને ઉત્તેજન આપના દેખાય છે અને જો કે વૈષ્ણવ નિશાનીઓ વિરલ મળે છે પણ વૈષ્ણવ ધર્મનો એ વખતે ગુજરાતમાં પ્રચાર હતો એ ચોક્કસ છે[1] સૂર્યપૂજાની તો મોઢેરાનું સૂર્યમન્દિર જે ઘણું કરી વિમલ વસતિનું સમકાલીન છે[2] એ મોટી નિશાની છે. પણ બીજાંયે સૂર્યમન્દિરો હશે. ઉદયામતીની કે રાણીની વાવનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. કર્ણે પણ એક વાવ કે તળાવ માટે દાન આપ્યું છે, અને સિદ્ધરાજના વખતમાં તો એ પ્રવાહ ઘણા જોરમાં ચાલે છે.

### જૈન ધર્મનો પ્રચાર

આ રીતે સોલંકી કાળનો બ્રાહ્મણ ધર્મ વલભી તથા ચાવડા કાળના બ્રાહ્મણ ધર્મથી કેટલીક બાબતમાં જુદો પડે છે. આ ફેરફાર ધીમે ધીમે થયો છે. વળી ગુજરાતની ધાર્મિક પરિસ્થિતિમાં એક બીજો પણ મહત્ત્વનો ફેરફાર આ સમય દરમીયાન થયો છે અને તે જૈન ધર્મ—વિશેષતઃ શ્વેતાંબર જૈન ધર્મના પ્રચારનો છે. દંતકથા કહે છે તેમ વલભી સમયમાં જૈન ધર્મનો કોઈક જાતનો પ્રચાર હોય તો ભલે પણ વચલા કાળમાં તેની કાંઈ નિશાની દેખાતી નથી[3] અને મૂળરાજના સમયથી જ ગુજરાતમાં જૈન ધર્મનો પ્રચાર થવા માંડયો દેખાય છે. મૂળરાજના સમય પ્હેલાંના બે ત્રણ સૈકાઓ દરમીયાન ભિલ્લમાલ મારવાડમાં જૈન ધર્મનો સારો પ્રચાર હતો એમ એ સૈકાઓનો જૈન સાહિત્યનો ઇતિહાસ જોતાં જણાય છે,[4] અને આગલા પ્રકરણમાં આપણે જોયું છે તેમ એ ભિલ્લમાલના પ્રદેશના સામંતનો

---

૧ જુઓ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ ગુજરાતમા પ્રચારવાળુ પ્રકરણ.

૨ જુઓ મારૂ ગુજરાતના તીર્થસ્થાનો. મોઢેરા પૃ. ૧૨૧ થી ૧૩૨

૩ વનરાજને જૈન શીલગુણસૂરિએ કે દેવેન્દ્રસૂરિએ આશ્રય આપી પોષ્યો હતો એવી દંતકથા ચાલે છે. (જુઓ પ્ર. ચિ. પૃ. ૩૨ તથા પ્રભાવક ચરિત પૃ. ૨૯૫) પણ એને ઐતિહાસિક હકીકત ગણવા માટે જોઇતો પુરાવાનો આધાર નથી મળતો.

૪ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ. ૨ પ્ર. ૭ મું.



મોઢેરાનું સૂર્યમંદિર · સૂર્યકુંડ સાથે (પૃ. ૨૨૭ સામે)

પુત્ર મૂળરાજ પાટણનો ધણી થતા એ પ્રદેશની જૈન વસ્તી પણ પાટણ તરફ આકર્પાઈ છે ચામુંડ, દુર્લભરાજ, ભીમદેવ અને કર્ણદેવના વખતમા પાટણમા વીરગણિ, જિનેશ્વરસૂરિ, શાંતિસૂરિ, અભયદેવસૂરિ વગેરે અનેક જૈનસૂરિઓ થઈ ગયા હોવાની વાતો પ્રભાવક ચરિત વગેરે ગ્રંથોમા મળે છે[1] રાજવંશ સાથે પણ નિકટ સંબંધ આ વખતના કોઈ કોઈ જૈન સાધુઓને હતો એમ કહેવાય છે જૈનઆચાર્ય દ્રોણાચાર્ય ભીમદેવના મામા હતા એમ પણ કહ્યુ છે[2] એ વખતે અનેક ક્ષત્રિય કુટુંબોએ જૈનધર્મ સ્વીકાર્યો છે એ પ્રસિદ્ધ છે, એટલે એમા કાંઈ અસંભવિત નથી ભીમદેવનુ મોસાળ નડુલમા હતુ અને ત્યા જૈનધર્મનુ જોર હતુ એ પણ સુવિદિત છે વળી મૂળરાજનો મંત્રી વીરમહત્તમ, ભીમનો મંત્રી વિમલ અને કર્ણના મંત્રીઓ મુંજાલ તથા સાન્તૂ એ પણ જૈનો જ હતા આ બધી હકીકત જોતા મૂળરાજના વખતથી જ જૈનધર્મ ગુજરાતમા પ્રવેશ કર્યો, ધીમે ધીમે એનુ જોર વધતુ ગયુ અને કુમારપાળના વખતમા એની ટોચ આવી ગઈ એમ કહેવામા વાંધો નથી

### ગુજરાતની સ્થાપત્યકળા

ઉપર વર્ણવેલા ધાર્મિક વલણના મોટા ફેરફાર સાથે તેને લગતી કળાની બાબતમા ખાસ કરીને સ્થાપત્યની બાબતમા મોટા ફેરફાર થયો છે આ દેશમા મંદિરો બાંધવાનો રિવાજ તો ઘણા જૂના કાળથી ચાલ્યો આવતો હતો પણ ગુજરાતમા તો વિ સં ૧૦૦૦ પહેલા ઈંટ કે પથ્થરની ઊભણી ઉપર લાકડાના મંદિરો બંધાતા હતા એમ મુસલમાન લેખકોએ કરેલા સોમેશ્વરના મંદિરના વર્ણન ઉપરથી નક્કી થાય છે અને શત્રુંજયનુ પહેલુ મંદિર લાકડાનુ હતુ તથા એ કારણથી એ બળી જવાની બીક રહેતી એમ પ્ર ચિ ના વર્ણનથી મુસલમાન ઇતિહાસ-

---

૧ પ્ર ચ વિ ૩ પૃ ૨
૨ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ ૨૧૬
૩ પ્ર ચિ ૧ ૧૮૩

કારોનાં કથનને ટેકો મળે છે. પછી ભીમદેવના વખતથી પથ્થરનાં સુંદર કારીગીરીવાળાં મંદિરો બંધાવવાનો યુગ શરૂ થયો અને એ સ્થાપત્ય કળાના ભીમદેવના સમયના ઉત્તમ નમુનાઓ ખંડેરરૂપમાં કે સંપૂર્ણરૂપમાં જળવાઈ રહ્યા છે. મોઢેરાનું સૂર્યમન્દિર આ કાળનું જ છે અને ખંડેર હોવા છતાં સ્થાપત્યકળાનો અદ્‌ભુત નમુનો છે. જ્યારે વિમલવસતિ વારંવાર યોગ્ય જીર્ણોદ્ધાર કરવાની જૈનલોકોની ચીવટથી આખું સંપૂર્ણ ઉભું છે.

એ મંદિરની કોતરણી વિષે તજજ્ઞો કહે છે કે આ દેવળ તેના અણિશુદ્ધ નકશીકામથી પ્રેક્ષકને વિચારમાં ગરક કરી દે છે. એ એટલું તો પૂર્ણ છે કે તેમાં કાંઈ પણ ફેરફાર ન જ થઇ શકે. ખાસ કરીને મંડપમાં સફેદ આરસ ઉપર જે નકશીકામ કર્યું છે તેની ઝીણવટ અદ્‌ભૂત છે. પણ આ બધી શોભા અંદરના ભાગમાં જ છે. બ્હારથી તો આ મંદિરો તદ્દન સાદાં લાગે છે. ફર્ગ્યુસનના કહેવા પમાણે સ્થાપત્યકળાની ટોચનો આ નમુનો છે. અને તે પછીના એક સૈકામાં એ કળા અમુક બાબતમાં થોડી ચડે છે પણ પૂર્ણતા અને કળાશુદ્ધિની બાબતમાં તો ધીમે ધીમે આ દેશની સ્થાપત્યકળા એ પછીથી ઉતરતી ગઈ છે.[૧]

જ્યારે મંદિરો લાકડાનાં બંધાતાં હશે ત્યારે ઘરોમાં લાકડું જ વધારે વપરાતું હશે. પણ ભીમદેવના વખતથી ઈંટો અને પથરાઓનો ઘરોમાં—ખાસ કરીને શ્રીમંતોના ઘરોમાં વિશેષ ઉપયોગ થવા લાગ્યો હોવાનો સંભવ છે. અને રાજમહેલોમાં તો આબુનાં મંદિરો પેઠે આરસપહાણના પથ્થરનો અને સુંદર કોતરણીનો ઉપયોગ થયો હશે. પણ આજે એ કાળના પાટણના રાજમહેલની કે ગરીબની ઝુપડીની એકેયની કાંઈજ નિશાની રહી નથી.

---

૧ જુઓ ફર્ગ્યુસનની હીસ્ટરી ઓફ ઈન્ડીઅન આર્કીટેકચર, હાવેલનું એન્શીઅન્ટ એન્ડ મીડીવલ આર્કીટેકચર ઓફ ઈન્ડીઆ તથા સુરતની સાહિત્ય પરિષદ્ રિપોર્ટમાં છપાયેલો શ્રી. ગજાનન વિશ્વનાથ પાઠકનો ગુજરાતનું સ્થાપત્ય નામનો નિબંધ તથા મારૂં ગુજરાતનાં તીર્થસ્થાનો- પૃ. ૨૪૧ થી ૧૫૩.



મોઢેરાના રંગમંડપમાના એક સ્તમ્ભ ઉપરની આકૃતિ (પૃ ૨૦૮ સામે)

## પ્રકરણ ૧૨ મુ

## સિદ્ધરાજ જયસિંહ

### વિ સ ૧૧૫૦ થી ૧૧૯૯

સિદ્ધરાજ જયસિંહનો જન્મ પાલણપુરમા થયો હતો એવુ પ્રથમ ફાર્બસ સાહેબે દંતકથાને આધારે રાસમાળામા લખ્યુ હતુ અને પછીના ઇતિહાસ લેખકોએ એ વાત એમને એમ સ્વીકારી લીધી[1] પણ કોઇ જૂના પ્રબધમા એ વાત નથી અને એ વાત ખોટી હોવાનુ મુખ્ય કારણ તો એ છે કે સિદ્ધરાજના જન્મ વખતે પાલણપુરનુ નામનિશાન નહોતુ સિદ્ધરાજના જન્મ પછી લગભગ સો વર્ષ આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઇ પ્રલ્હાદનદેવે પાલણપુર વસાવ્યુ છે[2] અને તેના નામ ઉપરથી પ્રલ્હાદનપુર—પાલણપુર નામ પડયુ છે

#### રાજ્યાભિષેક વખતે જયસિંહની ઉમર

વિ સ ૧૧૫૦મા કર્ણદેવ સ્વર્ગવાસી થયો અને તેના ત્રણ વર્ષના પુત્ર સિદ્ધરાજ જયસિંહનો રાજ્યાભિષેક થયો એમ પ્ર ચિ મા કહ્યુ છે[3] જિનમડનગણિ પ્ર ચિ ને અનુસરે છે,[4] જ્યારે ચારિત્રસુન્દરગણિ તેને અનુસરતા હોવા છતા સિદ્ધરાજની ઉમર આઠ વર્ષની જણાવે છે[5] પણ સિદ્ધરાજના સમકાલીન હેમચન્દ્ર કહે છે કે 'જયસિંહ મોટો થઈ સરસ્વતીના ખોળા ઉપર રમવા જવા લાગ્યો, મલ્લવિદ્યા, હાથીની લડાઇ, શસ્ત્રવિદ્યા વગેરેમા કુશળ થયો, હાથીને વશ કરતા શીખ્યો આ રીતે જયસિંહ જુવાનીમા આવ્યો, પછી કોઈ એક દિવસ

---

૧ જુઓ રાસમાળા ભા ૩ જુ ગુ ભા ૧ પૃ ૧૦૨

૨ પાર્થ પરાક્રમ વ્યાયોગ ઉપોદ્ઘાત તથા ભારત કે પ્રાચીન રાજવંશ ભા ૧ પૃ ૭-

૩ પ્ર ચિ પૃ ૧૧૫-૧૧૬

૪ કુ પ્ર પૃ ૫

૫ કુ. ચ સ. ૧ શ્લો ૨૩

જયસિંહનો રાજ્યાભિષેક કર્યો, અને તેને "તું વિપ્રાદિ ચારે વર્ણોનો રક્ષક થજે, પૂર્વજોને અનુસરતું વર્તન રાખજે તથા મારા ભત્રીજા દેવપ્રસાદ સાથે સારી રીતે વર્તજે" એ રીતે શીખામણ આપી હરિસ્મરણ કરતાં કરતાં કર્ણ સ્વર્ગે ગયો."[1]

દ્વયાશ્રયનું ઉપરનું વર્ણન જોતાં જયસિંહ ગાદીએ બેસતી વખતે ત્રણ કે આઠ વર્ષનો નહિ પણ ૧૫–૧૭ વર્ષનો હોવો જોઇએ એમ લાગે છે.[2] અને દ્વયાશ્રયની વિરૂદ્ધ પ્ર ચિ. વગેરેનાં કથનોને માનવાની જરૂર મને દેખાતી નથી. કર્ણે જયસિંહને જેની ભલામણ કરી હતી તે દેવપ્રસાદે તો કર્ણના મરણના ખબર સાંભળીને પોતાના પુત્ર ત્રિભુવનપાલની 'આ હવે તારો પુત્ર છે' એ શબ્દો સાથે જયસિંહને સુપરત કરી સરસ્વતીને કાઠે ચિતામાં પ્રવેશ કર્યો, એમ હેમચંદ્ર કહે છે. પોતાના ભત્રીજા આ ત્રિભુવનપાલને જયસિંહે પોતાના નાના ભાઈ પેઠે રાખ્યો હતો અને તે લડાઇમાં જયસિંહનો મોટો સહાયક હતો એમ એજ ગ્રન્થકાર કહે છે.[3] આ ત્રિભુવનપાલનો પુત્ર તે જયસિંહ પછી ગાદીએ બેસનાર કુમારપાલ.

### મદનપાલનું દુર્વતન

જયસિંહ ગાદીએ બેઠો ત્યારે એની ઉમ્મર બહુ નાની નહોતી એવું હેમચન્દ્રના શબ્દોમાંથી અનુમાન કર્યું છે છતાં ગમે તે કારણથી પણ પાટણમાં એ વખતે રાજ્યતંત્ર કાંઇક નબળું પડ્યુ હશે એવું પ્ર. ચિ–મા[4] આપેલા રાજમાતા ઉદયમતીના ભાઈ મદનપાલ સંબંધી

---

૧ દ્વયાશ્રય સ. ૧૧ શ્લો. ૪૭ થી ૧૧૧.

૨ શ્રી. રા. ચુ મોદી ગાદીએ બેસતી વખતે સિદ્ધરાજની ઉમ્મર દશ વર્ષની ગણીને તેનો જન્મ સ. ૧૧૪૦ મા હોવાનો સભવ માને છે. (જુઓ કૌમુદી ૧૯૩૫ જાન્યુઆરી પૃ. ૭૫).

૩ જુઓ દ્વયાશ્રય સ. ૧૧ શ્લો. ૧૧૫–૧૧૬.

૪ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૧૭.

વૃત્તાન્ત ઉપરથી લાગે છે પ્ર ચિં કાર કહે છે કે શ્રી કર્ણ સ્વર્ગે ગયા પછી શ્રી ઉદયમતી દેવીનો ભાઈ ખરાબ રીતે વર્તવા લાગ્યો દાખલા તરીકે એ વખતે પાટણમા દેવનું વરદાન પામેલા હોય એવા ઉત્તમ વૈદ્ય ગણાતા લીલા વૈદ્યને પોતાની તબીઅત બતાવવાને બ્હાને મદનપાલે પોતાના મહેલમા તેડાવી પછી અટકમા રાખી તેની પાસેથી બત્રીસ હજાર જેટલી રકમ લીધા પછી જ તેને છૂટો કર્યો અને આ ખરાબ અનુભવને પરિણામે લીલા વૈદ્યે રાજમહેલ સિવાય બીજા કોઈને ઘેર ન જવાનો નિયમ કર્યો[1] આ દુર્વર્તનની ખબર પડતા શાન્તૂ મંત્રીની સલાહથી જયસિંહે અન્યાય કરનાર મદનપાલને મરાવી નાખ્યો[2]

## બર્બરકનો વિજય

જયસિંહનુ એક બિરૂદ બર્બરક જિષ્ણુ એના વખતના તામ્રપત્રોમા આપ્યુ છે આ બર્બરકજિષ્ણુ બિરૂદ મળવાનુ કારણ હેમચન્દ્રે નીચે પ્રમાણે કહ્યુ છે 'જયસિંહ ગાદીએ બેઠા પછી એક વખત તેની પાસે આવીને ઋષિઓએ ફરીઆદ કરી કે રાક્ષસોએ અમને બહુ દુ ખ આપ્યુ છે, તેઓએ સિદ્ધપુરને બાળ્યુ છે તથા તેનુ દેવાલય તોડી નાખ્યુ છે, માટે આ રાક્ષસોને તમે મારો જયસિંહ જાતે લડવા ઉતર્યો અને પોતાની તરવાર ભાગી જતા હાથો હાથ લડીને બર્બરકને દગાથી બાંધી લીધો પછી બર્બરકની પત્નીએ પોતાનો પતિ જયસિંહની હમેશા ચાકરી કરશે અને નીતિથી વર્તશે એવુ વચન આપવાથી જયસિંહે તેને છોડી દીધો અને બર્બરકે તેને રત્નોની ભેટ આપી"[3] હેમચન્દ્રનો આ બર્બરક તેજ લોક કથાનો બાબરા ભૂત આ બાબરા ભૂતને સિદ્ધરાજે સ્મશાનમા શબ ઉપર બેસીને

---

૧ આ લીલા વૈદ્યની મૂત્ર જોઈને રોગ પારખવાની શક્તિના દાખલા માટે તથા એના બાકીના વૃત્તાન્ત માટે જુઓ પ્ર ચિ. પૃ ૧૧૭-૧૧૮

૨ એ જ ૧૧૮

૩ દ્વયાશ્રય સ. ૧૨ શ્લો. ૫ થી ૮૭ તથા સ. ૧૩ શ્લો. ૨

મંત્રશક્તિદ્વારા વશ કરેલો એવી લોકકથા છે. આ બાબરો કે બર્બરક તે બાબરીઆવાડ કે બીજા કોઈ પ્રદેશના ભીલો, રબારીઓ, ભરવાડો વગેરે જંગલી કોમની કોઈ ટોળીનો સરદાર હોવો જોઈએ એવું આધુનિક ઐતિહાસિક વિચારકોનું[1] માનવું છે અને એજ વાત સાચી હશે. પણ સિદ્ધરાજના સમય પછી સો વર્ષની અંદર એ શ્મશાનનો બાબરો ભૂત બની ગયો એ[2] એ જમાનાના માનસની ચમત્કારસુખી દશા દર્શાવે છે. દ્વયાશ્રયની વિગતો તો કલ્પિત હોવાનો સંભવ છે પણ જો મુખ્ય હકીકત સાચી હોય તો પાટણની એટલો નજીક આવેલો સિદ્ધપુરનો પ્રદેશ પણ સિદ્ધરાજના સમય સુધી જંગલી ટોળાંઓના હુમલાઓથી મુક્ત નહોતો એ ઐતિહાસિક દૃષ્ટિએ આશ્ચર્યકારક લાગે છે.

સિદ્ધરાજ જયસિંહની ઉમ્મર તો ગાદીએ બેસતી વખતે છેક ન્હાની નહિ હોય એમ મેં ઉપર સકારણ માન્યું છે. પણ સિદ્ધરાજના લાંબા રાજ્યકાળના જે થોડા બનાવો વિષે ચોક્કસ માહીતી મળે છે તે પાછલા સમયના છે; એ હકીકત ખાસ નોંધવા યોગ્ય છે. પાટણ તથા તેની આસપાસના પ્રદેશમાં શાંતિ સ્થાપવામાં તથા એ પ્રદેશનું રાજ્યતંત્ર વ્યવસ્થિત કરવામાં સિદ્ધરાજનાં શરૂઆતનાં વર્ષો ગયાં હશે, એમ મારૂં માનવું છે. વળી પ્રબંધોમાં સિદ્ધરાજનો જે વૃત્તાન્ત મળે છે તેનો કાલાનુક્રમ ક્યાંય નથી આપ્યો. એટલે અનુમાનથી મને જે કાલાનુક્રમ દેખાય છે તેને અનુસરી અહીં વર્ણન કર્યું છે.

---

૧ જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૧૬૧ ટિ. ૨ જેમા બુલ્હરનો મત ટાંક્યો છે. તથા મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૪–૧૭૫.

૨ આ કથનનો પુરાવો જોવો હોય તો કી. કૌ. નો નીચેનો શ્લોક જુઓ:—

श्मशाने यातुधानेन्द्र बद्ध्वा बर्वरकासिवम् ।
सिद्धराजेति राजेन्दुर्यो जज्ञे राजराजिषु ॥

स. २ श्लो. ३८

બર્બરકને બાંધ્યો માટે સિદ્ધરાજનું બિરૂદ મળ્યું એ કી. કૌ. નું કથન ખોટું છે. તામ્રપત્રોમાં બર્બરક જિષ્ણુ બિરૂદ સ્પષ્ટ છે.

વિ સં ૧૧૬૦મા ખંભાતમા લખાયેલુ આદિનાથચરિત્ર નામનું એક જૈન પુસ્તક મળ્યુ છે તેના અંતમા "જયસિંહરાજા રાજ્યનું પરિપાલન કરતા હતા ત્યારે આ પુસ્તક ખંભાતમા લખ્યુ છે" એમ લખેલુ છે[1] એ ઉપરથી ખંભાત સુધી જયસિંહની સત્તા ૧૧૬૦મા હતી એમ નિશ્ચય થાય છે

### સિદ્ધરાજની સોરઠ ઉપરની ચઢાઈ

સિદ્ધરાજે સોરઠ ઉપર ક્યારે ચઢાઈ કરી એ ચોક્કસ કોઈ ઠેકાણે લખ્યુ નથી પણ રૈવતગિરિરાસુના સ્પષ્ટ કથન પ્રમાણે સિદ્ધરાજે સોરઠ ઉપર નીમેલા દંડનાયક સજ્જને વિ સં ૧૧૮૫મા નેમીનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો છે[2] અને તે પ્હેલા નવ વર્ષથી સજ્જનના હાથમા સોરઠનો કારભાર હતો એમ પ્રભાવકચરિતમા કહ્યુ છે[3] એ જોતા એ તારિખ પ્હેલા સિદ્ધરાજે સોરઠને જીત્યુ હતુ એવુ માનવુ યોગ્ય છે પણ કાઠીઆવાડમાથી મળી આવેલા કેટલાક ઉત્કીર્ણ લેખોમા[4]

---

१ विक्कमनिवकालाउ सएसु एक्कारसेसु सट्ठेसु
सिरि जयसिंह नरिन्दे रज्ज परिपालयंतम्मि
खंभाइत्थयरिएहिं सियपक्खे विजयदसमीए
જેસલમીર ભાંડાગારીય ગ્રન્થસૂચી ગ્રન્થ ગ્રન્થકૃત્પરિચય પૃ ૬૫ ટિ ૩

२ इक्कारसयसहीउ पचासीय वच्छरि ।
नेमिभुवणु उद्धरिउ साजणि नरसेहरि ॥
રૈવતગિરિરાસુ, કડવુ ૧ શ્લો ૯

३ अथ श्रमवोवर्षै स्वामिनाधिष्ठित कृत ।
आददाह गिरि जीर्णमहाश्च जिनालयम् ॥
પ્ર ચ દે સૂ પ્ર શ્લો ૩૩૩

૪ જુઓ માનરોળનો વિ સં ૧૨૦૨નો લેખ જેમા સિંહ સં ૩૨ આપેલ છે તથા ભીમદેવ બીજાનું વિ. સં ૧૨૬૬નુ તામ્રપત્ર જેમા સિંહ સં ૯૩ આપેલ છે

સિંહ સંવત મળે છે અને એ સંવત સિદ્ધરાજે સોરઠ જીત્યાની યાદગીરીમાં સ્થપાયો હોવાનું પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું અનુમાન છે તે મને યથાર્થ લાગે છે.[1] અને એ સંવત વિ. સં. ૧૧૭૦થી શરૂ થતો હોવાથી ઘણુંકરી એ વર્ષમાં જ જયસિંહે સોરઠને જીત્યું હોવાનો સંભવ છે. પણ સોરઠ ઉપર જયસિંહે ક્યારે ચઢાઈ કરી? અને શા માટે કરી? દંતકથા કહે છે કે સિદ્ધરાજ બાર વર્ષ સુધી જૂનાગઢને ઘેરીને પડી રહ્યો પણ જૂનાગઢના રાજાને જીતી શક્યો નહિ.[2] આ દંતકથાને અક્ષરશઃ માનવાની જરૂર નથી. બારનો આંકડો દંતકથાનો પ્રિય આંકડો છે. દંતકથામાં માળવા ઉપરની લડાઈ પણ બાર વર્ષ ચાલી એમ કહેલું છે પણ પાટણથી સોરઠનું છેટું જોતાં પાટણથી નીકળ્યા પછી જૂનાગઢ હાથમાં આવતાં થોડો વખત—બે ત્રણ વર્ષ નીકળી ગયાં હોય એ સંભવ છે.

### સોરઠ ઉપરની ચઢાઇનું કારણ દિગ્વિજય

જયસિંહે સોરઠ ઉપર શા માટે ચઢાઈ કરી? આ પ્રશ્ન જ એ મધ્ય કાળ માટે અથવા કોઈ પણ કાળ માટે અયોગ્ય છે. પોતાની આસપાસના પ્રદેશને જીતવો—અને તેટલો દિગ્વિજય કરવો એ રાજાઓનું કર્તવ્ય જ ગણાતું. અને આ જમાનામાં પણ સામ્રાજ્યની ભૂખને શું અકર્તવ્ય છે? એ રીતે જીતવા નીકળવા માટે કાંઇ બ્હાનું હોવાની જરૂર મનાતી નહિ. છતાં પાછળથી પ્રબંધલેખકોએ બ્હાનાંઓ ગોઠવ્યાં છે. મૂળરાજે સોરઠ ઉપર ચઢાઈ કરી એ સોમનાથના યાત્રાળુઓને સુરાષ્ટ્રનો ગ્રાહરિપુ નડતો હતો માટે એમ હેમચન્દ્ર કહે છે.[3] અને સિદ્ધરાજે સોરઠ ઉપર ચઢાઈ કરી એનું કારણ દંતકથા નીચે પ્રમાણે આપે છે.

---

૧ જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૬

૨ જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૨૦૪

૩ દ્વયાશ્રય સ. ૨ શ્લો. ૩ થી આગળ.

## જૂનાગઢના રા'નવઘણ અને ખેંગાર સંબંધી દંતકથા

જૂનાગઢના રા'ખેંગારના પિતા રા'નવઘણને[1] સિદ્ધરાજ સોલંકીએ નળકાંઠાની બાજુએ પંચાળમાં ભીડવ્યો અને તેની તરવાર આંચકી લઈ તેણે મોઢામાં તરણું લીધું ત્યારે તેને જવા દીધો આ અપમાનનો બદલો, પાટણનો દરવાજો તોડીને લેવાની તેણે પ્રતિજ્ઞા લીધી[2] પણ એ પ્રતિજ્ઞા તે મરવા ટાણા સુધી પાળી શક્યો નહિ એટલે મરતી વખતે પોતાના ચાર પુત્રોને[3] પોતાની પાસે બોલાવી જે પોતાની પ્રતિજ્ઞાઓ પૂરી કરી શકે તેને જ પોતાની ગાદી આપવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો અને સૌથી નાના ખેંગારે ચારેય પ્રતિજ્ઞાઓ પૂરી કરવાનું માથે લીધું એટલે જૂનાગઢની ગાદી તેને મળી પછી એક વખત સિદ્ધરાજ માળવે ગયો હતો ત્યારે ખેંગારે પાટણનો પૂર્વ ભણીનો દરવાજો તોડી પાડ્યો વળી રાણકદેવી[4] નામની એક સુંદર કન્યા જેનું જયસિંહ સાથે વેશવાળ થયું હતું તેને એ પરણી ગયો આ બે કારણોથી જયસિંહને ઘણો ક્રોધ ચડ્યો અને તેણે જૂનાગઢ ઉપર ચઢાઈ કરી

### દંતકથાનું તથ્યાન્વેષણ

ઉપરની દંતકથાને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસીએ પ્રબંધચિંતામણિમાં કહ્યું છે કે 'એક વખત શ્રી સિદ્ધરાજે આભીરોના રાણા નવઘણને તાબે કરવાની તૈયારી કરી પણ પહેલાં અગીઆર વખત પોતાનું

---

1 જૂનાગઢના આ ચૂડાસમા રાજાઓની ભાટોએ આપેલી વંશાવળી માટે જુઓ રાસમાળા ભા ૩ પૃ ૨૭૭ ટિ ૧ તથા પરિશિષ્ટ ૨

2 ઉપરની પાટણનો દરવાજો તોડવાની પ્રતિજ્ઞા ઉપરાંત ઉમેટાના રાજા હંસરાજને મારવાની, ભોયરા ભાંગવાની અને ચારણના ગાલ ફાડવાની પ્રતિજ્ઞાઓ નવઘણે લીધેલી, એમ ભાટોની દંતકથા કહે છે

3 નવઘણને (૧) રાયઘણ (૨) શેરસિંહ (૩) ચંદ્રસિંહ અને (૪) ખેંગાર એ રીતે ચાર પુત્રો હોવાનું ભાટોની દંતકથા કહે છે

4 આ રાણકદેવીની ઉત્પત્તિની જેવી લોકોની વાતો પ્રચલિત છે તેવી રાસમાળા ભા ૩ પૃ ૨૦૮ થી આગળ આપી છે

સૈન્ય તેનાથી હારેલું હોવાથી શ્રી. વઢવાણ વગેરે શહેરોમાં કિલ્લાઓ બંધાવી, જાતે જ પ્રયાણ કર્યું.[૧]" પ્ર. ચિં. ના આ કથનને આધારે સિદ્ધરાજે સોરઠ લેવાનો એક કરતાં વધારે વખત પ્રયત્ન કર્યો હશે એટલું માનવામાં વાંધો નથી. વળી પ્રભાવકચરિત પ્ર. ચિં. ના કથનને ટેકો આપે છે.[૨] સિદ્ધરાજથી તે લગભગ રાજપૂત સમયના અંત લગી પાટણના રાજાઓ અને સોરઠના રાજાઓ વચ્ચે ખટપટ ચાલ્યા કરી છે એટલે એમાં કશું અસંભવિત નથી. પણ પ્ર. ચિં. માં અગીઆર વખત કહેલ છે તે આંકડો સાચો માનવાની જરૂર નથી. આવી સંખ્યાની બાબતમાં પ્રબંધકારોમાં જરાય ચોકસાઈ હોતી નથી[૩] (૨) સોરઠના જે રાજા ઉપર સિદ્ધરાજે ચઢાઈ કરી તેનું નામ શું? દંતકથામા પહેલાં હરાવેલા નવઘણના પુત્ર ખેંગાર ઉપર ચઢાઈ કરી તેને માર્યો એમ કહેલું છે. પ્રભાવકચરિતમાં એક સ્થળે નવઘણ નામ છે અને બીજે સ્થળે ખેંગાર નામ છે.[૪] પ્ર. ચિં. માં પણ ગદ્ય ભાગમા નવઘણ નામ છે અને તેમાં ઉતારેલા તેની રાણીના મોઢામાં મૂકેલા સોરઠામાં ખેંગાર નામ છે. આ ગોટાળાનો ખુલાસો સહેલો નથી. સિદ્ધરાજ જયસિંહ સંબંધી આધુનિક ઇતિહાસ લેખકોમાંના છેલ્લા મ. મ. ગૌ. હી. ઓઝા ભાટોની દંતકથા ઉપર વધારે પડતો આધાર રાખી જયસિંહની પહેલી ચઢાઇ નવઘણ ઉપર થઇ અને બીજી તેના પૌત્ર ખેંગાર ઉપર થઇ એમ માને છે.[૫] પણ ભાટોની દંતકથા

---

૧ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૩૪.

૨ अनेकशो विग्रहैश्च खेदितायनराधिपम् ॥

પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૪૩૦

૩ દા. ત. પૃથ્વીરાજે મ્લેચ્છ રાજા શાહબુદ્દીનને એકવીશવાર હરાવેલો એમ પ્ર. ચિ. કહ્યું છે. (પૃ. ૨૪૫) પણ ઐતિહાસિક દૃષ્ટિએ એ કથનની કશી કિંમત નથી. (જુઓ પૃ. ૨૪૯ ટિ. ૨૧ (૩).

૪ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૪૬૩.

૫ જુઓ પ્રસ્થાન પુ. ૮ અં. ૩ માં 'સોલંકીરાજ જયસિંહ' નામનો મ. મ. ગૌ. હી. ઓઝાનો લેખ પૃ. ૧૫૭.

ઉપર એટલું બધું વજન મુકવાની જરૂર મને લાગતી નથી વળી સિદ્ધરાજે સોરઠના રાજાને બે વાર હરાવ્યો હતો એવું તો પ્ર ચિં નું કે પ્ર ચ નું એકેયનું કહેવું નથી અને એ બન્નેથી વધારે જૂના પ્રબંધોમાં તો એક જ લડાઈનો ઉલ્લેખ છે અને તેમાં ખેંગારને હરાવ્યાની વાત છે[1] આ બધું વિચારતા મને તો એમ લાગે છે કે કા તો પ્ર ચિં ના કહેવા પ્રમાણે સિદ્ધરાજનું લશ્કર જેનાથી હારી ગયેલું તે રાજાનું નામ નવઘણ હોય અને પછી જે રાજાને સિદ્ધરાજે હરાવ્યો તેનું નામ ખંગાર કે ખેંગાર હોય—અને એ ચૂડાસમા વંશમાં નવઘણ, ખેંગાર, નવઘણ એ રીતે એના એ નામો વારંવાર આવતા હોવાથી અમુક વખત પછી પ્રચલિત થયેલ દંતકથામાં ભૂલો થવાનો સંભવ છે. અથવા સોરઠના રાજાની રાણીના મોઢામાં મુકેલા વચનો ઉપર આધાર રાખવામાં આવે તો તો નવઘણનું જ બીજું નામ ખેંગાર હશે એમ માનવું યોગ્ય લાગે છે ગમે તેમ હો પણ પ્રબંધોના, આ વિષયના કથનોને સામટા વિચારતા સિદ્ધરાજે સોરઠના રાજાને બે વાર હરાવ્યો હતો એમ સિદ્ધ થતું જ નથી અને નવઘણની પ્રતિજ્ઞાઓની વાત તો દેખીતી લોકકથા હોઈને ઐતિહાસિક વિચારણાને યોગ્ય નથી એટલે પ્ર ચિં કહે છે તેમ કાઠીઆવાડમાં વઢવાણથી આગળ વધેલું પોતાનું સૈન્ય સોરઠના રાજાને હાથે માર ખાય છે એવું જોઈને સિદ્ધરાજે પહેલા વઢવાણ વગેરે રસ્તામાં આવતા શહેરોમાં કિલ્લાઓ બાંધી પૂરી તૈયારી સાથે સોરઠ ઉપર ચઢાઈ કરી એટલી વાત ચોક્કસ ઐતિહાસિક છે આ ચઢાઈના પરિણામ વિષે દંતકથા કહે છે કે બાર વર્ષ સુધી લડાઈ ચાલી પણ જૂનાગઢ હાથ આવ્યું નહિ છેવટે એવું બન્યું કે રા'ખેંગારને પોતાના ભાણેજ દેશળ ઉપર શક આવ્યો તેથી તેને કાઢી મુક્યો એટલે એ બે દેશળ-વીસળ ભાણેઓ—જે સિદ્ધરાજના ભાયાત થતા હતા તેઓ સિદ્ધરાજને મળ્યા અને

---

૧ આ ગ્રીન પ્રબંધોના ઉલ્લેખો આગળ આપ્યા છે

કપટથી શહેરમાં પ્રવેશ કરાવી દીધો. પરિણામે જૂનાગઢ પડ્યું, ખેંગાર હાર્યો અને મરાયો અને તેની રાણી રાણકદેવીને સિદ્ધરાજે પોતાને કબજે લીધી તથા પાટણ લઈ ગયો પણ એ છેવટ વઢવાણ આગળ સતી થઇ.[૧]

ઉપરની દંતકથામાં દેસલવીસળના કપટની જે વાત છે, તેને પ્ર. ચિ. ના "નવઘણના ભાણેજ સાથે સંકેત કરેલો" વગેરે વચનનો ટેકો છે. પણ સંકેતનું સ્વરૂપ પ્ર. ચિં. માં કહ્યું નથી એટલું જ નહિ પણ "દ્રવ્ય રાખવાનાં વાસણો વડે સિદ્ધરાજે નવઘણને મારી નાખ્યો" એમ જે પ્ર. ચિં. માં લખ્યું છે[૨] તે તો માનવા જેવું નથી એટલે પ્ર. ચિ. ના કથનનો સાર સિદ્ધરાજે સોરઠના રાજાને મારી નાખ્યો એટલો જ નીકળે છે. સોરઠના રાજાનું નામ નવઘણ આપવામાં પ્ર. ચિં. એ ગડબડ કરી છે એ ઉપર કહ્યું છે. એનું નામ ખેંગાર હતું એમ કી. કૌ., રેવંતગિરિરાસુ વગેરેનાં સ્પષ્ટ વચનોથી ચોક્કસ ઠરે છે.[૩]

**સિદ્ધરાજે સોરઠના રાજા રા'ખેંગારને હરાવી કેદમાં નાખ્યો સં. ૧૧૭૦**

વળી સિદ્ધરાજે સોરઠના રાજાને જૂનાગઢ આગળ મારી નાખ્યો એમ જે પ્ર. ચિ. થી જ શરૂ થયેલી દંતકથા કહે છે તે સિદ્ધરાજના

૧ આ સમગ્ર લોકકથા માટે જુઓ રાસમાળા આ. ૩ પૃ ૨૧૧ થી ૨૧૯ આ પ્રસંગને લગતા રાણકદેવીના સોરઠાઓ પણ રાસમાળામાં આપ્યા છે. જેમાના કેટલાક વિ. સં. ૧૩૬૧ પ્હેલાથી પ્રચલિત હોય એમ પ્ર. ચિ. માં આપેલા અપભ્રંશ સોરઠાઓ જોતા જણાય છે.

૨ પ્ર. ચિ. પૃ. ૧૩૪–૧૩૫.

૩ (૧) अपारपौरुषोद्गारं खंगारं गुरुमत्सरः ।
सौराष्ट्रं पिष्टवानाजौ करिण केसरीव सः ॥
की. कौ. स. २ श्लो २५

(२) तथा श्री सिद्धराजोपि हत्वा खंगार भूपति ।
प्र. च. हे. सू. प्र: श्लो. ४६२

પોતાના વિ સં ૧૧૯૮ના દોહદના ઉત્કીર્ણ લેખથી ખોટું ઠરે છે દોહદના લેખમાં "સિદ્ધરાજે સોરઠના રાજાને કારાગૃહમાં નાખ્યો" એવું સ્પષ્ટ કથન છે[1] ટુંકામાં સિદ્ધરાજે સોરઠ દેશને વિ સં ૧૧૭૦માં જીત્યો[2] અને તેના રાજા ખેંગારને કારાગૃહમાં નાખ્યો એટલી વાત અકાટ્ય સમકાલીન પુરાવાથી ઐતિહાસિક હકીકત ઠરે છે

ખેંગાર અને તેની રાણીનું પછી શું થયું ?

જૂનાગઢના રા'ખેંગારનું તથા તેની રાણીનું ખેંગાર કેદ પકડાયા પછી શું થયું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે "મારૂપાટણ્ડ્રા" જેવા સોરઠાને પ્રમાણ ગણવામાં આવે તો જેમ માળવાના રાજાને કેદ કરીને સિદ્ધરાજ પાટણ લઈ ગયો હતો તેમ સોરઠના રાજાને પણ લઈ ગયો હતો એમ માનવામાં વાંધો નથી અને સિદ્ધરાજની અધીનતા સ્વીકારતાંને પરિણામે ખેંગાર પાછળથી છૂટો થયો હશે–સોઢામાં લગ્ણ લેવરાવી નવઘણને છોડી મુક્યાની દંતકથા આ રીતે બંધ બેસે છે અને સોરઠ તરફ પાછા ફરતા વઢવાણ આગળ કોઈ કારણથી ખેંગારનું મોત થતાં તેની રાણી ત્યાં આગળ સતી થઈ હશે એમ પ્ર ચિં માં રાણીના મોઢામાં મુકેલા અપભ્રંશ સોરઠાઓમાં તથા લોકપ્રચલિત સોરઠાઓમાં વઢવાણ તેમજ ભોગાવાનો ઉલ્લેખ કે એ ઉપરથી કહી શકાય[3]

(૨) सिरि जयसिंघ दउ पवड पुहवीसरु
हणसिसारु तिणिराउ पगारु उ
ठविउ साजणु दंडाहिउ सारउ ॥

રેવંત ગિરિરાસુ કડવું ૧ શ્લો ૮

૧ श्री जयसिंहदेवोस्ति भूपो गूर्जरमण्डल ।
यन कारागृहे क्षिप्तो सुराष्ट्रमालवेश्वरौ ॥

ઇં એ ગ્રં ૧૦ પૃ ૧૫૮

૨ જો કે દ્વ્યાશ્રયમાં સોરઠ રૂપ ની નગરીનું વર્ણન નથી પણ સિદ્ધહેમમાં जयसिंहः सौराष्ट्रान् એવું વચન મળે છે (જુઓ ગુજરાતનું પ્રધાન વ્યાકરણ નામનો લેખ પુરાતત્ત્વ પુ ૪ પૃ ૬૬)

૩ જુઓ પ્ર. ચિં પૃ ૧૩૫

ખેંગારની રાણીનું નામ રાણકદેવી હતું એવું કોઇ જૂના પ્રબંધમાં નોંધાયું નથી. એ જોતાં સોરઠના રાજાઓ રાણક કહેવાતા હોવાથી તેની રાણી તે રાણકી કે રાણકદેવી કહેવાય અને પાછળથી એ વિશેષ નામ થયું હોય એ અસંભવિત નથી. જો કે રાણકદેવી કે દેવડી જેવુ વિશેષ નામ ન હોય એમ પણ નથી કહી શકાતું.[1]

**સિદ્ધરાજે સોરઠ જીતીને ત્યાં સજ્જનને દંડાધિપતિ નીમ્યો**

આ રીતે સોરઠ દેશ જીત્યા પછી એ કાયમ કબજે રાખવા માટે 'દંડાધિપતિ' (સુબા) તરીકે સજ્જન મંત્રીને સોરઠનો કારભાર સિદ્ધરાજે સોંપ્યો. એમ પ્ર. ચિ., પ્રભાવકચરિત વગેરે પ્રબંધો કહે છે.[2] સજ્જન મંત્રી વનરાજ ચાવડાના મંત્રી જામ્બના વંશજ હતા એમ પણ પ્રબંધો કહે છે પરંતુ એવી દંતકથા વિ. સ. ના ચૌદમા શતકમાં પ્રચલિત હતી એથી વધારે અર્થ એમાંથી કાઢવાની જરૂર નથી.

આ સજ્જન મંત્રી સોરઠમાં રહ્યા તે દરમીયાન તેઓએ ગિરનાર પર્વત ઉપર શ્રી નેમીનાથના લાકડાના મંદિરને ઠેકાણે પથ્થરનું નવું

---

૧ રાણકદેવી અને ખેગારની કથા વિષે અહી સ્વીકારેલા નિર્ણયોનાં કારણોની વિશેષ ચર્ચા માટે જુઓ પ્ર. ચિ. પૃ. ૧૩૫ ઉપરનું પરિશિષ્ટ તથા શારદા પુ. ૧૪ પૃ. ૯૫૩.

૨ પ્ર. ચિ પૃ. ૧૩૮-૧૩૯; પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૩૨૭ થી ૩૩૭. આ સજ્જન મંત્રીના જીર્ણોદ્ધાર સંબંધી વિ. સં. ૧૧૭૬ નો નાનો લેખ દક્ષિણના નાના દરવાજાની બાજુમાં છે. અને તેમા સજ્જનના સલાહકાર સાધુનું નામ છે એમ મુંબઈ ગેઝીટીઅરમા નોંધ્યું છે. (જુઓ પૃ. ૧૭૭) પણ આવા લેખની નોંધ પ્રા. જૈ. સ. મા કે બીજાં તત્સમ સાધનોમા મળતી નથી. રીવાઈઝડ લીસ્ટ ઓફ ધી એન્ટીકવેરીઅન રીમેન્સ ઇન ધી બોમ્બે પ્રેસીડન્સીમા ગિરનારના લેખોમા એક લેખ (નં. ૧૭) છાપ્યો છે. તેમાં सिंघ चक्रवर्ति श्रीजयसिंघदेव....विजय...तथा तीर्थंकर श्री नेमीनाथपाद... વગેરે શબ્દો છે. એ ઉપરથી સિદ્ધરાજે સોરઠ જીત્યા પછી બંધાયેલા નવા મંદિરનો જ એ લેખ છે એમ જણાય છે. પણ તેમાં તારિખ નથી.

પ્રબંધોમાં મળે છે.[1] અને કુમારપાલના વખતના એક ઉત્કીર્ણ લેખમાં "પુત્ર માટે (સિદ્ધરાજ) ચાલીને શ્રી સોમનાથ ગયા." એવા શબ્દો છે.[2] અને દ્વયાશ્રયમાં એને મળતું કથન છે.[3] એટલે સોમનાથની સિદ્ધરાજે એક યાત્રા કરેલી એમાં સંદેહ નથી અને સોરઠમાં રાજા જાય ત્યારે પોતે જ તાબે કરેલા પ્રદેશને જુએ, અને પોતે નીમેલા દંડનાયકે કરેલાં કામો તપાસે એ તદ્દન સ્વાભાવિક છે. એટલે સિદ્ધરાજે સજ્જને બંધાવેલું નેમીનાથ દેવળ જોયાનુ પ્ર. ચિ. કહે છે તે ન માનવાનું કારણ નથી.

સિદ્ધરાજ પેઠે મીનળદેવીએ પણ સોમનાથની યાત્રા કરી હોવાનું પ્રબંધો કહે છે. સોમનાથના યાત્રાળુઓ પાસેથી ગુજરાતના રાજા તરફથી લેવાતો કર દૂર કરાવવા માટે જ કર્ણને મીનળદેવી પરણી હતી એમ પ્ર. ચિં. માં કહેલું છે.[4] એ સાચુ માનવું અને પછી કર્ણના જીવનકાળમા એ કર દૂર કરાવવાનો પ્રસંગ મળ્યો નહિ અને સિદ્ધરાજના જીવનકાળમાં મળ્યો એવું માનવું એના કરતાં સિદ્ધરાજના સમયમાં મીનળદેવીએ કર ઓછો કરાવ્યા પછી મીનળદેવીના પૂર્વ જન્મવાળી કથા જોડાઈ એમ માનવું વધારે સ્વાભાવિક છે. સિદ્ધરાજે સોરઠ જીત્યા પછી મીનળદેવીએ સોરઠની યાત્રા કરી હશે એમ મારૂં ધારવું છે. સિદ્ધરાજ એ વખતે મીનળદેવીની સાથે ગયો હશે કે પાછળથી

---

૧ પ્ર. ચિ. પૃ. ૧૨૨-૧૩૩, પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૩૧૦ થી ૩૫૩ તથા જિનમંડનગણિના કુમારપાલ પ્રબંધમા સિદ્ધરાજ જયસિંહના વૃત્તાન્તમાં અને જયસિહસૂરિના કુ. ચ. (સ. ૩ શ્લો. ૧ થી ૬૨). મા એજ વાત છે.

૨ पुत्रार्थं चरणप्र(चा)र विधिना श्री सोमनाथ ययौ ।

કુમારપાલના સમયનો ચિત્તોડના કિલ્લામાથી મળેલો લેખ (રાજપૂતાનેકા ઇતિહાસ. ખ. ૧ પૃ. ૨૧૮ ટિ. ૩).

૩ જુઓ દ્વયાશ્રય સ. ૧૫.

૪ એ દંતકથા કર્ણનાં મીનળદેવી સાથે લગ્નપ્રસંગના વર્ણનમાં આપી છે, જુઓ પૃ. ૨૧૦-૧૧

એટલો ગયો હશે એ નક્કી કહેવું મુશ્કેલ છે કારણ કે પ્રબંધોના વર્ણનો અસ્પષ્ટ છે

**મીનળદેવીએ કાઢી નખાવેલો સોમનાથનો મુંડકા વેરો**

મીનળદેવીના પૂર્વ જન્મના સ્મરણની તથા એ માટે કર્ણને પરણ્યાની દંતકથા છોડી દઈએ તો કેવી રીતે સોમનાથનો કર મુકાવ્યો તેનું પ્ર ચિં માં આપેલું વર્ણન સ્વાભાવિક છે પ્ર ચિં કાર કહે છે કે[1]—"શ્રી સોમનાથને યોગ્ય સવા કરોડની સુવર્ણમય પૂજાની સામગ્રી સાથે લઈને મીનળદેવીએ યાત્રા માટે પ્રસ્થાન કર્યું જ્યારે તે બાહુલોદ (ભોલાદ)[2] પહોંચી ત્યારે ત્યાં આગળ રાજ્યના અધિકારી પંચકુલ તરફથી બહુ ત્રાસ વેઠતા તથા રાજાનો કર ન આપી શકવાથી આંખમાં આંસુ સાથે પાછા ફરતા શિવભક્ત સાધુઓને જોઈને, જેના હૃદયરૂપ અરીસામાં તેઓને થતા ત્રાસનું પ્રતિબિંબ પડ્યું છે એવી મીનળદેવી જાતે જ પાછી ફરી, ત્યાં રસ્તામાં સિદ્ધરાજ મળતા તેણે પોતાની માતાને રોકી પાછા વળવાનું કારણ પૂછ્યું ત્યારે મીનળદેવીએ જવાબ આપ્યો કે "જો આ કર લેવાનું છોડી દેવામાં આવશે તો જ હું સોમેશ્વરના દર્શન કરીશ તથા અન્ન લઈશ, નહિ તો નહિ" આ સાંભળીને રાજાએ પંચકુલને[3] બોલાવી તેની સમક્ષ ૭૨ લાખનો આંકડો હોવા છતાં એ કાગળ ફાડી નાખ્યો[4] અને માતાના શ્રેય માટે કર છોડી દેવાનું માના

---

૧ જુઓ પ્ર ચિં પૃ ૧૨૧-૧૨૨

૨ આ બાહુલોદ—ભોલાદ વિષે પ્ર ચિં પૃ ૧૧૩ ની ટિ ૧૦ તથા ઉપર પૃ ૨૧૨ ટિ ૪ જુઓ

૩ પંચકુલશબ્દ પ્રબંધોમાં, હર્ષચરિતમાં તથા શિલાલેખોમાં પણ મળે છે શ્રી ગૌ હી ઓઝા કહે છે કે હાલના વપરાતો પંચોલી શબ્દ પંચકુલમાંથી નીકળ્યો છે એક બીજા સ્થળે જકાતખાતાનો અધિકારી એવો અર્થ કર્યો છે (જુઓ પ્ર ચિં પૃ ૩૩ ટિ ૫૬)

૪ જકાતની આવી રકમ (૫૬૬) નું વર્ણન કરતું છે એ જોતાં જકાતનો ઇજારો અપાતો હશે એમ લાગે છે એ પ્રથા હાલમાં પણ દેશી-રાજ્યોમાં દેખાય છે

હાથમાં પાણી મુક્યું. પછી મીનલદેવીએ શ્રી સોમનાથ જઈ પોતે સાથે લીધેલી કીમતી પૂજા સામગ્રી વડે દેવનું પૂજન કર્યું તથા તુલા પુરુષદાન, ગજદાન વગેરે મહા દાનો આપ્યાં." પ્ર. ચિં. ના આ વર્ણનમા કશું ન બનવા જોગ નથી.

સિદ્ધરાજે સોરઠનાં તીર્થસ્થાનોની જે યાત્રા કરી તે મીનળદેવી સાથે કરી હોય કે એકલાં પણ પ્રભાવક ચરિતમાં ગિરનારનું નવું બંધાયેલુ મંદિર એ પ્રસંગે સિદ્ધરાજે જોયું એમ કહ્યું છે એ ઉપરથી સિદ્ધરાજે વિ. સં. ૧૧૮૫–૮૬ માં યાત્રા કરી હશે એમ હું ગણું છું.

### માળવા ઉપર ચઢાઈ

સિદ્ધરાજનું જે સૌથી મોટું પરાક્રમ ગણાય છે, જેને લીધે તેને **અવંતીનાથ** બિરુદ મળ્યું તે માળવાના વિજયનું બીજ આ સોરઠની યાત્રા વખતે રોપાયું એમ પ્રબંધો કહે છે. માળવા સાથે ગુજરાતને વૈર તો છેક મૂંજ–મૂળરાજના સમયથી ચાલ્યું આવતું હતું એ આપણે જોયું છે. હવે પ્રબંધો કહે છે કે સિદ્ધરાજ સોરઠની યાત્રામાં હતા ત્યારે લાગ જોતા માળવાના રાજાએ ગુજરાત પ્રદેશમાં ઉપદ્રવ કરવા માંડયો. અને શાન્તૂ મંત્રીએ તેના મનનું સમાધાન કરીને તેને પાછો વાળ્યો.[1] આ પ્રસંગના વર્ણનમાં પ્ર. ચિં. માં માળવાના રાજાનું નામ યશોવર્મા આપ્યું છે,[2] તે ભૂલ છે. ખરી રીતે નરવર્મા જોઈએ. કારણ કે પ્ર. ચિં. કહે છે તેમ માળવાનું યુદ્ધ બાર વર્ષ તો નહિ પણ ત્રણ ચાર વર્ષ ચાલ્યું હોય તોય ઉપર કહેલો બનાવ બન્યો તે વખતે

૧ પ્ર. ચિં. કહે છે કે સિદ્ધરાજની સોમનાથની યાત્રાનું પુણ્ય સ્વીકારી માળવાનો રાજા પાછો ગયો. એ વાતનું બેહુદાપણુ પ્ર. ચિ. કારે પોતેજ સિદ્ધરાજને પોતાના કાર્યની યોગ્યતા દર્શાવતા શાન્તૂ મંત્રીને મોઢેજ બરાબર બતાવ્યું છે. અને એમ રાજા પાછો જાય એ સંભવિત નથી લાગતું, તેથી રાસમાળાએ શાન્તૂ મંત્રીએ પૈસા આપી માળવાના રાજાને પાછો કાઢયો એમ કહ્યું છે. (આ. ૩ પૃ. ૧૫૦).

૨ પ્ર. ચિ. પૃ. ૧૨૩.

માળવાની ગાદી ઉપર યશોવર્મા નહિ પણ નરવર્મા હોવો જોઈએ પ્રબંધો મા તથા એકાદ ઉત્કીર્ણ લેખમા પણ સિદ્ધરાજે જે માળવાના રાજાને હરાવ્યો તેનુ નામ નરવર્મા આપ્યુ છે [1] જ્યારે આ પ્રબંધોથી વધારે જૂના પ્રબંધોમા તથા સિદ્ધરાજના પોતાના એક ઉત્કીર્ણ લેખમા માળવાના રાજાનુ નામ યશોવર્મા આપેલુ છે [2] આ ગોટાળાનુ કારણ મુબઈ ગેઝીટીઅરના લેખક[3] તથા શ્રી ગૌ હી ઓઝા એવુ ધારે છે કે સિદ્ધરાજે માળવા ઉપર ચઢાઈ કરી ત્યારે ત્યા નરવર્માનુ રાજ્ય હતુ અને જ્યારે સિદ્ધરાજે માળવા જીત્યુ ત્યારે નરવર્માનો અનુયાયી યશોવર્મા ગાદી ઉપર હતો માળવાના પરમાર રાજાઓનો કાલાનુક્રમ જોવાથી આ ખુલાસો બધ બેસે છે

**સિદ્ધરાજની માળવા ઉપરની ચઢાઈ સ ૧૧૯૭–૯૮**

ભીમના સમકાલીન ભોજરાજા પછી તેના ભાઈ અને અનુયાયી જયસિંહનુ રાજ્ય વિ સ ૧૧૧૨ થી ૧૧૧૬ વચ્ચે થોડા વખત સુધી

---

૧ રક્ષિર જગૃહે ધારા નગરી નરવર્મણ ।

કી કૌ સ ૨ શ્લો ૩૨

તથા વદ્ધ્વા શ્રી નરવર્મભૂપવવદ પાદાબ્જમાર્જિત

જયસિંહસૂરિનુ કુ ચ સ ૧

તથા જિનમ ડનગણિનો કુ પ્ર પૃ ૮

મને તો લાગે છે કી કૌ કારે યમકની શોભા માટે નગરી નરવર્મણ લખ્યુ તેનો અર્થ ખોટો સમજીને આ પાછળના લેખકોએ નરવર્માને જ કેદ કર્યો એમ લખી નાખ્યુ છે પણ તલવાડા (વાસવાડા) માથી મળેલી એક ગણપતિની મૂર્તિ નીચે કોતરેલા લેખમા નરવર્માનુ માનમર્દન કર્યું એમ લખ્યુ છે તેને આ ખુલાસો લાગુ નહિ પડે

૨ પ્ર ચિં નો ઉલ્લેખ ઉપર આવી ગયો છે, એ ઉપરાત અરિસિંહે તથા હેમચન્દ્રે પણ યશોવર્મા નામ લખ્યુ છે (જુઓ સુ સ શ્લો ૩૪, દ્વયાશ્રય સ ૧૪ શ્લો. ૧૮) અને સિદ્ધરાજ જયસિંહના વિ સ ૧૧૯૫ના ઉજ્જૈનથી મળેલા લેખ માટે (જુઓ પૃ ૨૪૦ ટિ. ૨)

૩ મુ ગે ગ્ર ૧ ભા ૧ પૃ ૧૭૩, પ્રસ્થાન પુ ૮ અક ૩ પૃ ૧૫૪

માળવામાં ચાલ્યું પછી વિ. સં. ૧૧૪૩ સુધી તેના ભાઇ અને અનુયાયી ઉદયાદિત્યનું રાજ્ય ચાલ્યું. પછી ઉદયાદિત્યના પુત્ર લક્ષ્મદેવનું રાજ્ય ૧૧૪૩ થી ૧૧૫૦ કે ૬૦ સુધી, પછી તેના ભાઈ નરવર્માનું ૧૧૫૦ કે ૬૦ થી ૧૧૯૦ સુધી અને ૧૧૯૦માં તેનોજ ભાઈ યશોવર્મા માળવાની ગાદી ઉપર બેઠો.[૧] આ કાલાનુક્રમ જોતાં માળવાના એ રાજાઓ નરવર્મા અને યશોવર્મા સિદ્ધરાજના સમકાલીન હતા એમાં સંદેહ રહેતો નથી. અને સિદ્ધરાજ સોરઠમાં યાત્રાએ ગયા હતા ત્યારે નરવર્માએજ ગુજરાતમાં ઉપદ્રવ ફેલાવ્યો હોવાનો સંભવ છે. ગમે તે રીતે પણ નરવર્મા ગુજરાતમાથી પાછો ગયો અને પ્ર. ચિં. કહે છે તેમ શાન્તૂમત્રીએ માળવાના રાજા સાથે કરેલું સમાધાન જયસિંહને ગમ્યું નહિ એટલે તેણે માળવા ઉપર ચઢાઈ કરી. આ ચઢાઈની શરૂઆત વખતે પણ માળવાની ગાદી ઉપર નરવર્માજ હોવો જોઇએ કારણકે ઉપર દર્શાવેલી ઉલ્લેખોની ગડબડનો એજ સ્હેલો ખુલાસો છે તથા લડાઈ પ્ર. ચિં. કહે છે તેમ બાર વર્ષ નહિ ચાલી હોય તો પણ ત્રણ વર્ષથી વધારે વખત સુધી તો ચાલીજ હશે.[૨]

પ્ર. ચિં. માં માળવાની ચઢાઈનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છે.

---

૧ માળવાના રાજાઓના આ વંશાનુક્રમ માટે જુઓ આ પુસ્તકનું પરિશિષ્ટ ૨.

૨ માળવાના રાજા નરવર્માના સમયના સંવતવાળા બે લેખો મળ્યા છે. એક વિ. સં. ૧૧૬૧નો નાગપુરમાથી મળ્યો છે અને બીજો ૧૧૬૪નો મધુકર ગઢમાથી મળ્યો છે (જુઓ ટ્રા. આર. એ. એસ. ગ્ર. ૧ પૃ. ૨૨૬) પણ નરવર્માના પુત્ર અને અનુયાયી યશોવર્માએ વિ. સં. ૧૧૯૧ની કાર્તિક શુદ આઠમે નરવર્માના સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે એક ગામ દાનમા આપેલું છે. (ઈ. એ. ગ્રં. ૧૯ પૃ. ૩૫૧) અને આવું દાન પ્રથમ સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે આપ્યું હોવું જોઇએ એમ માનીને નરવર્માનો દેહ વિ. સં. ૧૧૯૦ના કાર્તિકમાં પડયો હશે એવું શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉનું તથા શ્રી. ગૌ. હી. ઓઝાનું અનુમાન છે તે બરાબર લાગે છે. (જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૧૪૯ તથા પ્રસ્થાન પુ. ૮ અં. ૩ પૃ. ૧૫૧ ટિ. ૧૩).

"પોતે પાટણમા હાજર નહોતો ત્યારે યશોવર્માએ (ખરી રીતે નરવર્માએ) ગુજરાતમા આવી જે રંજાડ કરેલો તેથી પોતાને ચડેલા ક્રોધના વેગમાજ સિદ્ધરાજે બધી તૈયારીઓ કરી, પાટણ ઉપર ચઢાઈ કરી ધારા આગળ બાર વર્ષ લડાઇ થઈ પણ સિદ્ધરાજનો જય ન થયો "[1] પ્ર ચિં ના આ વર્ણનમા હેમચન્દ્રે નીચેની વિગતો ઉમેરી છે[2] "જયસિંહ લશ્કર લઇને રાજાઓને પોતાને તાબે કરતો કરતો આઠ આઠ ગાઉની રોજ મજલ કરતો માળવા તરફ ચાલ્યો રસ્તામા ભીલો જયસિંહની સેના ફરતા લાગ્યા પછી સિપ્રા નદીને કાંઠે પોચી ત્યા આવાસો નાખ્યા. અને ઉજ્જયનીના કોટને તોડવાનો જયસિંહે ખૂબ પ્રયત્ન કર્યો માળવાના ભટો કોટના રક્ષણ માટે કોટ ઉપર ચડીને લડવા લાગ્યા પછી યશોવર્મા રાજા ધારાદુર્ગમા ભરાયો જયસિંહે દુર્ગ તોડ્યો અને માળવાના રાજાને તથા તેના સહાયકોને કેદ કર્યા "[3]

સિદ્ધરાજે માળવાના રસ્તામા આવેલા પચમહાલ પ્રદેશને પ્હેલા તાબે કર્યો

હેમચન્દ્રે આપેલી માળવા ઉપરની ચઢાઈ સબધી ઉપરની વિગતો થોડી હોવા છતા કીમતી છે એ જમાનામા પન રસ્તે બળદ ગાડાઓમા માલાન ભરીને રોજ આઠ ગાઉનો રસ્તો કાપે એ ઘણુ છે વળી માળવા તરફ જતા વચ્ચે આવતો પ્રદેશ જયસિંહને પહેલા તાબે કરવો પડે એ સમજાય એવુ છે ગુજરાત અને માળવા વચ્ચે આવેલા પચમહાલના

---

૧ પ્ર ચિ પૃ ૧૭૩

૨ નાડલદેવીની વાર્તાની સાથે નવરમર્મા ઉતારા તાનના કૃપા વેરે = તા સિદ્ધરાજનો વાર્તાલાપ આપીને છેવટ 'હું યશોવર્માને બાંધીને કેદમા નાખવાનો છું' (દ્વયાશ્રય સ ૧૪ શ્લો ૧૭ થી ૧૮) એમ જયસિંહ પાસે કહેવરાવી એ પ્રસંગને હેમચન્દ્રે માળવાની લડાઈના પ્રારંભ તરીકે રજુ કર્યા છે પણ એમજ કયો માલ નથી એ કરતા પ્ર ચિં મા આપેલુ કારણ સ્વાભાવિક દેખાય છે.

૩ દ્વયાશ્રય સ ૧૪ શ્લો ૨૧ થી ૯૪

પ્રદેશમા આજની પેઠે એ વખતે પણ ભીલોની વસ્તી હતી. આ જંગલી ભીલોને તાબે કરવામાં સિદ્ધરાજને ઠીક મહેનત પડી હશે અને કાંઈક વખત પણ લાગ્યો હશે અને એક વખત ભીલો તાબે થયા પછી સિદ્ધરાજના લશ્કરમાં ભરતી થયા હશે એમ હેમચન્દ્રના ઉપરના કથનથી જણાય છે. હેમચન્દ્રના ઉપલા વર્ણનને સિદ્ધરાજના સમયના વિ. સ. ૧૧૯૬ના દોહદના ઉત્કીર્ણ લેખથી ટેકો મળે છે.[1] એ લેખમાં લખ્યું છે કે "જયસિંહે સેનાપતિ કેશવને દધિપદ્ર (દોહદ) મંડલનો અધિકારી નીમ્યો હતો. અને તે કેશવે ગોદ્રહક (ગોધ્રા)માં પોતાની માતાની યાદગીરીમાં ગોકા નારાયણની મૂર્તિ સ્થાપન કરી અને તેના નિમિત્તે ગોદ્રહકના સ્વામી વાપનના સેવક રાણક શ્રી સાંકરસિંહે પાછળથી અમુક જમીન આપી છે." આ લેખથી એ વખતની રાજકીય સ્થિતિ ઉપર સારો પ્રકાશ પડે છે. એ ઉપર નોંધ કરતાં ડા. બુલ્હરે વર્ષો પ્હેલાં લખ્યું છે કે માળવાની સરહદ પાસે તથા માળવાના રસ્તામાં એ સ્થળ હોવાથી સિદ્ધરાજે દોહદમાં લશ્કરી થાણું રાખેલું હોવું જોઇએ.[2] પણ હેમચન્દ્રના ઉપરના કથનને આ લેખ સાથે મેળવતાં એમ લાગે છે કે સિદ્ધરાજે જેને એ વખતે દધિપદ્ર મંડલ કહેતા તે ભીલોની વસ્તીવાળા પ્રદેશને માળવે પોચ્યા પ્હેલા પૂરેપૂરો તાબે કર્યો અને ત્યાં એના જૂના રાજાને તાબેદાર રાજા (સામંત) તરીકે કબુલ રાખ્યા છતાં એ બળવો ન કરે તથા રાજધાની સાથેનો પોતાનો સબધ પોતે ધારાને ઘેરો ઘાલીને પડયો હોય ત્યારે પણ ચાલુ રહી શકે માટે પોતાના વિશ્વાસુ સરદાર કેશવની સરદારી નીચે ત્યાં લશ્કરી થાણું બેસાર્યું. આ કાર્ય સિદ્ધરાજની યુદ્ધવિદ્યામાં કુશળતા અને દીર્ઘદષ્ટિ બતાવે છે.

પાટણથી નીકળ્યા પછી દધિપદ્રકમંડલ વગેરે પ્રદેશોને તાબે

૧ જુઓ ઈ. એ. ગ્ર. ૧૦ પૃ. ૧૫૮.

૨ એજન.

કરવામાં કે ધારાનો ગઢ ભાગવામાં કેટલો વખત થયો તે દ્વયાશ્રયમાં કહ્યું નથી અને પ્ર ચિ મા બાર વર્ષ કહ્યાં છે તે પાટણથી નીકળ્યાની તારીખથી યશોવર્માને કેદ કર્યાની અથવા પાછા પાટણ પોચવાની તારીખ સુધીના ગણીએ તો પણ વધારે લાગે છે કારણકે વિ સ. ૧૧૮૫-૮૬મા સિદ્ધરાજ સોમનાથ વગેરેની યાત્રા માટે સોરઠ ગયો હોવાનું ઉપર અનુમાન કર્યું છે તે વખતે નરવર્મા ગુજરાત ઉપર ચડી આવ્યો હોય અને સિદ્ધરાજ તે પછીનેજ વર્ષે માળવા તરફ ઉપડયો હોય એમ ગણીએ તો ગુજરાત અને માળવાની વચ્ચેનો મુલક તાબે કરવામાં તથા ધારાનો ગઢ તોડવામાં સિદ્ધરાજને પાચ-૭ વર્ષ લાગ્યાં હોવાં જોઇએ

સ ૧૧૯૨-૯૩મા માળવા જીત્યું અને તેના રાજાને કેદ કર્યો

કારણકે સિદ્ધરાજે માળવાનો વિજય વિ સ ૧૧૯૨ અને ૧૧૯૩ની વચ્ચે કર્યો છે એમ વિ સ ૧૧૯૨નું યશોવર્માનું દાનપત્ર મળ્યું છે[1] અને વિ સ ૧૧૯૩ના વૈશાખ વ ૧૪નો ગાળા (ધ્રાગધ્રા રાજ્ય)માથી સિદ્ધરાજનો જે લેખ મળ્યો છે[2] તેમા એને અવંતીનાથ બિરુદ લગાડેલું છે એ બે હકીકતને મેળવવાથી નિશ્ચય થાય છે

ધારાનો દુર્ગ બાર વર્ષ સુધી ન તુટયો ત્યારે જયસિંહે કેવી પ્રતિજ્ઞા લીધી, તેના દક્ષિણ દરવાજા ઉપર હલ્લો કરવાથીજ કિલ્લો પડશે એવી બાતમી મુંજાલ મંત્રીએ કેવી રીતે મેળવી, પછી એ દરવાજા ઉપર વચ્ચે ઉંટ રાખી યશ પટહ નામના હાથી પાસે ધક્કા મરાવી એ દરવાજો કેવી રીતે તોડયો તથા એ કાર્યમા હાથી કેમ મરી ગયો વગેરે બાબતનું રસિક વર્ણન પ્ર ચિ મા તથા તેને અનુસરી

---

૧ જુઓ ઇ એ ગ્ર ૧૯ પૃ ૩૪૯

૨ જુઓ જ બો બ્રે રૉ એ સો ગ્ર ૨૫ પૃ ૩૨૪

કુમારપાલ ચરિત, કુમારપાલ પ્રબંધ વગેરેમાં છે[1] પણ મને એનો મોટો ભાગ દંતકથારૂપ લાગે છે.

માળવાને જીત્યા પછી માળવાનું તથા તેના રાજાનું સિદ્ધરાજે શું કર્યું? એ પ્રશ્નના જવાબમાં પ્રબંધો તથા સિદ્ધરાજના સમયનો વિ. સં. ૧૧૯૬નો દોહદનો લેખ સ્પષ્ટ કહે છે કે માળવાના રાજા યશોવર્માને સિદ્ધરાજે કેદ કર્યો.[2] અને સોમેશ્વરના વચનને યથાર્થ માનીએ તો એકલા રાજાનેજ નહિ પણ તેની રાણીઓનેયે કેદ કરી હોવી જોઇએ.[3] એ ગમે તેમ હો પણ યશોવર્માને કેદ કર્યાની વાત

---

૧ જુઓ પ્ર ચિ. પૃ. ૧૨૪ તથા.

कृत्वा विग्रहमुग्रसैन्यनिवहैर्यो द्वादशाब्दप्रयं
प्राग्द्वारं विदलय्य पट्टकरिणा भंक्त्वा च धारापुरीम् ।

જયસિંહસૂરિનું. कु. च. स. १ श्लो. ४१

कृत्वा विग्रहमुग्रमाग्रहवशाज्जग्राह धारां धरा–।
धीशो द्वादशवत्सरै र्बहुतरं बिभ्रच्चिरं मत्सरम् ॥

ચારિત્ર સુંદર ગણિનો કુ. ચ. સ. ૧ વ. ૨ શ્લો. ૩૫

૨ જુઓ દ્વયાશ્રય સ. ૧૪ શ્લો. ૭૨–૭૩ તથા–

यदीय कारागृहमाप्य धारापतिर्यशोवर्मनृपः सिपेवे ।

સુ. સં. સ. ૨ શ્લો. ૩૪

मालवस्वामिनः प्रौढ लक्ष्मीपरिवृढः स्वयम् ।
समित्य परमारो यः परमारानमारयत् ॥
क्षिप्त्वा धारापतिं राज शुकवत्काष्ठपजरे ।

કી. કૌ. સ. ૨ શ્લો. ૩૦–૩૧

श्री जयसिंहदेवोस्ति भूपो गूर्जरमडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ॥

વિ. સ. ૧૧૯૬નો દોહદનો લેખ ઈ. એ. ગ્રં. ૧૦ પૃ. ૧૫૯

૩ नीतः स्फीतवलोपि मालवपतिः कारां च दारान्वितः ॥

સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૨૨

ચોક્કસ છે પછી તેને સિદ્ધરાજ પાટણ લઈ ગયો અને તેને પોતાની પછવાડે હાથી ઉપર બેસારીને પોતે પાટણમા પ્રવેશ કર્યો તથા પાટણના સહસ્રલિંગ સરોવર વગેરે ધર્મસ્થાનો બતાવી તેનો અભિપ્રાય પૂછ્યો એવુ વર્ણન પ્ર ચિ (પૃ ૧૨૭–૧૨૯)મા કરેલુ છે[1] એ જોતા સિદ્ધરાજે યશોવર્માને પાછળથી છુટો કર્યો હશે તથા માનથી રાખ્યો હશે એમ લાગે છે[2] પણ પછી યશોવર્માનુ શુ થયુ? એનો દેહ પાટણમાજ પડી ગયો કે એ માળવા તરફ ચાલ્યો ગયો અને બાકીનુ આયુષ્ય ક્યા પૂરૂ કર્યુ? એ વાતનો પત્તો લાગતો નથી

---

૧ પ્ર ચિ ના ઉપલા કથનોથી જુદી જાતના કથનો જયસિંહસૂરિના કુ ચ મા તથા જિનમડન ગણિના કુમારપાલ પ્રબ ધમા મળે છે એ બેય લેખકો કહે છે કે "માળવા સાથેના યુદ્ધમા બાર વર્ષ સુધી પોતાની તલવાર નાગી રહી માટે ત્યાના રાજા નરવર્મા (યશોવર્મા જોઈએ) ની ચામડીનું એ તલવારને મ્યાન બનાવીશ" એવી પ્રતિજ્ઞા સિદ્ધરાજે કરેલી અને માળવાના રાજાને કેદ કર્યા પછી તેના પગના ચામડાનુ મ્યાન પોતાની તલવાર ઉપર ચઢાવી પ્રતિજ્ઞા પૂરી કરી એમ જયસિંહસૂરિ કહે છે (કુ ચ સ ૧ શ્લો ૬૧) અને જિનમડનગણિ મ ત્રીઓએ રાજાને મારવાનો નિષેધ છે એવુ સિદ્ધરાજને સમજાવ્યુ એટલે તેણે ઉપર પ્રમાણે કર્યું એમ ઉમેરે છે પણ પ્ર ચિ ના સ્પષ્ટ કથનથી વિરુદ્ધ હોઈને તથા એ વાતને બીજા કોઈનો ટેકો ન હોવાથી આ પ્રતિજ્ઞાની વાત માનવા જેવી શ્રી ગૌ હી ઓઝા પેઠે (જુઓ પ્રસ્થાન પુ ૮ અ ૩ પૃ ૧૫૩) મને પણ નથી લાગતી

૨ ચારિત્ર સુદર ગણિ તો સિદ્ધરાજે પોતાને નમી પડેલા માળવાના રાજાને તેનુ રાજ્ય પાછુ આપ્યુ એમ કહે છે, જુઓ —

> अथनिजमभिमान मालवेन्द्र सहित्वा
> क्रमयुगमनमच्छ्री सिद्धराज समेत्य ।
> प्रादाद्राज्य प्रणतजनतावत्सल सिद्धराज
> तस्मै श्रीमानुचितचतुरो मुक्तगवाव सर्वम् ॥
>
> કુ ચ સ ૧ ૧ ૭ શ્લો ૩૬–૩૭

પણ માળવાનું રાજ્ય તો ગુજરાતના રાજાઓએ પોતાને તાબે રાખ્યુ હતુ એમ તેના ઉત્કીર્ણ લેખોથી સિદ્ધ છે

## માળવાના વિજયથી સિદ્ધરાજ માળવા સાથે મેવાડનો પણ ધણી થયો.

પણ આ વિજયથી માળવાનો ઘણો ભાગ અને તે સાથે ચિતોડનો કીલ્લો તથા માળવા અને ગુજરાતને લાગેલા મેવાડ, ડુંગરપુર અને વાંસવાડાના પ્રદેશો પણ સિદ્ધરાજના હાથમાં આવ્યા હોય એમ ઐતિહાસિક પુરાવાઓથી સ્પષ્ટ દેખાય છે.

મૂળરાજના સમકાલીન માળવાના રાજા મુંજે ચિતોડનો કિલ્લો તથા તેની આસપાસનો મેવાડનો મુલક પોતાને તાબે લીધો હતો એ મૂળરાજના વર્ણનમાં જોયું છે. મેવાડનો એ પ્રદેશ ભોજના વખતમાં પણ માળવાને તાબે હતો એમ તેણે પોતાના નામ ઉપરથી ત્રિભુવન-નારાયણ અથવા ભોજજગતી નામનુ મદિર ચિતોડમાં બંધાવ્યું હતું તે ઉપરથી નક્કી થાય છે. ભોજ ઘણીવાર ચિતોડમાં રહેતો પણ હશે એમ તીર્થકલ્પ તથા વિમળ વસતિના જીર્ણોદ્ધારની ૧૩૭૮ની પ્રશસ્તિ એ એના અમુક વચનોને મેળવતાં જણાય છે.[૧] એટલે યશોવર્માના વખતમા પણ મેવાડ ડુંગરપુર અને વાંસવાડા તેને તાબેજ હશે અને સિદ્ધરાજે યશોવર્માને હરાવતા માળવા સાથે એ મુલક પણ સિદ્ધરાજના હાથમાં આવ્યો એમ માનવામાં વાધો નથી.

**સિદ્ધરાજે મહાદેવને અવંતીમંડલ (માળવા)નો દંડાધિપ બનાવ્યો.**

ઉજ્જેનમાંથી વિ. સં. ૧૧૯૫નો સિદ્ધરાજના સમયનો લેખ મળ્યો છે અને તે ઉપરથી એ પ્રદેશ જેને એ લેખમાં અવંતીમંડલ કહેલ છે તેની હકુમત સિદ્ધરાજે પોતાના નાગર મહામાત્ય દાદાકના પુત્ર મહાદેવને સોપી હતી એમ ચોક્કસ જણાય છે.[૨] અને વાંસવાડા

૧ જુઓ આજ પુસ્તકમા

૨ સિદ્ધરાજના આ લેખના શબ્દો નીચે પ્રમાણે છે.

स. ११९५ ज्येष्ट व. १४ गुरावद्येह श्रीमदणहिलपाटकावस्थित महाराजाधिराज परमेश्वर त्रिभुवनगण्डसिद्धचक्रवर्ती अवतीनाथ वर्वरकजिष्णु

ગાલ્યના તલવાડા ગામમા ગણપતિની મૂર્તિ નીચેથી એક ત્રુટિત સાલ વગરનો સિદ્ધરાજનો લેખ મળ્યો છે[1] એ વાગવાડા ઉપર સિદ્ધરાજની હકૂમત સૂચવે છે અને કુમારપાલનો લેખ ચિતોડમાથી મળ્યો છે જેની નોધ કુમારપાલના પ્રસગમા આવશે ટુકામા ઉત્કીર્ણ લેખોના મજબૂત પુરાવાઓથી સિદ્ધરાજે યશોવર્માને હરાવી મેળવેલો માળવા, ચિતોડ, ડુંગરપુર અને વાગવાડાનો મુલક છેક ભીમદેવ બીજા સુધી તો સોલકીઓના હાથમા રહ્યો છે એમ નિશ્ચય થાય છે[2] સિદ્ધરાજે માળવાના વિજય માટે પોતાના સર્વ સાધનો વાપર્યા હશે અને સર્વ સામતોને પોતાની સાથે લીધા હશે એમ માનવામા વાંધો નથી જો કે ઉલ્લેખો તો એક નાડોલના ચોહાણ સામન્ત આશરાજ અને બીજો કિરાડુના પરમાર રાજા ઉદયરાજ એ બે સબધી મળે છે વળી માળવાના યુદ્ધમા કરેલી મદદથી પ્રસન્ન થઈને સિદ્ધરાજે આશરાજને તો

---

श्री जयसिंहदेव विजयराज्ये, अद्यैव परमस्वामिन प्रसादात् श्रीमदणहिलपाटकेभ्य श्री करणादिव्यापारान्महत्तम श्री दादाके परिपन्थयति, प्रतापाजित मालवराज श्री यशोवर्मनामान राजान च जित्वा श्री मदवती मण्डले तन्निरूपितनागरकुलान्वय दक्ष श्री दादाक सप्रसूत श्री महादेवे मालव व्यापार कुर्वति ।

પુરાતત્ત્વ પુ ૪ અ ૧-૨ મા શ્રી ડીસકલકરે અન્યત્ર અપ્રકાશિત આ લેખ છપાવ્યો

૧ જુઓ પ્રસ્થાન પુ ૬ અ ૩ પૃ ૧૯૬

૨ અજયપાલનો વિ સ ૧૨૩૦નો ઉદયપુર (ગ્વાલિયર)માથી લેખ મળેલો તે જોતા ત્યા સુધી માળવા વગેરે બધા પ્રદેશો ઉપર ગુજરાતની સત્તા હતી એમ જણાય છે પણ પછી માળવાના પરમાર રાજાઓના લેખો જોતા ભીમદેવ બીજાના વખતમા માળવા સ્વતત્ર થયુ હોય અને મેવાડ ગુજરાતને તાબે રહ્યુ હોય એમ વિ સ ૧૨૬૩નુ ભીમદેવ બીજાનુ આહડનુ તામ્રપત્ર મળ્યુ છે એ ઉપરથી સિદ્ધ થાય છે જુઓ પ્રો ગૌ હી ઓઝાએ વડોદરાની ઓ. કૉ. મા વાંચેલો નિબધ Summaries of Papers p. 81

સુવર્ણ કલશ આપ્યો હતો, જે એ પોતે ધારણ કરતો.[1]

સિદ્ધરાજનું સૌથી મોટું પરાક્રમ તો આ માળવાનો વિજય એમાં સંદેહ નથી. એ વિજયને પરિણામે જયસિંહને સિદ્ધ ચક્રવર્તી તથા અવન્તીનાથ જેવાં બિરુદો મળ્યાં. ગુજરાતની બીજાં રાજ્યોમાં પ્રતિષ્ઠા વધી અને ગુજરાતની સમૃદ્ધિ પણ વધી.

આ બે મોટા વિજયો ઉપરાંત બે ત્રણ નાના વિજયો સંબંધી ટુંકા ઉલ્લેખો મળે છે. એમાંના કોઇનો સમય નિર્ણય કરવાનું કાંઈ સાધન નથી, એટલે અહીં એક સાથે એ ઉલ્લેખો જોઈ લઇએ. પ્હેલાં તો એક ઉત્કીર્ણ લેખમાં જેનો ઉલ્લેખ છે તે સિન્ધુરાજના વિજયનો વિચાર કરીએ.

### સિન્ધુરાજને હરાવ્યો.

દોહદના સિદ્ધરાજના લેખમાં તો ફક્ત "સિંધુરાજ વગેરે બીજા રાજાઓને પણ સિદ્ધરાજે ઉખેડી નાખ્યા" એટલું જ લખ્યું છે.[2] સમકાલીન વાગ્ભટાલંકાર (૪ શ્લો–૧૨૯)માં પણ આ પ્રકારનો ઉલ્લેખ મળે છે અને પ્રબન્ધકારોમાંથી ફક્ત સોમેશ્વરજ "સિંધુદેશના ધણીને

---

૧ श्री आशराजनामा समजनि वसुधानायकस्तस्य बन्धुः
साहाय्य मालवानां भुवि यदसिकृतं वीक्ष्य सिद्धाधिराजः ।
तुष्टो धत्ते स्म कुम्भ कनकमयमहो यस्य गुप्यद् गुरुस्यं
तद्धर्तुं नैव शक्तः कलुषितहृदयः शेषभूपालवाग्भिः ॥

વિ. સ. ૧૩૭૯નો સુધાનો લેખ (એ. ઇ. ગ્ર. ૯ પૃ. ૭૬) તથા ઉદયરાજ માટે વિ. સ. ૧૨૧૮નો કિરાડુનો શિલાલેખ જુઓ (રા. ઇ. ખં. ૧ પૃ. ૧૮૩ ની ટિ.)

૨ ઉપર વાર વાર ઉલ્લેખેલા વિ. સં. ૧૧૯૬ના દોહદના લેખમાં લખ્યું છે કેઃ
अन्ये प्युत्सादिता येन सिन्धुराजादयो नृपाः ।
आज्ञां शिरसि शेषेव वाहिता उत्तरे नृपाः ॥

ઇ. એ. ગ્ર. ૧૦ પૃ. ૧૫૯

સિદ્ધરાજે બાંધ્યો હતો "[૧] એમ મોધમ લખે છે સિદ્ધરાજ સબંધી આધુનિક ઐતિહાસિક લેખકોમા છેલ્લા શ્રી ગૌ–હી–ઓઝા પણ આ ઉલ્લેખો ઉતાર્યા ઉપરાંત વધુ કાંઈ કરતા નથી [૨] પણ જે સિન્ધુરાજ વિષે વિ–સ–૧૨૧૮ ના કિરાડુના ઉત્કીર્ણમા[૩] સિદ્ધરાજની કૃપાથી સોમેશ્વરે સિન્ધુરાજપુરનું રાજ્ય પાછુ મળ્યુ એમ લખ્યુ છે તે જ આ સિન્ધુરાજ હોવો જોઈએ એનો રાજ્ય પ્રદેશ જેસલમીર તરફ હોવાનો સભવ છે

ઉત્તરના રાજાઓ

દોહદના ઉત્કીર્ણ લેખમા ઉત્તરના રાજાઓ જયસિંહની આજ્ઞાને શિરોધાર્ય ગણતા હતા એમ લખ્યુ છે[૪] આ ઉત્તરના રાજાઓ તે કોણ ? નાડોલના ચોહાણ રાજાઓએ તો ગુજરાતના સોલકી રાજાઓનુ સામત પદ ઘણા વખતથી સ્વીકાર્યું હતુ એ આપણે જોયુ છે અને માળવાની ચઢાઈ વખતે નાડોલનો આશરાજ સાથે હતો એ પણ ઉપર નોંધ્યુ છે એ જોતા અજમેરનો ચોહાણ રાજા વિવક્ષિત હોય એવો સભવ છે સિદ્ધરાજના વખતમા અજમેર વસાવનાર અજયદેવનો પુત્ર જેને સસ્કૃત પ્રબધકારો આનલદેવ કે આનાક કહે છે અને જેનુ લોક પ્રસિદ્ધ નામ આના હતુ તે એ પ્રદેશનો રાજા હતો[૫]

---

૧ अमरुय हरिसन्यन प्रक्षिप्तनेक भूभृत ।
बद्ध सिंधुपतिर्येन वैदेही दयितेव वा ॥
કી કૌ સ ૨ શ્લો ૨૬
बद्ध सिंधुनसुधरापति रतिप्रौढ प्रतापा पि यत् ।
સુરથોત્સવ સ ૧૫ શ્લો ૭૨

૨ જુઓ પ્રસ્થાન પુ ૮ અ ૬ પૃ ૨૨૬
મુ ગે ના લેખક પણ આ સિંધુરાજને ઉખેડવાના દોહદના લેખના તથા કી કૌ ના કથનનો કશો ખુલાસો કર્યો નથી જુઓ મુ ગે પૃ ૧૭૮

૩ જુઓ પૃ ૨૫૦ ટિ ૧

૪ એજન ટિ ૨

૫ આ આનલદેવ વિ સ ૧૨૦૭ થી ૧૨૧૦ની વચ્ચે તેના જ્યેષ્ઠ પુત્ર જગદેવને હાથે માર્યો ગયો જુઓ પ્રસ્થાન પુ ૮ અ ૪ પૃ ૨૭૪ ટિ ૧

### અજમેરના ચોહાણ આનાકને નમાવ્યો.

અને મેરૂતુંગ તથા સોમેશ્વર દ્દાદના લેખને સ્પષ્ટ કરતાં ઉમેરે છે કે સાંભરનો રાજા અર્ણોરાજ (કે આનાક) સિદ્ધરાજને નમી ગયો અને તેથી સિદ્ધરાજે તેને પોતાની પુત્રી પરણાવી.[૧] પોતાના પિતા કર્ણની સામે એનો પૂર્વજ દુર્લભ કે દુઃશલ લડેલો તે યાદ કરીને કે માત્ર ચક્રવર્તી પદ મેળવવા માટે સિદ્ધરાજ અજમેરના ચોહાણરાજા અર્ણોરાજ ઉપર ચડી ગયેલો કે કેવી રીતે લડાઈ થઈ તેની વિગતો કોઈએ નથી આપી. પણ ઉપર કહ્યું તેમ ચોહાણરાજ નમી ગયો તેથી સિદ્ધરાજે તેને દીકરી આપી એમ ગુજરાતના પ્રબંધો કહે છે. સિદ્ધરાજે દીકરી કાંચનદેવી આનાકને આપ્યાની વાત તો ચોહાણ રાજાના આશ્રિત કવિના લખેલા પૃથ્વીરાજ વિજયમાં પણ છે. આ કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને સિદ્ધરાજે પાટણમાં પોતાની પાસે રાખીને ઉછેર્યો હતો એમ પણ એ જ ગ્રંથની ટીકામાં કહ્યું છે.[૨] વળી સાંભરના

---

૧ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૬૧ શ્લો. ૫૧ તથાઃ—

अमर्षण मनः कुर्वन्विपक्षोर्वीभृदुन्नती ।
अगस्त्य इव यस्तूर्ण मर्णोराज मशोषयत् ॥

गृहीता दुहिता तूर्णमर्णोराजस्य विष्णुना ।
दत्तानेन पुनस्तस्मै भेदो भूदुभयोरयम् ॥

द्विपां शीर्षाणि लूनानि दृष्ट्वा तत्पादयोः पुरः ।
चक्रे शाकभरीशोपि शकितः प्रणतः शिरः ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૨૭થી૨૯

दृप्तः सोपि सपादलक्षनृपतिः पादानति शिक्षितः ।

સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૨૨

૨ गूर्जरेन्द्रो जयसिहस्तस्मै यां दत्तवान्सा कांचनदेवी रात्रौ चंदिने च सोमं सोमेश्वरसंज्ञमजनयत ।

પૃથ્વીરાજ વિજય સ. ૬ શ્લો. ૩૪ ઉપરની ટીકા (શ્લોક પોતે ત્રુટિત છે) તથા

### સિદ્ધરાજ અને મદનવર્મા

આ ઉપરાંત ચતુર્વિંશતિપ્રતિબંધમાં મહોબક ઉપરની જયસિંહની લડાઇની બહુ રોચકકથા આપેલી છે.[૧] જેનો સાર એવો છે કે "એક વખત સિદ્ધરાજની સભામાં આવેલા કોઈ પરદેશીએ વખાણ કરતાં મદનવર્માની સભા સાથે સિદ્ધરાજની સભાને સરખાવી અને એ મદનવર્મા કોણ છે એમ સિદ્ધરાજે પૂછતાં પૂર્વદિશામાં આવેલા મહોબક નગરનો એ મદનવર્મા રાજા છે અને તે બડો દાની, ભોગી અને ધર્મશીલ છે, એ રીતે તેનાં બહુ વખાણ કર્યાં. સિદ્ધરાજે આ પરદેશીના કથનની યથાર્થતાની પોતાના મંત્રી મારફત તપાસ કરાવી અને મહોબાની અદ્દભુત સમૃદ્ધિ, ત્યાંના લોકોની તથા રાજાની અસાધારણ વિલાસ પ્રિયતા અને તેઓનો વૈભવ એ બધાનું વર્ણન સાંભળીને ચકિત થયેલા સિદ્ધરાજે સેનાસહિત મહોબક ઉપર પ્રયાણ કર્યું. મહોબકથી આઠ કોશ દૂર સિદ્ધરાજના લશ્કરે ડેરા નાખ્યાના ખબર જ્યારે મહોબા પોંચ્યા ત્યારે ત્યાંનો રાજા એક હજાર સ્ત્રીઓ સાથે એક રમણીય બાગમાં મોજ કરતો હતો. અને તેને સિદ્ધરાજ ચડી આવ્યાના ખબર મંત્રીઓએ આપ્યા એટલે તેણે હસીને કહ્યું કે "એ તો પેલોજ સિદ્ધરાજનાં કે જે બાર વર્ષ સુધી ધારાનગરી પાસે પડી રહ્યો હતો; એ કબાડી રાજાને કહી દો કે જો તમારે અમારાં નગર કે ભૂમિની જરૂર હોય તો તો લડવું પડશે પણ જો ધનનો લોભ હોય તો તે માગે તેટલું ધન તેને આપી દેવું." આ સદેશો સિદ્ધરાજને મળતાં તેને બહુ આશ્ચર્ય થયું અને તેણે ૯૬ કરોડ સુવર્ણમુદ્રા માગી જે તેને ભરી દેવામાં આવી. પછી સિદ્ધરાજે મદનવર્માને મળવાની મંત્રીઓ મારફત માગણી કરી જે ખુશીથી સ્વીકારી મદનવર્માએ પોતાનો અદ્દભુત ભોગવિલાસ દેખાડીને સિદ્ધરાજને ચકિત કરી દીધો." વગેરે

---

૧ જુઓ ચ. પ્ર. મા ૨૧ મો મદનવર્મ પ્રબધ; જિનમડનગણિના કુમારપાલ પ્રબધ (પૃ. ૮)મા ચ. પ્ર. ના વર્ણનને મળતું ઘણુ કરી એમાંથીજ ઉતારેલું આ પ્રસગનું વર્ણન છે.

આ વર્ણન અતિશયોક્તિથી ભરપુર દસ્તાવેજ છે પણ મદનવર્મા (વિ-સ-૧૧૮૫ થી ૧૨૧૨) મોટા સમૃદ્ધિવાળો તથા વિલાસપ્રિય રાજા હતો એટલુ સાચુ હવે સિદ્ધરાજને ૯૬ કરોડનો દંડ આપ્યાની જે વાત ચ પ્ર માંથી ઉપર આપી છે, તેને જયસિંહ સૂરિપણ ટેકો આપે છે[1] પણ દંડની આ કલ્પનાનુ મૂળ કીર્તિકૌમુદીનુ નીચેનુ કથન લાગે છે "ધારાનગરીનો જયસિંહે નાશ કર્યો ત્યારે પોતે માળવાના પાડોશી હોવાના કારણે મહોબાના રાજાએ ભેટના બ્હાનાથી દંડ આપ્યો"[2] વળી ગુજરાતના પ્રબંધકારોના કથનો સામે કાલજરમાંથી મળેલા એક લેખમા "જેમ પ્હેલા કંસને કૃષ્ણે જીત્યો હતો એમ તેણે (મદનવર્માએ) ગુજરાતના રાજાને જીત્યો" એમ લખેલુ મળે છે[3] એ જોતા સિદ્ધરાજ અને મહોબાના રાજા વચ્ચે, માળવાની લડાઈ વખતે કે પછી કોઈક જાતનુ ઘર્ષણ થયુ હોય અને પાછળથી સમાધાન થતા મૈત્રીના ચિહ્ન તરીકે કાંઈક પરસ્પર ભેટો પણ અપાઈ હોય એ સંભવિત છે માળવાને મહોબાનો રાજા મદદ ન કરે એ હેતુથી કદાચ સિદ્ધરાજને ઘસાવુ પડ્યુ હશે એમ માનવુ જ યોગ્ય છે કારણ કે મહોબાનો સમકાલીન ઉત્કીર્ણ લેખ પાછળના પ્રબંધો કરતા વધારે વજનદાર ગણાય વળી ગુજરાતનો કોઈ લેખ- મહોબા ઉપર વિજયનો દાવો તો નથી જ કરતો

---

1 महोबकपुराधीशाधिपति मदनवर्मण ।
कोटीं षण्णवतिं हेम्ना यस्तस्मादानिनाय रे ॥
कु च स १ श्लो ४२

જયસિંહસૂરિનો ગ્રંથ ચ પ્ર પછી ૧૭ વર્ષે વિ સ ૧૪૨૨મા લખાયેલ છે એ જોતા ચ પ્ર માંથી તેણે ઉતારો કર્યો હોય એવો સંભવ છે

2 धाराधवप्रजयिन यस्य माणिक्यशालिन ।
प्राभृतं कृतवानदण्ड महोबकपतिर्ददौ ॥
की कौ स. २ श्लो. ३३

3 जघुनाजयित, गुर्जर भारत कृष्णन पुरा कंस ।
इ प ए.नो. १८८८ पृ ३१८

કીર્તિકૌમુદીમાં જયસિંહે ગૌડદેશના રાજાને જીત્યાનું જે કથન છે[1] તે તો એ કવિની કપોલ કલ્પનાજ લાગે છે. એને કોઇનો ટેકો નથી અને અસંભવ દોષ ઉઘાડો છે. એવું જ મરૂ, માળવા અને સિંધ સાથે મગધ, કાશ્મીર, અને કીર દેશોને સિદ્ધરાજે જીત્યા હોવાનું ચારિત્ર સુંદરગણિનું કથન ઐતિહાસિક અજ્ઞાન અને અસંભવદોષવાળી અતિશયોક્તિથી ભરેલું છે.[2]

## સિદ્ધરાજનાં લોકોપયોગી કાર્યો.

સિદ્ધરાજે કેવળ લડાઈઓમાં જ આખી જીંદગી ગાળી છે, એવું નથી; તેણે અનેક લોકોપયોગી પુણ્ય કાર્યો પણ કર્યાં છે. ગુજરાતની સીમા વધતી જતાં તેની સમૃદ્ધિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ એનો ધર્મસ્થાનો ઉભાં કરવામાં ઉપયોગ પણ થતો ગયો. સિદ્ધરાજે બંધાવેલાં ધર્મસ્થાનોમાં સૌથી વધારે પ્રખ્યાત સહસ્રલિંગ સરોવર હતું, એમ અનેક પ્રબંધોમાં તેનો અભિમાનપૂર્વક ઉલ્લેખ છે એથી નક્કી થાય છે. હેમચંદ્ર કહે છે કે સિદ્ધરાજે મહા સરોવર કરાવ્યું તથા તેને કાંઠે એક હજાર ને આઠ શિવમન્દિરો કરાવ્યાં અને ૧૦૮ દેવી મદિરો કરાવ્યાં તથા વિષ્ણુનું દશાવતારનું મંદિર બંધાવ્યું.[3] સોમેશ્વર વગેરે કવિઓ આ સરોવરની બહુ પ્રશંસા કરે

---

૧ गणेशस्येव यस्याग्रपुष्करस्य वृषस्थितेः ।
आज्यसारः करस्थोऽभूद्गौडोमोदकवन्नृपः ॥
કી. કૌ. સ. ૨ શ્લો. ૩૭

૨ कर्णाटलाटमगधाङ्गकलिङ्गवङ्ग कास्मीरकीरमरुमालव सिन्धुमुख्यान् ।
देशान्विजित्य तरणिप्रमितैः स वर्षैः सिद्धाधिपो निजपुरं पुनरास्साद ॥
કુ. ચ. સ. ૧ વ. ૨ શ્લો. ૩૮

બીજા પ્રબંધો માળવા જીતવામાંજ બાર વર્ષ લાગ્યાં હતાં એમ કહે છે.

૩ દ્વયાશ્રય સ. ૧૫ શ્લો. ૧૧૪, ૧૧૭, ૧૧૮, ૧૧૯.

છે, અને તેને માનસ સરોવર સાથે સરખાવે છે એના કાંઠે આવેલા મંદિરોથી તેના દીવાઓના સરોવરમાં પડેલા પ્રતિબિંબોથી તથા કાંઠા ઉપર જ જયસિંહે ઉભા કરેલા કીર્તિસ્તંભોથી તેની શોભા અદ્ભુત લાગતી હશે[1]

### સહસ્રલિંગ સરોવર

પણ આ સહસ્રલિંગ સરોવર તદ્દન નવું બંધાવ્યું હોય તેમ કેટલીક હકીકત જોતા જણાતું નથી પાટણમાં સિદ્ધરાજના પૂર્વજ

---

१ न मानसे मायति मानस मे
पम्पा न सपादयति प्रमोदम् ।
अच्छोदमच्छोदकमप्यसार
सरोवरे राजति सिद्धभर्तु ॥

કી કૌ સ. ૧ શ્લો ૭૮ બીજા પણ ૬૭, ૬૩, ૬૬, ૭૭ વગેરે શ્લોકો જુઓ.

સરોવરને કાંઠે ચારે તરફ શિવ અને વિષ્ણુના મંદિરો હોવાનું હેમચન્દ્ર પેઠે સોમેશ્વર પણ કહે છે સ ૧ શ્લો ૬૨ અને સરસ્વતી પુરાણના તો આ સરોવરના કાંઠા ઉપરના દેવમંદિરોનું વધારે વિસ્તૃત વર્ણન છે (જુઓ રા રા. કનૈયાલાલ બાર્ગેકર દવેએ રાજવિદ્યા નામની ગુજરાતીની બેઠમાં લખેલા ખંડ ત્રીજાનું પ્ર ૮) વળી જુઓ નીચેના વચનો —

यस्यान्तर्गिरिताागारदीपिका प्रतिबिम्बिता ।
शोभन्त निशि पातालबालमौलिमणिश्रिय ॥
यस्योर्ध्वं सरस्तीर राजते राजतोज्वल ।
कीर्तिस्तम्भो नभोगगाप्रवाहो चतरन्निर ॥

કી કૌ સ. ૧ શ્લો ૬૪, ૬૫

વળી—

विश्व जगदेन निर्मित कीर्तिस्तम्भ
स्थापा क्वापि महानसार ।

સુ ૪ ચ ૨ શ્લો ૩૩

દુર્લભરાજે બંધાવેલું એક દુર્લભ સરોવર હતું એમ વસંતવિલાસના આધારે દુર્લભરાજના પ્રકરણમાં નોંધ્યું છે. હવે પાટણનું વર્ણન મોહ-પરાજય, હમ્મીરમદમર્દન, વગેરે જે ગ્રન્થોમાં મળે છે તેમાંથી પાટણ પાસે બે સરોવરો નહિ પણ એક જ સરોવર હોય એમ દેખાય છે અને સરસ્વતીપુરાણમાં સ્પષ્ટ વચન છે[1] કે "એક વખત સવારમાં ઉઠતાં જ રાજાને (સિદ્ધરાજને) પોતાના શહેરમાં સરોવર પાણી વિનાનું હોવાનું યાદ આવ્યું અને જે સરોવર નગર પાસે ઉત્તર દિશામાં દુર્લભરાજે કરાવ્યું હતું તેમાં પાણી કેમ ભરાય તેનો વિચાર થવા લાગ્યો." એ જોતાં તથા પ્રભાવકચરિતમાં કવિ શ્રીપાલે દુર્લભ-સરોવરની પ્રશસ્તિ રચી હોવાનું કહ્યું છે[2] અને પ્ર. ચિ. માં તેણે જ સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ રચી હોવાનું કહ્યું છે. અને દુર્લભરાજના સમયમાં તો શ્રીપાલ જન્મ્યો જ હોવાનો સંભવ નથી- એ બધું - જોતાં સિદ્ધરાજે જૂના પાણી વગરના દુર્લભ-સરોવરનો વિશાળ પાયા ઉપર જીર્ણોદ્ધાર કરીને તથા સરસ્વતીનું વહેણ તળાવમાં વાળી તથા તેના કાંઠા ઉપર સહસ્રશિવલિંગો સ્થાપી જૂના પાણી વગરના સામાન્ય સરોવરને-પાણીથી ભરેલું તથા ઘણું ભવ્ય બનાવ્યું હોય એમ લાગે છે.

આ સરોવર ક્યારે બંધાયું એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ માળવા ઉપરની ચડાઈ કર્યા પ્હેલાં સરોવરનું કામ શરૂ કરેલું અને

---

१ एकदा पार्थिवेन्द्रोऽसौ निशि सुप्तोत्थितः सुखं ।
सस्मार सरसस्तच्च जलहीनं स्वके पुरे ॥
यत्सरो नगराभ्यासे उत्तरस्यां दिशि स्थितं ।
कृतं दुर्लभराजेन जलपूर्णं कथं भवेत् ॥

सरस्वती पुराण स. १५ श्लो. १०१, १०२.

२ श्री दुर्लभसरोराजे तथा रुद्रमहालये ।
अनिर्वाच्यरसैः काव्यैः प्रशस्तीरकरोदसौ ॥

प्र. च. हे. सू. प्र. श्लो. २०५

માળવામાં સિદ્ધરાજ હતા ત્યારે એમાં પાણી ભરાઈ ગયું એમ પ્ર. ચિં. માં વર્ણન છે એ જો સાચું હોય તો સં. ૧૧૯૦-૯૧માં એ સરોવર બંધાયું હોવું જોઈએ અને આ સરોવરમાં સરસ્વતીનો પ્રવાહ નહેર મારફત વાળી લીધો હતો એમ સરસ્વતી પુરાણના વર્ણન ઉપરથી તથા સહસ્રલિંગની ત્રુટિત પ્રશસ્તિના શબ્દો ઉપરથી દેખાય છે[1] અને સાચા દૈત્યની દંતકથામાં બીલકુલ સત્યાંશ નથી એમ સિદ્ધ થાય છે.

આ સરોવર વિષે પ્ર. ચિં. માંથી ખાસ કાંઈ મળતું નથી પણ એ સરોવરની પ્રશસ્તિ શ્રીપાલ કવિએ રચી હતી એમ લખ્યું છે (પૃ. ૧૩૨). આ પ્રશસ્તિ નષ્ટ થઈ ગઈ છે એમ હમણાં સુધી મનાતું હતું પણ થોડા વખત પહેલાં પાટણના એક ન્હાનકડા શિવમંદિરમાંથી મન્દિરની ભીંતમાં જડેલો જૂના લેખવાળો એક પથરો પુરાતત્ત્વ સંશોધક શ્રી રામલાલ ચુનીલાલ મોદીને મળી આવ્યો છે, અને તેના ઉપરનો લેખ વાંચીને તથા એમાં સિદ્ધરાજે બંધાવેલા સરોવરનો ઉલ્લેખ છે તે ઉપરથી સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિનો આ એક કટકો છે એવું શ્રી રા. ચુ. મોદીનું તથા શ્રી જિનવિજયજીનું અનુમાન છે.[2]

### જસમા ઓડણની દંતકથાની અવિશ્વસનીયતા

આ સહસ્રલિંગ સરોવર ખોદાતું હતું ત્યારે તેમાં કામ કરનાર

---

૧ જુઓ મહારાજાધિરાજ નામની ગુજરાતી પત્રની પર શ્રી સેગના ત્રીજા ખંડના ત્રીજા પ્રકરણમાં સરસ્વતી પુરાણમાંથી રા. રા. કનૈયાલાલ ભાસ્કર દવેએ કરેલા ઉતારા તથા સહસ્રલિંગ પ્રશસ્તિનું નીચેનું વચન—

તતઃ સા પૂરયામાસ સરઃ સિદ્ધચક્રાંકિતમ્ । શ્લો. ૮૯

પ્રસ્થાન પુ. ૧૨ અં. ૫ પૃ. ૨૯૩ શ્લો. ૮૯

તથા સં. ૧૯૮૨ના ગુજરાતીના દીવાળી અંકના સહસ્રલિંગ સરોવર વિષે શ્રી. રા. ચુ. મોદીનો લેખ

૨ જુઓ, પ્રસ્થાન પુ. ૧૨ અં. ૫ પૃ. ૨૯૩. એ અંકમાં એ લેખનો ફોટો પણ છપાયો છે.

જસમા નામની રૂપાળી ઓડણ બાઇ ઉપર સિદ્ધરાજને મોહ થયો, પણ જસમા સિદ્ધરાજને વશ ન થતાં 'તારા તળાવમાં પાણી ટકશે નહિ' એવો તેને શાપ દઇને પેટમાં કટારી મારી મરી ગઇ એવી દંતકથા તથા તે કથા નિરૂપતો એક આધુનિક રાસડો પ્રસિદ્ધ છે.[૧] પણ કોઈ લેખી પુરાવાનો આ દંતકથાને ટેકો નથી અને તેને વિશ્વસનીય ગણવાનું પણ કારણ નથી.

### બીજાં ધર્મસ્થાનો

સહસ્રલિંગ સરોવર ઉપરાંત સિદ્ધરાજે સરસ્વતી નદીને કાંઠે રૂદ્રમહાલય બધાવ્યો હતો એમ હેમચન્દ્રે કહ્યું છે[૨] અને તેને પ્ર. ચિ. ટેકો આપે છે.[૩] વળી સરસ્વતીને કાંઠે મહાવીરનું એકચૈત્ય બંધાવ્યું હતું એમ પણ હેમચન્દ્રે કહ્યું છે.[૪] આ જૈનચૈત્ય સિદ્ધરાજે પોતે બંધાવ્યું હોય કે તેની વસ્તીમાંથી કોઈ જૈન ગૃહસ્થે બંધાવ્યું હોય, એ ગમે તેમ હોય પણ રૂદ્રમહાલય તો મૂળરાજે બંધાવ્યો હતો[૫] એટલે સિદ્ધરાજે એનો જીર્ણોદ્ધાર કર્યો હોય એ જ સભવ છે. વળી સરસ્વતીને કાંઠે સત્રશાળાઓ અને દાનશાળાઓ સિદ્ધરાજે બંધાવી[૬] હતી એમ પણ હેમચદ્રે જ લખ્યું છે.

સિદ્ધરાજનાં નામ ઉપર આટલાં ધર્મસ્થાનોની નોંધ મળે છે પણ તેણે એ ઉપરાંત, ઉપરનાંથી ઓછાં પ્રખ્યાત વાવ, કુવા, તળાવ, મંદિરો વગેરે બંધાવ્યાં હોવાનો સંભવ છે અને ધર્મસ્થાનો ઉપરાંત તેણે શહેરો વસાવવાં, કીલ્લાઓ બધાવવા વગેરે લૌકિક કે રાજકીય ઉપયોગનાં

---

૧ રાસમાળા આ. ૩ પૃ. ૧૫૦થી આગળ.

૨ દ્વયાશ્રય સ. ૧૫ શ્લો. ૧૫.

૩ પ્ર. ચિ. પૃ. ૧૩૦.

૪ દ્વયાશ્રય સ. ૧૫ શ્લો. ૧૬. કુમારપાલ પ્રતિબોધમાં સિદ્ધપુરમાં સિદ્ધપુરવિહાર અને પાટણમાં રાજવિહાર બધાવ્યાનું કહ્યું છે.

૫ જુઓ પ્રકરણ ૭ પૃ. ૧૬૫.

૬ દ્વયાશ્રય સ. ૧૫ શ્લો. ૧૧૫

ટાર્યો પણ અનેક ર્યાં હગે જો કે મેરુતુંગ પાસે સિંહપુર (હાલનું શીહોર) વસાવ્યુ એમ હેમચન્દ્રે તથા મેરુતુંગે કહ્યુ છે[1] અને વઢવાણ વગેરેમા કીલ્લાઓ બધાવ્યાનુ પ્ર ચિં દારે નોધ્યુ છે[2] પણ ડભોઈ, વઢવાણ, સુખાગી, ઝીંઝુવાડા, વીરપુર, ભાહુલા, નાર્મિગપુર, થાન વગેરે અનેક સ્થાનોએ સિદ્ધરાજે ગઢો અને કપડવજ, સિહોર, વીરમગામ, ધોળકા વગેરે સ્થળોએ તળાવો બધાવેલા કહેવાય છે "સિદ્ધરાજે જેટલા મોટા મદિરો અને મોટા સરોવરો બધાવ્યા તેટલા પૃથ્વીમા કોણ કરે"[2] એમ પ્ર ચિ મા કહ્યું છે[3] અને ગુજરાતમા જે પ્રાચીન સ્થાનના કર્તાનો પત્તો ન મળે તેનું કર્તાપણુ લોકો સિદ્ધરાજને માથે આરોપે છે

## સિદ્ધરાજના સમયમા વિદ્યાને ઉત્તેજન

ગુજરાતમા કળાનો વિકાસતો ભીમદેવના વખતથી જ શરૂ થયેલો અને તેને સિદ્ધરાજે ઘણુ પોષણ આપ્યુ પણ કળા કરતા પે વિદ્યાને તેણે વધારે ઉત્તેજન આપ્યુ છે સિદ્ધરાજના દરબારના બ્રાહ્મણ પડિતોએ ગ્રન્થો લખ્યા હોવા જોઈએ પણ એ કાઈ જળવાઈ રહ્યુ નથી પણ જે જૈન લેખકોનુ સાહિત્ય જળવાઈ રહ્યુ છે તેમા સિદ્ધરાજ અને કુમારપાળના સમકાલીન કલિકાલ સર્વજ્ઞનુ બિરુદ પામેલા હેમચદ્રાચાર્ય અગ્રસ્થાને બિરાજે છે[4]

**હેમચદ્રાચાર્યને વ્યાકરણ લખવાની પ્રેરણા સિદ્ધરાજે કરી**

સિદ્ધરાજે માળવા જીતીને મોટી લુટ આણી ગુજરાતને આર્થિક

---

૧ દ્વયાશ્રય સ ૧૫ શ્લો ૯૭ તથા પ્ર ચિ પૃ ૧૫૨

૨ પ્ર ચિ પૃ ૧૩૪

૩ પ્ર ચિં પૃ ૧ ૦

૪ હેમચન્દ્રાચાર્યનો જન્મ સ ૧૧૪૫માં નવ વર્ષની વયે શ્રીદેવચદ્રસૂરિએ દીક્ષા આપી સ ૧૧૬૬મા આચાર્યપદ મળ્યુ અને સ ૧૨૨૯મા સ્વર્ગસ્થ થયા હેમચદ્રાચાર્યનુ ચરિત્ર પ્ર ચિ, પ્ર ચ, કુમારપાલ પ્રતિબોધ મોહ પરાજય વગેરે અનેક ગ્રન્થોમા મળે છે એ ગ્રથોની યાદી માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ. ૨૯

## શ્રીપાલ, વાગ્ભટ વગેરે કવિઓ

સિદ્ધરાજના દરબારનો બીજો પ્રખ્યાત કવિ તે શ્રીપાલ કવિ તે જૈનપોરવાડ વૈશ્ય હતો. તેણે વૈરોચન પરાજય[1] નામનો ગ્રન્થ તથા સહસ્રલિંગ સરોવર વગેરે અનેક સ્થાનોની પ્રશસ્તિઓ રચી કહેવાય છે પણ તેમાંથી એકજ વડનગરના કોટનાની બચી છે. આ શ્રીપાલ પોતાને સિદ્ધરાજનો બાલમિત્ર અને પ્રતિપન્નબંધુ કહે છે અને સોમપ્રભાચાર્ય કહે છે કે સિદ્ધરાજ તેને કવીન્દ્ર તથા ભાઈ કહીને સંબોધતો.[2]

આ ઉપરાંત સોમના પુત્ર વાગ્ભટ કવિએ વાગ્ભટાલંકાર[3] તથા જયમંગલાચાર્યે કવિશિક્ષા[4] નામના ગ્રન્થો સિદ્ધરાજના રાજ્યકાળમાં રચ્યા છે. વળી વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૯૭માં ગણરત્ન મહોદધિ નામનો વ્યાકરણનો ગ્રંથ બનાવ્યો છે અને તેમાં ઉદાહરેલા સિદ્ધરાજની પ્રશંસાના કેટલાક શ્લોકો માટે પોતાના જ સિદ્ધરાજ વર્ણન નામના ગ્રન્થનો હવાલો આપ્યો છે.[5] બીજા એક સાગરચંદ્ર પંડિતે સિદ્ધરાજ

---

૧ જુઓ પ્રભાવક ચરિત હે. ચ. પ્ર. શ્લો. ૨૧૬

૨ પોતાની વિ. સં. ૧૨૦૮ની વડનગર પ્રશસ્તિમાં શ્રીપાલ લખે છે :—

एकाहनिष्पन्नमहाप્રबन्ध: श्री सिद्धराजप्रतिपन्नबन्धु: ।
श्रीपालनामा कविचक्रवर्ती प्रशस्तिमेतामकरोत् प्रशस्ताम् ॥

— એ. ઇ. ગ્રં. ૧ પૃ. ૩૦૦

તથા श्रीसिद्धाधिपति: कवीन्द्र इति च भ्रातेति च व्याहरत् ।

કુમારપાલ પ્રતિબોધની પ્રશસ્તિ

૩ વાગ્ભટાલંકાર છપાઈ ગયો છે. નિર્ણયસાગરમાં પ્રા. કા. મા. નં. ૪૮

૪ પીટર્સનનો રિપોર્ટ ૧૮૮૨-૮૩ પૃ. ૯૦ જુઓ પરિ. પૃ. ૩૧

૫ નાગરીપ્રચારિણી પત્રિકા ન. સં. ભા. ૩ પૃ. ૯-૯ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૫૫

લખનારાઓના કહેવાથી અનુમાન થાય છે.[1] રાજ્યભંડારના ઉપરી, લેખશાળાના ઉપરી વગેરે ન્હાના અધિકારીઓ પણ મંત્રી કહેવાતા એ સ્મરણમાં રાખવાનું છે.

આ ઉપરાંત વાગ્ભટાલંકારના કર્તા કવિ વાગ્ભટને તેના ટીકાકાર સિંહદેવગણિ મહામાત્ય કહે છે[2] અને આનંદ અને પૃથ્વીપાલનાં જૈન મંત્રીઓ તરીકે નામ શ્રી. મો. દ. દેશાઈએ આપ્યાં છે.[3] તેમાંથી પૃથ્વીપાલ કુમારપાલના વખતમાં મંત્રીપદે હતો એમ એક જૈન ગ્રંથની પ્રશસ્તિ ઉપરથી જણાય છે[4] અને તેનો પિતા આનંદ મહામાત્ય હતો એમ પૃથ્વીપાલના એક લેખમાં લખેલું છે.[5]

ઉપરના મંત્રીઓમાંથી શાન્તુમંત્રીએ તથા મુંજાલમંત્રીએ પોતાના નામથી પાટણમાં શાન્તુવસહિકા તથા મુંજાલવસહિકા બંધાવેલાં એમ પ્રબંધો કહે છે.[6] મૂળ શ્રીમાળનો ઉદા નામનો વાણીઓ કેવી રીતે કર્ણાવતીમાં આવી રહ્યો, કેમ પૈસાદાર થયો અને પાછળથી કુમારપાલનો માનીતો ઉદયન મન્ત્રી થયો વગેરે વિસ્તૃત વૃત્તાન્ત પ્રબંધોમાં મળે છે. તેણે કર્ણાવતીમાં ઉદયન વિહાર બંધાવ્યો હતો.[7] એના પુત્રો વિષે વધારે હકીકત આગળ કુમારપાલના પ્રકરણમાં આવશે.

---

૧ પ્ર. ચિ. પૃ. ૧૯૫.

૨ જુઓ વાગ્ભટાલંકાર શ્લો. ૧૪૮.

૩ જૈન સાહિત્યનો ઇતિહાસ. પૃ. ૨૨૪.

૪ જુઓ મલ્લીનાથ ચરિત્રની પ્રશસ્તિ. અપભ્રંશ કાવ્યત્રયી પૃ. ૭૯ તથા જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૭૯.

૫ સં. ૧૨૦૧નો પાલીનો લેખ જેમાં મહામાત્ય આનંદસુત મહામાત્ય પૃથ્વીપાલ એ રીતે શબ્દો છે. (પ્રા. જૈ. લે. સ. ૩૮૧).

૬ પ્ર. ચિ. પૃ. ૧૨૦, ૧૧૮.

૭ પ્ર. ચિ. પૃ. ૧૧૮-૧૧૯ તથા એજ ગ્રંથમાં પ્રકાશ ચોથો

### સિદ્ધરાજનો પુરોહિત

સિદ્ધરાજનો પુરોહિત મૂળરાજથી ચાલ્યા આવતા વડનગરના નાગર સોલશર્માના વંશનો કુમાર નામનો નાગર હતો આ પુરોહિતે સેંકડો યજ્ઞો કર્યા હતા તથા સેંકડો તળાવો ખોદાવ્યા હતા એમ તેનો વંશજ સોમેશ્વર કહે છે[1] આ ઉપરાંત વડનગરના જ નાગર ઉયાભટ્ટનો વંશજ શોભ સિદ્ધરાજનો મિત્ર હતો એમ શ્રીધર પ્રશસ્તિમાં કહ્યું છે[2] અને દેવસૂરિ અને કુમુદચંદ્રના વાદની સભામાં વસૂરિના સભ્ય તરીકે એક ભાભૂનું નામ મુ ક પ્ર માં લખેલું છે તે કદાચ આ સોભનો પિતા હોય એવો મારો તર્ક છે[3]

### સિદ્ધરાજના દાનો

જોકે પ્રબંધોમાં સિદ્ધરાજે શત્રુંજયના યુગાદિ દેવની પૂજા માટે બાર ગામનું દાન કર્યું,[4] દેવસૂરિનો જય થતાં તેમને છાના વગેરે બાર ગામો આપ્યા,[5] સિદ્ધપુર વસાવી બ્રાહ્મણોને આપ્યું,[6] વગેરે સિદ્ધરાજના દાનોની વાતો લખી છે પણ સમકાલીન પુરાવો તો ફક્ત સિંહપુર વિષે જ દ્વયાશ્રયમાં મળે છે[6] એટલે એકાદ જૈન તીર્થને

---

૧ જુઓ સુરથોત્સવ સ ૧૫ શ્લો ૨૧-૨૨ તથા નીચેનો શ્લો ૨૩મો
कृशोपशोभितयागैस्तडागैश्च पर शते ।
इष्ट पूर्त च यश्चके चक्रवर्तिपुरोहित ॥

૨ शोभामिध प्रियसुहृद्जयसिंहनाम्न ।
એ ઇ પ્ર ૨, શ્રીધર પ્રશસ્તિ શ્લો ૨૫.

૩ મુદ્રિત કુમુદચંદ્ર પ્રકરણ અ ૫

૪ જુઓ પ્ર ચિં પૃ ૧૪૭, પ્ર ચ હે સૂ પ્ર શ્લો ૩૨૯-૩૨૫, જયસિંહ સૂરિનું કુ ચ સ ૩ શ્લો ૩૨-૩૩, વ વિ સ ૮ શ્લો ૨૨ વગેરે જિ મંનો કુ પ્ર પૃ ૫. છેલ્લા ગ્રંથકાર તો ગિરનારને પણ બાર ગામ આપ્યાનું કહે

૫ પ્ર ચિં પૃ ૧૯૭

૬ દ્વયાશ્રય સ ૧૫ શ્લો ૯૭-૯૮

પોતાની જૈન વસ્તીને પ્રસન્ન રાખવા સિદ્ધરાજે કાંઈક દાન આપ્યું હોય એ સંભવિત છે. પણ બાર બાર ગામના દાનની વાત તો કલ્પિત લાગે છે. દ્વ્યાશ્રયમાં એ વાત નથી એ હકીકતજ પાછળના ગ્રન્થકારોની વિરૂદ્ધ છે. સિદ્ધરાજનું એક પણ દાન પત્ર હજી સુધી નથી મળ્યું એટલે સિદ્ધરાજના દૂતક લેખકનાં નામો નથી મળી શકતાં પણ તેના અક્ષપટલ ખાતામાં કે લેખશાળામાં ત્રણસો લહીઆઓ લખવાનું કામ કરતા એમ પ્ર. ચ. (હે. પ્ર. શ્લો. ૧૦૪) માં કહ્યું છે.

### જગદેવ પરમાર

આ મંત્રીઓ ઉપરાંત જેનું નામ લોકકથામાં સૌથી વધારે ગવાયું છે તે જગદેવ પરમાર સિદ્ધરાજના દરબારમાં હતો. લોકકથા કહે છે તેમ જગદેવ નામનો માળવાના પરમારવંશમાં એક કુંવર જરૂર થઇ ગયો છે, એટલું જ નહિ પણ એ માળવાના રાજા ઉદયાદિત્યનો પુત્ર અને પ્રખ્યાત રાજા ભોજનો ભત્રીજો હતો એ પણ ઐતિહાસિક હકીકત છે. પણ સિદ્ધરાજના દરબારમાં, સોમેશ્વરનું કથન જોતાં, ઘણું કરી મહાપ્રતિહાર તરીકે અથવા પાટણના કોટવાળ તરીકે જે જગદેવે ભારે નામના મેળવેલી તે પરમાર કુળનો હોવા કરતાં દક્ષિણના સાન્તરકુળનો મીનળદેવીના ભત્રીજા કાદંબરાજા જયકેશી બીજા (વિ. સં. ૧૧૬૦ થી ૧૨૦૩) નો મશીઆઈભાઈ હોવાનો બધી ઐતિહાસિક પરિસ્થિતિ જોતાં મને સંભવ લાગે છે.[1] એ વિ. સં. ૧૨૦૫-૬માં પશ્ચિમી ચાલુક્ય રાજા જગદેકમલ્લ બીજા (વિ. સ. ૧૧૯૪ થી ૧૨૦૬) નો સામન્ત અને પટ્ટીપોમ્બુચ્છપુરનો રાજા હતો. કદાચ વિ. સં. ૧૧૫૯ માં હોઈસલા રાજા બલ્લાલ પ્હેલાને હાથે હાર ખાવાથી[2] એ

૧ જગદેવની લોકપ્રસિદ્ધ વાર્તા માટે જુઓ રાસમાળા આ. ૩ પ્ર. ૮ પૃ. ૧૬૫થી આગળ. જગદેવની સવિસ્તર ઐતિહાસિક ચર્ચા માટે જગદેવ પરમાર નામનો કૌમુદી જુન ૧૯૩૩ પૃ. ૫૦૫ ઉપર છપાયેલો મારો લેખ.

૨. મું. ગે. ગ્ર. ૧ ભા. ૨ પૃ. ૪૯૪.

જગદેવ મીનળદેવીના સંબંધથી ખેંચાઈને પાટણ આવ્યો હશે અને પાટણમાં પ્ર ચિં કાર કહે છે[1] તેમ સિદ્ધરાજ માન્ય અને ત્રિવિધવીર તરીકે ભારે પ્રતિષ્ઠા મેળવીને સિદ્ધરાજનું મરણ થતાં કે તે પ્હેલાં બીજા કોઈ કારણથી એ પાછો દક્ષિણમાં ગયો હશે કારણ કે વિ સં ૧૨૦૬ નો તેનો લેખ મળ્યો છે[2] આ જગદેવની પ્રશંસા કરતાં સોમેશ્વર તો કહે છે કે "જગદેવ વગર પાટણની હવે આવી (ખરાબ) દશા થઈ છે એ દ્વારપાળ (વેત્રી) હતો ત્યાંસુધી ગૂર્જરોના નગરમાં શત્રુઓ પેસી શકતા નહિ"[3]

### રાજસભા

આના જુદી જુદી કોટિના મંત્રીઓ, આબુનો પરમાર રાજા (ધારા વરી ધ્રુવભટકે રામદેવ), કિરાડુનો પરમાર રાજા ઉદયરાજ તથા તેનો પુત્ર સોમેશ્વર, નડોલનો ચોહાણ રાજા જોજલદેવ અને તેનો પુત્ર આશારાજ વગેરે મોટા તથા બીજા અનેક નાના સામંતો[4] પુરોહિતાદિ બ્રાહ્મણો, જૈન સાધુઓ, પાટણના શેઠીઆઓ તથા પર રાજ્યોના સાંધિવિગ્રહિકો વગેરેથી વીંટાઈને ભવ્ય રાજસભા-દિવાને આમમાં સિદ્ધરાજ હમેશાં બેસતો હતો અને પોતાના યશના મન્દીજનોએ લલકારેલાં કાવ્યો, દેશપરદેશની અવનવી વાતો તથા જુદા જુદા મતના વિદ્વાનો વચ્ચેના વાદવિવાદો સાંભળતો હતો અને વસ્તીને ન્યાય આપવાનું કામ પણ કરતો હતો[5]

---

૧ પ્ર ચિં પૃ ૧૬૨

૨ મુ ગે અ ૧ ભા ૧ પૃ ૧૬૭, ટિ ૩ તથા ભા ૨ પૃ ૯૫૦

૩ विना जगद्देवमिमां मरस्या नीता निर्जरत्व परां दशां ।
यत्र स्थिते वेत्रिणि शात्रवैर्न द्विष्टैः प्रविष्टं पुरि गूर्जराणाम् ॥
કી કૌ સ. ૨ શ્લો. ૯૯

૪ જુઓ પરિશિષ્ટ રમાં આપેલી સમકાલીન રાજવંશોની વંશાવળીઓ

૫ સિદ્ધરાજની રાજસભાને પ્ર ચિં માં ઇન્દ્રની સભા જેવી કહી છે (પૃ ૧૫૫)

## સિદ્ધરાજની રાજસભામાં થયેલા શ્વેતાંબર દિગંબર વચ્ચે વાદ.

સિદ્ધરાજની રાજસભામાં પ્ર. ચ. ના કહેવા પ્રમાણે વિ. સં. ૧૧૮૧માં શ્વેતાંબરાગ્રણી દેવસૂરિ અને દિગંબરાગ્રણી કુમુદચંદ્ર વચ્ચે થયેલા વાદવિવાદને, તેમાં શ્વેતાંબરનો વિજય થયેલો હોવાથી એ મતનાં પ્રબંધ લેખકોએ ઘણું મહત્ત્વ આપ્યું છે અને તે ઉપર જુદી જુદી રીતે ઘણું લખ્યું છે. એટલી વાત ખરી લાગે છે કે ગુજરાતમાં પ્હેલેથી શ્વેતાંબરનું જોર હતું પણ આ વાદને પરિણામે તો તેનું સામ્રાજ્ય જામી ગયું.[1]

## સિદ્ધરાજની ન્યાય પ્રિયતા.

સિદ્ધરાજના દરબારમાં આવા ધાર્મિક વાદવિવાદો તો કોઈ વાર થતા હશે પણ લોકોની ફરીઆદો સાંભળવાનું અને તેનો ન્યાય ચુકાવવાનું કામ તો હમેશાં થતું હશે; એમ કુમારપાલની દિનચર્યાની જે વિગતો હેમચન્દ્રે આપી છે તેથી લાગે છે. સિદ્ધરાજ અને તેની મા મીનળદેવીના અદલન્યાયની અનેક દંતકથાઓ પ્રચલિત છે.[2] પણ ઈ. સ. ૧૨૧૧માં મુસલમાન ગ્રંથકાર મુહમ્મદ શફીએ લખેલા જામે-ઉલ-હિકાયત નામના ગ્રંથમાં લખેલો નીચેનો કિસ્સો સિદ્ધરાજના મરણ પછી તરત પરદેશી-પરધર્મીએ નોંધેલો હોઈને સિદ્ધરાજની ન્યાય-પ્રિયતાનો વિશ્વસનીય અને સચોટ દાખલો છે:[3]—

---

૧ આ વાદ વિષે સૌથી પ્હેલું વર્ણન ૧૩મા શતકના યશઃચન્દ્રે કુમુદચંદ્ર પ્રકરણમાં આપ્યું છે. એ ઉપરાંત પ્ર. ચ. માં દેવસૂરિ પ્રબંધમાં તથા પ્ર. ચિ. મા પણ આ વાદનું વર્ણન મળે છે.

૨ જુઓ વીરમગામ આગળના મીનલસર સંબંધી દંતકથા—રાસમાળા આ. ૩ પૃ. ૧૪૭.

૩ જામે-ઉલ-હિકાયત, ઇલિયટ, ગ્રં. ૨ પૃ. ૧૯૩-૯૪.

"'ગુજરાતના' ગજ્યમાં ખભાત નગરમાં અગ્નિપૂજકો અને સુન્ની મુસલમાનો રહે છે ત્યાં એક મસ્જીદ હતી, જે અગ્નિ પૂજકોએ કાફીરો દ્વારા બળાની મુખી આ દગામા એંશી મુસલમાનો માર્યા ગયા કેવળ અલી નામનો એક ખતીબ[1] (ખુતબા પઢનારાળો) બચી ગયો તેણે અણહિલવાડ જઈ પુકાર કર્યો પણ કોઇએ તે તરફ ધ્યાન આપ્યુ નહિ એટલે શિકારના સમયે જગલમા રાજાને મળી ખભાત સબધી બધી હકીકત તેણે રજુ કરી આ વાતની બરાબર તપાસ કરવાની ઈચ્છાથી "હું ત્રણ દિવસ સુધી જનાનખાનામા જ રહીશ માટે તમે ગજ્યનુ કામ સભાળજો" એમ પોતાના પ્રધાનને કહી જયસિંહ સાઢણી ઉપર સવાર થઈ એક દિવસ અને એક રાતમા ખભાત પોચ્યા અને ત્યા છાની રીતે તપાસ કરતા બધી વાત સાચી હોવાની ખાતરી થતા ત્રીજે દિવસે રાતે પાછા આવી, વળતે દિવસે દરબારમા ફરીઆદીઓએ અરજી કરવાના વખતે અરજી કરવાની ખતીબને આજ્ઞા કરી ખતીબનુ બ્યાન પુરૂ થતા કાફિરોનુ એક ટોળુ તેને ડરાવવા તથા તેની વાત જુઠ્ઠી ઠરાવવા ચાહતું હતુ પણ જયસિંહે કહ્યું કે "આ ઝગડો ધાર્મિક હોવાથી કોઈનો વિશ્વાસ ન કરતા મેં જાતે ખભાત જઈ તપાસ કરી છે અને મુસલમાનો ઉપર ખરેખર જુલમ કરવામા આવ્યો છે, એમ મને માલુમ પડયુ છે મારા ગજ્યમા સર્વે લોકો સુખ શાન્તિનો સમાન રીતે ઉપભોગ કરી શકે એવી પ્રજા પાલનની સુવ્યવસ્થા રાખવી એ મારૂ કર્તવ્ય છે" આમ કહીને બ્રાહ્મણો તથા અગ્નિપૂજકોમાના દરેક સમુદાયના બબ્બે મુખ્ય નેતાઓનો યોગ્ય દડ કરવાની આજ્ઞા આપી" ધાર્મિક બાબતમા સિદ્ધરાજની આવી સમદષ્ટિને પરિણામે મુસલમાનોએ પોતાના ધર્મનો પ્રચાર કરવાનો પ્રયત્ન કર્યો હોય એ સભવિત છે અને નૂરૂદ્દીન ઈસ્માઈલીએ એવો પ્રયાસ કરેલો એમ કહે છે આ નૂરૂદ્દીન મૌલા-ઈ

1 આ ખતીબને શ્રી મુનશીએ ગુજરાતના નાથમા ખૂબ પ્રસિદ્ધ કર્યો છે.

અબ્દુલ્લાહ સાથે ઈ. સ. ૧૦૬૭ માં એટલે કર્ણ પહેલાના વખતમાં ગુજરાતમાં હતા એમ પણ કહેવામાં આવે છે.[૧]

**ચોરી સંબંધી ગ્રામ્યવ્યવસ્થા**

મહારાજાધિરાજ સિદ્ધરાજ સુધી પોચેલા ધાર્મિક મહત્ત્વવાળા ગુન્હાના ન્યાયની આ વાત થઈ. પણ સાધારણ રીતે દૂરદૂરનાં ગામડાંઓમાં થતા સાધારણ ગુન્હાઓનો ન્યાય તો મોટે ભાગે ગામનાં પંચ મારફત થતો. એ પંચના વહીવટનો એક દાખલો વિ. સ. ૧૧૯૮ના નાડોલના લેખમાંથી[૨] નીચે ઉતાર્યો છે. એ લેખમાં ધાલોપ ગામના જુદા જુદા આઠ વાડાઓના દરેક બબ્બે થઈને સોળ વિપ્રોને આગળ કરીને ગામના સર્વ લોકોએ રાજા રામપાલને લેખ કરી આપ્યો છે. તેમાં ગામ લોકો કહે છે કે "મુસાફરીમાં જતા ભાટ, ભટ્ટપુત્ર, દૌવારિક, કાર્પટિક વણિજ્જારક (વણજાર ?) વગેરે સર્વ લોકોમાંથી કોઈની ચીજો રસ્તામાં ખોવાઇ જાય કે ચોરાઇ જાય તો દેશાચાર પ્રમાણે ચૌકડિકા પ્રવાહથી અમારે શોધી આપવી. અને જો ગામમાંથી ચોરાય તો જે વાડામાંથી ચોરાય તે ભરી આપે. આમાં મહારાજા રાયપાલે રક્ષાકાર (રખેવાળ) અસ્ત્રો, દ્રવ્ય વગેરે છોડી દીધું છે. અમારી અંદર મહારાજાએ રક્ષાકાર ન રાખવો. આમાં કોઈ બ્રાહ્મણ ભરી આપવાની ના પાડે કે ત્રાગું કરે તો તે ગધેડો કે ચાંડાલ થાય."

જૂના કાળમાં ધોરી રસ્તાઓને કેવી યુક્તિથી સલામત રાખવામાં આવતા હતા તેનો આ સરસ દાખલો છે. જો કે લેખતળ ગુજરાતમાંથી નથી મળ્યો પણ એ વખતે એ ભાગના રાજાઓ ગુજરાતના સામન્તો હતા.[૩] મારવાડ અને ગુજરાતની સામાજીક સ્થિતિ ઘણી

---

૧ જુઓ વડોદરાની સાતમી ઓ. કો.નો રિપોર્ટ પૃ. ૫૫૬ તથા બુદ્ધિપ્રકાશ ૧૯૩૭ અં. ૧ પૃ. ૬૧મા વહોરા કોમની ઉત્પત્તિ વિષે લેખ.

૨ જુઓ એ. ઇ. ગ્રં. ૧૧ પૃ. ૩૯.

૩ આ લેખના સાક્ષીઓમાં જયસિંહદેવીય દેવગૃહના પૂજારીનું પણ નામ છે, એ હકીકત ગુજરાતની અધીનતાની સૂચક છે.

મળતી હતી એટલે ગુજરાતને પણ આ લેખમા કહેલી પ્રથા લાગુ પડતી હોવાનો મત માનવામા વાંધો નથી લાગતો

### સિદ્ધરાજની શિવભક્તિ

જે રાજા મુસલમાનધર્મીઓ તરફ ઉપર વર્ણવ્યુ તેવુ વર્તન રાખતા ઇચ્છે એ બ્રાહ્મણધર્મીઓ અને જૈનો તરફ સમાનદષ્ટિથી જુએ એમા શુ આશ્ચર્ય ? સિદ્ધરાજ એના કુળના બીજા રાજાઓ પેઠે પરમ શિવભક્ત હતો એમા સદેહ નથી કુમારપાલના વખતના ચિતોડના કિલ્લાના લેખમા તથા દ્વયાશ્રય કાવ્યમા પુત્રેચ્છાથી સિદ્ધરાજે સોમનાથની ચાલીને યાત્રા કર્યાનુ કહ્યુ છે,[1] એ તેની શિવભક્તિનો દાખલો છે વળી મેરુતુગ લખે છે કે સિદ્ધરાજે રુદ્રમહાકાલના મદિર ઉપર ધ્વજા ચડાવવાનો સમારભ કરતી વખતે બધા જૈનમદિરો ઉપરથી ધજાઓ ઉતરાવી જેમ માળવામા મહાકાળની ધ્વજા ફરકતી હોય ત્યારે કોઈ પણ જૈનમદિર ઉપર ધજા નથી ઉડતી તેમ ગુજરાતમા કર્યું[2]

### પોતે શિવભક્ત હોવા છતા જૈનસૂરિઓને માન આપતા

આ રીતે પોતે શિવભક્ત છતા અનેક જૈનસૂરિઓનુ સિદ્ધરાજ સારૂ માન રાખતા હતા, એમ જૈનગ્રથોના કેટલાક ઉલ્લેખોથી જણાય છે[3] રાજાએ બધા ધર્મના અનુયાયીઓનુ સમાન રીતે પાલનપોષણ કરવુ એ પ્રાચીન આર્ય પ્રણાલીનુ સિદ્ધરાજે બરાબર પાલન કરેલું

---

૧ જુઓ પૃ ૨૩૮ટિ ૨, ૩

૨ પ્ર ચિ પૃ ૧૩૦-૧૩૧

૩ જુઓ ધર્મઘોષસૂરિ માટે નીચેનુ કથન—

जज्ञे श्री जयसिंहभूपनिनुत श्री धर्मघोषप्रभु ।

સ. ૧૨૪૩ હેમપ્રભસૂરિ-પ્રશ્નોત્તર રત્નમાલાવૃત્તિ પ્રશસ્તિ

જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ. ૨૭૦, અને હેમચદ્રાચાર્ય દરબારમા વારવાર જતા અને રાજાની પ્રેરણાથી જ એમણે વ્યાકરણનો ગ્રન્થ લખ્યો એ વર્ણન ઉપર આવી ગયુ છે

એમ આ બધા દાખલાઓથી સ્પષ્ટ દેખાય છે.[1] એટલું જ નહિ પણ જૈનધર્મ તરફ સક્રિય સમભાવ દર્શાવવા "માટે પર્યુષણ પર્વ (શ્રાવણ વદ ૧૨થી ભાદરવા શુદ ૪) અને એકાદશી પ્રમુખ દિવસોમાં અમારી કરાવી હતી" એટલે પશુવધ કરવાની મનાઈ કરી હતી એમ પણ સમકાલીન જૈનગ્રંથો કહે છે.[2]

### સિદ્ધરાજની લોકપ્રિયતા

સિદ્ધરાજ પોતાના આવા વર્તનથી જૈનધર્મી લોકોમાં સારી રીતે આદરપાત્ર થયો હશે એ દેખીતું છે. પણ ખાસ ધાર્મિક નહિ એવા સામાન્ય જનસમાજમાં સિદ્ધરાજ અતિ લોકપ્રિય હતો. સિદ્ધરાજ રાતે છુપાવેષે લોકોના સુખદુઃખ જાણવા ફરે છે; એમ એના વખતમાં મનાતું.[3] વળી દિવસે મેળાઓ, નાટકો વગેરેમાં છુપાવેષે સામાન્ય લોકો સાથે પણ સિદ્ધરાજ છુટથી ભેળાતો હોવાની દંતકથાઓ લોકોમાં પ્રચલિત થઈ હતી.[4] ગુજરાતનાં ગામડાંઓમાં જાય ત્યારે છુપા વેષે પોતાને વિષે લોકો શું ધારે છે તે જાણી લેવાનો પ્રયત્ન કરે, ગામડાના ભોળા અજાણ લોકો પાદરમાં નાખેલા પડાવ વખતે મળવા જાય અને ભૂલથી સુંવાળા લાગતા સિદ્ધરાજના પોતાના પલંગ ઉપર બેસી જાય તો પોતે એમા મોજ લીએ, પોતે સાચવવા સોંપેલી પાલખીના, ગામડાનું મહાજન કટકા કરી નાખે તો એ વાતને હસી

---

૧ અને આ વસ્તુ ન સમજનાર મુસલમાનોએ સિદ્ધરાજે મુસલમાન ધર્મ સ્વીકારેલો એમ માન્યું. જુઓ મિરાતે અહમદીમાં આપેલી દંતકથા.

૨ यस्योपदेशादखिलस्वदेशे सिद्धाधिपः श्री जयसिंहदेवः ।

एकादशीमुख्यदिनेष्वमारिमकारयच्छासनदानपूर्वाम् ॥

—વિજયસિંહકૃત (સં ૧૧૯૧) ધર્મોપદેશમાલા વિવરણ.

જૈન સાહિત્યનો ઇતિહાસ ટિ. ૨૫૧. જેમાં ચંદ્રસૂરિકૃત મુનિસુવ્રતચરિત્ર (સં. ૧૧૯૩ ?)માંથી, આજ મતલબનો પ્રાકૃત ઉતારો પણ આપ્યો છે.

૩ દ્વયાશ્રય સ. ૧૪ શ્લો. ૧–૨.

૪ પ્ર. ચિ. પૃ. ૧૫૧.

કાઢે,[1] એવો લોકદંતકથાએ સિદ્ધરાજને ચીતર્યો છે પણ એટલેથી ન અટકતા ભૂત કે ગક્ષસને વશ કરી શકે, એને ખભે બેસી ઉડી શકે વગેરે ચમત્કારો કરવાની શક્તિ પણ સિદ્ધરાજમા લોકમાનસે કલ્પી છે[2] અને આવી પ્રતિષ્ઠા જાળવી રાખવા સિદ્ધરાજને કાંઈ કાંઈ યુક્તિઓ કરવી પડતી એમ પ્રબંધો કહે છે[3]

## સિદ્ધરાજનુ ચારિત્ર્ય

સિદ્ધરાજના શરીરના રગ અને ઘાટવિષે કૃષ્ણાજી રત્નમાળામા લખે છે કે તે ગૌરવર્ણનો શરીરે દુબળો અને મારા આકારવાળો હતો, કાડા સુધી તેના હાથના પહોચા કાળા હતા[4] કૃષ્ણાજીનુ, શરીરના રગનું આ વર્ણન મને તો કલ્પિત લાગે છે, એ મેં આગળ કહ્યુ છે એકદર રીતે સિદ્ધરાજમા મોટા ગુણો હતા એ મહાપરાક્રમી, ઉદાર, રાજનીતિજ્ઞ, વ્યવસ્થાકુશળ, બુદ્ધિવાળી તથા બ્રાહ્મણ, જૈન અને મુસલમાન ધર્મ ત્રણેના અનુયાયીઓ તરફ સમાનદૃષ્ટિથી જોનારો, વિદ્યાપોષક, પ્રજાવત્સલ અને ન્યાયી ગજા હતો એમ દેખાય છે લોકો સાથે સિદ્ધરાજ ખૂબ ભળાતો અને ધર્માચાર્યો તથા વિદ્વાનોનુ તો બહુ માન રાખતો શૈવ પાશુપતાચાર્ય કહે છે કે સિદ્ધરાજ મને ભાઇ ગણતો અને બીજી તરફથી જૈન શ્રીપાલ કવિ પણ કહે છે કે

---

૧ એન્જન પૃ ૧૫૩, ૧૫૪

૨ જુઓ—

श्मशाने यातुधानेन्द्र बद्ध्वा बर्बरकाभिधम् ।
सिद्धराजेति राजेन्दुर्यो जज्ञे राजराजिषु ॥

કી કૌ સ ૨ શ્લો. ૩૮

य सचरन्बर्बरखेचरस्य स्कन्धाधिरूढो रचयाचकार ।

સુ સ સ ૨ શ્લો ૩૩

૩ પ્ર ચિ. પૃ ૧૫૫-૧૫૬ તથા જિનમંડનો કુ પ્ર. પૃ ૬-૭

૪ રાસમાળા આ ૩ પૃ ૨૨૮.

પોતે શ્રીપાલનો પ્રતિપન્ન બન્ધુ હતો.[1] સિદ્ધરાજનું આ વર્તન અકબરના વિશાળ હૃદયની યાદ આપે છે.

આવા બધી રીતે ઉત્તમ ચારિત્ર્યવાળા રાજા ઉપર દંતકથા જસમા ઓડણની વાતથી કલંક આરોપ્યું છે. એ દંતકથા સાચી માનવાનું કાંઈ કારણ નથી એ ઉપર નોંધ્યું જ છે. વળી મેરુતુંગે એ સ્થળે લખ્યું છે કે સિદ્ધરાજમાં ૯૬ ગુણો હતા પણ સંગ્રામમાં અસુભટતા અને સ્ત્રીલંપટતા એ બે દોષો હતા.[2] પણ મને જૈનધર્મના પક્ષપાતી કુમારપાળના પરસ્ત્રીસહોદરપણાની પ્રશંસા કરવા માટે સિદ્ધરાજથી કુમારપાલને ચડીઆતો બતાવવા સિદ્ધરાજની નિન્દા અર્થે લખાયેલું આ વચન લાગે છે યુદ્ધમાં સિદ્ધરાજ અસુભટ નહોતો એ તો મેરુતુંગના પોતાના વર્ણનથી તથા આપણે ઉપર જોયેલા બીજા પુરાવાઓથી દેખાય છે. અને જેમ એ અસુભટતાની નિન્દા ખોટી ઠરે છે તેમ પરસ્ત્રીલંપટતાની નિન્દા પણ ખોટી હોવાનો સંભવ છે. ટુંકામાં સિદ્ધરાજ ગુજરાતના સોલંકીવંશનો મહાસમર્થ રાજા થઈ ગયો. એને વિષ્ણુનો અવતાર પણ કેટલાક માનતા હતા.[3] તેણે પરાક્રમથી ગુજરાતની સીમાઓ ખૂબ વધારી દીધી. માળવા વગેરે જીતી તથા લુટી પુષ્કળ સમૃદ્ધિ ગુજરાતમાં આણી. પ્હેલાં માળવાની રાજધાની વિષે કહેવાતું કે "જ્યાં સવારે આંગણામાંથી કચરો કાઢતાં હારમાંથી તુટેલાં મોતીઓ વળાઈ જાય છે."[4] અને પછી હેમચન્દ્ર જ પાટણ વિષે કહે છે કે "જ્યાં લોકો સોનું તથા રત્ન ખોબે ખોબે આપે છે

---

૧ જુઓ વિ. સં. ૧૨૨૫ની ભાવબૃહસ્પતિની પ્રશસ્તિ શ્લો. ૮ ભા. પ્રા શો. સ. ન. ૯૮ અને શ્રીપાલના ઉલ્લેખ માટે પૃ. ૨૬૩ ટિ. ૨

૨ પ્ર. ચિ. પૃ. ૧૯૩.

૩ જુઓ વાગ્ભટાલંકારની ટીકામા ટાંકેલો નીચેનો શ્લોક—

जयजय बब्बरजिष्णो विष्णोरवतार भूप जयसिंह ।

વા. પ. ૨ શ્લો. ૮ની ટીકા

૪ નવસાહસાંક ચરિત સ. ૧૧ શ્લો. ૨૭.

છતા પણ સોનાનો તથા ગલનો ભંડાર અક્ષય જ છે "[1] અને મેરુતુંગે એક દંતકથા ઉતારી છે તેમા એક પાટણના ચોરાશી લાખના ધણી શેઠીઆને રોજ રાતે જેટલા લાખ તેટલા દીવા એ નિયમ પ્રમાણે ૮૪ દીવા બાળવા પડતા હતા એ જોઇને તેનો શ્રમ ઓછો કરવા તેને સોળ લાખ રાજાએ મોકલી આપ્યા અને એ રીતે તે શેઠીઆના મહેલ ઉપર કોટિધ્વજ[2] ચડાવ્યો કારણ કે પાટણમા કોટિપતિઓ પોતાના ઘર ઉપર ઘુઘરીઓવાળી ધજા ચડાવતા [3]

૬ સિદ્ધરાજે ગુજરાતના રાજ્યને સામ્રાજ્ય બનાવ્યુ

માત્ર સ્થૂળ સમૃદ્ધિ જ નહિ પણ ગુજરાતમા વિદ્યાકળાની સૂક્ષ્મ સમૃદ્ધિ વધારવામા પણ સિદ્ધરાજનો મોટો હાથ છે કુમારે મૂળરાજે ગુજરાતનુ સોલકી રાજ્ય સ્થાપ્યુ અને સિદ્ધરાજે તેને સામ્રાજ્ય બનાવ્યુ અને તેને પરિણામે ગુજરાતમા એક પ્રકારની એકતા અને અસ્મિતા ઉભી થઈ [4]

સિદ્ધરાજના રથ ઉપર કૂકડાનુ ચિહ્ન હતુ એમ વાગ્ભટાલકારનો કર્તા કહે છે [5] એનો દેહ સ ૧૧૯૯ના કાર્તિક શુદ ત્રીજને દિવસે પડી ગયો એમ પ્રબંધો કહે છે [6] બીજી તરફથી સ ૧૨૦૦નો બાલીમાથી લેખ

---

૧ હેમચન્દ્રનુ પ્રાકૃત કુમારપાલ ચરિત સ. ૧ શ્લો. ૨૭.

૨ પ્ર ચિં પૃ ૧૫૨.

૩ જુઓ મોઢેરા ૮૫ અ ૩મા કુબેરના મહેલનુ વર્ણન

૪ પ્રબંધોમા ગુજરાતનુ આ સ્વાભિમાન વારવાર દેખાય છે સહસ્રલિંગ સરોવર વરસાદથી ભરાઈ ગયાની હકીકત કહેવામા દુઃખીઆરી વાપરી વધામણી આપવા પહેલા આવેલા મારવાડીને છેતરી ધૂર્ત ગુજરાતી ઈનામ ખાટી જાય છે એનો પ્ર ચિં ગર્વ લે છે જુઓ પૃ ૧૩૧

૫ આ स्यन्दनध्वजपुताद्धुरताम्रचूड
श्री कर्णदेवनृपसूनुरयं रणाग्रे ॥

વા. પ. ૪ શ્લો. ૮૧

૬ જુઓ વિચારશ્રેણી અને કુ. પ્ર. પૃ ૩૩.

મળ્યો છે તેમાં મહારાજાધિરાજ જયસિંહદેવના રાજ્યમાં તેના સામંત મહારાજ આશ્વાક (આશરાજ)ના તાબાના કોઇ માણસે દાન આપ્યાની નોંધ છે.[1] આ લેખથી સં. ૧૨૦૦ સુધી જયસિહ જીવતો હતો એમ માનવું? કે લેખના આંકડાઓમાં કાંઈ ગડબડ છે એમ માનવું? ૧૨નો આંકડો તો વંચાતો જ નથી ફક્ત ૦૦ વંચાય છે. મારા મત પ્રમાણે આ લેખમાં કાંઈક ગડબડ છે અને સિદ્ધરાજના મરણની ૧૧૯૯ની તારીખ જ બરાબર છે કારણ કે ૧૧૯૯ની માઘ શુદ દશમીએ કુમારપાલ રાજા હોવાનો ચોક્કસ પુરાવો છે.[2]



૧ એ. ઇ. ગ્રં. ૧૧ પૃ. ૩૩.

૨ જૈ. સા ઇ. પૃ. ૨૭૫. મા નોંધ્યું છે કે સં. ૧૧૯૯માં માઘ શુ. દશમી ગુરૂએ મંડલિપુરિ (માંડલ)મા કુમારપાલના રાજ્યમાં પ્રાકૃત સુપાર્શ્વનાથનુ ચરિત્ર લક્ષ્મણ ગણિએ રચ્યું.

# સંકેતાક્ષરોનું સ્પષ્ટીકરણ

| | |
|---|---|
| અ- | અધ્યાય |
| આ-સ-ઇ- | આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ |
| આ-સ-વે-ઇ- | આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઇન્ડીઆ |
| ઇં-એ- | ઇન્ડીઅન એન્ટીકવેરી |
| એ-ઇ- | એપીગ્રાફીઆ ઇન્ડીકા |
| કી-કૌ- | કીર્તિ કૌમુદી |
| કુ-ચ- | કુમારપાલ ચરિત |
| કુ-પ્ર- | કુમારપાલ પ્રબન્ધ |
| કે-હી-ઇ- | કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ |
| કા-ઇન્સ્ક્રી-ઇન્ડી- | કાર્પસ ઇન્સ્ક્રીપ્શીઓનમ ઇન્ડીકેરમ |
| ખ- | ખંડ |
| ગુ-ઐ-લે- | ગુજરાતના ઐતિહાસિક લેખો |
| ગુ-ભા- | ગુર્જરાતી ભાષાન્તર |
| ગ્ર- | ગ્રન્થ |
| જ-બી-ઓ-રી- | જર્નલ ઓફ ધી બીહાર એન્ડ ઓરીસ્સા રીસર્ચ સોસાઇટી |
| જ-બો-બ્રે-રો-એ-સો- | જર્નલ ઓફ ધી બોમ્બે બ્રાન્ચ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાઈટી |
| ના-પ્ર-પ- | નાગરી પ્રચારિણી પત્રિકા |
| પુ- | પુરાણ અથવા પુસ્તક (પ્રસંગથી શું વિવક્ષિત છે તે સમજાશે) |
| પ્ર-ચ- | પ્રભાવક ચરિત |
| પ્ર-ચિં- | પ્રબંધ ચિંતામણિ |
| પ્રા-જૈ-સ- | પ્રાચીન જૈન લેખ સંગ્રહ (મુનિશ્રી જિનવિજયજીનો) |

